ये शीलं परिशीलयंति ललितं ते संति भूयस्तरा-
स्तप्यंते ननु ये सुदुस्तरतपस्ते संति चानेकशः।
ते संति प्रचुराश्च भासुरतरं ये भावमाबिभ्रते
ये दानं वितरति भूरि करिवत्ते केचिदेवावनौ ॥१॥

"જેઓ મનોહર શિયળ પાળે છે તેવા પૃથ્વી ઉપર ઘણા હોય છે, વળી આકરી તપસ્યા કરનારા પણ અનેક હોય છે, તદુપરાંત જે ઉજવળ દેદીપ્યમાન ભાવને ધારણ કરી શકે તેવા પણ ઘણા હોય છે, પરંતુ હસ્તીની માફક જે દાનનો વિસ્તાર કરી શકે તેવા તો આ પૃથ્વીમા વિરલાજ હોય છે."

શ્રી કસ્તૂરી પ્રકરણ.



# પ્રસ્તાવના.

चारित्रं चिनुते धिनोति विनयं ज्ञानं नयत्युन्नतिं,
पुष्णाति प्रशमं तपः प्रबलयत्युल्लासयत्यागमम् ।
पुण्यं कंदलयत्यघं दलयति स्वर्गं ददाति क्रमात् ।
निर्वाणश्रियमातनोति निहितं पात्रे पवित्रं धनम् ॥१॥

"પાત્રને મુખ્ય કરીને આપેલું પવિત્ર દ્રવ્ય (સુપાત્રદાન) ચારિત્રની વૃદ્ધિ કરે છે, વિનયને વધારે છે, જ્ઞાનની ઉન્નતિ કરે છે, પ્રશમ રસનું પોષણ કરે છે. તપને પ્રબળ કરે છે, આગમનો ઉલ્લાસ કરે છે, પુન્યને ઉગાડે છે, પાપનો વિનાશ કરે છે, સ્વર્ગને આપે છે અને અનુક્રમે નિર્વાણલક્ષ્મીને વિસ્તારે છે (આપે છે)

સિંદુર પ્રકર. ૭૭

આ દુનિયામાં સર્વ મંગળોમાં ધર્મ મુખ્ય મંગળરૂપ છે. સ્વર્ગ અને મોક્ષ પર્યંતની સવ ઋદ્ધિ અને સાંસારિક–ઐહિક ભોગોપભોગ પણ ધર્મથીજ મળી શકે છે મહાત્મા હેમચંદ્રાચાર્ય સત્ય કહે છે કે–"ખરો ધર્મ માતાની પેઠે પોષણ કરે છે, પિતાની પેઠે રક્ષણ કરે છે, મિત્રની જેમ પ્રસન્ન કરે છે, બંધુની પેઠે સ્નેહ રાખે છે, ગુરૂની પેઠે આત્મામાં ઉચ્ચ ગુણોને આરૂઢ કરે છે અને સ્વામીની જેમ ઉત્કૃષ્ટ પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરાવે છે. તે સુખનો મહા હર્મ્ય[1] છે, શત્રુ રૂપ સંકટમાં [2]વર્મ છે, શિતથી ઉત્પન્ન થયેલી જડતાને છેદન કરવાને ધર્મ[3] છે અને પાપનો

૧ મહેલ. ૨ બખતર. ૩ ઉષ્ણુતા.

મર્મ પ્રગટ કરનાર છે. આ જગતમાં ધર્મથી સર્વ પ્રકારની ઋદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેનાથી મનુષ્ય ચક્રવર્તી, નરેંદ્ર, દેવેંદ્ર થાય છે અને ધર્મ સર્વોત્કૃષ્ટ સુખ પ્રાપ્ત કરાવે છે. દુર્ગતિમાં પડતા જંતુઓને ધારણ કરી રાખે તે ધર્મ કહેવાય છે. [1]" આવા શ્રેષ્ઠ ધર્મની આરાધના કરવી તેજ સંસારમા મનુષ્યભવ પામ્યાનો ખરો લ્હાવો છે. અન્ય પશુઓ તિર્યંચો-પક્ષીઓ વિગેરેથી મનુષ્યને ખાસ હક આ ધર્મરૂપી બક્ષીશદ્વારા વિશેષ મળેલ છે, તેથીજ મનુષ્ય ભવની ઉત્કૃષ્ટતા છે અને ધારેલી સર્વ સિદ્ધિ મનુષ્ય ભવમાં પ્રાપ્ત થઈ શકે છે.

આ ધર્મને આરાધવા માટે-તેનો સંપૂર્ણપણે આવિર્ભાવ થાય તે માટે શાસ્ત્રકારે ચાર દ્વારો બતાવેલા છે અને દરેક કથાનુયોગ આ ચારમાથી કોઈપણ એક દ્વારની પુષ્ટિ નિમિત્તેજ લખવામા આવેલ હોય છે આ ચાર દ્વારો તે (૧) દાન, (૨) શીલ, (૩) તપ, અને (૪) ભાવ છે. મનમા કોઇપણ જાતના બદલાની આશા રાખ્યા વગર આપણી પાસે જે કાંઇ હોય તે શુદ્ધ ભાવે યોગ્ય જીવને આપવું તે દાન, ઐહિક ભોગોપભોગની ગૃદ્ધિ ઓછી કરવી અને આત્મરમણતા શીખવી, ઉચ્ચ સદગુણો કેળવવા, બને તેટલો સ્વસ્ત્રીસંગ અને સર્વથા પરસ્ત્રીસંગ તજવો તે શીલ, આત્મા સાથે ચોંટેલ કર્મપરમાણુઓને બાળી નાખવા માટે-વિખેરી નાખવા માટે મનમાં જરાપણ ગ્લાનિ પામ્યા વગર-મનમા જરા પણ દુહવાયા વગર યથાશક્તિ બાર પ્રકારની વર્ણવેલી તપસ્યામાંથી કોઇ પણ પ્રકારની તપસ્યા કરવી તે તપ, અને ધર્મકરણીમા તત્પરતા રાખી મનને ખુલ્લું નહિ મૂકતા, ઇંદ્રિયોને વશ નહિ થતા એક આત્મોન્નતિમા અને ધર્મોચરણમાજ ધ્યાન રાખવુ-મનને તેવે સમયે રખડવા નહિ દેતા એકીકરણમા મગ્ન થતા શીખવવું તે ભાવ.

આ ધર્મના ચારે પ્રકારની વ્યાખ્યાઓ બહુ મોટી છે. અનેક ગ્રંથકારોએ વિસ્તારથી તેના ઉપર ચર્ચા કરી છે. આ ચાર પ્રકારના ધર્મોમા દાનધર્મ મુખ્ય છે, પ્રથમ પંક્તિએ છે, સર્વથી શ્રેષ્ઠ છે, ખાસ આદરણીય છે, યથાશક્તિ સર્વ આદરી

૧ શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત ત્રીષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર. પર્વ ૧ લું.

શકે તેવો છે અને મનુષ્યને આત્મોન્નતિ કરાવવામાં ખાસ સાધનભૂત છે. લોભ કે જે સંસારી જીવોનો મોટો શત્રુ છે, તેને હણી-તેને દૂર કરી યથાશક્તિ આપવું તે દાન છે. અન્ય ધર્મો શીલ, તપ અને ભાવ તે એકજ વ્યક્તિથી (પોતાથી) બને તેવા અને એકનેજ (પોતાનેજ) ઉપકારક થાય તેવા છે. જે શીલ આચરે, તપસ્યા કરે અને શુદ્ધ ભાવ રાખે તેનેજ તેનો લાભ મળે છે, અને આ દાન તો બેવડું ફળદાયી થાય છે. દેનાર અને લેનાર બનેને આનંદજનક, લાભદાયી, હર્ષ કરાવનાર અને તૃપ્તિ અર્પનાર આ દાનગુણ છે.

દાનના પાચ પ્રકાર જૈન શાસ્ત્રકારોએ વર્ણવેલા છે. (૧) અભયદાન, (૨) સુપાત્રદાન, (૩) અનુકપાદાન, (૪) ઉચિતદાન, (૫) કીર્ત્તિદાન આ પાચે પ્રકારો સમજવા લાયક અને સમજીને અમલમા મૂકવા લાયક છે. કોઇ પણ જીવનો વધ કરવો નહિ-હિંસા કરવી નહિ, કોઈનો આત્મા દુભાવવો નહિ, કોઇને ક્લેશ થાય તેવું બોલવુ નહિ કે કરવુ નહિ, કોઇના જીવને અશાતા થાય તેવું વર્તન રાખવુ નહિ-આ સર્વ અભયદાનના પ્રકાર છે. માણસે પોતાનું વર્તનજ એવી રીતનું રાખવું કે અન્ય મનુષ્યને તેને જોઇને પ્રીતિ થાય, પ્રેમ ઉપજે, આલ્હાદ થાય અને ભય માત્રનો-કોઇપણ જાતની શંકાનો નાશ થાય તે અભયદાન છે આ દાન બહુ ઉત્તમ છે અને સર્વોત્કૃષ્ટ ફળ આપનાર છે બીજું દાન સુપાત્રદાન છે યોગ્ય સમયે શુદ્ધ પાત્રને જોઇને તેની ધર્મસાધનાની વૃદ્ધિ માટે-તેની જીવનયાત્રાના નિર્વાહ નિમિત્તે જે જે વસ્તુઓની તેને અપેક્ષા હોય તે સવ વસ્તુઓ તમને આપવી અને તેની ધર્મકરણીમા સહાયભૂત થવુ તે સુપાત્રદાન છે આ સુપાત્રદાન પણ બહુ ઉત્કૃષ્ટ દાન છે અને સર્વ પ્રકારની ઐહિક ઋદ્ધિ સિદ્ધિ ઉચ્ચ પ્રકારના ભોગોપભોગ અને છેવટે સર્વોત્કૃષ્ટ સુખ-મોક્ષ આ દાનથી પામી શકાય છે ત્રીજું દાન અનુકંપાદાન છે. દીન, ક્ષીણ, દુઃખીને દેખીને, કોઇ નિરાધારને દેખીને, કોઇ અપગને દેખીને, કોઈ ક્ષીણ સંપત્તિવાળાને દેખીને, કોઇ અન્ય વસ્તુના અર્થીને દેખીને તેના ઉપરદયા લાવી-કરૂણા

લાવી મન દયાવડે પીગળવાથી તેમને જોઇતી વસ્તુઓ આપવી અનુકંપાદાન છે. આ દાન પણ ઉત્તમ ફળ આપનાર છે. આપણાં સગાંસંબંધીઓને, અન્ય સ્વજન વર્ગને દુઃખી દેખીને અથવા ફરજ સમજીને તેઓને જે કાંઇ આપવું તે ઉચિત દાન છે. અને જગમાં યશ ફેલાય, આબરૂ વધે, રાજ્યદરબારમાં કીર્તિ ગવાય, સરકાર તરફથી પદવી મળે તેવી આકાંક્ષાથી અથવા તો લોકો વાહ-વાહ બોલે, સંબંધીઓ જય જય કરે તેવા ઐહિક ઇરાદાથી કીર્તિપટહ વગડાવવા માટે-યશનો વિસ્તાર થાય તે માટે જે કાંઇ આપવું તે કીર્તિદાન છે. આ છેલા દાનનું આ લોકમા યશ મળે તેટલા પૂરતુંજ ફળ છે

આ પાચે દાનોમાં પ્રથમના બે દાનો સર્વથી ઉત્કૃષ્ટ, પરમ સુખ આપનારા અને ખાસ આદરવા લાયક છે દાનના આ સિવાય બીજી રીતે ત્રણ ભેદ પણ પાડવામા આવેલ છે. તે (૧) જ્ઞાનદાન, (૨) અભયદાન અને ( ૩ ) ધર્મોપગ્રહદાન છે ધર્મને નહિ જાણનારને ધર્મ સમજાવવો, તેને ઉપદેશ આપવો, અભ્યાસના ઇચ્છકને અભ્યાસ કરાવવો, તન્નિમિત્ત જોઇતી સામગ્રીઓ એકઠી કરી આપવી તે બધા જ્ઞાનદાનના ભેદ છે. આ દાનથી જીવ હિતાહિત સમજી શકે છે, કરવા લાયક આદરી શકે છે અને હેય વસ્તુનો ત્યાગ કરી શકે છે મન, વચન અને કાયાથી કોઇનો વધ કરવો નહિ, કોઇને કરવાનું કહેવું નહિ, અને કરનારની અનુમોદના કરવી નહિ, વળી કોઇ જીવને દુઃખ આપવું નહિ. કોઇને ક્લેશ કરાવવો નહિ, તે અભયદાન છે. દરેક પ્રાણીને રાજ્યપ્રાપ્તિ કરતાં પણ જીવિતવ્ય વધારે વહાલું હોય છે. કોઇ મરવાને ખુશી હોતું નથી, તેથી વર્તન એવું રાખવુ કે જેથી કોઇ જીવનું મૃત્યુ થાય નહિ તે અભયદાન છે. મર કહેવું તેમાં પણ હિંસા છે, કોઇને ત્રાસ ઉપજાવવો, મન દુભાય તેમ વર્તવું તે પણ હિંસા છે. ત્રીજું ધર્મોપગ્રહદાન તે યોગ્ય સમયે સારા પાત્રને ધર્મકરણીમા સહાય થાય તે માટે જોઇતી વસ્તુઓ આપવી તે ધર્મોપગ્રહદાન છે. સુપાત્રદાન અને ધર્મોપગ્રહદાન બંને એ-

ફરજ છે. બીજા પણ દાનનાં અનેક પ્રકારો છે, પણ અત્રે ખાસ કરીને સુપાત્રદાનનોજ અધિકાર હોવાથી તે સંબંધીજ ચર્ચા કરવાની ધારણા રાખી છે.

સુપાત્રદાન તે યોગ્ય પાત્ર જોઇને આપવું તે દાન છે. તે માટે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય લખે છે કે-"આ દાનના દાયકશુદ્ધ, ગ્રાહક શુદ્ધ, દેય શુદ્ધ, કાળ શુદ્ધ અને ભાવ શુદ્ધ એવા પાંચ પ્રકાર છે. તેમાં ન્યાયોપાર્જિત દ્રવ્યવાળો, સારી બુદ્ધિવાળો, આશંસા વિનાનો, જ્ઞાનવાન તથા આપીને પશ્ચાત્તાપ નહિ કરનારો દાન આપે તે દાયકશુદ્ધ દાન કહેવાય છે. આવું ચિત્ત, આવું વિત્ત અને આવું પાત્ર મને પ્રાપ્ત થયું તેથી હું કૃતાર્થ થયો છું એમ માનનારો તે શુદ્ધ દાયક છે. સાવદ્ય યોગથી વિરકત, ત્રણ ગૌરવથી[1] વર્જિત, ત્રણ ગુપ્તિ[2] ધારક, પાંચ સમિતિ[3] પાળનાર, રાગદ્વેષથી વર્જિત, નગર, નિવાસસ્થાન, શરીર, ઉપકરણાદિમાં મમતા રહિત, અઢાર હજાર શીલના ભેદોને ધારણ કરનાર, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયીને ધારનાર, ધીર, સુવર્ણ અને લોહમાં સમદૃષ્ટિવાળા, ધર્મધ્યાન અને શુકલધ્યાનમાં સ્થિતિ કરનાર, જીતેંદ્રિય, કુક્ષીસંબળ,[4] હમેશાં શક્ત્યનુસાર જુદી જુદી તપસ્યા કરનાર, અખંડિતપણે સંયમને પાળનાર, નવ વાડથી શુદ્ધ બ્રહ્મચર્યને પાળનાર-આવા શુદ્ધ ગ્રાહકને દાન દેવું તે ગ્રાહકશુદ્ધ દાન કહેવાય છે. બેંતાળીશ દોષથી રહિત અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય અને વસ્ત્ર, પાત્ર તથા શયન માટે સંથારાદિનું જે દાન તે દેયશુદ્ધ દાન કહેવાય છે. યોગ્ય કાળે-વખત બરોબર હોય ત્યારે યોગ્ય પાત્રને દાન દેવું તે કાળશુદ્ધ દાન કહેવાય છે અને કોઇ પણ જાતની ભાવી કામના, ઇચ્છા કે

---

૧ રસ ગારવ, ઋદ્ધિ ગારવ, સાતા ગારવ, ૨ મન ગુપ્તિ, વચન ગુપ્તિ કાય ગુપ્તિ ૩ ઇર્યા સમિતિ, ભાષા સમિતિ. એષણા સમિતિ, આદાનનિક્ષેપણ સમિતિ, પરિષ્ટાપનિકા સમિતિ. ૪ ઉદરપૂર્તિ જેટલોજ આહાર કરનાર-ભાતું સાથે નહિ રાખનાર.

આવે તેવી છે. આ કથાના પ્રસંગો સાથે જે જે સ્થળે જરૂરીઆત લાગી છે તે તે સ્થળે સામાન્ય શ્લોકોદ્વારા અને ઉપદેશના વચનોદ્વારા સંસારની અનિત્યતા, કૃપણપણાના દોષ, દાનનો મહિમા વિગેરે બોધ તેઓએ પ્રસંગાનુસાર લખ્યો છે. ઉપદેશની ભાષા અને વિચારો પણ મનોહર અને રસમય કર્તાએ ગોઠવ્યા છે, વાંચનારને આખા ગ્રંથમાં કોઈ પણ વિભાગ કંટાળો આપે તેવો અથવા વાચતાં નિરસ લાગે તેવો લખેલજ નથી. ગ્રંથ શરૂ કર્યા પછી પૂર્ણ થાય ત્યારેજ ગ્રંથ વાચવાનો વિચાર અટકે છે, અને એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનો વિચાર રહ્યા કરે છે આ ગ્રંથના કર્તાએ નવ પલ્લવ ( વિભાગ ) ગોઠવ્યા છે, અને દરેક પલ્લવમા જુદી જુદી બાબતો ગોઠવી છે. દરેક પલ્લવમાં જુદા જુદા વિષયો કેવી રીતે ગોઠવ્યા છે, તે આ સાથે લખેલી વિસ્તારવાળી અનુક્રમણિકા વાચવાથી સમજી શકાય તેમ છે.

સં. ૧૯૭૪-૭૫માં પં. **ચતુરવિજયજી** મહારાજે સપરિવાર ભાવનગરમાં ચોમાસું કર્યું હતું. તેમના શિષ્યરત્ન મુનિ **ચિત્તવિજયજી**એ વ્યાખ્યાનમાં સુયગડાંગ સૂત્રની સાથે બીજા વ્યાખ્યાનમાં આ ગ્રંથ વાંચવો શરૂ કર્યો હતો. ગ્રંથ વંચાતાં દરેક સાભળનારને તે બહુજ આલ્હાદકારક, સાભળવા લાયક અને અનુકરણ કરવા લાયક લાગ્યો હતો, તેથી શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી આ ઉપયોગી મોટા ગ્રંથનું ભાષાતર કરીને છપાવવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. સભા તરફથી આ ગ્રંથનું ભાષાંતર ક-વાનું કાર્ય મુંબઈમા અભ્યાસ કરતા બંધુ કાપડિયા રતિલાલ ગીરધરલાલ બી, એ. ને સોંપવામાં આવ્યું હતું. આ ગ્રંથના કેટલાક ભાગનું ભાષાંતર કર્યા પછી તે બંધુ અચાનક કાળના ક્રૂર ઝપાટામાં સપડાઇ ગયા, તેથી મને આ ગ્રથનુ ભાષાંતર પૂર્ણ કરવાની સભાના અગ્રેસરો તરફથી ફરમાશ થઇ અને તદનુસાર આ ગ્રંથ સપૂર્ણપણે ભાષાતર કરીને બહાર પાડવામા આવેલ છે. આ ગ્રંથ બાળકને, સ્ત્રીઓને, વૃદ્ધોને અને સામાન્ય અભ્યાસીને પણ વાંચવા લાયક હોવાથી ગ્રંથના ભાષાંતરની ભાષા

બહુ સાદી અને સરલ રાખવામાં આવી છે, તેમજ દરેક વાંચનારને આનંદ ઉપજે અને વાંચતાં કંટાળો ન આવે તેટલા માટે ખાસ મોટા ટાઈપમાં છપાવીને આ બુક બહાર પાડવામાં આવેલ છે.

જે બંધુને આ ગ્રંથનું ભાષાંતર કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું તે બંધુના સ્મારક તરીકેજ આ ગ્રંથ બહાર પાડવામાં આવ્યો છે તે કુદરતની વિચિત્રતા—દૈવની અજાયબીનો એક ખેલ છે. આ બંધુનો જન્મ અત્રેના સુપ્રસિદ્ધ શ્રેષ્ઠીવર્ય શા. **આણંદજી પુરૂષોત્તમ**ના કુટુંબમાં તેમના પુત્ર શા. **ગીરધરલાલ આણંદજી**ને ઘેર સંવત ૧૯૫૧ ની સાલમાં થયો હતો. બાળપણાથીજ તદ્દન સરલ સ્વભાવનો, ધર્મચુસ્ત, ભદ્રક પરિણામી, સર્વનું કાર્ય કરવામાં તત્પર, સર્વને સહાય કરવા ઇચ્છનાર એવા એવા અનેક ઉત્તમ ગુણો ધરાવનાર આ બંધુ હતો; છેવટ સુધી તે અભ્યાસ કરતો હતો. તેનો ધાર્મિક અભ્યાસ પણ બહુ સુંદર હતો, ધર્મ ઉપર દ્રઢ શ્રદ્ધા હતી અને પ્રતિદિન નવસ્મરણનું પઠન કરવામાં તલ્લીન હતો. તેનો સ્વભાવ હસમુખો અને ઉદાર હતો. કોઇકજ વખત ગમગીની તેને સ્પર્શી શકતી, બાકી આનંદ અને કાર્યતત્પરતા તે તેના સ્વાભાવિક ગુણ હતા. બાળપણમાં અભ્યાસ કરશે કે નહિ? તેવી મંદ બુદ્ધિ દેખાડનાર આ બંધુ ક્રમે ક્રમે અભ્યાસમાં અને વય સાથે બુદ્ધિમાં વૃદ્ધિ પામ્યો અને બી, એ. સુધીની એક પણ પરીક્ષામાં તેણે નાસીપાસી મેળવી નહોતી, સતત્ બધી પરીક્ષાઓ પસાર કરી હતી. પ્રાંતે એલ, એલ, બી. ની પરીક્ષાના બે દિવસ ગયા પછી ત્રીજે દિવસે તેના શરીરમાં જ્વરે પ્રવેશ કર્યો, પરીક્ષા અધુરી રહી, તાવ ન્યુમોનીઆના (કાળ જ્વરના) રૂપમાં ફેરવાઇ ગયો, અને અચાનક ચાર દિવસના વ્યાધિમાં સં. ૧૯૭૫ ના કાર્તિક શુદિ ૧ મે નવા વર્ષના પ્રથમ દિવસેજ રાત્રે સાડા દશ વાગે મુંબઇમાં સર્વને જેના સપાટામાં અવશ્ય આવવાનું છે તેવા ક્રૂર કાળના સપાટામાં સપડાઈ ગયો. આ ખેદકારક સમાચારે ઘણાના હૃદય દુહવ્યા, ઘણાને અશ્રુ પડાવ્યા અને ઘણાનાં મન સંસાર ઉપરથી ઉદ્વિગ્ન કરાવ્યા. આવો ભોળો, નિષ્કપટી, સરલ હૃદયી, એકાંત આનંદ કરાવનાર, સર્વદા

અન્યને સહાય કરવા ઇચ્છનાર, સ્વચ્છ હૃદયના મનુષ્યના યુવાન વયમાં થયેલા અકાળ મૃત્યુએ ઘણાને ખેદ કરાવ્યો. આ સંસારની અનિત્યતા સમજનારને આવો પ્રસંગ હૃદય વિદારવા ઉપરાંત સંસારગૃદ્ધિ ઓછી કરાવનાર, સાંસારિક ઉપાધિઓમાં તલ્લીનતા ઘટાડનાર નીવડે છે. અંતે જે સ્થળે જવાનુંજ છે, અને જ્યા ગયા પછી કદિ પણ પાછું આવવાનું નથી તેને માટે ખેદ કરવો નકામો છે વળી સંસારમાં આપણી મનાતી સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યો વગર પણ છુટકો નથી; તેથી આવા પ્રસંગો મનુષ્યને શોક સાથે વૈરાગ્ય તરફ પણ દોરે છે ઋણાનુબંધ સંબંધ પૂરો થતાં કોઇ પણ અહી રહેતું નથી, રહી શકતુ નથી આ બંધુ આ સભાનો સભાસદ નહોતો, પણ ભવિષ્યમા સભાનો એક ઉત્તમ સહાયક થાય તેવો સંભવ હતો. શ્રી જૈનધર્મ પ્રસારક સભા તરફ સંપૂર્ણ લાગણી ધરાવનાર, તેના કાર્યમા સહાયતા અર્પવા તત્પર થનાર, અને બળપણથીજ સભાના કાર્યમા ઉત્સાહ દેખાડનાર આ બંધુના મૃત્યુથી આ પુસ્તક પ્રગટ કરનાર સભાએ પણ એક ઉત્તમ ઉપયોગી ભાવી સભાસદ ગુમાવ્યો છે. સભા તરફથી પ્રગટ થતાં માસિક "શ્રી જૈન ધર્મ પ્રકાશ" મા તેની ટુંક નોધ તે વખતે લેવામા આવી હતી. આ બંધુનું જીવન શાંત હતું, સ્વભાવ સરલ હતો, ભાષા મીઠી હતી, ચહેરો આનંદદાયી હતો અને હૃદય બીજાને આકર્ષે તેવું હતું. જીવનને અંતે મૃત્યુ તો સર્વને આવવાનુંજ છે, પણ જે થોડુ ઘણું જીવાય તે શાતિથી, અન્યને સહાયક થઇને, પોતાના જીવનની મીઠી સુવાસ અન્યમા ફેલાવીને જીવાય તો તે જીવન સાર્થક છે. આ બંધુનું જીવન જાણનાર દરેક તે બંધુના સ્વભાવથી હમેશા તેના તરફ આકર્ષાયેલા રહેતા હતા. લગભગ પચીશ દિવસ પછી તે બંધુની ધર્મપત્ની સૌ૦ ચંપા પણ એક સ્મરણ તરીકે બાળકીને જન્મ આપી તરતજ પતિની પાછળ હૃદયવ્યથાથી વીંધાયેલી ચાલતી થઈ હતી. જે બાળક પોતાના ગર્ભમાં હતું તેને જન્મ આપવા સુધીજ રાહ જોઈ તેણે પણ પતિ પાછળ મૃત્યુનું શરણ અંગીકાર કર્યું હતું કોઈ વિચારશીલ માણસને તો આ બનાવ એક સંકેત કરી રાખેલો

બનાવની જેવો લાગતો હતો. પતિ પાછળ તરતજ પત્નીનું મૃત્યુ, અને તે પણ શરીરમાં રાખેલ થાપણ આપી દીધા પછી ચાર કલાકેજ થાય તે દરેકને આશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવું છે. દૈવની વિચિત્ર ગતિ છે, મનુષ્યનું ધાર્યું કાંઈ પણ બની શકતું નથી, મનુષ્ય ધારે કાંઇ ત્યારે દૈવ કાંઇ વિચિત્રજ નિપજાવે છે. કર્મશાસ્ત્રના અભ્યાસી જૈનભાઇઓ આ બાબત સારી રીતે સમજતા હોવાથી આવાં દૃષ્ટાંતોથી પ્રસંગોપાત વિશેષ વૈરાગ્ય ભાવજ ધારણ કરે છે. નશ્વર વસ્તુનો વિશેષ શોક કરવાથી પ્રાંતે દુઃખી થવાનોજ પ્રસંગ આવે છે. આવા યુવાન દંપતીનું મરણ તેના કુટુંબને અને તેનું વૃત્તાંત જાણનાર સર્વ બંધુઓને વૈરાગ્ય તરફ પ્રેરે છે, મરણ દશા સમજાવે છે, સંસારગૃદ્ધિ ઓછી કરવાનું સૂચવે છે અને ધર્મમા તલ્લીનતા વધારવા પ્રેરે છે.

આ આખી બુકનું ભાષાતર બરોબર તપાસી, સુધારી આપી તથા આદ્યંત આખો ગ્રંથ શુદ્ધ કરી પ્રુફો તપાસી સંપૂર્ણ કાળજીથી છપાવી બહાર પાડવામાં સહાયભૂત થનારા અમારા વડીલ માનનીય વયોવૃદ્ધ કાકા શા. કુંવરજી આણંદજીનો ખાસ આભાર માન્યા વગર મારાથી રહી શકાતું નથી. શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી બહાર પડતા બધા ઉપયોગી પુસ્તકો તેમનાજ ઉત્સાહ, તેમનીજ મહેનત અને તેમનીજ ખંતનું સુપરિણામ છે.

કેટલીએક ઉપયોગી બાબતો જણાવતાં તેમજ બંધુસ્નેહના આવેશમાં ખેંચાતા આ પ્રસ્તાવના જરા લાંબી થઇ છે તેને માટે ક્ષમા ઇચ્છું છું. આ આખો ગ્રંથ શાંતિથી વાંચવા, વાંચીને વિચાર કરવા, તે પ્રમાણે અનુસરવા અને સુપાત્રદાનમાં ખાસ કરીને વધારે અને વધારે ઉદ્યમવંત થવા દરેક વાંચક બંધુ તથા બ્હેનને આગ્રહ કરી આ ભાષાંતરમાં રહી ગયેલા દોષો માટે ક્ષમા યાચી આ પ્રસ્તાવના સમાપ્ત કરવામા આવે છે.

ભાવનગર
ચૈત્ર શુક્લ પંચમી
સવત ૧૯૭૮.

કાપડિયા નેમચંદ ગીરધરલાલ.
ભાષાંતર સંપૂર્ણ કરનાર.



# પ્રગટકર્ત્તાની પ્રસ્તાવના.

સુપાત્રદાન ઉપર બહુ પ્રસિદ્ધિ પામેલા શ્રી ધન્યકુમાર અને શાલિભદ્રના ચરિત્રનું ભાષાંતર પ્રગટ કરતાં અમને બહુ આનંદ થાય છે. દરેક બંધુ તથા બ્હેનને આ ગ્રંથ ખાસ ઉપયોગી અને વાંચવા લાયક છે; તે ગ્રંથનો આસ્વાદ એટલો મીઠો અને મધુર છે કે એક વખત વાંચવાનું શરૂ કર્યા પછી અંત પર્યંત વાંચ્યા વગર મનને શાંતિ થાય તેમ નથી. મૂળ ગ્રંથ પણ ખાસ વાચવા લાયક સુંદર ભાષામા લખાયેલ છે. સુપાત્રદાનની પ્રસિદ્ધિ જૈનકોમમા જાણીતી છે. આ બાબતમા વિશેષ વિવેચન ભાષાંતરકારે પ્રસ્તાવનામાં લખેલ હોવાથી અત્રે તેનો વિશેષ ઉલ્લેખ કરતા નથી.

લગભગ છ હજાર ઉપરાંત શ્લોકના પ્રમાણવાળા આ ગ્રંથનું ભાષાતર કરવાનું કાર્ય સભા તરફથી સદ્‌ગત બંધુ રતિલાલ ગીરધરલાલ બી, એ. ને સોંપવામાં આવ્યું હતું. તે બધુનો સભાના કાર્ય માટે ઉત્સાહ બહુ હતો અને તેની ભાષા પણ બહુ મીઠી અને સાદી હતી. તેણે કરેલ ભાષાંતરનો વિભાગ વાચવાથી તેના કરેલ ભાષાતરની ભાષાની મીઠાશ વાંચક તરતજ સમજી શકશે. તે બધુ અચાનક ઝેરી તાવના ઝપાટામાં સપડાઇ જવાથી તે કાર્ય તે બંધુના મોટા ભાઈ નેમચંદ ગીરધરલાલને પૂર્ણ કરવા માટે સોંપવામાં આવ્યું હતુ. આ બધુઓએ ભાષાંતર માટે જે ઉત્સાહ દેખાડ્યો છે તે માટે તે બને બંધુઓનો ખાસ આભાર માનવામાં આવે છે

આ બુક સ્વર્ગસ્થ બંધુ રતિલાલ ગીરધરલાલના સ્મારક

તરીકે બહાર પાડવામાં આવે છે. ભાષાંતર કરનારનાજ સ્મારક તરીકે તેજ ગ્રંથ બહાર પાડવામાં આવે તે વિધિનો—કુદરતનો અજાયબ ખેલ છે અને આ ખેલ પાસે દરેકને નમન કરવું પડે છે.

તે બંધુના સ્મારક તરીકે બહાર પાડવાના આ ગ્રંથમા શેઠ આણંદજી પુરૂષોત્તમની મુંબઇમાં ચાલતી શા. ચુનીલાલ કુંવરજીના નામની પેઢીના ભાગીઆ ઠા. ગોવિંદજી ગોપાળજીએ તે બંધુના સ્મારક તરીકે તેની સ્વર્ગસ્થ પત્નીને સોંપેલ રૂ. ૫૦૦) ની રકમ તથા આ સભાના વયોવૃદ્ધ લાઇફ મેમ્બર શેઠ ગીરધરલાલ આણંદજી તરફથી પણ સ્વ૦ પુત્રના સ્મરણાર્થે રૂ. ૫૦૦) ની રકમ મળી કુલ રૂ. ૧૦૦૦) અંકે એક હજાર સભાને આપવામાં આવ્યા છે. સભાની મેનેજીંગ કમીટીએ તે રકમ સ્વીકારી છે અને આ બુકના ખર્ચમાંથી તે રકમ બાદ કરીને આ ગ્રંથની ખાસ ઓછી કિંમત રાખવામાં આવી છે. આવી ઉદાર સહાય આપનાર તે બંને બંધુઓનો સભા તરફથી ખાસ આભાર માનવામાં આવે છે. સ્નેહી જનનું ખરૂં સ્મરણ જ્ઞાનદાનથીજ રાખી શકાય છે. આ ગ્રંથ ઘણા મનુષ્યોને બોધક, ઉપદેશક તથા અનુકરણ કરવા લાયક થાય તેવો છે. આ સર્વ પુન્યકાર્યના ભાગી પણ આવી રીતે જ્ઞાનદાન કરનાર થઈ શકે છે; અને તેથી સર્વ બંધુઓને આવા ગ્રથો ઓછી કિંમતે વાંચવા મળી શકે છે. પ્રાંતે સર્વ બંધુઓને આદ્યંત આ ગ્રથ વાંચી જવા વિજ્ઞપ્તિ કરી સુપાત્રદાનમાં સર્વદા તત્પર રહેવાની વારંવાર સૂચના કરી આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

ચૈત્ર શુદિ પંચમી } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
સં. ૧૯૭૮ } ભાવનગર.

# ગ્રંથાર્પણ--સ્નેહાંજળિ.

વહાલા સ્નેહાળ બંધુ રતિલાલ :—

તમારો ઉમદા સ્વભાવ, તમારૂં ભોળું-નિષ્કપટી, ઉપકારક હૃદય, તમારી સદાની હસમુખી મુદ્રા વિગેરે તમારા ઉત્તમ ગુણો સંભારતાં હૃદય દ્રવે છે અને તમારૂં સ્મરણ થઇ જાય છે. તમારી ધર્મપરાયણતા તથા હમેશાં ધાર્મિક ક્રિયામાં તત્પરતા અન્યને દૃષ્ટાંત લેવા લાયક તથા આદરણીય છે. ઇંગ્લીશ કેળવણી લીધા છતાં પણ તમારૂં હૃદય તેમાંથી મળતા સારા સંસ્કારોથીજ ભીંજાયેલું હતું, ધર્મની અશ્રદ્ધા તમારા હૃદયમાં પ્રવેશી શકી નહોતી. વળી તમારી કુટુંબ-વત્સલતા, બંધુઓ ઉપરનો પ્રેમ વિગેરે યાદ આવતાં તમારી ખોટ વારંવાર અમને યાદ આવ્યા કરે છે. બંધુ! તમે જ્યાં હશો ત્યાં તમે શુભ સંસ્કારી અને ધર્મપરાયણ હતા તેથી સુખમાં--આનંદમાંજ મગ્ન હશો. સ્નેહભાવે જે કાર્ય તમે કરવા ધાર્યું હતું તેજ કાર્ય પૂર્ણ કરી તમારા શબ્દોમાંજ તમારા સ્મરણાર્થે બહાર પાડી તમારા તરફની અમારી અલ્પાંશે ફરજ બજાવી એમ અમે ગણીએ છીએ. વહાલા બધુ! જે સ્થળે તમે હો ત્યાં અમારા તરફની દુઃખની લાગણીથી ભરેલી આ અલ્પ સ્નેહાજળિ સ્વીકારજો એવી અમારી દુઃખગર્ભિત વિનંતિ છે.

અમો છીએ

તમારા દુઃખી બંધુઓ

**મૌક્તિક અને નેમચંદ.**



સ્વ. રતિલાલ ગીરધરલાલ કાપડિયા, બી. એ

જન્મ સં. ૧૯૫૧ ] [ મૃત્યુ સં. ૧૯૭૫

Krishna Press bombay 2





પ્રથમ પલ્લવ— પૃષ્ઠ. ૧–૫૬

દાન મહિમા. ... ૧
સાધુદાનની તાત્કાળિક સફળતા. .... ૧૪
દાન નહિ દેનારની થતી અશુભ ગતિ .... ૨૭
ધન્યકુમારની કથાનો પ્રારંભ. .... ૩૪
ધન્યકુમારનો જન્મ. .... ૩૬
ધન્યકુમારનું કળાકુશળપણું તથા ધનવૃદ્ધિ. ... ૩૯
ધન્યકુમારના ભાઇઓની ઇર્ષ્યા. ... ૪૧
ધન્યકુમારની વ્યાપારકુશળતા .... ૪૬
ધન્યકુમારની પ્રશંસા. .... ૫૧

દ્વિતીય પલ્લવ— પૃષ્ઠ ૫૬–૬૯

ધન્યકુમારની વિશેષ વ્યાપારકુશળતા. .... ૫૭
ઇર્ષ્યા ઉપર પ્રિયંકરની કથા કહીને ધનસારે ઇર્ષ્યાળુ પુત્રોને આપેલો બોધ. ... ૬૨

તૃતીય પલ્લવ— પૃષ્ઠ ૭૦–૮૯

ધન્યકુમારનો પલંગનો વ્યાપાર, થયેલી ધનવૃદ્ધિ. ૭૧
રૂદ્રાચાર્યના ચાર શિષ્યોનું વર્ણન. .... ૭૭
ક્ષણિકવાદી મતનું નિરસન. ... ૮૩
સોમિલમુનિએ રાજાને કરેલ બોધ. .... ૮૬
ધનસારે ઇર્ષ્યા નિવારવા પુત્રોને આપેલ બોધ. ... ૮૮

ચતુર્થ પલ્લવ— પૃષ્ઠ ૯૦-૧૭૭

ધન્યકુમારે કરેલો માટીનો વ્યાપાર-તેમાં થયેલ લાભ. ૯૨
ધન્યકુમારને રાજાએ આપેલ માન. .... ૯૯
ધન્યકુમારનું પરદેશ ગમન. .... ૧૦૫
હળ ખેડતાં પ્રગટ થયેલ નિધાન. .... ૧૦૬
ઉજ્જયિનીમા સરોવરમાં રહેલા થાંભલાને બાંધેલી ગાંઠ. ૧૧૦
ધન્યકુમારને મળેલ મંત્રીપદ. ... ૧૧૧
દુઃખી થઇને રખડતા પોતાના કુટુંબને ઘેર લાવવું. ૧૧૨
ધન્યકુમારનું બીજીવાર પરદેશ ગમન. .. ૧૧૭
ગંગાતીરે ધન્યકુમારને મળેલ બોધ એક સુંદર કથાનક. ૧૧૯
ધન્યકુમારે કરેલ પરસ્ત્રીગમનનો ત્યાગ. .... ૧૬૭
ગંગાદેવીએ કરેલી પ્રાર્થના-ધન્યકુમારનો અડગ નિશ્ચય. ૧૭૦
ધન્યકુમારે ગંગાદેવીને કરેલો ઉપદેશ. .... ૧૭૨
ગંગાદેવીએ પ્રસન્ન થઇને આપેલ ચિંતામણિ રત્ન. ૧૭૬

પંચમ પલ્લવ— પૃષ્ઠ ૧૭૮-૨૧૬

ધન્યકુમારના આગમનથી પલ્લવિત થઇ ગયેલી સુકી વાડી. ૧૮૦
ધન્યકુમારનું કુસુમશ્રી સાથે પાણિગ્રહણ. .... .... ૧૮૩
ચંડપ્રદ્યોત રાજાની શ્રેણિક રાજા પર ચઢાઇ અને અભયકુમારે કેળવેલી કળા. ... ૧૮૫
ગણિકાએ ધર્મના બ્હાના નીચે અભયકુમાર સાથે કરેલી છેતરપીંડી. .... ૧૯૨
રાજગૃહીમાં હાથીનું તોફાન-ધન્યકુમારે તેને વશ કરી દેખાડેલ શૌર્ય. .... ૨૦૧
શ્રેણિકપુત્રી સોમશ્રી સાથે લગ્ન. .... ૨૦૩
શાલિભદ્રનો પૂર્વ ભવ-શાલિભદ્રનો જન્મ. .... ૨૦૪
ગોભદ્રશ્રેષ્ઠીને ધૂર્ત પાસેથી છોડાવવા-તેની પુત્રી સુભદ્રા સાથે ધન્યના લગ્ન. .... ૨૦૯
શાલિભદ્રને ગોભદ્ર દેવ તરફથી મળતી તેત્રીશ પેટીઓ. ૨૧૫

૫ષ્ઠ પલ્લવ— પૃષ્ઠ ૨૧૭-૨૭૯

ધન્યકુમારના ભાઇઓનું પુનરાગમન-ગૃહપ્રવેશ. ... ૨૧૮
બંધુઓની ઈર્ષ્યાથી ધન્યકુમારનું ત્રીજીવાર પરદેશ ગમન. ૨૨૧
કૌશાંબીમાં શતાનિક રાજાના મણિની ધન્યકુમારે કરેલી પરીક્ષા. .... ૨૨૩
રાજપુત્રી સૌભાગ્યમંજરી સાથે લગ્ન. ... ૨૨૫
ધન્યપુર વસાવી તે ગામમાં રહેવાસ, સરોવર ખોદાવવાનું શરૂ કરેલ કાર્ય, કુટુંબીઓનું આગમન. .... ૨૨૭
ધન્યકુમારને ખોદકામ કરતાં કુટુંબીઓની થયેલી ઓળખાણ. .... ૨૩૫
ધનસારની પુત્રવધુઓને છાશ લેવા આવવાનું કથન. ૨૪૨
સુભદ્રાને ધન્યકુમારે રાજદ્વારમાં આપેલી ઓળખાણ..... ૨૫૦
ધનસારને થયેલ ધન્યકુમારની ઓળખાણ. .... ૨૬૪
શતાનિકરાજા સાથે ધન્યકુમારની લડાઇ. .... ૨૭૦
ધન્યકુમારની ભાભીઓ સાથે ઓળખાણ-સર્વનું મિલન. ૨૭૬

સપ્તમ પલ્લવ— પૃષ્ઠ ૨૮૦-૩૭૬

સર્વ સંપત્તિ ભાઇઓને સોંપી ધન્યકુમારનું ચોથીવાર પરદેશ પ્રયાણ. .... ૨૮૦
ગીતકળામાં ધન્યકુમારની કુશળતા, તે પ્રગટ કરીને ગીતકળા સાથે કરેલ લગ્ન. .... ૨૮૨
પ્રશ્નોના ઉત્તરો આપી મંત્રીપુત્રી સરસ્વતી સાથે કરેલ લગ્ન. ૨૮૫
ભૂમિમાં સ્થાપેલ કળશોનો અર્થ ઉકેલી લક્ષ્મીવતી સાથે કરેલ લગ્ન. ... ૨૯૯
લક્ષ્મી સરસ્વતીનો સંવાદ. ( વિસ્તૃત ) ... ૩૦૮
કૂટ ધનકર્માને પ્રગટ કરી સાચા ધનકર્માની પુત્રી ગુણમાલિની સાથે લગ્ન. .... ૩૭૫
રાજગૃહી તરફ ગમન-સર્વનો મેળાપ. .... ૩૭૬

અષ્ટમ પલ્લવ— પૃષ્ઠ ૩૭૭-૫૨૮

ચંડપ્રદ્યોત ને અભયકુમારનો સંયોગ-ચંડપ્રદ્યોતનાં ચાર રત્નો. .... ૩૭૭
અભયકુમારે પ્રગટ કરેલ વિષરહસ્ય. .... ૩૮૧
વાસવદત્તા અને ઉદાયને વશ કરેલ હાથી, અભયકુમારનું બુદ્ધિકૌશલ્ય. .... ૩૯૧
અભયકુમારે બુદ્ધિકૌશલ્યથી શાંત કરેલ અગ્નિ તથા મહામારીનો ઉપદ્રવ. .... ૩૯૬
અભયકુમારની મુક્તિ. ... .... .... ૩૯૮
શ્રેણિક મહારાજાએ ધન્યકુમારની કરેલી પ્રશંસા. ૪૦૨
ચંડપ્રદ્યોતને પકડી જવા અભયકુમારે કેળવેલી કળા. ૪૧૫
ચંડપ્રદ્યોતનું અભયકુમારની કળાથી પકડાવું. ૪૩૮
ધનસારનો અધિકાર. .... ૪૫૧
ત્રણે ભાઇઓની આપત્તિ, રાજગૃહી ગમન, સર્વનો મેળાપ. ૪૫૮
ઇર્ષ્યાળુ ભાઇઓને દ્રવ્ય લેતાં અધિષ્ઠાયિક દેવે કરેલો બોધ. ૪૬૧
મુનિમહારાજનો દાન ઉપર સુંદર ઉપદેશ. .... ૪૬૫
ધન તથા રાજ્યની અસારતાનો ઉપદેશ. .... ૪૭૨
ધનદત્ત-સુવિવોદ-શ્રીદેવ-ભોગદેવ-સંચયશીલના દ્રષ્ટાંતો. ૪૭૪
ધન્યકુમાર તથા તેના ભાઇઓનો પૂર્વ ભવ. .... ૫૧૮
ધનસાર તથા ધન્યના ભાઇઓએ લીધેલી દીક્ષા. .... ૫૨૮

નવમ પલ્લવ— પૃષ્ઠ ૫૨૯-૭૦૮

શાલિભદ્રની ઋદ્ધિ-રત્નકંબળની ખરીદી. .... ૫૩૦
શ્રેણિકને ભદ્રામાતાએ ઘેર આવવાનું કરેલ આમંત્રણ. ૫૪૧
શ્રેણિકનું શાલિભદ્રને ઘેર ગમન-ગોભદ્રદેવે કરેલી શોભા ૫૪૮

શ્રેણિકને કરિયાણું માની તે ખરીદવાની શાલિભદ્રે માતાને
કરેલી સૂચના. .... .... .... ... ૫૫૩
શાલિભદ્રનો ખેદ અને વૈરાગ્ય. .... .... ૫૫૯
મહાવીર ભગવંતની દેશના. .... .... ૫૬૦
ધર્મદત્ત તથા દેવશર્મા દ્વિજની કથા. .... .... ૫૬૩
શાલિભદ્રનો સંવેગ રંગ–હમેશાં એકેક સ્ત્રીનો કરવા
માંડેલ ત્યાગ. .... .... ૬૬૨
ધન્યકુમારને શાલિભદ્રના સંવેગની પડેલી ખબર–તેનો
ત્વરિત ઉત્સાહ. .... .... ૬૭૦
ધન્યકુમારે પત્નીઓ સહિત દીક્ષા લેવાનો કરેલો નિર્ણય. ૬૭૩
ભદ્રામાતા તથા ધન્યકુમારનો સંવાદ. .... ૬૭૬
શાલિભદ્ર તથા ધન્યકુમારે લીધેલ ચારિત્ર. .... ૬૮૧
શાલિભદ્ર તથા ધન્યકુમારની તપસ્યા અને પારણું. ૬૮૩
શાલિભદ્ર તથા ધન્યકુમારે અંગીકાર કરેલ અનશન. ૬૮૭
ભદ્રામાતાનો ખેદ અને અભયકુમારે આપેલ બોધ. .... ૬૮૯
બંનેનું મૃત્યુ અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગમન. .... ૬૯૪
બંનેની ચાર અનુત્તર બાબતો. .... ૬૯૫
શાલિભદ્રનાં ચાર આશ્ચર્યો. .... ૬૯૬
શાલિભદ્રથી ધન્યની અધિકતાના કારણો. .... ૬૯૭
ધન્યકુમારનાં ચરિત્રનાં પાંચ આશ્ચર્યો. .... ૭૦૦
ગ્રંથકર્તાની લઘુતા–બાળવૃદ્ધાદિને ઉપયોગી થાય તેવી
કરેલી ગ્રંથરચના. ... ... .... ૭૦૬
પંચદશ શ્રી દાનપદ પૂજા ... ૭૦૮



# વિસ્તૃત અનુક્રમણિકા

પ્રથમ પલ્લવ—આદીશ્વર સ્તુતિ, દશ દુર્લભ વસ્તુઓ, ધર્મનું દુર્લભપણું. તે આરાધવાના ચાર પ્રકાર, દાન, શીલ, તપ અને ભાવ, દાનધર્મની શ્રેષ્ઠતા, અન્ય ધર્મોનો દાનમાં સમાસ, દાનની મહત્વતા, સુપાત્રદાનની શ્રેષ્ઠતા, પુન્યાનુબંધી પુન્ય ઉપર ગુણસાગર શ્રેષ્ઠીનું વૃત્તાંત, ગુણસાગરે આપેલ સુપાત્રદાન, તેનો ઉલ્લાસ, ધન વગર જમાઇનો પણ આદર સત્કાર થતો નથી, ગુણસાગર તથા તેની પત્નીની ધન માટે ઇચ્છા, સાધુદાનનું તાત્કાળિક ફળ. પાપાનુબંધી પુન્ય ઉપર વિશ્વભૂતિની કથા, વિશ્વભૂતિને ધનપ્રાપ્તિ, તેનો લોભી સ્વભાવ, દેવભદ્ર શેઠની ઉદારતા, તેનો ભોગોપભોગ, વિશ્વભૂતિની તેણે કરેલી ભક્તિ, ધનનો ચળ સ્વભાવ, દાનમાં ઉપયોગથીજ તે ટકે છે, લક્ષ્મી-દેવીનું આગમન, તેણે કરેલો વિશ્વભૂતિને બોધ, રાજાના લોભી કોઠારીની કથા, દાન દેવા જતાં વિશ્વભૂતિને થયેલો અંતરાય, ધન્યકુમારની કથાનો પ્રારંભ, પ્રતિષ્ઠાનપુરમાં રહેનાર ધનસાર શ્રેષ્ઠી, તેમને ત્રણ પુત્રો તથા તે પુત્રોની ત્રણ વધુઓ, ધનસાર શ્રેષ્ઠીની ધર્મક્રિયા, ધન્યકુમારનો જન્મ, નાળ દાટવા જતાં પ્રગટ થયેલ નિધાન, ધન્યકુમારની સર્વ કળાઓમા પ્રવિણુતા, વ્યાપારોમા તેની કુશળતા, તેના જન્મથી ધનસારના ઘરમા થયેલી વૃદ્ધિ, ત્રણે મોટા ભાઇઓની ઇર્ષ્યા, તેનું વર્ણન, ધન્યકુમારની ધનસારે કરેલી પ્રશંસા, ચારે પુત્રોની ત્રણસે-ત્રણસે સોના મહોરો આપી કરેલી પરીક્ષા, ધન્યકુમારે કરેલો કરિયાણાનો વ્યાપાર, થયેલી ધનવૃદ્ધિ. સગાં સંબંધીઓને આપેલું જમણ, ધન્યકુમારની ભાભીઓએ કરેલી તેની પ્રશંસા, ગુણ ઉપરના રાગ અને દ્વેષ માટે ચામલ મુનિની કથા પાના ૧ થી ૫૬.

**દ્વિતીય પલ્લવ**—ધન્યના ભાઇઓની વધતી જતી ઈર્ષ્યા, ધન્યકુમારની ફરી વ્યાપારમાં પરીક્ષા, ઘેટાની હોડમાં થયેલ ધનવૃદ્ધિ, ઈર્ષ્યા ઉપર પંકપ્રિયની કથા, તેની અતિશય ઇર્ષ્યાળુ ટેવ. રાજાની સ્ત્રીની કરેલી ઇર્ષ્યા, કુંભીમાં અંતે તેનું થયેલું મૃત્યુ, ધનસારની પુત્રોને શિખામણ. પાના ૫૬ થી ૬૯.

**તૃતીય પલ્લવ**—ધન્યકુમારના ભાઇઓની ઈર્ષ્યા, ધન્યકુમારે કરેલો પલંગનો વ્યાપાર, અભક્ષ્યાદિ ખાઇને પુષ્ટ થતા મનુષ્યોને જોઇ મૃત્યુથી કરાતી તેની હાંસી, ધન્યકુમારને પલંગમાંથી મળેલ રત્નાદિ અમૂલ્ય દ્રવ્ય, ઇર્ષ્યા ઉપર રૂદ્રાચાર્યની કથા, રૂદ્રાચાર્યના ચાર શિષ્યોનું વર્ણન, બંધુદત્ત મુનિએ કરેલ વાદ, ક્ષણિક મતની ઉત્થાપના, શિષ્યના જયથી ગુરૂની ઇર્ષ્યા, સોમિલમુનિએ સાકેતપુરના રાજાને કરેલો બોધ, સોમિલમુનિની પ્રશંસા, ગુરૂની ઈર્ષ્યા, તેની થયેલી દુર્ગતિ, ધનસારે પુત્રોને કરેલો બોધ, ઈર્ષ્યાનો દુર્ગુણ ત્યજવાની જરૂર. પાના ૭૦ થી ૮૯.

**ચતુર્થ પલ્લવ**—સમુદ્રકાંઠે આવેલા વહાણો, વ્યાપારીઓને માલ ખરીદવાનો હુકમ, તેણે કરેલી તેજમતુરી માટેની ખરીદી, તેમાં મળેલો અતિશય લાભ, રાજાએ ધન્યકુમારને બોલાવવા, ધન્યકુમારની પ્રશંસા, રાજાએ દેખાડેલી કૃપા, મોટા ભાઇઓને ઇર્ષ્યા, ધન્યકુમારનો નાશ કરવાનો પ્રપંચ, ભોજાઇઓએ કહી દીધેલ ગુપ્ત ભેદ, પરદેશગમનના લાભ, ધન્યકુમારનું પરદેશગમન, એક ખેતરમાં લીધેલ વિશ્રામ, હળ ખેડતાં પ્રાપ્ત થયેલું નિધાન, ધન્યકુમારનું નિર્લોભીપણું, નિધાનનો ત્યાગ, ખેડુતે વસાવેલ ધન્ય ગામ, નદીના પ્રવાહમાં ખેંચાઇને આવેલા શબ પાસેથી પ્રાપ્ત થયેલ રત્નો, ઉજ્જયિનીમાં આગમન, તેણે બાંધી આપેલ સરોવર વચ્ચે રહેલ થાંભલાને ગાંઠ, ધન્યકુમારને આપેલ મંત્રીપદ, તેનું રઝળતું થયેલું કુટુંબ, કુટુંબને ઘેર લાવવું, ધનની અસારતા, કુટુંબને આપેલી લક્ષ્મીના નાશનું વર્ણન, તેના ભાઇઓની ફરીથી ઇર્ષ્યા, ફરીથી ધન્યનું પરદેશગમન, ગંગાકાંઠે થયેલો મુનિસંયોગ, તેમનો ઉપદેશ, વિષયોમાં આસ-

ક્તિ કરવાથી થતી હાનિ, પાંચે ઇંદ્રિયોથી ઉપજતું દુઃખ, તેના ઉપર સુનંદા અને રૂપસેનની આકર્ષક કથા, સુનંદાનો પુરૂષદ્વેષ, કુળવંતી સ્ત્રીઓ વ્યવહાર કેવો સુંદર ચલાવે છે ?, સુનંદાનો વૈરાગ્ય, રૂપસેન તરફ સુનંદાનું આકર્ષણ, સુનંદાનું રૂપસેનને આહ્‌વાન, કૌમુદી મહોત્સવનો ત્યાગ કરી બંને પ્રેમીઓએ મળવાનો કરેલો સંકલ્પ, મહેલ પછવાડે બંધાવેલ દોરડું, રૂપસેનને બદલે એક જુગટીઆનું ચડી આવવું, તેની સાથે અંધારામાં ભોગવેલ વિષયસુખ, રૂપસેનપર પડેલી ભીંત, તેનું દટાઇને થયેલ મૃત્યુ, સુનંદાની કુક્ષિમાં તેનું પુત્રપણે ઉત્પન્ન થવું, તેણે કરાવેલ ગર્ભપાત, સુનંદાના લગ્ન, રૂપસેનનો સર્પાવતાર, સુનંદા તરફ મોહ, અંતે થયેલ મૃત્યુ, ચોથા ભવમાં તેનું કાગડા થવું, સુનંદા પાછળ મોહ અને મૃત્યુ, પાંચમા ભવમાં હંસ થવું, સુનંદા તરફ આકર્ષણ અને મૃત્યુ, છઠ્ઠા ભવમાં હરણ થવું, સુનંદા તરફ મોહ અને મૃત્યુ, તેનું રંધાયેલ માંસ, જ્ઞાની મુનિનું આગમન, તેમણે કહી દેખાડેલ પૂર્વ ભવનું વૃત્તાંત, કર્મની ગતિની વિચિત્રતા, સુનંદાએ લીધેલી દીક્ષા, તેને થયેલ અવધિજ્ઞાન, સાતમા ભવમાં રૂપસેનનું હાથી થવું, તેનો ત્રાસ, સુનંદાનું તત્ર ગમન, હાથીને બોધ, લોકોને થયેલ આશ્ચર્ય; હસ્તીએ આરાધેલ ધર્મ, ધન્યકુમારે કરેલ પરસ્ત્રીસેવનનો ત્યાગ, ગંગાને કાંઠે કરેલો રાત્રીનિવાસ, ગંગાદેવીએ ભોગ માટે કરેલી ધન્યની પ્રાર્થના, ધન્યકુમારનો દ્રઢ પ્રત્યુત્તર, કામભોગથી પ્રાપ્ત થતાં દુઃખોનું વર્ણન, ધન્યકુમારનો ગંગાદેવીને ઉપદેશ, તેણે કરેલી ધન્યકુમારની પ્રશંસા અને આપેલ ચિંતામણિ રત્ન, ધન્યકુમારનું રાજગૃહી તરફ ગમન. **પાના ૯૦ થી ૧૭૭.**

**પંચમ પલ્લવ**—રાજગૃહીનું વર્ણન, રાજા શ્રેણિક અને મંત્રીશ્વર અભયકુમાર, કુસુમપાળ શ્રેષ્ઠીના ઉદ્યાનમા ધન્યકુમારનું આગમન, શુષ્ક ઉદ્યાનનું પલ્લવિત થવું, કુસુમપાળે કરેલું ધન્યકુમારનું સ્વાગત, કુસુમશ્રી સાથે લગ્ન, ચંડપ્રદ્યોત રાજાએ રાજગૃહીને ઘાલેલો ઘેરો, અભયકુમારે કેળવેલી કળા,

ચંડપ્રદ્યોતના લશ્કરમાં પાડેલું ભંગાણ, તેનું પલાયન, શ્રેણિકે તેનું સર્વસ્વ લુંટી લેવું, ઉજ્જયિની પહોંચ્યા પછી રહસ્યનું સ્ફોટન, ચંડપ્રદ્યોતનો ક્રોધ, એક ગણિકાએ અભયકુમારને પકડી લાવવાની કરેલી પ્રતિજ્ઞા, તેણે કરેલ ધર્મનો અભ્યાસ, રાજગૃહીમાં તેનું ગમન, ધર્મના છળથી તેણે કરેલી અભયકુમારની છેતરપીંડી, અભયકુમારને ઉજ્જયિની લઇ જવું, અભયકુમારની ગેરહાજરીમાં એક હાથીએ કરેલ રાજગૃહીમાં તોફાન, રાજાએ કરાવેલી ઉદ્‌ઘોષણા, ધન્યકુમારનું પડહ છબવું, ધન્યકુમારનું હસ્તીને વશ કરી આલાનસ્તંભે બાંધવું, શ્રેણિકપુત્રી સોમશ્રી સાથે થયેલાં લગ્ન, શાલિભદ્રનું વૃત્તાંત, તેના પૂર્વભવનું વર્ણન, ખીર ખાવાની તીવ્ર ઇચ્છા, પાડોશીઓની સહાયથી તૈયાર કરેલી ખીર, મુનિનું માસખમણને પારણે આગમન, શુદ્ધ ભાવથી તેણે વહોરાવી દીધેલ ખીર, દાનધર્મની પ્રશંસા, રાત્રે થયેલ વિશૂચિકા અને મૃત્યુ, ગોભદ્ર શ્રેષ્ઠીની પત્ની ભદ્રાની કુક્ષિમાં ઉત્પન્ન થવું, શાલિભદ્રનો જન્મ, બત્રીશ કન્યા સાથે પરણવું, ગોભદ્ર શ્રેષ્ઠી સાથે એક ધૂતારાએ વાપરેલી ધૂર્તકળા, ગોભદ્રશેઠની મુંઝવણ, ધન્યકુમારે તે ધૂર્તનો યુક્તિદ્વારા કરેલો નીકાલ, રાજા શ્રેષ્ઠી તથા નગરજનોની પ્રસન્નતા, શ્રેષ્ઠીપુત્રી સુભદ્રા સાથે થયેલ લગ્ન, ગોભદ્ર શ્રેષ્ઠીએ લીધેલ ચારિત્ર, દેવપણે ઉત્પન્ન થવું, શાલિભદ્રપરના પ્રેમથી હમેશાં તેત્રીશ પેટીઓનું ઉતારવું, મુનિદાનનું અત્યુત્તમ ફળ. પાના ૧૭૮ થી ૨૧૬.

ષષ્ઠ પલ્લવ—રાજગૃહીમાં બંધુઓ તથા માતાપિતાનું દરિદ્ર અવસ્થામા આગમન, ધનના નાશનું વર્ણન, ઉત્સવથી કરાવેલ ગૃહપ્રવેશ બંધુઓનો સત્કાર, તેમણે કરેલી ઈર્ષ્યા, ત્રીજીવાર પરદેશ ગમનનો નિર્ણય, ચિંતામણિ રત્ન સાથે પરદેશ ગમન, કોશાંબીમાં આવવું, શતાનિક રાજાના મણિની પરીક્ષા, રાજપુત્રી સૌભાગ્યમંજરી સાથે લગ્ન, ધન્યપૂર વસાવવું, તે નગરનું વર્ણન, સરોવરનું ખોદકામ, તેના બંધુઓની લક્ષ્મીનો નાશ, તેમનું રાજગૃહી છોડવું, સુભદ્રાનો સાથે આવવાનો આગ્રહ, તેઓનું ધન્યપુરમાં

આગમન, સરોવર ખોદવાના કાર્યમાં જોડાવું, ધન્યકુમારનું સરોવર જોવા આવવું, કુટુંબીઓની થયેલી પીછાન, ધનસારનો સત્કાર, સારી સારી વસ્તુઓ આપી તેની વધારેલી કીર્તિ, પુત્રવધુઓને છાશ લેવા મોકલવાનું ધન્યનું કહેણ, સુભદ્રાને સારી છાશ તથા ખાદ્ય પદાર્થો આપવાની ધન્યકુમારની સૂચના, ધનસારે કરેલ સુભદ્રાના વખાણ, ત્રણે વહુરૂઓની ઈર્ષ્યા, સુભદ્રાએ સૌભાગ્યમંજરી પાસે કહેલ પોતાનું કથાનક, ધન્યકુમારનું ત્યાં આવવું, સુભદ્રાના પાતિવ્રત્યની પરીક્ષા, તેની કસોટી અને ઓળખાણ, સુભદ્રા ન આવવાથી ધનસારની મુંઝવણ, વહુરૂઓના વાગ્બાણ, ધનસારનું ત્યાંના વ્યાપારીઓ પાસે ગમન, તેઓનું એકઠા થઈ ધન્યકુમાર પાસે જવું, તેઓનું અન્યોક્તિથી કરેલ વિસર્જન, ધનસારનું રાજ્યદ્વારમાં ગમન, પુત્રની ઓળખાણ. પિતાપુત્રનો ભેટો, માતાનું આગમન અને ઓળખાણ, ત્રણે ભાઈઓનું આગમન અને ઓળખાણ, ભોજાઈઓનું આગમન, જવાબ નહિ મળવાથી શતાનિક રાજા પાસે જવું, રાજાનો આદેશ અને લડાઈ, શતાનિકના સૈન્યની હાર, મંત્રીઓએ કરેલ મંત્ર, તેમનું ધન્યકુમાર પાસે ગમન, તેમણે પ્રગટ કરેલ રહસ્ય, ભાભીઓનો મેળાપ, સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવા સંબંધી ધન્યકુમારના ઉદ્‌ગારો, દાનરૂપી કલ્પવૃક્ષની લીલાનો વિસ્તાર. **પાના ૨૧૭ થી ૨૭૯.**

**સપ્તમ પલ્લવ**—ભાઈઓની ઈર્ષ્યા, રાજ્યલક્ષ્મી સોંપી પરદેશ જવાનો ધન્યકુમારે કરેલ વિચાર, લક્ષ્મીપુર તરફ પ્રયાણ, જિતારિ રાજા, તેની ગીતકળા નામે પુત્રી, ગીતકળામાં તેની પ્રવિણતા. તેણે કરેલી પ્રતિજ્ઞા, ધન્યકુમારે પ્રગટ કરેલી ગીતકળા, હરણના ટોળાને ગામ વચ્ચે લાવીને દેખાડેલી અદ્‌ભુતતા, ગીતકળા સાથે લગ્ન, પ્રશ્નો પૂછીને મંત્રીપુત્રી સરસ્વતી સાથે કરેલ લગ્ન, પત્રમલ શ્રેષ્ઠીનો પુત્રોને ઉપદેશ, મોહ મમત્વના ત્યાગ સંબંધી બોધ, ધન હોય ત્યાં સુધીજ સર્વનો પ્રેમ, અનર્થકારી ધનની અતિશય ઇચ્છા, તેણે કરેલા દ્રવ્યના ચાર ભાગ, સંજ્ઞા દ્વારા ભૂમિમાં ક્ષેપન, ધન્યકુમારે પ્રગટ કરેલ ચારે કળશોનો

પ્રગટાર્થ, લક્ષ્મીવતી સાથે લગ્ન, ધનકર્મા શ્રેષ્ઠી, તેની અત્યંત કૃપણતા, ચારણના સમાજનું આગમન, એક ચારણે ધનકર્મા પાસેથી ધન લેવાની કરેલી પ્રતિજ્ઞા, ધનકર્મા પાસે આગમન, આવતી કાલના વાયદા, ચારણે કરેલી દેવીની આરાધના, તેની પાસેથી રૂપપરાવર્તીની વિદ્યાની પ્રાપ્તિ, ધનકર્માનું બહારગામ જવું, તેના રૂપમાં ચારણનો ગૃહપ્રવેશ, તેણે કરેલ અનર્ગલ દ્રવ્ય-વ્યય, પુત્રોને ઉપદેશ, કૃપણતાના ત્યાગનો મળેલ બોધ, લક્ષ્મીની અસ્થિરતા, લક્ષ્મીસરસ્વતીનો સંવાદ, બેમાથી કોણ અધિક, સરસ્વતીનું ગામમાં ગમન, તેણે વ્યાખ્યાનદ્વારા કરેલું આકર્ષણ, લક્ષ્મી દેવીનું આગમન, સોનાનાં પાત્રો દેખાડી તેણે પાડેલ સરસ્વતીના વ્યાખ્યાનમાં ભગાણ, સુવર્ણપાત્રો માટે શ્રેષ્ઠીના ગૃહમાં દોડાદોડ, લક્ષ્મીએ કરેલી પરીક્ષા, ધન લેવા માટે ગામના લોકોની દોડાદોડ, સરસ્વતીનો ત્યાગ, અજ્ઞાનથી અંધ થયેલ જગત્માં લક્ષ્મીની મહત્વતા, લક્ષ્મીથી થતા દુઃખો, તે છતાં તેને ન તજવું, તે બંનેએ સુવર્ણની પાટ વિકુર્વી એક કુંજમાં કરેલો પ્રવેશ, રાજાના બે સેવકોનું સુવર્ણની પાટ પાસે આવવું, બંનેનું મૃત્યુ, નગ્ન તપસ્વીનું આગમન, છ ચોરોનો પ્રવેશ, તપસ્વીનો વધ, સોનીને લાવવો, તેણે તૈયાર કરેલ વિષમિશ્રિત મોદક, સોનીનો વિશ્વાસ નહિ કરવા ઉપર દૃષ્ટાંત, સોની તથા છ ચોરોનું મૃત્યુ, લક્ષ્મી માટે કરાતાં અનેક પ્રયત્નો, લક્ષ્મીનું મોટું દૂષણ, સુખના દર્શન ને દુઃખગર્તીમા પાતન, સુપાત્રદાનની શ્રેષ્ઠતા, કૂટ ધનકર્માએ શરૂ કરેલ દ્રવ્યનો ઉપભોગ તથા દ્રવ્યનો વ્યય, રાજાને તેણે કરેલી ભેટ, તેના યશનો વિસ્તાર, મૂળ ધનકર્માને આ વાતની પડેલી ખબર, તેનો ઉત્પાત, તેનું ગૃહે ગમન, ગૃહદ્વાર પાસે થયેલ અટકાયત, મહાજનનું વચ્ચે પડવું, નિર્ણય થઈ ન શકવાથી રાજ દરબારમાં ફરિયાદ, રાજાએ કરાવેલ પડહોદ્‌ઘોષણા, ધન્યકુમારે પડહનું છબવું, તેણે કરેલ સત્ય ધનકર્માની પરીક્ષા, કૂટ ધનકર્માનું પ્રગટ થવું, તેણે કહેલી સવિસ્તર હકીકત, ધનકર્માની પુત્રી ગુણમાલિની સાથે ધન્યકુમારના લગ્ન, રાજગૃહી તરફ ગમન. આઠે પત્નીઓનો મેળાપ અને આનંદ. પાના ૨૮૦ થી ૩૭૬.

**અષ્ટમ પલ્લવ**—અભયકુમારનું વૃત્તાંત, ચંડપ્રદ્યોતનાં ચાર અમૂલ્ય રત્નો, લોહજંઘ દૂત, તેનો હમેશનો સો ગાઉનો પ્રવાસ, ભરૂચના લોકોને ત્રાસ, તેમણે આપેલા વિષમિશ્રિત મોદક, અભયકુમારે તેનું પ્રગટ કરેલ રહસ્ય, પ્રદ્યોતરાજાની પુત્રી વાસવદત્તા, સંગીતકળા શીખવાનો તેનો ઇરાદો, ખોટા હાથીના બ્હાનાથી ઉદયનને પકડી વાસવદત્તાને શીખવવા લાવવો, તેણે પડદે રહીને શરૂ કરેલ શિક્ષણ, બંનેના રહસ્યનું પ્રગટન, વાસવદત્તા તથા ઉદયન વચ્ચે પ્રેમ, તેમણે ભોગવેલ આનંદ, ઉદાયને અનલગિરિ હાથીને વશ કરવો, હાથી ઉપર બેસી ઉદાયન તથા વાસવદત્તાનું ભાગી જવું, તેમનાં લગ્ન, અવંતીમાં અગ્નિનો ઉપદ્રવ, અભયકુમારે પ્રગટ કરેલ બુદ્ધિકૌશલ્ય, મહામારીના ઉપદ્રવની શાંતિ, અભયકુમારે કરેલી વિચિત્ર માગણી, રાજગૃહી જવાની આપવી પડેલી રજા, અભયકુમારની ચંડપ્રદ્યોતને પકડી જવા માટે પ્રતિજ્ઞા, ધન્યકુમાર તથા અભયકુમારનો પરિચય, ધન્યકુમારની પ્રશંસા, ધન્ય તથા અભયનો પ્રેમ સંબંધ, બે વેશ્યા તથા એક ખોટા ગાંડા કરેલ પ્રદ્યોત સાથે વ્યવહારીના રૂપે અભયકુમારનું અવંતી તરફ ગમન, અભયચંદ્ર શ્રેષ્ઠીના ભાઇની ઘેલછા, ગામમા તેણે કરેલી ધમાલ, લોકોની પ્રતીતિ, વેશ્યાના રૂપમા ચંડપ્રદ્યોતનું લોભાવું, તેની તપાસ, ચંડપ્રદ્યોતે મળવા આવવાનો આપેલ સમય, તેનું શ્રેષ્ઠીને ઘેર ગમન, તેને પકડી પોતાના ગાંડા ભાઇ તરીકે લઇ જવું, રાજગૃહીમાં ગમન, ચંડપ્રદ્યોતનો સત્કાર. ધન્યકુમાર તથા પ્રદ્યોતરાજાની વાતચિત, ચંડપ્રદ્યોતનુ અવંતી તરફ ગમન, ધનસારનો અધિકાર, કૌશાંબીમા ભાઇઓની દુર્દશા, વિપત્તિ ઉપર વિપત્તિ, અગ્નિથી સર્વસ્વનો નાશ. રાજગૃહી તરફ ગમન. ધાન્ય વેચવા રાજગૃહીમા જવું, ધન્યકુમારે તેમને દેખવા, સર્વનો ફરીથી મેળાપ, ભાઇઓની ઇર્ષ્યા, ભંડારીને સરખે ભાગે દ્રવ્ય વહેંચી આપવાનો હુકમ, અધિષ્ઠાયિક દેવનું આગમન, તેણે કરેલો દ્રવ્ય લેતાં અટકાવ અને બોધ. ભાઇઓને થયેલો પ્રતિબોધ, સર્વનું હૃદયપૂર્વક મિલન;

ધર્મઘોષસૂરિનું આગમન, ઉપદેશ શ્રવણ, દાન મહિમા, ધનદત્તની કથા, કેરલકુમાર, દશ દુર્લભ વસ્તુઓ, ધનમાં દુઃખ, ધનથી સેવાતા દોષો, લક્ષ્મી અને ખળ પુરૂષની સરખામણી, રાજ્યનાં દુઃખો, તેમાં કરાતું ધૂર્તપણું, રાજા પાસે ખુશામતીઆઓનું જોર, શુચિવોદ શ્રીદેવની કથા, અત્યંત શૌચ ધરાવનાર શુચિવોદ. માતંગોનું લક્ષ્મી સાથે આગમન, શુચિવોદે લક્ષ્મીનો કરેલો તીરસ્કાર, લક્ષ્મીએ કરેલો તેનો ત્યાગ, શુચિવોદનું પરદેશ ગમન, માતંગનો મેળાપ, તેને મળેલી લક્ષ્મીપ્રાપ્તિની વિદ્યા, એક પદનું ભૂલી જવું, શુચિવોદનું પુનર્ગમન, કામદ પટ્ટ આપવો. તેનુ લુંટાઇ જવું, ફરીથી માતંગે આપેલ કામઘટ, હર્ષોત્કર્ષમા નાચ કરતા કામઘટનું ફુટી જવું, શૌચ કરનારને ત્યાં પણ લક્ષ્મીની અસ્થિરતા, શ્રીદેવનું લક્ષ્મીપૂજન, લક્ષ્મીનું તેને ઘેરથી ગમન, ભોગદેવની વધેલી લક્ષ્મી, ભોગદેવની પત્ની ભોગવતી, તેનો લક્ષ્મી વાપરવાનો ઉપદેશ, ભોગદેવનું મુનિરાજ પાસે જવું, વિશાલપુરમાં દુર્ગતપતાકા પાસે મુનિરાજના કથનથી દાનનું ફળ જાણવા ભોગદેવનું ગમન, સંચયશીલ શેઠને ઘેર રહેવાસ. સંચયશીલની કૃપણતા, પુત્રજન્મની વધામણીમાં ખર્ચ કરવાની મનાઈ, પત્નીની ધન ખર્ચવાની ઇચ્છા, તેથી થયેલું શ્રેષ્ઠીનું મૃત્યુ. નાગિલાને ઘેર જન્મ, પુત્રનું પાડેલ ધનદત્ત નામ, ધનદત્તને જાતિસ્મરણ, તેનો દાન દેવાનો ઉપદેશ, મુનિરાજનું આગમન, તેણે કહેલ ધનદત્તનો પૂર્વ વૃત્તાંત. દુર્ગતપતાકાનો દાન દેવાથી શ્રેષ્ઠીને ઘેર જન્મ, દુર્ગતપતાકાનો મનોરથ અને તેણે આપેલ દાન. વિશુચિકાથી તેનું મૃત્યુ. ભોગદેવને થયેલો બોધ, ધનદત્તને શિખામણ, સંચયશીલ તથા ભોગદેવ સબંધી લક્ષ્મીની વાતચિત. બનેનાં દુઃખો, લક્ષ્મી ચપળા છે તે સત્ય છે, ભોગદેવનો વેરાગ્ય, સ્વગૃહે ગમન. પત્ની સહિત તેણે લીધેલી દીક્ષા, ધન વગરના શ્રીદેવની હાંસી, ધન ન દેનાર અને ન ભોગવનારની દુઃસ્થિતિ, કેરલકુમારે ગ્રહણ કરેલ શ્રાવક ધર્મ અને દીક્ષા, ધનથી વધતું જતું રૌદ્રધ્યાન, ધન્યકુમારાદિનો પૂર્વભવ, ધન્યકુમારે પૂર્વભવમાં

આપેલ ખીરનું મુનિરાજને દાન, તે દાનનું અનુમોદન, ધન્યના ભાઈઓ તે પૂર્વભવના પાડોશીઓ, મુનિને દાન દીધા પછી થયેલ વિચારણા અને પશ્ચાત્તાપ તેથી આ ભવમાં સુખમાં આવેલ વિઘ્ન. ધનસાર તેમની પત્ની તથા ભાઈઓએ ગ્રહણ કરેલ દીક્ષા, દાનનું ફળ. **પાના ૩૭૭ થી ૫૨૮.**

**નવમ પલ્લવ**–રાજગૃહીમાં રત્નકંબળના વ્યાપારીઓનું આવવું, શ્રેણિકે તે લેવાની પાડેલી ના, તેનું ભદ્રા માતા પાસે ગમન, ભદ્રાએ માગેલ બત્રીશ રત્નકંબળ, વ્યાપારીઓને થયેલ આશ્ચર્ય. શાલિભદ્રની અમાપ્ય ઋદ્ધિનું વર્ણન, રત્નકંબળનાં બબે ટુકડા અને નિર્માલ્ય કુઈમા ક્ષેપન, ચિલ્લણાનો રત્નકંબળ માટે આગ્રહ, શાલિભદ્રની માતા પાસે રત્નકંબળની કરાવેલી માગણી, નિર્માલ્ય કુઇમા નાખી દેવાયાની હકીકત સાંભળીને રાજાને થયેલ આશ્ચર્ય, શાલિભદ્રને રાજદરબારમા આવવાનું આમંત્રણ, ભદ્રાએ કરેલું તેની સ્થિતિનું વર્ણન, શ્રેણિક રાજાને પાતાને ઘેર પધારવાનું આમંત્રણ, ધન્યકુમારનું લીલાશાલીપણું, શ્રેણિકનું શાલિભદ્રને ઘેર ગમન, ગોભદ્રદેવે કરેલાં સુંદર દેખાવો, શાલિભદ્રના મહેલની અદ્‌ભુતતા, માળે માળે સુંદર રચના, ચોથે માળે તેઓનું બેસવું, શાલિભદ્રને નીચે આવવાનુ કથન, શ્રેણિક કોણ ?, શ્રેણિક કરિયાણુ ખરીદવા માતાને સૂચના, માતાએ પ્રગટ કરેલ તેનું સ્વામીત્વ. માતાની આજ્ઞા અનુલ્લંઘનીય હોવાથી શાલિભદ્રનું શ્રેણિક પાસે આવવું, રાજાએ કરેલ સત્કાર, ભદ્રામાતાએ શ્રેણિક રાજાનો કરેલો સત્કાર, રાજાની વીંટીનું ગુમ થવું, નિર્માલ્ય કુઇની અમૂલ્ય વસ્તુઓ, શાલિભદ્રને થયેલ ખેદ, દેવદુંદુભીનું શ્રવણ, મહાવીર ભગવંત પાસે ગમન, પ્રભુએ આપેલ દેશના, વિષયગૃદ્ધિનો ચિતાર, કર્મના સ્વરૂપ ઉપર ધર્મદત્તની કથા, સંસારની અસારતા, રાજપુત્ર ચદ્રધવળ, શૃગાલીના શબ્દથી મેળવેલ સુવર્ણપુરૂષ, રાજસભામાં એક તાપસ વેષધારીનું આગમન, તેનું અપૂર્વ કથન શ્રીપતિ શ્રેષ્ઠીને ધર્મારાધનથી થયેલ ધર્મદત્ત પુત્ર, મિથ્યાત્વ નહિ આચરવા માટે દેવશર્મા દ્વિજની કથા, હિંસાકર્મથી

દેવશર્માનું તિર્યંચ્યોનિત્વ, ધર્મદત્તનો જન્મ, બહોંતેર કળાનો અ-ભ્યાસ, શ્રીદેવી સાથે લગ્ન, ધર્મદત્તનું વાંચનકાર્યમાં એકાગ્રપણું, અન્ય કાર્ય કે વિષયોપભોગની બેદરકારી, જુગારીઓને સોંપાવું, તેઓએ કેળવેલી કળા, ગાયનરસિક બનાવી અંતે વેશ્યાલંપટ બનાવવો, કામપતાકા સાથે યોગ, કામપતાકાના હાવભાવ, તેની સાથે વિષયલંપટપણું, ધનની ખુવારી, કુટુંબ તરફ બેદરકારી, માબાપનું મૃત્યુ, સર્વસ્વનો નાશ, વેશ્યાએ કરેલ તિરસ્કાર, સ્વગૃહે ગમન, કુળવંતી સ્ત્રીએ કરેલ સત્કાર અને આપેલ ધન, ધન મેળવવા સમુદ્રમાર્ગે પ્રયાણ, વહાણનું ભાંગવું. સમુદ્રમાંથી નીકળી વૃક્ષ નીચે કરેલ શયન, રાક્ષસના પંજામાં સપડાવું, ધનસાગરની પુત્રીનો મેળાપ, તેણે કરેલ પૂર્વ કથન, ધર્મદત્ત સાથે લગ્ન કરવાનો વિચાર, સમુદ્રમાં વહાણ ભાંગતા ડુબેલું કુટુંબ, ધર્મદત્ત તથા તે કન્યાના લગ્નનો તેજ દિવસ, તેમનાં થયેલાં ગાંધર્વ લગ્ન, રાક્ષસનું મૃત્યુ, વનમાં ગમન, ધનવતીનું હ-રણ, વિદ્યાસિદ્ધ યોગીનો સંયોગ, જીવદયાનો તેણે દેખાડેલ મિથ્યા-ડોળ, સુવર્ણપુરૂષની સાધના માટે તૈયારી, યોગીની છેતરપીંડી, યોગીને યજ્ઞકુંડમાં નાખવો. તેનો થઇ ગયેલ સુવર્ણપુરૂષ, અગ્નિ શાંત પાડવા માટે પાણી લેવા જતાં સુવર્ણપુરૂષની ચોરી, રાજકુમાર ચંદ્રધવલનું તેની પ્રાપ્તિ માટે વનમાં જવું, તેનું નિર્ભયત્વ, રાત્રે એક મંદિરમાં દેવીઓનો નાચ, ધર્મદત્તની પ્રિયાની મળેલી શો-ધ, દેવીને તુષ્ટ કરી પાછી લીધેલી ધર્મદત્તની પ્રિયા, સુવર્ણ-પુરૂષની પ્રસિદ્ધિ, ધર્મદત્તે થોડું લેવું અને ચંદ્રધવળને સર્વ આપવું, ધર્મદત્તનો વ્યાપાર, સોળ કરોડ દ્રવ્યની પ્રાપ્તિ, સ્વગૃહે ગમન, તેનો સત્કાર, ચંદ્રધવળ અને ધર્મદત્તનો પ્રેમસંબંધ, ગુરૂમ-હારાજની પધરામણી, ધર્મદત્તના સાસરે લીધેલી દીક્ષા, તેમણે કહેલ પૂર્વ વૃત્તાંત, ધનવતીની માતાનું વાંદરી થવું, વાંદરીએ ગુરૂ ઉપદેશથી આરાધેલ ધર્મ, ચંદ્રધવળ તથા ધર્મદત્તનાં પૂર્વ ભવ, સામાયિકનો ભાવ, સાધુને દાન દેતાં કરેલ ભાવની મંદતા, તેથી પ્રાપ્ત થયેલ પરિમિત લક્ષ્મી, પુત્રનો દાનમાં ઉલ્લાસ, તેથી

તેણે મેળવેલ અપરિમિત ધન, બંનેની દીક્ષા લેવાની ઇચ્છા, ચીરંધવળાનું વૃત્તાંત, રાજ્ય તેને સોંપવાનો નિર્ણય, સર્વેએ લીધેલ ચારિત્ર, સંસારની અસારતા, ભગવંતે સમજાવેલા ચારે ગતિનાં દુઃખો, શાલિભદ્રનો સંવેગરંગ, તેણે કરવા માંડેલ ત્યાગ, માતા તથા પુત્રનો સંલાપ, માતાને થયેલ દુઃખ, સંયમની ઉગ્રતા, સુખી જીવોથી તે પળાવાની મુશ્કેલી, ધીમે ધીમે ત્યાગ કરવાનો નિર્ણય, પ્રતિદિન ત્યજાતી એકેક પ્રિયા, ધન્યકુમારે સુભદ્રા પાસેથી સાંભળેલી તે હકીકત, 'સત્ત્વવંત પુરૂષો સત્વર ત્યાગ કરે છે' એમ ધન્યકુમારે કહેવું, 'કહેવું સહેલું છે પણ કરવું મુશ્કેલ છે' એમ તેની પ્રિયાઓનું કહેવું, ધન્યકુમારનો ઉત્તેજિત થયેલો વૈરાગ્ય, પત્નીઓની સંમતિથી તેમા થયેલ વૃદ્ધિ, સર્વેએ સાથે દીક્ષા લેવાનો કરેલો નિર્ણય, ધન્યકુમાર તથા ભદ્રામાતા વચ્ચે વાતચિત, પુત્રના લગ્ન મહોત્સવ તો સેંકડો વખત કર્યા, દીક્ષા અપાવવી તેજ ખરો મહોત્સવ, કોઈ વખત નહીં કરેલ મહોત્સવ કરવા ધન્યનો આગ્રહ, શ્રેણિક અભયકુમારાદિ સર્વેએ કરેલી પ્રશંસા, ધન્યકુમાર તથા શાલિભદ્રે લીધેલ ચારિત્ર, ભગવંતને તેમણે કરેલી વિજ્ઞપ્તિ, બાર વરસના વિહારમાં તેમણે કરેલી અદ્‌ભુત તપસ્યા, ભદ્રાને ત્યાં પારણા માટે આવવું, તેણે બંનેને ન ઓળખવા, શાલિભદ્રની પૂર્વ ભવની માતાએ દહીંથી કરાવેલ પારણું, પ્રભુએ કરેલ તેની શંકાનું નિવારણ, તેમનો વધતો જતો વૈરાગ્યરંગ, બંનેએ ગ્રહણ કરેલ પાદપોગમ અનશન, ભદ્રા માતાનું આગમન અને તેનો ખેદ. અભયકુમારે ભદ્રા માતાને કરેલ ઉપદેશ, બંને મુનિઓનું મૃત્યુ અને સર્વાર્થસિદ્ધિની પ્રાપ્તિ, ભાવી મોક્ષસુખ, બંનેના ચરિત્રની તુલના, બંનેની ચાર અનુત્તર વાતો, સાધુને દીધેલ અનુત્તર ખીરનું દાન, તેમનો અનુત્તર તપ, બંનેનો અનુત્તર વૈરાગ્ય, શાલિભદ્રનાં ચાર આશ્ચર્યો. નરભવમાં સ્વર્ગના ભોગો, શ્રેણિકની કરિયાણા રૂપે સમજણ, નિર્માલ્ય કુઇમાં વસ્ત્રાભરણાદિનું ક્ષેપન, રાજાનાં માનની અનપેક્ષા, ધન્યકુમારની વિશેષતાનાં કારણો, નાસ માટે ભૂમિ ખોદ્યાનાં નિધિનું પ્રગટ થવું, વ્યાપારમાં અનભિજ્ઞ

છતાં અતુલ દ્રવ્યની પ્રાપ્તિ, હોડમાં જીત, મૃતકના ખાટલામાંથી પણ મળેલો લાભ, ક્ષેત્ર ખેડતાં નિધિની પ્રાપ્તિ, તેજમતુરીની પિછાણ, સૂકી વાડીનું પલ્લવિત થવું, મણિની પરીક્ષા, તેમના ચરિત્રનાં પાંચ આશ્ચર્યો, ગીતકળામાં પ્રવીણતા, હરણના ટોળાને ગામમાં લાવવું, મોટા ભાઈઓની ઈર્ષ્યા છતાં ધન્યમાં ઇર્ષ્યાનો તદ્દન અભાવ, ભાઇઓ તરફ ચાર વખત દેખાડેલો ઉદાર ભાવ, સ્વપુન્યથી પ્રાપ્ત કરેલ દ્રવ્ય ઉપર એકદમ વૈરાગ્ય અને તેનો ત્યાગ, તેમનું અદ્વિતીય ધૈર્ય, સ્વયં ઉત્પન્ન થયેલ વૈરાગ્ય, અને સર્વ-સ્વનો તત્ક્ષણેજ ત્યાગ, ગ્રંથકર્તાની લઘુતા, બાળ વૃદ્ધ માટે ખાસ ઉપયોગી આ ગ્રંથ, છેલ્લું મંગળ અને પ્રશસ્તિ, જ્ઞાનપદની પૂજા.

પાના ૫૨૯ થી ૭૦૮.





# અંતર્ગત કથાઓની અનુક્રમણિકા.


| નંબર | વિષય. | પૃષ્ટ |
|---|---|---|
| ૧ | પુન્યાનુબંધી પુન્ય ઉપર ગુણસાર શ્રેષ્ઠીનુ વૃત્તાંત. | ૪ |
| ૨ | પાપાનુબંધી પુન્ય ઉપર વિશ્વભૂતિની કથા. | ૧૬ |
| ૩ | રાજાના લોભી કોઠારીની કથા. | ૨૭ |
| ૪ | ગુણ પરના રાગ અને દ્વેષ ઉપર યામલમુનિનુ દૃષ્ટાંત. | ૫૨ |
| ૫ | ઈર્ષ્યા ઉપર ૫કપ્રિયની કથા. | ૬૨ |
| ૬ | ઇર્ષ્યા ઉપર રૂદ્રાચાર્યની કથા. | ૭૭ |
| ૭ | વિષયાસક્તિ ઉપર સુનંદા તથા રૂપસેનની કથા. | ૧૨૧ |
| ૮ | લક્ષ્મી-સરસ્વતીનો સંવાદ. | ૩૦૮ |
| ૯ | સોનીનો વિશ્વાસ નહિ કરવા ઉપર કથા. | ૩૪૩ |
| ૧૦ | ધનદત્તની કથા. | ૪૬૭ |
| ૧૧ | મુચિવોદ અને શ્રીદેવની કથા. | ૪૭૪ |
| ૧૨ | ભોગદેવ અને ભોગવતીની કથા | ૪૮૮ |
| ૧૩ | સંચયશીલ શ્રેષ્ઠીના સેવક દુર્ગતપતાકાનું વૃત્તાંત. | ૪૮૯ |
| ૧૪ | ધન્યકુમારાદિકના પૂર્વભવની કથા. | ૫૧૮ |
| ૧૫ | કર્મના વિપાક ઉપર ધર્મદત્તની કથા. | ૫૬૩ |
| ૧૬ | મિથ્યાત્વારાધન ઉપર દેવશર્મા દ્વિજની કથા. | ૫૬૯ |
| ૧૭ | ધનસાગરનો વૃત્તાત. | ૬૩૩ |
| ૧૮ | ધર્મદત્ત તથા ચંદ્રધવળનો પૂર્વભવનો વૃત્તાંત. | ૬૩૮ |
| ૧૯ | વીરધવળનું વૃત્તાંત. | ૬૫૩ |

સુપાત્રદાન મહિમા ગર્ભિત.

શ્રી

# ધન્યકુમાર ચરિત્ર

## ભાષાંતર.

(અંતર્ગત શ્રી શાલિભદ્ર ચરિત્ર.)

बुद्धेः फलं तत्त्वविचारणं च,
देहस्य सारं व्रतधारणं च ।
अर्थस्य सारं किल पात्रदानं,
वाचः फलं प्रीतिकरं नराणाम् ॥

સુભાષિત.

दाणं सुभग्गकरं, दाणं आरुग्गकारणं परमं ।
दाणं भोगनिहाणं, दाणं ठाणं गुणगणाणं ॥

પ્રાચીન.

થિર નહિ ધન રાખ્યો, તેમ નાંખ્યો ન જાયે,
ધણિ પરે ધન જોતા, એક ગત્યા જણાયે;
ઈહ સુગુણ સુપાત્રે, જેહ દે ભક્તિભાવે,
નિધિ જિમ ધન આગે, સાથ તેહીજ આવે. ૧
નળ બળિ હરિચંદા, ભોજ જે જે ગવાયે.
પ્રહ સમય સદા તે, દાન કેરે પસાયે;
ઈમ હૃદય વિમાસી, સર્વથા દાન દીજે,
ધન સફળ કરીજે, જન્મનો લાહ લીજે

સૂક્તમુક્તાવળી.

કાહેકું કરત લોભ દેત કયુ ન દાનરે ॥
દાન શિવ સુખદાય, દાન સેં દારિદ્ર જાય,
ઘેર નવ નિધિ થાય, માને રાય રાનરે;
દાન દેવો ચિત્ત લાય, દાને ધન વૃદ્ધિ થાય,
જેસેં વાડી કૂપ પાય, હોત વૃદ્ધિ માનરે;
દેખો હો સુમુખ જિન, પ્રતિલાભ્યો મહા મુન,
કુમર સુબાહુ તિન રૂપકો નિધાનરે;
ભણે મુનિ બાળચંદ, સુણો હો ભવિક વૃંદ,
કાહેકું કરત લોભ, દેત કયું ન દાનરે.

બાળચંદ બત્રીશી. ૨૮



# શ્રી ધન્યકુમાર ચરિત્ર

## ભાષાંતર.



ત્રણજગતને ધ્યાન કરવા યોગ્ય નાભિરાજાના પુત્ર શ્રી ઋષભદેવસ્વામી તમારૂં કલ્યાણ કરો; તેમણે પ્રણીત કરેલી ધર્મ-કર્મની રચના જયવંતી વર્તે છે.

કલ્યાણ તથા લક્ષ્મીરૂપ સુખ આપવાવાળા યુગાદિ જિનેશ્વર ભગવાનને નમસ્કાર કરીને ધન્યકુમારનું ચરિત્ર ગદ્યમાં લખીશ.

ગ્રન્થકર્તા શરૂઆતમાં મંગળ માટે શ્રી ઋષભદેવ ભગવાનની સ્તુતિરૂપે આશીર્વાદ આપે છે કે તે નાભિરાજાના પુત્ર તમારૂં મંગળ વિસ્તારો. ઋષભદેવ ભગવાન સ્વર્ગ—મૃત્યુ—પાતાળરૂપી ત્રણ જગતને ધ્યાન કરવાને યોગ્ય છે. તેમણે કરેલી ધર્મ—કર્મની રચના આ લોક તથા પરલોક સાધનારી હોઇને સર્વથી શ્રેષ્ઠપણે વર્તે છે.

આ પ્રમાણે ઈષ્ટદેવતાના સ્મરણરૂપ આશીર્વાદ મંગળ કરીને સર્વ ઇષ્ટ વસ્તુને સાધનાર ધર્મનું વિભાગ સાથે વિવેચન કરે છે—

આ અગાધ સંસારરૂપી અરણ્યમાં ભમતાં પ્રાણીને ચુલ્લકાદિ[1]

---

૧ ચુલ્લગ, પાશગ વિગેરે મનુષ્ય ભવની દુર્લભતાને સૂચવનારા ૧૦ દૃષ્ટાંતો છે.

દશની માફક મનુષ્યભવની પ્રાપ્તિ અતિ દુર્લભ છે, તેમાં પણ આર્ય દેશ, સારૂં કુળ, દીર્ઘ આયુષ્ય, તંદુરસ્તી તથા સુંદરતાની પ્રાપ્તિ તેથી પણ વધારે દુર્લભ છે, અને સર્વથી દુર્લભ શ્રી જૈન ધર્મ પાળવાની વૃત્તિ થવી તે છે. આ સંસારમાં શ્રી સર્વજ્ઞભાષિત ધર્મ પરમ મંગળ કરનાર અને સર્વ દુઃખને હણનાર છે. દાન, શિયળ, તપ અને ભાવના એ પ્રમાણે ધર્મના ચાર વિભાગ છે. એ ચારે ભેદોમાં દાનધર્મ સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે ધર્મના ચારે ભેદોમાં તે અંતરંગપણે સમાયેલ છે. લૌકિક અથવા લોકોત્તર[1] સર્વમાં દાનધર્મ શ્રેષ્ઠ છે. શ્રીમાન્ તીર્થંકર ભગવાન પહેલાં દાન દઇ પછીજ વ્રત અંગીકાર કરે છે. શિયળ ધર્મમાં દાન આ રીતે સમાય છે—બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરવાથી મનુષ્ય હરહંમેશ અસંખ્ય એકેંદ્રિય, નવ લાખ સંમૂર્છિમ પંચેંદ્રિય તથા નવ લાખ ગર્ભજ પંચેંદ્રિયને અભયદાન આપે છે. વળી શિયળ ગર્ભદુઃખના નાશનુ કારણ હોઈ પોતાના જીવને પણ અભયદાન આપે છે. તપ ધર્મમાં પણ દાન સમાય છે. રસોઇ છકાયને વિરાધવાથીજ પકવી શકાય છે. ઉપવાસ વિગેરે તપ કરવાથી તે જીવોને પણ અભય-દાન મળે છે. ભાવધર્મમાં તો દાનનો પ્રભાવ સૌથી વધારે વર્તે છે, કારણ કે પરમ દયાથી જીવ તથા અજીવને ન મારવાની પરિ-ણતિ થવી તેનુ નામજ ભાવ, તેમાં તો અભયદાન આવી જાય છે. મુનિરાજ હંમેશા દેશનાદાન તથા જ્ઞાનદાન દીએ છે. ઉત્કૃષ્ટપણે અભયદાન તથા સુપાત્રદાન દેવાથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન થઈ શકે છે. લૌકિકમાં પણ દાન સર્વ ઠેકાણે સફળજ થાય છે. સુપાત્રને અપાયેલ દાન મહાપુણ્યનું કારણ, અન્યને વાત્સલ્યથી

---

૧ લોકોત્તર–ધાર્મિક પ્રસંગમા.

અપાયેલ દાન દયાને પોષનારૂ, રાજાને આપવામાં આવેલ દાન સન્માન તથા મોટાઇ બક્ષનારૂ, નોકર ચાકરને આપવામાં આવેલ દાન તેમની ભક્તિ આકર્ષણ કરનારૂં, સગા સબંધીને આપવામાં આવેલ દાન પ્રેમ વધારનારૂં તેમજ દુર્જનને આપવામાં આવેલ દાન તેમને અનુકૂળ કરનારૂં બને છે.

ધર્મશાસ્ત્રમાં પણ દાન ધર્મનું ફળ આ પ્રમાણે કહ્યું છે—

**विभवो वैभवं भोगा, महिमाऽथ महोदयः ।**
**दानपुण्यस्य कल्पद्रोरनल्पोऽयं फलोदयः ॥**

"રાજ્યઋદ્ધિ, પૈસો, સુરૂપ વિગેરેનો ઇચ્છાનુસાર ભોગવટો તેનુ નામ વૈભવ; મનોવાંછિત શબ્દ–રૂપ–રસ–ગંધ તથા સ્પર્શની પ્રાપ્તિ તેનું નામ ભોગ· દેશ પરદેશમાં કીર્તિ ફેલાવવી તેનુ નામ મહિમા તથા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ તેનુ નામ મહોદય; આ ચારે (વૈભવ–ભોગ–મહિમા તથા મહોદય) ઉપર જણાવેલ દાન-પુણ્યરૂપી કલ્પવૃક્ષના ફળો સમજવા."

આગમમાં વર્ણવેલ શુદ્ધ દાનના સેવન સિવાય વૈભવ વિગેરેની પ્રાપ્તિ થતી નથી. મિથ્યાત્વના ઉદયથી અથવા ખોટા જ્ઞાનની શ્રદ્ધાથી અજ્ઞાનકષ્ટ સહન કરનાર તપસ્વી પાપાનુબન્ધિ પુણ્ય કદાચ બાંધે. પરંતુ તે ઉદયમાં આવતાં સુપાત્રદાન આપવાની વૃત્તિ થતી નથી, અને જો આગમમાં વર્ણવેલ વિધિ પ્રમાણે સહજ પણ સુપાત્રદાન શ્રદ્ધાથી આપે છે, તો તે પુણ્યાનુબન્ધિ પુણ્ય ઉપાર્જન કરે છે અને તે ઉદયમાં આવતાં દાન આપવાની વૃત્તિ થાય છે. કદાચ આગલા કોઈ પાપ કર્મનો ઉદય થતાં તેનું ધન નાશ પામે, તોપણ દાન આપવાની મતિ કદિ જતી રહેતી નથી અને આવી રીતે પાપના ઉદય સમયે થયેલી દાન આપવાની વૃત્તિ

તરતજ ફળ આપનારી થાય છે. તેના ઉપર ગુણસાર શ્રેષ્ઠિનું દ્રષ્ટાંત કહે છે.

## પુણ્યાનુબંધિપુણ્ય ઉપર ગુણસાર શ્રેષ્ઠિનું દષ્ટાંત.

એક મોટા શહેરને વિષે ગુણસાર નામનો શ્રેષ્ઠિ રહેતો હતો; તે બહુજ લક્ષ્મીવાન્, તેજસ્વી તથા કોઈથી ગાંજ્યો ન જાય તેવો હતો. એક દિવસ તેને સવારના પહોરમાં એક સારા ગુરૂ સાથે ભેટો થયો. તેણે તેમને નમસ્કાર કર્યા. દયાર્દ્ર તે મુનિએ ધર્મલાભ દઇને જીવ--અજીવ વિગેરે પદાર્થોનું સત્ય સ્વરૂપ પ્રકાશિત કરતાં ધર્મનો તેના ગૂઢ રહસ્ય સહિત ઉપદેશ કર્યો. તેણે પણ ઘણાજ રસથી તથા ઉત્સાહથી તેને પોતાના હૃદયમાં ધારણ કર્યો. અસાધારણ સંયોગથી રાજી રાજી થઇ સમ્યક્ત્વ સાથે ગૃહસ્થ ધર્મ તેણે અંગીકાર કર્યો ત્યારપછી હમેશાં તે એકાંતરે ઉપવાસ, પ્રસંગ પ્રાપ્ત થતાં સુપાત્રે દાન તથા અન્ય નિયમો અંગીકાર કરવા લાગ્યો. આમ કેટલાક દિવસ વ્યતીત થતાં ગુરૂસંગના પ્રભાવે તે ધર્મકરણીમાં કુશળ થઈ ગયો; અને વધતા જતા અધ્યવસાયે તે ધર્મ પાળવા લાગ્યો.

કેટલોક સમય વીત્યા પછી પૂર્વના કોઈ પાપકર્મના ઉદયથી તેની લક્ષ્મી નાશ પામી, તોપણ ધર્મપ્રતિ પોતાનો આગ્રહ તેણે છોડ્યો નહી. કોઇ નિકાચિત પાપના ઉદયથી અત્યંત ગરીબ થઇ જવાને લીધે તે બહુજ મુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. 'ધન જતાં સહાય કરવા કોણ ઉભો રહે છે ?' એક વખત તેની સ્ત્રીએ કહ્યુ કે 'હે સ્વામી ! આપણું સર્વ નાશ પામ્યું, ધન સિવાય કોઇ મદદ પણ કરતું નથી. ગરીબ અવસ્થામાં પૈસા કોણ આપે ? માટે તમે મારા પિતાને ઘરે જાઓ. મારી ઉપરની

અતિશય મમતાને લઇને તમારાં દર્શન થતાંજ તે તમને ધન આપશે, એટલે પછી આપણે આપણો નિર્વાહ સુખે સુખે ચલાવશું; તે સિવાય બીજો કોઇ ઉપાય મને દેખાતો નથી.' સ્ત્રીના હંમેશના આવા આગ્રહથી પીગળી જઇને એક દિવસ તેણે કહ્યું કે 'પ્રિયે! દુઃખી અવસ્થામાં સાસરાને ત્યાં જવું યોગ્ય તો નથી, પરંતુ ત્હારો ઘણો આગ્રહ છે તો કાલે સવારે જઈશ.' તેણીએ વિચાર્યું કે 'અઢી દિવસનો રસ્તો છે તેમાં એક દિવસ તો ઉપવાસ આવશે.' એટલે બીજા દિવસ માટે પારણાને યોગ્ય સાથવો, તથા ગોળનો કકડો એક કોથળીમાં નાંખીને તેણીએ તેને આપ્યો.

હવે સવારના પહોરમાં ભોજન કરીને શ્રેષ્ઠિ પ્રવાસે નીકળી પડ્યા; સાંજે એક ગામમાં રાત્રિ ગાળી, બીજે દિવસ સવારના ઉપવાસનુ પચ્ચખ્ખાણ કરી આગળ ચાલ્યા. સાંજ પડતાં પાછા એક ગામમાં રાત ગાળી, ત્રીજે દિવસે મધ્યાન્હ સમયે એક નદીના કીનારે પારણું કરવા બેઠા. તેવખતે વિચાર કરવા લાગ્યા કે 'ખરેખર તે જીવોનેજ ધન્ય છે કે જેઓ મુનિને દાન આપ્યા સિવાય ભોજન કરતા નથી. પાપના ઉદયથી મને અત્યારે તેવો યોગ ક્યાંથી પ્રાપ્ત થાય? પરંતુ કદાચ તેવો યોગ થઇ જાય તો તો મારા અહોભાગ્ય ગણી શકાય.' આમ વિચારતો ચારે દિશા તરફ દષ્ટિ ફેરવે છે, તેવામાં મહિનાના ઉપવાસવાળા એક મુનિમહારાજ પારણામાટે ગામમાં ગયેલા તેમને શુદ્ધ જળ તો મળ્યું હતુ પરંતુ દોષની આશંકાથી તેમણે આહાર લીધો નહોતો. એકલા જળ લઇને આવતા હતા. તે મુનિરાજને જોઇને જેમ ચંદ્રને જોતાં ચકોરને આનંદ થાય તેવો આનંદ તેને થયો. તેણે વિચાર્યું કે 'અહો મારા ભાગ્ય હજુ તો તેજ કરે છે એમ જણાય છે. હવે જો આ મુનિરાજ મારા

સાચવવાનો સ્વીકાર કરે તો તો મ્હારા જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી.' આ પ્રમાણે વિચારતા ઘણાંજ આનંદભેર મુનિની સન્મુખ આવી નમસ્કાર કરીને શેઠ બોલ્યા કે 'હે દયાના સમુદ્ર! આપના પુનીત પગલાં આ બાજુ ફેરો અને માગ ઉપર કૃપા કરીને મારી જેવા રંકનો ઉદ્ધાર કરો. હે મુનિરાજ! આ આહાર દોષ-રહિત છે તેનો આપ સ્વીકાર કરો.' પુલકિત અંગે તથા ગદ્‌ગદિત કરે વિનંતિ કરીને મુનિરાજને તે પોતાને સ્થળે લઇ આવ્યો. મુનિએ પણ ત્રિવિધ દોષથી રહિત આહાર જોઇને પોતાનું પાત્ર ધર્યું. તે સમયે આ અશકય વાત બનવાથી ચંદ્ર ઉદય થતાં સમુદ્રમાં જેમ ઉલ્લાસ આવે છે તેમ શેઠના ભાવમાં પણ ઉલ્લાસ વૃદ્ધિ પામ્યો. ને વિચાર કરવા લાગ્યો કે 'શું આ તે સ્વપ્ન છે કે સાચી વાત છે? પાપના ઉદયને પ્રસંગે ભવસમુદ્રમાં ડુબતાં મને આવા મુનિરાજરૂપ સફરી વહાણનો ભેટો કયાંથી થયો!' આવી રીતે વિચાર કરી પોતાની પાસેનો બધો આહાર મુનિરાજને વહોરાવી નમસ્કાર કરીને તે બોલ્યો કે 'મહારાજ! દયાના સમુદ્ર! આપે મારી જેવા રંક ઉપર મોટી કૃપા કરી અને મને ભવસમુદ્રથી તાર્યો, જગતને શરણ કરવા યોગ્ય આપના દર્શનથી મારો જન્મ સફળ થયો.' આ પ્રમાણે સ્તુતિ કરી સાત આઠ પગલાં સુધી તેમને વળાવી પાછો પોતાની જગ્યાએ આવી વસાદિ લઇને રસ્તે પડ્યો. રસ્તામાં પોતાના ધ્યાનમાં મગ્ન થઈ ગયેલ તે વિચારવા લાગ્યો કે 'અહો! આજે મારો શુભ દિવસ છે; ધન્ય છે તે ઘડીને કે જ્યારે આવા મુનિના મને દર્શન થયા અને મને અપૂર્વ લાભ મળ્યો ખરેખર! કામધેનુ પોતાની મેળે મારે આંગણે આવી, અચાનક ચિંતામણિ રત્ન મને પ્રાપ્ત થયું, મારો મનુષ્ય જન્મ

સફળ થયો, આજ તો મેં અવિનશ્વર ભાતું બાંધ્યું. આજથી મારી દ્રવ્ય તથા ભાવ દરિદ્રતા નાશ પામી તેમજ મને લોકોત્તર લાભ પ્રાપ્ત થયો. આવા વિચાર તથા ભાવમાં લીન થઈ ગયેલ શ્રેષ્ઠિ ક્ષુધા તૃષા સર્વ ભૂલી ગયો. આપેલ દાનના વિચારમાંજ લીન થઈ ગયેલ તે ક્ષણે ક્ષણે રોમાંચિત થતો અનુક્રમે પોતાના સાસરાને ગામ પહોંચ્યો.

હવે ગામના દરવાજામાં દાખલ થતાં તેને મંદ શુકન થયા. તે જોઇને શેઠ મનમાં વિચારવા લાગ્યા કે 'સ્ત્રીથી પ્રેરાઇને હું અહિં આવ્યો તો ખરો પરંતુ મારૂં ધારેલું કામ પાર પડે તેમ લાગતું નથી. પરંતુ હવે વચ્ચે નકામી ચિંતા કરવાથી શું સરવાનું હતું ?' આ પ્રમાણે વિચાર કરતાં મધ્ય ચોકમાં આવ્યો એટલે હાટપર ઉભેલાં તેના સાસરા તથા સાળાઓએ તેને જોયો. તેને જોઇને તેઓ અરસપરસ ધુસધુસ કરવા મંડ્યા કે "જુઓ છો કે, આ દરિદ્રતાની મૂર્ત્તિ, ખાલી ઘડા જેવા જમાઇરાજ પધાર્યા છે, પરંતુ આપણે તેને મોઢુંજ ન દેખાડવું. જો દેખાડયું તો જરૂર ગળે પડીને દ્રવ્ય માગશે. ભાઇસાહેબ નિર્ધન થઈ ગયા છે એટલે પછી નિર્ધનને લાજ શરમ શેની હોય ? કહ્યું છે કે 'ધન જતાં તેજ, લજ્જા, બુદ્ધિ, માન સર્વ જાય છે.' આ તુચ્છ મતિવાળા શ્રેષ્ઠિએ અયોગ્ય વ્યાપાર કરીને તથા ફક્ત કાનને સાંભળવાથીજ આનંદ આપતી કીર્તિને માટે દાનપુન્ય કરીને પોતાનું ધન સર્વ વાપરી નાખ્યુ છે, ઘરના નિર્વાહની ચિન્તા બિલકુલ કરીજ નથી. હવે પોતાની પાસે કાંઈ ન રહેતાં આપણી પાછળ લાગ્યો છે. શુ અહિં તે કુબેર ભંડારીના ભંડાર ભર્યા છે? કે શું તે આપણને આપી રાખેલ ધન ભૂલી

ગયા છે કે આપણને સમજાવવા અહીં આવ્યા છે? આપણે જો કાંઇપણ અત્યારે આપશું તો ખાવા પીવામાં વાપરી નાંખી વળી પાછા આવશે. 'જમાઈ તથા જમનું પેટ કોઇથી પૂરાયુંજ નથી; સર્વસ્વ આપી ઘો તોપણ તેઓને તૃપ્તિ થવાની નહિં, માટે એમને મોઢુંજ ન દેખાડવું તેથી જેવા આવ્યા છે તેવા પાછા ચાલ્યા જશે."

આ પ્રમાણે અરસપરસ નિર્ણય કરી અવળું મોઢું કરીને તેઓ ઉભા રહ્યા. ગુણસાર પણ ચતુર હોવાથી બધુ સમજી ગયો, તેણે મનમાં વિચાર્યું કે 'સ્ત્રીના વચનને આદર આપી અહિં આવ્યો તે મે ઠીક ન કર્યું. નિર્ધનમાં તથા શબમાં કાંઇ પણ તફાવત નથી એવુ નીતિવાક્ય જાણવા છતાં મેં અહિં આવવાનુ સાહસ કર્યું તેમાં મે મારી મૂર્ખતાજ બતાવી આપી છે સાસરાને ઘરે માનભ્રષ્ટ થવુ તે મનુષ્યને સર્વથી વધારે દુખકર્તા છે પરંતુ હવે શું કરવુ? ભાવી બનવાનું હતુ તે બન્યુ. પૂર્વકર્મનો ઉદય આવોજ હશે' આમ વિચારીને નીચું મોઢું રાખી તે સાસરાના ઘરમાં ગયો.

હવે સાસુએ પણ જમાઇને એવી અવસ્થામાં જોઇને બહુ આદરસત્કાર કર્યો નહિ. સામાન્ય વહેવાર રીતિએ ફક્ત પૂછ્યું કે 'આવો, અમારી પુત્રી તો કુશળ છે?' શેઠ દ્વારમંડપમાં ઉભા ઉભા વિચાર કરવા લાગ્યા કે 'અગાઉ પૈસાદાર સ્થિતિમાં હું અહીં આવતો હતો ત્યારે આ મારા સગાં સંબંધીઓ ભેગાં થઇને એક બે ગાઉ સામે આવી મળી ભેટીને મોટા ઠાઠમાઠ સાથે મને ઘરે લઇ જતા હતા અને મારી સેવા કરવા દર પળે તૈયાર રહેતા હતા. આજ પણ હુ તો તેનો તેજ છું. પરંતુ

મારા આવ્યાના સમાચાર પણ કોઇ પૂછતુ નથી. જિનેશ્વર ભગવાને સાચુંજ કહ્યું છે કે 'સર્વ સગાં વ્હાલાં સ્વાર્થનાંજ સંબધીઓ છે. સ્વાર્થ રહિત તો એક ગુરૂમહારાજજ છે.' ઉક-રડા જેવા આ સંસારમાં સુગંધની આશા ક્યાંથી હોય? પરંતુ જેવો કર્મનો ઉદય હોય તે પ્રમાણેજ બને છે. અશુભ કર્મના ઉદય સમયે ચિન્તા કરવી તે મૂર્ખ માણસનું કામ છે. બન્ધ સમયે ચિન્તા રાખનાર માણસજ પોતાનો સ્વાર્થ સાચો સાધે છે, માટે અત્યારે તો મુંગા મુંગા સર્વ જોયા કરવું." આ પ્રમાણે મન સ્થિર કરી ભૂખ્યો હતો, છતાં મુગોજ બેસી રહ્યો. સાંજના જ્યારે રસોઈ તૈયાર થઇ ત્યારે સાસરાએ કહ્યું કે—'ઉઠો, ભોજન કરો.' એટલે જમીને પાછો ત્યાંજ આવીને બેઠો. રાત્રિના લગભગ નવ વાગે સાસરાએ દુકાનેથી આવી એક ઘડી માત્ર પાસે ઉભા રહી પૂછ્યું—'હે શ્રેષ્ઠિ! આપ અત્રે શા કારણસર પધાર્યા છો?' તેણે કહ્યુ કે 'આપને મળવા માટે.' સાસરાએ પૂછ્યુ કે—'કેટલાક દિવસ રહેવા વિચાર છે?' શ્રેષ્ઠિએ જવાબ આપ્યો કે—'સવારનાજ જઇશ.' સાસરાએ કહ્યુ કે—'જો એમજ છે તો બે ઘડી રાત બાકી રહે કે તરતજ ઉઠીને પધારજો, કારણકે હાલ ઉન્હાળાનો સમય વર્તે છે. જવામાં અસુર થશે તો તમે અતિશય તાપથી નાહક હેરાન થશો, માટે રાત્રિના શાંત સમયેજ આપ ચાલજો.' આ પ્રમાણે વાત કરીને સસરાજી તો પોતાના શયનગૃહમાં ચાલ્યા ગયા. ગુણસારે વિચાર્યું કે—'મેં અહિં આવી નાહક મારૂં પાણી ગુમાવ્યું, માટે હવે તો જેમ જલદી જવાય તેમ સારૂં.' આ પ્રમાણે આખી રાત પશ્ચાત્તાપમાં ગાળી બે ઘડી રાત બાકી રહી એટલે ઉઠીને તૈયાર થયો. તૈયાર થઇને તે બોલ્યો કે—'કોઈ

જાગે છે કે ? હું જાઉં છુ.' તે વખતે ઘરમાં પણ કોઈ જાગતું હશે તેણે જવાબ દીધો—'બહુ સારૂ, પધારો.' આ પ્રમાણે જવાબ સાંભળી ગુણસાર વિદાય થયો.

હવે રસ્તામાં આગળ ચાલતાં જ્યાં સૂર્યોદય થયો અને હાથની રેખાઓ દેખાવા લાગી ત્યાં આગળ ખોટી થઈ, પંચ-પરમેષ્ટિનું સ્મરણ કરી, ઉપવાસનું પચ્ચખ્ખાણ કર્યું, ચઉદ નિયમ ધાર્યા અને જિનેશ્વર ભગવાનનાં સ્તવન કિર્તન કરતો આગળ ચાલ્યો. અનુક્રમે જે સ્થળે સાધુને દાન આપ્યું હતું તે સ્થળે નદીને કિનારે તે આવી પહોંચ્યો. ત્યાં તે વિચાર કરવા લાગ્યો કે, 'અહો ! આ સ્થાન કલ્યાણમય લાભ આપનારૂં છે, આ સ્થાને મેં સૌદાના કારણભૂત સુપાત્રદાન આપ્યું હતુ. એવો પ્રસંગ ફરી ક્યારે પ્રાપ્ત થશે ?' આ પ્રમાણે ગદ્‌ગદિત કંઠે વિચાર કરતા તે રોમાંચિત થયો, અને શ્વસુરગૃહે થયેલ અપમાનાદિ સર્વ દુઃખ ભૂલી ગયો. 'સમસ્ત ગુણને હણનાર એવા પાપનો નાશ કરનાર મુનિદાન મે આ સ્થળે આપ્યું હતું, માટે મારે તો મારી પત્નીનો ઉપકાર માનવાનો છે' આ પ્રમાણે ક્ષણ વાર ઉભો રહી કરેલ પુન્યની અનુમોદના કરતો હતો, તેવામાં તેને વિચાર આવ્યો કે—'અહિ આવતાં તથા પાછા જતાં મને ત્રણ ચાર દિવસ થયા, ઘરે રૂપિયા કે અડધા રૂપિયાનુ પણ દેવું થયું હશે તો તે હું કઇ રીતે આપીશ ! માટે આ નદીની અંદર પાંચ રંગના, ગોળ, સુંદર આકારના, ઘસવાથી સુવાળા થયેલા મોટા મોટા કાંકરાઓ છે, અને તેમાં કેટલાક તો લગભગ શેર શેર વજનના હોવાથી, તે બે ત્રણ ચાર શેરનું વજન કર-વાને યોગ્ય છે, માટે એ પત્થરના ગોળા હું લઇ જાઉ. ચોક

(બજાર) માં તોળવા માટે વેપારી તે વેચાતા લેશે, અને કદાચ ઘરમાં રહેશે તોપણ સાધુદાનનું સ્મરણ આપનારા બનશે.' આ પ્રમાણે વિચાર કરીને પોતાની પાસેની કોથળીમાં તે ભર્યા અને તેનું મ્હોડું બાંધી લઇ તે કોથળી માથે મૂકી આગળ ચાલ્યો. સાંજના અગાઉ રહેલ સ્થાને રાત ગાળી આગળ ચાલ્યો. અનુક્રમે ક્ષુધા તૃષાથી પીડાતો એક ઘડી દિવસ બાકી રહ્યો તે સમયે ઘરે પહોંચી ગયો.

આ સમયે તેની સ્ત્રી આંગણામાં ઉભેલી હતી. પતિને પેલી ભરેલ કોથળી સાથે આવતા જોઇને તે વિચારવા લાગી કે, 'અહો ! મારા સ્વામીનાથ ધનનુ પોટકું લઇને આવ્યા તો ખરા; મારા પિતાએ રોકડું ધન એટલું બધું આપ્યુ જણાય છે કે તે તેમનાથી બરાબર ઉપાડી પણ શકાતુ નથી.' આમ વિચારતી આગળ આવી પતિના માથા ઉપરથી પોટકું પોતે ઉપાડી લીધું. ધનના ભારની અટકળ કરતાં પતિને કહેવા લાગી કે—'હે નાથ ! ધન જતાં આપની બુદ્ધિ પણ ગઈ કે શું ? મારા પિતાને ત્યાંથી આટલક ધન મજુરની જેમ તમે પોતેજ શા માટે ઉપાડી લાવ્યા? શરમ પણ ન આવી ? એકાદ રૂપિયો ખરચીને મજુર શા માટે ન કર્યો ? પણ તેમાં તમે શું કરો ? દુ:ખી સ્થિતિમાં બુદ્ધિ હમેશાં પલટાઈજ જાય છે. આટલા દિવસ નકામા ગાળી નાખ્યા, જો પહેલાંથી મારૂં કહ્યું કર્યું હોત તો આટલું દુ ખ પણ શોષવું ન પડત.' શ્રેષ્ઠિએ તો મુંગા મુંગા સર્વ સાંભળ્યા કર્યું અને વિચાર્યું કે—'જો સાચી વાત કહીશ તો આ નિરાશ થઇ જશે, માટે ભોજન કરીને પછી યોગ્ય પ્રસંગે સર્વ વાત કહીશ.' સ્ત્રીએ તો કોથળી પેટીમાં મૂકી અને બાજુમાં રહેતા એક વાણિયાને ઘરે

જઈ કહ્યું કે—'હે શેઠ ! ભોજનની શ્રેષ્ઠ સામગ્રી મને તમે આપો. મારા સ્વામી મારા પિતાને ઘરે જઈ ઘણુ ધન લાવ્યા છે, માટે સવારના તમારા જે પૈસા થશે તે આપી દઈશ.' વાણિયે સર્વ સામગ્રી તેને આપી, એટલે ઘરે જઇને તેણે ભોજન તૈયાર કર્યું. શેઠ પણ સ્નાનાદિ કરીને ભોજન કરવા બેઠા.

હવે શેઠાણીએ ભોજન પિરસીને શેઠને કહ્યું કે—'હે સ્વામી ! તમે હવે નિરાંતે જમો, હુ મારા બાપુએ તમને શુ દીધું તે જોઉં.' શ્રેષ્ઠિએ વિચાર્યું કે—'કોથળી જોઇને એ નિરાશ થઇ જશે અને મારૂં ભોજન પણ વિરસ થઈ જશે.' એટલે તેણે સ્ત્રીને બોલાવીને કહ્યું કે—'પ્રિયે ! હમણાં તો તું પણ ભોજન કરી લે, જમ્યા પછી તને બધું દેખાડીશ.' તેણીએ કહ્યુ કે—'મને કાંઇ એટલી બધી ભૂખ લાગી નથી, માટે હુ તો હમણાજ જોઈશ અને પછી જમીશ.' વારંવાર ના પાડવા છતાં 'સ્ત્રીનો હઠ વારી ન શકાય તેવો હોય છે.' તદનુસાર તે તો જોવા ગઇ. આ બાજુ શ્રેષ્ઠિને ચિંતા થવા લાગી કે—'હમણાંજ તે ફરિયાદ કરતી આવશે.'

આ બાજુ શેઠાણી કોથળીનું મ્હોડું છોડી જુએ છે તો દિશાઓને પોતાના તેજથી ઝળહળાવી મૂકે તેવા અસાધારણ કિંમતના રત્નો તેણીએ દીઠા. તે જોઇ આશ્ચર્યચકિત થઇ જઈ પતિને કહેવા લાગી કે—'નાથ ! જુઓ ! જુઓ ! મારા બાપની ઉદારતા ! મે તો પહેલાથીજ તમને કહ્યુ હતું કે તમે જાઓ, જાઓ ! તમારા જવાનીજ ખોટી હતી. ત્યાં ગયા પછી તો તમારે કાંઈ માગવું પણ પડયું નહિ હોય. જે દિવસે તમે ગયા તે દિવસેજ મારા પિતાએ રત્નોથી કોથળી ભરીને તમને આપી લાગે છે.' આ બધું સાંભળીને શ્રેષ્ઠિ જમતાં જમતાં વિચારવા લાગ્યો કે—'આ

બિચારી રત્ન તથા પત્થરના તફાવતને શું સમજે? પાંચ રંગના પત્થરો જોઇને તેને તેમાં રત્નનો ભ્રમ થયો લાગે છે.' સ્ત્રીએ પોતાના પિતાના વારંવાર વખાણ કરવા માંડ્યા, તેથી શ્રેષ્ઠિએ કહ્યું કે 'નાહક ફુલાય છે શા માટે? તારા બાપે જે દાન દીધું છે, તે તો એક મારૂં મનજ જાણે છે, તું પણ હવે પછી જાણીશ, માટે હાલ તો મુંગી રહે.'

આ પ્રમાણે સાંભળી તેણી વિચારવા લાગી કે—"અહો! મારા પતિ ખરેખર નિષ્ઠુરજ લાગે છે, આટલુ બધું ધન મળવા છતાં તેના મનમાં જરા પણ ગુણ વસતો નથી.' આ પ્રમાણે વિચાર કરી પાછો વિવાદ કરવા લાગી કે—"સ્વામી! આવાં અમૂલ્ય રત્નો વગર માગ્યે આપ્યા છતાં, 'તારા બાપે શું આપ્યું?' એમ આપ કેમ બોલો છો? આટલું બધું તો કોઈ રાજા પ્રસન્ન થયો હોય તો પણ આપી ન શકે; પણ લોકોમાં કહેવત છે તે સત્ય છે કે 'જમાઇ તથા જમને કદિ સંતોષ થતોજ નથી.' જુઓ તો ખરા, આ રત્નોએ પોતાની કાંતિથી ઘરની જમીનને ભાતભાતના રંગોથી રંગી નાખી છે." આટલુ કહેવા છતાં શ્રેષ્ઠિના મનમાં કાંઇ વસ્યું નહિ. તે વિચારવા લાગ્યો કે—'આનુ ભોળપણુ તો જુઓ. નાહકની બોલબોલ કર્યા કરે છે.' આ પ્રમાણે સ્ત્રીના વારવાર કહેવાથી શ્રેષ્ઠિ ભોજન કરતાં કરતાં ઉઠી પત્ની પાસે જઇને બોલ્યો કે—'અરે મૂર્ખિ! નાહક શા માટે ફુલાય છે? તારા બાપે આપેલાં રત્નો ક્યાં છે? તેના પ્રકાશથી તારા બાપની ઉદારતા કેવી છે તે તને બતાવું!' તેણીએ કહ્યું કે—'આવો આ ઓરડામાં, ખોટી બૂમો શું પાડો છો? રત્નોએ પોતાની કાંતિથી આખા ઘરને ઝળહળાવી મૂક્યું છે.' આ પ્રમાણે

બોલી પતિનો હાથ પકડી તેને ઓરડામાં લઇ ગઇ.

હવે શેઠાણીનો વારો આવ્યો. તેણે પતિને ત્યાં લઈ જઈને કહ્યું કે–'જુઓ ! જુઓ ! કહો હવે ! આપણા બેમાં કોણ અજ્ઞ !' શ્રેષ્ઠિ જુએ છે તો રત્નોએ પોતાની કાંતિથી ઘરને રંગી દીધું હતું. શ્રેષ્ઠિ વિચારવા લાગ્યા કે–'અહીં આવાં અગાઉ કદિ નહીં જોયેલાં રત્નો ક્યાંથી ? આ તે શું સ્વપ્ન છે કે સાચી વાત છે ? મેં તો કોથળીમાં પત્થરા નાંખ્યા હતા અને આ તો જગતમાં રહેલા શ્રેષ્ઠ રત્નો દેખાય છે !'

આ પ્રમાણે ઘડી બે ઘડી વિચાર કરતાં શ્રેષ્ઠિને પોતે આપેલ સાધુદાનનું સ્મરણ થયું એટલે તેનુ રહસ્ય તે સમજ્યો. પછી તેણે સ્ત્રીને કહ્યું કે–'પ્રિયે ! આ કાંઇ તારા બાપનો મહિમા નથી, પણ બીજાજ કોઇનો મહિમા છે આ સર્વ તો મુનિદાનનો પ્રભાવ છે. હે પ્રિયે ! તે કોથળીમાં ભાતુ નાખી આપ્યું હતું તે લઇને હું ચાલ્યો અને મુનિરાજનો યોગ મળતાં તેને આપ્યું.' આ પ્રમાણે પાછા ફરવા સુધીનો વૃત્તાન્ત પોતાની સ્ત્રીને તેણે નિવેદન કર્યો. છેવટે કહ્યું કે–'હે મુગ્ધે ! હે સ્ત્રી ! જેવા તે દિવસે ઉપવાસના પારણાને સમયે મુનિદર્શન થતાં મારા ભાવ ઉલ્લસાયમાન થયા હતા તેવા મારા આખા જન્મમા તે કરતાં પણ વધારે સબળ નિમિત્ત ઉપસ્થિત થવા છતાં થયા નહોતા. તે અનુભવ તો હું, મારૂં મન અથવા તો એક શ્રી જિનેશ્વર ભગવાનજ જાણે છે. બે ત્રણ વાર જો આવા ભાવ આવે તો મોક્ષપ્રાપ્તિ પણ દુર્લભ ન રહે. અહો પ્રિયે ! વાર વાર ઇચ્છા થાય છે કે એવો દિવસ ફરીને ક્યારે આવશે ?'

આ પ્રમાણે પતિનાં વચનો સાંભળીને તેણી અતિશય આનંદ તથા ધર્મબોધ પામી, અને ધર્મરત્ન પ્રાપ્ત થતાં સર્વ

સાંસારિક સુખ તથા ધર્મ પણ વૃદ્ધિ પામવા લાગ્યા. શ્રેષ્ઠિ તથા તેની સ્ત્રી છેવટ સુધી ધર્મનું આરાધન કરી શ્રી જૈનશાસનની ઉન્નતિ કરી શાંતપણે મરણ પામી ચોથા દેવલોકે મિત્રદેવપણે ઉત્પન્ન થયાં. ત્યાંથી ચ્યવી વિદેહમાં અવતરી પરમપદને પામશે.

ઇતિ ગુણસાર શ્રેષ્ઠિ કથા.

આ પ્રમાણે આગમમાં વર્ણવેલ વિધિ અનુસાર ધર્મનું આરાધન કરનારને આ ભવ તથા પરભવમાં પ્રબળ પુણ્યના ઉદયથી ધર્મ કરવાની ઈચ્છા અખંડ રહે છે. કર્મની ગતિ વિચિત્ર હોવાથી કદાચ પાપકર્મ ઉદયમાં આવતાં સાંસારિક સુખ નાશ પામે છે, પરંતુ ધર્મ કરવાની ઇચ્છા તો નાશ પામતીજ નથી. તે તો ઉલટી વધ્યાજ કરે છે. અને મિથ્યા શ્રદ્ધાથી અથવા નિ-યાણુ વિગેરે કરવાથી વિરાધેલ ધર્મપ્રવૃત્તિ કર્મની નિર્જરાને માટે થતી નથી, તેથી તો પાપાનુબન્ધિ પુણ્યનો બંધ થાય છે. તે ઉદયમાં આવતાં વિષય કષાય પ્રબળ થાય છે અને ધર્મ કરવાની ઈચ્છા તો થતીજ નથી. તે માણસ જેમ જેમ નવાં પાપ કરતો જાય છે તેમ તેમ પૂર્વના પાપાનુબન્ધિ પુણ્યથી લક્ષ્મી વિગેરેની વૃદ્ધિ થાય છે. અને કોઈ વખત સત્સંગ વિગેરેથી ધર્મ કરવાની ઈચ્છા થાય છે તો પણ ધર્મ કરી શકતો નથી, અંતરાય કર્મના યોગથી ઉલટો દુઃખમાં પડે છે અને તે દુઃખથી પેદા થયેલી દાનાદિ ધર્મ કરવાની ઇચ્છા નાશ પામે છે જો પાછી ધર્મ આચરવાની ઈચ્છા કરે છે તો તે દુઃખ નાશ પામે છે. આ પ્રમાણે પૂર્વે ધર્મ વિરાધનાર માણસનું પુન્ય, પાપની વૃદ્ધિ કરનારૂં જ બને છે તે ઉપર વિશ્વભૂતિ બ્રાહ્મણનું દૃષ્ટાંત કહે છે.

## પાપાનુબન્ધિ પુણ્ય ઉપર વિશ્વભૂતિ બ્રાહ્મણની કથા.

એક મોટા શહેરને વિષે વિશ્વભૂતિ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને આગલા ભવે સચિત કરેલ અજ્ઞાનકષ્ટરૂપ લૌકિક ધર્મના ફળ તરીકે પાપાનુબન્ધિ પુણ્યના ઉદયથી જે જે ધંધો કરે તેમાં ભારે તડાકો પડતો હતો. પાંચ રૂપિયાનો નફો ધાર્યો હોય તેમાં પચ્ચીશ રૂપિયાનો નફો આવીને ઉભો રહે. વધારે તો શું પણ જ્યાં ખોટ જશે એમ ધાર્યું હોય ત્યાં પણ લાભ થાય. આ પ્રમાણે ધંધો કરતાં તે લાખો રૂપિયાનો ધણી થયો, પરંતુ પ્રકૃતિથીજ તે બહુ લોભી હોઇ કોઇને કાણી કોડી સરખી પણ આપતો નહિ. અરે ! દાનની વાત માત્રથી પણ તે ગુસ્સે થતો. ઘરે પણ ધાન્ય સોંઘુ અને હલકું જોઇનેજ લાવતો અને હલકી કિંમતના તથા જાડાં કપડાં પહેરતો, હમેશાં તેલજ ખાતો, ઘી તો ફક્ત કોઈ મોટા દિવસેજ લાવતો અને તે વખતે પણ સહેજજ વાપરતો. પોતાના છોકરાંઓ ભોજન કરતાં હોય ત્યારે કોળિયા ગણતો. તેને ચાર છોકરા હતા. તેમને પણ હમેશાં પોતાની હકુમત નીચેજ રાખતો, તેમને કોઇને સહેજ પણ સત્તા આપતો નહિ, પોતાનું કહેલું કામજ કરવાનો તેમને હુકમ હતો. જો તેમાં કાંઇ વધારે ઓછું કરે તો ઘરમાંથી કાઢી મૂકવાની ધમકી આપતો. મળી શકે તેવી એક કોડી માટે પણ તે માથું ફોડીને લીધે છુટકો કરતો, તેટલું પણ તે જવા દેતો નહિ. સવારના પહોરમાં તેનું નામ પણ કોઇ લેતું નહિ. આવો કંજુસનો રાજા હજારોનો વેપાર કરતો અને વ્યાજે પૈસા ધીરતો.

હવે તેજ શહેરમાં દેવભદ્ર નામનો એક શેઠ રહેતો હતો. તે શેઠને વિશ્વભૂતિએ હજારો રૂપિયા વ્યાજે ધીરેલા હતા. કેટલાક

સમય ગયા પછી એક દિવસ પાછલી રાતના તે બ્રાહ્મણ ઘણા લોભથી ઉંઘ ઉડી જવાને લીધે પોતાના વ્યાપારના વિચારો કરતો અને ઉજાગરો કરતો પડ્યો હતો, તેવામાં દેવભદ્ર શેઠને આપેલા પોતાના પૈસા અચાનક તેને યાદ આવ્યા તેણે વિચાર્યું કે—'અરે ! દેવભદ્ર શેઠને ઘરે હજારો રૂપિયા મેં મૂક્યા છે અને ઘણો સમય થયા છતાં હજુ મેં તેમની સાથે ખાતાની ચોખવટ કરી નથી; ચડેલ વ્યાજ પણ લઇ આવ્યો નથી; માટે આજ સવારે તેને ઘરે જરૂર જઇશ. અને ચડેલ વ્યાજનો લેખ કરાવી લઇ, તે દ્રવ્ય મૂળ દ્રવ્યમાં મેળવી બીજી લેખપત્રી કરાવી લઇ, ઘરે આવીને પછીજ બીજા કાર્યમાં ગુંથાઇશ.' આ પ્રમાણે પોતાના લોભી મનની મુંઝવણમાં જાગતાં જાગતાંજ તેણે આખી રાત પસાર કરી. સવાર પડતાંજ કપડાં પહેરી ચોક પાસે થઇને આગળ ચાલ્યો.

હવે તે ચોકમાં બેઠેલા વેપારીઓ એક બીજાને કાને લાગી ગુસપુસ કરવા લાગ્યા કે—' અરે ભાઇ ! આમ આવો, તમોને કાંઇક કૌતુક બતાવું.' બીજાએ કહ્યું—'વળી શું કૌતુક છે?' પહેલાએ કહ્યું કે—'જુઓ પેલો ગરીબ કંગાળ જેવો દેખાતો બ્રાહ્મણ જાય છે: બોલો જોઇએ ! તેની પાસે કેટલું ધન હશે ?'

અજાણ્યો—' એ બીચારા પાસે વળી શું ધન હશે? ભીખ માંગીને બિચારો પેટ ભરતો હશે ! પૈસાદારના મ્હોડાનું તેજ તે કાંઇ ઢાંક્યું રહેતું હશે ?'

દુકાનદાર—(હસીને ) 'અરે ભાઇ! એની પાસે કેટલાય લાખ રૂપિયા છે. પરંતુ સારા પ્રસંગમાં પણ તેનું નામે કોઇ લેતું નથી. એવો લોભીનો તે રાજા છે.'

આ પ્રમાણે તેની વાત સાંભળી માથું ધુણાવતો તે અજાણ્યો

માણસ વિચારવા લાગ્યો કે—'અહો ! અઢળક ધનના સ્વામી આ બ્રાહ્મણનુ સ્વરૂપ તો જુઓ ! ધનને તે શું કરશે ? ધિક્કાર છે તેના અવતારને ! બિચારો પામેલ મનુષ્ય ભવ હારી જાય છે. આયુષ્ય પૂર્ણ થતાં ભાઇસાહેબ વિદાય થઈ જશે. ધન તો અહિંજ પડયુ રહેશે. ધન કોઇની સાથે ગયું નથી, જતુ નથી અને જવાનું પણ નથી.'

આ પ્રમાણે દુકાને દુકાને તે બ્રાહ્મણને જોઈ લોકો વાતો કરતા હતા. નગર બહુ મોટું હોવાથી મનમાં વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ દેવભદ્ર શેઠને ઘરે પહોંચ્યો. ઘરને દરવાજે ઉભેલ દ્વારપાળોએ તેને રોક્યો. તેમણે કહ્યુ કે—'અરે બ્રાહ્મણ ! અહિં ઉભો રહે, હુ મારા શેઠને પહેલા જણાવું.' આ પ્રમાણે કહી શેઠ પાસે જઇને તેણે કહ્યું કે—'સ્વામી ! એક ગરીબ બ્રાહ્મણ આપને મળવા માગે છે.'

શેઠ—'કોઇ દાન માગવા માટે આશા રાખીને આવ્યો હશે, તેને આવવા દે. શક્તિ છતાં માગનારને પાછો વાળવો તે મોટું પાપ છે, તેથી શક્તિ અનુસાર તેને આપશુ, તે બિચારાને પાછો વાળીશ નહિ; જા બોલાવ.'

સ્વામીનો હુકમ મળતાં દ્વારપાળે બ્રાહ્મણને કહ્યું કે—'અંદર જાઓ.' તે બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે—'આ મોટા અમીર તો જુઓ કે રાજદ્વારની માફક મને દ્વારમાંથીજ તે રોકે છે. વળી આ સેવકો બારણે ઉભા ઉભા શુ કામના છે? શેઠ તો નકામો પૈસો ઉડાવે છે. અહિ તે શું કાંઈ ચોરનો ભય છે અથવા તો શું કાંઇ ધાડબાડ પડે તેમ છે કે આ બધાને અહિં ઉભા રાખ્યા છે? આ પ્રમાણે અયોગ્ય રીતે પૈસા ઉડાવવાથી આ શેઠ થોડા દિવ-

સમાં ચોકસ ગરીબ થઇ જશે એમ લાગે છે.' આ પ્રમાણે વિચારતો તે બ્રાહ્મણ અંદર દાખલ થયો.

તે ઘરના દરેક ચોકમાં ભાત ભાતની વિચિત્ર વેલાવાળી, કાંઇ કાંઇ અદ્ભુત કારિગરીવાળી અને ઘણાંજ મોંઘા રેશમી કપડાઓથી ગુંથેલી, ચંદ્રોદયથી સુશોભિત અને ખીલેલા ફુલ, કેદાર વિગેરેથી ચિત્ર વિચિત્ર દિસતી, દૃષ્ટિને આનંદ ઉત્પન્ન કરનારી શેત્રંજીઓ તથા ગાલીચાઓ પાથરેલા હતા. ઘણાંજ સુંવાળા તથા કોમળ અને શરીરના અવયવને ટેકો તથા આરામ આપે તેવા તકિયાઓથી ચારે બાજુની ભીંતોના મૂળ ભાગ સુંદર દેખાતા હતા; ચારે બાજુની ભીંતો ઉપર ચિત્ર વિચિત્ર સુર, અસુર, કિન્નર, વિદ્યાધર, હાથી, ઘોડા, હંસ, સારસ, મોર, ચકોર, પારેવા, વનલતા વિગેરેના ચિત્રો ચિતરેલા હતા, અને જમીન સોના રૂપાના ખડીઆ તથા પાનદાનીઓથી શોભતી હતી.

આ સર્વ જોઇ વિશ્વભૂતિ વિચાર કરવા લાગ્યો કે—' અહો ' આ તે કેવો સાધુપણાનો ડોળ કરનારો તથા નકામા પૈસા ઉડાવનારો છે. કોઇ તદન દિવાળીઆ જેવો લાગે છે. આવી રીતે નિષ્પ્રયોજન ધન ઉડાવવાથી તેના ઘરમાં લક્ષ્મી કેટલો વખત રહેવાની હતી ? આ તો થોડાજ વખતમાં પુષ્કળ ખર્ચ કરી ગરીબ થઇ જશે. લોકોને પછી કઇ રીતે તે પૈસા ચુકવવાનો હતો. આવી સુંદર વ્યવસ્થા તો રાજદ્વારમાં શોભે કે જ્યાં સ્વાભાવિક રીતેજ લક્ષ્મી તણાઇ આવે છે. સામાન્ય માણસને તો વાજબી સ્થળેજ પૈસો વાપરવો સારો. મારા ભાગ્યના ઉદય હશે કે મને આવી મતિ ઉત્પન્ન થઇ; માટે હવે તો આની પાસેથી મારૂં મૂળ ધન વ્યાજ સાથે લઈ બીજા કોઇ કરકસરથી રહેનારા માણસને ઘરે હું મુકીશ.'

આ પ્રમાણે તે ઘરના બારણામાં ઉભો ઉભો વિચાર કરતો હતો, તેવામાં દેવભદ્ર શેઠે તેને દીઠો, એટલે શેઠે આસન ઉપરથી ઉઠી એકદમ સામે આવીને કહ્યુ કે—' આવો મહારાજ ! આવો ! આપના પગલાં આ બાજુ કરો ! આ આસનને આપ દીપાવો !' આ પ્રમાણે શિષ્ટાચાર કરી પોતાના આસનની પાસે તેને બેસાડ્યો. તે બ્રાહ્મણ ગુણ વિનાનો તથા કંજુસ છતાં પૈસાવાળો હોવાથી આટલું માન પામ્યો. કહ્યુ છે કે—

सर्वत्र सेव्यते लोकैः, धनो च कृपणो यदि ।
स्वर्णाचलस्य परितो, भ्रमन्ति भास्करादयः ॥

'ધનવાન્ માણસ કૃપણ હોય તોપણ લોકો તેની સેવા કરે છે. હિમાચળ સોનાનો હોવાથી તેની આસપાસ સૂર્યાદિ ફરે છે, જો કે હિમાચળ તેમને કશુ આપતો નથી.'

પછી ખુશી ખબર પૂછી શ્રેષ્ઠિએ બ્રાહ્મણને આવવાનું કારણ પૂછતાં બ્રાહ્મણે કહ્યુ કે—'અગાઉ મે તમને પૈસા ધીર્યા છે, હમણાં મારે તેનુ કામ પડ્યું છે માટે તે લેવા હુ આવ્યો છું. મને મારા પૈસા વ્યાજ સાથે આપો.' શેઠે કહ્યુ કે—' બહુ સારૂ, લેખું કરીને વ્યાજ સાથે તમારૂં સર્વ ધન ખુશીથી લઇ જાઓ.' આ પ્રમાણે કહી લેખુ કરનારા પોતાના મુનિમને બોલાવીને કહ્યુ કે—' આ મહારાજને તેમના ધનનું લેખું કરી વ્યાજ સાથે તેમના રૂપિયા દઇ દ્યો. એમનો હિસાબ બરાબર કરી આપશો. કોડીની પણ ભૂલ થવા ન દેશો, કારણકે આ બ્રાહ્મણને હું દેવા યોગ્ય છુ, લેવા યોગ્ય નથી.' પછી મુનિમે ચોખ્ખી રીતે લેખું કરીને તે બ્રાહ્મણને વાંચી સંભળાવી તેની આગળ તેનુ ધન મૂક્યું અને બ્રાહ્મણે તે લીધુ.

પછી શેઠે કહ્યું કે—'મહારાજ, હવે તો પાછલો દિવસ પણ સહેજ-

સાજજ બાકી રહ્યો છે. તમારૂં ઘર દૂર છે અને ધન લઇને પહોં-ચતાં રાત પડી જશે. રાતને વખતે ધન સાથે લઇને જવું એ યોગ્ય નથી, માટે રાત તો અહિંજ રહો, સવાર થતાં આપ સુખેથી સીધાવજો. હાલ તો ઈચ્છાનુસાર ભોજનની સામગ્રીનો સ્વિકાર કરો અને અમારા ઘર નજીકના બગીચામાં રસોઈ કરીને અમને પાવન કરો.' શ્રેષ્ઠિની વાત સાંભળી બ્રાહ્મણ મનમાં રાજી થયો કે–'ચાલો, ધન પણ મળ્યું ને ઈચ્છાનુસાર ભોજન પણ પ્રાપ્ત થયું'

હવે સેવકો બ્રાહ્મણને બગીચામાં લઇ ગયા અને ત્યાં તેની ઇચ્છાથી પણ અધિક લોટ, ઘી, સાકર, દાળ, ચોખા, દુધ વિગેરે સર્વ સામગ્રી તૈયાર કરીને આપી. બ્રાહ્મણ નાહી ધોઇ ભોજન તૈયાર કરતો વિચારવા લાગ્યો કે–'મને એકલાને આટલી બધી સામગ્રી લાવીને આપી. આ પ્રમાણે વગર વિચાર્યો ખર્ચ કરે છે, તેથી થોડા સમયમાંજ તે ગરીબ થઇ જવાનો, માટે મેં જે કર્યું તે સારૂંજ કર્યું છે.' આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેણે રસોઈ તૈ-યાર કરી અને પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન કર્યું. પછી ચાર ઘડી રાત જતાં શ્રેષ્ઠિ પાસે આવીને તે ઉભો રહ્યો. શેઠે પણ પોતાના સેવકોને હુકમ કરી દીધો કે–'ઘરના ઉપલા માળમાં મારા શયન-ગૃહમાં મારી બાજુમાં એક મોટો પલગ તૈયાર કરી આ મહા-રાજને સુવાડો.' તેઓએ તે પ્રમાણે કર્યું, એટલે શેઠે બ્રાહ્મણને કહ્યુ કે–'આપ દૂરથી આવતા હોવાથી થાકી ગયા હશો, માટે ઉપર જઇ આપ શાંતિથી નિદ્રા લ્યો. મારો વખત થતાં હું સુવા આવીશ અને તે વખતે આપણા હૃદયની વાતો એકાંતમાં કરશું.' બ્રાહ્મણ 'બહુ સારૂ' એમ કહી ઉપર ગયો.

ઉપર જઇ શય્યામાં બેઠો બેઠો ચારે બાજુ જોવા લાગ્યો તો

શયનગૃહ દેવના વિમાન સરખું જોઇને ફરી પાછો તે વિચાર કરવા લાગ્યો પલંગ ઉપર ફુલથી ગુંથેલી જાળી નાખેલી હતી. તેના ઉપર સોનેરી તાંતણાઓથી ગુ થેલી જાળી હતી. તેમાંથી ચંદ્રના ઉદય સમયનો દેખાવ દિપી રહ્યો હતો. ભીતો ઉપર પુરૂષની જેવડા કાચો ચારે બાજુ શોભા આપતા હતા, અભરાઇઓમાં જુદા જુદા દેશમાં ઉત્પન્ન થયેલાં, આશ્ચર્યથી ચકિત કરી નાખે તેવા, રાજગૃહમા પણ ન સંભવે તેવા, સુવર્ણ, રૂપું તથા લાકડાના અતિશય હુશિયારીથી બનાવેલા અને ચિત્તને ખુશખુશ કરી નાખે તેવાં રમકડાંઓ દેખાતાં હતાં. ચારે બાજુએ કૃષ્ણાગુરૂ, અમ્બર, મૃગમદ, તુરૂષ્ક વિગેરે ધૂપના સુંગધી દ્રવ્યો રૂપાના ધૂપિયામાં નાંખવાથી તેના ધૂમ્રવડે ઓરડો બહેક બહેક થઈ રહ્યો હતો; ચુઆ, ચન્દ્રન, અત્તર વિગેરે વસ્ત્રો ઉપર લગાવેલ હોવાથી તેની સુગંધ ચારે બાજુ પ્રસરી રહી હતી. ત્યાં ચોતરફ સોના રૂપાના ચંગેરિકાદિ વાસણો પડેલાં જોઇને તે બ્રાહ્મણના હૃદયમાં ભારે દુઃખ થવા લાગ્યું. તેને વિચાર આવ્યો કે-'અહો આની મૂર્ખતા તો જુઓ! શા માટે નકામો આ પ્રમાણે હજારો રૂપિયાનો વ્યય કરતો હશે. આ બધી શોભા શા કામમાં આવવાની હતી, વેચાતી લેતાં ચીજના જે ભાવ બેસે છે તેનો ચોથો ભાગ પણ પાછા વેચવા જતા હાથમાં આવતો નથી. ઘણા પૈસા ખરચતાં આવો શેર ધૂપ મળે, તેને અગ્નિમાં નાખી રાખ કરવાથી હાથમાં શુ આવે છે? આ ફુલના ઢગલા સવાર પડતાં નાખી દેવાને યોગ્ય થઈ જશે. આ મોટા કાચો કોઇની સાથે સહેજ પણ અથડાતાં કટકે કટકા થઇ જાય છે અને ત્યાર પછી તેની કાણી કોડી પણ કોઇ આપતું નથી. મૂર્ખ માણસ હાથે કરીને પોતાના ધનનો આમ નાશ કરે છે.'

આ પ્રમાણે બળતરા કરતાં ચોથા ભાગની રાત ગઈ એટલે શ્રેષ્ઠિ સુવાને આવ્યા. બ્રાહ્મણને બોલાવ્યો–'મહારાજ ! હજુ પણ જાગો છો કે ? નિદ્રા કેમ નથી આવતી ?' બ્રાહ્મણે કહ્યું કે–'ચિંતાથી.' શેઠે પૂછ્યું કે–' તમને વળી કોની ચિન્તા લાગી ?' બ્રાહ્મણે કહ્યુ કે–'તમારી' શ્રેષ્ઠિ કહે–'વળી મારી એવડી મોટી ચિંતા તમને શાથી થઇ પડી ?' બ્રાહ્મણે કહ્યું–'ધન નાશ કરનારા તમારા આચરણો જોઇને.' શ્રેષ્ઠિએ પૂછ્યું કે–' મારા તેવા કયા આચરણો છે ?'બ્રાહ્મણે જવાબ આપ્યો કે–'તમે નકામો પૈસાનો વ્યય કરો છો. આ ફુલો છે તે ફક્ત એક પહોરજ ભોગવવા યોગ્ય રહેશે, પછી તો તે નકામાજ થઈ પડવાના, ઈત્યાદિ પહેલાં ચિંતવેલ સર્વ બાબત શ્રેષ્ઠિને કહી બતાવી અને વધારામાં કહ્યુ કે–'તમારે માટેજ મને ચિંતા થાય છે કે આમ પૈસા ઉડાવતાં તમારી શી સ્થિતિ થશે.' શ્રેષ્ઠિ તેની વાત સાંભળી હસીને બોલ્યો કે–' મહારાજ ! તમારી જેવા વૃદ્ધ, શાસ્ત્રના જાણવાવાળા અને હેય ઉપાદેયના જ્ઞાનવાળાને આવો વિભ્રમ વળી કયાંથી થયો ? જુઓ ! સાંભળો ! પૈસો આપણા આત્માના બળથી ટકે છે કે ધર્મના બળથી ? જો આત્મબળથી ટકતો હોય તો આ સંસારમાં તો સર્વ મનુષ્યો ધનની ઇચ્છાવાળા છે અને ઘણા લોભી પણ છે. હંમેશા સાચવી સાચવીને ખર્ચ કરતાં પણ તેમના ઘરમાં લક્ષ્મી સ્થિર નિવાસ કરીને રહેતી હોય તેમ દેખાતું નથી. ધર્મબળથી મેળવેલી લક્ષ્મી ધર્મમાંજ વાપરવાથી ઉલટી વૃદ્ધિ પામે છે. જેમ જળથી ઉગેલ ઝાડ ફરીને જળ પાવાથી વધે છે, તેમ આગલા જન્મમાં કરેલ પુણ્યના બળથી પ્રાપ્ત થયેલ લક્ષ્મી ફરીફરીને પુણ્ય કરવાથીજ વધે છે. જેમ જળથી સિંચેલ વૃક્ષ તો અખંડ રહે છે અને

ફળો આવેલા હોય છે તે ઉપભોગમાં લેવાય છે, તેવી રીતે ભોગ વિગેરે ધર્મરૂપી વૃક્ષનાં ઉગેલાં ફળો છે. તેને ભોગવ્યા છતાં ધર્મ તો અખંડ રહે છે. વળી જેવી રીતે કુવાનુ પાણી કાઢવા માંડીએ તો ખુટતુ નથી, ઉલટુ ન કાઢીએ તો તેની આવક બંધ થઈ જાય છે, તેવીજ રીતે ધર્મથી પ્રાપ્ત કરેલી લક્ષ્મી દાનભોગમાં વાપરવાથી ક્ષય પામતીજ નથી-ઉલટી વધ્યાજ કરે છે. સર્વ દર્શન તથા શાસ્ત્રોમાં એક સરખી વાતજ કહેલી છે. અમે શાસ્ત્ર બનાવનારથી કાંઇ વધારે હુશિયાર નથી. તેથી તમારે ધર્મને મુખ્ય સમજવો અને ભોગસુખને તો આનુષંગિક ફળરૂપ સમજવા. હે મહારાજ! ખોટા વિચાર કરવા છોડી દઇ તમે ધર્મમાંજ લક્ષ લગાડો કે જેથી તમારૂં કલ્યાણ થાય.' આ પ્રમાણે કહી શ્રેષ્ઠિ પોતાની શય્યામાં સુતા અને તેમને તરતજ ઉંઘ આવી ગઈ

હવે બ્રાહ્મણ તો શંકામાં પડી ગયો, અને વિચાર્યું કે-'ધર્મ તથા પુણ્યથી લક્ષ્મી વધે છે તે તો ખરેખર સર્વ શાસ્ત્રથી સંમત છે, તેને પણ ખોટું કેમ કહેવું? તેમજ વળી ખર્ચવા માંડે તો કુબેરના ભંડાર પણ ખાલી થઈ જાય તે પણ ખોટું કેમ સમજવુ ?' આ પ્રમાણે વિચાર કરતાં અડધી રાત ગયે સતે એક સુંદર નવયૌવના સ્ત્રીને દ્વાર ઉઘાડીને ઘરમાં આવતી તેણે દીઠી. તેણીએ બધાં અલંકારો સજેલા હતા તથા તેનું રૂપ ખરેખર દિવ્ય હતુ. તેણે વિચાર્યું કે-'અરે! આ શ્રેષ્ઠિ મોઢે ધર્મ ધર્મના બણગાં ફુંકે છે અને કામો તો આવા કરે છે! શું તે પરસ્ત્રીગમન કરતો હશે? આ કોઇ અગાઉથી સંકેત કરી રાખેલ પારકી સ્ત્રી જણાય છે. કારણ કે આની સ્ત્રીને તો હું ઓળખું છું, આ કાંઈ તે સ્ત્રી નથી, આ તો કોઈ પારકીજ સ્ત્રી છે આ શેઠ માસાહસ પક્ષી જેવો જણાય છે,

તેના વચનમાં વિશ્વાસ કેમ રાખવો ? પણ હવે જોઉં તો ખરો કે આ શામાટે આવી છે અને શું કરે છે ? મારી મર્યાદા તો રાખે છે કે નહિ કે બન્ને જણા નિર્લજ છે. ચાલ, કૌતુક તો જોઉં.'

બ્રાહ્મણ આ પ્રમાણે વિચારે છે તેવામાં પેલી સ્ત્રી તો શ્રેષ્ઠિના પલંગની ચારે બાજુ ભમી અને તેના ઉત્તરીય વસ્ત્રનો છેડો ધૂપિયામાં પડેલો જોઇ એકદમ ઉપાડી લઈ, હાથવડે ચોળી બુઝવી નાખી તેને પલંગમાં સરખો ગોઠવી દીધો અને ધૂપિયાને દૂર મુક્યું. આ પ્રમાણે બધું ઠીકઠાક કરીને ત્યાંથી પાછી વળી. બ્રાહ્મણે વિચાર્યું કે–'કાંઈ કારણથી આવી તો ખરી, પરંતુ શ્રેષ્ઠિને ઉઠાડ્યા નહિ. માત્ર પલંગની આસપાસ ફેરો ફરી મને જોઈને શરમાણી કે શું ?' આમ વિચારતાં પોતાના પલંગ પાસે થઈને તેણી પસાર થતી હતી, એટલે તેણીના વસ્ત્રનો છેડો પકડી લઇ તેણે પૂછ્યું કે–'તું કોણ છે ? શામાટે આવી છે ? શામાટે જેવી આવી તેવીજ પાછી ચાલી જાય છે ? શું મારો તને અંતરાય નડ્યો ?' બ્રાહ્મણનાં આવાં વચન સાંભળી રોષ સાથે તેણી બોલી કે–'અરે મૂર્ખ શિરોમણિ ! નપુંસકની માફક આવું ધડા વગરનું શું બોલે છે ? આ પુણ્યશાળી શ્રેષ્ઠિના ઘરની હુ લક્ષ્મી છું. શ્રેષ્ઠિની સંભાળ લેવાને માટે આવી હતી. દરમ્યાન તેના વસ્ત્રનો છેડો ધૂપિયામાં સળગતો જોઇ મેં બુઝવી નાખ્યો. તેમાં તને શી બળતરા થઇ પડી ?' બ્રાહ્મણે કહ્યું કે–'તું મારા ઘરે પણ પુષ્કળ જથ્થામાં છો; તો પછી મારી સેવા શા માટે કરતી નથી ? મારી શુદ્ધિ તો લેતીજ નથી, કેવળ આના ઉપરજ તારી આટલી બધી ભક્તિ શા માટે ?' લક્ષ્મીએ જવાબ દીધો કે–' હે નિર્ગુણીના રાજા ! આગલા જન્મમાં આગમમાં વર્ણવેલ વિધિથી, મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક

દાન પુણ્ય કરવાથી આ શેઠે પુણ્યાનુબંધિ પુણ્ય બાંધેલ છે, તેથી હુ આ શ્રેષ્ઠિની તો કામ કરનારી દાસી છું, અને વિવેક સિવાય કેવળ અજ્ઞાન કષ્ટ સહન કરનાર પાપાનુબન્ધિ પુણ્યવાળા તારી તો હું સ્વામિની છુ. સમજ્યો ! તુ તો મારા દાસનો પણ દાસ છે. નોકર ઉપર તે વળી ભક્તિ હોતી હશે?' બ્રાહ્મણે કહ્યુ કે–' હે લક્ષ્મિ ! મારા તથા આનામાં આટલો બધો ભેદ તુ શામાટે રાખે છે ? આ તને શું આપી દે છે અને હું તારૂં શું લુંટી લઉં છું ! અમારા બંનેમાં મનુષ્યત્વ એક સરખું હોવા છતાં તું આવો ભેદ રાખે છે તે તને ઘટતુ નથી. વળી હું તો તને પ્રયાસ કરીને સાચવુ છું અને આ શેઠ તો તને જેમ આવે તેમ જે તે સ્થાને ફગાવી દે છે. તે છતાં તું આના ઉપર પ્રેમ રાખે છે અને મારાથી મ્હોડું મરડે છે તેનું કારણ શું તે કહે.'

આ વાત સાંભળીને લક્ષ્મીએ તેનું આ પ્રમાણે નિરાકરણ કર્યું કે–'હે અજ્ઞ ! પાછળ બુદ્ધિ બ્રાહ્મણ ! તું સાંભળ. શુદ્ધ શ્રદ્ધાવાન્ આ શેઠે વિનય, વિવેક, દયા, ન્યાય, હર્ષ, ઉલ્લાસ, ઉત્સાહ તથા લાગણી ભેર, વિષગરલાદિ અનુષ્ઠાન રહિત તથા કોઈ જાતનું નિયાણું કર્યા વગર શ્રી જૈન ધર્મનું આરાધન કર્યું હતુ, અને તેથી તેને આવા અતુલ્ય ફળની પ્રાપ્તિ થઈ છે. વળી આ ભવે દાન પુણ્યમાં હર હમેશ પૈસાનો વ્યય કરતો રહે છે, વધતી જતી ધર્મ કરવાની ઈચ્છા છોડતો નથી. જેમ સુગંધી પદાર્થો લગાડવાથી વસ્ત્રાદિ સુગંધી થવા તે તેનુ આનુષંગિક ફળ છે, તેવી રીતે આ ભોગો તેણે અગાઉ કરેલ ધર્માનુષ્ઠાનના આનુષંગિક ફળો છે. મને તેણે આગલા ભવમાં દૂષણ રહિત કરેલ ધર્મના પસાયથી પોતાની કરી લીધી છે. વળી આ ભવે દાન, પુણ્ય, વિનય,

વિવેક, લજ્જા, દયા, સરળતા વિગેરે ગુણોથી તેના કાબુમાં આવેલ હું તેની સેવા ભક્તિ કરૂં છું. શાસ્ત્રમાં કહ્યું છે કે—

भोज्यं भोजनशक्तिश्च, रतिशक्तिर्वराः स्त्रियः ।
विभवो दानशक्तिश्च, सदाज्ञा तपसः फलम् ॥

'ભોજ્ય વસ્તુ, ભોજન કરવાની શક્તિ, સુંદર સ્ત્રી તેમજ ભોગવવાની શક્તિ, પૈસો તેમજ દાન આપવાની શક્તિ તે આજ્ઞાપૂર્વક—આજ્ઞા પ્રમાણે કરેલા તપનું ફળ છે.'

તેં તો આગલા જન્મમાં કેવળ નિર્દયતા તથા નિર્વિવેકતા પૂર્વક અજ્ઞાન કષ્ટ સહન કરી પાપાનુબન્ધિ પુણ્ય ઉપાર્જન કર્યું છે. તેવા પુણ્યના ઉદય સમયે લક્ષ્મિ વિગેરે ભોગ સામગ્રી મળે છે, પણ પાપ કરવાની મતિજ થાય છે, કારણકે દોષ સહિત સહન કરેલા કષ્ટના ફળમાં દોષિત વૈભવજ પ્રાપ્ત થાય છે. તેવો પ્રાણી આ સંસારમાં લોભવૃત્તિથી હેરાન થતો, અસત્ય બોલતો અને પાપસ્થાનકોજ સદા સેવતો હોવાથી પ્રાપ્ત લક્ષ્મીને કોઇને આપ્યા સિવાય અથવા ભોગવ્યા સિવાય નરકમાં જાય છે. કદાચ સત્સંગથી દાન આપવાની ઈચ્છા થાય, તોપણ તેને કાંઈ ને કાંઈ અંતરાય આવી પડે છે અને તેને પરિણામે ઉત્પન્ન થયેલી ઈચ્છા પણ નાશ પામે છે. તેના ઉપર એક વાત કહું તે સાંભળ–

એક શહેરમાં એક બહુજ લોભી, દયાશૂન્ય, ધનની બહુજ વાંછના કરતો તથા અધિકાર માટે ફડફડતો એક માણસ ઘણું કષ્ટ સહન કરીને એક ધ્યાને ત્યાંના રાજાની સેવા કરતો હતો. ઘણા દિવસે રાજાએ જાણ્યું કે–'આ માણસ મારી સેવા કરે છે, અને મારા માટે બહુ કષ્ટ સહન કરે છે; માટે મારી સેવાના ફળરૂપ આને કંઈ અધિકાર મારે આપવો જોઇએ, પરંતુ આને શો અધિકાર

આપવો ?' પોતાની ચતુરાઇ તથા બુદ્ધિથી વિચાર કરતાં પોતાના મન સાથે રાજાએ નિર્ણય કર્યો કે—'આ સેવા કરવામાં તો ચતુર છે, પરંતુ લોભી અને નિર્દય છે, માટે આને તો કોઠારીજ બનાવવો, કારણકે લોભી હોવાથી પૈસા જેમ આવે તેમ ઉડાવશે નહિ, તેમજ નિર્દય હોવાથી જેને આપવાનુ હશે તેને પણ જલ્દી આપશે નહિ. માટે આને એ અધિકારજ આપવો આના જેવો યોગ્ય બીજો કોઈ જણાતો નથી.' આમ વિચાર કરીને તેને કોઠારી બનાવ્યો.

હવે તે રાજા જેને ધન આપવાનુ કહેવરાવતો તેને ધન તો ન આપતો પણ ઉલટો મુશ્કેલીમાં નાંખતો અને તે લોકો રાજા પાસે તેના દોષ તથા અવર્ણવાદ બોલવા જાય, તો રાજા ઉલટો તેમના ઉપર ગુસ્સે થતો. જે કોઇ રાજા પાસે તે કોઠારીના દોષ પ્રગટ કરવા આવતા તે રાજાની રોષ ભરેલી દૃષ્ટિ જોઇને મુંગાજ થઈ જતા અને કશુ બોલતાજ નહિ, વળી તે કોઠારી કેટલાકને થોડુ આપી આખી રકમમાં સહી કરાવી લેતો. આમ બહુ સમય ચાલ્યુ, તેથી રાજ્યના કારભારીઓ સર્વે તેના દુશ્મનો થઇ ગયા.

એક દિવસ રાજ્યાધિકારીઓને ઘરે ગાડીઘોડા જોઇને કોઠારીએ વિચાર્યું કે—'હુ પણ એક અમલદારજ છુ, માટે હું પણ એક ગાડી ખરીદી ભારે ઠાઠમાઠ સાથે બજારમાં ફરવા નીકળુ.' આ પ્રમાણે વિચાર કરીને એક ઘોડાગાડીમાં બેસી ભારે ઠાઠમાઠથી તે બજારમાં ગયો. તેને ઘોડાગાડીમાં બેઠેલો જોઈને બધા અમલદારો ખેદ પામ્યા અને ગુસ્સે થયા.

એક દિવસ બરાબર ટાંકણું સાંધી બધા અમલદારો ભેગા થઇ રાજાને કહેવા લાગ્યા કે—'સાહેબ ! આ માણસ તો આપનો ખજાનો જેમ આવે તેમ ઉડાડે છે.' આ વાત સાંભળી રાજાએ

તેને બોલાવી પૂછ્યુ કે–'શામાટે ફલાણાનું દ્રવ્ય હજુ તમે આપ્યું નથી?' એટલે કોઠારી તેના દોષો ઉઘાડવા લાગ્યો કે–'આતો બહુ ખાઇ જાય છે, તેને વળી દેવું શુ?' આવાં ખોટાં બ્હાનાં સાંભળી રાજા બોલ્યો કે–'આ માણસ તો જેને આપવાનું હોય તેને પણ આપતો નથી, માત્ર લોભ કરે છે. આ કોઇને પણ દાદ શું આપતો હશે ? દરેકને દુ:ખીજ કરતો હશે.' તે વખતે બધા સભાસદોએ પણ હેરાન થયેલા હોવાથી સાક્ષી પૂરી, તેથી ગુસ્સે ભરાયેલા રાજાએ તેનું સર્વ જપ્ત કરી લઇને તેને દેશનિકાલ કર્યો.'

આવી રીતે "હે બ્રાહ્મણ! તેં પણ નિર્દયતા અને નિર્વિવેકાદિ દોષ સહિત કષ્ટથી તપ કરી કર્મપરિણામ રાજાની સેવા કરેલી હોવાથી તેણે તને લક્ષ્મીનો (મારો) કોઠારી બનાવ્યો છે. માટે તું ધન સાચવનારો હોવા છતાં જો દાન અથવા ભોગથી ધન ઉડાડીશ તો હુ તથા કર્મપરિણામ રાજા ગુસ્સે થશુ. આ પ્રમાણે માત્ર ધનનો સાચવનાર તું મારો શો ઉપયોગ કરવાનો હતો ? શ્રેષ્ઠિ સાથે તારી તુલના શી રીતે થવાની થતી ?"

લક્ષ્મીનુ આ પ્રમાણેનુ બોલવું સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે–'હુ સમજ્યો, હવે મારે તને કેમ સ્થિર કરવી તેનું રહસ્ય સમજાયુ. ભલે મારૂં પાપાનુબન્ધિ પુણ્ય હો, પરંતુ હુ તે લક્ષ્મીનો સ્વામી છુ અને તે ક્ષય ન થાય ત્યાં સુધી તો તુ મારે ઘરે છો; પછી મારે શી ચિન્તા? આજ સવારેજ દાન ભોગ વિગેરેથી હું તને મારી દાસી બનાવી દઇશ.'

લક્ષ્મી–"તારૂ મોઢું તો જો!! મજુરોને ઉપાડવા આપેલ ધનનુ પોટલું મજુરનું થયુ સાંભળ્યું છે કે? અરે મૂર્ખશિરોમણિ! આગલા જન્મમાં કરેલ શુદ્ધ ધર્મથી તથા અમારા અનુકૂળપણે

વર્તવાથીજ દાનભોગાદિ તું કરી શકે, તે સિવાય કરી શકે નહિ. સમજ્યો હવે. જો કદાચ ઉદ્ધત થઇને તું દાન ભોગ વિગેરેમાં પૈસો વાપરવા જઇશ તો હું તારે નવે અંગે ડામ દેવરાવીશ તે પણ ચોક્કસ સમજજે.'

બ્રાહ્મણ—'મેં ઉપાર્જન કરેલું ધન હુ ખરચું તેમાં મને વારી રાખનાર કોણ છે? ઉલટી મારી કીર્તિરૂપ શોભામાં વધારો થશે.'

લક્ષ્મી—'આવી ઈચ્છા કદિ પણ ન કરતો. કારણ કે કર્મપરિણામ રાજાની આજ્ઞાનું ત્રણ જગતમાં કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી. જે ત્રણ જગતના આધાર તથા ત્રણ જગતનો નાશ કે રક્ષણ કરવાને સમર્થ અને અનન્ત બળના સ્વામી શ્રી તીર્થંકર ભગવાન તે પણ કર્મરાજાને અનુકૂળ પ્રવૃત્તિજ કરે છે. તેઓ પણ ભોગનો ઉદય હોય ત્યાં સુધીજ તેને ભોગવી કર્મપરિણામ રાજાની અનુકૂળતા પ્રમાણે દાન દીધા પછી વ્રત અંગીકાર કરે છે. માટે તું તે એવડો મોટો કોણ કે કર્મપરિણામ રાજાને પ્રતિકૂળ થઇને દાનભોગ કરી શકવાનો હતો? જો કરીશ તો ધ્યાન રાખજે કે હું તને નવે અંગે ડામ દેવરાવીશ.'

બ્રાહ્મણ—'જા જા, તું તારૂં કામ કર.'

લક્ષ્મી—'એમ છે! ત્યારે તું પણ દોડી પહોંચ અને તને ઠીક લાગે તેમ કર.' આટલું બોલી લક્ષ્મી ચાલી ગઇ.

હવે પલંગમાં સૂતો સૂતો બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે—'સવારે અમુક ધન લઈને આ શ્રેષ્ઠિ દાન તથા ભોગ કરે છે, તેથી પણ વધારે દાનભોગમાં ખરચવા માંડીશ આના કરતાં પણ મારી પાસે વિશેષ ધન છે. તેથી દેશ દેશાન્તરમાં મારી કીર્તિ ફેલાય

તેવું હવે તો હું કરીશ.' આમ વિચારમાં ને વિચારમાં બાકીની રાત્રિ પસાર થઈ ગઈ.

સવારના શ્રેષ્ઠિ પાસેથી પાંચ હજાર રૂપિયા લઈ એક મજુર પાસે ઉપડાવી તે બજારમાં ગયો. ત્યાંથી ઘણા પૈસા ખરચીને સુંદર નવા કપડા વેચાતાં લઇ પહેર્યા તથા દ્રવ્ય ખરચીને આભૂષણો લઇ પોતાના શરીરને બરાબર શણગાર્યું.

વળી રસ્તામાં જતાં ગરીબ, વિકળ અથવા જે કોઇ યાચક મળે તેને મુઠી ભરી ભરીને દાન આપવા લાગ્યો. માગણ પણ આશ્ચર્ય પામી બોલવા લાગ્યા કે—'ભારે નવાઇની વાત કે આજ તો વિશ્વભૂતિ બ્રાહ્મણ દાન આપવા નિકળી પડ્યો છે!' લોકો ટોળે મળી મળીને બોલવા લાગ્યા કે—'અરે ભાઈ! દોડો દોડો! તમને કૌતુક દેખાડું. જુઓ! આજ તો વિશ્વભૂતિ મહારાજ દાન આપવા નિકળી પડ્યા છે.'

આ પ્રમાણે દરેક મોટા રસ્તામાં લોકોના ટોળેટોળા મળી આશ્ચર્ય પામતા હતા, તેવામાં કોઇ ઘણા પરિચયવાળા માણસે તે બ્રાહ્મણને પૂછ્યું કે—'અરે વિશ્વભૂતિ! તને આજે શું થયું છે? કોઈ દિવસ અગાઉ ન દીધેલ દાન દેવાની ઇચ્છા વળી ક્યાંથી થઈ આવી?' બ્રાહ્મણે કહ્યુ કે—'ભાઈ! આટલા દિવસ તો મિથ્યા જ્ઞાન તથા ઉલટી સમજણમાં ગયા. હવે મને શાસ્ત્રનો પરિચય થતાં સાચું રહસ્ય સમજાયું. દાનભોગ સિવાય લક્ષ્મી નરકમાં લઇ જનારી તથા બ ને લોકથી ભ્રષ્ટ કરનારી થાય છે, માટે હું દાન દઉં છું.'

આ વાત કોઈ માણસે આવીને તે બ્રાહ્મણના દીકરાઓને કહી—'અરે ભાઈ! તમારા પિતા તો આજ બહુ દાન દેવા મંડ્યા છે!' તેઓએ કહ્યું કે—'ભાઇ મશ્કરી કરો છો કે? અમારા કોઇ પાપના

ઉદયથી આવો સંબંધ થયો છે. કરવું પણ શું ? દાન ભોગ કરવાનો આવો સુંદર યોગ છતાં અમારે તો દરિદ્રતામાંજ રહેવું પડે છે. વળી વધારામાં તમે મશ્કરી કરીને શા સારૂં બળતાને વધારે બાળો છો ?' તેઓએ કહ્યું કે-' ના, ના, અમે જોઇનેજ આવીએ છીએ.' તેના આ પ્રમાણે કહી ગયા પછી તરતજ બીજા કોઇએ આવીને પણ તે પ્રમાણેજ કહ્યું, વળી તે પ્રમાણેજ ત્રીજા પાસેથી પણ સાંભળી પુત્રાદિ સર્વ પરિવાર ત્યાં આગળ જઇને જુએ છે તો પોતાના સાંભળવા પ્રમાણેનો વૃત્તાંતજ બનતો જોઇ ચકિત થઈ ગયા. તેઓ તેના પિતા પાસે જઇ કહેવા લાગ્યા કે-' બાપુ ! નકામો ખરચ શા માટે કરો છો ?' બ્રાહ્મણે કહ્યું કે-'હે પુત્રો ! મેં હમણાજ જાણ્યું કે લક્ષ્મી નરકમાં લઇ જનારી છે, માટે ઇચ્છાનુસાર ભોગ ભોગવો તથા દાન આપો. આટલો વખત મે નકામો ગાળ્યો અને તમારા આનંદમાં પણ આડખીલી જેવો થયો, માટે હવે તો દ્રવ્ય લો અને તમારી ઇચ્છા પ્રમાણે સુખ ભોગવો.'

આ પ્રમાણે બોલતાં મુઠીએ મુઠીએ બ્રાહ્મણને દાન દેતો જોઇને સર્વ સગાં સબંધી તથા બીજા શહેરીઓએ વિચાર્યું કે-'ચોકસ આના શરીરમાં ભૂત પેઠુ છે અને તેને પરિણામેજ તે આમ ધડા વગરનુ બોલે છે અને પૈસા ઉડાવે છે, માટે આને ઘરે લઇ જઈ કાંઈક મંત્ર તંત્રાદિ કરીને સ્વસ્થ કરીએ.'

ત્યાર પછી બધાં ભેળા થઇને તેને ઘરે લઈ ગયા ત્યાં તે પોતાની સ્ત્રીને પણ તે પ્રમાણેજ કહેવા લાગ્યો કે-'અરે મૂર્ખિ ! આવો રંક વેશ તું કાઢી નાખને સુંદર વસ્ત્ર તથા ઘરેણાં પહેર.' તેણી તો ચકિતજ થઈ ગઇ કે-' આવું અસંબદ્ધ તે આ શું બોલી રહ્યા છે ?' તે વખતે કોઇ ડાહ્યા માણસે આવીને કહ્યુ કે-

'આને ક્યાંતો ભૂત વળગ્યું છે અથવા વાયુની વિકૃતિ થઇ છે, માટે આને છાનામાના નવ શળીઓ તપાવી નવ અંગે એકી સાથે ડામ દઇ દ્યો એટલે ને સ્વસ્થ થઇ જશે અને તેમ નહિ કરો તો તેની બુદ્ધિ ફરી જતાં મામલો હાથમાંથી વહ્યો જશે, માટે જલદી કરો.'

હવે છોકરાઓએ તો તેની સલાહ પ્રમાણે નવ શળીઓ તયાર કરી. પછી સગાંવહાલાંએ તે બ્રાહ્મણને બરાબર પકડી રાખી એક સાથે નવે અંગે ડામ દઇ દીધા. પછી કોઇએ પૂછ્યું કે–'આ પ્રમાણે કરવા છતાં જો ઠેકાણે ન આવે તો પછી શું કરવું ?' તેના જવાબમાં પેલાએ કહ્યું કે–'તો પછી બેડી નાંખી એક અંધારીઆ ઓરડામાં એકવીશ દીવસ સુધી ભૂખ્યો ને તરસ્યો રાખવો અને તેના ઉપર પહેરો રાખવો.'

હવે પેલા બ્રાહ્મણે વિચાર્યું કે–'જે થવાનું હતું તે તો થયું. જો હજુ આવો ને આવો હઠ ચાલુ રાખીશ. તો નાહક બેડીમાં પડીશ. દેવોનું વચન મિથ્યા થતુંજ નથી.' આ પ્રમાણે વિચારી વાચાળના જેટી દઇને ને ખોટી મૂર્છા ખાઇ ગયો. ચાર ઘડી તે પ્રમાણેજ રહીને જાણે અચાનક જાગ્યો હોય તેમ પુત્રોને પૂછવા લાગ્યો કે–'અરે છોકરાઓ ! આ બધા માણસો કેમ ભેગા થયા છે? મારી આંગળી તથા શરીર ઉપર આ ઘરેણાંઓ ક્યાંથી?' છોકરાઓએ કહ્યું કે–'પિતાજી ! તમારામાં ભૂત અથવા તો વાનો પ્રવેશ થયો હતો. બે હજાર રૂપિયા તો તમે નકામા ઉડાવી પણ નાંખ્યા.' આ પ્રમાણે સાંભળી તે બ્રાહ્મણે ખોટો હાહારવ કરી મૂક્યો કે–'અરે મેં શું કરી નાંખ્યું : આટલા બધા રૂપિયા પાછા ક્યાંથી મળશે?' આ પ્રમાણે તેને પશ્ચાત્તાપ કરતો જોઇને બધાએ વિચાર્યું કે–'હવે ઠેકાણે આવી ગયા !!' ત્યાર પછી તે બ્રાહ્મણે

પહેલાની માફકજ રહેવા માંડયું.

માટે દાન દેવું તે કાંઇ સુલભ નથી. જો પુણ્યાનુબંધી પુણ્ય કર્યું હોય તોજ તેના ઉદય સમયે દાન દેવાની ઇચ્છા થાય છે; નહિ તો થતીજ નથી. માટે ભવ્ય પુરૂષોએ સુપાત્રદાન દેવામાં આદરવાળા થવું કે જેથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય. જે માણસ ઉત્સાહપૂર્વક ઉદારતાથી સમસ્ત રાજ્યલક્ષ્મીના મૂળ કારણભૂત સુપાત્રદાન દે છે તેને ધન્ય છે. તેવો માણસ ધન્યકુમારની માફક જગતને પ્રશંસા કરવા યોગ્ય સ્થાનને મેળવે છે. વળી જે સત્વ વગરના માણસો દાન દઇને પાછળથી પશ્ચાત્તાપ કરે છે, તેઓ બીજા ભવમાં તે ધન્યકુમારના મોટા ભાઈઓની માફક દરિદ્રી થાય છે અને દુઃખ પામે છે.

## ધન્યકુમાર તથા તેના મોટાભાઇઓની કથાનો પ્રારંભ.

આ ભરતક્ષેત્રના દક્ષિણ વિભાગને વિષે કલ્યાણ, લક્ષ્મી, ઋદ્ધિ, સિદ્ધિ તથા મહત્વના એક સ્થાન જેવું શ્રી પ્રતિષ્ઠાનપુર[1] નામનું ભવ્ય શહેર હતું. તે શહેરની પાસેથી ગોદાવરી નામે નદી વહેતી હતી. કવિ કલ્પના કરે છે કે–'ગોદાવરી નદીમાં સુવર્ણ તથા રત્નો પહેરીને ન્હાવા આવતી અને જળક્રીડા કરતી સ્ત્રીઓના કંઠમાંથી સરી પડતાં રત્નો પ્રવાહ મારફત તણાઇને દરિયામાં ભળી જતા હોવાથીજ દરિયાને લોકો રત્નાકર કહેતા હશે એમ હું ધારૂં છું.'

એ શહેરને વિષે મહા કાન્તિ તથા ગુણોથી શોભતો જીતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. શત્રુઓ બીકથી તથા મિત્રો

૧ હાલ પેંઠ કહેવાય છે અને ત્યાની પાઘડીઓ વખણાય છે.

પ્રીતિથી તેની આજ્ઞામાં રહેતા હતા. તે રાજાના તરવારરૂપી મેઘમાં મોટા મોટા રાજારૂપી પર્વતો ડુબી જતા હતા. પર્વત જેવા મોટા રાજાઓ તેના તેજરૂપ સમુદ્રમાં નિમગ્ન થઈ જતા હતા. લોકો તેને આ પ્રમાણે ચાર રૂપે જોતા હતા. વડિલ વર્ગ તેના વિનય વિગેરે ગુણોને લીધે તેને બાળક સમજતા, શત્રુઓ શૌર્યાદિ ગુણોથી તેનામાં સાક્ષાત્ યમના દર્શન કરતા, શહેરીઓ ન્યાયનિષ્ઠાદિ ગુણોને લઇને તેને રામ જેવો માનતા અને યુવાન સ્ત્રીઓ તેના અસાધારણ રૂપથી તેને કામદેવનો અવતારજ સમજતી.

યશથી ઉજ્વળ એવા નગરવાસી જનોમાં પોતાના નામ સમાન ગુણવાળો ધનસાર નામે શ્રેષ્ઠિ વસતો હતો. તેની કીર્તિથી વ્યાપારીની માફક સ્પર્ધાથી જાણે દશે દિશાઓ છવાઇ રહી હતી. લજ્જા દયા વિગેરે ગુણયુક્ત તેના ચિત્તની સુંદરતાનું વર્ણન કરવું પણ અશક્ય છે. તેના હૃદયને વિષે જગતના નાથ શ્રી જિનેશ્વર ભગવાન સદા સર્વદા વસેલા હતા. આવો તે શ્રેષ્ઠિ હમેશાં પ્રભુના ધ્યાનમાં લીન રહેતો હતો.

તે શેઠને દાન, શિયળ વિગેરે ગુણોથી યુક્ત શીલવતી નામની સ્ત્રી હતી. તે પોતાના કુળની મર્યાદા જાળવી રાખી ઘરનો ભાર વહન કરતી હતી. અસ્થી મજ્જાની જેમ તેનું હૃદય શ્રી જૈન ધર્મ પ્રતિ પ્રેમવાળું હતું. રૂપ સૌંદર્ય તથા નિર્મળ સ્વભાવમાં સ્વર્ગની સુંદરીઓ પણ તેની પાસે હીસાબમાં નહોતી.

એ પ્રમાણે સુખે ગૃહસ્થાશ્રમ ચલાવતાં તેમને ત્રણ પુત્રો થયા. તે ત્રણેના અનુક્રમે ધનદત્ત, ધનદેવ તથા ધનચન્દ્ર નામ પાડ્યા. આ ત્રણે દાન, માન તથા ભોગ વિગેરે ગુણયુક્ત હતા. તે ત્રણેને અનુક્રમે ધનશ્રી, ધનદેવી તથા ધનચન્દ્રા નામની સ્ત્રીઓ સાથે

પરણાવ્યા. તેઓ સુખમાં કાળ વ્યતીત કરવા લાગ્યા.

ધનસાર શેઠ પોતાના પુત્રોને સમર્થ જોઇને ઘરનો ભાર તેમના ઉપર મૂકી ધર્મકરણીમાં વિશેષ જોડાયા હતા. ચાર ઘડી રાત્રી હોય ત્યારે બ્રાહ્મ મુહૂર્ત્તમાં ઉઠી તે બધા શ્રુતના સાર રૂપ શ્રી પંચ-પરમેષ્ઠિ નમસ્કાર મંત્રનો જાપ જપતા હતા. બન્ને વખત (સ-વારે ને સાંજે) પ્રતિક્રમણ તથા ત્રણે કાળ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા વિધિપૂર્વક કરતા હતા. દિવસ તથા રાત્રી મળીને સાતવાર ચૈત્યવંદન કરતો હતો અને દરવર્ષ તીર્થયાત્રા તથા રથયાત્રા ભારે આડંબર સહિત કરતા હતા. યથાયોગ્ય અવસરે સુપાત્રદાન તથા અનુકંપાદાન આપી દાનધર્મનું પોષણ કરતા હતા. વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી દરરોજ શાસ્ત્ર શ્રવણ તથા ગુરૂસેવા કરતા હતા. આ પ્રમાણે ધર્મમાં એકતાન થઇ જઇને ગૃહસ્થધર્મનો તે નિર્વાહ કરતા હતા.

વધતી જતી લક્ષ્મીવાળા તથા ઇચ્છાનુસાર સાંસારિક સુખ ભોગવતા તે દંપતીને ચોથો પુત્ર થયો. તે બાળકનું નાળ દાટવા જમીન ખોદી ત્યારે તેની અંદરથી દ્રવ્ય ભરેલો ચરૂ નીકળી આવ્યો. ધનસાર શેઠ તે નિધાન જોઇને વિચારવા લાગ્યો કે–' આ બાળક કોઈ અસાધારણ પુણ્યશાળી જણાય છે, કારણ કે જન્મ થવાની સાથેજ તે અસાધારણ લાભનું કારણ થયો છે, માટે આ બાળકનું નામ ગુણનિષ્પન્ન ધન્યકુમાર રાખવું ' પાંચ ધાત્રીઓથી પોષાતો એવો ધન્યકુમાર બીજના ચંદ્રમાની જેમ સૌભાગ્યમાં તથા શરી-રમાં વૃદ્ધિ પામવા લાગ્યો. પિતાનું હૃદય તે પુત્રને જોતાં નવા નવા મનોરથો બાંધવા લાગ્યું.

એ પ્રમાણે આઠ વર્ષનો થયો એટલે માતાપિતાએ શુભ દિવસે, શુભ શુકને મોટા મહોત્સવપૂર્વક તેને કળા શિખવાને માટે

નિશાળે મૂક્યો. પૂર્વ પૂણ્યના પ્રભાવથી ધન્યકુમારે બહુજ સહેલાઈથી બધી કળા ગ્રહણ કરી, શિક્ષક તો ફક્ત સાક્ષીરૂપજ થયા. સર્વ શાસ્ત્રરૂપી પર્વતપર ચડવામાં નિસરણી જેવું શબ્દશાસ્ત્ર તો તેણે મ્હોડેજ કરી નાંખ્યું. પ્રમાણાદિ ન્યાય વિષયમાં તે સર્વથી હુશિયાર થઈ ગયો. શૃંગારરસના શાસ્ત્રોમાં રહસ્ય તથા અર્થનો જાણનારો થયો. કાવ્યકળામાં પોતાની બુદ્ધિથી પૂર્વ કવિઓના કરેલા કાવ્યમાં દોષ તથા ગુણો બતાવવા લાગ્યો. બુદ્ધિ નિર્મળ હોવાથી સાહિત્યના વિષયમાં અવસરોચિત વાત કરતાં તે કદિ છેતરાતો નહિ. પુરાણ ગ્રંથોમાં પણ તેની બુદ્ધિ ઝળકી નિકળવા લાગી. ગણિત શાસ્ત્ર બરાબર સમજેલ હોવાથી ગ્રહ તથા નક્ષત્રોની સમજુતિ તે બરાબર આપી શકતો હતો. કુશાગ્ર બુદ્ધિવાળો હોવાથી વાદવિવાદમાં જલદી જવાબ આપતો હતો. પ્રહેલિકા, અંતર્લાપિકા, બહિર્લાપિકા વિગેરે અલંકારશાસ્ત્ર તો બાળકની લીલા માફક તે જલદી સમજી ગયો. સમસ્યાઓનો તો તે સાંભળવા સાથેજ ઉત્તર આપતો. જુદી જુદી લિપિઓ વાંચવામાં તે કદિ સ્ખલના પામતો નહિ. લીલાવતી વિગેરે સંખ્યા શાસ્ત્રોમાં તે અસાધારણ જ્ઞાનવાળો બન્યો. વ્યાધિનુ નિદાન કરવું, ચિકિત્સા કરવી તથા રોગનુ મૂળ કારણ શોધી કાઢવુ વિગેરે વૈદ્યક ક્રિયાઓમાં નિઘંટુ વિગેરે શાસ્ત્રોના અભ્યાસથી તે પ્રખ્યાત થયો. સર્વ ઔષધના તથા યોગના પ્રયોગમાં તે આમ્નાયને સમજનારો થયો. વાતો તથા મશ્કરી કરવામાં પોતાની અસાધારણ શક્તિથી તે સામા માણસને તરતજ નિરૂત્તર કરી નાખતો. રહસ્ય ન સમજી શકાય તેવા શ્લોકોનું નિરાકરણ તે ઝટ કરી નાંખતો (સમજાવી શકતો). નાટ્ય ગ્રંથ રૂપ કસોટી ઉપર પોતાની મતિરૂપ સુવર્ણ ઘસીને તેણે ઉદ્યોતિત

કર્યું હતું. અન્તર્ધ્યાન વિગેરે વિદ્યાઓ તેણે કાળજી પૂર્વક શીખી લીધી હતી. ઔષધિ, રસ, રસાયણ અને મણિ વિગેરેની પરીક્ષામાં તે જલદી ગુણ દોષ કહી શકતો. મંત્ર, તંત્ર, જંત્ર વિગેરે તે સંપૂર્ણ પણે શીખી ગયો હતો. ચુડામણિ વિગેરે નિમિત્તશાસ્ત્રો જાણે પોતે બનાવેલા હોય તેમ અસ્ખલિતપણે બોલી જતો. ઉત્તાલ એવી ઇન્દ્રજાળ વિગેરે વિદ્યાઓનુ રહસ્ય તે સહેલાઇથી સમજાવતો હતો. વસન્તરાજ વિગેરે શુકનશાસ્ત્રના અધ્યયનથી પોતાની દૃષ્ટિએ કોઇ પણ વસ્તુ પડતાંજ તેના ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું જાણે પોતાને જ્ઞાન હોય તેવું વર્ણન કરતો હતો. સંગીત અને છંદશાસ્ત્ર વિગેરેનો નિર્ણય અને સવર્ણ, માન, તાલ, માત્રાનુભાવ અને પ્રસ્તાર વિગેરેનુ વર્ણન તે સ્પષ્ટ રીતે કરી શકતો હતો સુસ્વરનામ-કર્મના ઉદયથી સર્વ મનુષ્યને વશ કરી શકે તેવુ ગીતગાન લય, મૂર્છા તથા રસપૂર્વક એવુ કરતો કે તેનાથી આકર્ષાઇને વનમાંથી હાથી તથા હરણીઆઓ પણ વગર શંકાએ માણસોથી ભરપૂર નગરમાં ચાલ્યા આવતા હતા. હાથી, ઘોડાની પરીક્ષામાં તથા તેમને કેળવવામાં તે ઘણોજ હુશિયાર થયો હતો. મલ્લયુદ્ધમાં તેનું રહસ્ય સમજી ગયો હોવાથી કળા અથવા બળથી સામા મલ્લનો પરાજય કરવામાં તે કુશળ હતો. ધનુષ્ય વિગેરે શસ્ત્ર વિદ્યાઓમાં પ્રવીણ થવા-થી સામા યોદ્ધાને તે જલદીથી જીતી શકતો હતો ચક્રવ્યૂહ, ગરૂડ વ્યૂહ, સાગરવ્યૂહ વિગેરે સૈન્યની રચના કરવામાં તે એવો કુશળ થઇ ગયો હતો કે સામો શત્રુ તેનો પરાભવજ કરી શકતો નહીં. ગાં-ધીના વ્યાપારમાં વિધવિધ કરિયાણાઓ ખરીદવામાં તથા વેચવામાં તે કુશળ થઇ ગયો હતો. ગંધપરીક્ષામાં ઘણો ચતુર હોવાથી માત્ર ચીજો સુંઘવાથીજ અંદર શું શું છે તેની તે પરીક્ષા કરી શકતો

હતો. વસ્ત્રના વ્યાપારમાં તે અદૂષિત બુદ્ધિવાળો થયો હતો. મણિ તથા રત્નના વ્યાપારમાં તેના ગુણ દોષને સમજનાર હોવાથી બધા વ્યાપારીઓ તેને પ્રમાણીભૂત સમજતા હતા. સોના રૂપાના વ્યાપારીઓ તેના વખાણ કરતા હતા. મણિયારાના ધંધામાં જુદાજુદા દેશોમાં નીપજેલી ચીજોના ગુણ દોષ સમજી જઇને તે લેવામાં તથા વેચવામાં પ્રવીણ થયો હતો. જુદા જુદા દેશના આચાર, વિચાર, ભાષા તથા રસ્તાઓ વિગેરેનું જ્ઞાન હોવાથી તે સાર્થવાહ બની મુસાફરોને ઉત્સાહ તથા સત્ત્વપૂર્વક ઇચ્છિત સ્થાને લઇ જતો હતો. સમયને સમજી શકનાર હોવાથી તથા કયે વખતે શું બોલવું તેનું બરાબર જ્ઞાન હોવાથી તે રાજસભામા જતો ત્યારે રાજાને પણ પ્રિય થઇ પડતો. દેવતાની ભક્તિ કરવામાં તે અડગ ધૈર્યવાળો હતો. બધા દેવોની પૂજા કરવાના વિધિમાં પ્રવીણ હોવાથી અલ્પ સમયમાં ને સર્વ દેવોને પ્રસન્ન કરી શકતો. બહુજ તેજસ્વી બુદ્ધિવાળો હોવાથી પ્રધાન તથા મંત્રીનું કામ કરવામાં રાજાની ઇચ્છા સમજી જતો તથા છળ તેમજ બળથી રાજ્યનું રક્ષણ કરતો. યોગ વિગેરે ક્રિયામાં યમ, નિયમ, આસન વિગેરે યોગના અંગો તેના ભેદો સહિત સમજતો. ઔત્પાતિકી વિગેરે ચાર પ્રકારની બુદ્ધિથી શિક્ષિત માણસોના મન પણ તે ખુશ કરી શકતો. સર્વ નીતિ, રીતિ તે સમજતો. વધારે શું કહેવું? સર્વ વિજ્ઞાનશાસ્ત્રમાં પારંગત થઈ જવાથી સર્વ કળા, તેજ, યશ, વિવિધ ગુણ ને બુદ્ધિઓના પ્રિયમેલક તીર્થ જેવો તે બની ગયો. ગુણોવડે બાળપણમાં પણ તે વૃદ્ધ જેવો શોભવા લાગ્યો.

અનુક્રમે બાળવયનું અતિક્રમણ કરી યુવતીઓને ક્રિડા કરવાના વન રૂપ યૌવન વયને તેણે પ્રાપ્ત કર્યું. તેના જન્મથી આરં-

ભીને ધનસાર શ્રેષ્ઠિના ઘરમાં ચારે બાજુથી ધન ધાન્યાદિ લક્ષ્મી વધવા લાગી હતી, તેથી તેનો પિતા લક્ષ્મીની વૃદ્ધિ જોઇને નીતિ શાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ હોવા છતાં ગુણથી આકર્ષાઇને હજારો માણસ પાસે ધન્યકુમારના વખાણ કરતો હતો. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

**प्रत्यक्षे गुरवः स्तुत्याः, परोक्षे मित्रबांधवाः ।**
**कर्मान्ते दासभृत्याश्च, पुत्रा नैव मृताः स्त्रियः ॥**

'ગુરૂની પ્રત્યક્ષ સ્તુતિ કરવી, મિત્ર ને બાંધવોની પાછળ કરવી, દાસ કે સેવકની કાર્યની સમાપ્તિએ કરવી, પુત્રની તો કરવીજ નહીં અને સ્ત્રીની સ્તુતિ મૃત્યુ પામ્યા પછી કરવી.'

આમ છતાં પણ શેઠ તો કહેતા કે—'જે દિવસથી આ પુત્રનો જન્મ થયો છે તે દિવસથી જાણે મંત્રથી આકર્ષાઇને આવતી હોય તેમ ચારે બાજુથી લક્ષ્મી મારા ઘરમાં વધતીજ જાય છે. આ પુત્રના ગુણો બધા શહેરવાસી જનોના ચિત્તને ચોરનારા છે. કોઇ નિપુણ માણસોથી પણ તેની ગણતરી થઈ શકે તેમ નથી. આગલા જન્મના કોઇ શુભ ભાગ્યના ઉદયથી મારે ઘરે કલ્પવૃક્ષનો પુત્રરૂપે જન્મ થયો જણાય છે.'

આ પ્રમાણે બહુ પ્રકારે જેમ જેમ તે ધન્યકુમારના ગુણોનું વર્ણન કરવા લાગ્યો તેમ તેમ તેના મોટા ત્રણે ભાઇઓ તે સહન કરી ન શકવાથી ઈર્ષ્યાથી બળવા લાગ્યા. આ પ્રમાણે બળતા હૃદયે કોપરૂપી અગ્નિમાં સ્નેહરૂપી તેલનું બળિદાન કરીને પોતાના પિતા ધનસારને બોલાવીને તેઓ કહેવા લાગ્યા કે—"હે પિતાજી! અમે જુદી જુદી જાતના કરિયાણાથી ભરપૂર વહાણો ભરીને જાણે સમુદ્રના મત્સ્યો હોઇએ તેમ વારંવાર સમુદ્રમાં મુસાફરી કરીએ છીએ,

તેમજ વારંવાર દેશ પરદેશમાં રખડીએ છીએ, સાહસ કરીને અનેક વસ્તુઓથી ભરપૂર ગાડાં સાથે ન વિંધી શકાય તેવા અરણ્યોમાં રખડીએ છીએ, રસ્તામાં ટાઢ તડકો સહન કરીએ છીએ, ઉન્હાળાના તડકામાં ખેતીનો આરંભ કરાવીએ છીએ, તેમજ દારિદ્ર રૂપી કણને પીલી નાખવામાં ઘંટી જેવા અરઘટ્ટો[1] ફેરવીએ છીએ, બજારમાં દુકાને બેસીને વ્યાપાર કરીએ છીએ, અનેક વ્યાપારીઓને ઉધારે દ્રવ્ય અથવા કરિયાણા દઇએ છીએ અને હમેશાં તેના લેખાં કરવાનું કષ્ટ સહન કરીએ છીએ. ત્યાર પછી પાછા તેમને ઘરે વાર વાર આંટા ખાઇને ઉઘરાણીઓ કરીએ છીએ, ભાત ભાતની યુક્તિ પ્રયુક્તિથી ધન લાવી કુટુંબનો નિર્વાહ કરીએ છીએ. વળી સામંત રાજા વિગેરેને ધીરેલ ધન કાંઇ કાંઈ કળાઓ કરીને પાછુ મેળવીએ છીએ. રાજ્યદ્વારે ચતુરંગ સભામાં જુદા જુદા આશયથી કરાયેલ વિતર્કથી મુશ્કેલ પ્રશ્નોના હુશિયારીથી જવાબ દઇને અમે ચતુર માણસોના મનને ખુશી કરીએ છીએ. જેવી રીતે મોટા મોટા મગરમચ્છોથી તથા મોટા મોટા મોજાઓથી મુશ્કેલીથી તરી શકાય તેવી રેવાનદીને મોટા હાથીઓ તરી જાય, તેવી રીતે દુર્જનોથી, ખુશામતીઆઓથી અને પરવશપણાથી મુશ્કેલ એવી રાજસેવા પણ અમે કરીએ છીએ. આ પ્રમાણે અનેક ઉપાયો કરીને કોટિ ગમે ધન અમે પેદા કરીએ છીએ, છતાં એવા અમારા કષ્ટની અવગણના કરીને તમે ધન્યકુમારની વારંવાર પ્રશંસા કરો છો. પણ જુઓ, હજુ સુધી તો તે લજ્જાહીન રમત ગમત પણ છોડતો નથી; વ્યાપાર વિગેરે ઉદ્યમ તો બાજુ ઉપર મૂકીએ, પરંતુ ઘરમાં સામાન્ય રીતે પોતાના વસ્ત્રાદિ પણ ઠેકાણે મૂકવાનું કામ તે કરતો

૧ પાણી કાઢવાના રેંટો.

નથી, લેખાં વિગેરે કરવામાં પણ ઉદ્યુક્ત થતો નથી, ઘરે આવેલ સારા માણસોને આદરસત્કાર આપતાં પણ હજુ આવડતો નથી, તો પણ ધન્યકુમારની વારંવાર વખાણ કરવાની તમારી અજ્ઞાનતા અમને સમજી શકાતી નથી; વળી ઘરનો ભાર સહન કરતાં એવા અમારી તમે નિંદા કરો છો; પરંતુ જે માણસ સારા નરસાનું પારખુ કરી શકતો નથી તે બધે ઠેકાણે હાંસીને પાત્ર થાય છે. કહ્યું છે કે—

काके कार्ष्ण्यमलौकिकं धवलिमा हंसे निसर्गस्थिति-
र्गाम्भिर्ये महदन्तरं वचसि यो भेदः स किं कथ्यते।
एतावत्सु विशेषणेष्वपि सखे यत्रेदमालोक्यते,
के काकाः खलु के च हंसशिशवो देशाय तस्मै नमः ॥

'કાગડામાં કૃષ્ણતા તો અલૌકિક છે; હંસમાં ઉજ્વળતા છે તે સ્વાભાવિક છે. બંનેની ગંભીરતામાં મોટું અંતર છે, પરંતુ તેના વચનમાં જે ભેદ છે તેની તો વાતજ શી કરવી ? આ પ્રમાણે વિશેષણો છતાં પણ કાગડો કોણ ને હંસ કોણ, તેને જે ઓળખી શકતા નથી—તેના ગુણની પરીક્ષા કરી શકતા નથી, તે દેશને નમસ્કાર થાઓ.'

માટે હે પિતાજી ! તમેજ અમને મોટા બનાવ્યા હતા અને હવે મોટા માણસો પાસે ધન્યકુમારના ગુણ ગાઈને તમેજ અમને નીચા બનાવો છો. જેવી રીતે ત્રાજવામાં એક પલ્લાને ભારે કરીએ તો બીજું સ્વયમેવ હલકું થઈજ જાય છે, તેવી રીતે ધન્યકુમારના ગુણ ગાઇને તેને મોટો (ભારે) બનાવવાથી અમે હલકા બની જઇએ છીએ. પિતાજી ! જેમ બધા વૃક્ષોમાં સરોવરનું પાણી એક સરખું પહોંચે છે તેવી રીતે તમારો સ્નેહ પણ સર્વ પુત્રમાં

એક સરખોજ હોવો જોઇએ. જેમ સર્વ મહાવ્રતો વિધિપૂર્વક એક સરખાં પાળવાથીજ મુનિ શ્રેષ્ઠ ગણાય છે, તેમજ સર્વ પુત્રોમાં એક સરખાજ ગુણોની સ્થાપના કરવાથી સત્યાસત્યની પરીક્ષા કરી શકનાર માણસોમાં પિતા શ્રેષ્ઠ ગણાય છે. વળી હે પિતાશ્રી! શાસ્ત્રમાં પણ પુત્રની સ્તુતિ કરવાનો નિષેધ કર્યો છે અને તે તો તમે કરો છો, માટે કહો કે જે વાતનો શાસ્ત્રમાં નિષેધ કર્યો હોય તે વાતનો આદર કરવાથી કદિ પણ યશ મળી શકે ખરો ? માબાપે બહુ વખાણ કરીને તથા બહુ લાલનપાલન કરીને ઉચ્છૃંખળ બનાવી દીધેલો પુત્ર તો કુટુંબનો ક્ષય કરનારો થાય છે. લાકડામાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ શું લાકડાને નથી બાળતો ? વળી બાપુ ! તમે ધન્યકુમારમાં શી અધિકતા જોઇ ને અમારામાં શી ઓછાશ જોઇ કે હમેશાં જાણે દેવતા હોય તેમ તેના વખાણ કર્યાજ કરો છો ? હે તાત ! જો અરસપરસમાં સ્નેહલતાને વધવા દેવાની તમારી ઇચ્છા હોય તો ધન્યકુમારના વખાણ કરવા રૂપી અગ્નિ હવે વારંવાર ન ચેતાવશો અને અમારા બધા ઉપર એક સરખી દૃષ્ટિ રાખશો."

પુત્રોનાં આવાં શબ્દો સાંભળીને ગુસ્સે થયેલા તે પુત્રોને શાંત કરવા માટે પિતાએ કહ્યું કે–' હે પુત્રો ! તમે ડોળા પાણીના ખાબોચીઆની જેવા મલિન આશયવાળા છો; તમારે સ્વચ્છ થવાને માટે મારી જેવાના વચનરૂપ કતક ફળની જરૂર છે. તેનો ઉપયોગ કરો. હે પુત્રો ! હંસની માફક નિર્મળ બંને પક્ષવાળા મને સાચું ખોટું બોલવાની મૂર્ખાઇ કરતો તમે કદિ જોયો છે ખરો? ગોવાળીઆથી માંડીને મોટા રાજા મહારાજાઓ સુધી સર્વ મનુષ્યોમાં મારી તુલના શક્તિના વખાણ થાય છે અને તે

પ્રમાણે પરીક્ષા કરવામાં કુશળ એવા મેં જે ગુણો હતા તેનાજ વખાણ કર્યા છે. જો ગુણવાન માણસના ગુણો ગાવામાં પણ મૌન ધારણ કરીએ તો તે પ્રાપ્ત થયેલી વચનશક્તિને નિષ્ફળ કરવા જેવું છે. તેથી આ ગુણવાન પુત્રની નિષેધ કરાયેલી સ્તુતિ પણ હું કરૂં છું. અરે પુત્રો ! ધન્યકુમારના જન્મ પછી જેવી લક્ષ્મી આપણા ઘરમાં વધી છે તેવી પહેલાં નહોતી; તેથી કરીને અન્વય તથા વ્યતિરેક બન્નેથી ધન્યકુમારનેજ તેના કારણરૂપ હું તો સમજું છુ. હે પુત્રો ! જેમ ચંદ્રોદય સમુદ્રની ભરતીનું, જેમ સૂર્ય કમળને ખીલવાનું, જેમ વસન્ત પુષ્પને આવવાનુ, જેમ બીજ અંકુરો ફુટવાનું, જેમ વર્ષાદ સુકાળનું તથા જેમ ધર્મ જયનુ કારણ છે, તેમ આટલું પણ ચોકસ સમજજો કે આપણા ઘરમાં લક્ષ્મી વધવાનું કારણ ધન્યકુમાર સિવાય બીજું કાંઈજ નથી. જેવુ ભાગ્ય તથા સૌભાગ્ય અને જેવી બુદ્ધિની નિર્મળતા ધન્યકુમારમાં દેખાય છે તેવી તેના સિવાય બીજે કોઇ સ્થળે ભાળી છે ? પુત્રો ! જો તમને મારા વચનમાં વિશ્વાસ ન હોય તો હું આપુ તેટલા ધનથી વ્યાપાર કરી પોતપોતાના ભાગ્યની પરીક્ષા કરો. એક સરખો ઉદ્યમ એક સરખા ધનવડે કરવાથી પોતાના ભાગ્યાનુસાર ફળ મળે છે. 'પૂરા ભરેલા સરોવરમાંથી પણ ઘડો તો પોતાના માપ પૂરતુંજ પાણી લઈ શકે છે.'

પછી જેમ દરદી વૈદ્યે આપેલુ પોતાને ગમતું ઔષધ ખુશીથી સ્વીકારી લે છે તે પ્રમાણે ત્રણે પુત્રોએ શ્રેષ્ઠિનું કહેવું સ્વીકારી લીધું. શેઠે વ્યાપાર કરવાને માટે ચારે પુત્રોને ત્રણસો ત્રણસો સોનાના સિક્કા આપીને કહ્યું કે–'હે પુત્રો ! આ સોનાના સિક્કાથી જુદે જુદે દિવસે વ્યાપાર કરીને પોતાના ભાગ્ય પ્રમાણે

મળેલ લાભથી આપણા કુટુંબને તમારે ભોજન આપવું.'

હવે પ્રથમ મોટો પુત્ર ત્રણસો સોનાના સિક્કા લઇ વ્યાપાર કરવા ગયોઃ પરંતુ ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ તેને સહેજસાજ લાભજ મળ્યોઃ કારણકે દરેક મનુષ્યને પોતાના કર્મના ઉદય અનુસારજ ફળ મળે છે, પ્રયત્ન પ્રમાણે મળતું નથી. પછી તેણે વ્યાપારથી મેળવેલ ધનથી ક્ષુધાને તોડવાને સમર્થ એવા વાલ તથા તેલ લાવીને કુટુંબને ભોજન કરાવ્યું. બીજે દિવસે બીજા ભાઇએ પોતે કમાયેલ ધનથી ચોખા લાવી કુટુંબને જમાડ્યું. ત્રીજે દિવસે ત્રીજા ભાઇએ પોતે લાવેલ નફાથી જેમ તેમ કરીને કુટુંબને તૃપ્ત કરવા પ્રયાસ કર્યો.

હવે ચોથે દિવસે પિતાએ કરોડો રૂપિયા કમાવાને તૈયાર થઇ ગયેલ ધન્યકુમારને પણ ત્રણસો સોનાના સિક્કા આપ્યા. પછી જેમ અષાડ મહિનાનું વાદળું જળ લેવાને માટે સમુદ્ર તરફ જાય છે, તેવી રીતે ધન્યકુમાર પિતાએ આપેલ સિક્કા લઇને ધન કમાવાને માટે બજાર તરફ ચાલ્યા. સારા શુકનથી પ્રેરાઇને ધન્યકુમાર એક મોટા પૈસાદાર ગૃહસ્થની દુકાને જઇને બેઠા. તે શેઠ પોતાના મિત્રે લખેલી નોકર સાથે આવેલી ચીઠ્ઠી નોકરના હાથમાંથી લઇ છાનોમાનો ઉઘાડીને મનમાં વાંચવા લાગ્યો. તે પત્રમાં લખ્યું હતું કે—" શ્રી પ્રતિષ્ઠાનપત્તન શહેરે, મહા શુભસ્થાને, પરમપ્રિય મિત્ર મહેશ્વર જોગ, સાર્થના સ્થાનથી તમારો સ્નેહી મિત્ર અમુક નામનો વ્યાપારી સ્નેહ તથા કુશળ સમાચાર પૂર્વક પ્રણામ સાથે કહેવરાવે છે કે—અહિં સર્વ કુશળ છે, તમારી કુશળતાના સમાચાર જરૂર મોકલતા રહેશો. હવે કામની વાત ઉપર આવીએ. મેઘ સમાન ક્રયકારક એક સાર્થવાહ અગણિત કરિયાણાથી ભરેલાં ગાડાંએ

સહિત તમારી તરફ આવે છે. વળી તે જ્યાંથી આવે છે તે સ્થાનેજ પાછો જવા માંગે છે. બંધો! દરિદ્રતાનો નાશ કરવાને સમર્થ મોટા વ્યાપારીઓને યોગ્ય બહુ કરિયાણા તેની પાસે છે. ગમે તે કારણ હો, પરંતુ તે સાર્થવાહ સહેજસાજ લાભથી પણ પોતાના કરિયાણા વેચી પોતાને વતન જવા ઉત્સુક થઇ ગયો છે. માટે હે મિત્ર ! તમારે તે સાર્થવાહ પાસે જલદી આવીને તેના કરિયાણાનું સાટું કરી લેવાની જરૂર છે, તેથી તમને તેમજ મને ભારે લાભ થવાનો સંભવ છે. આ પ્રકારના ઘણા લેખો અગાઉ પણ મે આપના તરફ લખી મોકલ્યા હતા, પરંતુ તમે એકનો પણ જવાબ આપ્યો નથી કદાચ મ્હારો એક પણ પત્ર સોનાના નિધાનની જેમ તમારા હાથમાં આવ્યો નહિ હોય, માટે હવે તો જલદી આવજો."

આ પ્રમાણેનો પત્ર વાંચી તેનો અર્થ વિચારી અનાર્યની માફક સવારના પણ ભૂખ્યો થઈ ગયેલો તે શેઠ વિચારવા લાગ્યો કે–' ભાગ્યથીજ પ્રાપ્ત થઈ શકે તેવી અગણિત ચીજો સહિત તે સાર્થવાહ નજદિકમાં આવ્યો છે, પરંતુ વ્યાપારમાં ગુંથાઈ ગયેલ બીજા અહીંના કોઈ પણ વ્યાપારીને તેની ખબર નથી, માટે ઘરે જઇ ભોજન કરી ચિત્ત સ્વસ્થ બનાવું ને પછી જાઉં, કારણકે ચિત્ત સ્વસ્થ હોય ત્યારેજ બુદ્ધિ બરાબર કામ આપે છે અને આ ખરિદી બુદ્ધિથીજ સારી રીતે થઇ શકે તેવી છે. માટે જમ્યા પછીજ ત્યાં જઈ સાર્થવાહને જયગોપાળ કરી એકલો હુંજ તેની સર્વ ચીજો ખરિદી લઇશ. પછી વેચાતી લીધેલી એ ચીજોથી મને ભારે લાભ જરૂર થશે, કારણકે આ શહેરમાં કોઈની દુકાને એવી કરિયાણાની ચીજો નથી ' આ પ્રમાણે વિચાર કરીને શેઠ તો ઘરે

ભોજન કરવા ગયા; 'દુનિયામાં આવી રીતે ભૂખ સર્વને વિઘ્નકર્તા થઈ પડે છે.'

દરમિયાન તેની દુકાન ઉપર બેઠા બેઠા ચોખા ભોજપત્રપર લખેલા તે પત્રના પ્રતિબિંબથી વંચાતા અક્ષરો છાનામાના પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી ધન્યકુમારે વાંચી લીધા અને વિચાર કર્યો કે-'આ વિચાર કરવાની શક્તિ વગરના માણસની મૂર્ખાઇ તો જુઓ, એ પોતાનો મિત્ર ખાસ ખાનગી રીતે તાકીદે જવાનું લખી જણાવે છે, છતાં આ લેખ વાંચી ભોજન કરવા ગયો, વ્યાપારીને આવી બેદરકારી ન છાજે. હવે તે જમીને ઘરેથી પાછો આવે તે પહેલાં તે સાર્થવાહ પાસે જઇને હું તેની વેચવાની તમામ ચીજો મારા તાબામાં લઇ લઉ; કારણ કે દ્રવ્ય પ્રાપ્તિનું મૂળ કારણ ઉદ્યમજ છે.' આ પ્રમાણે વિચાર કરી પોતાને ઘરે જઇને સુંદર વસ્ત્રાલંકાર સજી ઘોડેસ્વાર થઈ પોતાને યોગ્ય મિત્ર તથા ચાકરો લઇને તે તરતજ પેલા સાર્થવાહ પાસે જવા નીકળ્યો. તે અડધો માઈલ લગભગ ગયો હશે ત્યાંતો રસ્તામાંજ તે સાર્થ તથા સાર્થવાહનો ભેટો થયો. પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી ધન્યકુમારે વેચવાની ચીજોની જાત તથા સંખ્યા વિગેરે પૂછી લીધી. સાર્થવાહે જેવી હતી તેવી સર્વ વાત કરી.

હવે ધન્યકુમારે સાર્થવાહને તે ચીજો વેચાતી લેવાની પોતાની ઇચ્છા જણાવી. તે શેઠે પણ પોતાના હાથની સંજ્ઞાથી બીજા સાથના વ્યાપારીઓ સાથે ચોક્કસ કરી વેચવાની ચીજોની કિંમત કહી, એટલે ધન્યકુમારે તે કબુલ રાખી. ધન્યકુમારે તે ચીજો બરાબર છે કે કેમ તે સેજસેજ હાથમાં લઈ આંખ ફેરવીને જોઈ લીધું. પછી તે બધી ચીજોનું પાકું સાટું કરીને તે પોતાના

તાબામાં લીધી. બધું ચોકસ થયા પછી તેની નિશાની તરીકે પોતાની મહોર તેના ઉપર કરી દઇને તે નિશ્ચિન્ત થયો.

પેલા શેઠજી પોતાના ઘરે ભોજન કરીને સાર્થ સામા જવા માટે ઉત્સુક થઇ તૈયારી કરવા લાગ્યા. તેથી બીજા વ્યાપારી પણ સાર્થ આવેલ છે તેમ જાણીને ત્યાં જવાની ઈચ્છાથી તે શેઠની સાથેજ સાર્થને મળવા ચાલ્યા. માર્ગમાં જતાં સાર્થનો અધ્યક્ષ સાર્થ સાથેજ તેમને મળ્યો. અરસપરસ શિષ્ટાચારપૂર્વક પ્રણામ કરીને સુખ સમાચાર પૂછ્યા. પેલા શેઠજીએ સાર્થના અધ્યક્ષને તેની ચીજો લેવાની પોતાની ઇચ્છા જણાવી. તે સાંભળી હસીને તે સાર્થવાહે બધા વ્યાપારીઓને કહ્યુ કે-'તમારૂ કલ્યાણ થાઓ, પરંતુ હવે હુ શુ કરૂ ? મે હમણાજ મારી સર્વ વસ્તુઓ આ ધન્યકુમારને વેચી દીધી છે અને મે તેનો લેખ પણ લઇ લીધો છે, (બાનું પણ લીધુ છે.) હવે બધુ નક્કી થઇ ગયા પછી જો ફરી જાઉ તો તો મારી અપકીર્તિજ થાય.' શેઠના મિત્રે પણ કહ્યું કે-'મેં પહેલાંથીજ તમને ચીઠ્ઠી લખી મોકલી હતી, પરંતુ આળસુ થઇને તમે પ્રસંગનો લાભ ન લીધો હવે તેમાં મારો શો દોષ? હવે તો ધન્યકુમારનેજ તમે હાથમાં લ્યો. તેને યોગ્ય લાભ આપીને પણ જો આ ચીજો ખરીદી લેશો તો તમને મોટો લાભ મળશે'

આ પ્રમાણેની વાત સાંભળી તે શેઠ ધન્યકુમાર પાસે જઇ કહેવા લાગ્યો કે-'હે ભાગ્યશાળી ! તમે ખરીદેલ ચીજો મને આપો અને નફાના એક લાખ સોનૈયા લ્યો કે જેથી મારૂં અહિ આવવુ સફળ થશે અને તમને વગર મહેનતે ધન મળશે. આ બધાં શેઠિયાઓની લાજ રાખો, કારણ કે તેમ કરવાથી તમને ધન તથા યશ બન્નેનો લાભ મળશે, તેમજ વળી અમે તમારો

ઉપકાર લાંબા વખત સુધી ભૂલશું નહિ.' ધન્યકુમાર આમ રોકડા લાખ રૂપિયા મળવાથી પોતાની ઇચ્છા પાર પડેલી છતાં મીઠાં વચનથી આ પ્રમાણે કહેવા લાગ્યા કે–'ખુશીથી આ ચીજો સ્વીકારો; જો કે આ ચીજોથી મને તો ઘણો લાભ છે, પરંતુ ભલે તમારી ઇચ્છા છે તો લાખ સોનૈયાજ આપો. આપના જેવા વડી-લનું વચન કેમ ઉથાપાય ? કુળવાન માણસને વડિલનો વિનય જાળવવો તેજ યોગ્ય છે.' આ પ્રમાણે મીઠાં વચનથી તેમને રાજી કરી વેચાણનું ખત કરી આપી, લાખ સોનૈયા લઈને તે ઘેર આવ્યા. પિતાને પ્રણામ કરી તે ધન તેમની આગળ મૂકી દીધું, અને બનેલ વાત સર્વ કહી બતાવી.

પછી હજારો સોનૈયા ખરચી ભોજન સામગ્રી તૈયાર કરવા માંડી. રસોઇયાઓએ પણ જાતજાતની ચીજો મેળવીને તથા ઘણી જાતના મસાલા નાંખીને સરસ ભોજન તૈયાર કર્યું. પોતાની જ્ઞાતિના માણસો સગાં વ્હાલાં તથા મિત્રોને નોતર્યા. તેઓ આ-વીને પોતપોતાને આસને જમવા બેસી ગયા. હવે સૌથી પહેલાં કુળની નાની બાળિકાઓ નારંગી સંતરા વિગેરે મીઠાં ફળો તથા ખજુર, દરાખ, આલુ વિગેરે મેવો પિરસી ગઇ. તે ફળો ખાતાં તથા ધન્યકુમારના ગુણનું વર્ણન કરતાં ઓરજ રસ તથા તૃપ્તિનો આનંદ ભોગવવા લાગ્યા; ત્યારપછી સ્વાદિષ્ટ અને મનને ખુશ ખુશ કરી દે તેવા ભાતભાતની ચીજોથી બનાવેલા લાડુ આવ્યા; પછી ઘીથી ભરેલા, જાણે સ્વર્ગમાંથી ઉતરી આવેલ હોય તેવા, ચંદ્રના મંડળ જેવા સફેદ સુગંધી ઘેબર લાવવામાં આવ્યા, તે સિવાય મધુર રસની ઇચ્છાવાળાને તૃપ્ત કરનાર, તેમજ ગળા-માંથી પસાર થતાં ગટક ગટક એવો અવાજ કરતા સફેદ પેંડા

પીરસવામાં આવ્યા; વળી ગંગા કિનારે આવેલ રેતી જેવી સફેદ ખાંડથી મીઠો બનાવેલો અને શરીરમાં ઉત્પન્ન થયેલ ગરમીને શાંત કરી નાંખતો શીખડ પીરસાયો. આ બધું આવી ગયા પછી મીઠી ચીજોથી તૃપ્ત થઇ ગયેલ ઉદરવાળા આમંત્રિત ગૃહસ્થોની આહાર પચાવવાની શક્તિની મન્દતાનો નાશ કરનાર મીઠું હળદર તથા મરચાં વિગેરે દીપક ચીજો નાખીને બનાવેલી ઉની ઉની પૂરીઓ પીરસવામાં આવી, તેમજ બધા રસની મેળવણીથી તૈયાર કરેલ ખજુર વિગેરે પિરસાણા, ત્યાર પછી સુગંધી, ઉજ્વળ, સુકોમળ તથા સ્નિગ્ધ અને સારા ક્ષેત્રમાં ઉગેલા ખંડ અને કલમશાળી વિગેરે જાતના ચોખા, ખાવાની ઈચ્છા ઉદ્ભવ કરનાર મગ, તથા શહેરવાસી લોકોને ખુશ કરવા માટે પીળી તુવેરની દાળ પીરસવામાં આવી, તે સાથે બહુજ સુગંધી ઘી તથા અઢાર જાતના શાક દરેક ભાણામાં મૂકવામાં આવ્યા, તે સિવાય જમનારના હાસ્ય જેવા ઉજળા કરંબા પણ પીરસવામાં આવ્યા. આ પ્રમાણે જાતજાતની જમવાની ચીજોથી બધાં સગાં વ્હાલાંઓ આનંદથી જમ્યા. જમ્યા પછી સર્વને પાન સોપારી વિગેરે તાંબુળ આપવામાં આવ્યું. ત્યાર પછી સગાં વ્હાલાં તથા જ્ઞાતિનાં લોકો ધન્યકુમારના વખાણ કરતા કરતા પોતપોતાને ઘરે ગયા.

હવે બાકી રહેલ દ્રવ્ય ખરચી નાંખી તેણે પોતાની ભાભીઓના જાતજાતના ઘરેણાં કરાવ્યાં. તેમાં હાર, અર્ધહાર, એક સેર, ત્રણ સેર, પાંચ સેર, સાત સેર તથા અઢાર સેરવાળાં હાર તથા બીજા કનકાવળી, રત્નાવળી અને મુક્તાવળી વિગેરે કંઠ, ડોક, કાન, હાથ વિગેરેમાં શોભે તેવા ઘરેણા કરાવી તેમને આપ્યા. ભાભીઓ બહુ ખુશી થઇને પોતાના દિયરને કહેવા લાગી કે—'હે દિયરજી!

અમારા અગણ્ય કોઈ પુણ્યથીજ તમારો જન્મ થયો લાગે છે. વાહ ! કેવી અદ્ભુત તમારા ભાગ્યની રચના છે ! કેવું અદ્ભુત તમારું ભાગ્ય છે ! ધનના સૂત્ર બીજ જેવા વ્યાપારમાં પણ તમારી કુશળતા કેવી છે ? અને વળી બાળત્વમાં કુશળ હોવા છતાં તમારામાં નમ્રતા કેવી વધી છે ! અહો ! આટલી નાની વયમાં પણ તમારું સર્વ વર્તન એક દેવ માણસને છાજે તેવું છે !! હે દિયરજી ! તમે દીર્ઘાયુ થાઓ, કુશળ આનંદ મેળવો, જય પ્રાપ્ત કરો, અમને પણ લાંબા વખત સુધી મનમાં જોઈને આનંદનું સ્થાન બનો તથા તમારા સારા ચરિત્રથી પોતાના વંશને પવિત્ર કરો.' આ પ્રમાણે ભાભીઓ પોતાના દિયરનાં વખાણ કરવા લાગી.

એ પ્રમાણે પોતાની સ્ત્રીઓથી ધન્યકુમારની પ્રશંસા સાંભળી ધનદત્ત વિગેરે ભાઈઓ તેની વિશેષ ઈર્ષ્યા કરવા લાગ્યા. પિતાએ ઈર્ષ્યાયુક્ત તેમનાં વચનો સાંભળીને તેમને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે—"હે પુત્રો ! ગુણી માણસોના ગુણોની અદેખાઈ કરવી તે ઉત્તમ પુરુષોને યોગ્ય નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—' અગ્નિની જ્વાળામાં પોતાના શરીરને હોમી દેવું સારું, પરંતુ ગુણવાન પુરુષોની સહેજ પણ અદેખાઈ કરવી તે સારી નહિ.' ભાગ્યહીન પુરુષો પુણ્યશાળી પુરુષની મહત્વતારૂપી અગ્નિથી વારંવાર બળતા પોતે તે રસ્તે જવાને અસમર્થ હોવાથી પગલે પગલે લઘુતા પામે છે તથા નિંદા કરે છે. જેનાથી આ આખી દુનિયા શોભે છે તેવા ગુણવાન પુરુષો તો દૂર રહ્યા, પરંતુ જેઓમાં ગુણોની અનુમોદના કરવાની શક્તિ હોય છે તેવા પુરુષો પણ ત્રણ જગતને વિષે પૂજ્ય છે. હે પુત્રો ! ગુણોની અદેખાઈ કરવાથી તો પૂજ્ય હોય તે પણ પૂજવાને અયોગ્ય બને છે અને ગુણોની પ્રશંસા

કરનાર તેજ વિનાનો હોવા છતાં પૂજાવાને લાયક બને છે. 'ગુણ ઉપરના રાગ તથા દ્વેષ ઉપર બે મુનિઓનું દૃષ્ટાંત છે તે સાંભળો.'

## ગુણના રાગ અને દ્વેષ ઉપર યામલમુનિનું દૃષ્ટાંત.

પૂર્વે ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર, તપથી કૃશ થઇ ગયેલા શરીરવાળા, જ્ઞાનરૂપી સમૂદ્ર તરી ગયેલા તથા ભવનો ભય જેમને ઉત્પન્ન થયો છે તેવા એક મહામુનિ થઈ ગયેલ છે. એક વખત ઇર્યાસમિતિ પાળતા, કપટ રહિત મનવાળા અને હમેશાં પ્રમાદ રહિત એવા તે મુનિ ભિક્ષા માટે એક સ્ત્રીના ઘરમાં ગયા. તે સ્ત્રીના હાવભાવ, વિભ્રમ, કટાક્ષ વિગેરે વિલાસ જોયા છતાં અક્ષુબ્ધ મનવાળા તે મુનિએ કાચબાની માફક ઇન્દ્રિયો ગોપવીને તેના ઘરમાં પ્રવેશ કર્યો. પછી રાગ રહિત એવા તે મુનિમહારાજા પોતાની ગંભીર વાણીથી કલ્પવૃક્ષ સમાન ધર્મલાભ આપીને યોગ્ય સ્થળે ઉભા રહ્યા. હવે ઘરમાંથી તે યુવાન સ્ત્રી ઋષિરાજને આવેલા જોઇને ધર્મબુદ્ધિથી નિષ્કપટપણે ભોજન હાથમાં લઇને બહાર આવી, તેટલામાં તો તે મુનિરાજ આહાર લીધા વગરજ અન્ય સ્થાને ચાલ્યા ગયા. તે શ્રદ્ધાવાન સ્ત્રી મુનિરાજ ગોચરી લીધા સિવાય ગયા તેથી બહુ નાશીપાસ થઇ અને પોતાના ભાગ્યની નિન્દાપૂર્વક ખેદ કરવા લાગી.

થોડાજ વખત પછી ત્યાં ભાગ્યયોગે એક ગુણ ઉપર રાગવાળા છતાં ફક્ત મુનિવેષધારી સાધુના ગુણ રહિત મુનિ આવ્યા. પેલી શ્રાવિકા તેમને આવેલ જોઇને હાથમાં વહોરાવવા યોગ્યચીજો લઈ વહોરાવવા આવી. મુનિએ પણ તે વસ્તુઓનો સ્વીકાર કર્યો. હવે તે શ્રાવિકા પહેલા તથા બીજા સાધુ વચ્ચે આવો તફાવત જોઈને બોલી કે—'હે મુનિરાજ! જો તમને ગુસ્સો ન ચડે તો એક

પ્રશ્ન પૂછવાની મ્હને ઇચ્છા થઇ છે તે પૂછું.' વેષધારી સાધુએ કહ્યું કે–'હે નિર્મળ આશયવાળી સ્ત્રી! જે ઇચ્છા હોય તે ખુશીથી પૂછ, કારણ કે હું રોષરૂપી દોષનો શોષ કરનાર હોવાથી કોઇનું ક્રોધ ઉત્પન્ન થાય તેવું વચન સાંભળીને પણ સ્વભાવને ઠેકાણે રાખી શકું છું.' તે શ્રાવિકાએ કહ્યુ કે–' તમારી પહેલાં એક તમારી જેવાજ સાધુ આવી ગયા, તે મેં આપવા માંડેલ ભિક્ષા તરફ્ ફક્ત દૃષ્ટિ કરીને લીધા વિના પાછા ચાલ્યા ગયા. એક ક્ષણ પછી તમે આવ્યા અને તમે તો તે ભિક્ષાનો સ્વીકાર કર્યો, માટે તમારા બન્ને વચ્ચે આવડા તફાવતનું કારણ શું?" તે વેષધારી સાધુએ કહ્યું કે–'હે સુગ સ્ત્રી! તે સાધુ તો પ્રાણીઓની રક્ષા કરવામાં તત્પર, નવ ગુપ્તિધારી, મહા મુનિરાજ હતા; કોઇ જાતની શરીરપરની મમતા વિનાના હોવાથી તે મુનિરાજ માત્ર આ દેહ ધર્મનુ સાધન છે તેમ સમજી તેને ટકાવી રાખવાને જેવો તેવો લુખો સુખો આહાર ગ્રહણ કરે છે, અને તેવો અંત, પ્રાંત તથા તુચ્છ આહાર પણ ઇંગાળ, ધૂમ્ર વિગેરે[1] દોષથી રહિતપણે તેઓ વાપરે છે. અતિ સ્નિગ્ધ કે મિષ્ટ ખોરાક તો તેઓ લેતાજ નથી. વળી હે ભાગ્યવાન્ સ્ત્રી! તારા ઘરનુ બારણું નીચું હોવાથી અંધારામાં ખોરાક કેવો છે તે બરાબર આંખથી ન દેખાય તેથી તે દયાળુ મુનિરાજ આહાર લીધા વિના પાછા ગયા છે.' 'ત્યારે તમે તેવો આહાર શા માટે ગૃહણ કર્યો?' તેમ તે સ્ત્રીએ પૂછવાથી તેણે કહ્યું કે–' હે કલ્યાણિ! જો તેનું કારણ તારે સાંભળવુ જ છે તો સાંભળ. પહેલાં તો ભિક્ષા મળવાનું સાધન હોવાથી આ વેષ મેં ફક્ત બહારથીજ રાખેલો હોવાથી હું એક વેષધારી

૧ ખાતાં આહારને વખાણવો કે કવખોડવો તે ઇંગાળ ને ધૂમ્ર-દોષ કહેવાય છે.

સાધુ છું, સાચો સાધુ નથી. હે સુન્દરિ ! પ્રથમ આવી ગયેલ સાધુની ધીરજની શી વાત કરવી ? તે તો પ્રાણાંતે પણ સ્પૃહા કરે તેવા નથી. તેવા ગુણવાળાની પાસે હીનસત્ત્વ અને શરીરની લાલનાપાલના કરવાની ઈચ્છાવાળો હું શી ગણત્રીમાં છું ? એક ફાળ માત્રથી હાથીનો વધ કરનાર સિંહની પાસે શિયાળિયું તે શી બિસાતમાં ? સૂર્યના તેજમાં આગિયાના પ્રકાશનો તે શો હિસાબ ? તે તો સર્વ ગુણરૂપી રત્નોથી શોભાયમાન સાચા મુનિરાજ છે અને હે ભદ્રે ! હું તો ચંચાપુરૂષ [ ચાડિયા ] ની જેવો ફક્ત નામધારી સાધુ બની વેષના આડંબરવડે ઉદરવૃત્તિ કરૂં છું, તેના અને મારામાં મોટો તફાવત છે.' આ પ્રમાણે કહીને તે સાધુ ગયા.

પછી તે શ્રાવિકા વિચારવા લાગી કે, જીંહાઈંદ્રિયને કાબુમાં રાખી શકનાર આ બન્નેને ખરેખર ધન્ય છે. તેમાંથી એક ગુણનો ભંડાર તથા બીજો ગુણની અનુમોદના કરનાર છે. બન્ને પ્રશંસાને યોગ્ય છે. કહ્યું છે કે—

> नागुणी गुणिनं वेत्ति, गुणी गुणिषु मत्सरी ।
> गुणी च गुणरागी च, सरलो विरलो जनः ॥

'નિર્ગુણી માણસ ગુણવાનને ઓળખી શકતો નથી, ગુણવાન ઘણું ખરું અન્ય ગુણવાન્ પ્રત્યે દ્વેષ રાખનાર હોય છે, ગુણવાન તથા ગુણની અનુમોદના કરનાર સરલ માણસ દુનિયામાં ક્વચિત્જ માલુમ પડે છે '

પ્રમાદથી મુગ્ધ બનેલા લોકો આ જગતમાં પગલે પગલે પોતાની સ્તુતિ તથા પારકાની નિન્દા કરે છે, પરંતુ પારકાની સ્તુતિ તથા પોતાની નિન્દા કરનાર કોઇજ જોવામાં આવે છે

આ પ્રમાણે તે બન્નેના ગુણની અનુમોદના કરતી તે ઉભી હતી, તેવામાં સાધુનું નામ જેણે વગોવ્યું છે તેવો એક સાધુ ત્યાંજ ભિક્ષા માટે આવ્યો. તે ગુણવાનો ઉપર દ્વેષ રાખનાર, બીજાના છિદ્રોજ નિહાળનાર, અદેખાઇની આગથી બળી ગયેલ હૃદયવાળો તથા ફક્ત વેશધારી સાધુ હતો. તેને આવેલ જોઇને તે શ્રાવિકાએ ઘરમાંથી અન્ન વિગેરે લાવી તેને વહોરાવ્યા. પછી તેણીએ પહેલાની માફકજ સર્વ વાત નિવેદન કરી અને તે પ્રમાણેજ પૂછ્યુ. એટલે તે સાધુએ ધૃષ્ટતાથી જવાબ આપ્યો કે—' હે ભદ્રે ! મોટાઇ મેળવવા ઇચ્છનાર તે બન્નેને હું બરાબર ઓળખી ગયો. તેમાં પહેલો સાધુ પ્રપંચી હોવાથી માયા કપટથી માણસોના મન ખુશ કરે છે અને બીજો પોતાના દોષો કહેવાની કળામાં હુશિયાર હોવાથી મીઠા મીઠા વચન બોલી સુખે પોતાના પેટનો ખાડો પૂરે છે. બીજાનાં વખાણ કરી પોતાની લઘુતા બતાવવા પ્રયાસ કરે છે, પરંતુ તે બન્ને તો દંભના દરિયા જેવા છે; પરંતુ હે કલ્યાણિ ! હું તો દૂરથીજ દંભને છોડી દેનાર, પ્રપંચ રહિત છુ; જે મળે તે આહાર ગ્રહણ કરૂ છું, પરંતુ સરળ સ્વભાવનો હોવાથી વારંવાર દરેક ચીજમાં દોષ દેખાડવારૂપ કપટ ક્રિયામા કુશળ થઇ કદાગ્રહ કરતો નથી. હે ભદ્રે ! બહાર શોભા દેખાડવા માટે પહેલાં મેં પણ લોકને રંજન કરનારી આ કપટકળાનો વાર વાર આશ્રય લીધો છે, કઇક સારા સારા માણસોને છેતરી મારી મોટાઇ બતાવી મે પેટ ભર્યું છે, પરંતુ હવે તે કળા છોડી દીધી છે અને તેમ હોવાથીજ આ લોકોની કપટકળા હું બરાબર સમજી ગયો છું. મે તો તેવી ઠગાઇમાં કાંઇ સાર ભાળ્યો નહિ, તેથી તેને છોડી સરળતા સ્વીકારી છે.' આમ કહી તે ચાલતો થયો.

તેના ગયા પછી પેલી શ્રાવિકા મનમાં ગુસ્સે થઇ આ પ્રમાણે વિચારવા લાગી કે—'અહો ! ઇર્ષ્યાળુ એવો આ સાધુ કેવું ઘડા વિનાનું બોલતો હતો? ઇર્ષ્યાયુક્ત તેનુ બોલવુ સાંભળવું તે પણ અયોગ્ય હતું. એકલી તેની નિર્ગુણતાજ દુનિયામાં માતી નહોતી. અહો ! વિના કારણ તેનામાં કેટલી ઈર્ષ્યા હતી ! ખરેખર પહેલાં મુનિ ગુણના ભંડાર જેવા હતા, બીજા મુનિ ગુણની અનુમોદના અને બીજાના ગુણાનુવાદ કરવામાં સો મોઢાવાળા હોય તેવા હતા. તેમજ પોતાના દોષ પ્રકટ કરવામાં પણ ચતુર હતા. તેથી તે બંને સારા આશયવાળા તેમજ જગતને પૂજવાને યોગ્ય હતા. આ ત્રીજો સાધુ તો પાપી, દોષથી ભરેલો, ગુણીની ઇર્ષ્યા કરનારો તથા મોઢું જોવાને પણ અયોગ્ય હતો.'

જેવી રીતે તે શ્રાવિકાએ ગુણ વિનાના છતાં પણ ગુણની અનુમોદના કરનાર તેમજ ગુણવાળા બન્નેની પૂજા કરી પરંતુ ઇર્ષ્યાવાળા વેષધારી સાધુને દૂરથીજ પડતા મૂક્યા તેમ હે પુત્રો ! તમે પણ ઈર્ષ્યા છોડી દઇને કલ્પવૃક્ષ સમાન ગુણોની અનુમોદના કરવાની શક્તિ મેળવો.

આ પ્રમાણે સુંદર ગુણોની અનુમોદના કરવાની શિક્ષા આપનારી ધનસાર શેઠની વાર્તા સાંભળીને ત્રણ ભાઇઓ સિવાય બધા સગાં વહાલાંઓ રાજી થયા.

ઇતિ શ્રી જિનકીર્ત્તિસૂરિ વિરચિત પદ્યબંધ દાનકલ્પદ્રુમ ( શ્રી ધન્ય ચરિત્ર ) ની ઉપરથી રચેલા ગદ્યબંધ ધન્ય ચરિત્રના પ્રથમ પલ્લવનું ગુજરાતી ભાષાંતર.



# દ્વિતીય પલ્લવ.



વે તે મનસ્વી પુત્રો પિતાને કહેવા લાગ્યા કે-'હે પિતાજી! અમારા હૃદયમાં ઈર્ષ્યા બીલકુલ છેજ નહિ, પરંતુ દેવની પણ ખોટી પ્રશંસા કરે તો તે અમે સહન કરી શકવાના નહિ; તો પછી મનુષ્યની ખોટી પ્રશંસાનું તો પૂછવુંજ શું? હે પિતાજી! તમે વારંવાર ધન્યકુમારના વખાણ કરો છો, પણ તેણે તો છળપ્રપંચથી લેખ વાંચી લઇને વંચક માણસની માફક લક્ષ દ્રવ્ય મેળવ્યું છે. આવી રીતે મેળવેલ ધન તો કાકતાલીય જેવું ગણાય, તેમ કાંઇ નિરંતર ધન મળી શકે નહિ, અને વ્યવહાર તથા નીતિથી મેળવી શકાયેલું ધન તો હમેશા તે પ્રમાણમાં મળ્યાજ કરે છે. તેથી આવા કવચિત્ મળે તેવા ધનને ડાહ્યા માણસો પરીક્ષા કરવામાં પ્રમાણભૂત ગણતા નથી.'

આ પ્રમાણે પુત્રોનું યુક્તિપૂર્વક બોલવું સાંભળીને ધનસારે ફરી તે ચારે પુત્રોને ચોસઠ ચોસઠ સોનાના માષા આપ્યા. ત્રણ જણાઓ તે ધન લઇ અનુક્રમે બજારમાં ગયા, અને ધન મેળવવાની ઇચ્છાથી પોતપોતાનું કળાકૌશલ્ય અજમાવી ભાગ્યાનુસાર નફો તોટો કરીને ઘરે પાછા આવ્યા, તે બધા બત્રીશ માષાથી પણ ઓછો અથવા બહુ તો તેટલોજ લાભ કરી આવ્યા, પરંતુ ધન્યકુમારને કોઈ પહોંચી શક્યું નહિ

પોતાનો વારો આવતાં ધન્યકુમાર ચોસઠ સોનાના માષા લઇને વ્યાપાર કરવા માટે નિકળ્યા. કર્પૂર, સોનું, માણેક અને કાપડ વિગેરેની બજારોમાં ફરતાં અપશુકન થવાથી તે પાછા ફર્યા અને સહેજવાર ખોટી થઇને શુકન જોતો આગળ ચાલ્યો, તો પશુ ખરીદવાની બજારમાં તેને બહુ સારા શુકન થયાં, એટલે તે શુકન વધાવી લઇ તે બજારમાંજ ધન્યકુમાર વ્યાપાર માટે ગયા.

ત્યાં શાસ્ત્રમાં લખેલ લક્ષણોવાળો એક ઘેટો જોયો, એટલે સારા લક્ષણવાળા તે ઘેટાને પાંચ માષા સોનુ આપીને તેણે ખરીદી લીધો પછી તે ત્યાંથી આગળ જતો હતો, તેવામાં તે ગામના રાજાનો પુત્ર એક લાખ રૂપિઆની હોડ કરતો ત્યાં આવી પહોંચ્યો બીજા પણ ઘેટાની લડાઈના રસિયા પોતપોતાના ઘેટા લઇને આસપાસ ઉભા હતા. રાજપુત્રની સાથેના માણસે રાજકુમારને કહ્યું કે—'સ્વામિન્! આ સામેથી ધનસાર શ્રેષ્ઠિના પુત્ર ઘેટો ખરીદીને આવે છે, તેના બાપ ઘણા પૈસાવાળા છે, તેથી તેને મીઠા શબ્દોથી રીઝવી તેના ઘેટાની સાથે આપણા ઘેટાને સરત કરીને લડાવીએ અને તેની પાસેથી લાખ સોનૈયા મેળવીએ.'

આ પ્રમાણે વિચાર કરી આગળ જઈ ધન્યકુમારને બોલાવીને રાજકુમારે કહ્યું કે—'ધન્યકુમાર! અમારા ઘેટાની સાથે તમારો ઘેટો યુદ્ધ કરવાને શક્તિમાન છે એમ જો તમને લાગતું હોય તો ચાલો, આપણે લાખ સોનૈયાની હોડ કરી પરસ્પર યુદ્ધ કરાવીએ. જો તમારો ઘેટો જીતશે તો મારે તમને લાખ સોનૈયા દેવા અને જો મારો ઘેટો જીતે તો તમારે મને લાખ સોનૈયા દેવા. બોલો છે કબુલ?' રાજકુમારનું આ પ્રમાણે બોલવું સાંભળી ધન્યકુમારે વિચાર્યું કે—'જો કે મ્હારો ઘેટો બહારથી દુર્બળ લાગે છે, પરંતુ તે સારા

લક્ષણોવાળો હોવાથી જરૂર જીતશે; માટે ચાલ, લક્ષ્મી ચાંડલો કરવા આવી છે, ત્યાં વળી મ્હોડું ધોવા ક્યાં જવું ?' આ પ્રમાણે વિચાર કરીને રાજકુમારના ઘેટા સાથે પોતાના ઘેટાનું યુદ્ધ કરાવ્યું. તેમાં ભાગ્યશાળી ધન્યકુમારના સર્વ લક્ષણયુક્ત ઘેટાનો અંતે જય થયો, તેથી લાખ સોનૈયા તેને મળ્યા. કહ્યું છે કે–'જુગાર, યુદ્ધ, લડાઇ તથા વાદવિવાદમાં હમેશા ધર્મીનોજ જય થાય છે.'

રાજકુમાર વિચારવા લાગ્યો કે–'આના દુર્બળ દેખાતા ઘેટાએ મારા ઘેટાને કેવી રીતે જીત્યો ? માટે સારા દેશમાં ઉત્પન્ન થયેલો તથા સર્વ લક્ષણયુક્ત તે ઘેટા જો હું ખરીદી લઉં તો બીજા ઘણા ઘેટાઓને જીતી લાખો સોનૈયા હું મેળવી શકું.' આ પ્રમાણે વિચારી તે ધન્યકુમારને કહેવા લાગ્યો કે–'તમારો ઘેટા તો અમારે લાયકનો છે. તમારી જેવા મોટા શેઠીઆઓને આ પ્રમાણે પશુ પાળવા એ કાંઇ ઠીક નહી. વળી ઘેટાની રમત પણ ક્ષત્રિયોનેજ શોભે, તમારી જેવા વ્યાપારીઓને શોભે નહિ; માટે આ મેઢાંનુ તમને જે મૂલ્ય ખેઠું હોય તે લઇને અથવા અમુક નફો લઈને મને વેચાતો આપો.'

ધન્યકુમારે રાજકુમારનુ કહેવુ સાંભળીને વિચાર્યું કે–'આ મેંઢાનો ખેલ વેપારીના પુત્રને યોગ્ય ન ગણાય તે વાત સાચી છે, માટે મ્હારા કહ્યા પ્રમાણે જો મૂલ્ય આપે તો ભલે તેનેજ વેચી દઉં.' આમ વિચારી સ્મિતપૂર્વક તેણે કહ્યું કે–'કુમાર ! આ સર્વ લક્ષણવાળો મેંઢો બહુ શોધ કર્યા પછી મને મળ્યો છે; તેમજ વળી મેં તેના ઉપર બહુ ધન ખરચ્યું છે. તે તમને કંઇ રીતે આપી દઉં ? પરંતુ સ્વામીનું વાક્ય પાછું ફેરવવું તે પણ યોગ્ય નહિ, માટે હુ કહું તે કિંમત આપીને આપ સુખેથી લઈ જાઓ ! તમારા

પાસેથી વધારે લેવું તે કાંઇ ઠીક નહિ. આજ સુધીમાં તેના ઉપર લગભગ એક લાખથી કાંઇક વિશેષ ખર્ચ થયો છે, પણ તમારે જુએ છે તો ફક્ત એક લાખ સોનૈયા આપીને ખુશીથી લઈ જાઓ.'

રાજપુત્રે ધન્યકુમારે માંગેલ કિમ્મત આપી ઘેટા ખરીદી લીધો. જયારે કોઇ પણ ચીજ વેચવાની હોય છે ત્યારે વ્યાપારીઓ પોતાની ઇચ્છા પ્રમાણે તેની વધારે કિમ્મત કરે છે અને ઘરાક પોતાની અતિશય ઇચ્છાને લીધે ગમે તેટલું દ્રવ્ય આપીને પણ લેવા તૈયાર થઇ જાય છે

હવે ધન્યકુમાર પોતાને મળેલ નફો લઇને ઘરે ગયો. પહેલાં કરતાં બેવડો લાભ થવાથી તેની કીર્તિ તથા યશ વૃદ્ધિ પામ્યા. સગાંવહાલાં સંતોષપૂર્વક તેની પાસે જઈ તેના વખાણ કરવા લાગ્યા. 'ઉગતા સૂર્યને દુનિયા આખી ક્યાં નથી નમતી?'

ધન્યકુમારની સ્તુતિ સાંભળી તેના મોટા ત્રણે ભાઈઓના મ્હોડાં ઈર્ષ્યાથી કાળાં મસ જેવા થઈ ગયા. તે ત્રણેને તેના પિતા આ પ્રમાણે હિતવચન કહેવા લાગ્યા કે—'હે પુત્રો! સુજનતાના—સારાના વખાણ કરવા તે અભ્યુદયની નિશાની છે અને દુર્જનતા—ઇર્ષ્યા પ્રમુખ તે આપત્તિનું સ્થાન છે, માટે સાચું ખોટું સમજનારા માણસોએ સુજનતાનો અંગીકાર કરવો ઘટે છે. મૂઢ માણસો બીજાનો અભ્યુદય જોઈ ન શકવાથીજ લોકમાં અપકીર્તિ પામે છે. ચંદ્રનો દ્રોહ કરનાર રાહુને શું સમજુ લોકો ક્રૂર નથી કહેતા? આ દુનિયામાં પૈસો મળવો ન મળવો તે તો કર્મ ઉપર આધાર રાખે છે. પૈસાદારની ઈચ્છા ફળતી નથી, પણ ભાગ્યજ ફળે છે, માટે આવી રીતે દુઃખી થવાની કાંઈ જરૂર નથી. સાંભળો—

**मिलिते लोकलक्षेऽपि, येन लभ्यं लभेत सः ।**
**शरीरावयवाः सर्वे, भूष्यन्ते चिबुकं विना ॥**

'લાખો લોકો મળ્યા હોય તેમાંથી પણ જેને જે મળવાનું હોય તેને તે મળે છે. શરીરના બધા અવયવો શણગારવામાં આવે છે, પરંતુ ડાઢીનો કોઇ ભાવ પણ પૂછતું નથી.' માટે ભાગ્ય વિના વૃદ્ધ અનુભવી માણસને પણ સારી વસ્તુ મળતી નથી. જેમ દરિયાનું મન્થન કરતાં વિષ્ણુ વિગેરે દેવોને ચૌદ રત્નો મળ્યા અને વૃદ્ધ છતાં મહેશ્વર (શંકર)ના હાથમાં ઝેર આવ્યું. માટે જો માણસ કમનશીબજ હોય તો સારા કુળમાં ઉત્પન્ન થયાં છતાં પણ સૌભાગ્ય પ્રાપ્ત થતું નથી. અમૃતના પાણી ને ધૂળથી થયેલ કચરો પણ પગે લાગતાં શું તેને દૂર કરવામાં નથી આવતો? વળી કહ્યું છે કે—

**अपि रत्नाकरान्तःस्थै-र्भाग्योन्मानेन लभ्यते ।**
**पिबत्यौर्वोम्बुधेरम्बु, ब्राह्मीवलयमध्यगम् ॥**

'રત્નની ખાણ જેવા સમુદ્રમાં રહેવા છતાં ભાગ્યાનુસાર સર્વને મળે છે. જુઓ! બ્રાહ્મી નામની ઔષધિ તેના વલયના મધ્યમાં રહેલ જળનેજ પી શકે છે, જો કે સમુદ્ર તો ઘણો મોટો છે. અને વડવાનળ આખા સમુદ્રના જળનુ શોષણ કરે છે.' માટે હે પુત્રો! જેમ ઉંચે ચડેલાં વાદળાંની અદેખાઇ કરવા જતાં અષ્ટાપદના[1] પોતાનાં હાડકાં ભાંગે છે, તેમ ઉચ્ચ ભાગ્યશાળી માણસ તરફની ઈર્ષ્યા પોતાનો વિનાશ કરનારીજ થાય છે. જે માણસ અન્યની સ્તુતિ સાંભળીને અથવા ઉત્કર્ષ જોઇને ઇર્ષ્યા કરવા મંડી જાય છે તે તો ભાગ્યહીન પંકપ્રિયની માફક દુ:ખી થાય છે.

૧ એક જાતિનું શ્વાપદ વિશેષ તેને પગ આઠ હોય છે. તે સિંહને મારી શકે છે.

## ઇર્ષ્યા ઉપર પંકપ્રિયની કથા.

જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે અયોધ્યા નામની નગરી હતી તે પોતાના નામ પ્રમાણે શત્રુથી જીતી ન શકાય તેવી હતી. ત્યં ઇક્ષ્વાકુવંશનો જિતારી નામે રાજા રાજ્ય કરતો હતો. તે શહેરમાં પંકપ્રિય નામનો એક ઉદાર, સર્વ માણસોમાં શ્રેષ્ઠ અને પૈસા-વાળો પરંતુ જરા વાંકી પ્રકૃતિનો કુંભાર રહેતો હતો. તે ઇર્ષ્યાળુ હોવાથી બીજાના ગુણ સાંભળી શકતો નહિ. જેમ ખારાશથી સમુદ્રના અને કલંકથી ચંદ્રના ગુણો દુષિત થાય છે, તેમ આ એકજ દોષથી તેના બધા ગુણ દુષિત થતા હતા, (ઢંકાઇ જતા હતા) જો કોઇના ઉત્કર્ષ અથવા અભ્યુદયની વાત ભૂલેચૂકે તેના કાને આવતી તો ઉપાય ન થઇ શકે તેવી માથાની વેદના તેને થઈ આવતી સગાંવ્હાલાં અથવા પારકા માણસોના ગુણ ગાતાં કોઈ માણસને અટકાવવાની શક્તિ પોતાનામાં ન હોય તો પછી તે ઇર્ષ્યાથી પોતાનુ જ માથું કુટવા મંડી જતો વળી પોતાને ઘરે થયેલ લગ્નોત્સવ વિગેરેમાં કાંઇ વધારે ન કર્યું હોય, છતાં પોતાનું સારૂં બોલાવવા બમણુ તમણું વધારીને બોલવાની તેને ટેવ પડી હતી શાસ્ત્રનો અભ્યાસ ન કરેલ સંસારી માણસની આ તો પરંપરાથી ઉતરી આવેલી ખોડ છે, કે તેઓ પોતાની વાતો વધારી વધારીનેજ કહે છે. હવે કોપથી માથું કુટતા તે લોભીના કપા-ળમાં જખમની એક મોટી લાઇન પડી ગઇ હતી. તે ઇર્ષ્યારૂપી વિષવલ્લીની કેમ જાણે પાંદડીઓ હોય તેવી લાગતી હતી ! આ પ્રમાણે ભાગ્યહીન માણસનો કોપ પોતાજ ઘાતક બને છે.

તેનું કલ્યાણ ઇચ્છનારા તેના પુત્રોએ વારંવાર યુક્તિપૂર્વક સમજાવ્યા છતાં તે લોભી પોતાની ખોડ છોડતો નહિ. 'જુઓ

નકામો હઠ લેનારા હોય છે, તેઓ ભલે તે હઠ પોતાનોજ ઘાતક હોય તો પણ ત્યજતા નથી.' એકવાર આ વ્યાધિ અસાધ્ય જોઈને તેના પુત્રોએ તેને કહ્યું કે—' બાપુ ! તમારે હવે તો માણસ રહિત જંગલમાં રહેવું તે વાતજ અમને ઠીક લાગે છે; કારણ કે ત્યાં જરા પણ ઈર્ષ્યા જાગૃત થવાનો સંભવ નથી. માટે જો તમારી ઇચ્છા હોય તો નિર્જન અરણ્યમાં એક ઝુપડી બનાવીને તમને ત્યાં રાખીએ.' પુત્રોનું કહેવું પંકપ્રિયે હર્ષ સહિત વધાવી લીધું. "પોતાના હિત માટે કહેવાયેલું પોતાને ગમતું વચન કોણ સ્વીકારતું નથી ?" પછી પુત્રોએ નિર્જન અરણ્યમાં એક સરોવરને કિનારે પશુઓના હુમલા ન થાય તેવે સ્થાને એક ઝુંપડું બાંધી આપી તેને ત્યાં રાખ્યો.

હવે પંકપ્રિય વનમાં રહીને કોઈ પણ જાતના ઉપદ્રવ સિવાય સુખસમાધિમાં દિવસો પસાર કરવા લાગ્યો. ત્યાં તેની ઇર્ષ્યાની જ્વાળાને ચેતવાનો સંભવ ન હોવાથી તે આનંદથી રહી શકતો હતો.

એકદા તે શહેરનો રાજા શિકારનો શોખીન હોવાથી નગરમાંથી મોટા રસાલા સહિત ગીચ વનમાં મૃગયા ખેલવાને માટે નીકળી પડ્યો. વનમાં એક હરણ હરણીનું જોડું દેખી તેને મારવા તેણે ઘોડો દોડાવ્યો. દોડતા ઘોડાને જોઈને તે જોડું ચેતી ગયું. એટલે તેણે ઉતાવળે નાસવા માંડ્યું. રાજાએ તેની પાછળ દોડતાં ઘણો રસ્તો કાપી નાખ્યો પેલું જોડલું તો કોઇ પહાડની ખીણમાં થઇને અદૃશ્ય થઇ ગયું. નિષ્ફળ થયેલો રાજા જંગલમાં રખડતાં રખડતાં સૂર્યના તાપથી તરસ્યો થતા શ્રમથી ભૂખ્યો થયેલ હોવાથી ક્ષુધાતૃષાથી પિડાતો અચાનક સરોવરના કિનારે પેલા ઝુંપડા પાસે આવી પહોંચ્યો.

પંકપ્રિયે પોતાના રાજાને ઓળખી પોતાની ઝુંપડીમાંથી બહાર નીકળી પુષ્પોથી સુવાસિત, સ્વાદિષ્ટ, ચોખ્ખું અને ઠંડુ પાણી લાવીને રાજાને પાયું. રાજા ઠંડુ પાણી પીને સ્વસ્થ થયો પછી પંકપ્રિયે જાણે તૈયારજ હોય તેમ ઝડપથી રસોઇ બનાવી નાંખી અને રાજાને જમાડ્યો. રાજા તરતની બનાવેલી રસોઈ જમી તાજો થઇ ગયો. પંકપ્રિય ઉપર તેને બહુજ પ્રેમ લાગી ગયો. 'ગમે તેવુ ભોજન પણ ખરે સમયે તૈયાર કરીને જમાડનારની સેવા અમૂલ્ય થઇ પડે તેમાં શું આશ્ચર્ય ?'

જમ્યા પછી પ્રેમપૂર્વક રાજા પંકપ્રિયને પૂછવા લાગ્યો કે-'હે પંકપ્રિય! સાચુ કહેજે, તુ એકલો આવા નિર્જન અરણ્યમાં શામાટે રહે છે.? આ ગૃહસ્થ જેવો વેશ અને જંગલમાં નિવાસ એ બે વાત ભળે શી રીતે? માટે અહિ રહેવાનુ કારણ શું છે તે કહે.' પંકપ્રિયે કહ્યુ કે-'હે સ્વામિન્! પ્રાણીઓ પોતાના દોષથીજ કષ્ટમાં પડે છે, તેમાં સંશય જેવુ નથી. માણસો પોતાનો યશ ગવરાવવાની ઈચ્છાએ ઘણીવાર અસબદ્ધ બોલે છે, તેમજ ખોટા ફડાકા મારી શેફ દેખાડે છે. તે સાંભળી શહેરમાં મને દુ:ખી કરનારી ઈર્ષ્યા થઇ આવે છે. માથાના દુ:ખાવાની માફક સહન ન થઈ શકે તેવી ઈર્ષ્યા અટકાવવાને હુ સમર્થ ન હોવાથી મારૂં માથુ કુટી કુટીને દુ:ખી થતો હતો તે જોઇને મ્હારા પુત્રોએ કહ્યું કે—' બાપુ ! બીજાના અભ્યુદયની વાત સાંભળી શકતા ન હો તો મનુષ્યથી ભરપૂર શહેરમાં રહેવુ તમને ઠીક નહિ પડે, માટે તમે જંગલમાં જઇનેજ રહો. માણસો ન હોવાથી ત્યાં ઇર્ષ્યા થવાનો સંભવ નહિ રહે' પુત્રોનુ વચન ઠીક લાગવાથી મે માન્ય કર્યું. એટલે તેઓએ ઝુંપડુ બનાવી આપી, ખાવા પીવાની સામગ્રી

વસાવીને મને અહિં રાખ્યો છે. અહિ આનંદથી રહી શકું છું."

પંકપ્રિયના આવા શબ્દો સાંભળીને દયાનો સમુદ્ર તે રાજા અસાધારણ પરાક્રમવાળો છતાં દિલગીર થયો. 'બહુશ્રુત માણસો બીજાના દુઃખો સાંભળીને મનમાં દુઃખી થાય છે.' પંકપ્રિયના દુઃખે દુઃખી થયેલો તે કૃતજ્ઞ રાજા મનમાં તેનો ઉપકાર સંભારતો ચિંતવવા લાગ્યો કે–'મારાથી બનશે તો હુ આનો ઉદ્ધાર જરૂર કરીશ. અરે ! જેણે માથેથી તણખલુ ઉતાર્યું હોય તેનો બદલો અતિ ઉપકાર કરવાથી પણ વાળવો દુષ્કર છે, તો પછી આવા ઉપકાર કરનારનો બદલો તો કેમજ વાળી શકાય ? શાસ્ત્રમાં સુવર્ણદાન, ગૃહદાન, કન્યાદાન, રત્નદાન વિગેરે ઘણી જાતના દાનો કહ્યા છે, પરંતુ ખરે વખતે અન્નદાન આપનારની સાથે સરખાવતાં તે બધાં દાન તેના કરોડમા ભાગની તુલનામાં પણ આવતા નથી. કહ્યુ છે કે—

> क्षुधाक्लीबस्य जीवस्य, पंच नश्यन्त्यसंशयम् ।
> सुवासनेन्द्रियबलं, धर्मकृत्यं रति स्मृतिः ॥

'સારી વાસના (સારા વિચારો.), ઇન્દ્રિયોનું બળ, ધર્મ કરવાની શક્તિ, ભોગ ભોગવવાની શક્તિ તથા સ્મરણ શક્તિ એ પાંચે ભુખથી દુઃખી થયેલા માણસ પાસેથી નાશી જાય છે.' માટે આના ઉપકારનો બદલો વાળવાને અનર્ગળ પૈસા આપી હું મારી કૃતજ્ઞતા બતાવુ. ગમે તેમ કરીને પણ આ ઋણ તો જરૂર પતાવી દેવું.'

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ તેને કહ્યુ કે–' ભાઈ ! તુ સુખેથી મારી સાથે શહેરમાં આવ. હું આપું તે મહેલમાં રહી મારા આપેલ સુખભોગ ભોગવ. ત્યાં મારી પાસે રહેલાં

કોઇ ડાહ્યો શહેરી પણ તારી પાસે કોઇના ઉત્કર્ષની વાત કરશે તો હું તેને ચોરના જેટલી શિક્ષા કરીશ.

આમ વાતો કરે છે તેટલામાં સામન્ત પ્રધાન વિગેરે ચતુરંગ સેના ત્યાં આવી પહોંચી. રાજાને જોઇને સર્વના હૃદયમાં આનંદ થયો. રાજા પંકપ્રિયને પોતાના ઘોડા ઉપર બેસાડી ચતુરંગ સેના સહિત શહેર તરફ ચાલ્યો.

આગળ જતાં રાજા શહેરની બહારના ઉદ્યાનમાં એક અતિ સુંદર કન્યાને બદરી વૃક્ષ ઉપરથી બોર વીણતી જોઇને તેને પૂછવા લાગ્યો કે-' હે છોકરી ! તુ કોની પુત્રી છો ? તારૂં નામ શું ? તું કઇ જ્ઞાતિની કન્યા છો ? ' તેણીએ જવાબ દીધો કે-'સ્વામી ! હું બપ્પા નામની એક ખેડુતની છોકરી છું ' અમૃત જેવા મીઠા તે સુંદરીનાં વચનો સાંભળી તેના રૂપ ઉપર મોહી પડેલ રાજા મનમાં તેનુંજ સ્મરણ કરતો પોતાના મહેલમાં ગયો. પછી મંત્રી મારફત તે વાત તેણીના પિતાને જણાવી તેના કુળને પોતાના કુળને યોગ્ય બનાવી પોતે તે કન્યા સાથે પરણ્યો અને તેણીને પટ્ટરાણીપદે બેસાડી દીધી. 'પોતાની પ્રિય વસ્તુ માટે મનુષ્યો પોતાથી બનતુ સર્વ શું નથી કરતા ?'

આ બાજુ પંકપ્રિય રાજાએ આપેલ સુખ વૈભવ નિઃશંકપણે ભોગવવા લાગ્યો. 'લક્ષ્મીનું ફળદાન અથવા ભોગજ છે.' રાજાએ ગામમાં દાંડી ફેરવાવી દીધી કે-'જે કોઈ પણ માણસ પંકપ્રિય કુંભાર પાસે અસંબદ્ધ વાત (કોઇના વખાણ કે ડફાસની વાતો) બોલશે તો તેને ચોરના જેવી સજા કરવામાં આવશે. માટે જે બોલવું હોય તેનો પહેલાં બહુ વિચાર કર્યા પછીજ બોલવુ.' આ પ્રમાણે થવાથી પંકપ્રિય ત્યાં સુખે રહેવા લાગ્યો. આ પ્રમાણે

રહેતાં એક વર્ષ પસાર થઇ ગયું.

હવે ઉનાળાના દિવસની એક સાંજે રાજા પોતાની પત્ની તથા પંકપ્રિય સાથે ફરવા માટે શહેરની બહાર નીકળ્યો. જુદી જુદી જાતનાં ઝાડોનું નિરીક્ષણ કરતાં એક સ્થળે બોરનું ઝાડ જોઈને રાજાએ રાણીને પૂછયું કે–'દેવી આ ઝાડનું નામ શું તે તો કહે.' સુખમાં ડુબી ગયેલ રાણી પોતાની આગલી અવસ્થા બીલકુલ ભૂલી ગઇ હતી. રાજલીલામાં મસ્ત થયેલ તેણીએ કહ્યું કે– 'આ ઝાડનું નામ મને યાદ નથી, આપ કહો તેનું શું નામ હશે?'

આ પ્રમાણેનુ રાણીનું કહેવું સાંભળી પંકપ્રિય ઇર્ષ્યાથી મુઠી વાળીને પોતાનુ માથું કુટવા મંડ્યો. રાજા તેની આવી સ્થિતિ જોઇને નોકરોને પૂછવા લાગ્યો કે–'અરે! પોતાનું મોત હાથે કરીને માગી લેનારા કોણ માણસે મારી આજ્ઞાનો ભંગ કરીને આને તેની ઇર્ષ્યાને પોષણ મળે તેવું વચન સંભળાવ્યું?' સેવકોએ જવાબ દીધો કે–'હે સ્વામી! તમારી આજ્ઞાનો ભંગ હજુ સુધી તો કોઇએ કર્યો નથી.' રાજાએ આ ઉપરથી પંકપ્રિયનેજ માથુ કુટવાનું કારણ પૂછતાં તેણે કહ્યુ કે–'જે ખખ્ખા કાલે બોર વીણતી હતી તે આજે આ બોરના ઝાડને પણ ઓળખતી નથી. હું આવી સાંભળી ન શકાય તેવી વાત સાંભળવા કરતાં પાછો જંગલમાં જઇનેજ રહીશ.'

આ ઉત્તર સાંભળી રાજાએ વિચાર્યું કે–'જો મેં આપેલી સાહીબીથી ખખ્ખા પોતાની આગલી સ્થિતિ ભૂલી જઇને સુખમાં મગ્ન થઇ ન જાય તો પછી મારી પ્રસન્નતાનું વાસ્તવિક ફળજ શુ? મેઘ વર્ષતાં પૃથ્વી જો અંકુરાવાળી ન થાય તો પછી મેઘની મહત્ત્વતા પણ શુ? માટે આ બાબતમાં આનંદમાં નિમગ્ન થઇ

ગયેલ દેવી જરા પણ દંડને યોગ્ય નથી. આ પંકપ્રિયનો વ્યાધિ અસાધ્ય છે, માટે તેને જવું હોય તો વનમાં જવા દેવો એજ ઠીક લાગે છે. તેનાં વચન માત્રથીજ કાંઈ રાણી અપરાધી ગણાઇને તિરસ્કારને યોગ્ય બની ન શકે.' આ પ્રમાણે વિચારીને રાજાએ પંકપ્રિયને જવા દીધો, એટલે તે ફરીને વનમાં સરોવરને કિનારે ઝુંપડી કરીને લાંબા વખત સુધી ત્યાંજ રહ્યો.

હવે કેટલોક સમય એ રીતે વ્યતિત થતાં એક દિવસ રાત્રિના વાઘની ભયંકર ગર્જનાઓ સંભળાવા લાગી. એટલે ભયથી ધ્રુજતો, અંગને સંકોચતો અને અન્ય સ્થળે જવાને અશક્ત પંકપ્રિય નરકમાં ઉત્પન્ન થવાની જગ્યા જેવી ઉકરડાની જમીનમાં કરી રાખેલ એક પત્થરની કુંભીમાં જલ્દી દાખલ થઇ ગયો. મરણની બીકે જેમ તેમ પોતાના અંગો સંકોચી દઇને, જરા પણ સળસળ્યા વગર તેમાં આખી રાત કાઢી, સવારના લાંબા પહોળા થઇ ન શકવાથી અકડાઇ ગયેલા પોતાના અંગો વાળવાને અશક્ય થઇ પડવાથી તે કુંભીમાંથી બહારજ નીકળી શક્યો નહિ. અંગોપાંગ વાળવાની તથા છુટા કરવાની કોશિષમાં ભારે દુઃખ સહન કરતો બે ગાથા બે બાજુમાં લખીને તે ત્યાંજ મરણ પામ્યો.

પંકપ્રિય પાછો જંગલમાં જઇને રહ્યો છે તે વાત સાંભળીને તેના પુત્રો ત્યા જઇ તેની શોધ કરવા લાગ્યા. શોધ કરતાં તેઓએ તેનું શબ પથ્થરની કુંભીમાં જોયુ અને તેની લખેલી બે ગાથા વાંચી. તેમાં આ મતલબ હતી કે—" વાઘના ભયથી કુંભીમાં દાખલ થયેલો, ભૂખ્યો, બહાર નીકળવાને અસમર્થ તથા આર્ત્તધ્યાનથી દુઃખી થતો હુ મરણ પામ્યો છુ. (૧). આ ભવમાં બીજો ભવ પણ બગાડી નાખનાર તથા જેનું પરિણામ દુઃખમાંજ આવે

છે તેવા ઈર્ષ્યારૂપી પાપથી હે પુત્રો ! તમે દૂર રહેજો. (૨). આવી હિતનો ઉપદેશ કરનારી, બનેલ વાતની સાક્ષીરૂપ તે બે ગાથાઓ વાંચી, હૃદયમાં ધારણ કરીને પંકપ્રિયના પુત્રો નીતિ તથા ધર્મમાં તત્પર થયા.

આ પ્રમાણે કથા કહીને ધનસાર પોતાના ત્રણે પુત્રોને શિખામણ આપવા લાગ્યા કે—'જુઓ, ઈર્ષ્યાદોષથી પંકપ્રિય કુંભાર આભવ તથા પરભવના રોષ દોષરૂપી ઝાડના ફળ જેવા હજારો દુઃખોનો કેવો ભોગ થઈ પડ્યો? માટે સકારણ અથવા નિષ્કારણ કરેલી ઈર્ષ્યા સુખી કરેજ નહિ તે ધ્યાનમાં રાખજો. વધારે શું કહુ ? શરૂઆતથી ઇર્ષ્યાનો આવેશજ હૃદયને બાળે છે અને ત્યાર પછી તેની ફોકટ ચિંતામાં આપણા શરીરની અંદર રહેલ રસધાતુઓ પણ બળે છે. કૌચા ઝાડનું આલિંગન કોઇને સુખકર્તા થાય ખરૂં કે? તેથી તો અસહ્ય ખરજજ ઉત્પન્ન થાય.' માટે ફરી ફરીને કહું છું કે—'મ્હારા વ્હાલા પુત્રો ! જો પાપના ઉદયથી ઉત્પન્ન થયેલ દુઃખો દૂર કરવાની તમારી ઈચ્છા હોય તો ઇર્ષ્યાને બીલકુલ છોડી સદ્‌ગુણોને જોવાનોજ પ્રયાસ કરો.' આમ બહુ પ્રકારે શિખામણ આપવાથી તેના પુત્રો ઉપર ઉપરથી સહેજ સરળતા દેખાડવા લાગ્યા.

ઇતિ શ્રી જિનકીર્તિસૂરિવિરચિત પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમના ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના લક્ષદ્રવ્ય ઉપાર્જન નામના બીજા પલ્લવનું ગુજરાતી ભાષાંતર.





# તૃતીય પલ્લવ.



યુક્તિપૂર્વક તથા હિત વચનોથી તે ત્રણે મોટા ભાઇઓને બોધ આપ્યા છતાં અદેખાઇની આગથી સળગી જતા હૃદયવાળા તે ત્રણે મોટા ભાઇઓ જેમ મેઘની ધારાથી પર્વત ઉલટા કઠણ થાય છે તેમ વધારે વધારે જડ થવા લાગ્યા. એક દિવસ તેઓ પિતાને કહેવા લાગ્યા કે—'પિતાજી! તમે એકદમ અમને શિખામણ આપવા મંડી જાઓ છો, પરંતુ આપ જરા વિચાર તો કરો કે ધન્યકુમારે હોડ બકીને બે લાખ મેળવ્યા, તેથી કાંઈ તેની વ્યાપારની કુશળતા જણાય નહિ, તેનુ નામ તો જુગાર કહેવાય. અમે જુગારમાં આસક્ત ધન્યકુમારના વખાણ કેવી રીતે સહન કરી શકીએ? વ્યાપારની કુશળતા બતાવી ધન મેળવ્યું હોત તો અમે પણ તેની પ્રશંસા કરત. જુગારથી લાભ તો ક્વચિત્‌જ થાય છે, પરંતુ ધનની હાનિ તો નિરંતર થાય છે. વળી આ ધંધો કુલીન માણસોને છાજે પણ નહિ. ભિલના તીરની માફક કોઈક વાર નિશાન બરાબર લાગી જાય તેમાં શુ વળ્યું? સાચી પરીક્ષા તો વ્યાપારથી થાય, આવી પ્રપંચાદિ ક્રિયાથી ન થાય.'

પુત્રોનાં વક્રોક્તિ ગર્ભિત આવાં વચનો સાંભળીને પોતપોતાના ભાગ્ય અજમાવવાને ધનસારે ચારેને ફરીથી સો સો સોનાના માસા આપીને મોકલ્યા. તેમાંથી પેલા ત્રણ ભાઇઓ તો આગલા

ભવના અન્તરાય કર્મના ઉદયથી સો માસાના વ્યાપારમાં મૂળ પુંજી પણ ગુમાવીને પાછા આવ્યા.

બીજે દિવસે ધન્યકુમાર વ્યાપાર કરવાને નીકળ્યા. સોના-બજાર તથા બીજી બજારોમાં જતાં ઈષ્ટ વસ્તુની સિદ્ધિ કરે તેવા શુકન થયા નહિ. વળી આગળ ચાલ્યા. આવી રીતે બજાર ઉપર બજાર પસાર કરતાં છેવટ કાષ્ટની બજારમાં દાખલ થતાં તેને બહુ સારા શુકન થયા. તે શુકન વધાવી લઇને ધન્યકુમાર તે બજાર-માં વ્યાપાર માટે ગયા.

હવે વાત એમ બનેલી કે—તે ગામમાં **ધનપ્રિય** નામનો શેઠ રહેતો હતો. તે માણસ એટલો કંજુસ હતો કે દાનના ના-મથી પણ તે ત્રાસ પામતો, એટલુ જ નહિ પણ બીજા દાનેશ્વરી માણસોની પ્રશંસા સાંભળતાં પણ તેને તાપ ચડી આવતો. તેની ગાંઠે છાસઠ કરોડ જેટલુ દ્રવ્ય છતાં તે લોભીનો સરદાર જરી પુરાણુ, હજાર ઠેકાણે ચીરાઈ ગયેલુ તથા નોકર માણસની માફક બીજાનું ઉતરેલું વસ્ત્ર પહેરતો. ન તો તે કોઈ દિવસ પેટ ભરીને જમતો કે ન તો ખપી જવાની બીકે પૂરા પાણીથી સ્નાન કરતો. ચણા, કુર્મરા (મમરા), વાલ, ચોળા વિગેરે માલ વિનાની તથા સોંઘી વસ્તુઓ તે ખાતો. અનર્ગળ લક્ષ્મીવાળો છતાં તેલથી મિશ્રિત ભોજન ખાનારના કોળીઆ પણ દૂરથી તે ગણતો, પાનને ઠેકાણે બાવળની છાલ ચાવતો, ગૃહસ્થ છતાં તપસ્વીની માફક કંદ, ફળ તથા મૂળનો આહાર કરતો. પૈસા વાપરવા પડવાના ભયે દેહરે ઉપાશ્રયે પણ જતો નહિ. ભૂલેચૂકે પણ ગાયન, નાચ અથવા સંગીત તરફ આસક્તિ રાખતો નહિ. ઘાસ તથા લાકડા ખરીદવામાં પૈસા ખરચવા ન પડે તેટલા માટે તે લોભી રાત્રિના

લ ગોટી મારીને જંગલમાં રખડી ઘાસ લાકડાં ભેગાં કરતો. ભિક્ષા દેવાને સમયે ભિખારીને જોતાંજ ઘરના બારણાને આગળિયો ચડાવી દેતો. કદાચ બારણું ઉઘાડું રહી જવાથી ભૂલેચૂકે કોઇ ભિક્ષુક આવી ચડતો તો તેને દાનને ઠેકાણે ગાળો દઇ, ગળેથી પકડીને કાઢી મૂકતો. ખરેખર! આ તો આશ્ચર્ય જેવીજ વાત છે કે ઘેર આવનારને પાંચ વસ્તુ (માર, ગાળ, ધમકી, ગળહથ્થો ને પાટુ) આપવા છતાં પણ લોકો તેને લોભીષ્ટ ગણતા !! પરંતુ બાપુ ! પુન્ય સિવાય યશ કાંઇ મળે છે ખરો કે ? કદાચ સગાં વહાલાંની શરમે એકાદ કોડી પણ વાપરવી પડતી, તો તેને સખ્ત જ્વર ચડી આવતો. વધારે તો શું ? પણ તેના દેખતાં બીજો કોઇ દાન દે તો પણ તેના મસ્તકમાં ભારે પીડા થઇ આવતી. પોતાનું ઘર તો દૂર રહ્યું પણ બીજા કોઇના ઘરે પણ લગ્નપ્રસંગે જો તે મિષ્ટાન્ન ખાતો તો રોગિષ્ટ માણસની માફક તે ગુણથી ઉણા પણ ધનથી પૂરા શેઠના પેટમાં દુઃખવા આવતું. ફુલની માળા તથા ચંદનાદિ કાષ્ટના ઉપભોગને તે રોગની માફક પોતાથી દૂરજ રાખતો. આ દોષથી સગાંવ્હાલાં તથા કુટુંબના માણસોએ ચંડાળના કુવાની માફક તેની સાથેનો સંગ તથા વાત કરવાનુ જ છોડી દીધુ હતું.

એક દિવસ તે લોભીએ વિચાર કર્યો કે—'મારાં છોકરાંઓ હવે જુવાન થયા છે; તેથી લાગ મળતાં તે ધન લઇ લેશે.' આમ વિચારી તેણે છાસઠ કરોડના મણિ ખરીદ કર્યા. પછી એક મોટો પલંગ બનાવી તેના ચાર પાયા અને ઇંસિ તથા ઉપળાં કરાવી તેના દરેક અંગોમાં અમૂલ્ય રત્નો ભર્યા પછી તેની ઉપર ડગળીઓ વાસી દઇ, લેપ કરી રત્નો જોઇ ન શકાય તેમ સજ્જડ કરી દીધું.

કોઈને સાચા રહસ્યની ખબર ન પડે તેવો પલંગ તેણે તૈયાર કરી, નવી પરણેલ સ્ત્રી હોય તેમ તેની ઉપર તે આસક્ત થઇ ગયો. હવે તેણે કોઇને ઘરે જવાનું બંધ કરી દીધું. પોતાનું ભોજન પણ તે ઘરેજ કરતો. તે અજ્ઞાની માણસ પેલા ખાટલાને એક ઘડી પણ વીલો ન મૂકતો, રાતને દિવસ ત્યાં બેસીને તે તેની ચોકીજ કર્યા કરતો. લોભી માણસ આસક્તિને લીધે-ધનને પોતાના પ્રાણથી પણ વધારે ગણે છે; સમજતા નથી કે–'સારી રીતે સાચવતાં પણ લક્ષ્મી કોઇની સાથે ગઈ નથી, તેમ જવાની પણ નથી. મૃત્યુ પછી કોઇ વસ્તુ કોઈની સાથે ગઇ છે ખરી ? અભક્ષ્યાદિ ચીજો ખાઇને શરીરને પુષ્ટ કરવાની ઇચ્છાવાળા મનુષ્યોને જોઇને મૃત્યુ હસતાં હસતાં કહે છે કે–' આ સંસારીની મૂર્ખતા તો જુઓ!, પોતાના શરીર માટે આ મૂર્ખ પછાડા મારે છે, પણ નથી જાણતો કે મૃત્યુ પાસે આવતાં શરીરને પોષ્યું હોય વા ન પોષ્યું હોય તે સર્વ સરખુંજ છે.' અનેક પાપો કરીને મેળવેલ ધન પૃથ્વીમાં દાટવા જનાર માણસને જોઇને પૃથ્વી હસે છે કે–' આ બિચારો કેટલો ગમાર છે ! મનમાં સમજે છે કે પ્રસંગ આવતાં આ ધન મારે ભોગવવા કામ લાગશે, પરંતુ મૂર્ખ નથી સમજતો કે લક્ષ્મી તો ભાગ્યશાળીથીજ ભોગવી શકાય છે. ભવિષ્યના પેટમાં પેસી કોઈનાથી પણ જણાયું છે ખરૂં કે લક્ષ્મી કોની થશે ? કર્મની ગતિ વિચિત્ર છે.' ઉપર પ્રમાણે પૃથ્વીની માફકજ કુલટા સ્ત્રી જારથી થયેલા પુત્રને રમાડતા પતિને જોઈને મનમાં હસે છે કે–'આ મૂર્ખ પતિ મનમાં ખુશી થાય છે કે હું મારા પોતાના પુત્રને રમાડું છું. પરંતુ તેને ખબર નથી કે તે કોનાથી પેદા થયો છે. પોતે નપુંસક જેવો છતાં જાણે પોતાથી આ પુત્ર ઉત્પન્ન થયો હોય

તેમ માની ગર્વથી બડાઇ હાંકે છે.' આ ઉપરથી સમજવાનું એટલુંજ કે–'પાપાનુબંધી પુણ્યવાળા માણસો પોતે કરેલ અન્તરાય કર્મ ઉદયમાં આવતાં પોતાની મેળવેલ વસ્તુ પણ ભોગવી શકતા નથી. દ્રાક્ષ ખાવાને અવસરે ઉલટી કાગડાની ચાંચ પાકે છે.'

અનુક્રમે છેલ્લી અવસ્થાએ પહોંચવા છતાં તે લોભીના સરદારે લોભ છોડ્યો નહિ. તેને એક વખત સખ્ત રોગ થઈ આવ્યો. જ્વરથી પીડાતાં છતાં પૈસા ખરચવાની બ્હીકે તે કાંઇ ઔષધ કરતો નહિ. શરીરે પીડાતાં તે લોભીને મૃત્યુ સમયે પુત્રોએ પૂછ્યું કે–'બાપુ ! ધન ક્યાં છે ? જો કોઇ ધર્મસ્થાનમાં વાવશો તો બીજા ભવમાં તેના કાંઇક તો ફળ મળશે.' આવા સમયે પણ તે લોભી પુત્રોને કહેવા લાગ્યો કે–'હે પુત્રો ! શુભ કાર્યમાં મે પહેલાં કરોડો રૂપિઆ વાપર્યા છે, તેથી મને મારા આગલા કાર્યથી ટેકો મળેલોજ છે. હવે એકજ ભાતુ તમારી પાસે માગું છુ અને તે તમારે મને આપવું જોઈશે.' પુત્રોએ તે પ્રમાણે કબુલ કરતાં તેણે કહ્યુ કે–'હે પુત્રો ! આ પલંગ મને એટલો પ્રિય છે કે મારો અગ્નિસંસ્કાર તેની સાથેજ તમારે કરવો, આટલુ ભાતુ બસ થશે, માટે વધારેથી સર્યું' આ પ્રમાણે બોલતાં જાણે પોતાની પ્રિયા હોય તેમ તે પલંગને દૃઢ આલિંગન કરેલોજ તે શેઠ છેલ્લા શ્વાસ લેવા લાગ્યો.

હવે ભોંય પથારીએ નાખવાની ઇચ્છાવાળા તે પુત્રોએ તેને ઉપાડવા માંડ્યો. તે જેમ આત્મા પોતાના કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા સંસ્કારો છોડી શકતો નથી તેમ તે લોભી તે ખાટલાથી છુટો થઈ શક્યો નહિ; એટલે તેની સ્રીએ પુત્રોને કહ્યુ કે–'હે પુત્રો ! તમને જો તમારા પિતા પ્રતિ પ્રેમ હોય તો તેમને પ્રાણથી

પણ પ્રિય આ પલંગથી હમણા છુટા ન પાડશો.' માતાનાં વચ નથી પુત્રોએ તેને ભોંય પથારીએ લીધો નહિ, જેથી પલંગમાંજ તે મરણ પામ્યો.

પછી પિતાની આજ્ઞા પાળવાને આતુર તે પુત્રો તેના શબને પલંગ સાથેજ સ્મશાનમાં લઈ ગયા અને ચિતામાં તેને તે પલંગ સાથે મૂકયો. અગ્નિસંસ્કાર કરવાની તૈયારીમાં હતા તેવામાં સ્મશાનના રખેવાળ ઢેડો આવી તે પલંગ માગવા લાગ્યા. છોકરાઓએ આપવાની ના પાડવાથી ચંડાળો સાથે મોટો કજીઓ થઈ પડ્યો. તેઓ અગ્નિસસ્કાર કરવા દેવાની ના પાડવા લાગ્યા. આ પ્રમાણે પરસ્પર કજીઓ થતો જોઇને સગાંવ્હાલાંઓ તે લોભીઆના પુત્રોને અટકાવીને કહેવા લાગ્યા કે–'ભાઇઓ ! ઢેડ સાથે કલહ કરવામાં આપણે કદિ ફાવીએ નહિ વળી સ્મશાનમાં મૃતક દેહને પહેરાવેલ તથા વીંટેલ કપડાઓ ચંડાળજ લઈ જાય છે, માટે હવે પલગ પણ તેને દઈ ઘો. સ્મશાન સુધી પલગ સાથે લાવીને તમે પિતાનું વચન પણ પાળ્યું, હવે તે લોકો ભલે લઈ જાય.' સગાંવ્હાલાંઓની શિખામણથી તે પલગ તેઓએ ઢેડને આપી દીધો. ચાંડાળો તે પલંગ લઇને બજારમાં વેચવા આવ્યા. શહેરીઓ સર્વે આ તો મૃતકનો પલગ છે એમ ધારી વેચાતો લેવાની ના પાડવા લાગ્યા. હુશિયાર માણસો પણ મૃતકની શય્યાને અશુભ શુકન સૂચવનારી માનીને અંદરના રહસ્યથી અજ્ઞાન હોવાને લીધે તે પલંગ વેચાતો લેવાની ના પાડી ચાલ્યા ગયા.

આ સમયે ધન્યકુમાર પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને માટે વ્યાપાર કરવા ત્યાંજ આવી ચડ્યા. આમ તેમ જોતાં તે પલંગ તેની દૃષ્ટિએ પડ્યો. લેપ રાળથી ઢાંકી દીધેલી તડો, અતિશય ભાર

તથા પાયા વિગેરેની જાડાઇ ઇત્યાદિ જોઇને બુદ્ધિથી તે પલંગ અમૂલ્ય ચીજથી ભરેલ જાણી સોનાના સાત માસા આપી ધન્યકુમારે તે ખરીદ કર્યો.

પછી મજુર પાસે તે પલંગ ઉપડાવી ઘરે લાવી ગુણવાન ધન્યકુમારે પિતા વિગેરે સર્વને તે દેખાડ્યો. પુત્ર પ્રતિના મોહને લીધે પિતાએ કાંઇ પૂછ્યુ નહિ. સસરાના કહેવાથી સર્વ વહુઓ તે પલંગ ઉતાવળથી ઉપાડી ઘરમાં લઈ જતી હતી તેવામાં ઉંચો નીચો થવાથી તેના ભાગો છુટા પડી ગયા. એટલે તરતજ પલંગમાંથી જાણે ધન્યકુમારની લક્ષ્મી હોય તેમ રત્નની વૃષ્ટિએ ઘરને પૂરી દીધુ.

લાખો તથા કરોડોના મૂલ્યના રત્નો જોઇને સગાંવ્હાલાંઓ ધન્યકુમારની સ્તુતિ કરવા લાગ્યા કે—'અહો ! આ ધન્યકુમાર કેવો ભાગ્યશાળી તથા બુદ્ધિવાન છે ! ખરેખર આ પુત્ર તો કુળ-દીપક જાગ્યો તેણે ભિખારીઓને દાનથી, ઘરને ધનથી, ત્રણ જગતને યશથી, મિત્રોને હર્ષથી તથા ભાઇઓને અદેખાઇથી ભરી દીધા.'

આ પ્રમાણે વખાણ કરતા લોકો સૂર્યની માફક ધન્યકુમારનું બહુમાન કરવા લાગ્યા; પરંતુ કુદરતી અંધતાવાળા ઘુવડની જેવા તેના ત્રણ મોટા ભાઇઓ ઉપર તેની કાંઈ અસર થઈ નહિ. સગાંવ્હાલાંઓ પાસેથી ધન્યકુમારના યશોગાન સાંભળીને તે ત્રણે ઈર્ષ્યાથી બળવા લાગ્યા. અદેખાઈથી જળતા તે પુત્રોને બોલાવી ધનસારે શિખામણ આપી કે—'હે પુત્રો ! ઇર્ષ્યા છોડી દઈ ગુણને ગ્રહણ કરતાં, શીખો. કહ્યું છે કે—

पङ्कजान्यपि धार्यन्ते, गुणादानाज्जनैर्हृदि ।
राजाऽपि पद्मसाद्गुण्यद्वेषी न क्षीयते कथम् ॥

'કચરામાંથી ઉત્પન્ન થયા છતાં કમળ ગુણ (દોરા)ને લીધે શું હૃદયપર ધારણ કરવામાં આવતું નથી? અને ચંદ્રમા જેવા રાત્રિના રાજા પણ પદ્મના દ્વેષી હોવાથી (પદ્મને રાતના સંકોચી નાખે છે તેથી) શું ક્ષય પામ્યા વિના રહે છે ખરા?' માટે જે માણસો ઇર્ષ્યાથી ગુણીના ગુણ ગાતા નથી તે ક્ષુદ્ર માણસો રૂદ્રાચાર્યની માફક પરભવમાં દુ:ખી થાય છે. તેની કથા સાંભળો—

## રૂદ્રાચાર્યની કથા.

આગલા સમયમાં અગણિત ગુણોથી સુશોભિત દેહવાળા, જ્ઞાની, હજારો સાધુના પરિવારવાળા તથા સાધુના પાંચે આચાર પાળવામાં ઉદ્યુક્ત રૂદ્ર નામના એક આચાર્ય થઈ ગયા. તેના ગચ્છમાં ચાર સાધુઓ બહુ પ્રખ્યાત હતા. તે ચારે દાન પ્રમુખ મૂર્તિમંત ઉજ્વળ ધર્મના ચારે ભેદો હોય તેવા શોભતા હતા.

તે ચારમાં પહેલા બન્ધુદત્ત નામના મુનિ વાદલબ્ધિમાં બહુ હુંશિયાર હતા. પોતાના તથા પારકા ગ્રંથોના અભ્યાસી તે મુનિરાજ વિકટ તર્કને ઉકેલી શકવાની પોતાની અસાધારણ શક્તિથી બધા વાદીઓને હરાવી દેતા. તેમને માટે પંડિત લોકો કલ્પના કરે છે કે-'તે મુનિથી વાદમાં જીતાવાથીજ હલકા બનેલા ગુરૂ તથા ભાર્ગવ (શુક્ર) આકડાના તુલની જેમ આકાશમાં ભમે છે.' તે મુનિ દોષરહિત તથા અલંકાર યુક્ત ગદ્ય તથા પદ્ય લખવામાં કવિત્વ શક્તિવાળા હતા. વર્ગના નિયમો ઉપર તેમને એટલો

બધો કાબુ આવી ગયો હતો કે—નિરોષ્ટવાદ તથા નિર્દન્તવાદમાં[1] વાતો કરતાં એક વર્ષ સુધી પણ હારતા નહિ.

બીજા શ્રી અરિહંત ભગવાનના શાસનરૂપી કમળને વિકસાવવામાં સૂર્ય સમાન, માસક્ષપણ વિગેરે દુષ્કર તપ કરવાવાળા પ્રભાકર નામના મુનિ હતા. તે મુનિરાજ રત્નાવલી, મુક્તાવલી, લઘુ અને બૃહત્સિંહનિષ્ક્રીડિત, આચામ્લવર્ધમાન, ભદ્ર, મહાભદ્ર વિગેરે ભિક્ષુપ્રતિમાદિ તપસ્યાઓ અનેક વખત કરી ચુક્યા હતા. આ પ્રમાણે તે શાસનને ઉદ્યોત કરવાવાળા મોટા તપસ્વી હતા.

નિમિત્ત કહેવામાં સર્વથી કુશળ, નિમિત્તશાસ્ત્રના આઠે અંગોથી જાણીતા, હાથની ત્રણ રેખાની જેમ ભૂત, વર્તમાન તથા ભવિષ્યની બીનાઓ અમોઘ કહી શકનારા ત્રીજા સોમિલ નામના મુનિ હતા. તે સોમિલ મુનિ આઠ અંગ મધ્યે અંતરિક્ષ વિદ્યામાં આકાશમાં દેખાતી શુભ અશુભ સૂચવનારી ચેષ્ટાઓ સંબંધી, ભૂમિ વિદ્યામાં પૃથ્વીકંપ વિગેરે ક્યારે થશે તે સંબંધી, અંગ વિદ્યામાં ડાબી જમણી આંખ વિગેરે ફરકવાના ફાયદા અથવા નુકશાન સંબંધી અથવા જે અંગને સ્પર્શ કરીને પ્રશ્ન પૂછવામાં આવે તેના ફળાફળ સંબંધી, સ્વરોદયમાં સૂર્યનાડી કે ચંદ્રનાડી વહેવાની શી અસર થશે તે સંબંધી, ચુડામણિ વિદ્યામાં આગલા જન્મના પાપ પુણ્ય સંબંધી, શુકનશાસ્ત્રમાં દુર્ગા વિગેરે પક્ષીના સ્વર, ગતિ તથા ચેષ્ટા સંબંધી, જ્યોતિષ શાસ્ત્રમાં ગ્રહોની ગતિ સંબંધી, સામુદ્રિક વિદ્યામાં પુરૂષ સ્ત્રીના સારા ખરાબ લક્ષણો

૧ એક બીજા હોઠ અડે નહીં તેવા શબ્દો વડે તેમજ દાંતને જીવ્હા અડે નહીં તેવા શબ્દોવડે વાદ કરવો તે. અર્થાત્ ઓષ્ટસ્થાની કે દંતસ્થાની એક પણ અક્ષર બોલવામાં ન લાવવો તે.

સંબંધી તથા ધૂમ ધ્વજ સિંહ વિગેરે આઠ આય સબંધી અને સ્વપ્ન શાસ્ત્રમાં શુભ અશુભ સ્વપ્ન સંબંધી જ્ઞાનવાળા હતા.[૧] આ પ્રમાણે આઠે પ્રકારના નિમિત્ત શાસ્ત્રમાં તેનું કહેવું બરાબર સત્ય પડતું, જેથી કરી તે રાજા તથા પ્રધાન વિગેરેને પણ બોધ કરી શકતા હતા.

ચોથા કાલક નામના મુનિ હતા. તેમણે દુષ્કર ધર્મકૃત્યો કરીને ત્રણ જગતને કાંટા સમાન પ્રમાદ રૂપી ચોરને વશ કર્યો ઇર્યા સમિતિથી આગલી જમીન જોઇને ઉપયોગ પૂર્વક જાણે કે હતો. નરકના જીવોનો ઉદ્ધાર કરવાની ચિન્તાવાળા હોય તેમ નીચું મોઢું રાખીને ધીમે ધીમે ચાલતા હતા. બહુ કાળ પર્યંત વિનય વિગેરે ઉપચારોથી મુખપાઠ કરેલ વિદ્યા વહી જવાની જાણે બીક લાગતી હોય તેમ મોઢું ઉઘાડીને તે બોલતાજ નહિ (ભાષા સમિતિ). બહાર અથવા અંદરની રજની શંકાથી જાણે હોય તેમ પૂંજ્યા પ્રમાર્જ્યા સિવાય ભાજન પ્રમુખ લેતા કે મૂકતા નહિ (ચતુર્થ સમિતિ).[૨] ધ્યાન રાખીને નિર્જીવ પવિત્ર જમીન ઉપર પગ મૂકતા (કાય ગુપ્તિ). સત્ય અને અસત્યામૃષા બે ભંગવાળા અને મધુર નિપુણાદિ આઠ ગુણવાળા તેમજ જિનેશ્વરની આજ્ઞાથી અબાધિત સત્ય વચનજ તે બોલતા (વચનગુપ્તિ). અને સમ્યક્શાસ્ત્રને અનુકૂળ મનોયોગ પૂર્વક સર્વ આચારો તે આચરતા (મન ગુપ્તિ). ટુંકામાં પવિત્રતાની ખાણ જેવા તે મુનિ સર્વને પ્રસંશા કરવાને યોગ્ય હતા. પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ રૂપી આઠે પ્રવચન માતાઓની તે હંમેશા આરાધના કરતા. આવા તે કાલક મુનિ જૈન શાસનને દીપાવતા હતા.

---

૧ આમાં ચુડામણિ વિદ્યા ભળવાથી ૯ થાય છે.

૨ ત્રીજી ને પાંચમી સમિતિ અંતર્ગત સમજી લેવી.

ગુણ પારખી શકનાર ગુણાનુરાગી મનુષ્યો તે મુનિનો પૂજા સત્કાર જ્યારે વિશેષ કરવા લાગ્યા ત્યારે તેને અપાતું માન જોઇ ન શકવાથી રૂદ્રાચાર્ય હૃદયમાં બળવા લાગ્યા. ઇર્ષ્યાળુ માણસ કોઇ માણસને ગુણોથી પૂજાતા તથા પ્રભા ફેલાવતા જોઈ શકતા નથી. ઉલટા તેનુ અશુભ કરવાનોજ વિચાર કરે છે. પતંગિયાની માફક દીવાની શિખા સમાન ઝળહળતા કીર્તિવાન મનુષ્યોને જોઇને પોતાના દેહનુ બળીદાન કરીને પણ શું તેની શિખારૂપ કીર્તિને ઝાંખી પાડવા દુર્જન માણસો પ્રયાસ નથી કરતા? કરે છે.

એક વખત કુસુમપુરથી શ્રી સંઘે મોકલેલા બે મુનિ રૂદ્રાચાર્ય પાસે આવ્યા. રૂદ્રાચાર્યને નમીને ઉભા રહેતાં તેમણે તેમને આવવાનું કારણ પૂછ્યું. તેઓએ કહ્યુ કે-'સ્વામી! છએ દર્શનમાં નિપુણ ભિદુર નામનો એક વાદી ગામેગામ બહુ વાદીઓને જીતીને હાલ પાટલીપુત્ર આવ્યો છે. તે તર્કવેત્તા બધે જય મળવાથી હવે જૈન મુનિઓને પણ જીતવાની ઇચ્છા રાખે છે. 'ઘણા લાકડાં બાળી શકવાથી અગ્નિ પત્થરને બાળવા પણ તૈયાર થઈ જાય છે.' હાલ ત્યાં એવા કોઇ મુનિ નથી કે જે તેની સાથે વાદ કરીને તેને ઉઘાડો પાડે, માટે તે મિથ્યા તર્કવાદીને જીતવા માટે આપ ત્યાં જલ્દી પધારો, એવી શ્રી સંઘની આજ્ઞા છે અને ઉલ્લંઘન ન કરી શકાય તેવો સંઘનો હુકમ આપે જલ્દી બજાવવો એવી અમારી વિનંતિ છે.'

આવેલ મુનિઓના મુખથી આ પ્રમાણેના સમાચાર સાંભળી વિદ્યાના સાગર તે રૂદ્રાચાર્ય મુનિ પાટલીપુત્ર જવાને તૈયાર થઇ ગયા. પંડિતો, મલ્લો તથા રાજાઓ પોતાના સામેના પક્ષને જીતવાની ઇચ્છાવાળા જોઇને તેને હરાવવાના પોતાના પ્રયાસમાં

વિલંબ કરે ખરા કે? નજ કરે. રૂદ્રાચાર્ય જવાને તૈયાર થયા તે વખતે છીંક વિગેરે અપશુકનોએ તેનું નિવારણ કર્યું, તેથી રૂદ્રાચાર્યે પ્રયાણ કર્યું નહિ. જ્ઞાનવાળા માણસો નિમિત્તોની સામે કદી પણ થતા નથી. (નિમિત્તોની અવગણના કરતા નથી.)

પછી રૂદ્રાચાર્યે હુકમ કરવાથી **બન્ધુદત્ત** મુનિ પાટલીપુત્ર જવાને નિકળ્યા. સતત્ વિહાર કરતાં પાટલીપુત્ર પહોંચી લીધા તે રાજસભામાં ગયા. બંધુદત્ત મુનિનું આગમન સાંભળી કૌતુકથી વાદ સાંભળવા માટે હજારો લોકો સભામાં આવ્યા. તે સભામાં ભાગ્યથીજ જેમના દર્શન થઇ શકે તેવા, તત્ત્વ સમજવામાં વિવેકવાળા, બન્ને પક્ષના ગુણદોષથી જાણીતા સભ્ય જનો પણ મોટી સખ્યામાં હાજર હતા. ખોટા ન્યાયને દૂર કરી શકનાર, હોંશિયાર તથા ગુણની કદરવાળા રાજા ત્યાં સિંહાસન ઉપર બેઠા હતા.

ચતુરંગ[1] સભા મળતાં વાદ શરૂ થયો. પ્રથમ સૌગતમતને અવલંબીને ભિદુરવાદીએ ગર્વપૂર્વક આ પ્રમાણે જાળ રચી. તે બોલ્યો કે–'જેનુ અસ્તિત્વ છે (જે સત્ છે) તે સર્વ વસ્તુ ક્ષણિક છે, દિવાની જવાળાની માફક. 'છતા એવા સર્વ ભાવો અસ્તિત્વ ધરાવે છે, તેથી તે ક્ષણિક છે.'

આ પ્રમાણે પોતાનો મત સ્થાપવાને ભિદુરવાદીએ પ્રતિજ્ઞા વિગેરે કરી લીધા પછી સ્યાદ્વાદમાં પ્રવીણ, બુદ્ધિના ભંડાર બન્ધુદત્ત મુનિએ તેનો આ પ્રમાણે ખાત્રી કરી આપે તેવો ઉત્તર આપ્યો કે–''જે અસ્તિત્વ ધરાવે છે તે બધું ક્ષણિક હોઇ શકે નહિ. કારણ કે–'અમુક ચીજ અગાઉ જોયેલ હતી તેજ છે.' એવી સ્થૈ-

---

૧ ન્યાય આપનાર (રાજા), સભ્યો (ન્યાય સમજનાર સાક્ષીઓ), વાદી ને પ્રતિવાદી

ર્યના બળથી તેમજ સત્તા માત્રના બળથી ઉત્પન્ન થતા અવિસંવાદી (સાચી) પ્રત્યભિજ્ઞાને તમારૂ અનુમાન ખોટું પાડે છે.'તે' એ શબ્દજ પૂર્વે અનુભવેલા સ્વરૂપને સંભારનાર હોવાથી આગલા અસ્તિત્વનો સાક્ષીભૂત બને છે અને જો લાંબા સમયના અસ્તિત્વનો પ્રશ્નજ રહેતો ન હોય તો પછી 'આજ તે' એવું જ્ઞાનજ સંભવી શકે નહિ."

આ ઉત્તર સાંભળી ભિદુરવાદીએ કહ્યુ કે—'આપણા આ વાળ કાપી નાંખ્યા પછી ફરીવાર ઉગે છે અને તે નવા આવેલા વાળમાં 'તેજ આ' એવુ જ્ઞાન થાય છે, પરંતુ તે જ્ઞાન જેમ વિસંવાદી છે, તેમજ ફરી વખત દેખાતા સ્થંભ, કુંભ, કમળ, સભા, રાજા અને ભવન આદિમાં 'તેજ આ' એવુ જે જ્ઞાન થાય છે તે અન્યથા સિદ્ધ છે, પરંતુ આગલા અસ્તિત્વનુ સાક્ષીભૂત નથી.'

આ પ્રમાણેનો તેનો ઉત્તર નહિ પણ ઉત્તરાભાસ સાંભળી બન્ધુદત્ત મુનિએ કહ્યુ કે—'હે પ્રતિવાદીરાજ! જેમ પ્રત્યક્ષ દીઠેલ પાણી મૃગજળમાં મિથ્યા હોય છે તેમ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતાં ઘટપટાદિ પણ શામાટે મિથ્યા નથી કહેવાતા? આ પ્રમાણેના તમારા ન્યાયથી તો પ્રત્યક્ષ દેખાતા સર્વ પદાર્થોમાં અપ્રમાણપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને તેથી તમારા અનુમાનમાં પણ પ્રમાણપણુ ઘટી શકશે નહિ, કારણ કે—તે અનુમાન પણ પ્રત્યક્ષ પૂર્વકજ થાય છે અને તમારા કહેવા પ્રમાણે તો જે પ્રત્યક્ષ તે સર્વ અસત્ છે, વળી તમારા કહેવા પ્રમાણે સર્વ વસ્તુને ક્ષણમાં નાશ પામનારી માનીએ તો પછી માને મારી નાખનાર મનુષ્ય પણ માતૃઘાતી ન ગણાય, કારણકે જેનાથી તેનો જન્મ થયો હતો તે તો ક્ષણિક હોવાથી તેનો તો ક્ષણમાંજ નાશ થઇ

ગયો હતો અને જેને તેણે હમણા મારી તે તો કોઇ બીજીજ હોવી જોઇએ એમ સિદ્ધ થાય. વળી સ્રીને પોતાના પતિ જેવું અથવા પતિને પોતાની સ્રી જેવું કાંઈ રહેજ નહિ, કારણકે સ્રી પુરૂષના લગ્ન થયા તે ક્ષણેજ તેમનો નાશ તો થઇ ચૂક્યો. જો આમ બને તો કોઈ સ્રીને પતિવ્રતા કહી શકાયજ નહિ, કારણ કે પોતાનો પરિણીત પતિ તો તે ક્ષણેજ નાશ પામ્યો છે. વળી જો તમારો મત સિદ્ધ થાય તો પછી વ્રતનો લેનાર એક ને પાળનાર બીજો તથા તોડનાર વળી ત્રીજોજ ઠરે, કારણકે વ્રત લેનાર તો તેજ ક્ષણે નાશ પામ્યો, પછીની ક્ષણોમાં તો બીજાનુ અસ્તિત્વ સિદ્ધ થયું, એટલે વ્રતના લેનારને વ્રતની વિરાધનાનું પાપ લાગશે નહીં. તેવીજ રીતે થાપણ મૂકનાર કોક અને પૈસાનો લેણદાર કોઇ બીજોજ બને, કારણ કે આપનાર અને લેનાર તો તે ક્ષણેજ નાશ પામ્યા, ધન પણ નાશ પામ્યું, તો પછી કોણ કોને આપે અથવા કોણ કોની પાસે માગી શકે ? વળી ભિક્ષા માગનાર કોઈ, લેનાર બીજો, ખાનાર ત્રીજો તથા પચાવનાર ચોથોજ બને આવી રીતે તમારા મતથી તો દુનિયાની સર્વ વ્યવસ્થા ઉંધી વળી જવાનો સંભવ છે, માટે હે ભાઇ ! આત્માનું કલ્યાણ કરનાર શ્રી જૈન શાસનની ઉપાસના કરો '

આ પ્રમાણે બન્ધુદત્ત મુનિએ પોતાની ન્યાય બુદ્ધિથી પ્રતિવાદીને જીતી લીધો ગામમાં 'જૈનોનો જય થયો, જૈનોનો જય થયો.' એવી ઉદ્ઘોષણા પ્રવર્તી. રાજાએ બન્ધુદત્ત મુનિને બહુમાન આપ્યું. અને તે જૈન ધર્મમાં આસ્તાવાળો બન્યો.

પછી બન્ધુદત્ત મુનિ મોટા ઠાઠમાઠ સાથે આચાર્ય પાસે જવાને નીકળ્યા. કેટલેક દિવસે રૂદ્રાચાર્ય પાસે આવી પહોંચ્યા.

ઉપાશ્રયમાં દાખલ થતાં જૈનધર્મમાં કુશળ શ્રાદ્ધો તેમની આ પ્રમાણે પ્રશંસા કરવા લાગ્યા—'હે મુનિરાજ ! તમે વાદીરૂપી ગરૂડ ઉપર સ્વારી કરનાર કૃષ્ણ જેવા, વાદીસમૂહને જીતનાર, છ ભાષારૂપી વેલોને મૂળ સરખા, પ્રતિવાદીના મસ્તકને શૂળ સરખા, વાદીરૂપી કંદને ઉખેડી નાખવામાં કોદાળી જેવા, વાદીઓના રાજા, વાદીરૂપી સમુદ્રને પીવામાં અગસ્ત્ય ઋષિ જેવા, વાદીરૂપી ગગનમાં સૂર્ય જેવા, વાદીરૂપી ગોધુમને દળી નાખવામાં ઘંટી જેવા, વાદીઓના માનરૂપી વૃક્ષને તોડવામાં હાથી જેવા, વાણીમાં સરસ્વતી જેવા, બૃહસ્પતિના પણ ગુરૂ જેવા, સરસ્વતીના ખજાના જેવા, ચૌદ વિદ્યાના ભૂષણ જેવા, સરસ્વતીના કંઠના આભરણ જેવા અને વાદીઓની વિજયલક્ષ્મીના એક શરણ જેવા છો.'

બંધુદત્ત મુનિના વિજયનો ઉદ્ઘોષ કરનારાં આવાં વાક્યો સાંભળીને નીતિવાળા છતાં પણ રૂદ્રાચાર્ય મુનિના કાન જાણે વીંધાઇ ગયા હોય તેમ થયું અને તેમના મોઢા ઉપર ક્રોધની છાયા ફરી વળી. 'જેમ પરાક્રમી કામદેવને જોઇને મહાદેવ જેવાને પણ અદેખાઇ થઇ હતી તેમ પોતાના સેવકને અધિક તેજવાળા જોઇને મોટા માણસોમાં પણ વૈરાગ્નિ પ્રજવળિત થાય છે.'

પછી સંઘ સહિત બન્ધુદત્ત મુનિએ ગુરૂને પ્રણામ તથા સ્તુતિ કર્યા છતાં રૂદ્રાચાર્ય મુનિ ઇર્ષ્યાથી કાંઇ બોલ્યાજ નહિ. 'પાણીથી ભીંજવતા પણ ગરમ પત્થર જ્વાળાઓ પ્રગટાવ્યા વગર રહી શકે ખરો કે?' બન્ધુદત્તના ગુણની પ્રશંસા કરવાનું તો દૂર રહ્યું, પણ પાછા ફરવાના સમાચાર પણ રૂદ્રાચાર્યે તેને પૂછ્યા નહિ. 'મોટા મોટા માણસો પણ ઇર્ષ્યા આવતાં વિવેકશૂન્ય બની જાય છે.' મોટા મોટા જ્ઞાનીઓ પણ જેના તાબામાં આવતાં પલટી જાય છે

તેવા કષાયોને ધિક્કાર હો. જેમ ચક્ષુની ખોડવાળા મનુષ્યો પાસે બેઠેલાને પણ જોઇ શકતા નથી તેમ મલિન હૃદયવાળા માણસો પાસે આવેલા શિષ્યના પણ ગુણો જોઇ શકતા નથી.

આ પ્રમાણે ગુરૂની બેદરકારીથી દિવસે દિવસે અભ્યાસ ઉપરથી બન્ધુદત્ત મુનિનુ ચિત્ત ખસવા લાગ્યું. તેણે લગભગ અભ્યાસ એવી રીતે છોડી દીધો કે ક્રમે ક્રમે અભ્યાસની ગેરહાજરીમાં તે જડ જેવા બની ગયા. પાણી ન પાવાથી નાના બાગમાંથી જેમ પાંદડા, ફળ અને ફુલોનો નાશ થઇ જાય તેમ ગુરૂ તરફના ઉત્સાહરૂપી જળસિંચન વિના બન્ધુદત્ત મુનિના જ્ઞાનરૂપી પુષ્પો સુકાઇને ખરી જવા લાગ્યા. જ્ઞાન ક્રિયા બંનેમાં તે શિથિળ થઇ ગયા.

એ સમયે સાકેતપુર નામના શહેરમાં કૃપ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે જાણે સર્પનો ભાઇ હોય તેમ દયાહીન, કૃપણ તથા ક્રૂર હતો. મિથ્યાત્વીના શાસ્ત્રોનું શ્રવણ કરવાથી ભમી ગયેલ ચિત્તવાળો તે રાજા પાપ કરવાથી વિરામ પામતો નહિ. શીકાર વિગેરેમાં હિંસા કરતો, જૂઠું બોલતો, અદત્ત લેતો અને અબ્રહ્મચર્ય વિગેરે સર્વ મોટા પાપો તે હમેશા આચરતો. ભ્રષ્ટ બુદ્ધિવાળો તે રાજા પુરોહિતની પાસે અજમેધ, અશ્વમેધ, મનુષ્યમેધ, ગૌમેધ વિગેરે યજ્ઞો કરાવતો અને બ્રાહ્મણોને વિના સંકોચે સોનું, જમીન, સીઠું અને તલ વિગેરેનું દાન આપતો. પર્વના દિવસોએ અભિમાનથી સોનાની ગાય બનાવીને તે ગોળ, તલ સહિત બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દેતો. મિથ્યાત્વી બ્રાહ્મણ ગુરૂઓથી ખોટી વાસનામાં પ્રેરાયેલ તે દુષ્ટ જૈનમુનિઓને અનેક પ્રકારની પીડા કરતો. આ સર્વ કારણોથી મુનિઓએ સાકેતપુર નગર સાપના ઘરની માફક તજી દીધું હતું.

આવી સાકેતપુરની વાત સાંભળીને નિમિત્તજ્ઞાનમાં કુશળ સોમીલ મુનિ રૂદ્રાચાર્ય પ્રત્યે કહેવા લાગ્યા કે–'હે સ્વામી ! જો આપ આજ્ઞા આપો તો હુ નિમિત્તશાસ્ત્રની કળાથી સાકેતપુરના રાજાને બોધ કરવા પ્રયાસ કરૂં.' ગુરૂએ તે દુષ્ટ રાજાને બોધ આપવા માટે જવાની તેમને આજ્ઞા આપી

પછી દયાના સમુદ્ર તે સોમિલમુનિ સાકેતપુર જઈને મુખ્ય મંત્રીને ઘરે રહ્યા. તેજ દિવસે પોતે કરાવેલા નવા આવાસમાં બ્રાહ્મણોએ બતાવેલા ચોઘડિયા પ્રમાણે રાજા ગ્રહપ્રવેશની સર્વ તૈયારી કરાવતા હતા. નિમિત્તશાસ્ત્રમાં કુશળ સોમિલમુનિ પોતાના જ્ઞાનથી ભવિષ્યમાં થવાની અશુભ હકીકત જાણી લઇને પ્રધાનને કહેવા લાગ્યા કે–'હે મંત્રીશ્વર ! તમારે રાજાને આજે તે મહેલમાં પ્રવેશ કરતા અટકાવવા, કારણકે અકાળે વિજળી પડવાથી તે મહેલ પડી જવાનો છે. આજે રાત્રિના વિજળી પડવાની છે અને તેનુ નિવારણ કોઇથી થઇ શકે તેમ નથી અવશ્ય બનવાના બનાવોનો પ્રતિકાર કોઈથી થઈ શકતો નથી હુ આ વાત તમને ખાત્રીપૂર્વક કહુ છુ જો વધારે ખાત્રી કરવી હોય તો આજ રાત્રિના રાજાએ સ્વપ્નમાં મુર્તિમંત કાળ જેવો સર્પ જોયો હતો તે પૂછીને ખાત્રી કરજો અને જે હુ કહુ છુ તે સત્ય માની તમને જે કલ્યાણકારી જણાય તે તમે કરજો'

મંત્રીએ રાજસભામાં આવી રાજાને સર્વ હકિકતથી વાકેફ કર્યો. રાજા પણ છક્ક થઇ જઈને વિચારવા લાગ્યો કે–'અહો ! આ મુનિનું કેવું અદ્ભૂત જ્ઞાન ! રાત્રીના મે જોયેલ સ્વપ્ન તેમણે કઈ રીતે જાણ્યું ? એ વાત સાચી કહી છે, તેથી આજે પડવાની વિજળી સંબંધીની વાત પણ ચોકસ સત્યજ હોવી જોઇએ, માટે

નવા મહેલમાં હુ આજે તો પ્રવેશ નહિજ કરૂ.' આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને મુહૂર્તનો સમય પાસે આવતાં રાજાએ ભયથી નવા મહેલમાં પ્રવેશ કરવાનું મુલતવી રાખ્યું. તેજ રાત્રિના વિજળી પડવાથી મહેલ પડી ગયો. મહેલ પડી જવાથી મુનિના જ્ઞાન માટે રાજાને ખાત્રી થઇ ગઇ. હવેજ તે સમજ્યો કે 'જૈનધર્મ સિવાય બીજે કોઇ ઠેકાણે એવુ સત્ય જ્ઞાન નથી.'

સવારે મિથ્યાજ્ઞાનરૂપી રાહુથી મુક્ત થયેલ તે રાજાએ તપસ્વી સોમિલ મુનિને બોલાવ્યા અને પોતાના મસ્તકનો મુગટ જમીને લગાડીને શુદ્ધ મન, વચન તથા કાયાથી નમસ્કાર કરી મુનિએ બતાવેલ જૈનધર્મનો તેમણે સ્વીકાર કર્યો. ત્યારથી અર્હિ ત ધર્મનો આરાધનાર તે બન્યો. રાજાએ જૈનધર્મનો સ્વીકાર કરવાથી તેની ભારે ઉન્નતિ થઇ તે વખતે ઘણા લોકોએ મિથ્યાત્વી ધર્મોને છોડી જૈનધર્મનો સ્વીકાર કર્યો.

હવે રાજાએ શાસનની ઉન્નતિ કરવા તથા પોતાની ભક્તિ પ્રદર્શિત કરવા સોમિલ મુનિને દાન, માન, ગાન, નાચ, વાદન, અમાત્યો વિગેરે સહિત રૂદ્રાચાર્ય ગુરૂ તરફ રવાને કર્યા. સોમિલ મુનિ સાથે ભક્તિથી ભરપૂર હૃદયવાળા લોકો પણ આવ્યા હતા તેમણે તે મુનિને ભક્તિથી વિધિપૂર્વક દ્વાદશાવર્ત વ દનથી વાંદ્યા તેમજ સાથે આવેલ અમાત્ય વિગેરે રાજપુરૂષોએ તેમની નવે અ ગે પૂજા પ્રભાવના કરી. બધા લોકો સોમિલમુનિની પ્રશ સા કરવા લાગ્યા તથા બહુમાનપૂર્વક મિથ્યાવાદીઓને નિરસન કરવાની વાત કરવા લાગ્યા. ફરી ફરી થતી સોમિલ મુનિની પ્રશ સાની વાતો સાંભળીને રૂદ્રાચાર્ય હૃદયમાં ઇર્ષ્યાગ્નિથી બળવા લાગ્યા, પરંતુ લોકલજ્જાથી કાંઇ બોલી શક્યા નહિ; પણ જેમ જેમ

સોમિલર્ષિએ કરેલી શાસનની ઉન્નતિની વાતો સાંભળવા લાગ્યા તેમ તેમ ઝાકળથી હણાયેલ કમળની માફક તેમનુ મોઢું પડી જવા લાગ્યુ. મનમાં ઉઠેલ રોષાગ્નિથી આગમન સમાચાર પણ તેમણે સોમિલ મુનિને પૂછયા નહિ.

પ્રભાકર વિગેરે ગચ્છના સારા સારા સાધુઓ આ પ્રમાણે રૂદ્રાચાર્યની ઇર્ષ્યા તથા બેપરવાઈ જોઇને પોતે યોગ્ય છતાં વાજબી પ્રોત્સાહનને અભાવે હોંશ મરી જવાથી પોતપોતાના ગુણોમાં શિથિળ થવા લાગ્યા. રૂદ્રાચાર્ય ગુણદ્વેષથી કરેલ પાપથી તથા પાછળથી તે પાપનુ પ્રાયશ્ચિત્ત ન કરવાથી ત્યાંથી મરીને દેવ-જાતિમાં ચાંડાળનુ કામ કરનારા કિલ્વિષ જાતિના દેવમાં ઉત્પન્ન થયા. દેવસભામાં જવાની રજા તો તેમને મળેજ ક્યાંથી ? હલકી જાતિમાં તથા લાંબા આયુષ્યને લીધે અપમાનાદિ પુષ્કળ સહન કરતાં ત્યાંથી ચ્યવીને તે એક બ્રાહ્મણને ઘરે જન્મથી મુગા પુત્રપણે ઉત્પન્ન થયા. આગલા પાપોના ઉદયથી રોગથી ભરેલા, દરિદ્રી અને અનેક દુ ખોથી હેરાન થતાં તે ત્યાંથી મરીને પછી ભવોના ફેરામાં પડ્યા. અર્થાત્ અનેક ભવમાં પરિભ્રમણ કર્યું.

માટે હે પુત્રો ! આગમો જાણવાવાળા, બધા ધર્મોના અભ્યા-સી આચાર્યના ગુણવાળા રૂદ્રાચાર્ય જેવા પણ એક ઇર્ષ્યા દોષથી જો આટલું ઘોર દુ ખ પામ્યા તો પછી ધગધગતા અગ્નિના ગોળા જેવા તમારો તો શો આશરો? માટે સમજો ને ગુણના રાગી બનો."

પિતાનાં આ પ્રમાણેનાં હિતવચનો સાંભળીને તે ત્રણે ભાઇઓ રાખોડીથી ઢાંકેલા અગ્નિની માફક હૃદયમાં ઈર્ષ્યાથી ભરપૂર છતાં બહારથી શાંત હોવાનો ડોળ કરતા કેટલાક દિવસ તો મુંગાજ રહ્યા. ધનસાર શ્રેષ્ઠિ પુત્રના પ્રતાપે કરોડોનો માલિક થયો.

દુનીઆમાં મનુષ્યોની ખરાબ સ્થિતિને હણવાને માટે કુબેરની માફક તેનો જાણે કે જન્મ થયો હોય તેમ થયું.

મુનીંદ્રે કહેલી બહુ ઉપદ્રવોને દૂર કરવાવાળી દ્વેષની વાત તથા ધન્યકુમારની માફક સર્વ ઇચ્છિત વસ્તુને આપવામાં કામધેનુ સમાન ગુણરાગની વાત સાંભળીને તે આભવ તથા પરભવમાં કલ્યાણકારી થાય તેવો તેનો ઉપયોગ ડાહ્યા માણસોએ કરવો; જેથી કરીને સંસારના દુઃખોથી ભરેલો દરિયો વિઘ્નો વિના તરી શકાય

ઇતિ આચાર્યશ્રી જિનકીર્તિસૂરિવિરચિત પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમ ઉપરથી કરેલ ગદ્યબંધ શ્રી ધન્યકુમાર ચરિત્રના તૃતીય પલ્લવનું ગુજરાતી ભાષાંતર.





# ચતુર્થ પલ્લવ.



ન્યકુમારના ત્રણે ભાઈઓ લોકલજ્જાને લીધે પિતાના ચિત્તને અનુકૂળ થઇ તેની સાથે થોડો સમય તો સારો સબંધ રાખ્યો તથા અરસપરસ શિષ્ટાચાર પ્રમાણે ઘરનું કામકાજ બરાબર કરવા લાગ્યા.

એક દિવસ પ્રતિષ્ઠાનપુરના રાજ્યની હદમાં આવેલા સમુદ્રના કાંઠાને બંદરે એક મોટું વહાણ પવનથી ખેંચાઇને આવી ચડ્યું. તે વહાણનો સ્વામી રસ્તામાં મરી ગયો હતો. વહાણના વેપારી ઉતારૂઓએ રાજા પાસે આવીને વિનંતિ કરી કે—'સ્વામી! અમારા વહાણનો માલીક રસ્તામાંજ મરણ પામ્યો છે. તેને કોઈ સગાંવહાલાં નથી. માલીકી વિનાનું ધન રાજાને મળે છે, તેથી આ સઘળું દ્રવ્ય આપ કબજે કરો અને વહાણમાં જે કાંઇ અમારૂં હોય તેનો ફડચો કરી આપ અમને આપી દ્યો.' રાજાએ કરિયાણાની માલીકી નક્કી કરી તે વહાણના વેપારીઓને પોશાક વિગેરેથી નવાજી સહુ સહુનો માલ આપી દઈ વિસર્જન કર્યા. એટલે સર્વ વેપારીઓ મુસાફરીને યોગ્ય ચીજો લઇને પોતપોતાને સ્થાનકે ગયા.

ખારવાઓ તે વહાણને બાળકની માફક ધીમે ધીમે ખેંચીને સમુદ્રના પ્રવાહમાંથી નદીમાર્ગે શહેર તરફ લાવ્યા. રાજાના હુકમથી વહાણમાંની વેચવાની સર્વ ચીજો ખારવાઓએ નીચે

ઉતારી. પછી બીજી જે જે ચીજો તેમાં હતી તે પણ કાઢીને જમીન ઉપર લઇ આવ્યા. એટલે વહાણના તળીઆમાંથી ખારી માટીથી ભરેલા હજારો લોટકાઓ નિકળ્યા. રાજા વિગેરે સર્વ લોકો તે જોઈને મનમાં વિચારવા લાગ્યા કે–'આ વહાણના માલીકના નગરમાં જરૂર આવી માટીની તાણ હોવી જોઇએ, તેથીજ કોઈક બંદરમાંથી આ મીઠાથી ભરેલા લોટકાઓ લઇ લીધા જણાય છે.'

રાજાએ પ્રતિષ્ઠાનપુરના શેઠીઆઓને બોલાવીને બધી વેચવાની ચીજો બતાવીને કહ્યુ કે–'શેઠીઆઓ! આ વહાણની ચીજો તમને કોઈને ખોટ ન જાય તેવી રીતે વેપારીવર્ગમાં અપાતી કિંમત દઇને તમે લઇ જાઓ, એટલે તેની અંદરથી તમને સહુ સહુના ભાગ્ય પ્રમાણે લાભ મળશે.' રાજાનુ કહેવુ સાંભળીને વેપારીઓ અંદર અંદર વિચારવા લાગ્યા કે–'રાજાને વેચવાની આ સર્વ ચીજો બધા વેપારીઓને બોલાવીને વેંચી લઇએ, એટલે રાજાને આપવાની કિંમત સર્વે મળીને આપી દેય, એકથી કાંઇ એટલો બધો બોજો ઉપાડી શકાય નહિ, માટે આવતી કાલે બધા વેપારીઓને બોલાવી યોગ્યતા પ્રમાણે વહેંચીને આપણે લઈ જશું.' આ પ્રમાણે વિચાર કરી રાજાને કહીને સહુ સહુને ઘેર ગયા.

પછી સવારના ફરી મળ્યા ત્યારે એક જણે કહ્યું કે–' ધનસારને ઘરેથી કોઇ આવ્યુ નથી, માટે તેને પણ આપણે આમંત્રણ કરવું જોઇએ. એટલે તેઓએ ધનસારને ઘરે બોલાવવા એક માણસને મોકલ્યો. ધનસારે પોતાના ત્રણે મોટા પુત્રોને જવાની આજ્ઞા કરી એટલે હૃદયમાં ઈર્ષ્યાથી બળતા તેઓએ કહ્યું કે–'પિતાજી! અમને શામાટે મોકલો છો? આપના હુંશિયાર પુત્રને શામાટે મોકલતા નથી? તેને મોકલો, એટલે ચીજ લેવામાં તેની

કેટલી પ્રવીણતા છે તે તો જણાય. તમે હમેશા તેની પ્રશંસા કરો છો તો પરીક્ષા કરવાનો આ યોગ્ય અવસર મળી આવ્યો છે, માટે આપ તેનેજ મોકલીને લાભ મેળવો.' પુત્રોનું વચન સ્વીકારીને ધનસારે ધન્યકુમારને મોકલ્યા.

પવિત્રતાનો ભંડાર ધન્યકુમાર પિતાનો હુકમ માથે ચડાવી પરિવાર સહિત સારા શુકનથી ઉત્સાહ પામીને ત્યાં ગયા. બધા વેપારીઓ પોતપોતાના ધંધાને યોગ્ય વસ્તુઓ છુટી પાડી પાડીને લેવા લાગ્યા. પરીક્ષા કરવામાં શ્રેષ્ઠ ધન્યકુમાર સર્વ ચીજો ઉપર આંખો ફેરવતા મુંગા મુંગા ઉભા રહ્યા. જ્યારે પેલા મીઠાથી ભરેલા લોટકાઓ વહેંચવાનો વખત આવ્યો, ત્યારે તે લેવા માટે કોઇએ હાથ લંબાવ્યો નહિ. બધા ભેગા થઇને અંદર અંદર ઘુસપુસ વાતો કરવા લાગ્યા કે—'આ અજાણ્યો ધન્યકુમાર ઠીક આવી ચડ્યો છે, તેથી તેનેજ આ પકડાવી ઘો. એ બાળક હોવાથી તેને ઉપયોગી નિરૂપયોગી ચીજોનું જ્ઞાન નથી. આપણે વચનોની યુક્તિ કરીને બાળકને યોગ્ય વસ્તુ બાળકનેજ આપવી.' આમ વિચારીને તેમણે ધન્યને કહ્યું કે—"ભાઇ ધન્યકુમાર ! તું લઘુ વયમાં પહેલીજવાર વેપાર કરવા આવ્યો છે, માટે મંગળ રૂપ આ માટીના લોટકાજ લઇ જા; કારણ કે શરૂઆતમાં થોડી મહેનત આપે તેવી ચીજોમાં થોડું ધનજ રોકવું, પછી રહેતાં રહેતાં તેમાં ઉમેરો કરતાં જવું, એમ કરતાં કરતાં બુદ્ધિ ખીલતી જશે અને બુદ્ધિમાં વિભ્રમ થવાનો સંભવ પણ નહિ રહે. કહ્યું છે કે—'ન..ી શરૂઆતો હંમેશા સુખકર્તા નિવડે છે.' વળી એનું દ્રવ્ય પણ ...ને થોડુંજ આપવું પડશે. લેણા પૈસા લેવામાં રાજા ઉત ..ા કરે છે, અને વસ્તુ તો યોગ્ય સમયે વેચાય છે. તેથી

જો દેવું થોડુંક હોય તો જલદી આપી શકાય છે. તારા પિતાશ્રી પણ આમ કરવાથી અમારા ઉપર ખુશી થશે કે—'મારા પુત્રને નાનો સમજીને તમે થોડું દ્રવ્ય રોકાય તેવોજ વેપાર કરાવ્યો.' માટે આ માટીના લોટકા લઈને તારૂં કાર્ય સિદ્ધ કર. તારૂં કલ્યાણ થશે." આ પ્રમાણે સાંભળી ધન્યકુમારે શિષ્ટાચાર પ્રમાણે જવાબ આપ્યો કે—'મોટા વડિલો તો આવાજ જોઇએ, આપ જેવા વૃદ્ધો તો બાળકોને હિતકારી શિખામણજ આપે, આપના જેવા વડિલોની કૃપાથી મ્હારા સર્વ મનોરથ પૂર્ણ થશે.' આ પ્રમાણે મિષ્ટ વાક્યોથી તેમને રાજી કરીને વિસર્જન કર્યા.

પછી ધન્યકુમાર વિચારવા લાગ્યો કે—'આ લોકોની સ્વાર્થ-પરાયણતા તથા દાંભિકતાની તો હદ થઈ. મને બાળક સમજીને કેવી ઠગાઇ કરવા તૈયાર થઈ ગયા! પરીક્ષા કરવામાં મૂઢ આ વેપારીઓ આ નકામી ચીજ છે એવી બુદ્ધિથી સર્વ લોટકાઓ મારે માથે ઓઢાડી ગયા છે. સંસારમાં સ્વાર્થ વિના કોઇ કોઇનું સગું નથી. મેં તો ગુરૂદેવની કૃપાથી સહેજમાં લાભ મેળવ્યો છે.' આ પ્રમાણે વિચારી વસ્તુપરીક્ષામાં હુંશિયાર ધન્યકુમાર તે લોટકાઓ લઇને ઘરે આવ્યા.

અહીં ત્રણે મોટા ભાઇઓ પિતા પાસે જઇને ધન્યકુમારની મૂર્ખતા માટે હસીને કહેવા લાગ્યા કે—" પિતાજી! જુઓ, તમારા શાણા પુત્રની વેપાર કરવાની કુશળતા! જુદા જુદા દેશની, વિચિત્ર પ્રભાવવાળી, મળી ન શકે તેવી, આ દેશમાં આગળ કદિ નહીં જોયેલી, ભારે મૂલ્યવાળી, આગળ સાંભળેલી પણ નજરે જોયેલી નહિ તેવી, ભાગ્યથીજ પ્રાપ્ત થઈ શકે તેવી અસંખ્ય વસ્તુઓ તે વહાણમાં હતી, તેમાંથી જુઓ વેપારની લેવડ-

દેવડમાં કુશળ તથા ચીજોની ઉત્પત્તિ, ગુણ, મેળવણી વિગેરેથી જાણીતા હતા તે બધાએ તો પોતપોતાની ઇચ્છિત વસ્તુ પસંદ કરી લીધી અને તે વસ્તુ લઇને પોતાનું કામ કાઢી લીધું; અને આપના માનીતા પુત્ર તો બીજાએ છોડી દીધેલા, કોઇએ પોતાના નહી કરેલા, નાખી દેવાની ધુળ તથા મીઠાથી ભરેલા લોટકા વેચાતા લઈ આવ્યા. વળી આ મીઠું પણ ચોખું નથી, મીઠાનો વેપારી હોય તો તે પણ આને હાથ લગાડે નહિ. ભાઈ સાહેબે કેવળ ધુળથી ઘર ભર્યું હવે મીઠાનો નિકાસ પણ આપણે કેવી રીતે કરશુ ? જો તેની જેવા અજ્ઞાન બાળકથી વેપાર કરીને ઘરનો નિર્વાહ થઈ શક્યો હોત તો પછી હુશિયાર માણસોની સામું પણ કોણ જોત ? ગુણવાનની પરીક્ષા તો અવસરેજ થાય છે. કાકતાલીય ન્યાયથી કદાચ એક બે વાર મૂર્ખે કરેલ સાહસથી પાંસરૂં પડી જાય પણ તેટલા ઉપરથી પિતાજી ! ખુશી ખુશી થઈ જઇને તેની પ્રશંસા કરી તેને ફુલાવવો એ કાંઇ ઠીક ન કહેવાય. પીઢ માણસોને કરવા યોગ્ય કાર્યનો અવસર પ્રાપ્ત થતાં તેજ પ્રશંસા લોકોને નિંદા કરવાના સાધનભૂત થઇ પડે છે. આ બાળકે મીઠું, ધુળ વિગેરે ખરીદી આપણા ઘરનું નાક કાપી નાખ્યુ. રાજાને દેવાનું દ્રવ્ય તો જલદી આપવુંજ પડશે, અને આ મીઠાની ખપતી તો જે દિવસ દુનિયામાં મીઠાની તાણ પડશે તે દિવસેજ થશે; સમજ્યા ? લોકોમાં કહેવત છે કે—'લંકા લુંટવાનો પ્રસંગ આવ્યો ત્યારે ભાગ્યહીન માણસના હાથમાં ફક્ત અંગારાજ આવ્યા, માટે આપ તથા આપનો પુત્ર મળીને વિચાર કરી જુઓ કે આ વેપારમાં લાભ કેટલો મળશે ? ''

પુત્રોને આ પ્રમાણે હાસ્ય કરતાં જોઇને જરા શંકાશીલ અને

ધનસારે ધન્યકુમારને પૂછ્યું કે,—'પુત્ર! વહાણમાં બીજી ઘણી ચીજો વેચવાની હતી, છતાં તું આ ધુળ તથા માટીથી ભરેલા લોટકાઓ શામાટે લઈ આવ્યો?' પિતાનું વચન સાંભળી ધન્યકુમારે વિનયપૂર્વક ઉત્તર આપ્યો કે—" પિતાજી! આપના ચરણના પ્રતાપે દરિદ્રતા રૂપી વનને બાળી નાખનારી વસ્તુ મને હાથમાં આવી ગઇ છે. મોટા શેઠીઆઓ આ વસ્તુના પ્રભાવથી અજાણ્યા હોવાથી આ વસ્તુને નકામી સમજી લુચ્ચાઇથી મારે માથે ઓઢાડી દેવા તૈયાર થઇ ગયા. પણ મેં તો ગુરૂસેવાના પ્રતાપે આ વસ્તુનો પ્રભાવ સમજી જઇને તેનો સ્વીકાર કરી લીધો છે. હવે આપ તેનો પ્રભાવ સાંભળો. આ માટી તમે સામાન્ય ન સમજતા, એના સ્પર્શથી તો લોઢું પણ સોનું બની જાય એવી આ માટી છે. આ તો પાર્શ્વપાષાણની ખાણમાંથી મળી આવતી, દુનિયાના દારિદ્રને હરનારી તેજમતૂરીકા નામની માટી છે. આમાંથી રતિ ભાર માટી લઇને આઠ પલ તાંબાને તેની સામે એક રૂપ કરવાથી તાંબાનું સોનું બની જાય છે." આ પ્રમાણે કહીને તેજ વેળાએ ઉપર કહેલ ક્રિયાવડે તેણે તાંબા તથા લોઢાનું સોનું કરી બતાવ્યું. પછી એમ વાર વાર કરીને કરોડો રૂપીઆનું સોનું બનાવ્યું, તેથી તેના માબાપ બહુ ખુશી થયા. માત્ર તેના મોટા ત્રણ ભાઇઓ શિવાય સર્વ પરિજન તેની પ્રશંસા કરવા લાગ્યા. માત્ર તેઓ હૃદયમાં ઇર્ષ્યાથી બળી જવા લાગ્યા.

આ સમયે ધન્યકુમારની સમૃદ્ધિ જોઈ ન શકવાથી એક ચાડિઆ માણસે રાજા પાસે જઇને કહ્યું કે—' સ્વામી ધનસારનો પુત્ર ધન્યકુમાર બધા વેપારીઓને તથા તમને છેતરીને નજીવી કિંમત આપીને તેજમતૂરિકાથી ભરેલા લોટકાઓ લઇ ગયો છે,

અને તે વાત કોઈને કહેતો પણ નથી. તે તેજમતૂરિકા તો આપની જેવાના કોઠારમાં શોભે, માટે તે મંગાવી લઇને આપના કોઠારમાં ભરી દેશો તોજ તે ધુતારાને યોગ્ય શિક્ષા મળશે.'

આ પ્રમાણેની તે ચાડિઆની વાત સાંભળીને નીતિપ્રિય રાજાએ વિચાર્યું કે—"મે જ્યારે વહાણની ચીજો બધા મોટા વેપારીઓને આપી, ત્યારે કહ્યુ હતું કે—'જે કિંમત ગામમાં ઉપજતી હોય તે મૂલ્ય તમારે મને આપવુ.' હવે એવી રીતે મારે થુક્યું ગળવું તે કાંઈ યોગ્ય ન ગણાય, પણ આ વાત તો આશ્ચર્ય ઉપજાવે તેવી છે કે, અતિ નિપુણ વસ્તુના ગુણદોષ સમજવામાં કુશળ બની ગયેલા, જુદા જુદા દેશોમાં ઉપજતી ચીજોના જ્ઞાનવાળા અને લેવડદેવડમાં પ્રવીણ, પાકી ઉમરના વેપારીઓ પાસે ધન્યકુમાર જેવો બાળક શી ગણતગીમાં? એનામાં હજુ પીઢતા શી હોય કે તે બિચારો આવા વર્ષના ખાધેલા મોટા વેપારીઓને છેતરી શકે? વળી આવા ચાડિઆ માણસોનો વિશ્વાસ પણ શો? માટે આ વાત તો ધન્યકુમારને બોલાવીનેજ પૂછવી તે વધારે યોગ્ય છે."

આમ વિચારીને રાજાએ ધન્યકુમારને બોલાવા માટે માણસો મોકલ્યા. તેઓ ત્યાં જઇ ધનસારને કહેવા લાગ્યા કે—' મહારાજા આપના પુત્ર ધન્યકુમારને બોલાવે છે.' ધનસારે ચિંતાપૂર્વક પુત્રને કહ્યું કે—'રાજા તને બોલાવે છે.' ધન્યકુમારે કહ્યું કે—'મહાભાગ્યની વાત, બહુ સારું થયુ. મોટા ભાગ્ય હોય તોજ રાજાને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, કેટલાંકને તો રાજાનો મેળાપ કરવાને માટે પ્રપંચો કરવા પડે છે અને મને તો રાજાએ પોતેજ બોલાવ્યો છે આપની કૃપાથી સર્વ સારાવાના થશે, આપે કાંઇ પણ શંકા લાવવાની જરૂર નથી ' આ પ્રમાણે કહી વસ્ત્ર તથા અલંકાર સજીને

સેવકો સાથે ધન્યકુમાર અસાધારણ ભેટ લઇને રાજા પાસે ગયા.

ત્રણે મોટા ભાઇઓ રાજાના આમંત્રણની વાત સાંભળીને અંદર અંદર બોલવા લાગ્યા કે–"જોયું ! 'કીડી ભેગું કરે અને ભોરીંગ ભોગવે' એવી જે લોકમાં કહેવત ચાલે છે તે કેવી સાચી પડી ? આપણા ભાઇશ્રીએ કાળાધોળા કરીને અહિં તહિંથી ધન ભેગું કર્યું, પરંતુ હવે આગલું પાછલું સર્વ દ્રવ્ય રાજાજી એક સપાટે ઘસડી જશે. આના પાપે આપણું ધન પણ નાશ પામશે ! આમ છતાં બાપા તો ધન્યકુમારના ગુણજ ગાયા કરે છે." આ સાંભળી વચલો ભાઇ બોલી ઉઠ્યો કે–'કોઇ આંધળો માથું ફોડ્યા વિના ઠેકાણે આવ્યો હોય તેવું સાંભળ્યુ છે ખરૂં ? પિતાજી મોહમાં અંધ બની જઇને કશુ સમજતા નથી, પણ કાંઇ નહિ, એ તો હવે બધું સમજાશે.'

ધન્યકુમાર રાજસભામાં જઇને, રાજા પાસે ભેટ મૂકી, નમસ્કાર કરી તેમના હુકમથી એક આસન ઉપર બેઠા. રાજા પણ રૂપ, વય તથા ચતુરાઈથી ભરપૂર, ભાગ્યશાળી ધન્યકુમારને જોઇને પ્રસન્ન ચિત્તે કહેવા લાગ્યા કે–'હે ધન્યકુમાર ! સુખમાં તો છે ને ?' ધન્યકુમારે કહ્યુ કે–'આપના પ્રતાપે કુશળ છું, કુશળતાનું કારણ રાજાજ છે. માતા પિતા તો ફક્ત જન્મ આપનાર છે, પરંતુ બધા સંસારના સુખો તો રાજાને લઇનેજ મળે છે. મારા મહાભાગ્ય કે આજે આપ મહારાજે પોતે મોટી કૃપા કરી મને સંભાર્યો. મારા સુખમાં સુખ ભળ્યું અને હવે તો તેમાં કાંઇ ન્યૂનતા પણ ન રહી.' ધન્યકુમારના આવા ઉત્તમ શબ્દોથી સંતુષ્ટ થઈ રાજાએ કહ્યું કે–'ધન્ય ! પેલા વહાણમાંની વેચવાની ચીજોમાંથી તેં કાંઈ ભાગ લીધો કે નહિ ?' તેણે જવાબ આપ્યો કે–' મહારાજ ! આપની

જેવી મારા ઉપર કૃપા છે તેવો ભાગ પણ મને મળ્યો છે.' રાજાએ પૂછ્યું કે–'કેવી રીતે?' જવાબમાં ધન્યકુમારે મૂળથી માંડીને સર્વ બીના તેમની પાસે રજુ કરી. પછી વધારેમાં કહ્યુ કે–"મહારાજ! 'આ વસ્તુ તદ્દન નકામી છે' એમ નિશ્ચય કરીને મને બાળક જાણી મારે માથે તેઓએ ઓઢાડી દીધી, કિંમત પણ તેઓએજ નક્કી કરી આપી, મેં તો ગુરૂદેવની કૃપાથી તે ચીજ ઓળખી લઈને તેમણે આપેલુ પ્રમાણ કરી સ્વીકારી લીધું. આવી રીતે વહાણ-માંનો ભાગ મને મળ્યો છે. મારા ભાગમાં આવેલ તેજમતૂરી મોટા જથ્થામાં હજુ પડી છે, તેને માટે આપ જે આજ્ઞા કરો તે મારે શિરસાવંદ્ય છે."

ધન્યકુમારની આવી ન્યાયયુક્ત વાત સાભળી, હસીને રાજા સભામાં બેઠેલા માણસોને કહેવા લાગ્યા કે–"આ દુનિયામાં બીજાનું સુખ જોઈને થતી ઈર્ષ્યાનુ બળ તો જુઓ! પોતાના અજ્ઞાનથી વસ્તુના ગુણો સમજી ન શકવાથી અમુક ચીજમાં પોતાનુ કાંઈ વળે તેમ નથી એમ સમજીને તે વેપારીઓએ કપટપૂર્વક તે ધન્ય-કુમારને ઓઢાડી દીધી. તે વખતે તેઓએ તો ચોક્કસ એમજ ધાર્યું હશે કે આવી ફેંકી દેવા યોગ્ય વસ્તુ તો આ બાળક સ્વીકારે, જો તેનો બાપ આવ્યો હોત તો કદી તેવી ચીજ લેત નહિ, ઠીક થયુ કે ધનસારે આ બાળકને મોકલ્યો, માટે આપણે માથેથી ઉતરેલી વસ્તુ બીજાના માથા ઉપર ભલે પડે! આવી ખરાબ દાનતથી ધન્યકુમારને તે ચીજ ઓઢાડી દઈને પોતાની જાતને વિચક્ષણ માનતા તે વેપારીઓ પોતપોતાને મનગમતી ચીજ લઈ ગયા. તે સર્વેએ પોતાના સ્વાર્થને આગળ કરી જરા પણ દયાપૂર્વક વિચાર કર્યોજ નહીં. વિચક્ષણતાથી મુગા રહેલ આ ધન્યકુમારને

દુર્જનતાનો ખેલ જોતાં અચાનક પોતાને ઇષ્ટ વસ્તુ મળી ગઈ. દુર્જન પાસે ઉઘાડી પાડેલ વાત પોતાનેજ દુઃખકર્ત્તા થાય છે. એ વાક્ય સંભારીને બોલ્યા સિવાય તે ચીજ લઇને તે પોતાને ઘેર ગયા. ભાગ્યયોગે ધન્યકુમારને હાથ તો આ ચીજ અચાનક ચડી ગઇ છે, તેમાં કાંઈ કોઇએ તેની ઉપર ઉપકાર કર્યો નથી. દુર્જન માણસોએ જે ઉદ્વેગ કરાવવા માટે કર્યું હતું તે સર્વ પોતાના ભાગ્યને લીધે ધન્યકુમારને સુખ કરનાર થઈ પડ્યું છે. તે સુખ તથા સૌભાગ્ય જોઈ ન શકનાર ઇર્ષ્યાળુ દુર્જન માણસો મને પણ ભંભેરવા ચૂક્યા નહિ: પરંતુ એવી અનીતિ કરવી એ મને બીલકુલ ઉચિત લાગતું નથી. કારણકે અનીતિથી આ ભવમાં રાજ્ય નાશ પામે છે અને પરભવમાં દુર્ગતિમાં પડવું પડે છે. અગાઉથી તે વેપારીઓએ તથા મેં જો આ તેજમતૂરી છે એમ જાણ્યું હોત તો તે આપવાની વૃત્તિ કદી પણ કરી ન હોત, માટે પોતાના ભાગ્યને યોગે મેળવેલ ધન ભોગવવાને યોગ્ય ધન્યકુમારજ છે. તેથી હું પણ આજ્ઞા કરૂં છું કે – હે ધન્યકુમાર ! તું સુખેથી તે ભોગવ. " આ પ્રમાણે સભાસમક્ષ કહીને રાજાએ તેના ઉપર કૃપા બતાવી. ધન્યકુમારે ઉઠીને પ્રણામપૂર્વક કહ્યું કે—'આપ મહારાજની આ બાળક ઉપર મોટી કૃપા થઇ.'

પછી તેના ગુણથી પ્રસન્ન થયેલ રાજા બધા સભાસદો સન્મુખ ફરીને તેની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે—'હે સભાસદો ! આ ધન્યકુમારની બચપણમાં પણ વૃદ્ધને શોભાવે તેવી બુદ્ધિની પરિપક્વતા તો જુઓ ! હમેશાં ચીજોની લેવડદેવડ કરવાવાળા, જુદા જુદા દેશોમાં ફરવાથી અનેક વસ્તુઓની ઉત્પત્તિ વિગેરે જ્ઞાનમાં કુશળ અને પક્વ બુદ્ધિવાળા એવા મોટા વેપારીઓની

સમજમાં જે વાત ન આવી તે વાત પોતાની દક્ષતાથી ધન્યકુમાર સહજમાં સમજી ગયો. માટે આ ગામમાં રહેતા શહેરીઓમાં ધન્યકુમારજ પ્રશંસાને યોગ્ય છે. એની જેવા માણસથીજ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે.' આ પ્રમાણે બહુ વખાણ કરી, વસ્ત્ર તથા અલંકારથી તેનો સત્કાર કરી વધારામાં કહ્યુ કે—'હે ધન્ય! તારે આજથી હમેશાં રાજસભામાં આવવુ. તારી જેવા સત્પુરૂષથીજ મારી સભાની શોભા છે.' પછી રાજાએ મંત્રી સામન્ત વિગેરેને હુકમ કરી દીધો કે—'મારી સભામાં તમારે સર્વેએ સાચા ખોટાનો ન્યાય કરવામાં કુશળ, બુદ્ધિના ભંડાર ધન્યકુમારનો મત પૂછી તેની આજ્ઞાને અનુકૂળ કાર્યજ કરવું.' આ પ્રમાણે કહ્યા પછી તેણે ધન્યકુમારને વિદાય કર્યો.

રાજાએ આપેલ વસ્ત્ર તથા અલંકાર સજીને, ધન્યકુમાર રાજાને પ્રણામ કરી, તેણે આપેલ વાહનમાં બેસી ઘર તરફ જવા નીકળ્યા. ઢોલ વગાડનારા, ધજાવાળા તથા ભાટચારણ વિગેરેને રાજાએ આજ્ઞા કરી દીધી કે—'તમારે હમેશાં ધન્યકુમારને આડંબરપૂર્વક સભામાંથી લઇ જવા તથા લાવવામાં સાવધાન રહેવુ.' પછી રાજાએ આજ્ઞા કરેલ ઠાઠમાઠ સહિત બજારમાં થઇ, ઘરે આવીને તેણે પિતાને નમસ્કાર કર્યા. પિતા તેને મળેલ રાજ્યમાનની વાતો સાંભળી રાજી થયા.

મોટા ભાઇઓ તો તેની ઈર્ષ્યાથી ગાંડા જેવા બની ગયા. આખા ગામમાં મોટા મોટા ન્યાય જાણવાવાળા વિદ્વાનો તરફથી મળતા માનને લીધે, પુણ્યના તેજથી યશ તથા કીર્તિને પ્રભાવે તથા મિત્રો ઉપરના અસાધારણ પ્રેમને લીધે તેના શત્રુઓ લગભગ કોઇજ રહ્યા નહિ. રાજાની કૃપાને પાત્ર બનેલ તથા પ્રધાન

અમાત્યને પૂજવાને યોગ્ય બનેલ ધન્યકુમારની રાજસભામાં જાણે બીજો રાજાજ હોય તેવી પ્રશંસા થવા લાગી.

કેટલોક સમય વીત્યા બાદ એક દિવસ રાજાને પ્રણામ કરી, સભામાંથી ઉઠી દિવ્ય વસ્ત્ર તથા અલંકારથી સજ્જિત ધન્યકુમાર પાંચ પ્રકારના વાજીત્રના નાદ સાથે રાજમાર્ગ ઓળંગી પોતાના ઘર તરફ આવતા હતા, તે સમયે ભાતભાતના મણિ મોતીના ઝુમણા વિગેરેથી સુશોભિત આસનવાળા વાહનમાં તે બેઠા હતા; જુદા જુદા દેશથી આવેલ ભાટો આગળ ચાલી તેનો યશ ગાય-નદ્વારા ફેલાવી રહ્યા હતા, ચારે બાજુથી હજારો સામન્ત તથા શેઠીઆઓ તેને વિનયપૂર્વક પ્રણામ કરી રહ્યા હતા, આસપાસ આવતા ગરીબ તથા અપંગ માણસોને તે દાન દેતા હતા, હાથી, ઘોડા તથા સુભટોથી પરવરેલા હતા, જુદા જુદા દેશમાં ઉત્પન્ન થયેલા અને રત્નના અલંકારથી સુશોભિત અનારોહિત[1] ઘોડાઓ આગળ નાચ કરી રહ્યા હતા. આવી રીતે ઠાઠમાઠ સાથે આવતા ધન્યકુમારને તેના ત્રણે ભાઈઓએ પોતપોતાની અગાશીમાંથી આશ્ચર્યપૂર્વક દીઠા.

આ સમયે લોકો બોલવા લાગ્યા કે–" ભાઇઓ ! આગલા જન્મમાં કરેલાં પુણ્યનું ફળ તો જુઓ ! સહુથી નાનો છતાં આ બાળ ધન્યકુમાર વૃદ્ધોને પણ માન આપવાને યોગ્ય બન્યો છે; માટે મોટાઈનું કારણ ઉમર નહિ, પરંતુ તેજજ છે. કહ્યું છે કે– તેજસ્વી માણસોની ઉમર જેવાની જરૂરજ રહેતી નથી. નાનો છતાં તેજસ્વી હોય તો તે પ્રશંસાને પાત્ર બને છે. કહ્યું છે કેઃ—

૧ જે અશ્વોપર કોઇ બેસે નહીં એવા. ( કોતલના )

हस्ती स्थूलतनुः स चाऽङ्कुशवशः किं हस्तिमात्रोऽङ्कुशो,
दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः।
वज्रेणापि हताः पतन्ति गिरयः किं वज्रमात्रो गिरि-
स्तेजो यस्य विराजते स बलवान् स्थूलेषु कः प्रत्ययः ॥

'હસ્તી મોટા શરીરવાળો છતાં અંકુશને વશ થાય છે, તેથી શુ અંકુશ હસ્તી જેવડુ હોય છે? નાનો સરખો દીવો મહા અંધકારનો નાશ કરે છે, તે અંધકાર તથા દીવો શુ સરખા હોય છે? વજ્ર જેવી ચીજથી મોટા પર્વતો પડી જાય છે, તે વજ્ર શુ પર્વત જેવડુ હોય છે? માટે જેનામાં તેજ હોય તે લઘુ છતાં બળવાન્ છે, એમાં કદનુ કારણ નથી.' માટેજ ધન્યકુમાર નાનો છતાં કુળને ઉજાળનારો થયો, ત્યારે તેના ત્રણ ભાઈઓ શરીર તથા વયમાં સ્થૂળ હોવા છતાં કાંઇ કરી શકે તેવા નથી. ફક્ત ધન્યકુમારની કૃપાથીજ તેઓ પેટનુ પૂરૂ કરે છે"

શહેરીઓનાં આવાં વચનો સાંભળીને હિમથી જેમ નવા અંકુરા બળી જાય તેમ અદેખાઈથી સળગી જતા તે ત્રણે ભાઇઓ ક્રૂરપણે વિચારવા લાગ્યા કે—'ધન્યકુમાર જીવતો રહેશે ત્યાં સુધી આપણો ભાવ કોઇ પૂછે તેમ લાગતું નથી. સૂર્ય પૂર્ણ જોસમાં ઝળહળતો હોય ત્યારે અથવા સૂર્યનો ઉદય થતો હોય ત્યારે તારાઓનુ તેજ ટકી શકે ખરૂ ? આ બાબતમાં આપણો ભાઈ ધારીને તેની ઉપેક્ષા કરવી તે ઠીક લાગતું નથી શરીરમાં ઉત્પન્ન થયેલા વ્યાધિને ઉવેખી મૂકવાથી તે આપણને દુઃખી કર્યા વિના રહે ખરો ? માટે હવે તો દયાને એક બાજુએ મૂકીને જો આનો નાશ કરશું તોજ આપણા તેજની કિંમત થશે. દીવો પણ વાટ સંકોરવાથીજ દીપી નિકળે છે.' આ પ્રમાણે અંદર અંદર વિચાર

કરતાં તેઓ ધન્યકુમારનો નાશ કરવાની બાજી રચવા લાગ્યા.

તેમણે ગુપ્ત રાખવા માંગેલ આ વિચાર કાંઇક બુદ્ધિની પ્રગલ્ભતાથી તથા કાંઇક તેમના શરીરની ચેષ્ટાઓથી ધન્યકુમારના જાણવામાં આવી ગયો. બુદ્ધિશાળી માણસો પાતાળમાં રહેલા પાણીને પણ શું નથી જાણતા? કહ્યું છે કે—

आकारैरिङ्गितैर्गत्या, चेष्टया भाषणेन च ।
भ्रूनेत्राऽऽस्यविकारेण, लक्ष्यन्तेऽन्तर्गतं मनः ॥

'આકાર, નિશાની, ગતિ, ચેષ્ટા, ભાષણ, ભવાં, આંખ અને મોઢાના વિકારથી અંદરનું મન જાણી શકાય છે.' વળી કહ્યું છે કે—

उदीरितोऽर्थः पशुनाऽपि गृह्यते, हयाश्च नागाश्च वहन्ति नोदिताः ।
अनुक्तमप्यूहति पंडितो जनः, परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥

'ઉદીરિત અર્થને તો પશુઓ પણ સમજી શકે છે, હાથી ઘોડા પણ પ્રેરણા કરવાથી ચાલે છે; પરંતુ પંડિત માણસો તો કહેવામાં ન આવેલ વાતો પણ સમજી શકે છે, કેમકે બીજાની ચેષ્ટા વિગેરે જોઇને તેનું મન સમજી શકવાની શક્તિ તેનું નામજ બુદ્ધિ છે.'

ધન્યકુમારના ગુણોથી આકર્ષાયેલી તેની ભોજાઇઓએ પોતાના પતિ પાસેથી સાંભળેલ વાત ધન્યકુમારને એકાંતમાં કહી. વધારેમાં તે કહેવા લાગી કે—"હે દિયરજી! તમારે સાવધાનીથી રહેવું. અમારા સ્વામીઓ પોતાના ખરાબ સ્વભાવથી તથા અદેખાઇના દોષથી મૂઢ બની ગયા છે. કહ્યું છે કે—

सर्पः क्रूरः खलः क्रूरः, सर्पात् क्रूरतरः खलः ।
मन्त्रेण शाम्यते सर्पः, खलः केन न शाम्यते ॥

'સર્પ ક્રૂર છે, તેમજ ખળ માણસ પણ ક્રૂર છે, પરંતુ તે

બેમાં ખળ વધારે ક્રૂર છે, કારણકે સર્પ તો મંત્રથી પણ શાંત થાય છે, પરંતુ ખળ માણસને શાંત કરવાનો તો કોઈ ઉપાયજ નથી.' માટે તમારે તેમનો વિશ્વાસ કરવો નહિ.

ભાભીઓનું કહેવું સાંભળીને ધન્યકુમારે વિચાર્યું કે—' ધિક્કાર હો તેવા પુરૂષોને! કે જેઓ વિવેકરૂપી સરોવરમાં સાચું ખોટું સમજવાના ગુણમાં હંસ જેવા છતાં કળહથી દૂર રહેવાને બદલે પોતાના સગાં વ્હાલાંમાંજ ઉલટો કળહ પ્રદીપ્ત કરે છે. ગુણવાન્ હોવા છતાં મારા ત્રણે મોટા ભાઇઓ હું અહિં રહીશ ત્યાં સુધી મારી હાજરીરૂપ રોગથી સુખમાં રહી શકે તેમ લાગતુ નથી. કારણ ન હોય તો કાર્ય પણ ઉપસ્થિત ન થાય, માટે બધી રીતે જોતાં મારે હવે અહિં રહેવું યુક્ત નથી. કોઇ બીજા દેશમાં ચાલ્યો જાઉં. દેશાટનથી ચતુરાઇ પણ જરૂર વધશે. કહ્યું છે કે—

દેશાટનં પંડિતમિત્રતા ચ, વારાંગનારાજસભાપ્રવેશઃ
અનેકશાસ્ત્રાર્થવિલોકનં ચ, ચાતુર્યમૂલાનિ ભવન્તિ પઞ્ચ ॥૧॥
તેમજ--દૃશ્યતે વિવિધચરિતં, જ્ઞાયતે સજ્જનદુર્જનવિશેષઃ ।
આત્માનં ચ કલ્યતે, હિંડ્યતે તેન પૃથ્વ્યામ્[૧] ॥૨॥

' મુસાફરી, પંડિતો સાથે મિત્રતા, વેશ્યાનો પ્રસંગ, રાજ્યસભામાં પ્રવેશ તથા અનેક શાસ્ત્રોનું અવલોકન એ પાંચ વાના ચતુરાઇનાં મૂળ કારણો છે. (૧) દેશાટન કરવાથી ભાતભાતના ચરિત્રો જોવામાં આવે છે, સજ્જન દુર્જન માણસો વચ્ચેનો તફાવત સમજવામાં આવે છે, તેમજ આત્માની શક્તિ પણ ખીલે છે, માટે પૃથ્વી પર્યટન કરવું. (૨) કળામાં કુશળતા, ભાગ્ય,

૧ દીસઇ વિવિહચરિઅં, જાણિજ્જઇ સજ્જણ દુજ્જણ વિસેસો ।
અપ્પાણં ચ કલિજ્જઇ, હિંડિજ્જઇ તેણ પુહ્વીએ ॥

બળ તથા સ્થિરતા તથા બુદ્ધિનો વૈભવ એ પાંચેને માટે દેશાંતર એ એક કસોટી સ્થાન જેવું છે. ખરા ભાગ્યશાળી તો તે માણસોજ છે કે જેઓને મનને આહ્લાદિત કરે તેવા ખજાનાની માફક કૌતુકો પગલે પગલે જોવા મળે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'મનને દુઃખું કરી નાંખે તેવાં સંકટસ્થાનનો તો દૂરથીજ ત્યાગ કરવો.' નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

गजं हस्तसहस्रेण, शतहस्तेन वाजिनम् ।
शृंगिणं दशहस्तेन, देशत्यागेन दुर्जनम् ॥

'હાથીથી હજાર હાથ છેટે રહેવું, ઘોડાથી સો હાથ છેટે રહેવું, શીંગડાવાળા અન્ય જનાવરોથી દશ હાથ છેટા રહેવું, અને દુર્જનોથી પરદેશમાંજ ચાલ્યા જવુ.'

આ પ્રમાણે મનમાં વિચાર કરીને રાત્રિના માળા તરફ જવાને પક્ષી આતુર બની જાય તેવી રીતે દેશો જોવાને ધન્યકુમાર પણ આતુર બની ગયો.

આ સમયે તેમના એક સબંધી શેઠિયાને ઘરે મોટો ઉત્સવ હતો, તેથી તેના પિતા વિગેરે ઘરના માણસો આખો દિવસ ઉત્સવમાં ગુંથાયેલા હોવાથી, જવા આવવાની દોડાદોડ તથા કામની ધમાલથી થાક્યાપાક્યા રાત્રીના સુખેથી ઘોર નિદ્રામાં પડ્યા હતા. તેજ રાત્રીના જ્યારે બધા શહેરીઓ સુતા હતા ત્યારે ધન્યકુમાર નવકાર મહામંત્રનુ સ્મરણ કરતો ઘરની બહાર નીકળી માળવા તરફ ચાલી નીકળ્યો.

લક્ષ્મીને ક્રિડા કરવાને યોગ્ય સ્થળ જેવા માળવા દેશમાં ફરીને અનેક ગામડાં, શહેરો તથા વનો નિહાળતાં બપોર થતાં ધન્યકુમાર ભૂખ્યો થયો. આ સમયે એક ખેતરમાં તે ભૂખ્યો

ભૂખ્યો એક વડલાના ઝાડ નીચે આરામ લેવા બેઠો. તે ખેતરમાં એક ખેડુત ખેતી કરતો હતો. તે દિવસ કોઇ પર્વણીનો હોવાથી તે ખેડુતની સ્ત્રી ચોખા, દાળ અને લાપસી વિગેરે મિષ્ટાન્ન લઇને આવી. ભૂખ તથા તૃષાથી કરમાઇ ગયેલ, સુન્દર આકૃતિવાળા ધન્યકુમારને જોઇને તે ખેડુતે વિચાર્યું કે—'અહો ! આ સુંદર આકૃતિવાળો કોઈ સત્ય પુરૂષ જણાય છે. તાપથી કંટાળેલો તે અહિં આરામ લે છે; ચાલ તેને ભોજન માટે આમંત્રણ કરૂં.' આ પ્રમાણે વિચારી ધન્યકુમાર પાસે આવી તેણે તેને આદર સહિત ભોજન માટે નિમંત્રણ કર્યું. શૂરવીર ધન્યકુમારે તે સાંભળીને કહ્યું કે—'ભાઇ ! તું મારા મનની વાત સમજી ગયો તે તો ખરૂં, પરંતુ હું મારે હાથે કમાયેલ ચીજોનોજ ઉપભોગ કરૂં છું. સિંહ તથા સત્પુરૂષ બીજાની કમાણીનું ભોજન લેતા નથી. માટે જો તારી આજ્ઞા હોય તો હું થોડી વાર તારૂં ખેતર ખેડું, પછી તું જે ખાવા આપીશ તે હું અમૃત સમાન ગણીને સ્વીકારીશ, કારણ કે સારા વંશમાં ઉત્પન્ન થયેલ માણસ માટે પોતાના હાથની કમાણીજ ગૌરવ તથા માન આપનારી છે' ધન્યકુમારની આ પ્રમાણેની વાત સાંભળીને ખેડુતે કહ્યું કે-'હે સજ્જન ! જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો.'

ખેડુતનો આ પ્રમાણે હુકમ મેળવીને ધન્યકુમાર પોતે ઉઠીને જેવો હળ ખેંચવા ગયો તેવો જમીનમાં રહેલ એક પત્થર ભાંગી જવાથી જમીનમાં દાટેલ અસંખ્ય ધનનો ચરૂ નિકળી આવ્યો. ભાગ્યશાળીને ઇચ્છા અનિચ્છાએ પણ લક્ષ્મી પોતાની મેળેજ આવીને ભેટે છે. માટેજ કહ્યું છે કેઃ—

निरीहस्य निधानानि, प्रकाशयति काश्यपी ।

**बालकस्य निजांगानि, न गोपयति कामिनी ॥**

'જેવી રીતે બાળકો પાસે સ્ત્રીઓ પોતાના અંગો છુપાવતી નથી, તેવી રીતે લોભ વિનાના પુરૂષની પાસે પૃથ્વી ખજાનો છુપાવતી નથી–પ્રગટ કરે છે.'

સોનાથી ભરેલો તે ખજાનો જોઈને ઉદાર ચિત્તવાળા ધન્યકુમારે તરતજ તે કાઢીને ખેડુતને સોંપ્યો. ખેડુતે કહ્યું કે–'હે સજ્જન પુરૂષ! તમે ભાગ્યશાળી હોવાથીજ આ અપરિમિત ખજાનો પ્રગટ થયો છે, માટે તેનો તમેજ સ્વીકાર કરો.' ધન્યકુમારે કહ્યું કે–'ભાઇ'! પારકું ધન કદિ ન લેવાનો મેં નિયમ કર્યો છે. આ જમીન તમારી છે, માટે જેમ યોગ્ય લાગે તેમ તેની વ્યવસ્થા કરવાને તમેજ મુખતિયાર છો.' આ કથનથી બહુજ આશ્ચર્ય પામી, ભક્તિથી ભરપૂર હૃદયે તે ખેડુતે ધન્યકુમારને કહ્યુ કે–'હે ભાગ્યશાળી ! અનર્ગળ ધન આપીને આજે તમે મારી ગરીબાઇનો નાશ કર્યો છે, હવે ભોજન તો સ્વીકારો.' પછી તેના ઘણા આગ્રહથી ધન્યકુમારે તેની સ્ત્રીએ લાવેલ ભોજન કરી તેની રજા લીધી, અને આગળ ચાલી નીકળ્યો. 'દુનિયાનુ ભલુ કરનાર સજ્જન પુરૂષો સૂર્યની માફક કદિ પણ એક સ્થળે રહેતાં નથી.'

ધન્યકુમાર ગયા પછી ખેડુત વિચારવા લાગ્યો કે–'ધન્યકુમાર જેવા સારા માણસ પાસેથી મેળવેલુ ધન જો હું નિઃશંકપણે ભોગવીશ તો ઇર્ષ્યાળુ તથા પારકાનું ઘર ભાંગવામાં રાજી રહેનારા માણસો જાતજાતની વાતો કરશે. અરસપરસ વાત કરતાં તે લોકોની વાત વાયુવેગે રાજા સુધી પણ પહોંચ્યા વગર રહેશે નહિ, વળી રાજા પણ કાચા કાનના હોવાથી તે લોકોની વાત સાચી માની મને કેદમાં નાંખી આ સર્વ ધન કદાચ લઈ પણ લેશે,

અને હું નકામો દુઃખી થઇ જઈશ માટે પહેલાંથીજ બનેલ બીના રાજાને જણાવું અને પછીજ તેના હુકમ પ્રમાણે કરૂં કે જેથી ભવિષ્યમાં આરામ રહે.'

આ પ્રમાણે વિચાર કરી તે ખેડુતે રાજા પાસે જઇને બનેલ સર્વ બીના કહી બતાવી ખેડુતની વાત સાંભળીને રાજા આશ્ચર્ય-ચકિત થઇ જઇ તેને કહેવા લાગ્યો કે—'ભાઇ! ખેતરમાંથી ખજાનો નીકળ્યો તેમાં કાંઇ નવાઇ જેવુ નથી, કારણ કે પૃથ્વીમાં પગલે પગલે ચરૂઓ દાટેલા હોય છે. પરંતુ આવડો ખજાનો મેળવી તે આવી રીતે છોડી દે તે નો ભારે આશ્ચર્યની વાત છે. પૃથ્વીને રત્નગર્ભા કહેવામાં આવે છે તે આવા સત્પુરૂષોથીજ સત્ય માની શકાય છે ખરેખર, તારા સદ્‌ભાગ્ય કે આવા માણસના તને દર્શન થયાં, તેમજ તેમની મેમાનગતિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તેણે આપેલ પ્રસાદ તને મળ્યો, તેથી પણ તને ધન્ય છે. જો તેની જેવા શ્રેષ્ઠ માણસે આ ખજાનો તને અર્પણ કર્યો તો પછી હુ પણ તે તનેજ આપુ છુ. એવા મોટા માણસોનો હુકમ કોઇ પાછો ફેરવે ખરા કે ? પરંતુ તે મહાપુરૂષનુ નામ પ્રખ્યાત થાય તેમ તારે કરવું.' આ પ્રમાણે રાજાનો હુકમ મેળવી તે ખેડુતે ધન્યકુમારની કીર્તિ ફેલાવવાને તે ખેતરની આસપાસ એક ગામ વસાવી તે ગામનુ નામ ધન્ય પાડ્યુ અને તે સમાચાર રાજાને જણાવ્યા. રાજાએ તે ગામની માલેકી તે ખેડુતને આપી. પછી તે ખેડુત રાજાએ આપેલ ગ્રામાધિપપણું પામીને સુખ મ્હાણતો સતો ધન્યકુમારના ઉપકારને સદા સર્વદા સંભારવા લાગ્યો.

આ બાજુ ધન્યકુમાર આગળ ચાલતાંઅને અનેક શહેરો, વનો નિહાળતાં તાપને અંતે હંસ જેમ માનસ સરોવર તરફ જાય

તેમ દિવસ આથમવાને સમયે એક ગામ પાસે આવી પહોંચ્યો. સાંજને સમયે નદીને તીરે નિશ્ચિંત મને રેતીને હાથવડે સરખી કરીને જાણે ભોગ ભોગવવાને યોગ્ય પલંગ હોય તેમ તેના ઉપર નિઃશંકપણે બેઠો. પછી ધન્યકુમાર પોતાના હૃદયમાં શ્રી સિદ્ધચક્રરૂપ કમળનું સ્થાપન કરી અનાવૃત્તિ પૂર્વક અરિહંતાદિપદનું મનમાં ધ્યાન ધરી એક પહોર સુધી જાપ કરીને, ચોરાશી લાખ જીવાયોનિમાંહે રહેલા જીવોને ખમાવી, અઢારે પાપસ્થાનક વોસિરાવી, ચાર શરણોનો સ્વીકાર કરી, શુભ ભાવના ભાવતો સુખે નિદ્રાધીન થયો. પછી એક પહોર રાત બાકી રહેતાં તે પંચ પરમેષ્ઠિને સંભારતો ઉઠ્યો. 'ઉત્તમ માણસોને નિદ્રા, કળહ, આહાર, ક્રોધ તથા કામ એ પાંચે દોષો બહુજ મંદ હોય છે.'

આ સમયે શુભસૂચક શિયાળનો શબ્દ ધન્યકુમારના સાંભળવામાં આવ્યો. 'પુણ્યશાળી મનુષ્યોને પ્રાયે શુકનો શુભ તથા અનુકૂળજ થાય છે.' ધન્યકુમારે એ શબ્દ સાંભળી, શુકન શાસ્ત્રનો વિચાર કરીને નિશ્ચય કર્યો કે—'દિવસના દુર્ગા પક્ષીના શબ્દનું તથા રાત્રિના શિયાળના શબ્દનું ફળ મળ્યા વગર રહેતુંજ નથી' તે તીવ્ર બુદ્ધિથી આ પ્રમાણે વિચાર કરતો હતો તેવામાં શિયાળણી બોલી કે—' જો કોઈ ડાહ્યો પુરૂષ આ નદીના પ્રવાહમાં તણાતું શબ ખેંચી કાઢી તેની કેડે બાંધેલ રત્નો લે અને શબ મને ભક્ષણ કરવા આપે તો બહુ ઠીક થાય.' શિયાળના શબ્દોનો અર્થ વિચારી ધન્યકુમાર તરતજ ત્યાંથી ઉભો થયો અને શિયાળના શબ્દને અનુસરતો તે નદીકિનારે ગયો. 'ધનાર્થી, ભોજનાર્થી તથા કૌતુક જોવાની ઇચ્છાવાળા માણસોએ આળસ રાખવું એ મૂર્ખાઇ છે' નદીકિનારે જઇને જોતાં તેના પુણ્યથી ખેંચાઈ

આવેલ નદીના પ્રવાહમાં તણાતું શબ તેણે જોયુ. પ્રવાહમાંથી તેને ખેંચી કાઢી કેડેથી રત્નો લઇને શબ તેણે શિયાળણીને આપી દીધું. 'શુકનને અનુસરવાથી ફાયદોજ થાય છે.' પછી સુવાને સ્થળે જઇને બાકીની રાત તેણે દેવગુરૂની સ્તવના કરવામાં પસાર કરી. સવાર થતાં આગળ ચાલી નીકળ્યો. અનુક્રમે ફરતાં ફરતાં સંસારની માફક દુર્ગમ વિંધ્યાદ્રિ ઓળંગી મુનિ જેમ મોક્ષમાં પહોંચે તેમ ધન્યકુમાર ઉજ્જયિની નગરીએ પહોંચ્યો.

આ સમયે ઉજ્જયિનીમાં પ્રદ્યોત નામનો રાજા રાજ્ય કરતો હતો તેના તાબામાં સોળ મોટા સામંત રાજાઓ હતા. તે તરવાર ગ્રહણ કરતા કે તરતજ તેના શત્રુઓ થરથર કંપતા હતા. તે રાજા બુદ્ધિમાં અભયકુમાર જેવા મંત્રીની પોતાને માથેથી રાજ્યનો ભાર હલકો કરવાની ઇચ્છાએ શોધમાં હતો, તેની પરીક્ષા માટે તેણે ડાંડી ટીપાવીને જાહેર કર્યું હતું કે—'જે બુદ્ધિશાળી માણસ સમુદ્ર નામના ગામની બહારના સરોવરની વચ્ચે આવેલા થાંભલાને કિનારે ઉભા ઉભા દોરડાની ગાંઠથી બાંધી દેશે તેને રાજા મંત્રીપદ આપશે.' આ વાત સાંભળીને ઘણા લોકો તે થાંભલાને બાંધવાનો ઉપાય ચિંતવવા લાગ્યા. પરંતુ કોઇની બુદ્ધિ ચાલી શકી નહિ.

આ વાત બની હતી તેવે સમયે ધન્યકુમાર ત્યાં આવ્યો. તેણે ઉદ્‌ઘોષણાનું નિવારણ કરીને થાંભલાને બાંધવાનું કબુલ કર્યું. રાજપુરૂષોએ રાજસભામાં પધારવાનું આમંત્રણ કરવાથી નિર્મળ બુદ્ધિવાળા ધન્યકુમારે સેવકો સાથે રાજા પાસે જઈને નમસ્કાર કર્યો. રાજાએ પણ તેનું રૂપ તથા તેજ જોઈને વિચાર કર્યો કે— 'ચોક્કસ આ ઉત્તમ પુરૂષ મારો હુકમ બજાવશે તેમ લાગે છે. મારો કરેલ પ્રયાસ ફળીભૂત થવાનો સંભવ લાગે છે.' આમ વિચારી

રાજા ધન્યકુમારને કહેવા લાગ્યો કે–'હે બુદ્ધિશાળી! મારી ઈચ્છા પાર પાડી તમારી બુદ્ધિનુ ફળ તમે મેળવો, તેમજ લોકોની જીજ્ઞાસા તૃપ્ત કરો.'

પછી રાજા તથા પ્રજાજન સહિત ધન્યકુમાર જેના કિનારા ઉપર ઘણા સાગના વૃક્ષો રહેલા છે એવા સરોવરના તીરે જઈ પહોંચ્યો. ત્યાં બુદ્ધિશાળી ધન્યકુમારે કિનારે રહેલ સાગના વૃક્ષની સાથે દોરડાનો એક છેડો બાંધ્યો અને બીજા છેડાને હાથમાં રાખીને આખા સરોવરની પાળ ફરતો ફર્યો. પછી ઝાડ સાથે બાંધેલો છેડો છોડી તેનો આગળીઓ કરી તેમાં બીજો છેડો પરોવ્યો. પછી ગાળીઓ છુટો મૂકી તેમાં પરોવેલો છેડો ખેંચવા માંડ્યો, એટલે ગાળીઓ પાણીમાં પડ્યો. પછી જેમ જેમ બીજો છેડો ખેંચતો ગયો તેમ તેમ ગાળીઓ થાંભલા નજીક જતો ગયો. એમ કરતાં કરતાં ગાળીયાની ગાંઠ થાંભલા નજીક પહોંચી ગઈ અને થાંભલા સાથે બંધાણી. આ પ્રમાણે થાંભલે ગાંઠ બાંધીને તેણે રાજાના હુકમનો અમલ કરી દીધો

આ પ્રમાણેની તેની કળા જોઇને રાજા તથા શહેરીઓ તેના ગુણરૂપી દોરડાથી બંધાઇ જઇ તેની પ્રશંસા કરવા લાગ્યા કે–'અહો કેવી આની બુદ્ધિ ! કેવો પ્રભાવ ! ન જોયેલ, ન સાંભળેલ, ન બનેલ કામ ધન્યકુમારે આજે કર્યું છે.' પછી માણસો જેમ પ્રભાતમાં સૂર્યને અર્ધ્ય આપે છે તેમ તેના ગુણથી પ્રસન્ન થયેલા રાજાએ ધન્યકુમારને મંત્રીપદ આપ્યું. અજવાળીયું આવતાં ચંદ્રમા જેમ પૃથ્વીને પોતાના તેજથી ઝળહળાવી મૂકે છે તેવી રીતે ધન્યકુમાર રાજાનો પ્રસાદ પ્રાપ્ત થતાં સમસ્ત જગતને પોતાની નીતિથી દીપાવવા લાગ્યો. એ રીતે ધન્યકુમાર હમેશાં વધારે ને

વધારે કીર્તિ તથા ધન મેળવતા ગયા અને મંત્રી તરીકેની પોતાની ફરજો પણ બજાવતા ગયા.

એક દિવસ પોતાના મહેલની અટારીમાં ઉભા ઉભા તે બજારનું ઐશ્વર્ય નિહાળતા હતા, તેવામાં અમાસના ચંદ્રની માફક દુર્દૈવથી હણાયેલા, ધનહીન, દીન દશાએ પહોંચેલા તથા ભૂખ તરસથી હેરાન થયેલા કુટુંબ સાથે પોતાના પિતાને ત્યાં ભમતાં તેણે જોયા તેમને જોઇ આશ્ચર્ય પામી તેણે વિચાર્યું કે–'ખરેખર! કર્મની ગતિ વિચિત્ર છે. કારણકે કરોડો સુવર્ણ યુક્ત ઘર છોડીને હજુ તો થોડા સમય અગાઉજ હું અહિં આવ્યો છું, તે સર્વ દ્રવ્ય આટલા દિવસમાં કઈ રીતે નાશ પામ્યું કે જેથી આવી દશાએ પહોંચેલા મ્હારા કુટુંબને હું પ્રત્યક્ષ જોઉં છું? કર્મથી કોઇ છુટી શકતુ નથી એ ચોક્કસ લાગે છે. કહ્યુ છે કે—

अघटितघटानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति, यानि पुमान् नैव चिन्तयति ॥

'ન ધારેલ, ન વિચારેલ વાતો વિધિ બનાવે છે, અને સારી રીતે ગોઠવી રાખેલ બાજીને છિન્નભિન્ન કરી નાંખે છે. આ સર્વ નસીબનાજ ખેલો છે. મનુષ્યનો વિચાર તેમાં કાંઇજ કામ લાગતો નથી. કેમકે વિધિ એવું કરે છે, કે જે મનુષ્યના ચિંતવનમાં પણ આવી શકતુ નથી.'

આ પ્રમાણે વિચારી પોતાના કુટુંબને આદરપૂર્વક ઘરે લાવી પિતા તથા ભાઇઓને નમસ્કાર કરી સ્નાનની, વસ્ત્રની તથા ખાવાની સર્વ સગવડ કરી આપી. યોગ્ય સમય મળતાં તેણે પૂછ્યું કે–'પિતાજી! ધન, કીર્તિ તથા આરોગ્યયુક્ત આપની આવી દશા કેવી રીતે થઇ? તે મને કહો.' ધનસારે કહ્યું કે–" વત્સ!

જૈન શાસ્ત્રોનો જાણકાર હોવા છતાં વૈભવ તથા ધનના નાશ સંબંધી પ્રશ્ન કેમ પૂછે છે? લક્ષ્મી વિગેરે વૈભવ કાંઈ મ્હારા મેળવ્યા મળ્યા ન હોતા, તેથી મારે આધીન ન હોતા, તે તો કર્મના ઉદયથી મળ્યા હતા, એટલે તેને આધીન હતા. કર્મનો ઉદય બે પ્રકારનો હોય છે. પુણ્યોદય તથા પાપોદય. જ્યારે પુણ્ય ઉદયમાં આવે છે ત્યારે ઇચ્છાએ તેમજ અનિચ્છાએ પણ ધનસંપત્તિથી ઘર ભરાઇ જાય છે. તેમજ જયારે પાપ ઉદયમાં આવે છે ત્યારે સારી રીતે સંચી રાખેલુ તથા સાચવેલું હોવા છતાં પણ ધન અને સંપત્તિ નાશ પામે છે. માટેજ કહ્યું છે કે,—

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥

'કરોડો કલ્પો (વર્ષો) જતાં પણ કરેલ કર્મોનો નાશ થતોજ નથી; શુભ તથા અશુભ કર્મ ભોગવ્યેજ છુટકો થાય છે.' આમ હોવાથી પહેલાં પુણ્યના ઉદયને લીધે બધું અનુકૂળ થતું હતું, પછી પાપ ઉદયમાં આવતાં સર્વ નાશ પામ્યું છે. વધારે શું કહું? સ્ત્રી પુત્રાદિ પરિવારમાં એક પણ જો ભાગ્યશાળી હોય તો તેના પુણ્યે આખુ કુટુંબ સુખ અનુભવે છે, અને તે ચાલી જતાં પાછું તેજ કુટુંબ દુખી થઇ જાય છે. આ પ્રમાણે શાસ્ત્રમાં કહેલ વાત મેં તો પ્રત્યક્ષ અનુભવી છે, કારણ કે વત્સ ! કળાવાન તથા ભાગ્યશાળી તું ઘરમાંથી ગયો કે પછી થોડા સમયમાંજ કોઈ એક ચાડિયા માણસના ઉશ્કેરવાથી રાજાએ પ્રતિકૂળ બની જઈ અમને કેદમાં પૂરી ભારે દંડ કરી બધું ધન લઈ લીધું. કાંઇક ધન ચોરો ચોરી ગયા, કાંઇક આગમાં સળગી ગયુ, કાંઇક પૈસા આવડત વગરના વ્યાપારમાં અવળા કર્યા, જમીનમાં દાટેલ

ખજાનાઓ દુષ્ટ દેવતાઓ હરી જવાથી માટીરૂપ બની ગયા, છેવટે એવી સ્થિતિ આવી પહોંચી કે આવતી કાલે શું ખાવું તેના પણ સાંસા પડવા લાગ્યા. ઘરમાં એક પણ દિવસનું અનાજ રહ્યું નહિ. આમ બનતાં કૃષ્ણપક્ષના ચંદ્રની માફક કળા રહિત એવા અમે સર્વે હે ભાઇ ! ભારે કષ્ટ સહન કરી તને શોધવા નીકળ્યા. આગલા જન્મના કોઇ મહાભાગ્યના ઉદયે આજ તારા દર્શન થયા. તારા દર્શનથી તથા તારો અભ્યુદય જોવાથી મારૂં સર્વ દુઃખ નાશ પામ્યું છે, અને મારૂ હૃદય આનંદથી ઉભરાઇ જાય છે.'

પિતાનું આ પ્રમાણેનું કથન સાંભળી ધન્યકુમાર વિનય પૂર્વક બોલ્યો કે–' હે તાત ! મારા મહાભાગ્યનો ઉદય થયો કે જેથી આજે આપના ચરણકમળના મને દર્શન થયા. રાજ્યમાન વિગેરેનું સાચું ફળ આજ મને મળ્યું. આજથી દુઃખની વાતો ભૂલી જઇને સુખ તથા આનંદથી રહો. હુ તો આપનો હુકમ ઉઠાવનાર સેવક બનવાને યોગ્ય છુ. આપે હવે બીલકુલ ચિંતા કરવી નહિ.' આવીજ રીતે માતા, મોટા ભાઇઓ તથા ભોજાઇઓને સંતોષી, ધન્યકુમારે વસ્ત્ર, પૈસા તથા અલંકાર વિગેરે આપ્યા. સજ્જનોની આ રીતિ ખરેખર યુક્તિયુક્ત છે. જેવી રીતે શુકલ પક્ષનો ચંદ્રમા શોભાને પામ્યો સતો કુમુદને પણ શોભાવે છે, (વિકસ્વર કરે છે) તેવી રીતે સર્વને અંતરથી ચાહતો ધન્યકુમાર આખા કુટુંબને વિવિધ સુખોથી પોષવા લાગ્યો; પરંતુ અંધકારની માફક તામસ પ્રકૃતિવાળા મોટા ભાઇઓથી સૂર્ય સમાન પ્રકાશવાળા ધન્યકુમારની કીર્તિ સહન થઇ શકી નહિ. ખરી વાત છે કે–'તામસી પ્રકૃતિવાળા માણસો દિવસથી બ્હીતા અંધકારની

જેમ પારકાનુ તેજ સહન કરી શકતા નથી.'

એકદા ધન્યકુમાર રાજ્યસભામાં જઇ રાજ્યનુ સર્વ કામ કરી રાજાની રજા મળતાં સુખાસનમાં બેસી ઘરે આવતો હતો. તેની આસપાસ જાતજાતના ઘોડા, હાથી, પાયદળ વિગેરે ચાલતા હતા. જુદા જુદા દેશના ભાટચારણો અનેક પ્રકારના ગીતોથી તેની સ્તુતિ કરતા હતા, તેમજ આગળ ઢોલ શરણાઇ વિગેરે વાજીત્રો વાગી રહ્યા હતા. બજારમાં ધન્યકુમારની સ્તુતિ કરતાં લોકો કહેતા હતા કે–'જુઓ ! મનુષ્ય ભવમાં પણ ધન્યકુમારમાં કેવું દેવતા જેવુ તેજ છે ! ઉદારતા, ધૈર્ય, ગાંભીર્ય, શૂરવીરતા, રૂપ વિગેરે ગુણોમાં આને પહોંચી શકે તેવું દુનિયામાં કોઇ દેખાતું નથી. પારકાનું ભલુ કરવાની વૃત્તિ, ગરીબ અપંગનો ઉદ્ધાર કરવાની ઇચ્છા, પોતાના કુટુંબને પોષવાની બુદ્ધિ, કોઇ ઇષ્ટ અનિષ્ટ ગમે તેવું બોલે તે સહન કરી જવાની વૃત્તિ વિગેરે ગુણોથી યુક્ત હોવાથી ચાર ભાઈઓમાં સર્વથી નાનો છતાં તે મોટો હોય એમ લાગે છે.' તે વખતે માણસોના ટોળામાંથી એક જણ બહાર આવીને બોલી ઉઠ્યો કે–'ભાઇ ! ગુણવાન માણસોની ઉમ્મર જાણવાની શી જરૂર હોય ? કિંપાકના ફળ જેવા મોટા ભાઇઓ પુણ્યના ભડાર ધન્ય-કુમારના પ્રતાપેજ ઇચ્છિત સુખ ભોગવે છે. જ્યારે પ્રથમ અહિં તેઓ આવ્યા ત્યારે ભિખારીથી પણ વધારે કંગાળ હાલતમાં શુ આપણે તેને જોયા નહોતા ? હવે તો અભિમાનથી છલકાઇ જઇને તથા મોઢા ઉપર તિરસ્કાર તથા કટાક્ષની છાયા લાવીને સામી સલામ કરવા જેટલો વિવેક પણ તેઓમાં રહ્યો નથી. પરંતુ તેમાં શુ વળ્યું ? તેમની વક્રતા ગુણના ભડાર ધન્યકુમારના પ્રભાવેજ તેઓ ટકાવી શકયા છે; તેમાં કાંઇ તેમનો પ્રભાવ ઓછોજ છે.'

અહીં ત્રણે મોટા ભાઇઓ ધન્યકુમારના ગુણોનું વર્ણન સાંભળીને યવાસક[1] વૃક્ષની પેઠે બળતાં (સુકાતાં) લોભને વશ થઇ પિતા પાસે આવીને કહેવા લાગ્યા કે–'પિતાજી ! અમે સર્વ જુદા થવા માગીએ છીએ. આજથી અમે ધન્યકુમારની સાથે રહેવા ઇચ્છતા નથી, માટે અમને અમારો ભાગ વહેંચી આપો.' ધનસાર તેમનાં વચનો સાંભળીને જરા હસીને કહેવા લાગ્યો કે–'પુત્રો ! તમે ધન લેવા નીકળ્યા છો, પરંતુ વિચાર કર્યો કે–ધન્યકુમારને મેં આપ્યું છે શું કે જે લેવાને તમે આટલા આતુર બની ગયા છો ? વળી આપણા ગામમાંથી અતિશય ગરીબ થઇ જવાથી એક પોતડી ભેર નીકળી અત્રે આવ્યાં અને સજ્જનતા, વિવેક, ગૌરવ, કુદરતી પ્રેમ વિગેરે ગુણોથી તમારા દોષો ભૂલી જઇને ધન્યકુમારે ઇચ્છાનુસાર ધન તથા કપડાંઓથી તમારો સત્કાર કર્યો તે બધા દિવસો ભૂલી ગયા ?' પિતાને મુખેથી આવા શબ્દો સાંભળીને સૌજન્યતાના દુશ્મન તે મોટા છોકરાઓ ઘુવડની માફક કઠોર વચનથી કહેવા લાગ્યા કે–'પિતાજી ! તમે તો દૃષ્ટિરાગથી અંધ બની ગયા છો, તેથી તેનો કાંઇ પણ દોષ જોઇ શકતા નથી અને તેને ગુણનો ભંડારજ સમજો છો. તે જે કાંઈ કરે છે તે બધુ તમારા મનથી સારૂ જ જણાય છે; પરંતુ તેના ખરા કર્તુક તો અમેજ જાણીએ છીએ. સ્નેહથી શૂન્ય ધન્યકુમાર નાસતી વખતે ચોરની માફક બહુ રત્નો લઇ ગયો હતો. અહિં આવીને તે ધનથી રાજ્યાધિકારીઓને લાંચ આપીને મોટી પદવી મેળવી બેઠો છે. લક્ષ્મીથી શું નથી બની શકતુ ? બધા ગુણો સોનાને આશ્રયીનેજ રહે છે. લક્ષ્મી હોવાથીજ ક્ષારપણાથી પીવાને અયોગ્ય પાણીવાળા સમુદ્રને પણ લોકો રત્નાકર તરીકે સંબોધે છે. બાપુ ! આપ આડાઇ

૧ જવાસાનું વૃક્ષ.

મૂકીને અમને અમારે લક્ષ્મીનો ભાગ આપી દ્યો.'

સત્ત્વવાળો ધન્યકુમાર આ પ્રમાણેના પિતા પુત્રના કળહનુ મૂળ કારણ પોતાને સમજી લક્ષ્મીથી ભરેલ ઘર છોડીને ત્યાંથી નીકળી પડ્યો. પ્રયાણસમયે સારા શુકનો, પક્ષીઓના સ્વરો, સારા શબ્દો તથા શુભ ચેષ્ટા વિગેરેથી ઉત્સાહિત બની તેને વધાવી લઇને તે મગધદેશ તરફ ચાલી નીકળ્યો. જુદા જુદા ગામ, નગર, વન, વાડી વિગેરે જોતો અને સિંહની માફક એકલો વિહરતો તે નિર્ભયપણે આગળ ચાલ્યો.

આગળ જતાં ગંગાતીરે અશોક વૃક્ષની નીચે શાન્ત તથા નિગ્રહ કરેલ ઇંદ્રિયવાળા, સર્વ ગુણોના ભંડાર, ધર્મની ખાણ જેવા તથા અદ્ભૂત રૂપવાળા બે મુનિઓને તેણે જોયા. ચંદ્રોદય વખતે ચકોરને, મેઘને જોતાં જેમ મોરને અને સ્વામીના દર્શન થતાં જેમ સતી સ્ત્રીને આનંદ થાય છે તેમ હર્ષથી ભરપૂર હૃદયવાળો ધન્યકુમાર ચિંતવવા લાગ્યો કે—'અહો ! મારા ભાગ્ય હજુ તપે છે કે જેથી આવા ઘોર વનની અંદર કે જ્યાં મનુષ્યો આવે પણ નહિ ત્યાં અણચિંતવ્યા ચિંતારત્નથી પણ અધિક એવા મુનિરાજના મને દર્શન થયા. આજનો દિવસ સફળ થયો. આજે કોઈ શુભ શુકન થયા હશે કે જેથી ઉન્હાળાની ગરમીમાં તૃષાતુર થયેલા મુસાફરને જેમ માનસ સરોવર મળે તેમ મને મુનિનો મેળાપ થયો. મારાં ધન્ય ભાગ્ય કે જેથી આભવ તથા પરભવની દ્રવ્ય તથા ભાવરૂપ તૃષા છીપાવનાર મુનીશ્વરનો યોગ મને પ્રાપ્ત થયો.' આ પ્રમાણે વિચારતાં રોમાંચિત થયેલો ધન્યકુમાર પાંચ અભિગમ જાળવવા પૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઈ, પંચાંગ પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યો કે—' હે મુનીશ્વર ! આપના દર્શન

થવાથી મને યુગપ્રધાન ગૌતમ, સૌધર્મ, જમ્બૂ, પ્રભવ, સય્ય - ભવ વિગેરે સર્વના દર્શન થયા એમ હુ માનું છું. વળી હે મુનિરાજ ! આપે ક્રોધને જીત્યો છે, માનને હઠાવી દીધું છે. શી આપની સરલતા ! શો મૂર્તિમાન્ તપ ! આજ મારો જન્મ કૃતાર્થ થયો, એમ હું માનુ છુ.'

આ પ્રમાણે સ્તુતિ કરી સયમ તથા શરીરની કુશળતા પૂછી ધન્યકુમાર મુનિની સામે અવગ્રહ જાળવીને બેઠો. મુનિ પણ ધન્યકુમારને ધર્મ સાંભળવાની ઈચ્છાવાળો જોઈ જૈન આગમનું કઈક રહસ્ય સમજાવવા માટે કહેવા લાગ્યા કે–'હે ભવ્ય ! આ અગાધ સસારસમુદ્રમાં જીવો મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગ-તે ચાર કારણોથી કર્મો બાંધી તેના ઉદયથી જુદી જુદી જાતિ, કુળ, સ્થાન તથા યોનિમાં ઉત્પન્ન થયાજ કરે છે તેઓને માથે હર-હમેશ જન્મ, જરા. વ્યાધિ તથા મરણનાં દુ:ખો ઉભાંજ રહે છે. ત્યાં મોહરાજાનુ કુરાજ્ય ચલાવનાર મિથ્યાદર્શન નામનો તેનો મત્રી બધા જીવોને પોતાની આજ્ઞામાં રાખવાને માટે અવિરતિ, યોગ, કષાય તથા વિપર્યાસ રૂપી મદિરા પાઇ, મીઠી વાતો કરીને ઉન્મત્ત બનાવે છે. તેઓ ઉન્મત્ત બનીને દેવ, ગુરૂ, ધર્મ, હિત, અહિત, કૃત્ય, અકૃત્ય, પોતાનુ, પારકું, આલોક, પરલોક વિગેરેમાંથી કાંઇ પણ જાણવા ઈચ્છતા નથી. કેવળ આહાર, નિદ્રા, ભય તથા મૈથુન સંજ્ઞામાં આસક્ત બની સસાર વધારે છે. હવે જે વિષયો છે તે કષાયની સહાયતાથી મનુષ્યો પાસે શુ શુ કુકર્મ કરાવતા નથી ? એનાથી સસારી જીવો જન્મથીજ કોઈના શિખવાડ્યા સિવાયજ પોતપોતાની શક્તિ અનુસાર વિષયોમાં આસક્ત બની જાય છે. આગમમાં વિષયને વિષ (ઝેર) કરતાં પણ ખરાબ કહેલ છે —

विषयाणां विषाणां च, दृश्यते महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि ॥

"વિષય અને વિષમાં ઘણો ફેર છે, કારણ કે વિષ તો તેના ખાનારનેજ અસર કરે છે (મારે છે,) પરંતુ વિષયો તો સ્મરણ કરનારને પણ અસર કરવાને (મારવાને) પૂરતા શકિતવાન છે." વિષયમાં વિષ કરતાં ફક્ત એકજ અક્ષર વધારે છે, પરંતુ તે કેવી ખરાબ અસર કરે છે ! જે રસનેદ્રિયને આસકત છે, તેઓ વધારેમાં વધારે નવ આંગળની જીભલડીને તૃપ્ત કરવાને માટે નિર્દયપણે એકેંદ્રિયથી પંચેદ્રિય સુધીના સર્વ જીવોની હિંસા કરે છે, જેથી કરીને તન્દુલમત્સ્યની માફક અન્તર્મુહૂર્તમાં મરીને સાતમી નરક સુધી જાય છે અને રાજગૃહીના લોકો ઉજાણી ગયે સતે પોતાના દુષ્કર્મના ઉદયથી કાંઇ પણ નહી પામતા દ્રમકની જેમ ઈચ્છા પૂરી થયા સિવાય દુર્ગતિમાં જઇને ભારે કર્મના ફળો અનુભવતા સતા સંસાર પરિભ્રમણ કરે છે. ચક્ષુ ઇંદ્રિયને આસક્ત પુરૂષો અનુકૂળ અથવા પ્રતિકૂળ રૂપ રંગ મળતાં અથવા ન મળતાં પ્રબળ રાગદ્વેષમાં પડી જઇને ઉત્કૃષ્ટ સ્થિતિ અને રસવાળાં કર્મોનું બન્ધન કરીને અનન્ત ભવના ફેરામાં પડે છે. શ્રોત્રેદ્રિયને આસકત જીવો શ્રવણનેજ સુખ તથા દુઃખ આપે તેવા શબ્દ માત્ર સાંભળવાથી જેમ ભાટે કહેલ ઉત્તમ કુળ તથા જાતિનુ વર્ણન સાંભળીને સંગ્રામમાં સુભટો માથાં કપાવે છે, તેમ હેરાન થાય છે; અને સનત્કુમારાદિની જેમ દુર્ગતિરૂપી કુવામાં પડીને કલેશને પામે છે. કઇક જીવો અનુકૂળ ગન્ધ પ્રાપ્ત કરવા માટે દુષ્કર્મ આચરે છે, અને મળથી મલીન થયેલા મુનિનો તિરસ્કાર કરવાથી દુર્ગન્ધા રાજપત્નીની જેમ દુઃખ પામે છે, તથા સુગન્ધીમાં

આસક્ત ભમરાની માફક હેરાન થાય છે. અને સ્પર્શેંદ્રિયને આસક્ત મનુષ્યોની સ્થિતિ વિષે તો કહેવુંજ શું ? તેમજ પ્રિયમેલક તીર્થની માફક જ્યાં પાંચે વિષયો એકત્ર થાય ત્યાં તો જીવ અઘોર પાપો કરવાને તત્પર થાય છે. પરસ્ત્રીમાં આસક્ત જીવો અતિ તીવ્રપણે અઢારે પાપસ્થાનકનું આચરણ કરે છે અને તેથી આલોકમાં રાજ્ય, પૈસો, યશ, ભોગ તથા આયુષ્ય હારી જાય છે અને પરભવમાં અનન્ત કાળ સુધી નરક તથા નિગોદમાં બ્રહ્મદત્ત ચક્રવર્તીની માફક પરિભ્રમણ કરે છે. આમાં એક આશ્ચર્યજનક બાબત તો એ છે કે 'જે જીવો જે વિષયો બહુજ આસક્તિથી સેવે છે તેજ વિષયો અન્ય અન્ય શરીરમાં બીજા ભવોમાં બીજ પર પરાએં વૃદ્ધિ પામીને દશ ગણા, સો ગણા, હજાર ગણા, લાખ ગણા, ક્રોડ ગણા કે તેથી પણ વધારે ગણા પ્રતિકૂળ, સહન થઇ ન શકે તેવા, વર્ણવી અથવા કલ્પી પણ ન શકાય તેવાં દુઃખો દે છે' આ દુઃખનો ખ્યાલ કેવળી સિવાય બીજા કોઇને આવી શકતોજ નથી. કોઈથી તેનુ વર્ણન થઇ શકે તેમ નથી. આવા વિષયો સંબંધી જ્ઞાન છતાં કેટલાંએક માણસો તેનીજ પાછળ દોડાદોડી કરી નાહક કલેશ પામે છે, તે મળતાં બહુ રાજી થાય છે અને ન મળે તો ચિંતામણિથી પણ અધિક મૂલ્યવાળો મનુષ્ય ભવ નિષ્ફળ ગયો માને છે. નિર્દય કામરૂપ ચંડાળ પંડિતોને પણ પીડા કરે છે, તો પછી અજ્ઞાનીને પીડે તેમાં તો નવાઇજ શી ? કારણ કે તેઓ તો વિષયોને સેવવામાંજ આસક્ત હોય છે. વિષયોનો ગુલામ થયેલ મનુષ્ય ભવોની અરઘટ્ટઘટિકામાં પડે તેમાં નવાઈ પણ શી ? કારણ કે-' કરે તેવુ પામે ' એવો જગતનો નિયમ છે પરંતુ નવાઇ જેવું તો એ છે કે વિષયો ઉપભોગ કર્યા સિવાય

ફક્ત સ્મરણ માત્રથી પણ મનુષ્યોને દુર્ગતિમાં ઘસડી જાય છે. આ બાબતમાં એક કથા કહું છું તે સાંભળ—

## સુનન્દા તથા રૂપસેનની કથા.

પૃથ્વીભૂષણ નામના નગરમાં કનકધ્વજ નામનો રાજા રાજ્ય કરતો હતો; તેને યશોમતી નામની રાણી હતી. તેઓને ગુણચંદ્ર તથા કીર્તિચંદ્ર નામના બે પુત્રો તથા રૂપ, યૌવનાદિ ગુણોથી ભરપૂર, ચોસઠ કળામાં પ્રવીણ સુનન્દા નામની પુત્રી હતી. તે બાળક હોવાથી કામનો ઉદ્ભવ હજુ તેને થયો નહોતો. એકવાર તે સખીઓ સાથે સાત માળવાળા મહેલની ઉપરની અટારી ઉપર ઉભી ઉભી નગરનું સ્વરૂપ નિહાળતી હતી. બહુજ ઉંચાણમાં રહેલી હોવાથી તેની દૃષ્ટિ ઘણે દૂર સુધી પહોંચી શકતી હતી.

આ વખતે એક મોટા શેઠને ઘરે યુવાન, રૂપવાન તથા સુંદરતામાં દેવતાની સ્ત્રીને પણ ઝાંખી પાડી નાખે તેવી એક સ્ત્રી હતી. તેના વિનયાદિ ગુણો, મધુર વચનો તથા દર્શન માત્રથી ક્રોધી માણસોનો ક્રોધ પણ ટકી શકતો નહિ. આવી ઉત્તમ સ્ત્રીનો પતિ કાંઇ સાચું ખોટું બ્હાનુ કાઢીને તેને લાકડીવડે નિર્દયપણે મારતો હતો. તે સ્ત્રી પતિના પગમાં માથુ ધરી મીઠા શબ્દોથી વિનવતી હતી કે—'સ્વામી ! પ્રાણાધાર ! મેં કાંઈજ અપરાધ કર્યો નથી, કોઇ દુષ્ટ માણસના અસત્ય વચનોથી શા માટે આપ મને મારો છો ? હુ કુલીન કુટુંબની કન્યા છુ. આપ મારી ઉપર મૂકવામાં આવતા ખોટા દોષની જરા તપાસ તો કરો ? જો મારામાં દૂષણ પૂરવાર થાય તો પછી તમને યોગ્ય લાગે તેમ કરજો. તે સિવાય મને નાહક મારવાથી આપના હાથમાં શુ આવે છે ?' આવી

રીતે વિનયપૂર્વક પ્રણામ કરી, વારંવાર પ્રાર્થના કરતાં છતાં તે પુરૂષ તેણીને મારતો અટક્યો નહિ.

આ સર્વ જોઇને સુનન્દા પોતાની સખીને કહેવા લાગી કે— 'સખિ! તું આ પુરૂષની ક્રૂરતા તો જો! આવી રૂપ, યૌવન તથા ગુણયુક્ત સ્ત્રી ઉપર કાંઈક ખોટું આળ ચડાવી તે તેને ચંડાળની માફક મારે છે. જરા દયા પણ આવતી નથી. તે બિચારીને જોઈને મારૂં હૃદય ફાટી જાય છે, પરંતુ તે પુરૂષને પોતાની પ્રાણપ્રિય સ્ત્રી ઉપર લેશમાત્ર દયા આવતી નથી, માટેજ સ્ત્રીઓએ પુરૂષને આધીન રહેવું એ મોટું દુઃખ છે. 'પુરૂષ ઘરનો નાયક છે' એવી લોકોમાં કહેવાતી વાત તદ્દન સાચી નથી, કારણકે પ્રિયા વિના ઘર હોઇ શકેજ નહિ. સ્ત્રી વિનાનો પુરૂષ મુસાફર જેવોજ કહેવાય છે. સ્ત્રીજ ઘરનો સાચો શણગાર છે. એક પેટ ભરવા જેટલોજ ઉપકાર કરવાથી સ્ત્રી આખી જીંદગી સુધી પુરૂષની આજ્ઞામાં રહે છે. સવારના ઉઠી હમેશાં પાણી ભરવા જાય છે, ઘરને વાળી ઝાડી સાફ રાખે છે, ઘરના ગાય વિગેરે પશુઓના છાણ વિગેરેની ગોઠવણ કરવાનું સર્વ કામ તે કરે છે, પછી ઘઉ વિણવા, ખાંડવા, દળવા, દાળ ખાંડવી વિગેરે કામ કરે છે. રાંધવાની કળાથી સુંદર પકવાન્નો બનાવે છે. પતિ વિગેરેને ભોજન કરાવીને ત્યાર પછીજ પોતે ભોજન કરવા બેસે છે. આટલું કર્યા પછી પાછી એઠાં વાસણો ઉટકે છે. તે સિવાય ઘરે આવેલ પરોણાઓનો સત્કાર કરે છે તથા સાસુ નણંદની યોગ્ય વિનય મર્યાદા સાચવે છે જેઠની લાજ કાઢે છે. પોતાની મંદમંદ ગતિથી, ધીરૂ બોલવાથી તથા સ્મિત કરવાથી પતિના ઘરની શોભા વધારે છે. ઘરે આવેલ મુનિ મહારાજની ભક્તિ કરીને તથા યોગ્ય આહાર વહોરાવીને પુણ્યમાં વૃદ્ધિ કરે છે. ગરીબ તથા

અપંગ પ્રાણીઓને તથા ભિખારીઓને દયાથી દાન આપી પતિના યશ તથા પુણ્યનું પોષણ કરે છે. ત્યાર પછી પાછી બીજા ટંકની રસોઇ કરવાના કામમાં રોકાય છે. આમ આખો દિવસ તે કામમાં ગુંથાયેલીજ રહે છે. આટલું કર્યાં પછી વળી પતિને ખુશ કરવાને માટે સ્નાન કરી શણગાર સજે છે. સાંજના દીવો કરી ઘરને પ્રકાશિત કરે છે. શયનગૃહ શણગારી તથા શય્યા બિછાવી જ્યાં સુધી પતિ ન આવે ત્યાં સુધી જાગતી રહે છે, ભોગ સુખ દે છે, કુળની વૃદ્ધિ કરવાના સાધનરૂપ સંતતિ ઉત્પન્ન કરી આપે છે, સવારના પતિની પહેલાં ઉઠીને પાછી ઘરના કામમાં લાગી જાય છે. અતિશય દુઃખના વખતમાં જ્યારે માબાપ અને ભાઇ બ્હેન વિગેરે સગાંવ્હાલાંઓ દૂર ચાલ્યા જાય છે ત્યારે પણ સ્ત્રી પતિને તજીને જતી નથી. ઘણા વીર પુરૂષો જેવાએ પણ સ્ત્રીને તજી દીધાના દાખલા આપણે જોઇએ છીએ, પરંતુ કોઈ કુળવતી સ્ત્રીએ પતિને છોડી દીધો હોય તેવું કદિ પણ સાંભળ્યું છે ખરૂં ? આ પ્રમાણે છતાં પ્રિયસખિ ! આના બદલામાં પુરૂષ શુ કરે છે ? આખી જીંદગી ગૃહસ્થાશ્રમમાં નિર્વાહ કરવા છતાં કઠોર હૃદયવાળા પુરૂષો આવી કમળથી પણ સુકોમળ સ્ત્રીઓને નિર્દયપણે મારે છે. વળી આ જગતમાં નિંદા કરવાને યોગ્ય નિર્દય કામો કરનારા પુરૂષોજ જોવામાં આવે છે. દાખલા તરીકે બધા વ્યસનના બીજરૂપ જુગાર પુરૂષોજ રમે છે, શિકારવડે વનમાં પશુઓને મારવામાં પણ પુરૂષોજ હોય છે, ઉગ્ર પાપ બાંધવાનું મૂળ સાધન અભક્ષ્યનું ભક્ષણ-તેમાં આસક્ત પણ પુરૂષોજ હોય છે, કારણ કે સ્ત્રીઓ તો તેઓનું લાવી આપેલુંજ રાંધી આપે છે. ચેતનને વ્યગ્ર કરી નાખનાર, સદ્બુદ્ધિને મુંઝાવી દેનાર, મુશ્કેલીએ મેળવેલા

અમૂલ્ય મનુષ્ય ભવને પણ હરાવી નાખનાર મદિરાપાન કરવામાં પણ પુરૂષોજ મોખરે હોય છે; જાતિ, કુળ અને ધર્મની મર્યાદા નહી ગણીને અનેક જારોથી ભ્રષ્ટ થયેલી વેશ્યાને ઘરે જવામાં પુરૂષોજ પ્રધાન હોય છે. વળી વિનય વિગેરે ગુણોથી વિભૂષિત, પુત્રોથી ઘરની શોભામાં વૃદ્ધિ કરનાર, રૂપ યૌવન યુક્ત, પતિવ્રતમાં પરાયણ પોતાની સ્ત્રીને છોડીને, રાજ્યભય, ધર્મ ભય, આભવ પરભવ હારી જવાનો ભય વિગેરે ભયો ઉત્પન્ન કરનાર પરસ્ત્રીને પુરૂષોજ સેવે છે. પ્રાણનો નાશ કરનાર, દુર્ગતિમાં પાડનાર અને બધાને અનિષ્ટ એવા ઘર ગામ વિગેરે લુંટવા તથા ચોરી કરવી વિગેરે કામો પણ પુરૂષોજ કરે છે. વળી પુરૂષોજ નિરપરાધી અને ઘાસ તથા જળ ઉપરજ નિર્વાહ કરનાર વનવાસી પશુઓની ફોગટ હિંસા કરે છે. વળી પરદેશ જઇ, ભારે દુઃખ સહન કરી, પારકી સેવા કરી, ઘણીજ કરકસરથી પેટનું પૂરૂં કરી, પ્રાણની પણ પરવા ન કરી, સમુદ્ર ઓળંગી, બહુ કષ્ટે ધન ઉપાર્જન કરી, પોતાના ઘરે જઇ કુટુંબનું પોષણ કરવું, મળવું, વિવાહ કરવા વિગેરે મનોરથોથી પૂર્ણ મુસાફરોને ભાતભાતના મીઠા મીઠા શબ્દોવડે ગાળી નાખીને તેના ગળાં કરવાનું નિર્દય કામ પણ પુરૂષોથીજ બની શકે છે. વિષયલુબ્ધ પુરૂષો હજારો સ્ત્રીઓ પરણે છે, જ્યારે કુળવતી કન્યા પોતાને કર્મે પ્રાપ્ત થયેલ પતિની સેવા કરીને ઘરનો નિર્વાહ કરે છે, કદીપણ કુળની મર્યાદા છોડતી નથી. માટે હે સખિ! પુરુષોને આધીન સ્ત્રીઓના જીવિતવ્યને ધિક્કાર છે. આ કારણથી હું તો લગ્ન કરીને સંકટમાં પડવા માગતીજ નથી. મેં કાલેજ પિતાજી તથા બાને વાત કરતાં સાંભળ્યા હતાં કે—'હવે સુનન્દાના લગ્ન કરીએ, માટે તું બા પાસે જઇને કહેજે કે—હમણા સુનન્દા પરણશે

નહિ, માટે આપે જરા પણ ઉતાવળ કરવી નહિ.' આ પ્રમાણે સાંભળી સખીએ કહ્યું કે—"હે સખિ ! હજુ તું બાળક છે, પરંતુ યુવાવસ્થા પ્રાપ્ત થતાં સ્ત્રીનું જીવિતસર્વસ્વ સ્વામીજ છે. જુવાનીમાં પતિ વિનાની સ્ત્રીની કિંમત ધુળ કરતાં પણ ઓછી થાય છે. આ જગતમાં બે જાતના સુખો છે. એક પૌદ્ગલિક તથા બીજું આત્મિક. તેમાં પૌદ્ગલિક સુખ બે જાતના—કારણ સુખ તથા સ્પર્શ સુખ. કારણ સુખ રૂપિયા વિગેરેથી તથા સ્પર્શ સુખ ખાન પાન વિગેરેથી મળે છે. પૌદ્ગલિક બને સુખોનુ રહસ્ય સ્ત્રીઓને પુરૂષ તથા પુરૂષોને સ્ત્રીઓજ છે. ધન ધાન્ય વિગેરે ઈંદ્રિયોને સુખ આપનારી ચીજોથી પૂર્ણ ઘર છતાં એક ફક્ત પતિના વિયોગથી વિધવા બનેલ સ્ત્રી અગ્નિમાં પ્રવેશ કરે છે, માટેજ અગ્નિ કરતાં પણ પતિવિરહનું દુખ અસહ્ય છે એમ કહેવાય છે. બને સુખોનું જીવન સમતાજ છે. તે સિવાય તપ, જપ, દાન વિગેરે સર્વ નકામા છે. વ્યવહારરાશિના જીવોએ સંસારમાં પરિભ્રમણ કરતાં અનન્ત પુદ્ગળપરાવર્તો પસાર કર્યા. એક એક જીવે અનેક ભવો દરમિયાન એવો એક પણ ધર્મ નહિ હોય કે જે ન કર્યો હોય, પરંતુ એક ફક્ત સમતા ન હોવાને પરિણામે તેનું ફળ તેને પૂરતું મળતું નથી. માટે હે સખિ ! સાહસ કરીને તારે હાલ કાંઈજ બોલવું નહિ, જે વચન પાળવાની શક્તિ હોય તે વચનજ બોલવું. જ્યારે યુવાની આવશે ત્યારે તને ખબર પડશે. આગમમાં પણ બધા વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત પાળવું સૌથી દુષ્કર કહ્યું છે. માટે હાલ તુ જરા ધીરી થા; તું હજુ અજ્ઞાન છો, તેથી તારે ન બોલવું તેજ ઉચિત છે." સુનન્દાએ કહ્યુ કે—'તેં જે કહ્યું તે સર્વ મેં ધ્યાનપૂર્વક સાંભળ્યું છે, પરંતુ હાલ તો મારી ઇચ્છા નથી, માટે તું

માતુશ્રી પાસે જઈને કહે કે, સુનન્દાના લગ્ન હાલ કરશો નહિ; જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે જણાવીશ. વળી મારા આવાસમાં કોઇ પણ કામ માટે પુરૂષને મોકલશો નહિ; મારી સખી અથવા દાસી મારફત કહેવરાવવુ હોય તે કહેવરાવજો '

સખીએ માતા પાસે જઇ આ સદેશો કહ્યો. માતાએ પૂછ્યું કે–' આમ કહેવરાવવાનુ કારણ શુ ?' સખીએ કહ્યુ કે– 'કાંઇક કારણ મળવાથી તે લગ્ન સંબધે બેપરવા બનીજઇને ના ના કહે છે, પરંતુ જુવાની આવશે એટલે પોતાની મેળેજ પ્રાર્થના કરશે, એમાં કાંઇ ચિન્તા કરવા જેવું નથી ' માતાએ કહ્યું કે– 'ભલે, જેવી ઈચ્છા.' સખીએ પાછી ફરીને સુનન્દાને સર્વ બાબત કહી. સુનન્દા તે સાંભળી સ્વસ્થ બની, સખીઓ સાથે પોતાના આવાસમાં સુખે વખત પસાર કરવા લાગી.

આ સમયે તેજ શહેરમાં વસુદત્ત નામનો એક દ્રવ્યવાન્ વેપારી રહેતો હતો. તેને ધર્મદત્ત, દેવદત્ત, જયસેન તથા રૂપસેન નામના ચાર દીકરા હતા. તે ચારે નિપુણ, અસાધારણ રૂપવાળા, વેપારમાં કુશળ તથા અગીકાર કરેલ કામ કરવામાં ચતુર હતા. તેઓમાં જે ચોથો રૂપસેન નામનો પુત્ર હતો તે વાત્સાયનના કામશાસ્ત્રમાં પ્રવીણ, ચતુર પુરૂષોમાં શ્રેષ્ઠ તથા મોટા ભાઇઓના પ્રેમનું પાત્ર હતો. એવું એક પણ કામ નહોતુ કે જે તે સહેલાઇથી કરી ન શકે. સુદર વસ્ત્રોમાં સજ્જિત થઇ, અશ્વ ઉપર અથવા ગાડીમાં બેસી અથવા કોઈવાર ચાલતોજ તે શહેરમાં, બજારમાં રાજમાર્ગમાં, વનમાં તથા વાડીઓમાં ગીત, નૃત્ય, વાજીત્ર તથા પુષ્પો વિગેરે અદ્‌ભૂત ચીજો જોતો ઇચ્છાનુસાર સુખમાં કાળ નિર્વહન કરતો હતો. હમેશાં તેને કૌતુક જોવાની બહુ ટેવ હતી.

આ બાજુ કેટલોક સમય પસાર થતાં સુનન્દા યૌવનમાં આવી. એકવાર સખીઓ સાથે પોતાના આવાસના સૌથી ઉપલા માળમાં તે આનન્દ કરતી હતી. સમય પણ કામને ઉદ્દીપન થવાનું કારણ; આંબાને ખીલવનાર તથા ભ્રમરાઓ પ્રમુખ લશ્કરથી યુક્ત વસંતનો હતો. આ સમયે કોઈ ધનાઢ્ય માણસના ઘરના ઉપલા માળમાં સુગંધી જળ છાંટી સ્થળે સ્થળે પુષ્પની રચના કરેલી હતી. ઘનસાર, મૃગમદ તથા અંબર ભેળવી તૈયાર કરેલ ધૂપિયામાં બળતા ધૂપના ધુમાડાથી આખું ઘર સુગંધીથી બહેકી રહ્યું હતું. ચારે બાજુએ બહુ બહુ સુગંધી ફુલોની જાળીઓવડે પડદો બનાવ્યો હોય તેવું લાગતું હતું. ઉપરના ભાગમાં ઝુમર તથા હાંડીઓથી યુક્ત ચંદ્રોદય બહુ સુશોભિત દેખાતો હતો; તેની નીચે ચિત્રવિચિત્ર સુંવાળા રૂના ઓશીકાવાળા અને દુધ જેવા સફેદ ઓછાડવાળા સુંદર પલંગમાં બેઠેલા નાજુક તથા કાંતિવાન્ યુગલને પોતાના આવાસ ઉપરથી સુનંદાએ જોયું. તે બંનેએ સ્નાન કરી, અત્તર તથા ચંદનનું વિલેપન કરી, સુંદર વસ્ત્રાભૂષણો પહેર્યા હતા. જાણે નવા બંધાયેલ સ્નેહના બંધનમાં તેઓ ગુંથાયા હોય તેવી રીતે એક બીજાના કંઠમાં હાથ વિંટાળી દીધા હતા. અદ્ભૂત સુખ આપનાર તે શય્યાની આસપાસ દાસીઓનો સમૂહ ઉભો રહીને તેમની સેવા કરી રહ્યો હતો. વિષયને ઉદ્દીપન કરનાર પંચમ રાગ વિગેરે ત્યાં ગવાઈ રહ્યા હતા, તેઓ અરસપરસ કટાક્ષ ફેંકી હાસ્ય તથા વિનોદ કરી રહ્યા હતા. આ બધુ જોઇને જુવાનીમાં આવેલ હોવાથી કુદરતીજ સુનન્દાના શરીરમાં કામનું ઉદ્દીપન થયુ. તે આ સર્વ એકી ટસે જોઈ રહી. જેમ જેમ જોવા લાગી તેમ તેમ તેના શરીરમાં કામની

જ્વાળા વધારે વધારે જ્વલિત થવા લાગી. તે વિચારવા લાગી કે–' જો મને આવું સુખ મળે તો કેવુ સારૂં ?' સાત્વિક ભાવનો ઉદય થવાથી તે શરીરમાં જડ જેવી બની જઇને તે જોઇજ રહી અને વાત કરતી બંધ પડી ગઇ. મનવડે તેઓની અનુમોદના કરતી પુલકિત બની જઇને શૃંગારરસનો અનુભવ કરવા માટે તે તૈયાર થઇ ગઈ. તેની સખીએ વિચાર્યું કે–' આ સ્તબ્ધ બનીને શું જુએ છે ?' આ પ્રમાણે વિચારી, પાસે આવી કોમળ શબ્દોથી પૂછ્યુ કે–' બ્હેન ! એકી ટસે શું જોઇ રહ્યા છો ?' આમ પૂછવા છતાં પણ તે બોલી નહિં. સખીએ ચતુરાઇથી તે જોતી હતી તે તરફ દૃષ્ટિ કરી, અને સર્વ વાત સમજી જઇને વિચાર્યું કે આ દમ્પતિનો વિલાસ જોઈ યૌવનના ભાવનો ઉદય થવાથી તેના ચિત્તમાં વિકૃતિ થઇ જણાય છે અને પોતાને પણ આવું સુખ કયારે મળશે તે સંબંધી ચિંતામાં પડી ગઇ લાગે છે.' પછી તેણે સ્મિત કરી મીઠા શબ્દોથી સખીને કહ્યુ કે–' હે સખિ ! આ જે તું જુએ છે તે તને ગમે છે કે નહિ ?' આમ બે ત્રણ વાર પૂછવાથી તેણી પણ જરા હસીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી કે–'સખિ ! મ્હારા ભાગ્યમાં આવુ સુખ ક્યાંથી ?' સખીએ કહ્યું કે–' બ્હેન ! આવા દીન વચન ન બોલ. હમણાજ માતા પાસે જઈ, તારો વિચાર જણાવીને, થોડા દિવસમાં તારા દુઃખનો અંત લાવી તને સુખસાગરમાં મૂકી દઈશ; આમ મનમાં ને મનમાં શુ બળતી હઇશ ? બધાં સારાં વાનાં થશે.' આ પ્રમાણે સાંભળી સુનન્દા બોલી કે–'સખિ ! હમણા મા પાસે કાંઇ વાત કરતી નહિ. મને આ વાતથી બહુ શરમ લાગે છે. ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી જણાવી દઈશું, હમણાં નહિ.' સખિએ કહ્યું કે–'બહેન !

અહિંથી હવે ચાલ. જેમ જેમ તું વધારે જોઇશ તેમ તેમ તારૂં દુઃખ વધતું જશે; માટે નીચલે માળે જઈ તારૂં દુઃખ ટાળવાનો ઉપાય કરીએ.' આ પ્રમાણે કહી તેનો હાથ પકડીને નીચે લાવીને બજાર તરફ પડતી બારી પાસે જઇ તેઓ બજાર તરફ જોતાં ઉભા રહ્યા.

હવે આ સમયે કૌતુક જોવાની ઇચ્છાથી રૂપસેન સાંજનું ભોજન કરીને, બે ઘડી દિવસ બાકી રહ્યો એટલે સુંદર વસ્ત્રો પહેરી સુનન્દાના મહેલની આગળ એક પાનવાળાની દુકાને આવી ચઢ્યો. તે માણસે પણ આદરપૂર્વક તેને ઉંચા આસન ઉપર બેસાડ્યો 'ધનવાન માણસને સર્વ સ્થળે માન મળે છે.' તે પાનવાળાએ આપેલ સ્વાદિષ્ટ પાનનાં બીડાં ખાતો અને આશ્ચર્યકારક વસ્તુઓ જોતો રૂપસેન ત્યાં કેટલીક વાર બેઠો. આ સમયે સુનન્દાએ કામદેવને પણ હંફાવે તેવા રૂપવાળા રૂપસેનને બારીમાંથી જોયો. અદ્ભૂત તથા નિરોગી કુમારને જોઇને તેનામાં અતિશય આસક્ત બની સખીને સુનન્દા કહેવા લાગી કે—'હે સખિ! તે પાનવાળાની દુકાનમાં બેઠેલ પુરૂષ તરફ જો. તેનું રૂપ કેવું અદ્ભૂત છે? તે કેવો યુવાન લાગે છે? તેની આંખો કેવી સુંદર છે? વસ્ત્ર તથા અલંકાર સજવામાં તેણે કેવી ચતુરાઈ વાપરી છે? તેના મુખ, નેત્ર, હાથ વિગેરેના હાવભાવો કેવા સરસ છે? કેમ જાણે કામદેવજ અવતાર ધરીને આવ્યો ન હોય? આ પ્રમાણેની સર્વ સ્થિતિ જોઇને આ પુરૂષની સાથે હમણાંજ જોયેલ દંપતી જેવું પ્રેમસુખ ભોગવવાની મને અભિલાષા થાય છે.'

સખી—( હસીને ) "હે બ્હેન ! અગાઉ તો પુરૂષનું નામ લેતાં તારી આંખો લાલ લાલ થઈ જતી હતી અને હવે તું

આવા અપરિચિત મનુષ્યના દર્શન માત્રથી કેમ આતુર બની જાય છે? જોયું, 'આગળ પાછળ વિચારીને બોલવુ' એમ જે મેં કહ્યુ હતું તે કેવું સાચું પડ્યું?"

સુનન્દા—'સખિ! મારૂ કહ્યું ભલે મારા મોઢામાં રહ્યું, હવે કૃપા કરીને દાઝ્યા ઉપર ડામ ન દે હવે તો કોઈ પણ ઉપાયે મારો મનોરથ પૂર્ણ કરવામાં તારે કુશળતા વાપરવાની છે.'

સખી—"સ્વામિનિ! મારામાં એટલી કુશળતા છે કે તારા મનોરથો હમણાંજ પૂરાં કરૂ, પરંતુ પહેલાથી તેજ પુરૂષોને લાવવાનો નિષેધ કરીને મનોરથ પૂર્ણ કરવામાં આડખીલી કરી દીધી છે. તોપણ ધીરજ રાખ પહેલાં તેની સાથે પરિચય કરીને પછી તારો મનોરથ પૂર્ણ થાય તેમ કરીશ. પ્રથમ દૃષ્ટિમિલન તે પ્રેમલતાના બીજ જેવુ છે તેને અરસપરસના દર્શન રૂપ જળથી સિંચતાં તેનાં ફળ જરૂર મળશે હાલ તો તુ તારો આશય જણાવે તેવી એક લીટી કવિતામાં લખીને મને આપ. તે લઇને ત્યાં જઇ તેના હાથમાં આપીશ. પછી જો તે ચતુર હશે તો તરતજ જવાબ દેશે, અને ચતુર નહી હોય તો પછી મૂર્ખ સાથે સંગમાં શુ લાભ? શાસ્ત્રમાં કહ્યુ છે કે—મૂર્ખની સાથે આખી જીંદગી ગાળવી તેના કરતાં સજ્જનને એક ઘડી માત્રજ મળવુ તે પણ વધારે ફાયદાકારક છે."

પછી સુનન્દાએ એક કાગળમાં પોતાનો આશય જણાવતી કવિતાની એક લીટી લખીને સખીને આપી. સખીએ કાંઇક બ્હાનુ કાઢી રૂપસેન પાસે જઈ તેને તે ચીઠી આપી. રૂપસેને છાનીમાની તે વાંચી. તેમાં લખ્યુ હતુ કે—

**निरर्थकं जन्म गतं नलिन्याः, यया न दृष्टं तुहिनांशुबिंबम् ।**

'જેણે ચંદ્ર નથી જોયો તેવી કમલિનીનો અવતાર નિરર્થક ગયો.' આ શ્લોકાર્ધ વાંચીને પોતાની ચતુરાઈ દેખાડવા તેણે તેનો ઉત્તર તેની નીચે લખીને તે ચીઠી પાછી આપી. સખીએ તે ચીઠી ઘરે આવી સુનન્દાને આપી. તેણીએ વાંચ્યું કે—

**उत्पत्तिरिन्दोरपि निष्फलैव, दृष्ट्वा विनिद्रा नलिनी न येन।**

'જેણે કુમુદને વિકસિત કર્યું નથી અર્થાત્ જેને જોઇને નલિની વિકસ્વર થઇ નથી, તેવા ચંદ્રની ઉત્પત્તિ પણ નિષ્ફળ છે.'

આ પ્રમાણેનો બરાબર જવાબ જોઇને તેનો પ્રેમ અતિશય વૃદ્ધિ પામ્યો. કુમારીએ સખીને કહ્યું કે—'જેવું ધાર્યું હતું તેવાજ નિપુણ જણાય છે. હવે તું ત્યાં જઇ પ્રીતિલતાના બીજ જેવું આ બીડું તેને આપીને મારી વતી વિનતિ કરજે કે—'તમારે હમેશાં મને જરૂર દર્શન દેવા, નહિ ઘો ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ, માટે તમારે જરૂર આવવું.'.

સખીએ ફરીને કુમાર પાસે જઈ આંખની ઈસારતથી તેને એકાંતમાં બોલાવીને કોઇ જાણે કે સાંભળે નહિ તેવી રીતે સમાચાર કહ્યા. તે પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો બનાવ સાંભળીને કહેવા લાગ્યો કે—'હે સુંદર ભ્રમરવાળી સ્ત્રી! તે તો પુરૂષોને ધિક્કારનારી છે, એમ વાત ચાલે છે, તો પછી મારા ઉપર તેનો આવો ગાઢ પ્રેમ કેમ સંભવી શકે?' તેણીએ કહ્યુ કે—'હે શેઠજી! તમારા દર્શન માત્રથી જેમ પાણીમાં માછલી ડુબે તેમ તમારા પ્રેમમાં તે ડુબી ગઇ છે, અને તમારૂં ધ્યાન ધરતી સતી તેની તેજ વાતો કર્યા કરે છે. તે સિવાય તેને બીજું કાંઇ ભાન નથી. તેણીએ હાથે કરી આપેલ આ પાનબીડુ સ્વીકારો અને આજથી હમેશાં છેવટ એક વાર પણ તમારા દર્શન આપવાનો કોલ મને આપો'.

રૂપ, ધન, યૌવન તથા હુશિયારીથી ગર્વિષ્ટ તે કુમાર સખીના શબ્દો સાંભળી પ્રેમપાશથી બંધાઇને ચિંતવવા લાગ્યો કે—'જે સ્ત્રી પુરૂષના નામ માત્રથી ગુસ્સે થતી તે પોતાની મેળેજ મારા ઉપર આટલી આસક્ત થઇ છે, તો પછી તેનો ત્યાગ તો કઇ રીતે કરી શકાય ? અબળાની પ્રાર્થનાનો બળાથી કઇ રીતે તિરસ્કાર કરી શકાય ?' આ પ્રમાણે વિચારીને તેણીને કહ્યુ કે—' હે સુભ્રુ ! જો તેણીનો ખરેખરજ મારા ઉપર આવો પ્રેમ છે, તો પછી મારે પણ તેના ઉપર સાચા ભાવથી પ્રીતિ રાખવી જોઈએ. જેટલી તેણીની આતુરતા છે, તેટલીજ મારી પણ છે તેમ સમજજો. આજથી હમેશાં છેવટ એકવાર તો જરૂર અહીં આવી જઇને હું દૃષ્ટિમેળાપ કરીશ.' આ પ્રમાણે કહી પાનબીડાનો સ્વીકાર કરી તેણે તે દાસીને કોલ આપ્યો. સખીએ કુમારનુ વચન લઇને સુનન્દા પાસે જઇ સર્વ બીના કહી બતાવી. તે સાંભળી સુનન્દા હર્ષસાગરમાં ડોલવા લાગી.

તે દિવસથી કુમાર હમેશાં ત્યાં આવી દૃષ્ટિમેળાપ કરવા લાગ્યો; સુનન્દા પણ રાગરૂપી પત્થર ઉપર ઘસીને તીક્ષ્ણ બનાવેલા કટાક્ષરૂપી તીરોથી કુમારના કમળ જેવા કોમળ શરીરને વ્યથા ઉપજાવવા લાગી. તે પણ મોહથી આમાંજ સર્વ સુખ સમાયલુ છે તેમ માનતો ગાઢ પ્રેમમાં રંગાઇ તેનુંજ સ્મરણ કરતો દિવસો પસાર કરવા લાગ્યો.

થોડા દિવસ ગયા પછી કૌમુદિ મહોત્સવનો દિવસ આવી પહોંચતાં રાજાએ આખા નગરમાં ઢોલ ટીપાવ્યો કે—'હે લોકો ! અમુક દિવસે શરદ્પુનમનો મહોત્સવ છે. તે દિવસે જેના શરીરમાં દુઃખ, વ્યાધિ કે વૃદ્ધતા ન હોય તેવા સર્વ લોકોએ નગરની બ-

હાર દરેક વર્ષે જે જગ્યાએ મહોત્સવ થાય છે, ત્યાં જરૂર આવવું. જે નહિ આવે તે રાજાની આજ્ઞાનો દ્રોહ કરનાર ગણાશે.'

આ પ્રમાણે દાંડી પીટાતી સાંભળી નગરવાસી જનો મહોત્સવની સામગ્રી તૈયાર કરવા લાગ્યા. સુનન્દા પણ પોતાના માણસો પાસેથી તે હકીકત સાંભળીને મનમાં વિચારવા લાગી કે—'અહો ! મારો મનોરથ સફળ કરવાનો દિવસ પણ આવી લાગ્યો ખરો. જો તે દિવસે મારા વલ્લભ સાથે મારો સંયોગ થાય તો કેવું સારૂં ?' પછી સખીને કહેવા લાગી કે—'ગમે તેમ કરીને રૂપસેન પાસે જઇ મહોત્સવની વાત કરીને મેળાપનો સમય આ પ્રમાણે જણાવી આવ કે—તે દિવસ રાત્રિના કોઈ પણ મનુષ્ય નગરમાં હશે નહિ, તેથી તમે શરીરના રોગનું કારણ બતાવી ઘરેજ રહેજો; હું પણ કાંઇક યુક્તિ કરીને ઘરેજ રહીશ. પછી રાત્રિ એક પહોર જેટલી જશે એટલે મારા રહેઠાણની પાછલી બારીમાંના નિર્જન સ્થાન તરફ એક મજબુત ગાંઠ સહિતનું દોરડું હું ટીંગાડીશ. તમારે તેનું આલંબન લઇને ઉપર ચડી આવી મારા આવાસને જરૂર પાવન કરવો. બહુ દિવસ થયા મળવાને આતુર આપણો બંનેનો સંયોગ એ રીતે થઈ શકશે. લાખો સોનૈયાથી પણ દુર્લભ દિવસ તે છે માટે ભૂલતા નહિ. આ પ્રમાણેનો સંકેત ચોક્કસ કરીને પાછી આવજે.'

સખીએ ત્યાં જઇ રૂપસેનને તે સર્વ વાત કરીને ચોક્કસ સંકેત કર્યો. તેણે પણ લાંબા સમયથી ઈચ્છેલ સંયોગના નિર્ણયની વાત સાંભળી હર્ષથી રોમાંચિત થઈ તે વાત કબુલ રાખી. પછી તે પોતાને ઘરે ગયો. સખીએ કુંવરી પાસે જઈ સર્વ વાત કરી. સુનન્દા પણ તે વાતથી રાજી થઇ મનમાં મનોરથમાળા ગુંથવા લાગી. એ રીતે માંડ માંડ પાંચ દિવસ પસાર કર્યા.

મહોત્સવને દિવસે રાજા પોતાના મંડળ સહિત ગામ બહારના ઉદ્યાનમાં ગયો પ્રજાના સર્વ માણસો પણ ત્યાં આવી લાગ્યા. માતા જાતે પોતાની પુત્રી સુનન્દાને લઇ જવા આવી. સુનન્દા આગળથીજ કપાળ ઉપર ઔષધનો લેપ કરી નીચુ મ્હોં કરીને પલંગ ઉપર પડી હતી આવી સ્થિતિ જોઇને માતાએ સુનન્દાને પૂછ્યુ કે–'પુત્રિ! તને શુ વ્યાધિ થઈ આવ્યો છે?' માતાનું કહેવુ સાંભળીને તે માંદા માણસની માફક ધીમેથી બોલી કે–'માજી! આજે છ ઘડી દિવસ બાકી રહ્યો ત્યારથી મારા માથામાં વર્ણવી ન શકાય તેવું દુઃખ થવા લાગ્યું છે, તેથી મારાથી માથુ પણ ઉંચુ કરી શકાતુ નથી' માતાએ કહ્યું કે–'ત્યારે તો હું પણ ઉદ્યાનમાં જવાનુ માંડી વાળું છુ, હું તારી પાસેજ રહીશ' સુનન્દાએ કહ્યુ કે–'માજી! એતો કાંઈ ઠીક નહિ દેખાય, કેમકે તમે રાજાની પટરાણી છો, તેમજ બધી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાઓ છો, તેથી તમારા ગયા સિવાય દેવતા રાજી નહિ થાય કદાચ તેમ થવાથી દેવનો ભારે કોપ થતાં વિઘ્ન પણ આવી પડે, માટે દાસદાસીઓ સાથે તમે તો જરૂર જાઓ અને સારી રીતે મહોત્સવ કરો જો બે ચાર ઘડીમાં મારૂ માથુ ઉતરી જશે તો હુ પણ જરૂર આવીશ. મારી બે સખીઓનેજ અહિં રહેવા દઇ બાકીના બધાને લઇને જજો, મારી ચિંતા ન કરશો, કારણ કે આવી રીતે માથુ તો મને ઘણીવાર ચડી આવે છે અને એકાદ દિવસ રહીને પાછું ઉતરી જાય છે. માટે મારી ચિંતા ન કરતાં હર્ષથી ઇચ્છાનુસાર મહોત્સવ મ્હાણજો.' આમ કહી તેણે માતાને મોકલી દીધી. બે દાસીઓ સિવાય અન્ય સર્વે દાસદાસીઓ પણ પટરાણી સાથે ગયાં.

સંકેત સમય પાસે આવતાં સુનન્દાએ પાછલી બારીમાંથી એક મજબુત દોરડાવાળી નીસરણી મૂકાવી. સખી ક્ષણે ક્ષણે 'રૂપસેન આવ્યો કે નહિ?' તે જોતી સુનન્દાની શય્યા તથા બારીની વચ્ચે ભમવા લાગી.

આ સમયે તે શહેરમાં મહાલવ નામનો એક મોટો જુગારી રહેતો હતો. તે હમેશાં દ્યુતમાંજ પોતાનો સમય વીતાવતો હતો. એક દિવસ દ્યુતના રસમાં ને રસમાં એટલુ ધન હારી ગયો કે તેને માથે ભારે દેવુ થયુ. બીજા રમનારાઓ તેને પૈસા માટે મુઝવવા લાગ્યા. મહાલવે વિચાર કર્યો કે આજ તો બહુ દેવું થઇ ગયું છે, એટલે હવે તે આપવું કયાંથી? પણ વાંધો નહિ, આજ લાગ બહુ સરસ છે. આજે બાળથી માંડીને વૃદ્ધ પર્યંત સર્વે મહોત્સવ માટે બહાર જશે, આખા શહેરમાં કોઈ રહેશે નહિ. હું અડધી રાતે ગામમાં પ્રવેશ કરી, કોઇ પૈસાદાર માણસના ઘરમાં કે દુકાનમાં દાખલ થઈ બીજી ચાવીઓથી તાળાં ઉઘાડી ધન ચોરી લઇને મારૂં દેવું પતાવી દઇશ. આ સિવાય બીજો કોઇ ઉપાય નથી.'

આમ વિચારી તે ચોર પૈસા માટે રાતના ચૌટા અને શેરીઓમાં ફરતો કર્મસંયોગે તેજ સંકેતસ્થાન પાસે આવી ચડ્યો. બારીની નીચે નિસરણી વિગેરે સંકેતનાં ચિન્હો જોઇને તે દુષ્ટબુદ્ધિએ વિચાર્યું કે—'કોઇ સ્ત્રીએ કોઈ યુવાન પુરૂષ સાથે સંકેત કર્યો હોય તેમ જણાય છે. તે હજી આવ્યો નહિ હોય, માટે **ચોરમાં મોર** એ ન્યાયે હુંજ ત્યાં ચડી જાઉં. જોઇએ તો ખરા કે શું થાય છે?' આમ વિચારીને તેણે બારીની નીચે જઇને નિસરણી આમતેમ હલાવવા માંડી; તેને ચાલતી જોઈ સખી દોડી આવી અને બારીની નીચે જોવા લાગી. ત્યાં પુરૂષને જોઈને તે

સમજી કે-'જરૂર રૂપસેન આવી લાગ્યા હશે.' આમ વિચારી તરતજ સુનન્દાને ખબર આપી દીધી કે-'તમારા પ્રાણપ્રિય આવી લાગ્યા છે.' તેણીએ હર્ષથી કહ્યું કે-'આપણા મહેલમાં તેને આવવા દો.' એટલે સખીએ તેને પૂછ્યુ કે-'તમે આવ્યા ?' ધૂર્તે જવાબ આપ્યો કે-'હા.' તે રૂપસેનજ હશે એવી ભ્રાન્તિથી સખીએ કહ્યુ કે-'આપ અહિ પધારો; અમારૂં આગણું પાવન કરો અને અમારા કુંવરીસાહેબના મનોરથ પૂર્ણ કરો.' આવાં આવકારયુક્ત વચનો સાંભળી તે ધુતારાએ વિચાર્યું કે-'મે ધાર્યું હતુ તેમજ જણાય છે, માટે હવે તો નિઃશંક મનેજ જવું.' આમ વિચાગી નિસરણી માર્ગે ઉપર ચડીને તેણે બારીમાં પગ મૂક્યો

એજ સમયે મહોત્સવ માટે ઉપવનમાં ગયેલ રાણીએ પુત્રી ઉપરના અસાધારણ પ્રેમથી પોતાની સખીઓને કહ્યુ કે-'તમે રાજ્યના માણસોને લઈને રાજમદિરમાં જાઓ અને મારી પ્રાણથી પણ પ્યારી પુત્રીની તબિયતના સમાચાર પૂછી લાવીને મને કહો; તેમજ અમુક પેટીમાં પડેલ પૂજાનો સામાન સાવચેતીથી કાઢી જલદી માણસો સાથે પાછા આવો.' રાણીએ મોકલેલ તે સખીઓને રાજમદિરમાં દાખલ થતી દૂરથી જોઇને સુનન્દાએ વિચાર્યું કે-'અરે ! આ વળી શું થયું ? આ અતરાય વળી ક્યાંથી આવ્યો ? ખેર, હવે રૂપસેનના આગમનની ખબર ન પડે એટલે બસ.' એમ વિચારી તેણીએ સખીઓ પાસે દીવો ઓલવાવી નાખ્યો. દાસીઓ તે ધુતારાને હાથથી અધારામાં દોરી, સુનન્દાના પલગમાંજ તેની સાથે સુવાડી દઈ, 'કાંઈ બોલશો નહિ' એમ કહી તે સખીઓના ટોળાંની સામે ગઇ. આવેલી દાસીઓએ પૂછ્યું કે-'સુનન્દા ક્યાં છે? તેણીની તબિયત કેવી છે? તે અમને

જણાવો, તેમજ સુનન્દા ક્યાં સુતી છે તે અમને દેખાડો. આજે રાજમંદિરમાં અંધકાર કેમ જણાય છે?" આ પ્રમાણે સાંભળી સખિએ કહ્યું કે-"સુનન્દાનું માથુ બહુ ચડી આવવાથી એવી પીડા થાય છે કે એવી શત્રુને પણ ન થાઓ. તેણીને જે પીડા થાય છે તે જોઇ પણ શકાય તેવી નથી. પલંગમાં તાપથી પીડાતાં તેણે કહ્યું કે-'હુ આ દિવાનો તાપ સહન કરી શકતી નથી, માટે તેને ઓલવી નાખો.' તેથી મેં દીવો ઓલવી નાંખ્યો છે. આ વાતને ઘડી અધઘડી થઇ અને હમણાં તેની આંખો જરા મળી છે, તેથી હાલ તેને તબિયતના સમાચાર પૂછાય તેમ નથી. હાલ તો તમે ઉંચે સ્વરે બોલશો પણ નહિ; વળી તેણી સુખેથી નિદ્રા લે છે તેથી હાલ તો તેના ખંડમાં પણ આવશો નહિ. પોતાની મેળે તે જાગે ત્યારે સુખસમાચાર પૂછજો." આ પ્રમાણે સાંભળીને એક દાસી બોલી કે-'ચાલો આપણે રાણીના આવાસમાં જઈ આવીએ. તેણી નિરાંતે સુતી છે તે દરમિયાનમાં આપણે રાણીજીએ બતાવેલું કામ કરી આવી પાછા વળતાં સુનન્દાના સમાચાર પૂછતાં જશુ.' આમ કહી તે સખીઓનુ ટોળુ રાણીના આવાસ તરફ વળ્યુ.

આ તરફ પેલો ધુતારો સુનન્દાની પથારીમાં પડ્યો પડ્યો હસ્તાદિકના સ્પર્શથી કામાતુર થઇ પહેલ વહેલાંજ સંભોગ કરવા લાગ્યો. સુનન્દાએ વિચાર્યું કે-'ઘણા દિવસથી આતુર થઇ રહેલ આ મારા પ્રિયતમને અટકાવવા પણ કઇ રીતે? ભલે તે પોતાની ઇચ્છા પૂર્ણ કરે, મારો વિરહાગ્નિ પણ શાંત થશે. વાતો વળી પ્રસંગ મળતાં કરીશુ; કદાચ જો તે સખિઓ પાછી આવી પહોંચશે તો તેમને અંતરાય થશે.' આમ વિચારી તે કાંઇ બોલી નહિ.

તે મજબુત કાયાવાળો ધુતારો ઇચ્છાનુસાર સુરતસુખ

ભોગવી નિવૃત્ત થયો. તે અરસામાં સખીઓને સમાચાર પૂછવાને દૂરથી પાછા ફરતા જોઇને સખિ દોડતી અંદર આવી કહેવા લાગી કે–'તમે તમારા વલ્લભને હમણાં તો તરતજ જવા દ્યો.' તેણીએ પેલા ધૂર્તને કહ્યુ કે–'શુ કરવુ ? આપણા કર્મનોજ દોષ, આટલા દિવસે ઇચ્છિત સમાગમ થયા છતાં એક વાત પણ છુટથી થઈ શકી નહિ, હાલ તો આપ એકદમ ચાલ્યા જાઓ. ફરી ભાગ્યનો યોગ થતાં જ્યારે મળીશુ ત્યારે મનમાં રહેલી વાતો કરીશું.' ધૂર્તે વિચાર્યું કે–'હવે રહેવાથી લાભ પણ શુ છે ? ન ઓળખાવું એજ ઠીક છે.' એમ વિચારી સુરતક્રીડા કરતાં પડી ગયેલા હાર વિગેરે ઘરેણાં લઇને તેજ માર્ગે તે ઉતરી ગયો. મનમાં ખુશી થતો તે વિચારવા લાગ્યો કે–'આજ સારા શુકન સાથે હું નિકળ્યો હઇશ, કારણ કે રાજકુમારી સાથે સુરતસુખ પ્રાપ્ત થયું અને વળી ધન પણ મળ્યુ.' આમ વિચારતો ને રાજી થતો તે પોતાને સ્થાનકે ગયો.

સુનન્દાની પ્રિયસખી નિસરણી વિગેરે સંતાડી દઈ સુનન્દાના પગ દાબવા લાગી એટલામાં દીવા સાથે સખીઓનું ટોળું આવી પહોંચ્યું અને સુનન્દાને રાણીએ પૂછાવેલ સુખ સમાચાર પૂછયા. સુનન્દા પોતાના અંગો સંકોચતી ધીમેથી બોલી કે–'સખિઓ ! પહેલાં તો મને બહુ વેદના થતી હતી, પણ છેલ્લી બે ત્રણ ઘડીમાં તે શાન્ત થઈ ગઈ છે. હવે ચેતના (શક્તિ) આવે એટલે થયુ. તમે માતાજી પાસે જઇ મારા પ્રણામ સાથે જે જોયું છે તે કહેજો. પહેલાંની વેદનાથી થાકી ગયેલી હોવાથી બહુ બોલી શકું તેમ નથી, પરંતુ હવે એમ તો લાગે છે કે માજીની આશીષથી દુઃખ તો ચાલ્યું ગયું છે. માતાજીને કહેજો કે મારી ચિંતા

હવે ન કરે.' આ પ્રમાણેના સુનન્દાની તબિયતના સર્વ સમાચાર સખીઓએ ઉપવનમાં જઈને રાણીને જણાવ્યા. રાણી પણ સ્વસ્થ થઈને મહોત્સવમાં આનંદથી ભાગ લેવા લાગી.

પેલી બાજુ વિષયાકુળ રૂપસેનનું શું થયું તે તરફ જરા દૃષ્ટિ કરીએ. રૂપસેન શરીરની અસ્વસ્થતાના બ્હાનાથી પિતા વિગેરેને છેતરી એકલો ઘરે રહ્યો. સુનન્દાને મળવાના વિચારોથી ભરપૂર મને રાત્રિનો પહેલો ભાગ પૂર્ણ થતાં ભોગસામગ્રી લઈ તાળાંવડે ઘરનાં બારણાં બરાબર બંધ કરી ચાલી નીકળ્યો. રસ્તામાં વિવિધ વિચારોની તરંગમાળા ચાલવા લાગી—'ધન્ય મારી આ રાત્રિને કે જ્યારે મન, વચન તથા કાયાથી પ્રેમમાં એકતાન થઈ ગયેલ રાજકુમારીનો મને મેળાપ થશે. જે સુખ મૂર્ખ માણસને આખા જન્મારાના સહવાસથી પણ ન મળી શકે તે સુખ ચતુર માણસ એક ઘડીમાત્રના સંયોગમાં મેળવી શકે છે, એ વાત નિર્વિવાદ છે. માટે હું ત્યાં જઇ તેના વિયોગનું દુ:ખ ભાંગીશ તથા જાતજાતની કહેવતો, છન્દ. છપ્પા, સમશ્યા. ગાથાઓ વિગેરેથી તેના ચિત્તને રંજન કરી નાખીશ. તેણી પણ વિદ્વાન હોવાથી આશયથી ભરપૂર હાવ. ભાવ, કટાક્ષ, વક્રોક્તિ વિગેરેથી મારા હૃદયને આનંદિત કરશે અને અરસપરસ વિરહથી થતા દુ:ખની વાતો મીઠા વચનરૂપી અમૃતનું સિંચન કરવાથી મનોરથનું વૃક્ષ ખીલી નીકળશે. મારા ચાતુર્યથી ખુશી ખુશી થઈ કલ્પવૃક્ષની માફક ઇચ્છિત ફળ આપનારી તે બનશે. અમે સુરતસુખ ભોગવતાં દેવતા તથા દેવીઓનું સુખ અનુભવશું.' આવા આવા વિચારોથી આર્તધ્યાન કરતો રાત્રિ તથા રાગ એ બન્નેના અંધકારમાં તેણીનેજ સંભારતો તે ચાલ્યો જતો હતો, તેવામાં નથણિ-

યાતી, વર્ષાદના પાણીથી પડુ પડુ થઇ ગયેલી, સમારકામથી વંચિત એક ભીત દૈવયોગે તેના ઉપર ત્રુટી પડી. તેના ભારથી રૂપસેનના અગે અગના ચુરા થઇ જતાં તે મરણ પામી ઋતુ સ્નાનથી એકજ દિવસ થયા નિવૃત્ત થયેલી સુનન્દાની કુખમાં પેલા જુગારીએ કરેલ સ ચોગથી ગર્ભપણે ઉત્પન્ન થયો. ' વિષયોની ગતિ વિચિત્ર છે. હજારો જાતના વૈરવાળો શત્રુ જે દુઃખ આપી શકતો નથી તે દુઃખ વિષયો આપે છે.

विपयाणां विषाणां च, दृश्यते महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि ॥

'વિષય અને વિષમાં આ મોટો ફેર છે કે વિષ તો ખાઇએ ત્યારે જ હણે છે પણ વિષયનું તો સ્મરણ પણ માણસનો નાશ કરે છે.'

સખીઓ ચાલી ગઇ એટલે સુનન્દા પોતાના પડી ગયેલા અલ કાર વિગેરે શોધવા લાગી. તેમાંથી થોડાક મળ્યા અને કેટલાક મળ્યા નહિ. તેણીએ વિચાર્યું કે મારા પ્રાણપ્રિય તેને તુટી ગયેલા જાણી સમારવા લઇ ગયા હશે. તે સમા કરાવીને પાછા મોકલશે. વળી વિચાર આવ્યો કે–'એમ હતું તો પછી સઘળાં શામાટે ન લઇ ગયાં?' સખીએ કહ્યુ કે–'સખીઓ આવી પહોંચવાથી ઉતાવળમાં જે હાથમાં આવ્યુ તે લઇ ગયા જણાય છે. આવતી કાલે તેની તપાસ કરીશુ.' આમ વાતો કરતાં તે બન્ને નિદ્રાધીન થઇ ગયા.

હવે સવાર થતાં નગરવાસીઓ તથા રાજા પોતપોતાને ઘરે પાછા આવ્યા, રૂપસેનનો બાપ પણ કુટુબ તથા ચાકરો સહિત ઘરે પાછો આવ્યો. ઘરે તાળુ જોઇ વિચાર્યું કે–'કોઇ ખાસ કામ માટે અથવા શરીરના કારણે પુત્ર બહાર ગયો હશે.' ઘડી બે ઘડી

થતાં પણ તે પાછો ન ફર્યો તેથી ભાઇ, કાકા વિગેરે સંબંધીઓ તથા નોકરો ચિંતા કરતા તેને શોધવા માટે અહિં તહિં દોડવા લાગ્યા, પણ કોઇ ઠેકાણેથી તેનો પત્તો મળ્યો નહિ. એટલે ભાઇ ભાંડુઓ તથા સંબંધીઓ ભારે દુઃખથી પીડાતા તેને શોધવા માટે આખું ગામ અને ઉદ્યાન વિગેરેના ખુણે ખુણા ફરી વળ્યા. પણ રૂપસેનના બીલકુલ સમાચાર મળ્યા નહિ. રૂપસેનના પિતાએ લુહાર પાસે તાળું ઉઘડાવી, શોકથી ભરપૂર દીલે પત્ની, નોકર, ચાકર વિગેરેને ઘરમાં દાખલ કર્યા અને પોતે પુત્રની ચિંતા કરતો રાજદ્વારે ગયો. દીર્ઘ નિઃશ્વાસ નાખતો તથા આંસુઓ પાડતો તે રાજાને નમીને ઉભો રહ્યો. રાજાએ તેને આ સ્થિતિમાં જોઇ પૂછ્યુ કે–'હે શ્રેષ્ઠિ! તમારે એવું મોટું શું દુઃખ આવી પડ્યું છે? તે શાંતિથી કહો કે જેથી હું તમારૂં દુઃખ દૂર કરી શકું. તમે તો મારા નગરની શોભા છો તથા મારા હૃદયને અતિ પ્રિય છો. તમારૂં દુઃખ જોઇને મને પણ બહુ દુઃખ થાય છે.' પછી ફાટ ફાટ થતા હૃદયે શેઠે સર્વ બીના રાજાને કહી સંભળાવી. રાજા પણ તે સાંભળી બહુ દુઃખી થયો. રાજાએ શ્રેષ્ઠીને ધીરજ આપી અને હજારો સેવકોને બોલાવી આખા ગામ, વન, બીજા ગામો, વાવ, કુવા તથા વેશ્યાના ઘરોમાં તપાસ કરાવી. સો સો ગાઉ સુધી ઉંટ વિગેરે ઉપર સ્વારો મોકલીને તપાસ કરાવી, પણ તેઓ જેવા ગયા તેવાજ પાછા ફર્યા. તેના લેશ માત્ર પણ સમાચાર મળ્યા નહિ. રાજા તેથી ભારે વિચારમાં પડ્યો. કર્મની ગતિ વિચિત્ર છે. તેના સમાચાર જ્ઞાની મુનિ સિવાય બીજો કોણ આપી શકે? શ્રેષ્ઠી નિરાશ થતાં ઘરે પાછો આવ્યો. છ માસ સુધી બહુ બહુ ધન ખરચી તેની તપાસ કરાવી પણ લેશ માત્ર સમાચાર મળ્યા નહિ.

દૈવની ગતિને કોણ રોકી શકે ? શ્રેષ્ઠી તેના વિયોગનું ભારે દુઃખ ભોગવતો દુઃખમાં કાળ પસાર કરવા લાગ્યો.

સુનન્દાની સખીએ માણસોને મોઢેથી આ વાત સાંભળી તે સુનન્દાને કહી. તે બહુજ દુ:ખી થઇ સખીને કહેવા લાગી કે–'અહિંથી પાછા જતાં શું કોઇ ચોરે ઘરેણાના લોભથી તેને મારી નાખ્યા હશે અથવા તેને ઉપાડી ગયા હશે?' તેણીએ પણ બહુ બહુ તપાસ કરાવી પણ કોઈ ઠેકાણેથી તેનો પત્તો મળ્યો નહિ.

હવે એક મહિનો લગભગ થવા આવ્યો, એટલે શરદી, અંગોનું તુટવુ, શિથિલતા વિગેરે ગર્ભનાં ચિન્હો રાજકુંવરીને જણાવા લાગ્યા તેણે સખીને બધી બીના જણાવી. તેણે કારણ કળી જઇ અપકીર્ત્તિના ભયથી કોઈ સુયાણીને ખુબ ધન આપી તેની પાસે ક્ષારવાળી ઔષધિ વિગેરે પ્રયોગો કરાવી ગર્ભ પડાવી નાખ્યો; રૂપસેનનો જીવ ત્યાંથી ચ્યવી, ત્રીજા ભવમાં એક સાપણની કુખમાં ઉપજી નાગપણે ઉત્પન્ન થયો.

સુનન્દાએ હવે સખી મારફત માતાને કહેવરાવ્યું કે–'હવે મારૂં વેવિશાળ ખુશીથી કરો.' તે સાંભળી રાણીએ ઘણા હર્ષથી તે વાત રાજાને કહી. એટલે રાજાએ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા સાથે તેના લગ્ન કર્યાં. સુવર્ણ, રત્ન, હાથી, ઘોડા વિગેરેથી જમાઇને પ્રસન્ન કરી સુનન્દાને તેની સાથે વિદાય કરી રાજા પણ ઉત્સાહથી તેણીને લઇને પોતાના નગર તરફ પાછો ફર્યો અને તેણીની સાથે ભાતભાતના ભોગો ભોગવતો તે સુખમાં કાળ વ્યતિત કરવા લાગ્યો.

રૂપસેનનો જીવ સર્પિણીના ગર્ભમાં ઉત્પન્ન થયો હતો તે આયુષ્ય બળવાન હોવાથી માતાના ભક્ષણમાંથી બચી જઇ[1] મોટો

૧ સાપણ પ્રસવ કરતી વખતે પોતાના બચ્ચાંઓને ખાઇ જાય છે, તેમાંથી નાશી છુટે છે તે બચે છે.

થયો અને પૃથ્વીપર આહાર માટે રખડતા એક વખત કર્મસં-યોગે તેજ રાજમંદિરમાં આવી ચડ્યો.

ઉન્હાળાનો સમય હોવાથી તે રાજરાણી પોતાના આવાસની વાટિકામાં જળયંત્રથી ઠંડા કરેલા પ્રદેશમાં યથેચ્છ વિહાર કરતા હતા. ને નાગ દૈવયોગે ત્યાં આવી સુનન્દાને જોતાં આગલા ભવના રાગના ઉદયથી સ્તબ્ધ થઈ જઇ, ફણા ઉંચી કરી તેની સામે સ્થિત થયો અને મસ્તક ધુણાવવા લાગ્યો. સુનન્દા તેને જોઇ બહુજ બીવા લાગી અને રાડ પાડીને ત્યાંથી નાસવા લાગી. તે જેમ જેમ નાસતી ગઈ તેમ તેમ તે સર્પ તેની પાછળ પાછળ ભમવા લાગ્યો. સુનન્દા વધારે જોરથી રાડ પાડીને કહેવા લાગી કે—'અરે કોઇ દોડો, દોડો, આ સર્પ મને કરડવા માટે મારી પાછળ લાગ્યો છે.' આ પ્રમાણે સાંભળી રાજાએ સેવકો પાસે શસ્ત્રવડે તેને મારી નખાવ્યો.

ત્યાંથી મરીને ચોથા ભવમાં તે કાગડાપણે ઉત્પન્ન થયો. ક્રમે ક્રમે વધતો તે નગરમાં ફરવા લાગ્યો. એક વખત ભમતાં ભમતાં એક મોટા વૃક્ષની ડાળી ઉપર બેસીને તે ફળો ખાતો હતો, તેવે સમયે તેજ રાજારાણીનું યુગલ ફળફુલની શોભા જોતું તેજ વાટિકામાં આવી ઘણા માણસોવાળા એક આવાસમાં બેસી વિલાસ કરવા લાગ્યું. તેમની આગળ ગાયન ગાનારા ઉસ્તાદો સમયને અનુકૂળ દિવ્ય અને મધુર ગાન વીણા સાથે ગાવા લાગ્યા. તે બન્ને ગાયનના રસમાં લીન થઈ જઈ એક ચિત્તે સાંભળવા લાગ્યા. તે વખતે ગાયકો સિવાય બીજું કોઈ જરાપણ બોલતું નહોતું. તેવામાં પેલો કાગડો ભમતો ભમતો ત્યાં આવી ચડ્યો અને આવાસની સામે આવેલા એક વૃક્ષની ડાળીમાંથી આમ તેમ જોતાં તેની દૃષ્ટિ સુનન્દા ઉપર પડી, એટલે તેની ઉપર રાગ થઈ

આવવાથી તે ખુશ ખુશ થઇ આમ તેમ ભમવા લાગ્યો અને ઉંચા સાદે અવાજ કરવા લાગ્યો. અશુભ નામ કર્મોદયથી તેનો અવાજ એટલો કર્કશ હતો કે તેથી રાજાને રંગમાં ભંગ પડવા લાગ્યો; આથી રાજાએ સેવકોને કહ્યું કે-'અરે મૂર્ખો! આવા સમયમાં સંગીતમાં આપણને વિઘ્ન કરનાર આ પક્ષીને તમે ઉડાડતા કેમ નથી?' રાજાના હુકમથી સેવકોએ તે કાગડાને ઉડાડ્યો, પરંતુ તે તો ફરી ફરી ત્યાંનો ત્યાં આવી અવાજ કરવા લાગ્યો. આમ ત્રણ ચાર વાર ઉડાડવા છતાં મહામોહને વશ થવાથી તે પાછો આવતો અટક્યો નહિ, એટલે રાજાએ ગુસ્સે થઇને તેને ગોળી મારવાથી તે હણાઇને જમીન ઉપર પડ્યો.

ત્યાંથી ચ્યવી તેજ નગરના ઉદ્યાનમાં હંસપણે ઉત્પન્ન થયો. અનુક્રમે વધતો, સરોવર તથા વૃક્ષોમાં યથેચ્છ વિહાર કરતો તે પોતાનો સમય વિતાવવા લાગ્યો. એક વખતે ગ્રીષ્મઋતુમાં તે દંપતી પાણીના સિંચનથી શીતળ કરેલી ઘીચ ઝાડીમાં પૂર્ણ છાયાને લીધે તાપ દૂર થયેલ હોવાથી આનંદ આપતા પ્રદેશમાં એક વડ-વૃક્ષની નીચે બેઠા હતા, આગળ ગાનારાઓ અનેક રસથી ભરપૂર ગાયનો તથા આલાપો છેડી રહ્યા હતા. આવા સમયે રૂપસેનનો જીવ હંસ ભમતો ભમતો જેવો તે ઝાડની ડાળી ઉપર આવી ચડ્યો કે તરતજ તેની દૃષ્ટિ પાછી સુનન્દા ઉપર પડી, વળી મોહ ઉત્પન્ન થતાં તેના મોઢા સામુ જોઈ મધુર શબ્દથી અવાજ કરતો અનિ-મિષપણે તેના સામુ જોઈ રહ્યો. તે સમયે એક કાગડો ઉડતો ઉડતો ત્યાં આગળ આવી હંસ પાસે બેઠો. તે કાગડો રાજાના સુંદર સફેદ વસ્ત્રો જોઇ તેના ઉપર ચરક્યો, તેથી ગુસ્સે થઇ રાજાએ બંદુક લઈ જેવી ગોળી છોડી કે તરજ ચેતી જઈ તે ઉડ્યો કાગડો

ઉડી ગયો, પરંતુ પેલી ગોળી મોહમાં મૂઢ બનેલા હંસને લાગી. તેના આઘાતથી હંસ તરફડતો રાજાની આગળ પડ્યો. તે જોઇ એક ડાહ્યો માણસ બોલી ઉઠ્યો કે-'સ્વામિન્! કાગડે કરેલું પાપ બિચારા હંસને ભારે પડ્યું.' ત્યારે બીજાએ કહ્યું કે-'માઠી સંગતિનાં ફળ આમજ ભોગવવાં પડે છે.' તે હંસને જોઇને રાજાને પણ દયા આવી, પણ શું કરે? ગોળી લાગી તે કાંઇ ન લાગી થાય તેમ નહોતું.

હંસ ત્યાંથી મરી તેજ દેશના જંગલમાં હરિણીની કુક્ષિમાં હરણપણે ઉત્પન્ન થયો. સમય વિતતાં જન્મ પામી માતાનું દુધ પીતો તે તેની સાથે ભમવા લાગ્યો. અનુક્રમે વય વધતાં જુવાન થઇ તે હરણના ટોળા સાથે જંગલમાં ફરવા લાગ્યો. ઘાસ તથા જળથી સંતુષ્ટ થઇ તે સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક વખત સુનન્દાએ રાજાને કહ્યું કે-'તમે જ્યારે શિકાર કરવા જંગલમાં જાઓછો ત્યારે ચપળ ગતિવાળા તથા મનુષ્યની ઉપર દૃષ્ટિ પડતાં વેંત દોડી જતા હરણોને વશ કરી કેવી રીતે મારો છો?' રાજાએ કહ્યું કે-'પ્રિયે! ગાયનમાં અતિ કુશળ માણસોને લઇને ગાઢ વનમાં અમે જઇએ છીએ. ત્યાં સેવકો વૃક્ષની નીચે ઉભા રહી, મધુર સ્વરે ગાયનો ગાય છે. તે રાગોની મૂર્છના વિગેરે સાંભળી રાગમાં અંધ બની જઇ હરણો ખેંચાઇ આવે છે. ટોડી, સારંગ વિગેરે રાગોમાં મદમસ્ત થઇ નિર્ભય બની જઇ એકતાન-વાળા તેઓ ગાયકની નજીક એટલા બધા આવી જાય છે સુખેથી તેમને પકડી શકાયછે. બીજા સેવકો જરા દૂર જઇ જાડા દોરાવાળી મોટી જાળી વનની ચારે બાજુ બાંધી લે છે. આટલું થયા પછી ગાયકો ગાયન બંધ કરી દે છે: તેઓ પાછા પલાયન

ફરી જવા પ્રયાસ કરે છે, પણ વનની ફરતી દોરી બાંધી લીધેલી હોવાથી કયાંથી જઈ શકે ? પછી અમે તે દોડી જતા હરણને ક્યાંતો મારી નાખીએ છીએ અથવા જીવતાજ પકડી લઈએ છીએ.' સુનન્દાએ કહ્યું કે-'તૃણયુક્ત મોઢાંવાળાં બિચારા નિર્દોષ હરણને આટલી બધી મહેનતે પકડવામાં ને મારવામાં શો લાભ ?' રાજાએ કહ્યુ કે-'એતો અમારો રાજધર્મ છે. અમારી જમીનમાંથી અમારૂં ઘાસ ખાય છે, પાણી પીવે છે અને તેનો કાંઇ કર આપતા નથી. આ અપરાધથી અમે કેટલાક હરણોને મારીએ છીએ. એમાં કાંઇ પાપનું કામ કરતાં નથી. લાભ તો દેખીતોજ છે, કેમકે તેથી ચલિત લક્ષ્યને પાડી શકવાનો અનુભવ થાય છે.' સુનન્દાએ આ વાત સાંભળી એમજ હશે એમ સમજી તે વાત સ્વીકારી. જૈન ધર્મના બોધ સિવાય ખરા તત્ત્વનું જ્ઞાન કયાંથીજ થાય ? સુનન્દાએ પછી વિનંતિ કરી કે-'પ્રાણનાથ ! મહા આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી તે ક્રીડા એકવાર મને દેખાડો.' રાજાએ કહ્યુ કે-'ભલે, ફરી જયારે શિકાર કરવા જઇશ ત્યારે તને સાથે લઇને જઇશ.'

કેટલાક દિવસ ગયા પછી રાજાએ સુનન્દાને કહ્યું કે-'આવતી કાલે અમે શિકાર માટે જવાનો વિચાર રાખીએ છીએ, જોવાની ઇચ્છા હોય તો સાથે આવવા તૈયાર રહેવુ.' બીજે દિવસે રાણીને સાથે લઇ સૈન્ય સાથે રાજાએ જંગલના ઉડા ભાગમાં જઇ એક મોટા ઝાડ નીચે ઉભા રહી સેવકોને હુકમ કર્યો કે-' ગીત ગાનથી હરણના ટોળાને તમે આ તરફ ખેંચી લાવો.' સેવકો પણ ઉપર કહી ગયા તે પ્રમાણેની કળાથી હરણના યુથને ખેંચી લાવ્યા. રાજારાણી ઘોડા ઉપર સ્વારી કરી ત્યાં આગળ ગયા. ત્યાં રાગથી ખંધાઇ ગયેલ ચિત્તવાળા, જાણે ચિત્રમાં આળેખેલા હોય તેની

માફક સ્થિર એક ધ્યાનથી સાંભળતા તેઓ ઉભા હતા. તેઓની અંદર હરણપણે ઉત્પન્ન થયેલો રૂપસેનનો જીવ પણ હતો. આમ તેમ ભમતા તે હરણની દૃષ્ટિ ઘોડા ઉપર બેઠેલી સુનન્દા ઉપર પડી, એટલે તેના ઉપર તેને મોહ થઇ આવ્યો. તેને દેખતાંજ તે હરણ મોહમાં અંધ બની ગયો અને હર્ષથી નાચાનાચ કરતો ફરી ફરીને એક દૃષ્ટિએ તેના સામુંજ નિહાળવા લાગ્યો. આ સમયે સેવકોએ ગાન બંધ કર્યું, એટલે બધા હરણો જુદી જુદી દિશાઓ તરફ નાસવા લાગ્યા, પરંતુ રૂપસેનનો જીવ હર્ષથી ભરાયેલ મને ત્યાંજ ઉભો રહ્યો. રાજા તેની આવી દશા જોઈ રાણીને કહેવા લાગ્યો કે–'પ્રિયે ! આ હરણ રાગમાં પૂર્ણ આસક્ત થયો હોય તેમ લાગે છે; ગાયન બંધ થતાં બધા હરણો નાશી ગયા, પણ આ હરણ ફરીને ગવાવાની આશાએ ઉભો રહ્યો જણાય છે. આ હરણ ભર જુવાનીમાં હોવાથી પુષ્કળ માંસવાળો છે, એટલે તેનું માંસ બહુ સ્વાદવાળું લાગશે' આમ બોલી બાણને કાન સુધી ખેંચી તેના ઉપર છોડ્યું, તેથી તે હરણ હણાઇને તરતજ જમીન ઉપર પડ્યો અને એક ક્ષણમાંજ ત્યાંથી મરી વિંધ્યાદ્રિમાં કોઇ હાથણીને પેટે હાથીપણે ઉત્પન્ન થયો

રાજા તે હરણના શરીરને ઉપડાવી પોતાના સુંદર આવાસમાં આવ્યો. ત્યાં રસોયાને હૂકમ કર્યો કે–'આનું માંસ બરાબર પકાવજો, સુંદર સુંદર મસાલા ભેળવી તેને સ્વાદિષ્ટ બનાવજો.' સેવકોએ રાજાની આજ્ઞાનુસાર સુંદર મસાલાઓમાં મેળવી, ઘીથી તેને તર કરી, માંસનો પાક બનાવી સોનાના વાસણમાં ભરીને રાજાની આગળ લાવીને મૂક્યુ. એટલે બધાને યોગ્યતા પ્રમાણે વહેંચી આપી રાજા રાણી બન્ને તે ખાવા લાગ્યા, અને

તેનો સ્વાદ મેળવીને ફરી ફરી તેની પ્રસંશા કરવા લાગ્યા કે—' આ માંસ તો બહુ સ્વાદિષ્ટ નિકળ્યું. આગળ બહુ વાર માંસ ખાધું હતુ પણ આની આગળ તે રદ છે.'

આ સમયે તેમના ભાગ્યયોગે ત્યાં આગળ બે મુનિઓ આવી ચડ્યા. માર્ગે ચાલ્યા જતાં આ અયોગ્ય દશ્ય જોઈ એક મુનિએ જ્ઞાનના ઉપયોગથી આગળ બની ગયેલ બનાવ જાણી લઈ બીજા મુનિને કહ્યુ કે—'નિરર્થક કરેલાં કર્મોનાં ફળનુ બળ તો જુઓ. આ હરણ (રૂપસેનનો જીવ) કેવળ મનના વિચારો તથા કલ્પનાઓથીજ કર્મબંધ કરી મન, વચન તથા કાયાના યોગથી હેરાન હેરાન થઈ ભવભવ રખડવા છતાં પોતાના કર્મોની નિર્જરા કર્યા સિવાય અકાળે મરણ પામ્યો છે. જે સ્ત્રી માટે તે બિચારો ભવોભવ વર્ણવી ન શકાય તેવા દુઃખો સહન કરે છે, તેજ સ્ત્રી હર્ષથી તેનું માંસ ખાય છે. અસાર સંસારના આવા સંયોગો તથા બંધનોને ધિક્કાર છે.' આમ બોલી માથુ ધુણાવતા તે મુનિ આગળ ચાલ્યા.

આ સર્વ બનાવ બારણા પાસે બેઠેલા દંપતિએ જોયો. તે જોઇને રાજાએ મુનિને બોલાવીને પૂછ્યુ કે—' હે મુનિ! તમે માથું ધુણાવ્યુ તે અમને માંસ ખાતા જોઈ દુગંચ્છા આવવાથી કે તે સિવાય બીજો કાંઈ હેતુ છે ખરો? અમારા કુળમાં માંસ ખાવાની તો પરંપરાની પ્રવૃત્તિ છે. તમારી જેવા મોટા માણસો કાંઇ નિમિત્ત સિવાય માથું ધુણાવે અથવા નિંદા કરે તે બનવા યોગ્ય નથી. માટે હુ પૂછુ છું કે શા કારણથી આપે માથુ ધુણાવ્યું?' મુનિએ કહ્યું કે—'હે રાજન્! માંસભક્ષણ કરવું તે અમારા કુળની પ્રવૃત્તિજ છે તેમ જે તમે કહ્યું તે તો અમારા પણ ધ્યાનમાં છે. જિનવાણીથી અજ્ઞાત, અનાદિ કાળથી વિચિત્ર સ્વભાવવાળો તથા ઇંદ્રિયોને

વશ થયેલો જીવ તેની તૃપ્તિ માટે શું શું નથી કરતો ? માટેજ—

आत्मभूपतिरयं सनातनः, पीतमोहमदिराविमोहितः ।
किंकरस्य मनसोऽपि किंकरैरिन्द्रियैरहह ! किंकरीकृतः ॥

'આ જીવ મૂળથી તો પોતાનો રાજા છે, પરંતુ મોહમદિરા પીવાથી મનરૂપી સેવકની પણ સેવક એવી ઇંદ્રિયોનો ગુલામ થઇ બેઠો છે.' સંસારના જ્ઞાન વગરનો જીવ મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ વિગેરેથી પ્રેરાઇને ઇન્દ્રિયના સુખોથી બંધાઈ અઢારે પાપસ્થાનકો સેવે છે. કયો રસ્તો પકડવો ઉચિત ગણાય તે સંબંધી જ્ઞાન વિનાનો પ્રાણી હઠથી ભ્રમણ કર્યા કરે તેમાં આશ્ચર્ય પણ શું ? કેમકે જેવું કરે તેવું પામે; પણ વધારે આશ્ચર્ય જેવુ તો એ છે કે કુકર્મો કરવાથી જે પાપ થાય છે તેના કરતાં પણ કુકર્મના ચિન્તન માત્રથી કરેલ પાપોને પરિણામે ઘણીવાર માણસ વધારે દુ:ખી થાય છે. જ્ઞાનદ્વારા આ વાત પ્રત્યક્ષ જોવાથી અમે માથુ ધુણાવ્યુ હતું, બીજુ કાંઇ કારણ નહોતુ ' આમ કહી મુનિ અટકયા, એટલે રાજાએ પૂછયું કે—' અપરાધ કરવાથી થાય તેના કરતાં પણ ઘણીવાર માણસ મનોરથ માત્રથી વધારે દુ:ખી થાય છે તેવુ જેને માટે આપે જ્ઞાનથી જોયુ તે જીવ કોણ છે ? અને કઇ રીતે ફક્ત કુકર્મોનું ચિંતવન કરવા માત્રથી તે વધારે દુ:ખી થયો છે ? તે દયા કરી આપ અમને જણાવો કે જેથી મારી જેવા અજ્ઞાની ઉપર કાંઈક ઉપકાર થાય.' મુનિએ કહ્યું—'રાજન્ ! વિષય કષાયને વશ જીવો દુનિયામાં જે જોતા નથી, સાંભળતા નથી તથા અનુભવતા નથી તેનુ ફક્ત ચિંતવન કરવા માત્રથી દુર્ધ્યાન કરી નિગોદ રૂપી મહા દુ:ખસમુદ્રમાં પડે છે. કાંઈ ખરાબ કૃત્યો કરતા નથી, પરંતુ વિષય, કષાયયુક્ત માત્ર

કલ્પનાઓ કરી પરંપરાએ અનંતા કાળ સુધી વધ, બંધન, તાડન, તાપ, છેદન, ભેદન વિગેરે એવાં એવાં દુઃખો અનુભવે છે કે તેનું વર્ણન જ્ઞાનીઓથી પણ કરી શકાય નહિ.' રાજાએ કહ્યુ કે–'સ્વામિન્! નરક તથા નિગોદ સંબંધી આપે જે કહ્યું તે નરક નિગોદનુ સ્વરૂપ આ આસન ઉપર બેસી આપ અમને કહો. આપને સ્થાને જવામાં કાંઇક વિલંબ તો થશે, પરંતુ સાધુ પુરૂષોને રોકવાથી પણ લાભજ થાય છે. આપ મારા ઉપર કૃપા કરવા સમર્થ છો, તેથીજ હું પ્રાર્થના કરૂં છું.'

મુનિએ પણ મોટા લાભ થશે એમ સમજી ત્યાં રોકાઇને આગમની રીતિ પ્રમાણે નરક નિગોદના વિપાક હેતુઓ સાથે ઉપદેશ દ્વારા સમજાવ્યા. રાજા આ સાંભળી આશ્ચર્ય પામી સંસારથી ડરી મુનિને નમસ્કાર કરીને પૂછવા લાગ્યો કે–'જો આ સંસાર અનર્થોથી ભરપૂરજ છે, તો પછી હરહંમેશ પાપ કર્મો કરનારા એવા મારી જેવાની શી દશા થશે ?' મુનિએ કહ્યુ કે–'રાજન્! હજુ કાંઇ ગયું નથી. જો અત્યારથી ચેતી મન, વચન તથા કાયાને શુદ્ધ કરી ધર્મનું આરાધન કરશો તો જુજ સમયમાં દૃઢપ્રહારી, કાળકુમાર, ચિલાતીપુત્ર, ચુલિની વિગેરે મહા કુકર્મી માણસોની માફક બધા કર્મોનો ક્ષય કરી મુક્તિસુખ અવશ્ય મેળવશો. મોક્ષ જેવું સુખ બીજું એકે નથી. માટે શક્તિ અનુસાર ધર્મનુ આચરણ કરવું યોગ્ય છે.'

પછી રાજાએ પૂછ્યુ કે–'હે સ્વામિન્! જેને નિમિત્તે અમે વાર્ત્તામાં અમૂલ્ય સુખડી પ્રાપ્ત કરી તેની વાર્ત્તા આપે કહી નહી, તે સાંભળવાનુ અમને બહુ મન છે, માટે દયા કરી તે વાત અમને કહો.' સાધુએ કહ્યું કે–'હે રાજન્! કર્મની ગતિ વિચિત્ર છે, તેની આગળ કોઇનું ઉપજતું નથી. માટેજ જે કુળવાન કુટુંબમાં ઉત્પન્ન

થયા હોય છે તેઓ પાપપ્રવૃત્તિનું મનથી પણ ચિંતવન કરતા નથી. કરવાની વાત તો બાજુ ઉપર રહી પણ કુકર્મની વાર્ત્તાથી પણ તેઓ ખેદ પામે છે. આવા માણસોને પણ આગલાં પ્રબળ કર્મો ઉદયમાં આવતાં ન સમજી શકાય તેવો મતિવિપર્યાસ થઈ જાય છે. આવી વાતો સાંભળી માણસો તે સાચી માની ન શકવાથી કહેનારને ઉપાલભ દે છે, પરંતુ કર્મના ઉદયથી આપણી બુદ્ધિ આપણને આવા ખરાબ માર્ગે દોરે છે. આ પ્રમાણે કોઇ અમુક જીવે આગલા ભવના કર્મોદયથી કુકર્મ કર્યું પણ તેના પુણ્યના બળથી કોઇના જાણવામાં તે બીના આવી નહિ. આવી વાત ગુરૂચરણના પસાયથી અમારા જાણવામાં આવી, પરંતુ તે જીવ પોતે કરેલ કુકર્મોની વાત સાંભળી કદાચ મનમાં દુભાય અથવા શરમાય અથવા સંબંધીઓ તે વાત સાંભળી તેના ઉપર સ્નેહ છોડી દે, અથવા છેવટ મનમાં દ્વેષ રાખે, અતિ નિકટ સબધમાં હોય તો કદાચ તાડના પણ કરે અને તે દુઃખથી પીડાઈ તે જીવ શત્રુની માફક દ્વેષી બની નાહક કર્મો બાંધે, વધારે નહિ તો છેવટ સંબધ તો તોડીજ નાખે—તેમ લાગવાથી તે વાત ન કરવી તેજ શ્રેયસ્કર લાગે છે.'

મુનિએ કહેલી સર્વ વાત સાંભળી સુનન્દા બોલી કે--'ભગવન્! આપેજ હમણાં ઉપદેશ કરતાં કહ્યુ કે જીવો બધી કરણી આગલા કર્મ ઉદય આવવાથીજ કરે છે, માટે સમજુ માણસોએ તેમાં આશ્ચર્ય પામવા જેવુ કાંઇ છેજ નહિ; પરંતુ કરેલ પાપનો પશ્ચાત્તાપ કરવો કે જેથી પાપની વૃદ્ધિ બીલકુલ ન થાય તમારા વચનથી આટલુ જાણ્યા પછી આપ ખુશીથી કર્મોદયથી ઉત્પન્ન થયેલ બીના સંબધી અમને કહો.' સાધુએ પૂછ્યું કે—'તેમાં કાંઈ તમારેજ લગતુ હોય તો તે સાંભળીને તમે નાખુશ તો નહિ થાઓ

જો તેમ હોય તો વાત કહીએ.' રાણીએ કહ્યું કે-'ભગવન્! સુખેથી આપ કહો. અમને અજ્ઞાન દશામાં કરેલા દુષ્કૃત સબંધીની વાત સાંભળી તે પાપનો નાશ કરવાનો ઉપાય પણ તમારી પાસેથીજ મળી આવશે' રાજાએ પણ કહ્યું કે-'સ્વામિન્! આપના ઉપદેશથી અમુક સુખ અથવા દુઃખ આપનાર છે, એવો અનાદિ કાળનો અમારો ભ્રમ દૂર થયો છે જીવો કર્મોદયથી ઉત્પન્ન થયેલા અજ્ઞાનને વશ થઇને અનેક પ્રકારના દુષ્કૃત્ય કરે છે. તમારા ઉપકારથી અમને રાગ દ્વેષની વૃદ્ધિ થતી બંધ થઇ જશે, માટે આપને જે કહેવુ હોય તે સુખેથી કહો.'

આટલો આગ્રહ થવાથી સાધુએ કહ્યુ કે-"સુનન્દા! બાળપણામાં જ્યારે તારા મહેલની અગાશીમાં સખી સાથે ઉભા ઉભા કોઇ શેઠીઆના ઘરમાં દૂરથી તેને રૂપ, યૌવન, વિનય વિગેરે ગુણોથી યુક્ત એવી પોતાની ભાર્યાને કાંઈ બહાનુ કાઢીને મારતાં જોઇને તમને પુરૂષો ઉપર દ્વેષ ઉત્પન્ન થયો હતો તે સાચી વાત?" મુનિનું કહેવું સાંભળી આશ્ચર્ય પામી સુનન્દાએ કહ્યું કે-'સ્વામિન્! આપ કહો છો તે સત્ય છે.' "તે દ્વેષથી તમે લગ્ન કદિ ન કરવાની પ્રતિજ્ઞા કરવા માંડી, પણ સખીઓએ ના પાડવાથી પ્રતિજ્ઞા લીધી નહીં. સમય જતાં તમે યુવાન થયા, એટલે તેજ મુજબ અગાશીમાં ઉભા ઉભા કોઇ મોટા શેઠીઆના ઘરમાં દંપતિને વિલાસ કરતા જોઇ તમને તીવ્ર કામનો ઉદય થયો. સખીઓએ તમને શિખામણ દઇને ત્યાંથી નીચે ઉતારી એક અટારીમાં ઉભી રાખી; તે સમયે અતિ સ્વરૂપવાન, યુવાન, ચતુર તથા સુંદર વસ્ત્રોથી યુક્ત એક શેઠીઆના પુત્રને બજારમાં એક પાનવાળાની દુકાન પાસે ઉભો રહેલો જોઈ તમને તેના ઉપર મોહ ઉત્પન્ન થયો સખી મારફત

પત્રિકાઓની આવજા થવાથી તમારા વચ્ચે ગાઢ સ્નેહ ઉત્પન્ન થયો, પરંતુ મળવાનું બની શકતું નહોતું; છેવટ કૌમુદી મહોત્સવના અવસરનો લાભ લઈ દોરડાની નિસરણી દ્વારા મળવાનો સંકેત કર્યો, તમે બન્ને શરીર અસ્વસ્થ હોવાને બ્હાને ઘરમાં રહ્યા. રાતના પહેલા ભાગમાં દાસી મારફત નિસરણી મૂકાવી. આ વખતે તારી જાણ બહારની એક વાત બની હતી તે સાંભળ—

'તે શહેરમાં એક ધૂતારો રહેતો હતો. તે દ્યુતમાં બહુ ધન હારી જવાથી દુઃખી થઇ રખડતો હતો. કૌમુદી મહોત્સવને દિવસે જ્યારે બધા લોકો બહાર ક્રીડા કરવા ગયા ત્યારે કોઇ ગૃહસ્થનું ઘર ફાડવાની ઇચ્છાએ તે એક પહોર રાત ગઇ એટલે ભમતો ભમતો કર્મ યોગે તમારા સંકેતસ્થાન પાસે આવી ચડ્યો. નિસરણી વિગેરે જોઇને સંકેતની કલ્પના કરી લઇ તે દુષ્ટ બુદ્ધિવાળો નિસરણી ઉપર ચડી ગયો. સખીએ નિસરણી ચાલતી જોઇ તેને કહ્યું કે—' તમે આવ્યા ?' ધૂર્તે હા પાડવાથી સખી પણ શેઠિઆનો પુત્ર આવ્યો છે તેમજ સમજી ત્યાં ઉભી ઉભી તેણીએ તને વધામણી દીધી. તું રાજી થઈ, તે ધૃષ્ટ ધૂતારો આટલું કહેતા વેંત ઉપર ચડી આવ્યો. આ વખતે સખીઓના ટોળાંને આવતું જોઈને દાસીએ દીવો ઓલવી નાખ્યો. તેનો હાથ ઝાલી દાસીએ તેને તારા પલંગમાં મૂક્યો. સખીઓને સમજાવી બીજાં કામ માટે મોકલી દીધી. અંધારામાં તે ધૂતારાને રૂપસેન સમજીને તેને તારી સાથે સંયોગ કરવા દીધો. પેલી સખીઓ પાછી આવવાના ભયથી તેં તેની સાથે વાત પણ કરી નહી. 'સંયોગ મળતાં વાત કરશું' તેમ કહી સખીએ તેને જવા કહ્યું. તે સાંભળી તુટેલ હાર વિગેરે લઇ તે ચાલતો થયો.'

પોતાના ધારવાથી વિપરીત બીના બનેલી સાંભળી દીર્ઘ નિઃશ્વાસ મૂકીને તેણીએ કહ્યું કે–'હે સ્વામિન્ ! તમે કહો તેમાં શંકા જેવું તો શેનુ જ હોય ? પણ હવે રૂપસેનનું શું થયું ?' તે કહો.

સાધુ મહારાજે રૂપસેનની સર્વ બીના કહીને કહ્યુ કે–' તે રૂપસેનનો જીવ હરણ મોહને વશ થઇને ત્યાંથી જઇ શકતો નહોતો, રાજાએ તેને માર્યો. તમે તેનાજ માંસનું આટલા હર્ષ સાથે ભોજન કરતા હતા. કર્મની ગતિ આવી વિચિત્ર છે. આ બધી હકીકત જાણીને અમે માથું ધુણાવ્યુ હતુ, બીજું કાંઇ કારણ નહોતુ.'

રાજારાણી આ તમામ વાત સાંભળી સંસારથી વિરક્ત બની કહેવા લાગ્યા કે–' આ સંસારનુ સ્વરૂપ કેવુ વિચિત્ર છે!' રાજાએ પૂછ્યુ કે–મુનિરાજ ! સ્ત્રીમાં આસક્ત માણસોની શુ આવીજ દશા થાય છે ?' મુનિરાજે કહ્યુ કે–' હે રાજન્ ! કેવી ઘોર નિદ્રામાં તમે પડ્યા છો ? અઢાર પાપસ્થાનોમાંથી એક પાપસ્થાનક પણ ફક્ત એક ભવમાંજ સેવવાથી અનંત કાળ સુધી મનુષ્ય નરક તથા નિગોદમાં રખડે છે; અસંખ્ય પ્રકારનાં માઠાં ફળો ભોગવે છે, તેનુ સ્વરૂપ ફક્ત કેવળીજ જાણે છે, જો કે એક મોઢેથી તે પૂરા ગણાવી પણ શકાતા નથી. આ સંસારમાં દેવો ચ્યવીને પશુ થાય છે, પશુ દેવ થાય છે, માતા પુત્રી થાય છે, પુત્રી માતા થાય છે તથા ક્વચિત્ સ્ત્રી પણ માતા થાય છે અને માતા સ્ત્રી થાય છે. પિતા પુત્ર થાય છે તથા પુત્ર પિતા થાય છે, વળી આ જીવ સેવક, શ્વાન, ઘોડો અથવા ગધેડો પણ બને છે. શત્રુ મરીને મિત્ર, પ્રિયા કે પુત્ર બને છે. રાજા મરીને દાસ બને છે. બ્રાહ્મણ મરીને ઢેઢ થાય છે, ઢેઢ બ્રાહ્મણ થાય છે, ચક્રવર્તી મરીને કંગાળ ભિખારી

પણ બને છે. ગમે તે માણસ મરીને વેશ્યા, વાઘ, હરણ, મત્સ્ય ગમે તે બને છે. બધી જાતના જીવો સાથે સંબધમાં આવી શકે છે. દરેક જીવને એક એક જીવ સાથે હજારો વાર આગળ સંબંધ થયો હોય છે તેમાં ખાસ નિયમ જેવુ કાંઇ પણ નથી. ચોરાશી લાખ જીવાયોનીમાંથી સર્વ જાતિમાં અને સર્વ જગ્યાએ અનન્ત વાર આ જીવ જન્મ મરણ પામ્યો છે, તેમાંની એક પણ જાતિ બાકી નહિ રહી ગઈ હોય કે જેની અંદર આ જીવ જઈ આવ્યો ન હોય. હવે પછી પણ જો તમે દીક્ષા નહિ લ્યો તો સંસારમાં ભમ્યા કરવુ જ પડશે. રાજ્યસુખ તો શરદ્ઋતુના વાદળાં જેવું ચંચળ છે. જિનેશ્વર ભગવાને સસારનું સ્વરૂપ આવું ભાખ્યુ છે. હવે તમને જે યોગ્ય લાગે તે કરો.'

મુનિરાજની દેશના સાંભળી પાસે બેઠેલા સર્વ માણસો વૈરાગ્ય પામ્યા. રાજા પોતે ઉઠી મુનિના ચરણમાં પડી કહેવા લાગ્યો કે–' હે મુનિરાજ ! તમે નિષ્કારણ ઉપકાર કરવાવાળા છો, તમે દયાના ભંડાર, અનાથના બેલી, સમતારૂપી નદીના નાથ ( સમુદ્ર ) છો. આ અગાધ સસારમાં ડુબતા અમારી જેવા જીવોને આપ આપના આગમનથી સહજ વારમાં તારી શકો છો. હવે આ સંસારના દુષ્કૃત્યોમાંથી અમારો ઉદ્ધાર થશે. જો આપનું આગમન ન થયું હોત તો અમારી શી દશા થાત ? ' સુનન્દા પણ અશ્રુ સારતી, સાધુને નમસ્કાર કરતી, પ્રાર્થના કરવા લાગી કે–'હે દયાના ભંડાર હું દુર્ભાગી, કુકર્મ કરવામાં તત્પર તથા બહુ પાપથી ભરેલી હોવાથી મારી શી દશા થશે ? આટલા મોટા પાપનું પ્રાયશ્ચિત્ત મને કઇ રીતે મળી શકશે ? કૃપા કરીને આપ મને કાંઈ માર્ગ સુજાડો.' મુનિએ કહ્યુ કે–'હે ભદ્રે ! ચારિત્ર ગ્રહણ કરવાથી તથા

શ્રી અરિહંત ભગવાનના શાસનનું પ્રતિપાલન કરવાથી તમે બાંધેલાં પાપો કરતાં પણ મોટાં પાપો છુટી જાય છે, અને મોક્ષ મળે છે.'

આટલી વાતો થયા પછી સુનન્દાને એક વાત સ્ફુરી આવી. તેણે પૂછ્યું કે–'હે સ્વામી ! મારે માટે દુઃખી થતો રૂપસેનનો જીવ મૃગભવમાંથી ચ્યવી ક્યાં ઉત્પન્ન થયો છે.' સાધુએ કહ્યું કે–'વિન્ધ્યાટવીમાં આવેલા સુગ્રામ નામના ગામની સીમા પાસે આવેલા જંગલમાં હાથણીને પેટે હાથી પણે ઉત્પન્ન થયો છે' સુનન્દાએ પૂછ્યુ કે–' સ્વામી ! તેનો ઉદ્ધાર થઈ શકશે ખરો ?' મુનિએ કહ્યું કે–'તમારે મોઢેથી પોતાના સાત ભવની વાત સાંભળી તેને જાતિસ્મરણ થશે, એટલે તમારાથી ધર્મ પ્રાપ્ત કરી, તપ કરતાં સમાધિથી મૃત્યુ પામી, સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થશે હવે દીક્ષા લઇ તારો ભવ સફળ કર.'

સુનન્દાએ રાજાને કહ્યું કે–'સ્વામિન્ ! જાતિ, કુળ, ધર્મ તથા નીતિથી વિરૂદ્ધ આચરણ કરીને પાપમાં દટાઈ ગયેલી, કુલટા, કુકર્મ કરવામાં તત્પર તથા નિર્લજ્જ એવી મને કૃપા કરીને જો આપ આજ્ઞા આપો તો હું દીક્ષા લઇને ભવ તરી જાઉ.' રાજાએ કહ્યું કે–'સુંદરી ! બધા જીવો કર્મને વશ હોવાથી તે ઉદયમાં આવતાં ન કરવાનું કરી નાંખે છે અને અકૃત્ય કરીને જન્મ, જરા, મરણ તથા રોગથી ભરપૂર નરક તિર્યંચ વિગેરે ચારે ગતિરૂપ ગંભીર સંસારમાં રખડવા માંડે છે. આ બીક તો બધાની આગળ ખડીજ હોય છે. જ્યાંસુધી ગૃહમાં–સંસારમાં મનુષ્ય રહે ત્યાંસુધી નિર્દોષતા તો ક્યાંથીજ સંભવે ? હું પણ નારકીમાં લઇ જનાર આ રાજ્યને છોડીને સંયમ લેવા આતુર થઈ ગયો છું;

તેથી જેને જેને સંસારથી ભય લાગતો હોય તે બધાને સુખેથી દીક્ષા સ્વીકારવા મારી આજ્ઞા છે. જે જે દીક્ષા લેશે તે સર્વને મારા પ્રશંસનીય શૂરવીર અને અર્થ સાધવામાં તત્પર સંબંધીઓ જાણવા.'

રાજાનું આવું કથન સાંભળી બીજા સભ્યોએ ઉભા થઈ રાજાને કહ્યું કે—'આપની સાથે અમે પણ ચારિત્ર ગ્રહણ કરશું. સ્વામીને અનુસરવું એ સેવકની ફરજ છે, માટે તે ફરજ અદા કરીને અમે કૃતાર્થ થશું.'

તેમનાં આવાં વચન સાંભળી રાજાએ ખુશી થઈને મુનિને કહ્યું કે—'સ્વામિન્! મારે હજુ લોકવ્યવહારને અનુસરીને મારૂં રાજ્ય મારા પુત્રને સોંપવાનું છે, તેથી તેને રાજ્ય ભળાવીને હું તમારી પાસે ચારિત્ર ગ્રહણ કરીશ; માટે મારા મનના મનોરથો પૂર્ણ કરવાને આપ કૃપા કરી નગરના ઉદ્યાનમાં બે દિવસ આરામ કરો.' મુનિએ કહ્યું કે—'રાજન્! જો તમારી આવીજ ઈચ્છા છે તો અહિંથી બે યોજન દૂર અમારા ગુરૂ ઉતરેલા છે, ત્યાં આવીને તમે તમારી ઇચ્છા પૂર્ણ કરજો. ગુરૂની આજ્ઞા સિવાય અમારાથી અહીં વધારે રહી શકાય નહીં.' આમ કહી તે બન્ને મુનિઓ ગુરૂ પાસે ગયા.

રાજાએ ઘરે આવી પુત્રને રાજ્ય આપ્યું. યોગ્ય વ્યવસ્થા કરી. પછી તે પુત્રે પરિકર સાથે ગુરૂ પાસે આવી પોતાના પિતાને દીક્ષા આપવાની વિનયપૂર્વક પ્રાર્થના કરી. પ્રથમ ગયેલા મુનિઓ પાસેથી બધી હકીકત જાણેલી હોવાથી ગુરૂજીએ તેની પ્રશંસા કરી, અને તેને તથા ભવથી ઉદ્વિગ્ન થયેલ સુનન્દા વિગેરેને દીક્ષા આપી.

હવે રાજાએ ઉત્કટ ભાવથી તથા હર્ષપૂર્વક પોતાની શક્તિ

પ્રમાણે શ્રુતાભ્યાસ કરવા માંડ્યો. સુનન્દાએ શક્તિ પ્રમાણે તપ કરવા માંડ્યો; તે રાજર્ષિ બારવર્ષ સુધી અતિચાર લગાડ્યા વિના સંયમનું આરાધન કરી, ઘાતિકર્મ ખપાવી, કેવળજ્ઞાન પામી છેવટે યોગનિરોધ કરી મોક્ષે ગયા. તેના સેવકોમાંથી કેટલાક મોક્ષે ગયા અને કેટલાક સ્વર્ગે ગયા, સ્વર્ગમાંથી નીકળી કેટલાક ફરી મનુષ્ય ભવ પામીને મોક્ષે જશે.

સાધ્વી સુનન્દા વૈરાગ્યરંગમાં પોતાનુ હૃદય ડુબી ગયેલ હોવાથી ઉત્કટ તપથી અવધિજ્ઞાન પ્રાપ્ત કરી આહ્લાદપૂર્વક નિરતિચારપણે સયમ વહેવા લાગી. એકવાર પોતાની ગુરૂણી પાસે પોતાની પૂર્વાવસ્થાનુ વર્ણન કરીને તેણે કહ્યું કે–'તે જીવને મારે માટે સાત ભવ તો થયા, અત્યારે તે વર્ણન ન કરી શકાય તેવા દુ:ખમાં પડેલો છે, માટે જો આપ રજા આપો તો હું ત્યાં જઇ બોધ પમાડી દુ ખની ખાણમાંથી તેનો ઉદ્ધાર કરૂ.' પ્રવર્તિનીએ કહ્યુ કે–'વત્સે ! તુ હવે જ્ઞાનકુશળ થઇ છે. જો તને ત્હારા જ્ઞાનથી એમ લાગતું હોય કે ત્હારા ત્યાં જવાથી તેને લાભ થશે તો ત્યાં જઈ બોધ આપી તેને ધર્મ પ્રાપ્ત કરાવ કે જેથી તે આરાધક બને.'

સુનન્દાએ ગુરૂણીની આજ્ઞા મેળવી ચાર સાધ્વી સાથે ત્યાંથી વિહાર કર્યો. અનુક્રમે તે સુગ્રામ ગામે ગયા અને ગૃહસ્થ પાસેથી વસવા યોગ્ય સ્થાન મેળવી ત્યાં ચોમાસું કર્યું. હમેશાં ભાવિક શ્રાવિકાઓને બોધ પમાડી તે ધર્મની વૃદ્ધિ કરવા લાગ્યા.

તે ગામ પાસેના પર્વતના વનની ગુફામાં તે રૂપસેનનો જીવ હાથીપણે ઉત્પન્ન થઇને રહેતો હતો. તે જ્યારે ભમતો ભમતો ગામની સીમા પાસે આવતો ત્યારે આસપાસના લોકોને હેરાન કરતો, પાછળ દોડતો, કેટલાક લોકો ઝાડે ચડી જતા, કેટલાક નાસીને

ગામમાં પેસી જતા, કેટલાક બીજું કાંઇ ન મળતા તેની દૃષ્ટિ ચુકાવી ઝાડ અથવા જાળાંમાં ભરાઇ જઇ અદૃશ્ય થતા હતા. તેમ છતાં તેના ઝપાટામાં કોઈ આવી ચડતું તો તેને સુંઢવડે ઉપાડીને તે આકાશમાં ઉછાળતો. પછી આયુષ્યબળના પ્રમાણમાં કોઈક જીવતા રહેતા અને કોઇક મૃત્યુ પણ પામતા, કોઈકને માથાથી ઉપાડી, જમીન ઉપર પછાડી મારી નાખતો, કોઇકને જળી ગયેલ કપડાની માફક ચીરી નાખતો. આ પ્રમાણે લોકોને હેરાન કરીને તે વનની ગુફામાં પાછો ચાલ્યો જતો. જેને જેને સીમમાં કોઇ બહુ જરૂરી પ્રસંગે જવુ પડતુ તેના હૃદયમાં તેના ભયનું શલ્ય પોતે પાછો ફરે ત્યાં સુધી રહ્યાજ કરતુ. તે નગરમાં બધા લોકો હાથીના ભયથી ત્રાસ પામેલાજ રહેતા હતા.

એકવાર સુનન્દા સાધ્વીએ જ્ઞાનબળથી જાણ્યુ કે–' કાલે સવારના હાથી ગામની સીમા પાસે આવવાનો છે.' એટલે સવારની સર્વ ક્રિયા કરી સ્થંડિલ જવાને બ્હાને એક સાધ્વી સાથે તે ઉપાશ્રયની બહાર નીકળ્યા તે ગામમાં દરવાજા પાસે આવ્યા એટલામાં ત્રાસ પામેલા, ભયથી કમ્પતા, દોડતા આવતા ત્યાંના રહેવાસીઓ સાધ્વીને બહાર જતા જોઈ કહેવા લાગ્યા કે–' માતા આર્યે ! આપ બહાર ન જશો. આજે હાથી ગામની સીમામાં ફરે છે, મનુષ્યને જોઈને તેના તરફ ત્રાપ મારે છે અને હાથે ચઢે છે તેને મારી નાખે છે, માટે આપ પાછા ફરી હાલ ઉપાશ્રય તરફ જાઓ, બહાર જવાનો આ યોગ્ય સમય નથી.' આવાં તેમનાં વચનો સાંભળી સાથે આવેલા સાધ્વીને તેણે કહ્યું કે–' અરે આર્યા ! તમે અહિંજ રોકાઇ જાઓ.' તેણીએ કહ્યું કે– 'બહુ સારૂ, પણ આ બધા લોકો ભયથી કંપતા પાછા ફરે છે તેવા

સમયે આપ શામાટે બહાર જવાનું જોખમ ખેડો છો ?' સુનન્દાએ કહ્યું કે–'મને તેનો બીલકુલ ડર નથી, કારણ કે તેને પ્રતિબોધવા માટે તો હું અહીં આવી છું તેથી એક તો આ હાથી પ્રતિબોધ પામશે, લોકોનો ભય ટળશે અને શાસનની ઉન્નતિ થશે, માટે તમારે લેશ માત્ર મારી ચિંતા કરવી નહિ. બધાં સારાં વાનાં થઈ રહેશે.'

આ પ્રમાણે કહીને સુનન્દાએ બહાર જવા માંડ્યુ, તેને જોઇ દૂર તથા પાસે ઉભેલા માણસોએ મોટેથી તેને કહેવા માંડ્યું કે–'હે આર્યા ! તમે બહાર ન જાઓ, હાથી તમારો પરાભવ કરશે. શા માટે નાહક મુશ્કેલીમાં પડો છો ?' દરવાજાની બહાર નીકળતાં મોટા ઝાડો ઉપર ચડી બેઠેલા લોકોએ પણ તેમને જતાં જોઈ, 'ન જશો, ન જશો.' એમ કહીને વાર્યા છતાં કોઈને જવાબ ન દેતાં તે સાધ્વી નિર્ભયપણે આગળ આગળ જવા લાગ્યા. લોકો અંદર અંદર બોલવા લાગ્યા કે–'આ સાધ્વી તે બહેરી છે, હઠીલી છે, કે તેનામાં ભૂત ભરાયું છે ? લોકોના આટલા બધા કથનની ઉપરવટ થઈને શામાટે તે પાછા ફરતા નથી ? શું તે કઠોર હૃદયના છે ?' બીજાએ જવાબ આપ્યો કે–' ના, ભાઇ ! ના, આ સાધ્વી તો બધા કરતાં શ્રેષ્ઠ છે, મૃદુ હૃદયવાળા છે, તેમજ બહેરા પણ નથી. તે ગુણવાન્ છે, તથા દેશનામૃતથી તેણે ઘણાને વિષય કપાયરૂપી ઝેરથી નાશ પામતા ઉગાર્યા છે. એના તો દર્શનમાત્રથી પણ ભારે પુણ્ય થાય તેમ છે. આટલું તો અમે ધારીએ છીએ કે તે જે કરતાં હશે તે સારૂજ કરતાં હશે.' વળી એક જણ બોલી ઉઠ્યો કે–'તમે કહ્યું તે તો બરાબર પણ ભાઈ! આ સાધ્વી તો મરણભયથી વિમુક્ત તથા નિઃસ્પૃહ હોવાથી હાથીનો ઉપસર્ગ સહન કરવા માટેજ કાં ન જતા હોય ? આગળ ઘણા

મુનિઓએ તે પ્રમાણે ઉપસર્ગ સહન કર્યાના દાખલા સાંભળવામાં આવ્યા છે મુનિ તો ઉપસર્ગથી પોતાનું કામ સાધી જાય છે, પણ જો ગામની સીમામાં મુનિને ઉપસર્ગ થાય તો ગામનું કાંઇક અશુભ થાય એ ચિંતા થાય છે.'

આમ બોલતાં લોકોની દૃષ્ટિએ તે હાથી ચડ્યો. હાથીએ આર્યાને જોઇ, સામાન્ય મનુષ્ય ધારી પહેલાં તો તેના તરફ તે ધસ્યો. પાસે આવતાં જેવી બન્નેની દૃષ્ટિ મળી કે પાછો તે હાથીને મોહ ઉત્પન્ન થયો. ત્યાં ઉભા ઉભા તે ધુણવા તથા આનંદ મેળવવા લાગ્યો. આ જોઈ સાધ્વીએ કહ્યું કે—'હે રૂપસેન! બુઝ! બુઝ! મોહથી મૂઢ બની દુઃખ પામ્યા છતાં પણ મારા ઉપરનો મોહ શા માટે તજતો નથી? મારા માટે ક્લેશ સહન કરતાં સાત સાત ભવ તો ગયા. મારા માટે છ છ ભવ સુધી નિરર્થક મરણ પામી આ સાતમા ભવમાં ઉત્પન્ન થયો છે. હજુ પણ બધા દુઃખોનું કારણ પ્રેમબંધન શા માટે તજી દેતો નથી? પ્રથમ રૂપસેન હતો, પછી મારા ગર્ભમાં આવ્યો અને ત્યાંથી મરણ પામીને સર્પ, કાગ, હંસ, તથા હરણ થઇ છેવટ આ સાતમે ભવે હાથી થયો છે. ભવોભવ અનર્થદંડે દંડાઈ હેરાન થયો છે; માટે સ્નેહબંધન તોડી નાખી વૈરાગ્યનું સેવન કર.'

સાધ્વીનાં આવાં વચનો સાંભળી હાથી ઉહાપોહ કરવા લાગ્યો કે-'મે આવી દશા કોઇક ઠેકાણે અનુભવી છે ખરી. આમ વિચારો ઉપર વિચાર કરતાં જ્ઞાનવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતે સંજ્ઞીપંચેન્દ્રિય હોવાથી સાતે ભવ બરાબર જોઈ શક્યો અને તેથી પોતે અનુભવેલું સુખ દુ ખ સર્વ તેની સ્મૃતિમાં આવી ગયું, એટલે જાણે વજ્રથી

હણાયો હોય તેમ તે નિશ્ચેષ્ટ બની ગયો. પછી ક્ષણવારમાં પાછો સાવધાન બની એક દીર્ઘ નિઃશ્વાસ નાખી જાણે ચિંતામણિ રત્ન હાથમાં આવેલ હોય તેમ વિચારવા લાગ્યો કે—"અરેરે! સ્નેહમાં તથા કામમાં અંધ બની જઇ મેં આ શું કર્યું? કરોડોની કિમ્મત-વાળો ચિન્તામણિ રત્નથી પણ અધિક મનુષ્યભવ પ્રાપ્ત કરીને હું હારી ગયો અને દુર્ગતિમાં લઇ જનાર આ ભવભ્રમણને મેં અંગીકાર કર્યું. મારા અજ્ઞાનથી કુકર્મ કરીને મનુષ્ય દુઃખ પામે તેના કરતાં પણ વિશેષ દુઃખો કુકર્મ કર્યા વિના મે અનુભવ્યા છે. આ સ્થિતિ દુર્ગતિરૂપી કારાગ્રહ જેવી તથા સાધન વિનાની છે. મને આ કારાગ્રહમાંથી કોણ છોડાવશે? અરેરે! મારી શી દશા થશે? આ હાથીના ભવમાં પંચેન્દ્રિય તિર્યંચોનો તથા મનુષ્યોનો વધ વિગેરે કરીને મે ઘણા પાપો બાંધ્યા છે, તેથી મારો દુર્ગતિથી બચાવ કેવી રીતે થશે? ધન્ય છે આ ભગવતીને કે જે કર્મો બાંધ્યા પછી બોધ પામીને હાલ સંસારમાંથી પોતાનો ઉદ્ધાર કરવા તૈયાર થયા છે. દુષ્કર્મો કર્યા છતાં બધા દુઃખોનો નાશ કરવામાં સમર્થ એવા સાધુધર્મનો સ્વીકાર કર્યો એટલે હવે તેને શી બીક રહી? વળી ધન્ય છે તેમને કે જેવો પ્રેમ તેમણે બાંધ્યો હતો તેવોજ જાળવી રાખીને પોતે સ્નેહની બેડીમાંથી મુક્ત થઇ મને પણ તે બંધનમાંથી મુક્ત કરવા અહીં પધાર્યા છે. નહિ તો વળી સ્વાર્થથી ભરેલા આ સંસારમાં મારી આવી મહા કંગાળ અવસ્થામાં મારા દુઃખનું નિવારણ કરવાનો ઉપાય મને બતાવવા તે શા માટે આવે? શાસ્ત્રો સાચું જ કહે છે કે—'સંસારીઓ સ્વાર્થી હોય છે. નિઃસ્વાર્થ પ્રેમવાળા માત્ર મુનિરાજજ હોય છે. મુનિ સિવાય આ જગતમાં નિષ્કારણ ઉપકાર કરનાર બીજું કોઇ છેજ

નહિ.' મને પણ આ સાધ્વીના અવલંબનથી ભવિષ્યમાં સુખ થશે તે સિવાય બીજો ઉપાય હું જોતો નથી. હવે જે ઉપાય તે સૂચવે તેજ મારે સ્વીકારવા યોગ્ય છે. મારી જેવા પાપીના દર્શનથી પુણ્યશાળી માણસોના પુણ્યો પણ વિફળ બને છે, જ્યારે આ સાધ્વીના દર્શન માત્રથી આ લોક તથા પરલોકની સિદ્ધિ થાય છે, તથા પાપીઓનો પણ પાપમાંથી ઉદ્ધાર થાય છે. તેથી આ સાધ્વી ખરેખર ગુણરત્નની ખાણજ છે."

આ પ્રમાણે વિચાર કરી આંસુઓ સારતો હાથી સાધ્વી પાસે આવી, ફરી ફરી પ્રણામ કરી, ભેદક સ્વરે સૂંઢવતી વારંવાર પ્રણામ કરતો. આ પ્રમાણે વિનતિ કરવા લાગ્યો કે–'હે ભગવતિ ! તમે તો આ ભવસમુદ્ર તરી શકાય તેવા*... ... ..અમોઘ સાધનભૂત ચારિત્રરૂપી નાવમાં ચઢ્યા છો. તેથી થોડા કાળમાંજ અવશ્ય ભવસમુદ્રનો પાર પામશો, પણ મારી શું ગતિ થશે ? અંધને ચક્ષુ આપવાની જેમ તમે તમારી શક્તિવડે મને જાતિસ્મરણ કરાવીને ભવવિપાક દેખાડ્યો, તેજ પ્રથમ તો તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. જાતિસ્મરણ પ્રાપ્ત થતાં મે મારો પૂર્વ ભવ જોયો, તે જોઈને તિર્યંચનો ભવ વેદતો હોવાથી કાંઇ પણ ધર્મસાધન કરવામાં અસમર્થ એવો હું સંસારના ભયથી વ્યાકુળ થયો સતો તમારે શરણે આવેલો છું. હવે જે રીતે મારૂં કલ્યાણ થાય તે રીતે પ્રસાદ કરો.' સાધ્વીજીએ જ્ઞાનથી તેનો આ પ્રમાણેનો આશય જાણીને તેને કહ્યું કે–'હે રૂપસેન ! તારે જરા પણ ચિંતા કરવી નહિ. કારણ કે તું પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય છો, ઉત્તમ

* અહીં સુધી સ્વ૦ કાપડિયા રતીલાલ ગીરધરલાલનું કરેલું ભાષાંતર છે, ત્યારપછીનું ભાઇ નેમચંદ ગીરધરલાલનું કરેલું છે.

સ્પષ્ટ ક્ષયોપશમવાળો છો અને પાંચમું ગુણસ્થાનક પ્રાપ્ત કરવાને લાયક છો; જિનેશ્વર ભગવાનના માર્ગને અનુસરનાર અને માત્ર તેટલી લાયકાત મેળવનાર પણ દુર્ગતિમાં પડવાથી મુક્ત થાય છે, તો પછી શુદ્ધ શ્રદ્ધાવાનનું તો કહેવું જ શું ? હવે તું જિનેશ્વર ભગવાનની આજ્ઞામાં દૃઢતા કરીને તારી શક્તિ અનુસાર તપસ્યા કર. આમ કરવાથી દુર્ગતિમાં પડવાથી તારો નિસ્તાર થશે.'

આ પ્રમાણે હસ્તી અને સાધ્વીજી વચ્ચેના પ્રશ્નો અને ઉત્તરો સાંભળી વૃક્ષ ઉપર રહેલા લોકો ચમત્કાર પામ્યા અને બોલવા લાગ્યા—"અહો ! આ સાધ્વીજી તો મહા જ્ઞાનવાન્ અને ગુણના ભંડાર જણાય છે. જુઓ ! જુઓ ! આવા ક્રૂર હાથીને પણ દર્શન માત્રથીજ સેવકની જેમ તેમણે પ્રતિબોધિત કર્યો, અને તે હાથી પણ વિનયપૂર્વક તેમની પાસે ઉભો રહી પ્રશ્ન કરે છે અને ઉત્તરો સાંભળે છે ! અતિ ઉગ્ર કોપાયમાન સ્વભાવવાળો છતાં તે શાંત સ્વભાવવાળો થઈ ગયો છે અને તેમની પાસે શાંત થઇને ઉભો રહ્યો છે. આ સાધ્વીજી તો તીર્થરૂપ જણાય છે, પરમ ઉપકારના કરનારા છે, માટે ચાલો ભાઇઓ ! આપણે તેમને નમસ્કાર કરીએ. હવે આપણને હાથીનો કોઇ જાતનો ભય નથી, સુખે સુખે બધા આવો." આ પ્રમાણે બોલતાં લોકો બધા વૃક્ષો ઉપરથી નીચે ઉતરીને સાધ્વીજીને પ્રણામ કરી તેમની સ્તુતિ કરતાં પાસે આવીને ઉભા રહ્યા. આસપાસની આ પ્રમાણેની સ્થિતિ જોઈને કીલ્લા ઉપર અને ઘરના માળ વિગેરે ઉપર ઉભેલા લોકો પણ ત્યાં આવ્યા અને થોડા વખતમાં તો ત્યાં હજારો માણસો એકઠા થઇ ગયા. એક બીજાના મુખથી આ વાત સાંભળી કોઇએ રાજાને પણ કહ્યું કે—'આજે તો તમારા ગામના સીમાડામાં મોટું આશ્ચર્ય થયું

છે.' રાજાએ પૂછ્યું કે-' શું આશ્ચર્ય થયું છે?' આમ પૂછવાથી તે માણસે બધો વૃત્તાંત રાજાને જણાવ્યો અને કહ્યું કે-'સ્વામિન્! આજથી આપણા ગામમાં હાથીનો ભય મટી ગયો છે.' રાજા પણ આશ્ચર્યયુક્ત ચિત્તે આ હકીકત સાંભળી મોટી સેના સહિત સાધ્વીજી પાસે આવ્યો અને તેમને નમસ્કાર કરી પૂછવા લાગ્યો કે-'હે ભગવતિ! આ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો બનાવ શી રીતે બન્યો; કૃપા કરીને તેનું વૃત્તાંત અમને સવિસ્તર જણાવો." આ પ્રમાણે રાજાએ સાધ્વીજીને વિનતિ કરી, તેથી લોકોને ઉપકારક જાણી સાધ્વીજીએ પૂર્વ ભવના વિષયાસક્તિના વિપાકથી માંડીને હાથીએ કરેલ વિનતિ અને તેમણે તેનો જણાવેલો ઉપાય--ત્યાં સુધીનું સર્વ વૃત્તાંત વિસ્તારથી નિવેદન કર્યું. આ અદ્ભૂત વૃત્તાંત સાંભળી સર્વે ચમત્કાર પામ્યા, વૈરાગ્ય વાસિત મનવાળા થયા અને ધર્મ પામ્યા. પછી સાધ્વીજીએ રાજાને ઉદ્દેશીને કહ્યું કે-'હે રાજન્! આ સર્વ ગુણોથી ભરેલો ભદ્રક જાતિનો ઉત્તમ હસ્તી છે. જેના ઘરમાં આવો હસ્તિ રહે તેના ઘરમાં ઋદ્ધિ અને પ્રતાપ બહુ વૃદ્ધિ પામે છે. આવો સુંદર લક્ષણવાળો અને ધર્મની રૂચિવાળો હસ્તી ક્યાં મળે છે? તેથી તમારેજ હવે તેની પ્રતિપાલના કરવી. આ હસ્તીની પતિપાલના કરવાથી તમને જીવદયા, ગુણીજનનો સંગ, સાધર્મી-વાત્સલ્ય અને તપસ્વીની સેવા એ ચાર મહાન્ લાભ પ્રાપ્ત થશે.' આ પ્રમાણેનું સાધ્વીજીનું કથન સાંભળીને હર્ષપૂર્વક રાજા બોલ્યો કે-"જો આ હસ્તી મારી હસ્તીશાળામાં હસ્તી બાંધવાના સ્થળે પોતાની મેળે આવે, તો ત્યાં તે ભલે સુખેથી રહે. જો તે એવી રીતે આવશે તો હું તે જીવશે ત્યાં સુધી જે વિધિ સાધ્વીજી બતાવશે તદનુસાર તેને સાચવીશ અને તેની સેવા કરીશ.

આ હસ્તી ધન્ય છે કે તેણે તિર્યંચ ભવમાં પણ ઉત્તમ ધર્મ અંગીકાર કર્યો છે. હે હસ્તીરાજ ! મારી હસ્તીશાળામાં તમે સુખેથી પધારો—આવો !' આ પ્રમાણે સાંભળીને હસ્તી સ્વતઃજ ગામ તરફ ચાલ્યો અને હસ્તીના નિવાસની શાળામાં જઇને સુખેથી ઉભો રહ્યો. રાજાએ પણ જે માર્ગ સાધ્વીજીએ દેખાડ્યો તે પ્રમાણે હસ્તીની પ્રતિપાલના કરવા માંડી. હસ્તી બે દીવસ સુધી ( ષષ્ઠ ) તપ કરે છે, ત્રીજે દિવસે રાજા નિર્દોષ આહારવડે તેને પારણું કરાવે છે વળી ફરીથી તે છઠ્ઠ તપ કરે છે. આ પ્રમાણે જીવિત પર્યંત તપધર્મ તથા બ્રહ્મચર્ય ધર્મને આચરીને સકળ શ્રુતના સારરૂપ પંચપરમેષ્ઠિ મહામંત્રનું સ્મરણ કરતો હાથી નિર્વિઘ્નપણે આયુષ્યને સમાપ્ત કરી સમાધિયુક્ત મૃત્યુ પામી સહસ્રાર નામના આઠમા દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં ઉત્પન્ન થઇ સિદ્ધિપદને પામશે. સુનન્દા સાધ્વી પણ રાજા વિગેરે બહુ ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડી જિનશાસનની ઉન્નતિ કરીને તેમની પ્રવર્તિની પાસે પાછા આવ્યા. પ્રવર્તિનીએ પણ સર્વ હકીકત સાંભળીને તેમની બહુ પ્રશંસા કરી, પછી યાવજ્જીવ સુધી નિરતિચાર ચારિત્ર પાળી, અતિ તીવ્ર કર્મોને ખપાવી, કેવળજ્ઞાન પામીને તે સાધ્વી અક્ષયપદને પ્રાપ્ત થયા.

## ઇતિ સુનન્દા રૂપસેન કથા.

ઉપરની કથામાં જણાવ્યા પ્રમાણે વિષયો સેવ્યા ન હોય છતાં ઈચ્છામાત્રથી પણ દુર્ગતિઓવડે ગહન એવા આ સંસારચક્રમાં તે જીવોને ભમાડે છે તો પછી ઇચ્છાપૂર્વક સેવનારની તો કેવી ગતિ થાય ? આ સંસારચક્રમાં રઝળતા જીવોની વિચિત્રતા

તો એવી છે કે વિષયો સેવવામાં અપૂર્ણ રહે—પૂર્ણપણે ન સેવાય ત્યારે દુઃખ માને છે અને સંપૂર્ણપણે સેવાય ત્યારે સંસારાસક્ત ભવાભિનંદી જીવો સુખ માને છે; પણ જેવી રીતે મચ્છીમારો માંસનો ટુકડો આપીને મત્સ્યોને મરણ સંકટમાં નાખે છે, તેવીજ રીતે વિષયો પણ વિષયના સાધનરૂપી માંસનો ટુકડો આપીને તેમાં આસક્ત થતા જીવોને અનંતીવાર જન્મ મરણના સંકટોમાં પાડે છે. આ વાત સંસારાસક્ત જીવો જાણતા નથી. વળી એક મોટું આશ્ચર્ય તો એ છે કે અજ્ઞાનવશ પ્રાણીઓ અનંતીવાર આ વિષયોને સેવેલા હોય છે છતાં પણ ફરીને મળે ત્યારે જાણે કે તેને સેવ્યાજ ન હોય તેવી રીતે વારંવાર સેવતાં તેમાં આનંદ પામે છે, રાચે છે, મદ કરે છે, પણ જેમ જેમ રાચે છે, આસક્તિ વધારે છે, તેમ તેમ તે દુષ્કર્મોની સ્થિતિ વધતી જાય છે અને તેવી રીતે ભોગવનારાઓ નરક નિગોદના થાળાઓમાં વાર વાર જઇને પડે છે. તેથી શ્રી જિનેશ્વર ભગવાનની વાણી સાંભળીને વિષય કષાય વિગેરેને દૂર તજી દઇ શ્રી જિનેશ્વરના ચરણની સેવા અને બ્રહ્મચર્યનો સ્વીકાર કરવો તેજ હિતાવહ છે, કલ્યાણકારી છે."

આ પ્રમાણેની મુનિમહારાજની દેશના સાંભળી 'વિષયો અવશ્ય ત્યજવા લાયક છે.' એવી શ્રદ્ધા થવાથી મહા અનર્થનું મૂળ એવુ પરસ્ત્રીસેવન તજી દઈ સ્વદારાસંતોષરૂપ ચતુર્થવ્રત મુનિ પાસે ધન્યકુમારે ગ્રહણ કર્યું. ત્યાર પછી ધન્યકુમાર આત્માને કૃતાર્થ માનતો હર્ષપૂર્વક મુનિયુગળને વાર વાર પ્રણામ કરતો અને બ્રહ્મચર્યવ્રતની ભાવના ભાવતો આગળ ચાલ્યો. અને રસ્તો ઉલ્લંઘવા માંડ્યો. પ્રસન્ન ચિત્તથી નિર્ભયપણે આગળ ચાલતો ચાલતો ઉત્તમ અને ઉજ્વળ ભાગ્યના નિધાનરૂપ તે કુમાર અનુ-

ક્રમે કાશી નગરની સમીપે આવ્યો. ત્યાં નગરની નજીકમાં રહેલી ગંગા નદીના કિનારા ઉપર ઉત્તમ સ્થાનકે પોતાના વસ્ત્રાદિ મૂકીને ઉન્હાળાના સખત સૂર્યના તાપથી આખે શરીરે ખેદિત થયેલો તે ખેદ ઉતારવા માટે રેવામાં ગજ ઉતરે તેમ તરંગોથી વ્યાપ્ત એવી ગંગા નદીમાં જળક્રિડા કરવા ઉતર્યો. ગગા નદીમાં સુખરૂપ સ્નાન કરવાથી તેના શ્રમનો નાશ થયો અને કાંઠા ઉપર બેસીને જે પ્રાપ્ત થયુ તેનો આહાર કરી માખણની જેવી સુકોમળ ગંગા નદીના કીનારા ઉપરની રેતીમાં સંથારો કરીને સાંજને સમયે ન માપી શકાય તેવા મહિમાના ભડાર શ્રીપંચપરમેષ્ટ નમસ્કારરૂપ નવકાર મહામત્રનું સ્મરણ કરતો તે નિરાંતે બેઠો.

આ પ્રમાણે નિર્ભય ચિત્તથી તે ત્યાં બેઠો છે તે સમયે ક્રીડા કરવા માટે બહાર નીકળેલી ગંગા નદીની અધિષ્ટાત્રી ગંગા નામે દેવી ત્યાં આવી. ચદ્રના શીતળ કિરણોથી તે સમયે આખી પૃથ્વી ધવળાયમાન થઇ ગઇ હતી, તેવે સમયે સકળ ગુણના એક નિધાન રૂપ ધન્યકુમારનું અનુપમ રૂપ, કાંતિ, સૌભાગ્ય અને અદ્ભૂત શરીરાકૃતિ જોઇને અતિ તીવ્ર સ્ત્રીવેદનો ઉદય થવાથી તે ગંગાદેવી અતિશય કામાતુર અને ધન્યકુમાર ઉપર રાગવાળી થઈ. કામની અતિ તીવ્રતાથી ગંગાદેવી ચિત્તમાં અતિશય આકુળ વ્યાકુળ થઇ ગઇ, કારણ કે પુરૂષવેદ કરતાં સ્ત્રીવેદનો ઉદય વધારે તીવ્ર હોય છે. કામશાસ્ત્રમાં પણ કહ્યુ છે કે—" પુરૂષો કરતાં સ્ત્રીઓને છ ગુણો કામ હોય છે, તે નિશ્ચિત હકીકત છે. " આવો ન નિવારી શકાય એવો કામદેવના અસ્ત્રોનો જ્યારે પ્રપાત થાય ત્યારે તેમાં કોણ સ્થિર રહી શકે ? જિનેશ્વર ભગવંતના આગમશ્રવણથી જેના કર્ણો વીધાયા હોય તે સિવાય બીજો તો કોઇ પણ

આવા સમયે સ્થિર રહી શકતો નથી. હવે તે ગંગાદેવી અતિશય કામવશ થઇ જવાથી લજ્જાદિને મૂકી દઇને મહામોહવડે પોતાનું દિવ્ય રૂપ પ્રગટ કરી ધન્યકુમારને પોતાને વશ કરવા, તેને મોહાવવા—કામવશ કરવા ઘણા પ્રકારના હાવભાવ કરવા લાગી. અપ્રતિહતપણે નયનો અને કટાક્ષોના બાણોની ધન્યકુમાર ઉપર તે વૃષ્ટિ કરવા લાગી. એ વખતે ધન્યકુમારે ધીરજનું અવલંબન કરીને ન જીતી શકાય તેવું અજેય બ્રહ્મચર્યરૂપ કવચ હૃદયમાં ધારણ કર્યું. તે દેવી તો વાર વાર કામદેવના અક્ષીણ કોશરૂપ હસ્તના મૂળ ભાગો, કુક્ષી, ત્રિવલી યુક્ત પેટ, નાભિપ્રદેશનો મધ્ય ભાગ, ચક્ષુ તથા કેશ વિગેરેને ભમાવતી વારંવાર કામોત્પાદક સ્થાનો ધન્યકુમારને દેખાડવા લાગી. યુવકોના મનોદ્રવ્યને પીગળાવવામાં ક્ષારરૂપ તેણે કરેલા હાવભાવ, કટાક્ષવિક્ષેપાદિ બાણો શુદ્ધ અને ખાણમાં ઉત્પન્ન થયેલા વજ્રરત્નની ઉપર કરવામાં આવેલા લોઢાના ઘણોના પ્રહાર જેમ નિષ્ફળ જાય તેમ નિષ્ફળ ગયા—બીલકુલ સફળ થયા નહિ—ધન્યકુમાર જરા પણ ચળાયમાન થયો નહિ. આ પ્રમાણે જ્યારે પ્રબળ હાવભાવોવડે પણ ધન્યકુમારને જરા પણ ચળાયમાન થયેલો તેણે જોયો નહિ ત્યારે તે ગંગાદેવી શૃંગાર રસથી ભરેલી મહા ઉન્માદને ઉદ્દીપન કરે તેવી, સાધુ મુનિરાજોને પણ ક્ષોભ કરાવે તેવી અને કામી પુરૂષોના મનને વશ કરવામાં અદ્વિતીય વિદ્યારૂપ વાણીવડે બોલી કે—'હે સૌભાગ્યના ભંડાર! ગ્રીષ્મઋતુના મધ્યાહ્ન સમયે જે સરોવરમાં બહુ થોડું જળ બાકી રહ્યું હોય તેમાં રહેલી માછલી જેમ તાપવડે અત્યંત તાપિત થાય તેમ કામરૂપી અગ્નિની જ્વાળાઓવડે તાપિત થયેલી હું તમારે શરણે આવી છું. તેથી હે દયાનિધિ! તાકીદે મને તમારા

શરીરના સંગમરૂપી અમૃતકુંડમાં કૃપા કરી સ્નાન કરાવો. 'મારૂં ઇચ્છિત પૂર્ણ કરવાને તમેજ એક સમર્થ છો' એમ માનીને તથા તમારા ગુણો ઉપર મારૂ ચિત્ત આકર્ષાવાથી મોહ પામીને હું તમને પ્રાર્થના કરૂં છું. મારી આશા તમારે અવશ્ય પૂર્ણ કરવીજ પડશે. કેમકે પ્રાર્થનાનો ભંગ કરવો તે તો મોટું દૂષણ ગણાય છે–તે આપ જાણો છો. શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે.—

तृणलघुकस्तुपतुलकः, तथैव लघुकाद् मार्गणो लघुकः ।
प्रार्थकादपि खलु लघुतरः, प्रार्थनाभङ्गः कृतो येन ॥

'સૌથી હલકુ તૃણ છે, તેનાથી રૂ વધારે હલકું છે, રૂ કરતાં પણ પ્રાર્થનાનો કરનારો હલકો છે, અને તેના કરતાં પણ પ્રાર્થનાનો ભંગ જે કરે છે તે વધારે હલકો છે.'

એટલા માટે તમને સુખ ઉપજે તેવી રીતે મારી સાથે કામભોગ ભોગવીને–રતિક્રીડા કરીને મારા શરીરમાં ઉત્પન્ન થયેલો દાહ શમાવી શાંત કરો."

આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને પરનારીથી પરાઙ્મુખ ધન્યકુમાર સાહસ તથા ધૈર્યનુ અવલંબન કરીને ગંગાદેવી પ્રત્યે બોલ્યો–'હે જગત્‌માન્ય! હે માતા! હવે પછી તમારે આવા પ્રકારનું ધર્મવિરૂદ્ધ વાક્ય ઉચ્ચારવુ નહિ. તમારા હૃદય અને સ્તનરૂપી રાક્ષસોએ કરેલા વિક્ષોભોથી મારૂ મન જરા પણ ભય પામતુ નથી; કારણ કે મારૂં મન કુવિકલ્પોરૂપી શત્રુસમૂહનો નાશ કરનાર શ્રી જિનેશ્વરના આગમોમાં કહેલ બ્રહ્મચર્યરૂપી મહામંત્રથી પવિત્ર થયેલુ છે. બ્રહ્મચર્યની નવવાડોરૂપી બખ્તરવડે હુ સજ્જિત થયેલો છુ, તેથી દુર્નિવાર્ય એવા પણ તમારા કામરૂપી અસ્ત્રોવડે મારો વ્રતરૂપી કિલ્લો ભેદી શકાય તેમ નથી. વળી

કાળકુટ વિષની જેવા ઉત્કટ અને મહા અનર્થ કરનાર તમારા અનિમેષ નેત્રોવડે મૂકાયેલા કટાક્ષો પણ શ્રી જિનવચનોરૂપી વાક્યામૃતથી સિંચાયેલા મારા હૃદયને જરા માત્ર પણ પીડા કરે તેમ નથી. હે હરિણલોચને ! તમારા કલાકલા કામોત્પાદક વાક્યોરૂપી હરણો જેમાં બ્રહ્મચર્યરૂપ સિંહ જાગ્રતપણે બેઠેલો છે, તેવી મારી મનરૂપી ગુફામાં પ્રવેશ કરવા બીલકુલ સમર્થ થનાર નથી. વળી તમારા વિચિત્ર પ્રકારની વિકૃતિથી યુક્ત કામોત્પાદક વાક્યો મારી મનોરથરૂપી ભીંતને બીલકુલ ભેદી શકનાર નથી, કારણકે શિરીષ પુષ્પનો સમૂહ શું પત્થરની ભીંતને ભેદી શકે છે ? હે વામભ્રૂ ! બહુ ઉત્તમ તથા રસયુક્ત એવી તમારી વિભ્રમોરૂપી વર્ષાદની ધારા પણ મારા ચિત્તરૂપી ઉખરભૂમિમાં જરા પણ રાગરૂપી અંકુરા ઉત્પન્ન કરી શકનાર નથી. હે વામાક્ષિ ! દાવાનળની જેવા દુઃસહ કામવિકાર યુક્ત અને અત્યંત ચિત્તમાં વિકાર તથા કામ ઉત્પન્ન કરે તેવા તમારા હાવભાવો પણ આગમરૂપી સમુદ્રમાં સ્નાત થયેલા મને તપાવવાને બીલકુલ સમર્થ થનાર નથી. હે ભોળી ! હે મુગ્ધે ! નરકનાં અતિશય તીવ્ર દુઃખોમાં પાડનાર પરનારીની પ્રીતિથી પરાઙ્મુખ થયેલા મને સૌધર્માદિ દેવલોકમાં રહેનારી રંભા કે તિલોત્તમા વિગેરેના શૃંગારયુક્ત સર્વ પ્રયાસો પણ ચળાવવા સમર્થ થાય તેમ નથી, તેનાં તેવાં સર્વ આરંભો પણ નિષ્ફળ જાય તેમ છે, તો પછી તમારી જેવાની તો શી ગણત્રી ? શો હિસાબ ? નરકમાં રહેલી જ્વાળાઓની શ્રેણીઓની સંગતિથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તેનાથી ભય પામેલો ચેતનાવાળો કયો પુરૂષ એવો હોય કે જે પરસ્ત્રીના સંગથી ઉત્પન્ન થયેલ ખાળકુવામાં રહેવારૂપ આ ભવમાંજ ઉત્પન્ન થયેલ દુઃખ

સર્વસ્વને અનુભવનાર લલિતાંગ કુમારની[1] માફક કામસંજ્ઞાનો ઉદય થતાં પરસ્ત્રી ભોગવવાની ઇચ્છા માત્ર પણ કરે ? કોઈ પણ સચેતન પ્રાણી તો તેવી ઇચ્છા કરેજ નહિ. હે ભદ્રે ! જે મનુષ્યો આ ભવમાં વિષય સેવનના સમયે ક્ષણમાત્ર પણ પરસ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થયેલું સુખ ભોગવી આનંદ માને છે, તે મનુષ્યો પછીના ભવમાં પરસ્ત્રીસંગથી બંધાયેલા કર્મનો ઉદય થતાં નરકક્ષેત્રમાં નારકીપણે ઉત્પન્ન થઇને અસંખ્ય કાળસુધી પરમાધામી દેવોએ કરેલી વેદના અને ક્ષુધા તૃષા વિગેરે દશ પ્રકારની સ્વાભાવિક વેદના અતિ આકરા સ્વરૂપમાં ભોગવે છે.

નારકીના જીવોને ઉત્પન્ન થતી સ્વાભાવિક દશ પ્રકારની વેદના આ પ્રમાણે છે:—

नरका दशविधवेदनाः शीत[१]ोष्ण[२]क्षुत्[३]पिपासा[४]कण्डूः[५]
पारवश्यं[६] च जरा[७]दाह[८]भय[९]शोक[१०] च वेदयन्ति ॥

'નારકીના જીવો શીત, ઉષ્ણ, ક્ષુધા, તૃષા, ખરજ, પરવશપણું, જરા, દાહ, ભય, અને શોક—આ દશ પ્રકારની વેદના ભોગવે છે.'

વળી કામભોગના સુખો માટે કહેલ છે કે:—

खिणमित्तसुक्खा बहुकालदुक्खा,
पगामदुक्खा अणिकामसुक्खा ।
संसारमुक्खस्स विपक्खभूया,
खाणी अणत्थाण य कामभोगा ॥

---

૧ આ લલિતાંગ કુમારની કથા પરિશિષ્ટ પર્વના ત્રીજા સર્ગમાં શ્લોક ૨૧૪ થી ૨૯૫ માં વર્ણવેલ છે. પરસ્ત્રીસંસર્ગથી ઉત્પન્ન થતાં દુઃખ માટે તે ખાસ વાંચવા લાયક અને ઉપદેશક કથા છે.

'કામ ભોગો ક્ષણમાત્ર સુખ આપનાર અને બહુ કાળ પર્યંત દુઃખ આપનાર છે. થોડું—અલ્પ સુખ આપનાર અને ઘણું—પ્રચુર દુઃખ આપનાર છે. વળી સંસાર અને મોક્ષનું અંતર વધારનાર છે. બંને વચ્ચે શત્રુરૂપે કામ કરનારા છે, અને અનર્થોની તો ખાણ રૂપ છે.'

આ પ્રમાણે શ્રી જિનેશ્વરના આગમોને વિષે કહેલા તત્ત્વોને જાણનારા પુરૂષો બળવાન્ એવા કામદેવને પણ કેવી રીતે વશ થાય? અતિ ધમધમાયમાન જ્વાળાઓવાળા અગ્નિમાં પ્રવેશ કરી મરણ પામવું સારૂં છે, પરંતુ નરકરૂપી તરંગાયમાન સમુદ્રમાં દોરી જનાર પરસ્ત્રીના શરીરરૂપી ત્રીવલીમાં સ્નાન કરીને શાંત થવું તે અતિ દુઃખદાયી છે. યોગશાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

नपुंसकत्वं तिर्यक्त्वं, दौर्भाग्यं च भवे भवे ।
भवेद् नराणां स्त्रीणां चान्यकान्ताऽऽसक्तचेतसाम् ॥

'પુરૂષ અને સ્ત્રી બંનેને[1] પરસ્ત્રી અને પરપુરૂષમાં આસક્ત ચિત્તવાળા થવાથી ભવોભવમાં નપુંસકપણું, તિર્યંચપણું અને દુર્ભાગ્ય—તેનો ઉદય થાય છે.'

वरं ज्वलदयस्तम्भपरिरम्भो विधीयते ।
न पुनर्नरकद्वारं, रामाजघनसेवनम् ॥

'બળતા એવા લોઢના સ્તંભનું આલિંગન કરવું તે ઉત્તમ છે, પણ નરકના દ્વારરૂપ અન્ય સ્ત્રીના સાથળનું સેવન કરવું તે સારૂં નથી.'

હે ભામિનિ! વળી સ્ત્રીઓનો સંગ સંધ્યા સમયના આકા-

૧ પુરૂષ સ્ત્રીમાં અને સ્ત્રી પુરૂષમાં આસક્ત ચિત્ત રાખે તો તેવી દશા ભવોભવ ભોગવવી પડે છે.

શના રંગની જેમ તરલ છે-ક્ષણ વિનાશી છે, વળી મનુષ્યનું આયુષ્ય વાયુની માફક અસ્થિર છે. વાયુ તો ક્રિયાવિશેષવડે અગરૂ દ્રવ્યોના પ્રયોગથી સ્થિર કરી શકાય છે, પણ ત્રુટેલ આયુષ્ય સ્થિર થઈ શકતું નથી. વળી ભોગની વૃદ્ધિ-તેમાં વિશેષ આસક્તિ નવા ઉત્પન્ન થયેલા રોગની માફક ઉદ્વેગ કરનારજ થાય છે. તે સંબંધમાં કહ્યું છે કે:—

भोगे रोगभयं सुखे क्षयभयं वित्तेऽग्निभूभृद्भयं,
दास्ये स्वामिभयं गुणे खलभयं वंशे कुयोषिद् भयम् ।
माने म्लानिभय बले रिपुभयं देहे कृतान्ताद् भयम्,
सर्वं वस्तु भयाऽन्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

'ભોગને વિષે રોગનો ભય છે, સુખમાં તેના નાશનો ભય છે, ધનમાં અગ્નિ અને રાજાનો ભય છે, દાસપણામાં શેઠનો ભય છે, ગુણમાં દુષ્ટ પુરૂષોનો ભય છે, વંશમાં હલકી સ્ત્રીનો ભય છે, માન-આબરૂમાં તેની મલિનતા થવાનો ભય છે, બળમાં દુશ્મનનો ભય છે અને શરીરમાં યમનો ભય છે. આ દુનિયામાં મનુષ્યોને મળતી સર્વ વસ્તુઓ ભયથી ભરેલી છે, ફક્ત વૈરાગ્યજ એક એવી વસ્તુ છે કે જે ભયરહિત છે.'

આ પ્રકારે સામાન્યથી પણ કામભોગો-વિષયવિલાસો અતિશય દુઃખના હેતુભૂત થાય છે, તો પછી વધારેલા વિષની જેવા ભવભ્રમણનાજ એકાંત હેતુભૂત એવા પરસ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થયેલા વિષયવિકારો તો અતિશય દુઃખના કારણ થાય તેમાં કહેવુંજ શું? હે દેવી! તમે પણ મનને સ્થિર કરીને વિચારો, કે તમને જે આ દિવ્ય શક્તિ તથા અતિશય સુખસામગ્રી વિગેરે મળ્યા છે તે કામભોગના ત્યાગના ફળરૂપ છે કે કામભોગ-વિષય-

સુખના આસેવનનું ફળ છે? કામભોગને વિષે આસક્તિ જેઓ રાખે છે તેઓ તો નરક અને તિર્યંચ ગતિમાંજ ઉત્પન્ન થાય છે, વળી હે શુભ ગાત્રવાળી! તમારૂં વૈક્રિય શરીરના પરમાણુઓથી બનેલુ શરીર અતિ શુદ્ધ અને સ્વચ્છ છે, અને મારૂ શરીર તો ઔદારિક પરમાણુના સમૂહનુ બનેલ હોવાથી હમેશાં અનેક પ્રકારના મળ, મૂત્ર, રૂધિર, હાડકાં વિગેરેથી ભરેલું છે, અને દુર્ગંધી તેમજ નિંદવા લાયક છે. આવા બે શરીરનો સંયોગ કરવો તે શુ યોગ્ય છે? તેટલા માટે હે માતા ગંગાદેવી! સદાચારરૂપી અંકુરો ઉગાડવાને મેઘમાળા સમાન—વરસાદની ધારા તુલ્ય રાગ દ્રેષ રહિત તમારૂ મન કરીને વિતરાગ પ્રભુ—જિનેંદ્ર ભગવાનનુ તમે સ્મરણ કરો, જેથી તમારૂ પરમ કલ્યાણ થાય. કહ્યુ પણ છે કે—'ધર્મ કાર્ય તો હમેશાં ઉદ્યમવંતા થઇને ત્વરાથી કરવું, અને અધર્મ કાર્ય ઉત્તમ પુરૂષોએ હમેશાં હસ્તીની આંખોના મીલનાનુસાર કરવુ. હસ્તીની માફક આંખો મીંચીજ રાખવી ઉઘાડવી નહિ—આળસુ થવુ—અધર્મના કાર્ય સમયે સદોદ્યત ન રહેવુ, કેમકે દેવતાઓ પણ ગયેલ આયુષ્ય પાછુ લાવવા સમર્થ નથી.'

આ પ્રમાણેનો અમૃતતુલ્ય સુખલક્ષ્મીના સંદેશારૂપ ધન્યકુમારનો ઉપદેશ સાંભળી ગંગાદેવીના ચિત્તમાંથી તેના ઉપરનો રાગ દૂર થયો, અને તે બોલી કે—'મારા ચિત્તમાં ઉત્પન્ન થયેલા રાગરૂપી દાવાનળને શમાવવામાં વરસાદ સમાન હે ધીર! તુ લાંબો વખત આનંદ અનુભવ—ભોગવ. મારા મોહરૂપી અંધકારનો સંહાર કરનાર હે પ્રતાપી સૂર્ય! તુ લાંબો વખત જયવંતો વર્ત. સર્વ ઉત્કર્ષો તને પ્રાપ્ત થાઓ. નિષ્કામી પુરૂષોમાં પણ

શિરોમણિ આ ત્રણ જગત્‌માં તુંજ ખરેખરો ધન્ય છે. મારા જેવી દેવાંગનાએ દેખાડેલા હાવભાવોથી તૂં જરા પણ ક્ષોભાયમાન થયો નથી. હે વીરેંદ્ર ! અતિ ઉત્કટ અને વિકટ એવા કામદેવના સૈન્ય સાથેના યુદ્ધમાં અનેક પ્રકારના વિષયલાલસારૂપી શસ્ત્રોનો તારા ઉપર પ્રપાત થયો છે, છતાં જરાપણ ક્ષોભાયા વગર તું કામ-દેવના લશ્કર ઉપર વિજય મેળવનાર થયો છે. તેથી તુંજ ખરેખરો મહાયોદ્ધો છે. સદાચારી પુરૂષોના પણ મસ્તકપર શોભે તેવા હે પુરૂષ રત્ન! 'બહુ રત્ના વસુંધરા' એવું જે વાક્ય બોલાય છે તે તારી જેવા પુરૂષોવડેજ સત્ય ઠરે છે. હે નિષ્પાપ! ધાર્મિક પુરૂષોમાં શિરોમણિ! હું પણ તારા દર્શનથી આજે પવિત્ર થઇ છું. હે ઉત્તમ તત્ત્વોના જાણનારા ! આ લોક અને પરલોક ઉભયમાં ન માપી શકાય તેવું સુખ આપનાર ધર્મરત્ન તેં મને આપ્યું છે, હવે તેના બદલામાં કેટલાં રત્નો હું તને આપું કે જેથી તારા આ ઋણમાંથી હું મુક્ત થઇ શકું ? કોઈ પણ રીતે અનૃણી થાઉ તેમ મને તો લાગતુ નથી; તોપણ આ એક ચિંતામણિ રત્ન તું ગ્રહણ કર, અને તે ગ્રહણ કરીને મારા ઉપર એટલી કૃપા બતાવ. જો કે તારા કરેલા ઉપકારનો તો એક કરોડમાં ભાગે પણ બદલો આ રત્નથી વળી શકે તેમ નથી, પરંતુ અતિથિની પરોણાગત તો પોતાના ગૃહ પ્રમાણેજ થાય છે; તેથી હે કૃપાનિધિ! કૃપા કરીને તું આ ગ્રહણ કર' આ પ્રમાણેના તેના અતિ આ-ગ્રહથી ધન્યકુમારે ચિંતામણિ રત્ન તેની પાસેથી લીધું અને લુગડાને છેડે ગાંઠ બાંધીને રાખ્યું. ત્યાર પછી ધર્મનો રંગ લાગવાથી બહુ બહુ પ્રકારે ધન્યકુમારની સ્તુતિ કરીને ગંગાદેવી સ્વસ્થાનકે ગઈ. લીધેલ વ્રતમાં દ્રઢ ચિત્તવાળો ધન્યકુમાર પણ

ધીમે ધીમે રાજગૃહી તરફ ચાલ્યો. ભાગ્યશાળી અને દાનાદિકથી જેનો યશ વિસ્તાર પામ્યો છે તેવો ધન્યકુમાર દેશાંતરમાં ભમતો ભમતો પૂર્વે આપેલ દાનના ફળથી પ્રાપ્ત થયેલ ચિંતામણિ રત્નદ્વારા સકળ ભોગસામગ્રી સુખે સુખે અનુભવતો અનુક્રમે મગધ દેશમાં આવ્યો. હે ભવ્યજનો ! જો તમને સુખ મેળવવાની ઉત્કટ ઇચ્છા વર્તતી હોય તો શ્રી જિનેશ્વર કથિત (જિન કિર્તિત) દાનધર્મમાં વિશેષ પ્રીતિ અને આદર કરજો, કે જેથી તમારા સર્વ મનોરથો સિદ્ધ થશે.

ઇતિ આચાર્યશ્રી જિનકીર્ત્તિસૂરિ વિરચિત પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમ ઉપરથી રચેલા ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના ચતુર્થ પલ્લવનું ગુજરાતી ભાષાંતર.





## પંચમ પલ્લવ.



ઉદારતા યુક્ત મુખવાળો ધન્યકુમાર મગધ દેશમાં પ્રવેશીને પૃથ્વી, ધન અને ધાન્ય વિગેરે વસ્તુઓથી સમૃદ્ધ એવા મગધના લોકોને સ્તુતિ કરનારાની પ્રસન્ન દૃષ્ટિવડે કૃતાર્થ કરવા લાગ્યો મગધ દેશમાં ફરતો ફરતો ધન્યકુમાર અનુક્રમે ન જીતી શકાય તેવી ચતુરાઇવાળા સુરગુરૂની જેમ ઉચ્ચપદ પ્રાપ્તિની ઇચ્છાથી રાજગૃહી નગરીમાં આવ્યો. રાજગૃહી નગરી કેવી છે ? તેનુ વર્ણન આ પ્રમાણે—

રાજગૃહી નગરીમાં રૂપવડે મનોહર અને મકાનોની ભીતોમાં રહેલા મણિરત્નોની કાંતિથી દેવવિમાનોની પણ હાંસી કરે તેવા વ્યવહારીઆઓના ગૃહો શોભે છે; વળી તે નગરીમાં સૂર્યકાન્ત રત્નોથી બનાવેલો અને ચંદ્રકાંત મણિના કાંગરાવાળો કિલ્લો સૂર્ય અને ચંદ્રના ઉદય વખતે તે કિલ્લાની ફરતી કરેલી ખાઇના પાણીનુ શોષણ અને પોષણ કરે છે. વળી સમસ્ત પ્રકારની લક્ષ્મીના સમૂહથી ભરેલા અને તેનાવડે શોભતા મણિમય ઉંચા પ્રાસાદોએ વિમાનોમાંથી બધો સાર (ભાર—લક્ષ્મીરૂપી) હરણ કરી લેવાથી લઘુતા પામી જવાને લીધે વાયુએ બધા વિમાનોને આકાશમાં જાણે કે ઉડાડી દીધા ન હોય તેવા ઉત્તમ પ્રાસાદોથી તે રાજગૃહી નગરી શોભી રહી છે. વળી તે નગરીમાં રત્નમય ગૃહાંગણોમાં અને ઉત્તમ રત્નોવાળા તોરણોમાં પ્રતિબિંબીત થયેલા મયુરોને ક્રીડા-

મધુર જાણી ગ્રહણ કરવાની ઇચ્છાથી હાથ લંબાવતા મનુષ્યોના નખ ભાંગવાથી તેઓ વિલખા થઇ જતા હતા અને પોતાના મુગ્ધપણાને માટે શોચ કરતા હતા. આ રાજગૃહી નગરીનું સમસ્ત વર્ણન કરવાને કોઇ ડાહ્યો અને બુદ્ધિમાન્ મનુષ્ય પણ સમર્થ થઈ શકે તેમ નથી. આ નગરી એવી ઉત્તમ છે કે જેની ત્રણ જગત્‌ના નાથ શ્રી વર્ધમાનસ્વામી પણ પોતાના ચરણકમળવડે પૂજા કરતા હતા. વળી જે નગરીમાં ગૃહોની ઉપર બાંધેલી ધ્વજાઓના છેડે બાંધેલી મણિ કિંકિણીનાં નાદોવડે તે ગૃહો પણ વિદેશીઓને પૂછતા હતા કે "શું સમસ્ત પૃથિવીતળમાં અમારા જેવી સુંદર નગરી તમે કોઈ જગ્યાએ જોઈ છે?" સર્વ ઉત્તમ નગરીનાં ગુણોથી આ રાજગૃહી યુક્ત હોવાથી આ સર્વ ઉત્પ્રેક્ષાઓ તેને લાગુ પડી શકતી હતી. એ રાજગૃહી નગરીમાં હરિવંશના અલંકારરૂપ શ્રી મુનિસુવ્રત સ્વામીના ચાર કલ્યાણકો થયેલા છેં, તેથી આ નગરીને જે ઉપમા આપીએ તે સર્વ યુકતજ છે—તેને સર્વ ઉપમાઓ ઘટી શકે તેમ છે.

આ રાજગૃહી નગરીમાં અઢારે વર્ણનુ રક્ષણ કરનાર, ન્યાયવંત પુરૂષોમાં અગ્રેસર, મુક્તિસોપાનની નિસરણી જેવો શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો તેની કીર્તિ અને પ્રતાપવડે શ્વેત અને પીત ચંદન તથા કુંકુમવડે જેમ સ્ત્રીઓ શોભે તેમ દિશાઓ શોભતી હતી. તે રાજાના તીવ્ર ખડ્ગવડે સમરાંગણમાં છેદાયેલા હસ્તિસમૂહના દાંતોની શ્રેણિથી તે રાજાના યશરૂપી વૃક્ષના અંકુરા શોભતા હતા. તે રાજાએ **અભયકુમાર** નામના પોતાના પુત્રનેજ મંત્રીપદે સ્થાપિત કર્યો હતો, અને મંત્રિપદરૂપી લક્ષ્મીથી તે અભયકુમાર સુવર્ણ ને સુગંધના એકત્ર

મળવાની જેવો શોભતો હતો. તે મહારાજાને સિદ્ધના ગુણોના એકાંશ પ્રગટન તુલ્ય અને અક્ષય સુખ આપવાને સમર્થ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલું હોવાથી તે જિનવચનમાં સર્વથા શંકાદિ દૂષણ રહિત હતો. તે રાજા હંમેશાં સુવર્ણના એકસો આઠ જવ કરાવી ભક્તિના સમૂહથી ઉભરાઇ જતા હૃદયે શ્રી વીર ભગવાનની પાસે જઇ તે સોનાના એકસો આઠ જવથી સ્વસ્તિક કરતો હતો અને ત્યારપછી ભક્તિના પ્રકર્ષથી શ્રી ચરમ તીર્થંકરને નમસ્કાર કરી તેમની સ્તુતિ કરતો હતો, અને જિનેશ્વરના વચનામૃતનુ પાન કરી પાવન થતો હતો. જ્યારે જ્યારે વીરપ્રભુ અન્યત્ર વિહાર કરીને રાજગૃહી નગરીથી દૂર જતા ત્યારે ત્યારે જે ગામમાં પ્રભુની સ્થિતિ હોય તે ગામની દિશા તરફ સાત આઠ પગલા જઇને ત્રણ ખમાસમણ પૂર્વક પ્રભુને વાંદીને તે સુવર્ણમય જવોથી સ્વસ્તિક કરતો, પ્રભુને નમીને તેમની સ્તવના કરતો અને ત્યારપછી ઘરે આવીને ભોજન કરતો હતો. આ પ્રમાણે તે શ્રેણિક મહારાજાએ જિનભક્તિના પ્રભાવથી જિનનામકર્મ ઉપાર્જન કર્યું હતું અને તેથી આવતી ચોવીશીમાં પદ્મનાભ નામના પ્રથમ તીર્થંકર તેઓ થવાના છે.

હવે તે રાજગૃહી નગરીમાં મગધાધિપનો બહુ કૃપાપાત્ર અને યાચકજનોને કલ્પદ્રુમ જેવો કુસુમપાળ નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. આ શ્રેષ્ઠીનું એક અતિ જીર્ણ, જેમા વૃક્ષો બધા સુકાઈ ગયેલા છે તેવું, પત્ર, પુષ્પ, ફળ, બીજ વિગેરેથી રહિત શુષ્ક ઉદ્યાન હતું. આપણો કથાનાયક ધન્યકુમાર મગધ દેશમાં પ્રવેશ કર્યા પછી રાજગૃહી તરફ આવતાં સાંજ પડી જવાથી માર્ગના શ્રમથી થાકી ગયેલો તે જીર્ણ ઉદ્યાનમાં એક રાત્રિવાસો રહ્યો. તેજ

રાત્રીમાં ભાગ્યના એક નિધિરૂપ ધન્યકુમારના ત્યાં આવવાના અને રહેવાના પ્રભાવથી તે ઉદ્યાનમાં રહેલા, સુકાઈ ગયેલા અને કાષ્ઠરૂપ દેખાતા સર્વ વૃક્ષો વસંતઋતુના આગમનવડે જેમ વન વિકસ્વર થઈ જાય તેમ પુષ્પ, ફળ, પત્ર વિગેરેથી ફલિત થઈ ગયા અને સૂકાઈ ગયેલું તેમજ પત્ર પુષ્પાદિકથી રહિત થઈ ગયેલું તદન ઉજ્જડપ્રાય તે ઉદ્યાન નંદનવન તુલ્ય શ્રેષ્ઠ થઈ ગયું.

પ્રભાત થતાં વનપાળક તે જીર્ણ ઉદ્યાનમાં આવ્યો, ત્યાં તો આ પ્રમાણે સ્થિતિમાં ફેરવાઈ ગયેલું તે વન જોઈને મનમાં અતિ ચમત્કાર પામ્યો, હર્ષિત થયો, અને આમ તેમ જોવા લાગ્યો. જોતાં જોતાં એક શુદ્ધ સ્થાને બેઠેલા અને પ્રાતઃકાળનાં કાર્યો કરતા તથા નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરતા અને ચૈત્યવંદનાદિ કરતા ધન્યકુમારને તેણે દીઠા. તેમને જોતાંજ તે અતિશય વિસ્મિત થયો, અને વિચારવા લાગ્યો કે—" ખરેખર આજ પુરૂષ કોઈ ભાગ્યવંત સુંદર રૂપ છે, દેવ કરતાં પણ સવિશેષ રૂપ ગુણ યુક્ત છે, અને સૌભાગ્યવંત દેખાય છે. ગત રાત્રિએ રાત્રિવાસો અહીં રહેલા આ ભાગ્યશાળી પુરૂષના પ્રભાવવડેજ આ જીર્ણ વન નંદનવન તુલ્ય થઈ ગયું દેખાય છે." આ પ્રમાણે મનમાં વિચારી હર્ષપૂર્વક પોતાના સ્વામી શ્રેષ્ઠીને ઘેર જઈને તેણે વધામણી આપી કે—"સ્વામિન્! તમારા વનમાં કોઈ મહા તેજસ્વી પુરૂષ રાત્રિ રહેલ છે. તેના પ્રભાવથી તમારું જીર્ણ ઉદ્યાન નંદનવન જેવું સુંદર અને ફળીતું થઈ ગયું છે." વનપાળે કહેલી આ પ્રમાણેની હકીકત સાંભળીને અતિશય વિસ્મય ચિત્તવાળો તે શ્રેષ્ઠી તે ભાગ્યવાન્ પુરૂષને જોવાને રસિયો થયો, તેથી તરતજ વનપાળકની સાથે પોતાના ઉદ્યાનમાં આવ્યો, તેણે ઉદ્યાનગૃહમાં બેઠેલા ધન્યકુમારને

જોયા સમગ્ર વિશ્વના સર્વ મનુષ્યો કરતાં અદ્‌ભૂત અને અખંડ સૌભાગ્યના ભાજનરૂપ, અતિ દેદીપ્યમાન કાંતિ તથા શરીરવાળા, સર્વ લક્ષણોથી યુક્ત, ગુણની વૃદ્ધિ કરે તેવા, અને સિદ્ધ પુરૂષની આકૃતિવાળા તે ધન્યકુમારને જોઇને શ્રેષ્ઠી વિચાર કરવા લાગ્યો કે-"ખરેખર, આ ભાગ્યશાળી પુરૂષના પ્રભાવવડેજ મારૂં આ શુષ્ક વન પલ્લવિત થઇ ગયુ છે; શુ ચંદ્રના ઉદય વિના સમુદ્રના પાણીનો ઉલ્લાસ કદિ થાય છે?" આ પ્રમાણે અંતઃકરણમાં વિચાર કરીને વિચક્ષણ પુરૂષોમાં અગ્રેસર તે શ્રેષ્ઠી ઉચ્છૃંખલપણા રહિત અને ધૈર્યવાન્ ધન્યકુમારને આગમન સંબંધી કુશળ ક્ષેમ પૂછવા લાગ્યો. પછી કહ્યુ કે-"હે સજ્જનાવતંસ! સજ્જન શિરોમણિ! આપના પધારવાથી જડરૂપ અને નિર્જીવ થઈ ગયેલું આ મારૂં વન તમારા આગમનથી તેને થયેલ હર્ષ પ્રદર્શિત કરવાના મિષે નવપલ્લવિત અને પુષ્પાયમાન થઇ ગયુ છે અને હું પણ તમારા દર્શનરૂપી અમૃતના સિંચનથી મન અને નયનોમાં નવપલ્લવિત થયો છુ, સારાંશ કે તમારા દર્શનામૃતથી મારાં નયન સફળ થયાં છે અને મન બહુ ઉલ્લસાયમાન થયું છે. અમારા પૂર્વે ઉપાર્જન કરેલા પ્રબળ પુણ્યોદયના યોગથીજ મારવાડમાં કલ્પવૃક્ષની જેમ તમારા દર્શનનો અમને લાભ થયો છે એમ મને લાગે છે હવે હે સૌભાગ્યશેખર! સૌભાગ્યવતોમાં અગ્રણી! કૃપા કરીને મારે ઘરે પધારવાની કૃપા કરો, એટલો પ્રયાસ લ્યો, અને મારા મનોરથની પૂર્તિ કરો."

આ પ્રમાણે કુસુમપાળ શ્રેષ્ઠીનો આગ્રહ થવાથી ધન્યકુમાર તે શ્રેષ્ઠીને ઘેર ગયા 'માણેક પોતાના ગુણોવડે જ્યાં જાય ત્યાં માન પૂજા પ્રાપ્ત કરે છે' કુસુમપાળ શ્રેષ્ઠીને ઘેર જઇને ધન્યકુમારે

તૈલ મર્દન કરાવ્યું, પીઠી વિગેરે ચોળાવીને સ્નાન કર્યું, શરીરની સારી રીતે સુશ્રુષા કરી. સ્નાન કર્યા પછી ચંદનાદિકવડે શરીર ઉપર વિલેપન કર્યું, અને સારા વર્ણવાળા સુકોમળ વસ્ત્રો પહેર્યાં. ત્યાર પછી બહુમાનપૂર્વક વિવિધ પ્રકારની સામગ્રીયુક્ત રસવતીઓવડે ભોજન કર્યું; પછી શ્રેષ્ઠીએ સોનાના સિંહાસન ઉપર બેસાડી પાંચ પ્રકારની સુગંધીવાળું તાંબુળ આપ્યું. આ પ્રમાણે વિવિધ સામગ્રીવડે ઉપચરિત થયા પછી શ્રેષ્ઠી અંજળી જોડી વિનયપૂર્વક તેમની પાસે બેસી આ પ્રમાણે કહેવા લાગ્યો કે—"હે સૌમ્ય! હે સુંદરાકૃતિવાળા શ્રેષ્ઠિન્! તમારા અતિ અદ્ભૂત ગુણોવડે તમારા વંશની ગૌરવતા સ્પષ્ટ જણાઇ આવે છે. કહ્યું છે કે—'આચાર જ કુળને સ્પષ્ટ બતાવે છે.' તેથી મારા જીવનરૂપી વનને ફળ અને કુસુમરૂપી લક્ષ્મી દેનાર તમને કુસુમશ્રી નામની મારી કન્યા આપીને હું તમારો કાંઇક અનૃણી થવાની ઈચ્છા રાખું છું; માટે એ કુસુમશ્રી નામની કન્યાનું આપ પાણિગ્રહણ કરો, કે જેમ કરવાથી વરસાદની ધારાવડે કદંબ પુષ્પ જેમ પ્રફુલ્લિત થાય તેમ તમારી ગ્રહણેચ્છારૂપી ધારાવડે મારૂં મનરૂપી પુષ્પ પણ વિકસ્વર થાય." આ પ્રમાણેની હિતકારી, સાચી અને પોતાની રૂચિને અનુકૂળ એવી તે શ્રેષ્ઠીની વાણી સાંભળીને ધન્યકુમારે તે વાત કબુલ કરી. પછી શ્રેષ્ઠીએ કુંકુમ અને ચોખાનો ઘોળ કરીને કુસુમશ્રીને દેવારૂપ—તેના વેવિશાળની પ્રતિજ્ઞા દર્શાવનાર અખંડ અક્ષતવડે ધન્યકુમારને તીલક કર્યું. આ પ્રમાણે શ્વસુરસંબંધ થવાથી શ્રેષ્ઠીએ અતિશય આગ્રહ અને માનપૂર્વક સ્વગૃહમાં રહેવાની વિનંતિ કરી, પણ સ્વમાન જાળવવામાં કુશળ એવા ધન્યકુમારે 'એકત્ર વસવાથી ભવિષ્યમાં કોઈ વખત માનહાનિનું કારણ

ઉત્પન્ન થવાનો સંભવ છે.' એમ હૃદયમાં વિચારી એક સુંદર મકાન ભાડે લઇને ત્યાં રહેવાનું કર્યું. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

मित्रस्याऽप्यपरस्यात्र, समीपे स्थिति मा वहन् ।
कलावानपि निःश्रीको, जायते लघुतास्पदम् ॥

"[1]મિત્ર અગર બીજા કોઇની પણ સમીપે રહેવાથી કળાવાન્ એવો પણ મનુષ્ય શોભા વગરનો અને લઘુતાના સ્થાનકરૂપ થઇ જાય છે."

ગંગાદેવીએ આપેલ ચિંતામણિ રત્નના પ્રભાવવડે જેમ જેમ વ્યાપાર, ધન, તથા કિર્તિમાં ધન્યકુમાર વૃદ્ધિ પામવા લાગ્યો, તેમ તેમ ફળવાળા વૃક્ષોનો જેમ પક્ષીઓ આશ્રય લે, તેમ અનેક માણસો તેનો આશ્રય લેવા લાગ્યા. હવે કુસુમપાળ શ્રેષ્ઠીએ લગ્નની તૈયારી કરી. ઉત્તમ માસ, તિથિ, નક્ષત્ર, અને દિવસ જોવરાવ્યા અને થોડા દિવસોમાંજ ઘણી સામગ્રી તૈયાર કરાવીને મોટા મહોત્સવપૂર્વક કુસુમશ્રીના લગ્ન કરવાની પ્રવૃત્તિ કરી. ધન્યકુમારે પણ પોતાના ગૃહને શોભાવે તેવી ઘણી જાનની પ્રવૃત્તિઓ કરી. પાણિગ્રહણના દિવસે કુસુમપાળ શ્રેષ્ઠીએ વિધિપૂર્વક બહુ મૂલ્યવાળા મણિ અને મોતી વિગેરે ઉત્તમ વસ્તુઓના દાનપૂર્વક કુસુમશ્રી કન્યાનું ધન્યકુમાર સાથે લગ્ન કર્યું ધન્યકુમાર પણ કુસુમશ્રીને પરણીને શિવ પાર્વતીની સાથે તથા વિષ્ણુ લક્ષ્મીની સાથે જેમ ભોગ ભોગવે તેવી રીતે ઉત્તમ શરીરકાંતિવાળી સ્વપત્ની સાથે પુણ્યથી પ્રાપ્ત થયેલા પાંચે પ્રકારના ઇંદ્રિયજન્ય વિષય સુખ ભોગવતો સુખે સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યો.

---

૧ મિત્રનો અર્થ સૂર્ય કરીએ તો સૂર્યની પાસે રહેનાર ચંદ્રમા શોભા વિનાનો અને કળારહિત થઈ જાય છે તેવો પણ આ શ્લોકનો ભાવાર્થ છે.

એ રીતે ધન્યકુમાર કુસુમશ્રીને પરણીને સુખેથી કાળ નિર્ગમાવે છે તેવા વખતમાં એકદા સોળ મોટા રાજાઓને જીતનાર માળવ દેશનો રાજા ચંડપ્રદ્યોત મગધાધિપ શ્રેણિક મહારાજને જીતવા માટે એક અતિ મોટું અને બળવાન લશ્કર લઇને મગધદેશ તરફ ચાલ્યો. ચર પુરૂષોએ તે સમીપ આવતાં તેના આગમનની શ્રેણિક રાજાને ખબર આપી. દૂતો પાસેથી તે હકીકત સાંભળીને ભય પામેલા શ્રેણિક રાજાએ અભયકુમાર તરફ જોયું. તે વખતે સાહસિક શિરોમણિ અભયકુમારે નિર્ભયતા પૂર્વક રાજાને કહ્યુ કે—"સ્વામિન્ ! જ્યારે સામ, દામ અને ભેદ તે ત્રણ ઉપાયથી અસાધ્ય થાય, ત્યારેજ દંડ ઉપાય કરવો, અર્થાત્ યુદ્ધ કરવું, અન્યથા યુદ્ધ કરવું નહિ. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે:—

पुष्पैरपि न योद्धव्यं, किं पुनर्निशितैः शरैः ।
युद्धे विजयसंदेहः, प्रधानपुरूषक्षयः ॥

'પુષ્પવડે પણ યુદ્ધ કરવું નહિ, તો પછી તીક્ષ્ણ એવા બાણવડે તો કહેવુંજ શું ? યુદ્ધમાં વિજયનો સંદેહ છે અને તેમાં ઉત્તમ પુરૂષોનો નાશ થાય છે તે તો ચોક્કસ છે.'

હવે અહીં ચંડપ્રદ્યોતે આપણા ઉપર ચડાઈ કરી છે. તે સબંધમાં સામ ઉપાય તો કરવા લાયક નથી, કારણ કે તેથી આપણી પ્રતિષ્ઠા, માન, ગર્વ તથા ઉત્સાહને હાનિ પહોંચે; બીજો ઉપાય દામ છે, તે પણ કરવા લાયક નથી, કારણ કે દ્રવ્ય આપવાથી સ્વામીસેવક ભાવ પ્રગટ થાય છે. વળી લોકોમાં પણ 'આ રાજાએ દંડ આપ્યો' તેમ બોલાય, તેથી આપણા માનની હાનિ થાય, તેથી ત્રીજો ઉપાય ભેદ તેજ સાધ્ય કરવા લાયક છે. હે સ્વામિન્ ! જેવી રીતે વૈદ્ય ઉત્તમ રસાયણનો પ્રયોગ કરે ત્યારે

સર્વ રોગો ક્ષણવારમાં નાશ પામી જાય છે, તેવીજ રીતે જ્યારે હું ઇચ્છિત કાર્ય સાધનાર ભેદ ઉપાયરૂપી રસાયણનો પ્રયોગ કરીશ, ત્યારે વૈરીરૂપી વ્યાધિઓનો ક્ષણમાં નાશ થઇ જશે, માટે આપ આ સેવકનું બુદ્ધિકૌશલ્ય જુઓ આપ પૂજ્યે તો સુખે સુઇ રહેવુ, આ બાબતની જરા પણ ઉપાધિ કરી મનને આર્ત્ત-ધ્યાનમાં દોરવાની આપ પૂજ્ય પિતાશ્રીને જરા પણ જરૂર નથી"

હવે અભયકુમારે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીને શત્રુ સૈન્ય-નો હવે પછી જ્યાં પડાવ થવાનો હતો અને મુખ્ય રાજા તથા સોળ તેની સાથે આવનારા બીજા રાજાઓના જયાં જ્યાં તબુઓ નખાવાના હતા ત્યાં ત્યાં ખોદાવીને ભૂમિની અંદર ગુપ્તપણે પુ-ષ્કળ દ્રવ્ય સ્થાપન કર્યું, તેજ પ્રમાણે સેનાપતિ, મંત્રી, મોટા સુભટો વિગેરેનાં નિવાસસ્થાનોની નીચે પણ તેમને લાયક ધન ભોંયમાં દાટ્યું અને તે ધનની ઉપર ધૂળ વિગેરે સારી રીતે પૂરીને તે દ્રવ્ય ન દેખી શકાય તેવી રીતે રક્ષિત કર્યું. હવે અનુક્રમે ચંડપ્રદ્યોત રાજાના સૈનિકોએ વાવડીના પાણી ફરતો જેમ મા-છલીઓ ઘેરો ઘાલે તેમ રાજગૃહી નગરીની ફરતો ઘેરો ઘાલ્યો. નગરીની ફરતો સૈન્યને ઘેરો નાખેલ દેખીને પૌરવાસીજનો જેવી રીતે મીનરાશિમા શનિ આવે ત્યારે ભયનું કારણ ઉત્પન્ન થાય તેમ તે નગરના પ્રલયની શંકા કરતા સતા દૈન્ય ભાવને પામી ગયા, અને આ નગરીનો હવે જરૂર પ્રલયજ થશે તેવી સર્વે આશંકા કરવા લાગ્યા. અહીં ભંભાસાર (શ્રેણિક) મહારાજાના સર્વ ઉપાય કરવામાં પ્રવીણ બુદ્ધિવાળા અભયકુમારે દંભપૂર્વક ચંડપ્રદ્યોત રાજાને એક ગુપ્ત લેખ—પત્ર મોકલ્યો, તેમાં લખ્યું કે—"સ્વસ્તિ શ્રી રાજગૃહી નગરીથી આપ જે સ્થળે રહ્યા છો તે

સ્થળે આપના ચરણકમળ પ્રત્યે આપનો સેવક અભયકુમાર આ વિજ્ઞપ્તિપત્ર રજુ કરે છે. આ આપનું હમેશાં શુભ ચિંતવનાર સેવકના પ્રણામ સ્વીકારશો અને અત્યારે આપને ઉપયોગી હોવાથી એક જરૂરની વિનતિ ગુપ્ત રીતે કરવાની છે તે સ્વીકારશો. તે વિનંતિ આ છે કે—'હે સ્વામિન્ ! હે પૂજ્યપાદ ! શિવાદેવી આપની રાણી મારે તો મારી માતા ચેલ્લણાની સરખાજ પૂજ્ય છે, તેથી હિતકારી વાત મારે કહેવરાવવી પડે છે તે સાંભળો. ભેદ ઉપાય કરવામાં કુશળ મારા પિતાએ તમારા સર્વે રાજાઓને ખૂટવેલા છે—તેનો ભેદ કરાવેલ છે. ગઇ કાલેજ તેઓને મારા પિતાએ સોનાની મહોરોનો ભંડાર આપેલો છે તમને પકડીને અમારે તાબે કરવાને માટે આ ઉદ્યમ તેમણે કરેલો છે તેઓ તમને પશુની માફક દોરડાઓવડે બાંધીને મારા પિતા પાસે રજુ કરશે, અને ધનવડે તે રાજાઓ પોતાના આત્માને સંતોષશે; આ પ્રમાણે નિશ્ચિત હકીકત બનેલી છે. જો મારા ઉપર આ બાબતની પ્રતીતિ ન આવે તો તેઓના તંબુઓમાં ભોંયની નીચે તેમણે સોનામહોરો દાટેલી છે તે જોજો, કારણ કે હાથમાં રહેલ મણિકંકણને જોવા માટે આરીસાની જરૂર પડતી નથી."

આ પ્રમાણેનો અભયકુમારનો ગુપ્ત પત્ર વાંચી શિવાદેવીના પ્રિય ચંડપ્રદ્યોત રાજાએ તે વાતની ખાત્રી કરવા માટે એક રાજાનાં આવાસની નીચેની ભોંય ખોદાવી, ત્યાં ખોદતાંજ ગુપ્ત રીતે રાખેલી સોનામહોરો પ્રગટ થઇ. તે જોતાંજ દીન થઇને તે રાજા વિચાર કરવા લાગ્યો—"અહો ! અભયકુમારની સરલતા કેટલી છે ! તેની મિત્રતા કેટલી છે ! તેના સંબંધની અવસરેજ ઓળખાણ પડી. જો આ વાત તેણે મને જણાવી ન હોત તો

મારી શું ગતિ થાત? હવે આ વાત અહીં કોઈની પણ પાસે કહેવા લાયક નથી. આ સર્વે રાજાઓ અને સુભટો સ્વામીદ્રોહી થઈ ગયા છે, તેથી તેમને કાંઇ પણ કહ્યા વગર અત્રેથી ચાલ્યા જવું તેજ શ્રેયસ્કર અને યોગ્ય છે." આ પ્રમાણે વિચારીને તે ચડપ્રધોત રાજા ત્યાંથી પલાયન કરી ગયો—નાશી ગયો. તેને નાશી જતો જાણીને મનમાં શકા કરતા સર્વે રાજાઓ અને સુભટો પણ નાશી જવા લાગ્યા.

હવે ચરપુરૂષોથી તેઓ સર્વે નાશી જાય છે તેવી ખબર મળતાંજ અભયકુમારે શ્રેણિક મહારાજને નિવેદન કર્યું કે—"હે પૂજ્ય તાત! તેઓ નાશી જાય છે તેથી તેના હાથી, અશ્વ, રથ વિગેરે તમારી ઇચ્છાનુસાર ગ્રહણ કરો." તે સાંભળીને શ્રેણિક રાજા પણ નાશી જતા એવા તે સૈન્યના હસ્તી, અશ્વ વિગેરે જે હાથમાં આવ્યુ તે સર્વ ગ્રહણ કરવા લાગ્યા. પરંપરાએ દેશમાં આ પ્રમાણે વાર્તા પ્રસરી કે—"ચડપ્રધોત રાજા નાશી ગયો અને શ્રેણિક મહારાજાએ તેનું સર્વસ્વ લુંટી લીધુ."

ચંડપ્રધોત રાજા ત્વરિત ગતિથી નાસતો સતો એકદમ પોતાને નગરે આવીને પોતાના અતઃપુરમાં પેસી ગયો. બીજા રાજાઓ કષ્ટ ભોગવતાં ધીમે ધીમે પછવાડે આવ્યા અને ઉજ્જયિની પહોંચ્યા પછી ચંડપ્રધોત પાસે જઇને તે સર્વે પૂછવા લાગ્યા કે—"હે સ્વામિન્! ન વિચારી શકાય—ખ્યાલમાં પણ ન આવે તેવી રીતે શીઘ્રતાથી આપને નાશી આવવાનું શું પ્રયોજન પ્રાપ્ત થયું? શુ કાંઇ ખાસ ભય ઉત્પન્ન થયો કે જેથી સમુદ્રના પાણીની માફક આખી રાજગૃહી ફરતું સૈન્ય વિસ્તરી ગયુ હતું, છતાં પણ રાંકની જેમ પલાયન કરીને તમે નાશી આવ્યા?" વૃદ્ધ સૈનિ-

કોએ પણ આ પ્રમાણે પૂછ્યું એટલે ચંડપ્રદ્યોતે તેને કહ્યું કે—"જે રક્ષક હતા તેજ ભક્ષક થયા ત્યારે પછી મારે શું કરવું ?" આવાં તેનાં વચનો સાંભળી સૈન્યમાં સાથે આવેલા રાજાઓ બોલી ઉઠ્યા કે—"જગત્ માત્રના એક શરણભૂત એવા તમને મારવાને કોણ સમર્થ છે ? આ તમારૂં વચન તદ્દન અસંભવિત છે, પરંતુ તમારૂં કથન ખોટું નહિ હોય, માટે કહો કે એવા ભક્ષકો કોણ થયા હતા ?" રાજાએ કહ્યું કે—"તમેજ વિશ્વાસઘાતક થયા છો." તેમણે પૂછ્યું—'તે શી રીતે ?' એટલે ચંડપ્રદ્યોતે કહ્યું—"ધનના લોભથી સ્વામીદ્રોહ કરવામાં તમે બધા તત્પર થઇ ગયા, પણ મારા મિત્ર અને બુદ્ધિશાળી એવા અભયકુમારે તે વાત મને જણાવી દીધી, અને એ ઉપરથી 'મૂર્ખ મિત્ર કરતાં પંડિત શત્રુ સારો' આ કહેવત સાચી કરી દેખાડી." આ પ્રમાણે કહીને બધી હકીકત વિસ્તારથી કહી બતાવી, છેવટે કહ્યું કે—"તમારા આવાસોની નીચે ખોદતાં ધન નીકળવાથી અભયે લખેલી વાત ઉપર મને વિશ્વાસ આવ્યો, તેથી મે કાંઇ પણ વિચાર કર્યા વગર નાશી જવાનો વિચાર કર્યો અને તેમ કરવાથીજ હું બચ્યો. તમારી જેવા શુદ્ધ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા ઉત્તમ માણસોને આ પ્રમાણે સ્વામીદ્રોહ કરવો તે બીલકુલ ઘટતું નથી."

આ પ્રમાણેનાં ચંડપ્રદ્યોત રાજાનાં વચનો સાંભળીને તે બધા સામંત રાજાઓ જરા હસીને કહેવા લાગ્યા કે— "સ્વામિન્ ! અભયકુમારે કેળવેલી આ માયા તમે ન જાણી, અભયના પ્રપંચને તમે ઓળખી શક્યા નહિ, તેથીજ ઉતાવળ કરીને તમે અત્રે નાશી આવ્યા અને તમારી તથા અમારી આબરૂમાં ખામી લાવ્યા. આપણી પ્રતિષ્ઠાની હાનિ થઇ. આ પ્રમાણે ખોયેલી પ્રતિષ્ઠા સં-

કડો વરસે પણ પાછી મળતી નથી. આપ ધ્યાનમાં રાખજો કે અમે અમારા પ્રાણનો નાશ થાય તો પણ વિશ્વાસઘાતની વાત કરીએ તેવા નથી. કહ્યુ છે કે—

मित्रद्रोही कृतघ्नश्च, स्वामिद्रोही पुनः पुनः ।
विश्वासघातकश्चैते, सर्वे नरकगामिनः ॥

"મિત્રદ્રોહી, કૃતઘ્ની, સ્વામિદ્રોહી, અને વિશ્વાસઘાતક વારવાર નરકમાંજ જાય છે."

આ પ્રમાણે કહીને સે કડો સોગનવડે તે રાજાઓએ ચડપ્રદ્યોત રાજાને 'તેઓ વિશ્વાસઘાતક નહોતા' તેની ખાત્રી કરી આપી. રાજા પણ આ પ્રમાણેની કપટરચના સાંભળવાથી તથા તેના મનમાં ખાત્રી થવાથી બહુ શોચ કરવા લાગ્યો, પણ અવસર ચૂકેલ માણસ જેમ ફરીથી તે સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી, તેવી દશા તેની થઇ.

હવે અભયકુમાર ઉપર ઇર્ષ્યા સહિત અને શલ્યપૂર્વક કાળ નિર્ગમન કરતાં એક વખત સભામાં બેઠેલા ચંડપ્રદ્યોત રાજાએ કહ્યુ કે—"આ સભામાં એવો કોઇ શૂરવીર છે, કે જે અભયકુમારને બાંધીને અહીં ઉપાડી લાવે ?" આ પ્રમાણેનુ અશક્ય કાર્યનિષ્પત્તિવાળુ રાજાનુ કથન સાંભળીને સર્વે સભાસદો ગર્વ અને આવેશથી રહિત થયેલા બોલી ઉઠ્યા કે—'ગરૂડ પક્ષીની પાંખ છેદવાનો કયો બુદ્ધિશાળી અને ડાહ્યો માણસ ઉદ્યમ કરે ? ઐરાવણ હસ્તીનો મદ ઉતારવા માટે કોણ તૈયારી કરે ? અને કોણ તેને આક્ષેપયુક્ત વચનોથી બોલાવે ? અથવા તો શેષનાગના મસ્તક ઉપર રહેલા મણિને ગ્રહણ કરવાનો કોણ પ્રયત્ન કરે ? કેશરીસિંહની કેશવાળી કાપવાનો કોણ આગ્રહ કરે ? તેવીજ રીતે હે

મહારાજ ! શાસ્ત્રના વાક્યોથી ઘાત ન કરી શકાય તેવી અને અત્યંત પ્રતિભાવાળી બુદ્ધિના નિધાનરૂપ અભયકુમારને પકડી લાવવા માટે કોણ સચેતન પુરૂષ આગ્રહવંત કે ઉદ્યમવંત થાય? કોઇ પણ ડાહ્યો માણસ તેવો ઉદ્યમ, પ્રયત્ન કે આગ્રહ કરે નહિ."

આ પ્રમાણે વાતચિત થાય છે તે વખતે અવસર મળવાથી એક ગણિકા રાજાના હૃદયદાહનો નાશ કરનારી વાણીવડે બોલી ઉઠી કે—"હે પૃથિવીનાથ ! આ કાર્ય માટે મને રજા આપો, હું તે અભયકુમારને બાંધીને આપના ચરણની પાસે હાજર કરીશ" રાજાએ કહ્યું—"જો એમજ હોય તો તને ઠીક લાગે તેવી રીતે તે કાર્ય કર." વેશ્યા પણ આ પ્રમાણેની રાજાની અનુમતિ અને હુકમ મળવાથી મનમાં વિચારવા લાગી કે—" બહોંતેરે કળામાં પ્રવીણ, બહુ બહુ પ્રકારના શાસ્ત્રીય ગ્રંથો વાંચવાવડે સંશોધિત થયેલ કુશાગ્ર બુદ્ધિવાળા, સર્વ અવસરે સાવધાન, સર્વ કાર્યોમાં ઉત્તેજિત અને સદોદિત બુદ્ધિવાળા આ અભયકુમારને કેવી રીતે ઠગી શકાશે? તેને ઠગવાનો માત્ર એકજ ઉપાય છે. ધર્મબુદ્ધિના પ્રપંચવડે ધર્મના મિષથીજ તે છેતરાશે, કારણ કે મોટા પુરૂષો પણ ધર્મક્રિયાના કાળે પોતાનો બુદ્ધિવ્યાપાર ચલાવતા નથી, ધર્મકાર્યાવસરે તો સરલતાજ ગ્રહે છે—સરલતાથીજ તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેથી ધર્મરૂપી દંભના બળથીજ હું તેને છેતરી શકીશ; પ્રથમ પણ ધર્મના બ્હાનાથી ઘણા માણસો ઠગાયા સંભળાય છે. તેથી હું પણ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરીને તેને છેતરીશ." આ પ્રમાણે વિચાર કરીને તે ગણિકા કોઈ સાધ્વીની પાસે જઇ તેને વંદના કરીને તેની પાસે ધર્મોપદેશ સાંભળવા લાગી અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગી. તે ગણિકા બહુ વિચક્ષણ

હોવાથી થોડાજ દિવસમાં અરિહંત ધર્મમાં કુશળ થઇ. ત્યારપછી રાજાની આજ્ઞા લઇને મહા માયાવાળી તે વેશ્યા એક ઉત્તમ શ્રાવિકાનો વેશ ધારણ કરીને રાજગૃહી નગરીએ ગઇ. ગામની બહાર પરામાં એક મકાન ભાડે લઈને ત્યાં તે વેશ્યાએ ઉતારો કર્યો અને પ્રભાતે ધુપ, દીપ, અક્ષત, ચંદન, કેશર, બરાસ વિગેરે પૂજાના દ્રવ્યો સાથે લઇને, પોતાના પરિવાર સહિત રાજગૃહીના દરેક જિનમંદિરમાં દર્શન કરતી, ચૈત્યપરિપાટી કરીને અનુક્રમે રાજાએ કરાવેલા જિનમંદિરમાં દર્શન અને પૂજા કરવા માટે તે આવી પહોંચી. શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરવાના સમયે 'નિસ્સિહિ' કહેતી અને જિનમંદિરમાં પ્રવેશ કરતી વખતે તથા દર્શન કરતી વખતે સાચવવાના દશે [1]ત્રિકો સાચવતી તે વેશ્યા ચૈત્યમાં દર્શન કરી ચૈત્યવંદન કરવા બેઠી. તે વખતે અભયકુમાર પણ જિનેશ્વરના દર્શન કરવા માટે તે ચૈત્યમાં આવ્યો. મંદિરમાં પ્રવેશ કરીને તેણે જોયું તો વૈરાગ્ય અને હાવભાવાદિક સહિત જિનેશ્વર ભગવંતની સ્તુતિ કરતી તેણે તે વેશ્યાને જોઈ, અને પ્રીતિપૂર્વક તેનાથી કરાતી સ્તુતિ સાંભળવા લાગ્યો. તે સાંભળીને અભયકુમાર વિચારવા લાગ્યો કે—'કોઇ પણ અન્ય ગ્રામથી આવેલી જિનેશ્વરના ધર્મમાંજ વાસિત અંતઃકરણવાળી અને ભક્તિના સમુહથી વ્યાપ્ત ચિત્તવાળી આ પ્રિય સ્વધર્મિણી હાલમાંજ અત્રે આવેલી દેખાય છે. સુવર્ણપાત્રતુલ્ય આ સ્વધર્મિણીનું બહુમાન તથા આતિથ્યાદિ કરવાથી મને મહાન્ લાભ થશે, કારણ કે આ ઉત્તમ સ્વધર્મિણી જણાય છે.' આ પ્રમાણે મનમાં નિર્ણય કરી

૧ આ દશે ત્રિકનું સવિસ્તર વર્ણન 'દેવ વંદન ભાષ્ય' નામના ગ્રંથમાં આપેલું છે, તે સ્થળેથી જોઈ લેવું.

ચૈત્યની બહારના મંડપમાં તે વેશ્યા આવી, ત્યારે તેની સાથે અભયકુમાર વાતચિત કરવા લાગ્યા. અભયકુમારે કહ્યુ કે–"હે બ્હેન ! સ્વધર્મી ભગિની ! તમે કયા ગામથી અત્રે આવ્યા છો ?" આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી દંભ રચવામાં કુશળ એવી તેણે દંભરચનાવડે કહ્યુ કે– "હે ધર્મબંધો ! લોકના ઉદર-રૂપી પુરમાં ભવભ્રમણરૂપી ચતુષ્પથમાં મનુજગતિરૂપી પોળમાં વસનારી સંસારી જીવરૂપી જ્ઞાતિવાળી હુ ક્ષેત્ર સ્પર્શનાના યોગથી અત્રે આવેલી છુ" તેનુ કપટકળાયુક્ત આવુ જૈનધર્મ વાસિત વાક્ય સાંભળી અભયકુમારે પુનરપિ પૂછ્યું કે–"હે ભગિનિ ! હે ધર્મ બ્હેન ! શ્રી જિનેશ્વર ભગવંતના આગમથી વાસિત થયેલા અંતઃકરણવાળા મનુષ્યોની આવીજ ભાષા હોય છે તમે કહેલ જિનેશ્વર ભગવંતની સ્તુતિમાત્રના શ્રવણવડેજ મને તો તમારી પરીક્ષા થઇ ગઈ છે કે–'તમે તીવ્ર શ્રદ્ધાવાળા એક ઉત્તમ શ્રાવિકા છો.' પરંતુ વ્યવહાર નયની રીત્યનુસાર હું તમને પૂછું છુ કે તમે કયે ગામથી અત્રે આવ્યા છો ? કયે સ્થળેથી તમારૂં અહી આગમન થયેલું છે ?" આ પ્રમાણેની અભયકુમારની વાણી સાંભળીને ફરીથી પણ તે વેશ્યા પોતાનો દંભવિલાસ પ્રગટ કરતી બોલી કે–"હે ધર્મબંધો ! પૃથ્વીભૂષણ નામના નગરમાં સુભદ્ર શ્રેષ્ઠીની હું પુત્રી છું. બાળપણમાંજ અમારા પાડોશમાં વસતા એક સાધ્વીજી મહારાજના પ્રસંગવડે જિનેશ્વરના ધર્મ ઉપર મને અત્યંત રૂચિ થઈ. અનુક્રમે મને યૌવન પ્રાપ્ત થયું, ત્યારે મારા પિતાજીએ મને વસુદત્ત વ્યવહારીના પુત્ર સાથે પરણાવી. તેની સાથે લગ્ન થયા પછી વિષમિશ્રિત અન્નની જેમ સાંસારિક વિષયોપભોગ ભોગવવા લાગી. આ પ્રમાણે કેટલોક સમય

સાંસારિક આનંદમાં વ્યતિક્રમ્યો, તેવામાં પૂર્વે કરેલા ભોગાંતરાય કર્મના ઉદયથી મારો સ્વામી મૃત્યુ પામ્યો. તેના વિયોગ દુઃખથી અત્યંત દુઃખિત થયેલી મને કોઇ પણ જગ્યાએ શાંતિ મળતી નહોતી. આ સમયે જગત્ સર્વની માતાતુલ્ય તે પૂજ્ય સાધ્વીજીએ મને પ્રતિબોધ કર્યો કે–' હે વત્સે ! ખેદ શામાટે કરે છે ? આ મનુષ્ય ભવ પામવો બહુ દુર્લભ છે, બહુ મુશ્કેલીથીજ મનુષ્ય ભવની પ્રાપ્તિ થાય છે. તે અત્યાર સુધી તો વિષય-કદર્થનાવાળા કાર્યોવડે તેને નિષ્ફળ ગુમાવ્યો છે, પરંતુ હવે તો વિષયરૂપી ગ્રંથીનુ છેદન કરવામાં સહાય આપવા માટે કામ-કદર્થના કરવાના કારણરૂપ તારો ભર્ત્તાર મૃત્યુ પામ્યો છે, તો જિનેશ્વર ભગવતના માર્ગને જાણનારી તું ખેદ કરે છે, તે શું તને યોગ્ય છે ? હવે તો ચિત્તને સ્થિર કરીને ધર્મમાર્ગમાં પ્રવૃત્તિ કર, કે જેથી અતિ મુશ્કેલીથી મળતી મનુષ્યભવરૂપી સામગ્રી સફળ થાય. અનાદિ કાળના શત્રુરૂપ પ્રમાદોને છોડી દઇને ધર્મ ધ્યાનમાં એક તાન લગાવી ચિત્ત તેમાં જોડી દે" આ પ્રમાણેના પ્રવર્ત્તિનીના ઉપદેશથી ભર્ત્તારના મરણનો શોક ત્યજી દઇને હું ધર્મની અર્થી થઈ-ધર્મસાધનમાં વિશેષ તત્પર થઇ. ત્યારબાદ એક દિવસે દેશનામાં તીર્થયાત્રાનુ મહાન્ ફળ મેં સાંભળ્યુ, તેથી મારા પિતા વિગેરેની અનુજ્ઞા લઇને શ્રી સિદ્ધાચળ વિગેરે તીર્થોને જુહારતી–વંદના કરતી અનુક્રમે કાશીપુરીમાં આવી. ત્યાં શ્રી પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથ નામના તીર્થંકરોની કલ્યાણક ભૂમિનો સ્પર્શ કરીને હુ પાવન થઈ. ત્યાંથી આગળ ચાલતાં ચંદ્રાવતીમાં શ્રીમત્ ચંદ્રપ્રભુને વંદના કરી અને ત્યાં સાંભળ્યું કે–'હાલમાં રાજગૃહી નગરીમાં જેવી જૈનધર્મની ઉન્નતિ વર્તે છે,

તેવી કોઈ પણ સ્થળે વર્તતી નથી. ત્યાં પરમ વિતરાગભક્ત, જૈનધર્મરક્ત શ્રી શ્રેણિક મહારાજા શુદ્ધ ન્યાયમાર્ગની રીત્યનુસાર રાજ્ય પાળે છે. વળી તેમના વડીલ પુત્ર કે જે સકળ ગુણવંત પુરૂષોમાં અગ્રેસર છે, જે સમસ્ત બુદ્ધિવ્યાપારના એક ખજાના જેવા છે, જે શ્રી જિનેશ્વર ભગવંતના આગમને અનુસરનાર છે, જે દરેક જાતની કાર્યપ્રવૃત્તિમાં કુશળ છે, જે ધર્મસાધનની માતાતુલ્ય કરૂણાની પુષ્ટિ નિમિત્તે અમારિપટહની ઉદ્ઘોષણા કરાવવા સર્વદા તત્પર છે, જે સમસ્ત જીવાજીવાદિક ભાવને જાણનાર છે અને બહુ જીવોને આજીવિકાદિ દેવાવડે અભયદાન આપીને પોતાના નામ પ્રમાણે ગુણ પ્રગટ કરી પોતાના નામને સાર્થક કરનાર છે. તેવા અભયકુમાર નામે તે રાજાના મુખ્ય મંત્રી અને પુત્ર પરમ શ્રદ્ધાથી ધર્મારાધનમાં સર્વદા તત્પર રહે છે.' આ પ્રમાણેની યશકીર્તિનું વર્ણન સાંભળીને હૃદય આ નગરીના અને તે રાજા તથા તેના પુત્રના દર્શન કરવાને ઉત્કંઠિત થઇ ગયું. આજે મારા પૂર્ણ ભાગ્યોદયથી મારો તમારા દર્શન કરવાનો મનોરથ સંપૂર્ણ થયો છે. મે જેવું સાંભળ્યું હતું તેનાથી પણ અધિક મે અહીં જોયું છે. તમે ખરેખરા ધન્ય છો, તમે ખરેખરા કૃતાર્થ છો, શ્રી જિનેશ્વરના માર્ગમાં ખરેખરી આરાધના કરનારા મે તમનેજ આજે જોયા છે. વધારે શું કહું ? વધારે કહેવાથી કૃત્રિમતા પ્રગટ થતી દેખાય છે, તેથી વધારે કાંઈ કહેતી નથી. તમારી જેવા પ્રભાવિક પુરૂષોથીજ શ્રી જિનેશ્વરનું શાસન દીપાયમાન દેખાય છે—દીપે છે. આજે તમારા દર્શનવડે અમારો જન્મ અને જીવિતવ્ય સફળ થયા છે એમ હું માનું છું. હે ધર્મબંધો ! તમે લાંબા કાળ સુધી રાજ્ય અને ધર્મની પ્રતિપાલના કરો !

અને પર્વત જેટલું તમારૂં આયુષ્ય થાઓ."

આ પ્રમાણે કહીને તે દાંભિક વેશ્યા બોલતી બંધ થઈ, એટલે ધર્મઉન્નતિની પ્રશંસા સાંભળવાથી સંતુષ્ટ થયેલ હૃદયવાળા અભયકુમાર બોલ્યા કે—'હે ધર્મ બહેન! તમે આજે મારે ઘેર પધારો અને ભોજનનો સ્વીકાર કરો, જેથી મારૂં ઘર અને મારૂં ગૃહસ્થપણુ સફળ થાય.' આ પ્રમાણેનું અભયકુમારનું આમંત્રણ સાંભળી તે દંભી વેશ્યા બોલી કે—'હે ધર્મબંધો! હું સંસારના સંબંધથી તો કોઇને પણ ઘેર જમવા જતીજ નથી, પણ ધર્મના સંબંધથી સ્વધર્મીની રીતિ અનુસાર હું આવીશ, પરંતુ આજે તો શ્રીમન્ મુનિસુવ્રતસ્વામિની કલ્યાણકભૂમિનો પ્રથમ સ્પર્શ થયો, તે સ્થળના દર્શન થયા, તેથી મારે તીર્થસ્થળની યાત્રા સંબંધી ઉપવાસ કરવાનો છે, તેથી બીજે દિવસે મારા સ્વધર્મી બંધુના ચિત્તની પ્રસન્નતા માટે હું આવીશ. હું કાંઇ તમારા રહેઠાણથી બહુ દૂર ઉતરેલ નથી.' આ પ્રમાણે કહીને તે વેશ્યા પોતાને ઉતારે ગઇ મંત્રીશ્વર અભયકુમાર પણ તેણે કહેલી સર્વ હકીકત સત્ય માનતો અને તેના ગુણોથી રંજિત થયેલા અંતઃકરણવાળો પોતાને આવાસે આવ્યો.

હવે બીજે દિવસે સવારે પોતાના પરિવાર સહિત તે વેશ્યાને ઉતારે જઇને તેને સર્વ પરિવાર સહિત અભયકુમારે આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું અને પોતાને ઘેર તેડી જઈને ઉત્તમ ઉત્તમ રસવતી યુક્ત ભોજન કરાવવામાટે બહુમાનપૂર્વક ભોજનમંડપમાં તેડી જઇને જમવા માટે બેસાડી. અભયકુમાર પીરસવા માટે જે જે રસવતીઓ મંગાવે અને તેને પીરસે તે તે સર્વ રસવતીઓના સંબંધમાં તે દંભિની વેશ્યા "કલ્પ્ય, અકલ્પ્ય, કાળાતિ-

ક્રમ, ભેળ સંભેળ" વિગેરે દૂષણો માટે પૂછયા કરતી હતી. તેના આવા પ્રશ્નોથી મંત્રી તેની દાંભિક ધર્મબુદ્ધિ દેખીને લાગતા ગુણના રાગવડે વિશેષ વિશેષ રંજીત થયો. હવે તે દંભિની વેશ્યા પણ વિધિપૂર્વક ભોજન કરીને ઉભી થઇ. જમ્યા પછી મંત્રીએ તેને તાંબુલાદિક ધર્યાં, પણ તેણીએ તે ગ્રહણ કર્યાં નહિ, અને કહ્યું કે—"ધર્મબંધો ! અમારે વિધવાને હવે તાંબુલની શોભા શી ? અમારે તો જિનેશ્વર ભગવંતની આજ્ઞાવિરૂદ્ધ બોલવું નહિ, તેરૂપ તાંબુલવડેજ મુખ શોભાવવું યોગ્ય છે, દ્રવ્ય તાંબુલાદિકનો તો મે ત્યાગ કરેલો છે." ત્યારપછી મંત્રીશ્વર વિવિધ પ્રકારના વસ્ત્ર તથા અલંકારો તેને આપવા લાગ્યા એટલે બાહ્ય રીત્યા વિવિધ પ્રકારે વૈરાગ્ય ભાવ દેખાડતી તેણીએ અતિ આગ્રહથી યથોચિત વસ્ત્રાભરણાદિ ગ્રહણ કર્યાં, અને મંત્રીશ્વરની સ્તુતિ કરતી તે છેવટે તેની રજા લઇને પોતાને ઉતારે ગઇ.

બીજે દિવસે તે દંભિની વેશ્યા અભયકુમાર મંત્રીને ઘેર જઈ તેને કહેવા લાગી કે—"ધર્મબંધો ! આજે તો તમે આ બહેનની એક વિનંતિ સ્વીકારો !' અભયકુમારે કહ્યું કે—"સુખેથી જે કહેવું હોય તે કહો." ત્યારે તે વેશ્યાએ કહ્યું કે—" આજે જમવા માટે મારે ઉતારે આવવાની તમારે કૃપા કરવી, જેથી મારો જન્મ અને જીવિતવ્ય સફળ થાય. આપના આગમનથી દરિદ્રી પુરૂષને નિધાનનો લાભ થાય તેમ મારા મનમાં રહેલ મનોરથરૂપી વૃક્ષ અવશ્ય ફળિત થશે—મારૂં મન બહુજ આનંદિત થશે." તેની આવી વિનંતિથી સરલ બુદ્ધિવાળા અભયકુમારે તેના આમંત્રણનો સ્વીકાર કર્યો અને તેને જવાની રજા આપી. તેણે ઉતારે જઇને પોતાની ધારણા પ્રમાણે સર્વ તૈયારી કરી.

યોગ્ય અવસરે અભયકુમાર સ્વલ્પ પરિવારને સાથે લઇને ભોજન માટે તેને ઘેર આવ્યા. તે વખતે તે દંભિનીએ અતિ આદરભાવ દેખાડ્યો મંત્રી પણ તેણે આપેલા આસન ઉપર બેઠા અને સાથે આવેલા સેવકો બહારના દરવાજા ઉપર બેઠા. થોડા વખત સુધી ધર્મમાર્ગને અનુસરતી ગોષ્ઠી કરીને પછી તેમને તેલના મર્દન-પૂર્વક સ્નાન કરાવી ભોજન માટે બેસાડ્યા વિવિધ ભક્તિવડે અનેક પ્રકારની સામગ્રીવાળી રસવતી પીરસવામાં આવી, અને ધર્મમાર્ગને અનુસરનારી કલ્પ્ય અને અકલ્પ્ય વસ્તુઓની વાત-ચિત તે વેશ્યાએ ભોજનાવસરે એવી કરી કે જેથી દંભનો અંશ પણ અભયકુમારની કલ્પનામાં આવ્યો નહિ. ભોજનના અંતમાં દહીંને મળતા સ્વરૂપવાળી ચંદ્રહાસ મદિરા તેણે તેને પાઇ દીધી. ભોજનકાર્ય સંપૂર્ણ થયા પછી અભયકુમારને સુંદર આસન ઉપર બેસાડ્યા અને તાંબુલાદિક તેમની પાસે ધર્યાં. પછી તે દંભિની વેશ્યાએ શિષ્ટાચારની અનેક યુક્તિપૂર્વક વાતો શરૂ કરી, તેટલામાં તો ચંદ્રહાસ મદિરાના પ્રભાવથી અભયકુમારને નિદ્રા આવવા માંડી પ્રાંતે મદિરાના બળથી તેને મૂર્છા આવી ગઇ. આમ થતા તરતજ પ્રથમથી ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે તેને એક રથમાં સુવાડ્યો, વેશ્યા પણ તેજ રથ ઉપર ચઢી ગઇ અને રથને ઉ-જ્જયિનીના માર્ગે તાકીદે ચલાવ્યો, પ્રથમથી ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે સ્થાને સ્થાને જુદા જુદા તૈયાર રાખેલ રથમાં બેસવાવડે થોડા દિવસમાંજ તેઓ ઉજ્જયિની પહોંચી ગયા. મૂર્છિત અભયકુમારના હાથ પગ તેણીએ પ્રથમથીજ મજબુત બાંધી રાખ્યા હતા, તેજ સ્થિતિમાં ચંડપ્રદ્યોત નૃપ પાસે અભ-યકુમારને તેણે રજુ કર્યો.

હવે ચંડપ્રદ્યોત રાજા પાસે આવ્યા પછી મદિરાથી પ્રાપ્ત થયેલી મૂર્છા ઉતરી ગઇ, એટલે આળસ છોડીને અભયકુમાર બેઠો થાય અને આમ તેમ જોઇને વિચારવા લાગ્યો કે-'આ શું ? મેં કોઈ વખત નહિ દેખેલ આ સ્થાને હું ક્યાંથી આવ્યો ? મને અહીં કોણ લાવ્યું ?' આ પ્રમાણે તે વિચાર કરે છે, તેવામાં ચંડ-પ્રદ્યોત રાજા બોલ્યો કે-"અભયકુમાર ! હું કહું તે સાંભળ જેવી રીતે નીતિ જાણનાર, અનેક શાસ્ત્રમાં કુશળ, બોલવામાં ચતુર, પરોપદેશમાં પંડિત અને બહોંતેર કળાનો પાઠ કરનાર એવા પોપટને પણ બીલાડી પકડી લે છે અને ખાઇ જાય છે, તેવીજ રીતે તું પણ બહુ ચતુર, વિજ્ઞાનીઓમાં ડાહ્યો, દેશદેશાંતરમાં તારા જેવી કોઈની બુદ્ધિ નથી તેવી ખ્યાતિવાળો, સર્વ સમયે વ્યુત્પન્ન બુદ્ધિવાળો, સમયસૂચકતાવાળો ડાહ્યો અને હુશિયાર છતાં પણ માર્જારી તુલ્ય વેશ્યાએ તને પકડીને અત્રે આણ્યો છે; તેથી તારી બુદ્ધિ અને ચતુરાઇને ધિક્કાર છે ! તારૂં સર્વ સમયમાં સાવધાનપણું ક્યાં ચાલ્યું ગયું ? સત્યાસત્યની પરીક્ષા કરવાની તારી કુશળતા ક્યાં ગઈ ?" રાજાનાં આવાં વચન સાંભળીને અભયકુમારે મનમાં નિર્ણય કર્યો કે-"ખરેખર પેલી દંભી વેશ્યાએ ધર્મના બ્હાનાથી મને ઠગીને અહીં આણ્યો છે." આ પ્રમાણે મનમાં નિર્ણય કરીને અભયકુમાર બોલ્યો-"રાજન્ ! ધર્મના છળથી મારા ઉપર થયેલ આ બંધન મારી આબરૂને-મારા મહિમાને જરા પણ ઘટાડશે નહિ; પણ ઉલટો મારો મહિમા તમારૂં આ કાર્ય વધારશે. વળી અમારા દેશમાં અને અમારા કુળમાં તો ધર્મના બ્હાનાથી આવું અકાર્ય કોઇ કરતુંજ નથી; અને તે ક્ષત્રિય કુળની તો મર્યાદાજ નથી; પરંતુ મારે તો સારૂં

થયું કે આ નિમિત્તે મારાં માશીતથા તેમના પતિ ( માસા ) નું મને દર્શન થયું. આજનો દિવસ બહુ સુંદર અને ઉત્તમ છે." આ પ્રમાણે ચતુરાઈ યુક્ત તેના વચનથી ચંડપ્રદ્યોતરાજા પણ તેના ઉપર પ્રસન્ન થયો. પછી જેવી રીતે કળાવાળો ચંદ્રમા શુક્રના ગૃહમાં રહેવાથી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરે છે, તેવીજ રીતે શત્રુના ગૃહમાં રહેલો પણ અભયકુમાર પોતાની ઉત્તમ કળા અને ગુણોવડે સર્વની ચિત્તપ્રસન્નતાનુ કારણ થયો. રાજસભામાં બેઠેલો અભયકુમાર પ્રસંગે પ્રસંગે જુદા જુદા દેશ, શાસ્ત્ર તથા વિજ્ઞાનની અદ્ભૂત રસોત્પાદક અવસરોચિત વાર્તાઓ કહીને રાજાના દીલનુ રંજન કરવા લાગ્યો અને રાજાનું પ્રીતિપાત્ર થઇ પડ્યો. એક ક્ષણ પણ રાજા તેને પોતાની પાસેથી દૂર રાખતો નહોતો, હમેશાં અભયકુમારની કહેલી વાતો સાંભળવાને તે તત્પર રહેતો હતો.

અભયકુમારને વેશ્યા દંભ કરીને ધર્મના ઢોંગથી ઉજ્જયિની લઇ ગયા પછી તેની ગેરહાજરીમાં એક દિવસ રાજગૃહી નગરીમાં ઉંચે ચઢેલ અતિ નિબિડમેઘની ઘટાતુલ્ય અને મદવડે જેનું અંતઃકરણ અંધ થઇ ગયુ છે તેવો શ્રેણિક રાજાનો સેચનક નામનો મોટો હસ્તી તેને બાંધવાનાં આલાનસ્તંભને ઉખેડી નાખીને નગરલક્ષ્મીના નેઉર જેવા પૂરદ્વારોને ભાંગી નાખતો, સુખશ્રીના સ્થાનરૂપ ગૃહોને પગના આઘાતોથી જુના વાસણોની જેમ ચુરી નાખતો, ગૃહરૂપ શરીરના ઇંદ્રિયોરૂપી બારણા તથા ગવાક્ષોને સુંઢના આઘાતવડે પાડી નાખતો, લક્ષ્મીના સ્થાનકરૂપ અટારીઓને પોતાના પગવડે તોડી નાખતો, લોઢાની તાલદાર સેંકડો સાંકળોને કમળના ફુલની જેમ ત્રોડી નાખતો, મનોરમ એવા ક્રીડાબાગોને ઉખેડી નાખતો, બાળકો દડાને ઉછાળે તેમ મુકા-

ળને લીધે પર્વત જેવડા થયેલા ધાન્યના ઢગલાઓને ચારે તરફ આકાશમાં ઉછાળતો, અતિ ક્રોધી દૃષ્ટિથી આબાળવૃદ્ધ સર્વને યમની માફક મૃત્યુ પમાડતો અને અતિ ક્રૂર આકૃતિવાળો થયો સતો આખી રાજગૃહી નગરીમાં સાક્ષાત્ પ્રલયકાળની માફક ભમવા લાગ્યો. રાજાની આજ્ઞાથી ઉપાયો કરવામાં અતિ કુશળ એવા ઘણા મંત્રીઓ તથા સુભટો વિગેરેએ તેને બાંધવા માટે ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ ક્ષયના રોગમાં જેમ મહાકુશળ વૈદ્યના કરેલા સર્વે ઉપાયો નિષ્ફળ જાય તેમ તેમણે કરેલા સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા આવી રીતે કોઇનાથી હાથીને બાંધી શકાણો નહિ, ત્યારે બુદ્ધિવાળા પણ શ્રેણિક મહારાજા સમસ્ત બુદ્ધિરૂપી લક્ષ્મીના નિધાન એવા અવંતીમાં રહેલા અભયકુમાર મંત્રીશ્વરને સંભારવા લાગ્યા, અને અતિ દીન થઈ જઈને વિચારવા લાગ્યા કે—" ખરેખર, આ અવસરે જો અભયકુમાર હાજર હોત, તો આ હસ્તીને એક ક્ષણમાં વશ કરી લેત. લોકોમાં કહેવત છે કે—' એકડા વિનાના મીંડા નકામા છે ' તે ખરેખર સત્ય છે" આ પ્રમાણે વિચારમૂઢ થઇ જઇને રાજા વિગેરે બેઠેલા છે, તેવામાં કોઇ બોલી ઉઠ્યું કે—"મહારાજ ! ' બહુરત્ના વસુંધરા ' પૃથ્વી ઉપર અનેક રત્નો હોય છે, તેથી મહારાજે આખી નગરીમાં પડહો વગડાવવો—ઉદ્‌ઘોષણા કરાવવી, કે જેથી ગુણીજનમાં અગ્રેસર એવો કોઈ પુરૂષ આપણું આ કાર્ય કરનાર અવશ્ય નીકળશે." રાજાએ તે વાત કબુલ કરી અને તરતજ પડહો વગડાવ્યો કે—" હે લોકો ! હે પ્રજાજનો ! રાજાની આજ્ઞા સાંભળો જે કોઇ માણસ ભલે તે ગમે તેવી સ્થિતિવાળો હશે તોપણ આ મદાંધ થયેલા મસ્તીખોર હસ્તીને યોગીપુરૂષ અધ્યાત્મ જ્ઞાનથી મનને

ઠેકાણે લાવે તેમ તેના આલાનસ્તંભે લાવીને બાંધી દેશે તેને ચંદ્રની શોભાને પણ જીતે તેવી મુખાકૃતિવાળી સોમશ્રી નામની મારી કન્યા આપવામાં આવશે, તેમજ લક્ષ્મીના સ્થાનક—જેવા મનોહર એક હજાર આરામ, બગીચા તથા ગ્રામો આપવામાં આવશે. તેથી જે કોઇ કળાવાન્ હોય તેણે પ્રકટ થઇને આ હસ્તીને આલાનસ્તંભે લાવીને બાંધવાનો પ્રયત્ન કરવો " આ પ્રમાણે આખા નગરમાં રાજાએ પટહોદ્‌ઘોષણા કરાવી.

આ પ્રમાણેનો પડહો વગાડતો પુરૂષ અનુક્રમે જે સ્થળે પરદેશથી ફરતા ફરતા આવીને ધન્યકુમાર રહેલા હતા તે ઘર પાસે આવી પહોંચ્યો, એટલે તરતજ હાથીને વશ કરવાનો તે પડહો ધન્યકુમારે સ્વીકાર્યો અને તેને આગળ જતો અટકાવ્યો. આ પ્રમાણે પડહનો તેણે સ્વીકાર કર્યો એટલે સેવકપુરૂષો પડહ વગાડતા બંધ થયા, અને રાજાને નિવેદન કર્યું કે—"સ્વામિન્! એક પરદેશી મહાપુરૂષે આ પડહનો સ્વીકાર કર્યો છે " રાજાએ પણ તે વાત સાંભળી, એટલે મોટા આશ્ચર્યથી તેનુ હૃદય ભરાઇ ગયું અને તે પણ તે સ્થળે આવ્યો. ધન્યકુમાર પણ તે પડહ છબ્યા પછી ઘરેથી બહાર નીકળી જે સ્થળે હાથી તે વખતે ફરતો હતો અને લોકોને સ્ખલના કરતો હતો તે સ્થળે આવ્યા. તેણે પોતે પહેરેલા બધા વસ્ત્રો તજી દીધા અને માત્ર એક વજ્રબંધ કછોટાવડે કટી બાંધીને હસ્તીની પાસે ગયા અને કોઇ વખત તેના માથા ઉપર, કોઇ વખત તેની નજીકમાં, કોઈ વખત પડખેના ભાગમાં, કોઇ વખત પછવાડેના ભાગમાં તેમ વસ્ત્રોના ગોળ દડાઓ કરીને હસ્તીની આસપાસ ફેંકવા લાગ્યા. હાથી પણ તેને પકડવા માટે દોડાદોડી કરવા લાગ્યો, ને વખતે ધન્યકુમાર લઘુલાઘવી

કળાથી જેવો હસ્તી તેની પાસે આવે કે તરત તેની પછવાડે જઇ પ્રહાર કરીને હાથીને ચક્રની માફક ફેરવવા લાગ્યા આ પ્રમાણે હાથીને વશ કરવાની કળામાં કુશળ એવા ધન્યકુમારે હાથીને બહુ પ્રકારે ભમાવીને અતિ શ્રમિત કરી નાખ્યો—ખેદ પમાડ્યો. હાથી પણ ચારે તરફ ભટકતાં અને દોડતાં અતિ શ્રમ લાગવાથી તદ્દન મદ રહિત થઇ ગયો. જ્યારે હાથીને ગ્લાન અંગવાળો, ખેદિત અને નિર્મદ થયેલો જાણ્યો, ત્યારે વાંદરાની જેમ પૂંછડુ પકડીને હાથીની પીઠ ઉપર ધન્યકુમાર ચઢી બેઠા; પછી પોતાના પાદઘાતવડે તેના મર્મસ્થાનમા પ્રહાર કરીને અને અંકુશવડે તેને સીધો કરી દઇને આકુળવ્યાકુળ થયેલા તે હસ્તીને આલાનસ્તંભ પાસે લઇ જઇને બાંધી દીધો. મગધાધિપ શ્રેણિક નૃપતિ પણ તેની હસ્તીદમનની અતિ ઉત્તમ કળા જોઇને હૃદયમાં બહુ રંજીત થયા અને ધન્યકુમારની પ્રશંસા કરીને બહુમાનપૂર્વક મોટા મહોત્સવ કરીને તેણે આપેલ વચનાનુસાર પોતાની સોમશ્રી નામની અતિ રૂપવતી કન્યા તેને પરણાવી અને એક હજાર ગામો આપ્યા. બીજી પણ સુવર્ણ, મણિ, મોતી વિગેરે ઘણી અમૂલ્ય વસ્તુઓ હસ્તમેળાપક વખતે આપીને શ્રેણિક રાજાએ પોતાના વચનને સંપૂર્ણ રીતે પાળ્યું. જેવી રીતે નવા વરસાદના વરસવાથી પર્વતમાંથી ઉત્પન્ન થતી નદી વૃદ્ધિ પામે છે, પાણીથી ભરાય છે અને સંપૂર્ણ થઈ સતી બે કાંઠામાં ઉભરાઇ જાય છે તેવીજ રીતે શુષ્ક વન પલ્લવિત થવાથી ઉદિત થયેલી ધન્યકુમારની કીર્તિરૂપી વેલડી હસ્તીનો ભય નિવારવાથી આખા રાજગૃહી નગરીરૂપી મંડપમાં વિસ્તારને પામી ગઈ.

## શુભ ભાવયુક્ત દાનના માહાત્મ્યને દર્શાવનાર શાલિભદ્રનો જન્મ.

મગધ દેશમાં ધન, ધાન્યની સમૃદ્ધિથી ભરપૂર અને ઇંદ્રિયોના સમૂહને સુખ આપે તેવી રચનાવાળુ શાલિગ્રામ નામે એક ગામ હતું. તે ગામમાં કપિલમુનિએ પ્રરૂપેલ [1]પ્રકૃતિની જેવી સરલ પ્રકૃતિવાળી ધન્યા નામની એક ડોશી રહેતી હતી. તે વૃદ્ધ ડોશીને તીવ્ર દારિદ્રયના સંગમ જેવો સંગમ નામનો એક બહુ નમ્ર પ્રકૃતિવાળો પુત્ર હતો. તે વૃદ્ધ ડોશી ગામના લોકોના ખાંડવુ, દળવુ વિગેરે ગ્રહકાર્યો કરતી હતી અને સગમ ગાયોને ચારવાનુ કાર્ય કરતો હતો. આ પ્રમાણે કરતાં તેઓ મહા મુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા

એકદા કોઇ મોટા પર્વને દિવસે ગાયના વાછરડાઓને સગમ વનમાં લઇ ગયો તે વખતે ત્યાં ચારવા આવેલા બીજા બાળકો અન્યોઅન્ય વાતો કરતા હતા તે તેણે સાંભળી. એક બાળકે બીજા બાળકને કહ્યુ કે—"તુ આજે શું ખાઇને આવ્યો છું ?" તેણે જવાબ આપ્યો "ખીર ખાઇને આવ્યો છુ." બીજાએ પણ કહ્યુ—"મે પણ ખીર ખાધી છે, આજે મોટા પર્વનો દિવસ છે, આજે તો ખીરજ ખાવી જોઇએ, બીજુ કાંઇ ખવાયજ નહિ." આ પ્રમાણે વાતચિત કર્યા પછી તેઓએ સગમને પૂછ્યું—"તે શુ ખાધું છે?" તેણે જવાબ આપ્યો—

---

૧ કપિલમુનિ તે સાંખ્ય મત ચલાવનારા હતા. સૃષ્ટિમા પુરૂષ અને પ્રકૃતિ બેજ છે તેવો તેનો મત છે તેમા પ્રકૃતિ તે સરલ હૃદયી સ્ત્રી છે. તે પ્રકૃતિ જેવી સરલ પ્રકૃતિવાળી ધન્યા હતી તેવું કહેવાનો અત્ર આશય છે

"કુકસા તથા ઢોકળાં વિગેરે જે હતું તે ખાધુ છે." આ પ્રમાણેની તેની વાત સાંભળીને સર્વે તેની નિંદા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા–"અહો ! આજે આવા પર્વને દિવસે આવું રસ વગરનુ ભોજન તેં કેમ કર્યું ? આજે તો ફક્ત ખીરજ ખાવી જોઈએ." આ પ્રમાણેની ચારવા આવેલા છોકરાઓની વાતો સાંભળીને સ - ગમ ઘરે આવ્યો અને ડોશીને પગે લાગી કહેવા લાગ્યો કે–"હે માતા! આજે તો મને ઘી તથા ખાંડવાળી ખીર ખાવા આપ." સ્વપુત્રનાં આવાં વચનો સાંભળી તે ડોશી રોવા લાગી અને બોલી કે--' અહો ! હુ એટલી બધી નિર્ધન છુ કે મારા એકના એક પુત્રનો ખીર ખાવાનો મનોરથ પણ પૂર્ણ કરવાને શક્તિવાન્ નથી, તેથી મારા જન્મને અને જીવિતવ્યને ધિક્કાર છે ! !' માતાને આ પ્રમાણે રૂદન કરતી જોઇ સગમ તો વિશેષ રૂદન કરવા લાગ્યો. તેઓનુ રૂદન સાંભળી દયાળુ એવી પાડોશી સ્ત્રીઓ એકઠી થઈ ગઇ અને ડોશીને રોવાનુ કારણ પૂછવા લાગી, ત્યારે ડોશીએ રોતાં રોતાં કહ્યું કે–"હે પુન્યવતી બ્હેનો ! આ મારો પુત્ર કોઈ દિવસ કાંઇ પણ ખાવા પીવાનો મનોરથ કરતો નથી. જે કાંઇ હું આપુ છુ તેજ ખાય છે, જરાપણ હઠ કરતો નથી. આજે કોઇને ઘેર બાળકોને ખીર ખાતાં દેખીને તે પણ મારી પાસે ખીરના ભોજનની માગણી કરે છે. હું તો તદ્દન નિર્ધન છું, તેથી પૈસા વિના ખીર કેવી રીતે થઇ શકે ? તેથી હુ રૂદન કરૂં છુ." આ પ્રમાણેનાં તેનાં દીન વચનો સાંભળીને એક પાડોશણ બોલી કે–"હું તને દુધ આપીશ." તેનું આ પ્રમાણેનું કથન સાંભળી બીજી બોલી કે–"હું તને ચોખા આપીશ." ત્રીજી બોલી કે–"હું ઘી આપીશ." ચોથીએ કહ્યું કે–"અતિ ઉજ્વલ એવી ખાંડ હું

આપીશ." આ પ્રમાણે ચારે પાડોશણોએ કહ્યા પ્રમાણે વસ્તુઓ તે ડોશીને લાવી આપી. જોઇતી વસ્તુ પ્રાપ્ત થવાથી તે વદ્ધા હર્ષપૂર્વક સંગમને ખીર કરી દેવામાં પ્રવૃત્ત થઈ અને બાળક પણ ભોજનની આશાના અવલંબનથી પ્રસન્ન હૃદયવાળો થઇને ગૃહાંગણમાં રમવા લાગ્યો. સ્થવિરાએ તરતજ ખીર તૈયાર કરી. 'કારણોનો મજબૂત યોગ મળતાં કાર્યની તરતજ સિદ્ધિ થાય છે.' ખીર તયાર થતાંજ પુત્રને બોલાવીને ભોજન માટે બેસાડ્યો, અને એક થાળમાં ઘી તથા ખાંડ વિગેરેથી યુક્ત ખીર પીરસી, પછી તે પુત્રને આપીને પોતાની દૃષ્ટિ ન પડે તેટલા માટે તે બીજે સ્થળે ચાલી ગઇ. 'માતાનુ મન પ્રતિક્ષણે અનિષ્ટની શંકાવડે ભયભીત રહ્યાજ કરેછે.' બાળક તો થાળીમાં પીરસેલી ખીરને અતિ ઉષ્ણ જાણીને તેને ઠારવામાટે હાથવડે વાયરો નાખવા લાગ્યો. એવા સમયમાં તે બાળકના મહા ભાગ્યના ઉદયવડે આકર્ષિત થયેલા મહા પુણ્યના નિધાનરૂપ એક મહામુનિ માસખમણને પારણે ભિક્ષા માટે ભમતાં ભમતાં તેને ત્યાં પધાર્યા. સંગમ તે મુનિને પોતાના આંગણામાં આવેલા જોઇને નરત ઉભો થઈ બહાર નીકળી મુનિમહારાજને પોતાના ઘરમાં લઈ ગયો અને વિવેકથી ભરેલા હૃદયવડે ખીરનો થાળ ઉપાડીને અતિ ઉત્કૃષ્ટ ભાવવડે તે થાળમાં રહેલી બધી ખીર મુનિને શુદ્ધ ભાવથી વહોરાવી દીધી. પછી સાત આઠ પગલા સુધી તેમને વળાવીને વારંવાર તેમને પ્રણામ કરતો સગમ બાળક ઘરમાં પાછો આવ્યો અને ખાલી થાળ ગ્રહણ કરીને આંગળીવડે તેની આસપાસ ચોંટેલી ખીર ચાટવા લાગ્યો, તે બાળક મનમાં વિચારવા લાગ્યો કે—"અહો ! આજે મારો પૂર્ણ ભાગ્યોદય થયો કે મુનિ મહારાજે મારી જેવા રંક

આપેલ દાન લેવાની કૃપા કરી. હું ઘણા ગૃહસ્થોને ઘેર પણ જોઉં છું કે ભિક્ષા માટે આવેલા મુનિ મહારાજોને તેઓ વાર વાર વિજ્ઞપ્તિ કરે છે, તો પણ મુનિ મહારાજાઓ કાંઇક લે છે અને કાંઇક લેતા નથી. મેં તો માત્ર વિનંતિ કરી કે તરતજ પ્રસન્ન ચિત્તથી મુનિરાજ મારા ગૃહમાં પધાર્યા અને બધી ખીર વહોરી, તેથી હું વિશેષ ધન્ય અને ભાગ્યશાળી છું." આ પ્રમાણે તે પોતે કરેલા દાનની વારંવાર અનુમોદના કરવા લાગ્યો. આ પ્રમાણે તે વિચારે છે તેટલામાં તેની માતા ડોશી ઘરમાં આવી અને ખાલી થાળને બાળક ચાટે છે તે જોઇ તેને વિચાર થયો કે-"અહો ! મારો પુત્ર હમેશાં આટલી બધી ભૂખ સહન કરતો દેખાય છે." આ પ્રમાણે ચિંતવીને બાકી રહેલી ખીર ડોશીએ તેને ફરીથી પીરસી અને કહ્યું કે-"ભાઈ ! તારો ખીરનો મનોરથ આજે પૂર્ણ થયો કે ?" બાળકે કહ્યું-"હા માતાજી." આ પ્રમાણેની વાતચિતમાં પણ પોતે જે મુનિને દાન આપ્યું હતું તે તેણે કહ્યુ નહિ. **'દાન દઇને તેનો પ્રકાશ કરવાથી તેનું ફળ સ્વલ્પ થઇ જાય છે.'**

હવે તે બાળક ખીર ખાઇને ઉઠ્યો, પરંતુ તેજ રાત્રે ને બાળકને અતિ સ્નિગ્ધ ભોજન કરવાના કારણથી અજીર્ણ થયુ અને તેને લીધે વિશૂચિકા-કોલેરાનો વ્યાધિ થયો. તે વખતે મહા વેદનાને ભોગવતો તે બાળક વિચારવા લાગ્યો કે-"મેં આખા ભવમાં બીજું કાંઇ પણ સુકૃત કર્યું નથી, માત્ર આજેજ મારા મોટા ભાગ્યોદયવડે મુનિરાજને દાન આપ્યું છે, તે મારૂં આપેલુ દાન મને સફળ થાઓ. મારે તો તેજ મુનિ મહારાજનું શરણ છે." આ પ્રમાણે પોતે કરેલ સુકૃત્યને સહર્ષ વારંવાર સંભારતો અને

અનુમોદતો તે બાળક વિશુચિકાના વ્યાધિવડે તે રાત્રિમાંજ મૃત્યુ પામ્યો અને મૃત્યુ પામીને શ્રેણિક મહારાજની રાજ્યધાની રાજગૃહીમાં દાનપુણ્યના મહિમાવડે સર્વ શ્રેષ્ઠિઓમાં મુખ્ય અને અનેક ક્રોડ દ્રવ્યના ધણી ગોભદ્ર શ્રેષ્ઠીની ભદ્રા નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તે બાળક જ્યારે ગર્ભમાં આવ્યો ત્યારે તેની માતાએ સ્વપ્નમાં શાળિનુ ક્ષેત્ર ફળેલુ જોયુ તે વાત તેણીએ શ્રેષ્ઠીને કરી શ્રેષ્ઠીએ કહ્યુ કે—"તમે જે સ્વપ્ન જોયુ, તે બહુ ઉત્તમ છે. આ સ્વપ્નના અનુભવથી તમારો પુત્ર કુળના આભૂષણ તુલ્ય થશે અને જ્યારે તમને પુત્ર થશે ત્યારે આપણે તેનું 'શાલિભદ્ર' એવુ ગુણનિષ્પન્ન નામ પાડશુ" આ પ્રમાણેનું શ્રેષ્ઠીનુ વચન સાંભળીને ભદ્રામાતા હર્ષપૂર્વક ગર્ભનું પ્રતિપાલન કરવા લાગ્યા ગર્ભનો સમય પૂર્ણ થતાં ભદ્રામાતાએ સૂર્યની જેવી કાંતિવાળો પુત્ર પ્રસવ્યો તે પુત્રના પ્રસવથી અત્યંત આનંદ પામેલા ગોભદ્ર શ્રેષ્ઠીએ બાર દિવસ સુધી મોટો મહોત્સવ કર્યો. બારમે દિવસે સ્વજન કુટુંબાદિક સર્વને જમાડ્યા અને વસ્ત્રાભૂષણથી અલકૃંત કર્યા. પછી સમસ્ત કુટુંબના માણસો અને જ્ઞાતિના સમૂહની સમક્ષ પ્રથમની ધારણા પ્રમાણે પુત્રનું "શાલિભદ્ર" એવું નામ પાડ્યુ. ત્યારબાદ પાંચ ધાત્રીઓથી લાલન પાલન કરાતો શાલિભદ્રકુમાર અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. યોગ્ય ઉમર થતાં તેના કુળને ઉચિત સર્વ કળાઓ તે શીખ્યો. અનુક્રમે યુવતિ સ્ત્રીઓના મનને હરણ કરનાર સુંદર યૌવન વય તેણે પ્રાપ્ત કર્યું ગોભદ્ર શ્રેષ્ઠીએ બત્રીશ રૂપવાન્ કન્યાઓ સાથે તેનુ લગ્ન કર્યું. પછી પૂર્વે આપેલા મુનિદાનથી બાંધેલા પુણ્યના ઉદયવડે હમેશાં સુખલીલાપૂર્વક આનંદથી ક્રીડાવિલાસ કરતો શાલિભદ્રકુમાર

સુખે સુખે દિવસો પસાર કરવા લાગ્યો.

હવે સમસ્ત બુદ્ધિના એક સ્થાનરૂપ અભયકુમાર દેશાંતરમાં ગયો. ચંડપ્રદ્યોતે મોકલેલ વેશ્યા ધર્મબળથી છળીને તેને ઉજ્જયિની લઇ ગઇ, તે વાતની ખબર રાજગૃહીમાં સર્વત્ર પડી જવાથી લુચ્ચા, ધૂર્ત, કૂટબુદ્ધિવાળા, દાંભિક, ઠગો વિગેરે હલકા લોકો ગામના લોકોને છેતરવા માટે તૈયાર થઈ ગયા. એક દિવસ એક આંખે કાણો કોઇ ધૂર્ત અવસર જાણીને ઉત્તમ વ્યવહારીનાં કપડાં પહેરી જાણે કે મૂર્તિમાન્ દંભ હોય તેવો ગોભદ્ર શ્રેષ્ઠીને ગૃહે આવ્યો અને તેમને નમસ્કાર કરીને ધનવડે ધનદ તુલ્ય તેની પાસે બોલ્યો—"હે ગોભદ્ર શ્રેષ્ઠી ! આપ મને પીછાણો છો ? આપની સ્મૃત્તિમાં હું આવુ છુ ?" શ્રેષ્ઠીએ કહ્યુ—"તમે કોણ છો?" ધૂર્તે કહ્યું—"પહેલાં આપણે ચંપાનગરીએ સાથે ગયા હતા, ત્યાં બીજા પણ ઘણા વ્યાપારીઓ આવ્યા હતા, હુ પણ વ્યાપાર કરવામાં પ્રવૃત્ત થયો હતો, પણ ઇચ્છિત દ્રવ્ય વગર મારાથી બરોબર વ્યાપાર થતો નહિ, તેથી હું ચિંતાતુર રહેતો હતો; પછી તમને પરોપકાર કરવામાં તત્પર એક ઉત્તમ સદ્‌ગૃહસ્થ જાણીને હું તમારી પાસે આવ્યો હતો અને તમને મેં કહ્યુ હતુ કે—"હે શ્રેષ્ટિ ! મારે એક લાખ દ્રવ્યની જરૂર છે, તેથી મને એક લક્ષ દ્રવ્ય આપો. તમે જો લક્ષ દ્રવ્ય મને આપશો તો તે દ્રવ્યવડે હું વ્યાપાર કરીશ, લાભ મેળવીશ, અને વૃદ્ધિ પામેલુ તમારૂ દ્રવ્ય વ્યાજ સહિત તમને પ્રણામ કરીને હુ પાછું આપી જઇશ, કેમકે જે કાંઇ કરજ હોય છે, તે દાસ થઇને પણ દેવું જ પડે છે, દીધા વિના છુટકો થતો નથી. જો તમને મારો વિશ્વાસ ન આવતો હોય તો હુ મારા શરીરના સારભૂત એક મારી ચક્ષુ તેને બદલે તમારે ત્યાં ઘરેણે

મૂકું; સમય આવ્યે તે લક્ષ દ્રવ્ય આપીને હું મારી આંખ પાછી લઈ જઇશ." આ પ્રમાણે કહીને મારી એક આંખ તમારે ત્યાં ઘરેણે મૂકીને હું એક લક્ષ દ્રવ્ય તમારી પાસેથી લઈ ગયો હતો. તમારા તે દ્રવ્યવડે મેં મોટા વ્યાપાર કર્યો, મોટા વ્યાપાર કરવાથી તથા ઉદ્યમ કરવાથી ઘણુ દ્રવ્ય મને મળ્યુ, આ બધું તમારા ઉપકારવડેજ બન્યુ છે, તેમ હુ તો માનું છુ. હવે હે શ્રેષ્ઠિ ! આ તમારૂ મને આપેલ લક્ષ દ્રવ્ય વ્યાજ સહિત ગ્રહણ કરો અને સૂર્યજ્યોતિની પ્રભાને તુલ્ય મારૂ નેત્ર મને પાછુ આપો." આ પ્રમાણેનાં તે ધૂતારાનાં મિષ્ટ પણ કપટયુક્ત વચનો સાંભળી પ્રત્યુત્તર આપવામાં ચતુર એવા ગોભદ્ર શ્રેષ્ઠીએ ઘણી ઘણી નમ્ર યુક્તિઓવડે તેને સમજાવ્યો, પણ તે કોઇ રીતે માન્યો નહિ; પરંતુ ઉલટો બહુ વાચાળપણાથી અનેક યુક્તિઓપૂર્વક વચન રચના કરીને તેણે તો કજીઓ કરવા માંડ્યો. તે બોલ્યો કે—"કરોડો દ્રવ્ય આપવાવડે પણ ન મળી શકે તેવુ મારૂ લોચન તમને મળવાથી તમે લોભસમુદ્રમાં ડૂબો નહિ. આવી રીતે જૂઠુ બોલવુ તે તમારી જેવા મોટા વ્યાપારીને બીલકુલ છાજતુ નથી ! જેવી આખા નગરમાં તમારી ભલમનસાઇ કહેવાય છે તે સાચવી રાખવી અને તેનુ મહત્વ ઓછુ થવા ન દેવુ તેમાંજ તમારી શોભા છે. જો તમે આ પ્રમાણે વિરૂદ્ધ વચનો ઉચ્ચારશો—ખોટુ બોલશો તો લોકોમાં નમારી સામે વિરૂદ્ધતા પ્રગટ થવાથી તમે મોટી આપદામાં પડશો ! તમારી મહત્વતાનો અને આબરૂનો નાશ થશે ! માટે તમારી ભલમનસાઇ અખંડિત રહે તે પ્રમાણે તેનું રક્ષણ કરો ! વળી આજ સુધી તો મારી આંખ તમારે ઘેર ઘરેણે મૂકી જવાથી લોકોએ મને 'કાણા' ના ઉપનામથી બોલાવ્યા કર્યો, તે મેં

સહન કર્યું, પણ હવે તો ઇષ્ટ દેવની કૃપાથી જેટલું તેટલું દ્રવ્ય મને પ્રાપ્ત થયું છે, તેથી મારૂં લોચન વિદ્યમાન હોવા છતાં અને તે લોચન જોવાની શક્તિ તેટલો ધનલાભ પણ મને થયેલ છતાં લોકોનું એવું વચન હું હવે શા માટે સાંભળું અને સહન કરૂં ? તેથી મને મારી ચક્ષુ પાછી આપો ! વળી જો તમારી જેવા ઉત્તમ પુરૂષો પણ ઉત્તમ વસ્તુ થાપણે મૂકવા આવે એટલે પાછી આપતાં આવું જૂઠું બોલશે તો જગતમાં શુદ્ધ વ્યવહારને જલાંજલિ દેવાશે. જગતમાં કોઇના ઉપર વિશ્વાસ કરવા જેવું રહેશેજ નહિ ! જગતના ચક્ષુરૂપ શ્રી સૂર્યનારાયણજ જો અંધકાર કરશે તો પછી આખા જગત્ ઉપર પ્રકાશ કરવા કોણ સમર્થ થશે ? જો ચંદ્રમા વિષ વરસાવશે તો પછી જગતને સંતોષ કોનાથી થશે ? કોણ જગતને શીતળતા આપશે ? તેથી હે ગોભદ્ર શ્રેષ્ઠિ ! જો તમે કલ્યાણને ઇચ્છતા હો તો મને મારી ચક્ષુ પાછી આપો, મારે બીજું કાંઈ પણ જોતું નથી ! ચક્ષુ સિવાય હું બીજું કાંઈ લેવાનો નથી." આ પ્રમાણેનાં ધૂર્તનાં વચનો સાંભળીને ગોભદ્ર શેઠને શું કરવું તે કાંઈ સુઝ્યું નહિ, તેઓ મૂઢ બની ગયા. અને તે ધૂર્તને સમજાવવા માટે બીજા મોટા શેઠીઆઓને બોલાવ્યા. તે વ્યવહારીઆઓએ સામ, દામાદિ ઉપાયોવડે તથા અનેક યુક્તિઓવડે તેને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ તે સર્વ યુક્તિઓ વિપરીત સ્ત્રીઓમાં અગ્નિની જેમ નિષ્ફળ ગઇ—તે જરાપણ સમજ્યો નહિ. હવે જ્યારે ગોભદ્ર શ્રેષ્ઠીએ જવાબ ન આપ્યો—પોતાની આંખ પાછી ન આપી ત્યારે તે ધૂર્ત નટની જેમ કપટકળા કેળવતો શ્રેણિક મહારાજાની સભામાં ગયો. ત્યાં ફરિયાદ કરી અને આશ્ચર્યથી ગર્ભિત એવું સમયની હાનિ

સૂચવનારાં વચનો એવી રીતે બોલવા લાગ્યો કે રાજાની સભા શોભાવનારા એવાં સર્વ પ્રધાનો પણ તેને પ્રત્યુત્તર દેવાને શક્તિવાન્ થયા નહિ. સર્વ પ્રધાનો અને સભાજનો તે ધૂર્તનાં કુયુક્તિયુક્ત વચનો સાંભળીને દિઙ્મૂઢજ બની ગયા, અને એક બીજાના મોઢા સામું જોવા લાગ્યા—કોઇએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે વખતે બધા સભાસદોની આવી અવસ્થા જોઈને શ્રેણિક મહારાજ અભયકુમારને સભારવા લાગ્યા અને તેની વિરહવ્યથા યાદ કરીને કહેવા લાગ્યા કે—"હે પ્રધાનો ! હે સભાજનો ! જો આ અવસરે અભયકુમાર હાજર હોત, તો આ કળહ સમાવવામાં આટલો વિલંબ ન થાત જો સૂર્ય પ્રકાશતો હોય તો અંધકારનો સમૂહ કેવી રીતે વિલાસ કરી શકે? એક અભયકુમાર વિના મારી આવી મોટી સભા પણ મને હર્ષ કરાવનારી નિવડતી નથી જેવી રીતે ચંદ્રમા વિના રાત્રી બીલકુલ શોભા ધારણ કરતી નથી, તેમ અભયકુમાર વિના મારી આ સભા શોભા રહિત થઈ ગઈ છે." આ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળી એક પુરૂષે કહ્યુ—"સ્વામિન્ ! નગરમાં એવી પટહોદ્‌ઘોષણા કરાવો કે—'આ નગરમાં એવો કોઈ બુદ્ધિમાન્ છે કે જે ગોભદ્ર શ્રેષ્ઠીની બાબતમાં સત્યાસત્યનો નિર્ણય કરી આપીને બધુ કાર્ય સરલ કરી આપે, જો હોય તો તેણે પ્રગટ રીતે બહાર આવવુ.' તેની સૂચના પ્રમાણે રાજાને વિચાર થવાથી અને ગોભદ્ર શ્રેષ્ઠીનો પણ તેજ પ્રમાણે અભિપ્રાય થવાથી આખી રાજગૃહી નગરીમાં ત્રિપથ ચતુષ્પથમા સર્વત્ર એવો પડહ વગડાવ્યો કે—"જે કોઈ બુદ્ધિશાળી પુરૂષ આ કપટી માણસને તેના કપટયુક્ત પ્રશ્નોનો ઉત્તર આપીને તેને નિરુત્તર કરશે અને ગોભદ્ર શ્રેષ્ઠીની ચિંતા મટાડશે તેને ગોભદ્ર શ્રેષ્ઠી બહુ ઋદ્ધિ સહિત પોતાની પુત્રી પરણાવશે અને રાજા પણ તેને બહુ

સન્માન આપશે." 'આ પ્રમાણે વગાડાતો પડહ જે ઠેકાણે સત પુરૂષોમાં આદરમાન પામેલ ધન્યકુમાર રહેતા હતા ત્યાં આવ્યો. તે વખતે કૌતુકથી આકર્ષણ પામેલ ચિત્તવાળા અને કપટરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય જેવા ધન્યકુમારે તે પડહ છબ્યો અને એક ઉત્તમ અશ્વ ઉપર આરૂઢ થઇને તે રાજસભામાં ગયા. રાજાને નમસ્કાર કરીને યોગ્ય સ્થાનકે બેઠા, રાજાએ તેને બહુમાન આપ્યુ અને તે ધૂર્તની બધી હકીકત કહી સંભળાવી. ધન્યકુમારે તે હકીકત સાંભળી જરા હસીને રાજાને કહ્યું કે–" મહારાજ! આપના પ્રતાપથી એક ક્ષણમાત્રમાં શિઘ્ર હુ તેને નિરૂત્તર કરી દઇશ, માટે આપે જરા પણ ચિંતા કરવી નહિ." ત્યાર પછી ગોભદ્ર શ્રેષ્ઠીને એકાંતમાં બોલાવીને કહ્યુ કે–"હે શ્રેષ્ઠિ! આવતી કાલે તે ધૂર્ત રાજસભામાં કપટકળા કેળવવા આવે ત્યારે હુ તમને કહુ છુ તે પ્રમાણે તમારે તેને ઉત્તર આપવો." આ પ્રમાણે કહી શું ઉત્તર દેવો તે સમજાવીને ધન્યકુમાર રાજાની રજા લઈ સ્વસ્થાને આવ્યો.

બીજે દિવસે રાજાની આજ્ઞાથી રાજસભામાં સર્વે સભાજનો અને ગામના લોકો પણ આવ્યા. ધન્યકુમાર પણ સમય થયો ત્યારે આવ્યા. પછી પેલા ધૂર્તે ઘણી યુક્તિઓ સાથે પોતે ગોભદ્ર શ્રેષ્ઠીને ઘેર ઘરેણે મુકેલ ચક્ષુની માગણી કરી. તેની માગણી થતાંજ ગોભદ્ર શ્રેષ્ઠીએ સમસ્ત સભ્ય જનોની તથા રાજાની સમક્ષ તે વિવાદની શાંતિ માટે ધૂર્તને કહ્યુ કે-"હે ભાઇ! તે, તારી ચક્ષુ મારે ઘેર ઘરેણે મૂકી હશે તે વાત સત્યજ હશે, તારૂં કહેવુ બીલકુલ ખોટુ નહી હોય, પણ મારે ઘેર ડાબલાઓમાં આ પ્રમાણે ઘરેણે મૂકાયેલી હજારો ચક્ષુઓ પડેલી છે, તેથી તેમાં તારી ચક્ષુ કઇ તેની બીલકુલ ખબર પડતી નથી અને જો કોઈને બદલે

કોઇની ચક્ષુ અપાઇ જાય તો શાસ્ત્રમાં તે માટે મહાપાપ કીધેલું છે. સર્વે માણસોને પોતપોતાની વસ્તુઓ તેમાં ખાસ કરીને ચક્ષુ તો બહુજ પ્રિય હોય છે. કહ્યું પણ છે કે—'પૃથ્વિનુ મંડન નગર છે, નગરનુ મંડન તેનાં ઉત્તમ ગૃહો છે, ઉત્તમ ગૃહોનું મંડન ધન છે, ધનનુ મંડન કાયા છે, કાયાનું મંડન મુખ છે, અને મુખનુ મંડન ચક્ષુ છે.'[1] મનુષ્યોને ચક્ષુ આખા શરીરમાં સાર-ભૂત છે વળી અતિ જરૂરી કાર્ય આવી પડે ત્યારેજ પોતાની અતિપ્રિય વસ્તુ પણ ઘરેણે મૂકીને માણસો ધન લાવે છે અને ધન ધીરનારાના વ્યાપારી પણ ઘરેણે મૂકાયેલી વસ્તુઓ લઈને વ્યાજે રૂપિયા ધીરે છે, તેવી સદ્‌વ્યાપારીઓની પદ્ધતિ છે. હવે તુ તારી આ બીજી ચક્ષુ મને આપ, કે જેથી તેની સરખી મે-ળવીને—ઓળખીને હુ તારી પ્રથમની ચક્ષુ અહિં હાજર કરૂં." આ પ્રમાણેની ગોભદ્ર શ્રેષ્ઠીની વાણી સાંભળીને જેવી રીતે ફાળ ભરવામાં ચુકેલ વાંદરો અથવા દાવ નાંખતાં ચુકેલ જુગારી વિલ-ખો થઇ જાય, તેવી રીતે તે ધૂર્ત્ત પણ પોતાની ચક્ષુ આપવાને અશક્ત હોવાથી વિલખો થઇ ગયો આ પ્રમાણે ધન્યકુમારની વિચક્ષણતાથી ગોભદ્ર શ્રેષ્ઠીએ વાપરેલ બુદ્ધિવડે ધૂર્તની વાણી બંધ થઇ ગઇ અને તેણે કરેલી કપટરચના ઉઘાડી પડી જવાથી ઘણા પ્રકારની વિડંબના કરીને તેને દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યો.

હવે ગોભદ્ર શ્રેષ્ઠી જેવી રીતે રાહુના પંજામાંથી મૂકાયેલ ચંદ્રમા શોભે તેમ યશ અને લક્ષ્મીવડે અધિક શોભવા લાગ્યો. લોકોએ કહેલી ધન્યકુમારની બુદ્ધિના વિલાસની તથા ચતુરાઇની વાતો સાંભળીને સોમશ્રી અને કુસુમશ્રી (ધન્યની બને પરિણીત

[1] पृथिव्या हि पुरं सारं, पुरे गेहं गृहे धनम् ।
धनेऽपि काय: कायेऽपि, वक्त्रं वक्त्रेऽपि चक्षुषी ॥

પત્નીઓ) પણ બહુ આનંદ પામી. ગોભદ્ર શ્રેષ્ઠીની પુત્રી સુભદ્રા પણ ધન્યકુમારના ગુણોથી અત્યંત રંજીત થઈ સતી તેને પરણવાને ઉત્સુક થઈ ગઈ. ધન્યકુમારને કન્યાદાન આપવામાં આતુર થયેલા ગોભદ્ર શ્રેષ્ઠીના સ્વજન સંબંધીઓ પણ શ્રેષ્ઠીને પ્રેરણા કરવા લાગ્યા. ગોભદ્ર શ્રેષ્ઠીએ ક્રોડથી પણ અધિક ધન કન્યાદાનમાં આપીને વિવિધ પ્રકારના મહોત્સવો કરી પોતાની સુભદ્રા નામની પુત્રી ધન્યકુમારની સાથે પરણાવી. ધન્યકુમાર પણ ગુણપ્રાપ્ત થયેલી તે સુભદ્રાને રામ જાનકીને પરણે તેવી રીતે પરણ્યા અને પોતાને ઘેર લાવ્યા. પ્રભુતા, ઉત્સાહ અને મંત્રીઓવડે જેવી રીતે રાજા શોભે તેવી રીતે ત્રણ પ્રિયાઓથી પરવરેલો ધન્યકુમાર પણ અતિશય શોભવા લાગ્યો.

હવે ગોભદ્ર શ્રેષ્ઠી પણ પોતે અખંડિત આબરૂવાળા રહેવાથી તથા સુભદ્રાને પરણાવવાથી કૃતકૃત્ય થયા એટલે શ્રીમાન્ મહાવીર પરમાત્મા સમીપે જઇને તેઓએ ચારિત્ર ગ્રહણ કર્યું અને સમ્યગ્ વિધિપૂર્વક તેનુ આરાધન કરીને સ્વર્ગમાં ઉત્તમ જાતિના મહર્દ્ધિક દેવ થયા. તેમણે જ્ઞાનવડે પુન્યના નિધિરૂપ પૂર્વ ભવના પુત્ર શાલિભદ્રને જોયો, એટલે પુત્રપ્રેમથી અને શાલિભદ્રના પૂર્વના પુણ્યથી આકર્ષાઇને તેઓ હમેશાં તેને ઘેર બત્રીશ પ્રિયાયુક્ત શાલીભદ્ર માટે તેત્રીશ નિધિતુલ્ય તેત્રીશ પેટીઓ આકાશમાંથી ઉતારવા લાગ્યા. એ દરેક પેટીમાં ત્રણ ત્રણ ખાના પાડેલા હતા. તેમાંના પહેલા ખાનામાં મૃગમદ (કસ્તુરી) વિગેરે દૈવી સુગંધી વસ્તુઓ તથા ઉત્તમ જાતિના વિવિધ પ્રકારના વસ્ત્રો મૂકવામાં આવતા હતા, દ્વિતીય વિભાગમાં મણિ, રત્ન વિગેરેથી શોભાયમાન જુદી જુદી જાતિના સ્વચિત્તને રંજન કરે તેવા ઉત્તમ દૈવી

આભરણો રાખતા હતા, અને ત્રીજા ખંડમાં જુદીજુદી ઉત્તમ રાજદ્રવ્યો ભેળવેલી નાના પ્રકારની મીઠાઇઓ, ઘેબર, મોદક વિગેરે સ્વાદિષ્ટ ખાદ્યો, ઉત્તમ પ્રકારની ભોજન સામગ્રીઓ, દ્રાક્ષ, ખજુર, અખોડ, કદલી (કેળાં), આંબા, નારંગી વિગેરે સુકા તથા લીલાં ફળો, તાંબુળ વિગેરે ખાદ્ય પદાર્થો રાખેલા નીકળતા હતા આ પ્રમાણે તેત્રીશ પેટીઓમાંથી સર્વને જોઇતી વસ્તુઓ નીકળતી હતી. હમેશાં આવતી નવી નવી પેટીઓમાંથી નીકળતા વસ્ત્ર, આભરણ વિગેરે તેઓ પોતપોતાના ભોગમાં લેતા હતા અને આગલા દિવસનાં વપરાયેલા વસ્ત્રાભરણાદિકને 'નિર્માલ્ય' ગણીને એક કુવામાં નાખી દેતા હતા આ પ્રમાણે ભોગ્ય વસ્તુઓ ગોભદ્રદેવ શાલિભદ્ર અને તેની બત્રીશે પત્નીઓ માટે હમેશાં મોકલતા હતા અને શાલિભદ્ર પણ ઇચ્છાપૂર્વક નિઃશંકપણે દિવ્ય વસ્તુઓથી મળતા સુખો ભોગવતો સતો આનંદથી કાળ નિર્ગમન કરતો હતો આ બધું ભક્તિપૂર્વક મુનિમહારાજને અખંડિત આપેલ દાનનું ઉત્તમ ફળ પ્રગટ થયું હતુ. અખંડિત ધારાથી અને અખંડિત ભાવથી આપેલ ઉત્તમ મુનિદાનથી આ ભવમાં અને પરભવમાં જે અક્ષય સુખ મળે છે, તેનું શાલિભદ્ર ઉત્તમ દૃષ્ટાંત છે. ગોભદ્રદેવ પણ તેના દાનપુણ્યના મહિમાથી ખેંચાઈનેજ ઉપર પ્રમાણેની ભોગ્ય વસ્તુઓ પૂરી પાડતા હતા. તેથી હે ભવ્ય જીવો ! નિદાન વગર સાધુ મુનિરાજને દાન આપવાના કાર્યમાં અતિશય આદર કરજો; તેજ આભવ પરભવ સુધારનાર અને છેવટે પરમાનંદપદ અપાવનાર છે.

ઇતિ શ્રી જિનકીર્તિ સૂરિના રચેલા પદ્યબંધ દાનકલ્પદ્રુમ ઉપરથી રચેલા ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના પાંચમા પલ્લવનુ ગુજરાતી ભાષાંતર.



## ષષ્ઠ પલ્લવ.



લક્ષ્મીરૂપી વધૂના ક્રિડાગૃહ તુલ્ય રાજગૃહી નગરીમાં એક વખતે પુણ્યવંત ધન્યકુમાર સાતમાળની હવેલીમાં ઉપલે માળે લીલાથી યથેપ્સિત હાસ્ય વિનોદાદિક સુખ ભોગવતા આનંદ કરતા હતા; તે અવસરે આમ તેમ જોતાં રસ્તા ઉપર તેઓએ દૃષ્ટિ કરી, એટલે અતિ દીન દશાને પામેલા, વનચરપશુની જેવા રંક થઇ ગયેલા, તિરસ્કાર ઉપજે તેવા, રસ્તાની ધૂળથી ખરડાયેલા અને જીર્ણ વસ્ત્રો પહેરેલા પોતાના માતા, પિતા તથા બંધુઓને તેણે દીઠા, તેમને દેખીને મનમાં અતિ વિસ્મિત થઇ ધન્યકુમાર વિચારવા લાગ્યા કે—"અહો ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે ! આ મારા આખા કુટુંબને અનેક કોટિપ્રમાણ ધન તથા ધાન્યાદિકથી ભરેલા ગૃહમાં મૂકીને હું અત્રે આવ્યો હતો, તે છતાં તેમની આવી સ્થિતિ થઈ ! ખરેખર 'કરેલ કર્મથી છોડાવવાને કોઇ સમર્થ નથી.' એવું જિનેશ્વર ભગવાનનું વચન સત્ય છે." આ પ્રમાણે વિચાર કરીને સેવકોને મોકલી તેમને સર્વને તેણે પોતાના ઘરમાં બોલાવ્યા અને નમસ્કાર કરીને વિનયપૂર્વક અંજલિ જોડી સ્વચ્છ અંતઃકરણપૂર્વક પિતાને પૂછવા લાગ્યા કે—'હે પિતાજી ! બહુ લક્ષ્મીવાળા આપની આવી નિર્ધન

અવસ્થા કેમ થઇ ? છાયાનો આશ્રય લઇને બેઠેલાઓને તાપની પીડા કદિ પણ થતી નથી.' આ પ્રમાણેની ધન્યકુમારની વાણી સાંભળીને ધનસાર બોલ્યો–' વત્સ! તારા પુણ્યથી આવેલી લક્ષ્મી તું ઘેરથી નીકળ્યો કે તરતજ જેવી રીતે અતિ સ્ફુટ એવી ચેતના પણ દેહમાંથી જીવ જતાં તરતજ તેની સાથે ચાલી જાય છે, તેવી રીતે તારી સાથેજ નીકળી ગઇ. કેટલુંક ધન ચોરો ચોરી ગયા, કેટલુંક અગ્નિથી બળી ગયુ, કેટલુ ક જળથી નાશ પામ્યું, ભૂમિમાં દાટેલુ કોયલારૂપ થઇ ગયું અને અદૃશ્ય પણ થઇ ગયું. આ પ્રમાણે સર્વ ધનનો નાશ થઇ ગયો પ્રચંડ વાતથી જેવી રીતે ઘન ઘટાવાળો મેઘ પણ વીખેરાઇ જાય, તેવી રીતે તારાથી પ્રાપ્ત થયેલી પ્રભુતા અને સંપદા પણ નાશ પામી અને છેવટે પેટ ભરવાની પણ મુશ્કેલી થઇ પડી, ત્યારે નગરને અમે છોડી દીધું અને ગામે ગામ ભમતાં 'રાજગૃહી મોટી નગરી છે' એમ સાંભળીને અમે બધા અહી આવ્યા. પૂર્વે કરેલા કોઇ પુણ્યના ઉદયથી આજે તારૂ દર્શન થયું અને દુર્દશા નાશ પામી." આ પ્રમાણેની તાતની વાણી સાંભળીને સ્વચ્છ આત્માવાળા ધન્યકુમાર પણ તેમનુ દુ ખ હૃદયમાં પ્રતિબિંબિત થવાથી દુઃખી થયા. 'સજ્જનો સ્વભાવથીજ એવા હોય છે.' સજ્જનો માટે કહ્યુ છે કેઃ—

सज्जनस्य हृदयं नवनीतं, यद्वदन्ति कवयस्तदलीकम् ।
अन्यदेहविलसत्परितापात्, सज्जनो द्रवति नो नवनीतम् ॥

' કવિઓ સજ્જન પુરૂષોના અંતઃકરણને માખણની જેવું કોમળ કહે છે, પણ તે ખોટુ છે; સજ્જનનું હૃદય તો બીજાના દેહમાં થયેલા પરિતાપથી પણ દુઃખિત થાય છે, અને માખણ તેવી રીતે દ્રવતું નથી, તેથી તે માખણ કરતાં પણ વધારે કોમળ છે.'

આ પ્રમાણે વિચાર કરતાં ધન્યકુમારે મનમાં વળી બીજો વિચાર કર્યો કે–"મારા પિતાશ્રી તથા બંધુઓ વિગેરે આવા રાંક વેષથી આ નગરમાં આવે અને મારા ઘરમાં રહે તે યુક્ત નથી, આમ થાય તો તો ઘરમાં કામ કરનારા નોકરો પણ તેમનું બહુમાન કરે નહિ. લોકોમાં પણ કહેવાય છે કે–'વેષના આડંબર વિનાના મોટા માણસોની પણ અવજ્ઞા થાય છે. મલીન વસ્ત્રધારી મહેશને પણ કાઢી મૂકવાપણું શુ નથી પ્રાપ્ત થયુ ?' વળી મોટા શેઠીઆઓમાં 'આ મારા બંધુઓ વિગેરે નિર્ધન છે' એમ ન કહેવાય અને તેવી લઘુતા તેમને ન મળે તેજ ઉત્તમ છે. હજુ સુધી કોઇએ આ વાત અત્રે પણ જાણી નથી, તેથી ગુપ્ત રીતે હું તેમને નગરની બહારના ઉદ્યાનમાં મોકલાવી દઉં અને ત્યાંથી ઉત્તમ વસ્ત્રો તેમને પહેરાવીને મોટા આડંબર અને સન્માનપૂર્વક હુ તેમને મારે ઘેર તેડી લાવું." આ પ્રમાણે વિચાર કરીને ધન્યકુમારે ઉત્તમ વસ્ત્રો અને આભૂષણો વિગેરે આપી રથાદિકની અંદર ગુપ્ત રીતે બેસાડીને તેમને નગર બહાર મોકલી દીધા. નગરની બહારના કોઈ ઉદ્યાનમાં લઈ જઈને નોકરોએ સુગંધી તૈલાદિકવડે મર્દન કરી સર્વને સ્નાન કરાવ્યું, વસ્ત્રાભરણાદિકથી અલંકૃત કર્યા અને ઉત્તમ પ્રકારના રથાદિક સુખાસનોમાં તેમને બેસાડ્યા. ત્યાર પછી પૂર્વે સંકેત કર્યા પ્રમાણે નિયત કરેલા પુરૂષોએ આવીને ધન્યકુમારને વધામણી દીધી કે–"સ્વામિન્ ! નગરના ઉપવનમાં આપના પૂજ્ય પિતાશ્રી તથા વડીલ બંધુઓ આવેલા છે." તેથી વધામણી આપનારને હર્ષપૂર્વક દ્રવ્યાદિક દેવાવડે રાજી કરીને ઘોડા, રથ, સિપાઇ વિગેરે પરિવારથી તથા અનેક મોટા શ્રીમંત શ્રેષ્ઠીઓથી પરવરેલા ધન્યકુમાર તેમને તેડી લાવવાને

ઉપવનમાં ગયા. દૂરથી પિતાનાં દર્શન થતાંજ વાહનમાંથી નીચે ઉતરીને હર્ષપૂર્વક પિતાજીના પદયુગળમાં પડી, પ્રણામ કરીને તે બોલ્યા કે–"આજનો મારો દિવસ સફળ થયો, આજે મારા સર્વ કાર્યની સિદ્ધિ થઈ, આજે મારૂં સકળ ધન પણ સફળ થયું અને આજે મારો જન્મ સફળ થયો, કારણકે આજે મને આપના પવિત્ર ચરણયુગળનાં દર્શન થયાં." આ પ્રમાણે સમ્યગ્ રીતે શિષ્ટાચાર-પૂર્વક પિતાજી તથા મોટા બંધુઓને નમન કરી કુશળવાર્ત્તા પૂછીને સજ્જનતા, સુપુત્રતા તથા વિનિતતા સર્વાંશે પ્રગટ કરી. તેમના પિતા ધનસાર શ્રેષ્ઠી પણ અત્યંત હર્ષપૂર્વક ધન્યકુમાર તથા સાથે આવેલા શ્રેષ્ઠીઓને ભેટ્યા અને સુખની તથા કુશળ-ક્ષેમની વાતો પૂછવા લાગ્યા. ત્યાર પછી ધન્યકુમારે પિતાને સુખાસનમાં, મોટા ભાઇઓને અશ્વો ઉપર તથા માતા વિગેરેને રથાદિકમાં બેસાડીને મોટા સામૈયા સહિત ઉત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. 'ચતુરાઈમાં અગ્રેસર પુરૂષ ઔચિત્યને કદિ પણ મૂકતા નથી.' ત્યાર પછી પિતાને ઘરના નાયક બનાવીને તથા સુંદર અને મનોહર ગ્રામ તથા વન, બગીચાઓ ભાઇઓને આપીને ધન્યકુમાર અત્યંત ભક્તિ તથા પ્રીતિ બતાવવા લાગ્યા. 'જે મનુષ્યોની લક્ષ્મી બંધુઓના ઉપભોગમાં આવે છે, તેજ લક્ષ્મી વખાણવા લાયક છે.' કહ્યું છે કે:—

> किं तया हि महाबाहो, कालान्तरगतश्रिया ।
> बन्धुभिर्या न भुज्येत, अरिभिर्या न दृश्यते ॥

'હે મહાબાહુ ! જે લક્ષ્મી બંધુઓવડે ભોગવાતી નથી અને દુશ્મનોવડે જોવાતી નથી, તેવી લક્ષ્મી ગમે તેટલી કાળાંતરમાં પ્રાપ્ત કરી હોય તો પણ તે શા કામની ? '

આ પ્રમાણે ધન્યકુમારે પોતાના ત્રણે ભાઇઓને ધનાદિકવડે બહુ રીતે સત્કાર્યા, તો પણ તે દુષ્ટ બુદ્ધિવાળા અને હલકી વૃત્તિવાળા હોવાથી હર્ષને સ્થાને ઈર્ષ્યાનેજ ધારણ કરવા લાગ્યા. નીતિશાસ્ત્રમાં કહેલું છે કે—"હલકા દુષ્ટ માણસોને બહુમાનાદિક આપીને સત્કાર કરવામાં આવે તો પણ તેઓ તો સજ્જનની સાથે કળહ અને ઇર્ષ્યાજ કરે છે, દુધથી ધોયેલ કાગડો શું કલહંસપણાને કદિ પણ પામી શકે છે? પામી શકતોજ નથી." કૃપાળુ પુરૂષોમાં અગ્રેસર એવા ધન્યકુમાર પોતાના બંધુઓને ઇર્ષ્યાથી વાણી અને તાળવું જેનું સુકાઈ ગયેલ છે એવા, સુહૃદ્‌પણા વિનાન અને ક્રોધથી ધમધમિત દેખીને વિચારવા લાગ્યા કે—'જે સંપદાવડે બંધુઓનાં અંતઃકરણો અતિ મલીન થઈ જાય, તે સંપદાને સજ્જન પુરૂષો તો વિપદાતુલ્યજ ગણે છે—તે વિપદ્‌તુલ્યજ મનાય છે, તેથી આ સંપદાને છોડી દઈને ફરી પણ પૂર્વની પ્રમાણેજ હુ દેશાંતરમાં ચાલ્યો જાઉં કે જેથી ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત થવાને લીધે મારા ત્રણે બંધુઓ તુષ્ટાયમાન થાય.' આ પ્રમાણે વિચાર કરીને ધનાદિકથી સંપૂર્ણ ગૃહ અને ત્રણે પ્રિયાઓને છોડી દઈને ગંગાદેવીએ આપેલ એક ચિંતામણિ રત્નનેજ સાથે રાખી રાજાદિકને કે કોઇ શેઠીઆઓને પણ જણાવ્યા વગર ગુપ્ત રીતે કોઈ અવસર મળી ગયો ત્યારે ગૃહ છોડીને ધન્યકુમાર નગરની બહાર નીકળી ગયા.

રસ્તે ચાલતાં પણ તે પુણ્યવાન્ ધન્યકુમારને ચિંતામણિ રત્નના પ્રભાવથી સ્વગૃહની જેમ સર્વત્ર ઇચ્છિત સુખ પ્રાપ્ત થવા લાગ્યા. તે સુખોને ભોગવતા, સુખે સુખે માર્ગનું અતિક્રમણ કરતા અને ઘણા ગ્રામ, નગર, ઉદ્યાનાદિકને જોતા, જેવી રીતે ભવી જીવ તિર્યગ્ ગતિના ભવો પૂર્ણ કરીને મનુષ્યગતિ પામે તેવી રીતે

અનુક્રમે કૌશાંબી નગરીએ આવ્યા. કૌશાંબી નગરીમાં સમસ્ત ક્ષત્રિયોમાં શિરોરત્ન જેવો **શતાનિક** નામે રાજા રાજ્ય કરતો હતો, જેના અતિશય શૌર્યના બળથી તરવારો તથા અરિવર્ગ નિષ્ફળતા પામી ગયા હતા, એટલે કે અરિવર્ગ શાંત પડી ગયા હતા, અને ખડ્ગોને બહાર નીકળવુ પડતું નહોતું. તે શતાનિક રાજાના ભંડારમાં એક સહસ્રકિરણ નામનો અમુલ્ય મણિ હતો. તે મણિ પરંપરાથી—તેના પૂર્વજોના સમયથી કુળદેવતાની માફક હમેશાં પૂજાયા કરતો હતો. એક દિવસ તે રાજા તે મણિની પૂજા કર્યા પછી વિચાર કરવા લાગ્યો કે—"આ મણિ પરંપરાવડે પૂર્વજોથી પૂજાયા કરે છે, હુ પણ યથોક્ત વિધિએ તેની પૂજા કરૂં છું; પરંતુ આ મણિનુ માહાત્મ્ય શુ છે તે હું જાણતો નથી" આ પ્રમાણે વિચારતાં તેનું માહાત્મ્ય જાણવાની શતાનિક રાજાને ઇચ્છા થવાથી તેના સેવકો રત્નની પરીક્ષા કરનારા ઝવેરીઓને બોલાવી લાવ્યા અને તેમને રાજાએ પૂછ્યુ કે—"હે રત્નના વ્યાપારીઓ! અમારા પૂર્વજોથી ઘણા દ્રવ્યવ્યયવડે આ મણિ યથાવિધિ પૂજાતો હતો. તેથી હુ પણ તેની હમેશાં પૂજા કરૂં છુ, પણ તે મણિના ગુણો શું છે, તે હું જાણતો નથી, તેથી આના ગુણો જે હોય તે કહો." આ પ્રમાણે તે મણિના ગુણો રાજાએ તેમને પૂછ્યા, પણ તેવા પ્રકારના શાસ્ત્રજ્ઞાનના અભાવથી [1]પુલિંદો જેમ પૂરના ગુણો ન કહી શકે તેમ આ મણિના સ્પષ્ટ ગુણો કોઇ કહી શક્યું નહિ. આમ થવાથી રાજાએ નોકરો દ્વારા એવો પડહ વગડાવ્યો કે—"નિપુણ પુરૂષોમાં અગ્રેસર એવો જે કોઇ પુરૂષ આ શ્રેષ્ટ મણિના પ્રત્યક્ષ અને પરોક્ષ જે કાંઇ ગુણો હોય તે પ્રગટ

1 વનમા રહેનારા ભિલ્લો.

કરશે તેને સત્ય પ્રતિજ્ઞાવાળા રાજા પાંચસો ગામ, પાંચસો હાથી અને પાંચસો અશ્વો આપશે અને પોતાની સૌભાગ્યમંજરી નામની પુત્રી પરણાવશે." આ પ્રમાણેની રાજાની આજ્ઞા થવાથી દરેક મોટા રસ્તા અને માર્ગો ઉપર પરીક્ષકને શોધવા માટે તે પ્રમાણે પડહ વગાડતા રાજાના માણસો ભમવા લાગ્યા. તેજ વખતે ધન્યકુમાર કૌશાંબીમાં પ્રવેશ કરતા હતા. તેઓ આ પ્રમાણે પડહવાદકોથી પડહ વગડાતો સાંભળીને તેની પાસે આવીને બોલ્યા કે–"હે પડહ વગાડનારાઓ! હવે તમે પડહ વગાડશો નહિ, હું મણિના ગુણો પ્રગટ કરીશ" આ પ્રમાણે પડહ વગડાતો અટકાવીને પરીક્ષકોમાં શિરોમણિ ધન્યકુમાર પડહવાદકોની સાથે શતાનિક રાજાની સભામાં આવ્યા અને રાજાને નમીને યથાયોગ્ય સ્થાને તેઓ બેઠા. શતાનિક મહારાજા પણ તેનુ સૌભાગ્ય, કાંતિ, ઉત્તમ રૂપ અને સુંદર આકાર વિગેરે જોઈને બહુમાનપૂર્વક કુશળક્ષેમ પૂછીને તેને કહેવા લાગ્યા કે–"હે બુદ્ધિના ભંડારરૂપ શ્રેષ્ઠ મનુષ્ય! આ રત્નની પરીક્ષા કરો અને તેના જે ગુણો હોય તે સ્પષ્ટ બતાવો." આ પ્રમાણે રાજાનો હુકમ મળવાથી ધન્યકુમાર તે મણિને હાથમાં લઇને શાસ્ત્રાભ્યાસવડે રત્ન પરીક્ષામાં કુશળ થયેલ હોવાથી તેના ગુણો જાણીને વિનયપૂર્વક રાજાને કહેવા લાગ્યા કે–"હે મહારાજ! ચિત્તમાં વિસ્મય કરાવે તેવો આ મણિનો પ્રભાવ છે, હું આપને તે કહી સંભળાવું છું. હે સ્વામિન્! આ મણિને જે કોઇ માણસ મસ્તક ઉપર ધારણ કરે તે માણસનો હસ્તીઓ જેમ સિંહનો પરાભવ કરી શકતા નથી તેવી રીતે શત્રુઓ પરાભવ કરી શકતા નથી. વળી આ મણિ જે નગરમાં વિરાજતો હોય તે નગરમાં જેવી રીતે સારા રાજામાં અનીતિઓનો

સંભવ રહેતો નથી, તેવીજ રીતે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વિગેરે કોઇપણ જાતનાં ઉપદ્રવો ઉદ્ભવતા નથી. જે પર્વત ઉપર વરસાદ પડતો હોય તે પર્વતને દાવાનળની ધાસ્તી હોતી નથી, તેવીજ રીતે આ મણિ જે પુરૂષે પોતાના હાથે બાંધેલ હોય તે માણસને કુષ્ઠાદિક વ્યાધિઓ પરાભવ કરી શકતા નથી, વળી સૂર્યનો ઉદય થતા અંધકાર જેમ ટકતો નથી—નાશી જાય છે, તેવીજ રીતે આ મણિ જેના કંઠમાં બાંધેલ હોય તેને ભૂત—પ્રેતાદિક કોઈ પણ અશુભ દેવ તરફથી જરા પણ પરાભવ થઈ શકતો નથી. હે સ્વામિન્ ! જો કદી મારા કહેવામાં આપને વિશ્વાસ આવતો ન હોય તો એક થાળ આપ અત્રે મંગાવો અને સાથે ચોખા મંગાવીને તે થાળ તેનાથી પરિપૂર્ણ ભરાવો, એટલે હું તેની પરીક્ષા બતાવું."

ધન્યકુમારે કહેલી આ પ્રમાણેની હકીકત સાંભળીને રાજાએ તરતજ નોકરોને એક થાળ લાવવાનો હુકમ કર્યો, એટલે સેવકો ચોખાથી ભરેલો એક થાળ સભામાં લઇ આવ્યા; પછી ધન્યકુમાર બોલ્યા કે—" શાલિકણ ( ચોખા ) ખાનારા પક્ષીઓને હવે છોડી મૂકો." તે વખતે રાજાની આજ્ઞાથી સેવકોએ પક્ષીને છોડી મૂક્યા. ધન્યકુમારે તે ચોખાના ઢગલા ઉપર તે મણિને રખાવ્યો, તેથી અતિ ચપળ એવા પણ સમુદ્રનાં કલ્લોલો જેમ દ્વીપની આસપાસ ફર્યા કરે તેમ તે પક્ષીઓ તે થાળની આસપાસ ભમવા લાગ્યા, પણ મણિના પ્રભાવથી તે થાળને સ્પર્શવાને જરા પણ શક્તિમાન્ થયા નહિ. થોડા સમય સુધી આ પ્રમાણેનું આશ્ચર્ય બતાવ્યા પછી ધન્યકુમારના હુકમથી ચોખાથી ભરેલા થાળ ઉપર જે મણિ રાખ્યો હતો, તે દૂર કરવામાં આવ્યો, કે તરતજ ફળોનો ઢગલો જેમ વાંદરા ખાઇ જાય તેમ ક્ષણમાત્રમાં તે પક્ષીઓ બધા ચોખાનું

ભક્ષણ કરી ગયા, તેમ થતાંજ ધન્યકુમારે કહ્યું કે—"મહારાજ ! જેવી રીતે આ તાંદુલ કણોનું આ મણિએ પક્ષિઓથી રક્ષણ કર્યું, તેવીજ રીતે જેની પાસે આ મણિ હોય તેનું શત્રુ, વ્યાધિ, ઉપદ્રવ, ભૂત, પ્રેત તથા અન્ય કામણટુમણથી અવશ્ય રક્ષણ થાય છે. તે હકીકતની આ દૃષ્ટાંતથી સાબીતી મળે છે." રાજા આ પ્રમાણે સાંભળીને અને આ અદ્દભૂત પ્રયોગ પ્રત્યક્ષ જોઇને ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યો અને સમસ્ત જનની પાસે મણિનો પ્રભાવ અને ધન્યકુમારની પરીક્ષા કરવાની કુશળતાનુ વર્ણન કરવા લાગ્યો. ત્યારપછી અતિ રંજિત ચિત્તવાળા તે રાજાએ સૌભાગ્યમંજરી નામની પોતાની કન્યા ધન્યકુમારને આપી. વિવાહ કરવા માટે વેવિશાળ નિમિત્તનું તિલક કર્યું, પછી ઉત્તમ દિવસ અને મુહૂર્તે મોટા મહોત્સવપૂર્વક પોતાની પુત્રીનુ ધન્યકુમાર સાથે પાણિગ્રહણ કરાવ્યું અને હસ્તમેળાપક વખતે પાંચશે ગામો, અશ્વો અને હાથીઓ આપ્યા. પછી 'શ્વસુરગૃહમાં વાસ કરવો તે અયુક્ત છે' એમ વિચારીને ધન્યકુમારે કૌશાંબીથી બહુ દૂર નહિ એવા નજીકના સ્થળ ઉપર ધન્યપુર નામનુ એક શાખાગ્રામ (પરૂ) વસાવ્યું અને ત્યાં પોતાનો નિવાસ કર્યો.

ધન્યપુર ગામ બહુ સુંદર દુકાનોની શ્રેણિથી મનોહર બનાવ્યું હતું. અતિ ઉંચા અને જુદા જુદા પ્રકારના ગવાક્ષોના સમૂહથી શોભિતા ઘરની શ્રેણિઓથી તે દેદીપ્યમાન બનાવવામાં આવ્યું હતું જોતાંજ દૃષ્ટિને આકર્ષણ કરે તેવુ તે મનોહર હતુ. આ ઉપપુર—ધન્યપુરમાં આવીને ઘણા દેશી અને વિદેશી વ્યાપારીઓએ આનંદથી નિવાસ કર્યો હતો. આવા સુંદર નગરમાં ઘણા અન્ય વ્યાપારીઓ આવીને વસ્યા હતા. આ ગામમાં ભાડુ કર વિગેરે

બહુજ કમી હોવાથી વ્યાપારીઓ અને અન્ય રહેવાવાળાઓ ખાસ ખેંચાઇને રહેવા આવ્યા હતા અને અન્યોઅન્યની હરીફાઇથી તરતમાંજ આવીને હર્ષપૂર્વક ત્યાં વસ્યા હતા. આ પૂરમાં ધન્યકુમારની પ્રભુતા તો નિશ્ચળ થયેલી હતી, ઉપરાંત વ્યાપારાદિક વ્યવસાયમાં કુશળ હોવાથી ભાગ્યના ભંડાર એવા ધન્યકુમારે મહા પુણ્ય પ્રભાવથી થોડા વખતમાંજ કરોડો રૂપિયા મેળવ્યા. તે નગર અન્ય રાજના, ચોરના તથા અન્ય વ્યાધિ વિગેરે ઉપદ્રવોથી રહિત હતુ, તેથી તે નગરમાં વ્યાપારમાં ઘણી સરલતા હતી તથા લાભ ઘણો મળતો હતો, તેથી થોડા વખતમાંજ બહુ મનુષ્યો ત્યાં વસવા આવ્યા. ઘણા મનુષ્યોના નિવાસથી વસ્તી વધી જવાને લીધે લોકોને પાણી મળવુ મુશ્કેલ થઈ પડ્યુ, તેથી ત્યાં વસનારા લોકો પરસ્પર બોલવા લાગ્યા–"આ નગરમાં બીજું બધુ તો સુખ છે, પણ મોટા જળાશય વિના પાણીની પીડા મટે તેમ નથી." આ પ્રમાણેની લોકોક્તિ ચરપુરૂષો પાસેથી સાંભળીને લોકોના સુખ માટે ધન્યકુમારે સારા મુહૂર્તને દિવસે એક મોટુ સરોવર ખોદાવવાનો પ્રારંભ કર્યો. સેંકડો કામ કરનારા સરોવર ખોદવાના ઉદ્યમમાં લાગી ગયા અને તેની ઉપર દેખરેખ રાખનારા રાજસેવકો તાકીદે ખોદવા માટે તેમને પ્રેરણા કરવા લાગ્યા.

હવે ધન્યકુમાર સ્વબંધુઓના કળહથી તથા ઇર્ષ્યાભાવથી કંટાળી જઇને પોતાને ઘેરથી નીકળ્યો ત્યારથીજ સૂર્ય અસ્ત થતાં દિવસની શોભા ચાલી જાય તેમ તેની સમસ્ત લક્ષ્મી પણ ત્વરાથી ચાલી ગઇ. એટલે તેનું ઘર બધું લક્ષ્મી રહિત શોભા વિનાનું થઇ ગયું. ધન્યકુમાર ચાલ્યા ગયાની તથા લક્ષ્મીનો નાશ થવાની હકીકત શ્રેણિક મહારાજે સાંભળી, એટલે તેઓ બહુ કોપાકુળ થયા

અને સભ્યોને કહેવા લાગ્યા—"અરે સભાજનો ! દુષ્ટ લોકોની દુષ્ટતા તો જુઓ ! મારા જમાઇ ધન્યકુમાર તેના ત્રણ ભાઇઓની સહાય વગરજ આટલી મોટાઇ અને પ્રૌઢતા પામ્યા હતા, છતાં તે દુષ્ટોએ હમેશાં કળહ, ઈર્ષ્યા અને કુટીલતા કરીને તેને અતિશય ખેદ પમાડ્યો; એટલે 'સંક્લેશકારી સ્થાન દૂરથીજ છોડી દેવું તે સજ્જનનું ભૂષણ છે.' આ શાસ્ત્રપ્રસિદ્ધ ઉક્તિનો આશ્રય લઇને ધન્યકુમાર કોઇ દૂર દેશમાં ચાલ્યા ગયા છે, તેનો બીલકુલ પત્તોજ નથી. મહાપુરૂષો વિરોધવાળા સ્થાનમાં રહેતાજ નથી. આ તેના બંધુઓ મહા પાપી છે અને કોઇ પણ પ્રકારના અધિકારને બીલકુલ યોગ્ય નથી" આ પ્રમાણે કહીને 'સજ્જનોનું પાલન કરવું અને દુષ્ટોનો દંડ કરવો' તે રાજનીતિને સંભારીને તેમને અમુક વખત કારાગ્રહમાં રાખી મોટી રકમનો દંડ કર્યો, અને બધા ગામો વિગેરે તેમની પાસેથી લઈ લીધા, પછી જેવા આવ્યા હતા તેવા નિર્ધન કરીને તેમને છોડી મૂક્યા. આવી રીતે ધનસાર વિગેરે ધન વગરના થઈ ગયા, એટલુંજ નહિ પણ ધનની સાથે તેની સ્પર્ધા કરનાર યશ, કીર્તિ અને કાંતિ વિગેરે ગુણો પણ તેમને છોડીને ચાલ્યા ગયા. નામથી ધનસાર પણ ધનરહિત થવાથી અધનસાર મનમાં વિચારવા લાગ્યો કે—"પહેલાં આજ સ્થળે ઉંચો વ્યાપાર કર્યો, હવે અહીં હલકો ધંધો આપણાથી કેમ થઈ શકશે ?" આ પ્રમાણે મનમાં વિચારી પુત્રોને બોલાવીને તેણે કહ્યું કે—"પુત્રો ! હવે અહીં રહેવું યોગ્ય નથી; તેથી ચાલો આપણે અન્ય દેશમાં જઇએ. દેશાંતરમાં ધનરહિત મનુષ્યોને ઉદરપૂરણાર્થે ભિક્ષાવૃત્તિ કરવી પડે તો તે પણ દ્રાક્ષ જેવી મીઠી લાગે છે. તેવા અન્ય સ્થળમાં ભિક્ષાવૃત્તિ કરતાં છતાં પણ કોઈ માણસ તેને હલકાં

વચનો કહેતા નથી, પણ ઉલટા કરૂણાવડે કોઈ કોઇ માણસો તેને સહાય કરનારા થાય છે. સ્વદેશમાં તો પગલે પગલે લોકોનાં દુર્વચનો સાંભળીને હૃદય બળે છે. જેવી રીતે સુંદર અક્ષરવાળો અને સુંદર આકૃતિવાળો છતાં પણ ખોટો રૂપિયો લોકોમાં ચાલતો નથી—માન પામતો નથી, તેવીજ રીતે સારી રીતે ભણેલો, સુંદર આકૃતિવાળો એવો પણ નિર્ધન માણસ દુનિયામાં માન પામતો નથી. હે પુત્રો ! જેવી રીતે સારા પ્રાસવાળું તથા સુંદર કંઠવડે બોલાયેલું કાવ્ય પણ જો અર્થશૂન્ય હોય તો તે વખણાતું નથી, તેવીજ રીતે સમયોચિત ભાષાના વ્યાપારમાં કુશળ એવો પણ નિર્ધન માણસ લોકોમાં વખણાતો નથી." આ પ્રમાણે કહીને સ્વનિર્વાહ માટે પરદેશ જવાની ઈચ્છાવાળા ધનસાર શ્રેષ્ઠીએ સોમશ્રી અને કુસુમશ્રીને તેમના પિતાને ઘેર મોકલી દીધી. ત્યાર પછી સુભદ્રા પ્રત્યે આંખમાં અશ્રુ લાવીને ગદ્ગદ્ કંઠે તેણે કહ્યુ કે—"હે ઉચ્ચાશયવાળી ! તું પણ ગોભદ્ર શ્રેષ્ઠીને ઘેર જા. અમારા પ્રબળ દુષ્કર્મના ઉદયથી ભાગ્યના એક ભંડારરૂપ પુત્ર કોઇ સ્થળે ચાલ્યો ગયો છે અને તેની સાથે સંપદા પણ ચાલી ગઇ છે. અહીં રહ્યા સતા અમે કુટુંબનો નિર્વાહ કરવાને અસમર્થ છીએ, તેથી અમે તો હવે દેશાંતરમાં જશું. દેશાંતરમાં નિર્ધનને, ચોક્કસ સ્થળ વિનાના પુરૂષને, ઓળખાણ વિનાનાને અને સ્થાનભ્રષ્ટ થયેલાને કયા કયા પ્રકારની વિપત્તિ પડતી નથી ? બધી વિપત્તિ પડે છે. તુ અતિશય સુકોમળ છો, સુખની લીલામાંજ ઉછરેલી છો, દુઃખોની વાત માત્ર પણ જાણતી નથી, તેથી હે પુત્રી ! તું સુખથી ભરેલા તારા પિતાને ઘેર જા. જ્યારે અમને ભાગ્યશાળી એવા તારા પતિનો સંગમ થશે ત્યારે તને આમંત્રણ કરીને બોલાવશું."

આ પ્રમાણેનું સસરાનું કથન સાંભળીને સુભદ્રા બોલી કે—"સુજ્ઞ સસરાજી! આપની જેવા વયોવૃદ્ધ, કુળપાલનમાં તત્પર, કુટુંબની ચિંતામાંજ લીન થયેલા, સર્વની ઉપર મીઠી દૃષ્ટિવાળા અને અમારૂં દુઃખ જોવાને અસમર્થ એવા આપને તો આ પ્રમાણે કહેવું યોગ્ય છે, પરંતુ હું તો શિયળરૂપ શસ્ત્રની સહાય લઇને આપની સાથેજ આવવા ઇચ્છું છું, કારણ કે વિપત્તિ સમયે પણ સતીને તો ભર્તૃગૃહે રહેવું તેજ યોગ્ય છે. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

नारीणां पितृगावासे, नराणां श्वशुरालये ।
एकस्थाने यतीनां च, वासो न श्रेयसे भवेत् ॥

'નારીઓને પિતાના ગૃહમાં, પુરૂષોને શ્વસુરના ગૃહમાં અને યતિઓને એક સ્થળે વાસ કરવો તે તેમના શ્રેય માટે થતો નથી.'

વળી જ્યારે સંપૂર્ણ લક્ષ્મી અને અક્ષય સુખ હોય ત્યારે પણ સ્ત્રીઓને મહોત્સવાદિકના કારણને ઉદ્દેશીનેજ પિતાને ઘેર જવું યુક્ત છે, કારણ વગર નકામા પિતાને ઘરે જવામાં દૂષણ રહેલુ છે આમ હોવાથી વિપત્તિના સમયમાં તો શ્વશુરગૃહે રહેવું તેજ શ્રેષ્ઠ છે. જો આપત્તિના સમયમાં પિતાને ઘેર જઇને કોઇ સ્ત્રી તો ત્યાં તેની ભોજાઇ વિગેરે પિતાના ઘરના મનુષ્યો અને સ્ત્રીવર્ગ તેના સાસરાના કુટુંબની નિંદા કરે. તેઓ બોલે કે—" અમારા નણદોઇ (નણંદના પતિ) અવિચારીત કાર્ય કરનારા છે. તેઓ કારણ વગર તથા પૂછ્યા વગર એકદમ આવી કુળવતી પત્નીને વિડંબનાના માર્ગમાં છોડી દઇને ક્યાંક ચાલ્યા ગયા છે. જે ગૃહનો નિર્વાહ કરવાને સમર્થ હોય તેનાથીજ ઘરનો નિર્વાહ ચાલી શકે છે." વળી બીજા બોલે કે—"તેમાં બ્હેનના વરનો કાંઇ દોષ નથી, તે તો ચાકરની જેમ હમેશાં કુટુંબનું કામકાજ કરવામાંજ તત્પર

રહેતા હતા. પરંતુ તેના મોટાભાઈની સ્ત્રીઓ બહુ હલકા સ્વભાવવાળી છે, જવાસાના ઝાડ જેવી છે, આની મ્હોટાઇ સહન કરી શકે તેવી નથી, તેથી હમેશાં હલકાં વચનો બોલ્યા કરતી હતી, તેથી બ્હેનના ધણીને ખેદ થયો, અને 'દુર્જનનો ત્યાગ કરી પરદેશ ચાલ્યા જવું.' તે નીતિનું વાકય સંભારીને તે ઘર છોડીને ચાલ્યા ગયા છે.' કહ્યું છે કે–'સિંહ, સત્પુરૂષ અને હાથીઓ જ્યાં અપમાન થાય ત્યાં કદિ પણ રહેતા નથી.' વળી આવું સાંભળીને અન્ય કોઈ બોલે કે–"આમાં કાંઇ પુરૂષાર્થ ન કહેવાય, આ કાંઈ પુરૂષનું કાર્ય નથી, ઘણાએ દુષ્ટ લોકો આ પ્રમાણે પુરૂષને કનડે છે, તેથી શુ તેઓ ઘર છોડીને ચાલ્યા જાય છે ? જુના ભયથી શું પહેરવાનાં કપડાં કોઇ છોડી દેતું હશે ? ઉલટું તે તો દુર્જનોને એવી શિક્ષા કરે કે જેથી ફરીને તેનું નામ પણ લઇ ન શકે. નીતિશાસ્ત્રમાં તે ઉપર પણ કહ્યું છે કે:—

शठमति शाठ्यं कुर्याद्, मृदुकंमति मार्दवम् ।
त्वया मे लुंचितौ पक्षौ, मया मुंडापितं शिरः ॥

'શઠ પ્રત્યે શાઠ્યતા કરવી, નરમાશથી વર્તે તેની સાથે નરમાશથી વર્તવુ; શુક વારાંગનાને કહે છે કે તેં મારી પાંખો છેદાવી તો મે તારૂ માથુ મુડાવ્યું !' [1]

આ પ્રમાણે શાસ્ત્રનુ રહસ્ય જાણનારા, રાજાદિના ભયથી રહિત, આખા નગરમાં જેનું વચન માન્ય થાય તેવા, વળી જેના મૂળ ઉડા પેઠેલા હતા તેવા પણ બ્હેનના પતિ નાશી ગયા તે સારૂં

૧ આ શુક અને વેશ્યાની કથા પ્રસિદ્ધ છે. વેશ્યાએ પોપટની પાંખ કાપી, તેથી તેણે છેતરપીંડી કરીને તેનું માથું મુંડાવ્યું હતું. આ કથા પંચતંત્રમાં છે.

કર્યું નથી. ડાહ્યા માણસનું આ કામ નથી." આ પ્રમાણે પિતાના ગૃહવાળા મનુષ્યો જેમ આવે તેમ સાંભળતાં અતિ કડવા લાગે તેવાં વચનો બોલે, તેને મોઢે હું હાથ કેવી રીતે દઉં? એક તો મારા પ્રિય પતિના વિયોગનુ દુ:ખ, તેમાં બીજુ દાઝયા ઉપર ડામની જેમ, વાગેલ ઉપર ક્ષારની જેમ આવાં નિંદાનાં વાકયોનુ શ્રવણ અને ત્રીજુ પરાધીન વૃત્તિથી જીવન ગાળવું તે યોગ્ય નથી. તેથી હે વડીલ ! એક સ્થળે અગર મુસાફરીમાં, સંપત્તિમાં અગર આપત્તિમાં, સુખમાં અથવા તો દુ:ખમાં કાયાની સાથે છાયાની જેમ ઉત્તમ રીતે શિયળ પાળવાપૂર્વક શ્વશુરગૃહને હું તો કદિ છોડીશ નહિ. જ્યાં આપ વડીલો રહેશો ત્યાં હું પણ આપની સાથેજ આપને અનુસરણ કરીને રહીશ એવો મેં નિશ્ચય કર્યો છે."

આ પ્રમાણેનાં સુભદ્રાનાં વચનો સાંભળીને ધનસાર શ્રેષ્ઠી આનંદિત થઇને બોલ્યા કે—" હે પતિવ્રતા ! તેં ખરેખર સત્ય કહ્યું છે. તું તે પુરૂષોત્તમ ધન્યની ખરેખરી સાચી પત્ની છો. તારા આવા પાતિવ્રત્યના ધર્મમય વિચારથી ખરેખર સારૂંજ થશે એવો મને નિર્ણય થયો છે." ત્યાર પછી ધનસાર શેઠ તેની પત્ની, સુભદ્રા, ત્રણ પુત્રો અને ત્રણે પુત્રની પત્નીઓ કુલ આઠ જણ સહિત જેમ જીવ આઠ કર્મ સહિત શરીરમાંથી નીકળે તેમ રાજગૃહીથી નીકળ્યો. માર્ગમાં સર્વ સ્થળે મજુરી વિગેરે કરીને આજીવિકા કરતાં તથા ઘણા દેશ અને નગરોમાં ફરતાં અનુક્રમે તેઓ કૌશામ્બીમાં આવ્યા; કહ્યું છે કે—' યતિઓ, યાચકો અને નિર્ધનો વાયુની જેમ એક સ્થળે રહેતા નથી—રહી શકતા નથી.'

મોટી નગરી કૌશાંબીને જોઇને અહીંતહી સર્વત્ર તેઓ ભમવા લાગ્યા. ફરતાં ફરતાં કોઇ સજ્જન પુરૂષને દેખીને તેમણે પૂછ્યું કે—

" હે ભાઇ ! આ નગરમાં પૈસાવાળા શ્રીમંતો, મધ્યમ સ્થિતિવાળાઓ તથા નિર્ધન મનુષ્યો કેવી રીતે રહે છે ? કેવી રીતે પોતાની આજીવિકા ચલાવે છે ? " ત્યારે તે નગરનો રહેવાસી માણસ બોલ્યો કે–" હે પરદેશી ! આ નગરમાં જે ધનવંત છે તે પોતાની મુડીથી વ્યવસાય–વ્યાપાર કરે છે, કારણકે પ્રકાશવાળા દીવાને પ્રકાશ માટે અન્ય દીવાની જરૂર પડતી નથી, શ્રીમંતોથી ક્યા-ક્યા વ્યાપારો થતા નથી ? તેઓ તો નાણાવટીનો, અનાજ વેચવાનો, ઘીનો, સોનીનો, મણિયારનો, સુતરનો, હીરનો, તાંબુળાદિકનો, તેલનો, સોપારી વિગેરેનો, રેશમી વસ્ત્રોનો, કપાશીઆનો, દોશીવટનો (કાપડનો), મણિવિગેરે રત્નનો, સુવર્ણચાંદીનો, કરિયાણાનો, વહાણનો, ગંધિયાણાનો, સુગંધી તેલાદિકનો વિગેરે સર્વ પ્રકારનો વ્યાપાર કરે છે. જેની પાસે વિશેષ પૈસા નથી હોતા તેઓ મોટા શ્રીમંત્ શ્રેષ્ઠીઓ પાસેથી રૂપિયા વ્યાજે લાવીને વ્યાપારાદિક કરીને પોતાનો નિર્વાહ કરે છે. જે જે વ્યાપારમાં કુશળ હોય છે, તે તે પ્રકારનો વ્યાપાર કરીને સુખે સુખે પોતાનો નિર્વાહ કરે છે. જેવી રીતે નદીના તટ ઉપર રહેલા અરઘટ્ટો (રેંટો) નદીના પ્રવાહના જળ ઉપર જીવે છે અને પોતાની પ્રવૃત્તિ કરે છે,[૧] તેવી રીતે એવા વ્યાપારીઓ બીજાના દ્રવ્યવડે વ્યાપાર કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે જેઓ અત્યંત નિર્ધન છે અને ઉદરનિર્વાહ મુશ્કેલીથી કરી શકે છે, તેઓ એક શ્રેષ્ઠી જાણે જનોના દારિદ્રને ખોદાવી દૂર કરતા હોય તેમ હાલમાં ધન્યપુરમાં એક મોટું સરોવર ખોદાવે છે ત્યાં મજુરી કરીને આજીવિકા ચલાવે છે. તે જગ્યાએ આ પ્રમાણે

૧ નદીને કીનારે ઉભા કરેલા પાણીના રેંટો નદીમાથી જળ લઈ લઈને ક્ષેત્રાદિકને પૂરૂં પાડે છે

પ્રબંધ કરેલો છે કે–કામ કરનાર સ્ત્રીઓને હમેશાં એક [1]દીનાર આપવો અને કામ કરનારા પુરૂષોને બે દીનાર આપવા, ઉપરાંત બે વખત તૈલાદિક સહિત ઈચ્છિત ભોજન આપવું. આમ હોવાથી જેઓ નિર્ધન છે અને મજુરી કરનારા છે તેઓ આ તળાવ ખોદવાના કાર્યથી સુખે સુખે આજીવિકા ચલાવે છે.”

આ પ્રમાણેની તે નગરમાં રહેનારની કહેલી હકીકત સાંભળીને તે ધનસાર બહુ હર્ષિત થયો; પછી પોતાના સર્વ પરિવાર સહિત ધનસાર શ્રેષ્ઠીએ ત્યાં જઇને તળાવ ખોદાવનારા ઉપરી અધિકારીને વિનયપૂર્વક નમસ્કાર કરી પોતાને તથા પોતાના પરિવારને આજીવિકા ચલાવવા માટે ત્યાં કામ કરવા સારૂ રાખવા વિનંતિ કરી. તે મોટા અધિકારી બોલ્યો કે–‘હે વૃદ્ધ ! અમારા સ્વામીના પુણ્યપ્રભાવથી આ સર્વ કામ કરનારા મજુરો સરોવર ખોદવાનું કાર્ય કરવાવડે સુખે સુખે આજીવિકા ચલાવે છે. તું પણ તારા કુટુંબ સહિત તળાવ ખોદવાનો ઉદ્યમ કર અને તે દ્વારા પૈસા મેળવીને સુખેથી કાળ વ્યતીત કરી કુટુંબનો નિર્વાહ કર.’ આ પ્રમાણે તેની અનુજ્ઞા મળવાથી આખા કુટુંબ સહિત ધનસાર શેઠ તળાવ ખોદવાના ઉદ્યમમાં પ્રવર્ત્યા. હમેશાં મજુરી લઇને નજીકમાં કરેલા ઝુંપડાઓમાં રહી સુખેથી ઉદરપૂર્ત્તિ કરવા લાગ્યા. પોતાના પૂર્વકૃત કર્મના ઉદયને વશવર્તી થયેલા જીવો આ ન પૂરી શકાય તેવો પેટનો ખાડો પૂરવા માટે શું શું કાર્યો કરતાં નથી ? તેથીજ સાધક મનુષ્યોએ પ્રતિક્ષણે કર્મબંધની ચિંતા કરવાની છે. ક્ષણ પણ છોડી દેવાની નથી.

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો. એક દિવસ બપોરના

[1] દીનાર એક જાતનું નાણું છે.

સમયે સંપદાથી પરિપૂર્ણ હોવાને લીધે હર્ષિત એવા લોકોથી પરિવૃત્ત, મંત્રી તથા સામંતાદિકથી ઘેરાયેલા, પાયદળ, હસ્તી અને ઘોડાઓના સમૂહ સહિત, ઉત્સાહપૂર્વક જેનું ભાટચારણો ગુણવર્ણન કરી રહ્યા છે તેવા, તાપ નિવારવા જેની પછવાડે સુવર્ણ દંડવાળુ છત્ર ધારણ કરાયેલ છે તેવા, ઉત્તમ દેદીપ્યમાન સુવર્ણ સરખી કાંતિવાળા, જુદી જુદી જાતના રત્નાલંકારોથી મનોહર લાગતા, દેદીપ્યમાન દિવ્ય ઔષધિની માફક જેનું શરીર બહુ તેજવંત હોવાથી મેરૂપર્વત જેવા લાગતા, 'ઘણુ જીવો, આનંદ પામો, જયવંતા રહો.' એવી બિરૂદાવળી બોલતા બંદિવાનોના સમૂહને તેમના જીવન પર્યંત ચાલી શકે તેટલું દ્રવ્ય દાનમાં આપતા અને જે મોટુ તળાવ પોતાના તરફથી ખોદાતું હતુ તેને જોવાને માટે કૌતુકથી ઉલ્લસિત થયેલા ચક્ષુવાળા ધન્યકુમાર તે તળાવ પાસે આવ્યા. સર્વે કાર્ય કરનારા મજુરો તેમને જોઇને હર્ષપૂર્વક નમન કરવા લાગ્યા. ત્યાં સર્વનાં પ્રણામ સ્વીકારીને એકાંત સ્થળમાં અશોક તરૂની છાયામાં રાજાને યોગ્ય સિંહાસન સેવકોએ પ્રથમથીજ મૂકેલ હતુ ત્યાં બેઠા થોડીવાર ત્યાં બેસી વિસામો લઈને સર્વે મજુરોની ખોદવાની પ્રવૃત્તિ જોવા લાગ્યા. જોતાં જોતાં એક સ્થળે મજુરી કરવાથી કલેશ પામેલા પોતાના આખા કુટુંબને જોઈને તે મનમાં બહુ આશ્ચર્ય પામ્યા અને વિચારવા લાગ્યા કે—" અહો ! કર્મની રેખા દેવતાઓથી પણ ઉલ્લંઘી શકાતી નથી કહ્યું છે કે—

उदयति यदि भानुः, पश्चिमायां दिशायां,
मचलति यदि मेरुः, शीततां याति वन्हिः ।

विकसति यदि पद्मं, पर्वताग्रे शिलायां,
तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥

'જો સૂર્ય કદાચ પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂ પર્વત ચલાયમાન થાય, અગ્નિ શીતળ ગુણવાળો થઇ જાય, કમળપુષ્પો પર્વતના અગ્રભાગે શિલા ઉપર ઉગે તોપણ ભાવિ જે કર્મરેખા હોય તે કોઈ પણ દિવસ ફરતી નથી'

અહો ! આ મારા માબાપ, આ ભાઇઓ, આ ભાભીઓ, આ મારી પત્ની, આ મારૂં આખું કુટુંબ અહી આવેલ છે. અહો ! કેવી અસંભાવ્ય, ન કલ્પી શકાય તેવી દુર્દશા નશીબે તેમને પ્રાપ્ત કરાવી છે ? આ શાલિભદ્રની બહેન પણ માટી વહન કરે છે ! અથવા તો કર્મની ગતિ વિચિત્ર છે ! આ સર્વજ્ઞનુ વચન કોઇ દિવસ મિથ્યા થતું નથી. અનેક રાજાઓના સમૂહોએ જેનાં ચરણકમળની ઉપાસના કરી હતી તેવા રાજર્ષિ હરિશ્ચંદ્રને પણ ચંડાળને ઘેર પાણી ભરવું પડ્યુ હતું ! તથા સતીઓને વિષે અગ્રેસર નળપત્ની દમયંતીને પણ અતિ દુઃખિની થઈ યૌવનાવસ્થામાં ઘોરવનમાં એકલો કાળ ગુમાવવો પડ્યો હતો ! ત્રણ જગત્માં ભોગવ્યા વગર કોઈથી કર્મ ખપાવાતુંજ નથી ! જે કોઈ જિનેશ્વર ભગવંત તથા તેવાજ અતુલ બળ, વીર્ય, ઉત્સાહ યુક્ત થયા તેઓએ નવાં કર્મ ન બાંધ્યા, પણ પૂર્વે બાંધેલાં કર્મો તો તે સર્વને પણ ભોગવીનેજ ખપાવવા પડ્યા ! જ્યારે વિધિ વાંકો હોય ત્યારે કોણ સુખી થાય છે ? ચક્રવર્તીના મુકુટ ઉપરથી પડી ગયેલું અને ધૂળથી ઢંકાઈ ગયેલું, જેની ઓળખાણ નાશ પામી ગઈ હોય તેવું રત્ન દેવાધિષ્ટિત હોય છતાં પણ મનુષ્યોના પગની નીચે દબાવા વિગેરે અનેક પ્રકારની વિપત્તિઓ સહન કરે છે, તો

પછી રાગાદિક દોષના પ્રબળ ઉદયના વિવશપણાથી મનુષ્યોને અતિશય વિપત્તિઓ ભોગવવી પડે તેમાં શું નવાઈ ! આ કર્મ ભોગવવામાં કાયરપણું કરવા જેવુ નથી, કારણકે કાયરપણે સહન કરવાથી ઉલટી અશુભ કર્મોની વૃદ્ધિ થાય છે. શુભ કર્મોનું અશુભ કર્મોમાં સંક્રમણ થાય છે. શુભ કર્મોના રસની હાનિ થાય છે, તેથી ચિત્તમાં વ્યાકુળતા લાવ્યા વગર સમભાવથી જે વિપત્તિઓ આવે તે સહન કરવી, કારણ કે કર્મો તો જડ છે, તેથી તેને બીલકુલ દયા હોતીજ નથી. ”

આ પ્રમાણે વિચાર કરીને પોતાના પિતાને બોલાવી ધન્યકુમારે તેમને કહ્યુ કે—“તમે નવા આવ્યા જણાઓ છો ! ક્યાંથી આવ્યા છો ? તમારી કઇ જાતિ છે ? આ સર્વ સ્ત્રી પુરૂષોને તમારી સાથે શુ સબંધ છે ?” આ પ્રમાણે પૂછ્યુ ત્યારે પ્રબળ પુણ્યના ઉદયથી તથા વિવિધ પ્રકારના રત્નના અને સુવર્ણના અલંકારોની કાંતિથી જેના શરીરનું સ્વરૂપ ફરી ગયેલું છે તેવા ધન્યકુમારને ધનસારે ઓળખ્યા નહિ તેથી પોતાની જાતિ, કુળ, વંશ વિગેરે ગોપવીને અવસરને ઉચિત એવો જેવો તેવો ઉત્તર આપતાં કહ્યું કે—“હે સ્વામિન્ ! અમે પરદેશથી આવેલા છીએ, તદ્દન નિર્ધન છીએ, અમે આજીવિકાનો માર્ગ શોધતા હતા, તેવામાં આ તમારા ગામમાં આવતાં આપ સાહેબનો આ પરોપકારી કાર્ય વ્યવસાય સાંભળીને ઘણા દિવસથી અમે અહીં રહ્યા છીએ, અને તમારા પ્રતાપથી સુખપૂર્વક આજીવિકા ચલાવીએ છીએ. હમેશાં પ્રભાતમાં ઉઠીને આપને આશીર્વાદ આપીએ છીએ કે—‘આપ ઘણું જીવો, ઘણો આનંદ પામો અને લાંબા વખત સુધી પૃથ્વીનું રક્ષણ કરો.’ કારણકે અમારા જેવાને તો તમેજ જંગમ કલ્પવૃક્ષ છો. ”

આ પ્રમાણે ખુશામત ભરેલાં મીઠાં વચનો બોલી નમસ્કાર કરીને ધનસાર શ્રેષ્ઠી એક બાજુ ઉભા રહ્યા. પિતાનાં આવાં મીઠાં વચનો સાંભળી ધન્યકુમાર વિચારવા લાગ્યા કે–"અહો ! જુઓ ! ધનનો ક્ષય થતાં મતિનો વિભ્રમ પણ કેવો થઇ જાય છે ? બાળપણથી ઉછેરીને મોટા કરેલા પોતાના પુત્રને પણ તેઓ ઓળખતા નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે–'ધનનો ક્ષય થતાં તેજ, લજ્જા, મતિ, માન ને સર્વનો પણ નાશ થાય છે–તે ચાલ્યા જાય છે. જેવી રીતે મતિમૂઢ થયેલા પશુઓ સાથે ધુંસરીમાં જોડાયા છતાં પોતાના પુત્રને પણ ઓળખતા નથી, તેવીજ રીતે આ મારા પિતાજી પણ સમૃદ્ધિવાન્ થયેલા મને પીછાણી શકતા નથી. વળી હમણા દારિદ્રયના પ્રભાવથી લજ્જા પામેલા આ સર્વે પોતાના વંશાદિકને પણ ગોપવે છે. તેજહીન થયેલા તારાઓ દિવસે શું પોતાની જાતિને પ્રગટ કરી શકે છે ? તેથી હમણાં હું પણ તેમને મારી જાતિની ઓળખાણ આપીશ નહિ, સમય આવ્યેજ ઓળખાણ આપીશ, કારણ કે 'પથ્ય ભોજન પણ અકાળે લેવાથી રોગીને વિકાર કરનાર થાય છે.' આ પ્રમાણે વિચારીને મૌન ધારણ કરી 'કાંઇક સ્નેહ તો દેખાડવો' એમ વિચાર કરીને ત્યાં યોજેલા અધિકારી પ્રત્યે ધન્યકુમાર બોલ્યા--'આ વૃદ્ધ માણસ વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઇ ગયેલા છે: તેથી તેમને તેલ ગુણ કરનાર થશે નહિ, તેથી એમને ઘી આપજો' આવો હુકમ મળતાં ધનસારે 'બહુ મોટી મહેરબાની કરી' તેમ કહીને પુન પુન પ્રણામ કર્યા. તે વખતે બધા મજુરો વૃદ્ધને કહેવા લાગ્યા કે–'હે વૃદ્ધ ! તારા ઉપર આપણા સ્વામીની બહુ મોટી કૃપા દેખાય છે, કે જેથી તેમણે તેલને બદલે તને ઘી આપવાનો હુકમ કર્યો, પણ

તું એકલો ઘીયુક્ત ભોજન કેમ કરીશ ? એ કાંઇ સારૂં દેખાશે નહિ, કારણકે ઉત્તમ પુરૂષોને પંક્તિભેદ કરીને ભોજન કરવુ તે સારૂ દેખાતું નથી, તેથી તું સ્વામીને અમારા સર્વેનીવતી વિનતિ કર કે જેથી અમો સર્વને પણ ઘીનો આદેશ મળે !' આ પ્રમાણે સર્વેએ ધનસારને કહ્યુ, તેથી તે ફરીથી ધન્યકુમારને પ્રણામ કરીને વિનતિ કરવા લાગ્યો કે–"સ્વામિન્ ! હું એકલો ઘી ખાઉ તે તો સારૂં નહિ દેખાય, તેથી મારી સાથેના બધા કામ કરનારાઓને પણ ઘી આપવામાં આવે તેવો હુકમ કરો તો ઠીક. આપની જેવા દાનેશ્વરીઓ પંક્તિભેદ કરે તે સારૂ ન દેખાય, તેથી આટલી મહેરબાની જરૂર કરો ! આટલું કરવાથી મારા ઉપરની આપની કૃપા વિશેષ વખાણવા લાયક થશે." આ પ્રમાણે ધનસાર શ્રેષ્ઠીએ કહ્યુ તેથી 'પિતાનુ વચન પ્રમાણ કરવુંજ જોઈએ' તેવો વિચાર કરીને અતિશય વિનયવાળા ધન્યકુમારે સર્વ મજુરોને ઘી આપવાનો હુકમ કર્યો. આ હુકમ સાંભળીને સર્વે મજુરો બહુજ સંતોષ પામ્યા, અને તે બધા ધનસારની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે હકીકત બન્યા પછી ધન્યકુમાર અતિશય વરસાદ થવાથી વૃક્ષો જેમ ઉલ્લસાયમાન થાય તેવીજ રીતે ધૃત દેવાના રસવડે પોતાના મજુરોને ઉલ્લસાયમાન કરીને જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા સ્વસ્થાને ગયા.

પાછા બીજે દિવસે વનમાં વૃક્ષોને નવપલ્લાવત કરવાને જેવી રીતે વસંતઋતુ આવે તેવીજ રીતે પોતાના પિતા વિગેરેને સત્કારવા માટે ધન્યકુમાર ફરીથી પણ તે તળાવ ખોદાતુ હતુ ત્યાં આવ્યા. આગલા દિવસની જેમજ ધનસાર શ્રેષ્ઠી અને અન્ય સર્વ મજુરોએ પ્રણામાદિક ઉચિત વિનયાદિ પ્રકારો કર્યા. ધન્ય-

લાગે છે. તેને દેખતાંજ રાજાએ તેની મજુરી મુકાવી દીધી." બીજો કહેવા લાગ્યો કે—" ઇક્ષુક્ષેત્ર, સમુદ્રનું સેવન, યોનિપોષણ અને રાજાની મહેરબાની તે જરૂર તરતજ દારિદ્રનો નાશ કરે છે. આ શુ તમે નથી સાંભળ્યુ" ?

ત્રીજે દિવસે પણ ધન્યકુમાર ત્યાં આવ્યા અને તેજ વૃક્ષની નીચે સિંહાસન ઉપર બેઠા કેટલોક વખત ગયો એટલે પ્રથમથી સંકેતપૂર્વક કહી રાખેલા પુરૂષોએ દ્રાક્ષ, અખોડ, ખજુર વિગેરે ખાદ્ય વસ્તુઓ ધન્યકુમાર પાસે લાવીને મૂકી. ધનસાર તો ધન્યકુમારના આગમન વખતે પહેલેથીજ ત્યાં આવેલ હતા, અને પ્રણામ કરીને પાસે ઉભા રહ્યા હતા. ધન્યકુમારે વૃદ્ધને બોલાવ્યા અને કહ્યુ કે—"આ દ્રાક્ષાદિક ખાદ્ય પદાર્થો તમે ગ્રહણ કરો, કારણકે વૃદ્ધ પુરૂષને આવી કોમળ વસ્તુઓજ ખાવી ઠીક પડે છે; લોકોમાં બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા સરખી કહેવાય છે." ધન્યકુમારે આ પ્રમાણે કહેવાથી "જેવો આપનો હુકમ." તેમ કહીને ધનસારે સર્વ મજુરો તરફ દૃષ્ટિ કરી. ત્યારે ધન્યકુમાર હસીને બોલ્યા કે—"શુ આ પદાર્થો આ સર્વને આપવાનો તમારો મનોરથ છે? વૃદ્ધ પુરૂષને તે વાત યોગ્યજ છે. જે બધા એકઠા રહેલા હોય તે સર્વને આપ્યા પછીજ લેવું, તે ઉત્તમ કુળની નીતિ છે." આમ કહીને સર્વની વચ્ચે ધનસારનું ઉત્તમ કુળ જણાવ્યું. ત્યારપછી સર્વે મજુરોને, અને ખાસ કરીને વૃદ્ધ મજુરોને તે સુકો મેવો આપ્યો, અને તેની ઉપર સર્વેને તાંબુળાદિ આપીને ધન્યકુમાર ગૃહે ગયા. પુન્યવંત પુરૂષોને ઉચિત એવો મેવો ખાવાને મળવાથી આનંદ પામેલા મજુરો એક બીજાને અરસપરસ કહેવા લાગ્યા કે—"આ વૃદ્ધ માણસ બહુ પુન્યશાળી છે. ઓળખાણ નહિ છતાં પણ રાજા

તેને બહુમાન આપે છે, જેવી રીતે મહાદેવની પૂજામાં ૧ષંઢ પણ પૂજાય છે, તેવીજ રીતે આ વૃદ્ધના પ્રભાવથી પૂર્વે કદિ નહિ ખાધેલ તેવા મેવા ખાવાનો પણ આપણને પ્રસંગ મળ્યો." આ પ્રમાણે થવાથી સર્વે મજુરો પણ તે વૃદ્ધની અને તેના સર્વ કુટુંબીઓની આજ્ઞાનુસાર વર્તવા લાગ્યા. ધન્યકુમાર પણ વૃદ્ધ પિતાની ભક્તિના નિમિત્તેજ હમેશાં ત્યાં આવવા લાગ્યા, અને તેજ સ્થળે વૃક્ષ નીચે બેસીને કોઇ દિવસે બોર, કોઇ દિવસે જાંબુ, કોઇ દિવસ સાકર મિશ્રિત નાળિયેર, કોઈ દિવસે નારંગી, અજીર, પાકી શેરડીના કકડા, તેનો રસ એમ જુદી જુદી વસ્તુઓ સર્વે મજુરોને અને ખાસ કરીને તે વૃદ્ધ અને તેના પરિવારને સવિશેષે આપવા લાગ્યા.

એક દિવસ તેમણે ધનસારને કહ્યું કે—"તમારા વસ્ત્રો તદ્દન જીર્ણ થઇ ગયા દેખાય છે." ધનસારે પ્રત્યુત્તર આપ્યો કે—"સ્વામિન્ ! અમે નિર્ધન વસ્ત્ર સબંધી ખર્ચ કરવાને કેવી રીતે શક્તિવાન્ થઇએ ? અને ખર્ચ વિના નવાં વસ્ત્રો કયાંથી આવે ? વળી મારા એકને માટે લુગડાં કરાવવાથી આખા પરિવારને કપડાં કરાવી આપવાં પડે, તેથી જેમ તેમ જેવા હોય તેવા વસ્ત્રોથીજ નિર્વાહ ચલાવીએ છીએ." આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને ધન્યકુમારે ધનસાર અને તેના આખા પરિવારના સ્ત્રી પુરૂષને પહેરવા લાયક વસ્ત્રો અપાવ્યા અને સર્વે મજુરોને પણ એકેક વસ્ત્ર અપાવ્યું, તેથી તેઓ પણ બહુ હર્ષ પામ્યા અને વૃદ્ધની પ્રશંસા કરવા લાગ્યા.

આ પ્રમાણે હમેશાં ધનસાર શ્રેષ્ઠીના મનને અનુકૂળ એવા તાંબુળ, વસ્ત્ર અને સુખેથી ખાઇ શકાય તેવા પદાર્થો આપીને ધન્યકુમાર તેમનો સત્કાર કરતા હતા. અન્ય મજુરોને પણ યથા

૧ નપુંસક એવો બળદ.

યોગ્ય આપતા હતા અને ભાઇ ભોજાઇ વિગેરેનો સત્કાર કરતા હતા; પણ ધન્યકુમારના પુણ્યનો પ્રભાવ વધી જવાથી કોઇ તેને ઓળખી શકતું નહોતું. એક દિવસે ધન્યકુમારે વૃદ્ધને કહ્યુ કે—'હવે ઉન્હાળાની ઋતુ આવે છે, તમારી ઉમર વૃદ્ધ થઈ છે, દિવસ પૂર્ણ થતા ચક્રવાક પક્ષીની જેમ છાશના અભાવથી તમને રાત્રીઅંધપણું પ્રાપ્ત થશે.' તે સાંભળી ધનસાર શ્રેષ્ઠી બોલ્યો કે—'સ્વામિન્ ! હું પણ તે વાત જાણુ છુ; પરંતુ અમારી પાસે ગાય વિગેરે ઢોર નથી, તેથી અમને છાશ કેવી રીતે મળે ? વળી ગાય વિગેરેનું રક્ષણ કરવામાં ખર્ચ પણ બહુ થાય છે, તેથી નિર્ધનનો મનોરથ તો અંતરંગમાંજ સમાઇ જાય છે.' તે સાંભળી ધન્યકુમારે કહ્યુ કે—' આવું દીન વચન તમારે બોલવુ નહિ. મારે ઘેર ગાય વિગેરે ઢોરોનું મોટુ ટોળુ છે અને દુધ વિગેરે પુષ્કળ થાય છે, તેથી છાશ પણ ઘણી થાય છે, માટે હે વૃદ્ધ ! તમારે હમેશાં મારે ઘેરથી છાશ મંગાવવી. મોટા માણસોની પણ છાશ લેવા જવામાં લઘુતા દેખાતી નથી, તેમ લોકમાં પણ કહેવત છે, તેથી હમેશાં તમારી વહુરૂઓને મારે ઘેર છાશ લેવાને માટે મોકલજો. મારા ઘરને તમારૂ ઘર છે તેમજ ગણજો, કાંઇ પણ અંતર ગણશો નહિ." આ પ્રમાણે સાંભળી ' મોટી મહેરબાની કરી ' તેમ કહી ધનસાર ખુશામતનાં મીઠાં વચનો બોલવા લાગ્યો. સંસારમાં ચાર સ્થળો ધિક્કારના સ્થળો તરીકે વર્ણવેલા છે. તે આ પ્રમાણે—

दारिद्रत्वं च मूर्खत्वं, परायत्ता च जीविका ।
क्षुधया क्षामकुक्षित्वं, धिक्कारस्य हि भाजनम् ॥

'દરિદ્રતા, મૂર્ખતા, પરાવલંબી આજીવિકા અને ક્ષુધાથી પેટનું દુર્બળ થવાપણું તે ચાર ધિક્કારનાં સ્થળો—કારણો છે.'

જે કોઇ અતિ સ્વચ્છ અંતઃકરણવાળો મહા પુરૂષ હોય તે પણ ક્ષુધાથી દુર્બળ થાય છે ત્યારે બીજાનું આધીનપણું શોધે છે, જેવી રીતે ક્ષીણ થયેલો બીજનો ચંદ્રમા પણ પ્રજાએ આપેલ તન્તુને શોધે છે. ત્યારપછી ધન્યકુમાર સર્વ મજુરોને અને પિતા, બંધુ વિગેરેને સવિશેષ સત્કારીને દૈવના નિર્દયપણાને અંતઃકરણમાં નિંદતા પોતાના આવાસે આવ્યા. તેમના ગયા પછી બધા મજુરો ધનસારને કહેવા લાગ્યા કે—'અહો ! તમારા સાનિધ્યથી અમે પણ બહુ સુખી થયા છીએ. કહ્યું છે કે—સત્સંગ કલ્યાણ કરનારજ નીવડે છે.'

હવે બીજે દિવસથી ધનસારની આજ્ઞાથી પુત્રવધુઓ વારાફરતી જળ લેવાને વાદળીઓ જેવી રીતે સમુદ્ર પાસે જાય તેમ છાશ લાવવાને માટે ધન્યકુમારને ઘેર જવા લાગી. ધન્યકુમારની આજ્ઞાથી સૌભાગ્યમંજરી તેમને હમેશાં છાશ આપતી હતી. 'ભરથારને વશ થયેલ સ્ત્રીની તેજ નીતિ—કર્તવ્ય છે.' એકદા ધન્યકુમારે સૌભાગ્યમંજરીને કહ્યું કે—'હે પ્રિયે ! ત્રણે વહુરૂઓને તારે સજ્જનના અંતઃકરણની જેવી સ્વચ્છ નિર્મળ છાશ દેવી, બહુ જાડી આપવી નહિ, પણ જે દિવસે નાની વધુ છાશ લેવા આવે, તે દિવસે તેને જાડી છાશ તથા દુધ આપવું; વળી મધુર વચનોવડે તેની સાથે પ્રીતિ કરવી, તેની સાથે કાંઇ પણ ભેદ ગણવો નહિ.' આ પ્રમાણેનો પતિનો હુકમ પ્રસન્ન ચિત્તથી સૌભાગ્યમંજરીએ માથે ચઢાવ્યો. તે દિવસથી સરલ હૃદયથી તેણે પતિના હુકમ પ્રમાણે વર્તન કરવા માંડ્યું. જે દિવસે સુભદ્રા છાશ લેવા આવે તે દિવસે તેણી ખુશી થઇને તેને દુધ, છાશ. પકવાન્ન, ખજુર, અખોડ. સિતાફળ વિગેરે ખાવાની વસ્તુઓ આપે. મિષ્ટ વચનોથી

બોલાવે અને 'શરીરે કેમ છે? સારૂં છે?' વિગેરે શરીરના સુખ દુ:ખનાં સમાચાર પૂછે. તેણી પણ જુદી જુદી જાતના સુખેથી ખવાય તેવા પદાર્થો ગ્રહણ કરીને તેને ઉતારે લઇ જાય અને વૃદ્ધની આગળ મૂકે. વૃદ્ધ આ પ્રમાણે લાવેલી વસ્તુઓ જોઇને સુભદ્રાની પ્રશંસા કરે કે—'અરે પુત્રો! જુઓ, જુઓ, ભાગ્યવાન્ પુત્રની આ પત્ની પણ કેવી ભાગ્યશાળી છે! તે પુણ્યવંત પુરૂષોને ઉપભોગમાં લેવા લાયક મેવા મીઠાઇ વિગેરે ખાદ્ય પદાર્થો લઇને આવે છે.' જ્યારે બીજા દિવસોએ મોટી વહુરૂઓ જાય અને માત્ર સ્વચ્છ જળની ઉપમા જેવીજ પાતળી છાશ માત્ર લઈને આવે ત્યારે ધનસાર કહેતો કે—'આમાં કાંઈ બીજો વિચાર કરવા જેવો નથી, આ મોટી વહુઓએ કાંઈ લઇ લીધું નથી અને આ નાની વહુએ કાંઈ આપી દીધું નથી, પરંતુ અહીં ભાગ્ય માત્રજ પ્રમાણભૂત છે. નશીબમાં હોય તેજ મળે એવું શાસ્ત્રવચન સત્ય છે.' આ પ્રમાણે ધનસારથી કરાતી શ્લાઘા સાંભળીને ઇર્ષ્યાપૂર્વક મોટી વહુરૂઓ બોલવા લાગી કે—'આ જર્જરિત ડોસાએ તો અમારી પાસે હમેશાં અમારા દીયરનાં વખાણ કરી કરીને સર્વના સ્નેહમાં ભંગ પડાવ્યો અને તેની પાસે ઘર તજાવ્યું. તે તો નાસીને કોઈ દેશાંતરમાં ચાલ્યા ગયા છે, અને તેમના સમાચાર પણ કાંઈ મળતા નથી. હવે આ નાની વહુની પછવાડે લાગ્યા છે, તેથી તે ડોસો શું કરશે તેની ખબર પડતી નથી.' આ સાંભળી તેમાંથી એક બોલી કે—'અરે! આપણા સાસરા તો આને ભાગ્યશાળી કહીનેજ વારવાર બોલાવે છે, પણ તેનું ભાગ્યશાળીપણું કેવું છે તે સાંભળો. હમેશાં સવારે ઉઠીને તરતજ તે ગધેડીની જેમ માટી વહે છે, સૂર્યાસ્ત સુધી મજુરી કરીને પેટ ભરે છે, અને રાત્રે પતિના વિયોગથી થયેલા

દુઃખની પીડાતી પીડાતી ભૂમિ ઉપર સુઈ રહે છે. અહો ! તેનું ભાગ્યશાળીપણું ! આવું ભાગ્યશાળીપણુ તો શત્રુને પણ હશો નહિ !' આ પ્રમાણે પરસ્પર વિવાદ કરતી અને સુભદ્રાની ઇર્ષ્યા કરતી તેઓ રહેલી છે.

હવે અન્ય દિવસે સવારે છાશ લાવવા માટે ધનસાર શ્રેષ્ઠીએ મોટી વહુને કહ્યું કે–"રાજમ દિરે જઇને છાશ લઇ આવો." ત્યારે તેણીએ જવાબ આપ્યો –"હુ કાંઇ છાશ લેવા જવાની નથી. ગઇ કાલે તમે અમને ત્રણેને નિર્ભાગી કહીને સ્થાપેલી છે, તેથી હવે તમારી ડાહી અને ભાગ્યશાળી વહુનેજ છાશ લેવા મોકલો ! તે છાશ લેવા જશે તો દહીં દુધ વિગેરે પણ લાવશે." આ પ્રમાણે ખેદ ઉપજે તેવાં વચનો તેણી બોલવા લાગી. તે સાંભળી વૃદ્ધે કહ્યું–"વહુ સુભદ્રા ! તમેજ છાશ લેવા જાઓ. આ બધીઓ સાચુ કહેતાં પણ ઈર્ષ્યાથી બળે છે, પર તુ તમે તો તમારા મનમાં શાંતિ રાખીને સુખેથી જાઓ અને છાશ લઇ આવો. જો સહુ સરખા થાય તો ઘરનો નિર્વાહ ચાલે નહિ." આ પ્રમાણે વૃદ્ધનો હુકમ થવાથી સુભદ્રા છાશ લેવાને ગઇ. તેને આવતી દેખીને સૌભાગ્ય-મંજરીએ પહેલેથીજ બોલાવી અને કહ્યુ કે-"બ્હેન ! આવ, આવ, તું ભલે આવી !" આ પ્રમાણે શિષ્ટાચારપૂર્વક પરસ્પર કુશળ સમાચાર પૂછીને દહીં, ખાંડ વિગેરે વસ્તુઓ તથા છાશ આપીને તેને વિદાય કરી. સુભદ્રા પણ તે સર્વ વસ્તુઓ લઇને પોતાના આવાસે ગઇ. તે આવી એટલે ફરીથી પણ વૃદ્ધે તેના વખાણ કર્યા. તે સાંભળીને ત્રણે જેઠાણીઓ ઈર્ષ્યાગ્નિથી વિશેષ બળવા લાગી. હવે હમેશાં સુભદ્રાજ છાશ લેવા જવા લાગી, બીજી કોઇ જતી નહિ.

એક વખતે સૌભાગ્યમંજરી દૂરથીજ વનમાં લાગેલા દાવાનળથી બળેલી આંબાના વૃક્ષની શાખા જેવી શોભારહિત સુભદ્રાને, છાશ લેવાને માટે આવતી જોઇને વિચારવા લાગી કે—"આ મજુર સ્ત્રી કોઇ પણ ઉત્તમ કુળમાં જન્મી હોય તેમ જણાય છે. કારણ કે રૂપ, લાવણ્ય, મર્યાદા, વિનય, વાણી વિગેરેથી તેનુ કુલીનપણુ અને સુખીપણું સ્પષ્ટ દેખાય છે. કોઇ પણ અશુભ કર્મના ઉદયથી તેણી આવી અવસ્થા પામેલી દેખાય છે, પરંતુ તે હમેશની જન્મની દુખિની હોય તેમ જણાતું નથી. તેથી પ્રથમ તેની પ્રીતિ મેળવીને પછી હું તેને બધું પૂછીશ." આ પ્રમાણે વિચાર કરીને તેણે સુભદ્રાને આદરથી બોલાવી, વિસામો લેવા માટે એક સારી માંચીપર બેસાડી, પોતે પણ નજીકના આસન ઉપર બેઠી, પછી કુશળક્ષેમની વાર્તા કરતાં સૌભાગ્યમંજરીએ પૂછ્યુ કે—"બ્હેન! હું અને તું હવે બ્હેનપણી થયા. જ્યારે બ્હેનપણાં થાય છે, ત્યારે પછી પરસ્પરમાં અંતર રહેતું નથી કહ્યુ-છે કે—

ददाति प्रतिगृह्णाति, गुह्यमाख्याति पृच्छति ।
भुङ्क्ते भोजयते चैव, षड्विधं प्रीतिलक्षणम् ॥

'દેવું, લેવુ, ગુહ્ય કહેવુ અને પૂછવુ, ખાવું અને ખવરાવવું—આ છ પ્રીતિનાં લક્ષણો છે.' તેથી જો તારી મારા ઉપર નિર્મળ અંતઃકરણવાળી પ્રીતિ હોય તો મૂળથી માંડીને તારી બધી વાત મને કહે, શું સ્ફટિક જેવી ચોખી ભીત પોતાનાં અંતરમાં રહેલી વસ્તુને કોઈ પણ વખત ગોપવી શકે છે?' આ પ્રમાણે પ્રશ્ન થવાથી સુંદર મુખવાળી સુભદ્રા લજ્જાથી નીચુ મુખ કરીને બોલી કે—"બ્હેન! મને શું પૂછે છે? મારા દુર્દૈવનેજ પૂછ, કર્મના

ઉદયથી મારા દુઃખના અનુભવની વાર્તા કહેવાથી સર્યું ! ઉલટું મારા દુઃખની વાર્તા સાંભળવાથી તું પણ દુ:ખી થઇશ, તેથી તે વાત નજ કહેવી તે ઉત્તમ છે." આવો ઉત્તર સાંભળી સૌભાગ્યમંજરીએ કહ્યુ કે—"સખી ! બ્હેન ! તું કહે છે તે વાત ખરી છે, પણ જે વાત કોઇની પાસે કહેવાતી નથી, તે પ્રીતિપ્રાત્ર પાસે તો કહી શકાય છે. વળી હું પણ જાણી શકીશ કે મારી સખીએ આટલી સીમા સુધીનું દુઃખ સહન કરેલું છે; તેથી જેવું બન્યું હોય તેવું કહે." આ પ્રમાણે સૌભાગ્યમંજરીનો અતિશય આગ્રહ થવાથી સુભદ્રાએ કહ્યું કે—'બ્હેન ! રાજગ્રહી નગરીમાં ગોભદ્ર શ્રેષ્ઠીનો પુત્ર, કે જે સમસ્ત ભોગો ભોગવનારાઓમાં નૃપતુલ્ય છે, જેના સમાન આ ત્રણ જગત્‌માં કોઇ પણ બીજો ભોગી નથી, જેને ઘેર હંમેશાં સુવર્ણ રત્નાદિકના આભરણો પણ ફુલની માળાની જેમ નિર્માલ્ય કૂપમાં ફેંકી દેવામાં આવે છે, જેની વાત લોકોક્તિદ્વારા તમારા સાંભળવામાં પણ આવી હશે, તેવા ભાગ્યશાળી શાલિભદ્રની હુ બ્હેન છુ, મારી માતાનુ નામ ભદ્રા અને પિતાનું નામ ગોભદ્ર શ્રેષ્ઠી છે. ગોભદ્ર શ્રેષ્ટી જેવો ત્રણ ભુવનમાં પુત્ર ઉપર વાત્સલ્યભાવ દર્શાવનાર કોઇ પિતા નથી જયારે હુ યૌવનવતી થઈ, ત્યારે મને પરણાવવા લાયક જાણીને તમારાજ ભર્ત્તારની જેવી આકૃતિ, રૂપ અને લક્ષણોવાળા અને લક્ષ્મીવંત, તથા તમારાજ ભર્ત્તારના નામવાળા, સદ્‌ભાગ્યની સંપદાના ધામતુલ્ય, એક વ્યવહારીના પુત્ર સાથે મારો વિવાહ કર્યો. તે પણ લક્ષ્મી સાથે વિશ્નુની જેમ મારી સાથે પરણ્યા. પવિત્ર અને પ્રેમી પતિના સંબંધથી હુ પણ શ્વશુરગૃહમાં ઉત્તમ ભોગો ભોગવતી રહેવા લાગી. હું બહુ પુણ્યના ઉદયથી જતો કાળ પણ જાણતી નહોતી. બ્હેન ! તમારી

પાસે ને સુખનું હું શું વર્ણન કરૂં ? જેણે દેખ્યું અને અનુભવ્યું હોય તેજ તે સુખ જાણી શકે તેમ છે. પોતે અનુભવેલું પોતાને મોઢે વર્ણવવું તે અનુચિત છે. આમ કેટલોક કાળ ગયો. મારા પતિનું રાજ્યમાન, તેમની કીર્તિ હમેશાં વધવા લાગ્યા. તે જોઈને તેમના ત્રણે મોટા બંધુઓ ઇર્ષ્યાવડે બળવા લાગ્યા. જેની તેની પાસે તે મારા પતિના અસત્ દોષો વર્ણવવા લાગ્યા. લોકો તો ઉલટાં તેમની પાસે મારા ભર્ત્તારના ગુણોનું વર્ણન કરીને તેમનું મોઢું બંધ કરવા લાગ્યા. આમ થવાથી તેઓ વધારે ને વધારે બળતરા કરવા લાગ્યા અને ઇર્ષ્યાથી સવિશેષ ખેદિત અંતઃકરણવાળા થઈ ગયા. અનુક્રમે મારા ભર્ત્તારને કલ્પનાથી અને ઈંગિત આકારથી આ સર્વેનાં માઠાં આચરણોની ખબર પડી, તેથી સજ્જનસ્વભાવથી તેઓ મને અને સર્વ લક્ષ્મીને ત્યજીને કોઈ દેશાંતરમાં ચાલ્યા ગયા.

મારા ભર્ત્તારના જવા પછી તરતજ તેમની સાથેજ તેમના પુણ્યથી બંધાઇ રહેલી લક્ષ્મી પણ ઘરેથી ચાલી ગઈ. જ્યારે તળાવમાં પાણી ખુટે ત્યારે તેમાંથી ઉગેલી કમલિની કેવી રીતે રહી શકે ? નજ રહી શકે ત્યારપછી થોડાજ દિવસમાં ઘર બધું એવું ધન વગરનું—લક્ષ્મી રહિત થઇ ગયું કે ઘરનાં મનુષ્યોને ઉદરપૂરણાર્થે અનાજ લાવવા જેટલી પણ શક્તિ રહી નહિ. આવી સ્થિતિ થવાથી અમારાં ઘરનાં માણુસોનો નિર્વાહ કરવા માટે મારા સસરા રાજગ્રહીથી નીકળ્યા. તે વખતે બે મારી સપત્ની ( શોક ) પણ હતી, એક રાજપુત્રી અને બીજી શ્રેષ્ઠીની પુત્રી. બહાર ગામ જતાં મારા શ્વશુરે તે બંનેને આજ્ઞા કરી કે—'અરે વહુઓ ! તમે તમારા પિતાને ઘેર જઓ; અમે હમણા પરદેશ જઇએ છીએ.' આ સાંભળીને તેઓ તો તેમના પિતાને ઘેર ગઇ 'ભર્ત્તાર વગર દુઃખી સ્થિતિવાળા

ઘરમાં કોણ રહે ?' ત્યાર પછી મારા સસરાએ મને પણ આજ્ઞા કરી કે-"તું પણ તારા પિતાને ઘેર જા." મેં કહ્યું કે-"હું મારા પિતાને ઘેર જઇશ નહિ; કેમકે પિયરમાં ક્ષણે ક્ષણે થતી શ્વશુર કુટુંબની નિંદા સાંભળવાને હું સમર્થ નથી, તેથી સુખમાં અથવા તો દુ:ખમાં જેવી તમારી ગતિ તેવીજ મારી પણ ગતિ થશે." આ પ્રમાણેનાં મારાં વચનો સાંભળીને આદરપૂર્વક મને સાથે રાખીને આખા કુટુંબ સહિત મારા સાસરા રાજગૃહીથી નીકળ્યા. ઘણા ગામ, પુર અને નગરમાં રખડતાં રખડતાં છેવટે અમે અત્રે આવ્યા. અહીં તમારા ભર્ત્તાર તળાવ ખોદાવવાનું કામ કરાવે છે, તેવી વાત સાંભળીને અમારો ઉદરનિર્વાહ કરવા માટે અમે બધા તે કામ કરવા રહ્યા. હવે અમે તળાવ ખોદીએ છીએ ને આજીવિકા ચલાવીએ છીએ. હે સખી ! નિર્ધન મનુષ્યોને પેટ ભરવા માટે શું શું કાર્યો કરવાં પડતાં નથી ? કહ્યું છે કે-'ગાંડા થઈ ગયેલા પુરૂષો શું શું બોલતા નથી, અને નિર્ધન મનુષ્યો શું શું કરતાં નથી ?' સાતે ભયમાં આજીવિકા ભય સર્વથી મ્હોટો અને દુસ્તર છે. સત્ય કહ્યું છે કે-'જીવતા પ્રાણીઓમાં તો રાહુજ એક શ્રેષ્ઠ છે, કે જેને મુશ્કેલીથી પૂર્ણ કરી શકાય તેવું ધિક્કારવા લાયક પેટ નથી. મુશ્કેલીથી પૂરી શકાય તેવા આ ઉદરને માટે માણસો કોને કોને પ્રાર્થતા નથી ? કોની કોની પાસે માથું નમાવતા નથી ? શું શું કરતાં નથી અને શું કરાવતાં નથી ?' આમાં કોઇનો પણ દોષ નથી, દોષ માત્ર પૂર્વ ભવમાં પ્રમાદવશ જીવે કરેલા કર્મના ઉદયનોજ છે અને તે ઉદયને નિવારવાને તો ત્રણ જગત્‌માં કોઈ પણ પ્રાણી શક્તિમાન્ નથી. મનુષ્યોમાં જેઓ અતિ બળવંત અને ડાહ્યા હોય તેઓએ નવાં કર્મ ન બાંધવાં અને પૂર્વે બાંધેલાં કર્મ ઉદયમાં આવે તો

ભોગવીને નિર્જરાવવા, બાકી તો કર્મરાજા જેમ નચાવે તેમ સંસારી જીવને નાચવું પડે છે."

આ પ્રમાણે પરસ્પર બંને સખીઓ વાર્તાલાપ કરે છે, તેવામાં પોતાની આકૃતિને ગોપવીને ધન્યકુમાર ત્યાં આવ્યા, એટલે તરતજ બને સખીઓ લજ્જા અને મર્યાદા સાચવીને ઉભી થઇ ગઈ અને યોગ્ય સ્થળે જરા દૂર ઉભી રહી. તે વખતે ધન્યકુમાર ગોભદ્ર શ્રેષ્ઠીની પુત્રી સુભદ્રા તરફ જરા ઠપકો આપતા હોય તેવી રીતે જોઇને બોલ્યા કે–'અરે ભામિની! પતિ વિના પ્રાણ કેમ ધારણ કરી શકે છે? કારણકે પાણી સૂકાઇ જાય ત્યારે કાળી જમીન પણ હજારો ટુકડાવાળી થઇ જાય છે.' તેણીએ કહ્યું–'રાજન્! જેવી રીતે સુકાઈ ગયેલો પુષ્પનો ઝુમખો પણ ડાળી સાથે બંધાઇ રહેલો હોય તો સ્થિર રહી શકે છે, તેવીજ રીતે આશારૂપી બંધનથી બંધાયેલ મારો આત્મા પણ મરણથી રક્ષિત રહી શક્યો છે. વળી જેવી રીતે સૂકાઇ ગયેલા કમળોમાં પણ ભ્રમર 'ફરીથી વસંત ઋતુ આવશે અને આ કમળો પલ્લવિત થશે.' એવી આશાથી વાસ કરીને રહે છે, તેવીજ રીતે હું પણ આશાથી જીવિતવ્ય ધારણ કરીને રહી છું.' તે સાંભળી ધન્યકુમાર બોલ્યા–"હે મુગ્ધે! શા માટે યૌવન નકામું ગુમાવે છે? મનુષ્ય જીવનનો સાર માત્ર યૌવન વયજ છે, અને તે તો તું નકામું ગુમાવી દે છે. કહ્યું છે કે–'હાથમાં રહેલ તાંબુલ ખાધા વગર ડાહ્યા માણસે કોઇ દિવસ સુકાઇ જવા દેવું નહિ!' વળી દૂર દેશાંતરમાં ગયેલ તારા પતિના પુન આગમનની આશા રાખવી તે પણ વૃથા છે. જો તું તેને વહાલી હોત તો તો તે કાંઈક સંકેતાદિક કરીને પણ તારી પાસે આવત; પણ તે તો કાંચળી મૂકી દઇને

જેવી રીતે સર્પ ચાલ્યો જાય, તેવી રીતે વૈરથી ઉદ્વિગ્ન થયેલો ઘર છોડીને ચાલ્યો ગયો હશે, તેથી તેની પાછા આવવાની આશા વ્યર્થ છે, તેથી વિકલ્પની–નકામા સંકલ્પોની જાળ છોડી દઈને મને પતિ તરીકે સ્વીકાર, આ જગત્માં દુર્લભ એવા ભોગો ભોગવ, ગયેલી ઉમર પાછી ફરીથી આવતી નથી, તેથી મને પતિ તરીકે સ્વીકારીને આ દુર્દશામાં પડેલી તારી કાયાનું રક્ષણ કર–ભોગો ભોગવી શરીરને તૃપ્ત કર.' આવાં વજ્રપાત તુલ્ય ધન્યકુમારનાં વચનો સાંભળીને ભયભ્રાંત થયેલી સુભદ્રાએ બે હાથોવડે કાનને ઢાંકી દીધા અને પછી બોલી કે–' અરે દુર્બુદ્ધિ ! શું તમે કુળવાન્ સ્ત્રીઓની રીતિ કોઈ પણ દિવસ સાંભળી નથી, કે જેથી આવું અધમ વચન બોલો છો ? કહ્યું છે કે—

गतियुगलकमेवोन्मत्तपुष्पोत्कराणां ।
हरशिरसि निवासः क्ष्मातले वा निपातः ॥
विमलकुलभवानामङ्गनानां शरीरं ।
पतिकरफरसो वा सेवते सप्तजिह्वः ॥ १ ॥

'ઉત્તમ એવા ધતુર પુષ્પોની બેજ ગતિ છે, કાં તો શિવના માથા ઉપર તે ચડે છે. અથવા તો ભોંય ઉપર પડીને તેનો વિનાશ થાય છે: આજ પ્રમાણે વિમળ એવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ સુંદરીઓના શરીરની પણ બેજ ગતિ થાય છે. કાં તો તેને પતિના શરીરનો સ્પર્શ થાય છે અથવા તો અગ્નિ તેનો નાશ કરે છે.'

સુકુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓનાં શરીરની ધતુરાના પુષ્પની માફક બેજ ગતિ છે. જેવી રીતે ધતુરનાં ફુલો કાં તો શિવજીના મસ્તકે ચડે છે, અગર તો ભૂમિ ઉપર પડી જાય છે. બીજા કોઈના ઉપયોગમાં તે પુષ્પો આવતા નથી. તેવીજ રીતે પતિવ્રતા

સ્રીઓનાં શરીરની પણ તેવીજ બે ગતિ થાય છે. કાં તો તેના પતિના હસ્તના સ્પર્શથી તે ભોગવાય છે, અથવા તો અગ્નિની જ્વાળાનો તે ભોગ થાય છે, પણ બીજી ગતિ થતી નથી. તેથી હે રાહુરૂપી ગ્રહથી ગ્રસાયેલ ! તુ નામથી તો ધન્ય એમ કહેવાય છે, પણ ગુણથી તો અધન્ય હોય તેમજ લાગે છે. ઘણા માણસોનો નાયક થઇને તું લોકવિરૂદ્ધ આવાં વાક્યો કેમ બોલે છે? મંગળગ્રહ પણ નામથી મંગળ છે, પણ વક્રગતિમાં આવ્યો હોય તો મનુષ્યને અમંગળનો કરનાર થાય છે, તેથી નામથી રાજી થવું તે નકામું છે—ખોટું છે. ગુણથી રાજી થવુ તેજ સાર્થક છે.' અરે ઠાકોર ! ખરેખર તું પરસ્રીસગમના અભિલાષથી આવા વૈભવ અને યશઃકીર્તિથી જરૂર ભ્રષ્ટ થઇશ, કારણકે સર્પના મસ્તક ઉપરનો મણિ .હણ કરવાનો અભિલાષ કરનાર કોણ સુખી થયો છે? મારા યલનો લોપ કરવા તો ઇંદ્રિ પણ શક્તિવાન્ નથી, તો તું કોણ માત્ર છે? વડવાનળ અગ્નિ બુઝવવા જ્યારે સમુદ્ર પણ શક્તિવાન્ થયો નહિ, તો પછી મોટો પર્વત શુ કરી શકનાર હતો ? તેથી નકામા કુવિચારો પડતા મૂકીને સુશીલપણાને—સજ્જનપણાનેજ આચર." જેવી રીતે પાપપકનો નાશ થવાથી ચેતનની અતિ વિશુદ્ધ દશા પ્રાપ્ત થતાં કૈવલ્યજ્ઞાનનીજ પ્રાપ્તિ થાય છે, તેવીજ રીતે તે સુભદ્રાનું અતિ વિશુદ્ધ ચારિત્ર દેખીને ધન્યકુમાર અતઃકરણમાં અતિશય આનંદ પામ્યા. ત્યારપછી અતિશય હર્ષિત થયેલા ધન્યકુમાર શાંત અને મધુર વાણીવડે સુભદ્રાને કહેવા લાગ્યા કે—' હે ભદ્રે ! હું પરસ્રીનો લોલુપી નથી, તેથી તારે મારી બીલકુલ ભીતિ રાખવી નહિ. આ સંવાદ માત્ર વચનદ્વારા તારા સત્ત્વની પરીક્ષા માટેજ કર્યો હતો, તેથી જે કાંઇ

લોકવિરૂદ્ધ અને તને દુઃખ લાગે તેવું મારાથી બોલાયું હોય તેની તારે ક્ષમા કરવી. તું ખરેખર ધન્ય છે, કારણ કે આવી અધમ સ્થિતિમાં પણ તું તારૂં શિયલવ્રત અખંડ રીતે રક્ષણ કરીને રહેલી છે. પરંતુ હું તને એક પ્રશ્ન પૂછું છું—'તું તારા ભર્ત્તારને કેવી રીતે ઓળખી શકીશ ? દૃષ્ટિવડે જોવા માત્રથી, અગર કોઇ સંકેતથી, અગર ખાનગીમાં કરેલ કોઇ વાર્ત્તાલાપથી, અગર તેના શરીર ઉપરના અગર અવયવ ઉપરના મસ, તિલક, આવર્ત વિગેરે લાંછનોથી, કેવી રીતે તું તારા ભર્ત્તારને ઓળખીશ ?' ધન્યકુમારનો આ પ્રશ્ન સાંભળી સુભદ્રા બોલી કે—' જે કોઇ મારા ઘરમાં બનેલા અને બીજાએ નહિ જાણેલા તેવા પૂર્વે અનુભવેલા સ્ફુટ સંકેતોને કહી શકે તેજ મારો પ્રાણનાથ—ભર્ત્તાર, તેમાં જરા પણ શંકા નથી.' તે સાંભળી ધન્યકુમાર બોલ્યા— 'ત્યારે મારી એક વાત સાંભળ. દક્ષિણ દિશામાં આવેલા પ્રતિષ્ઠાન નગરથી ધનસાર વ્યવહારીના પુત્ર ધન્યકુમારે પોતાના ત્રણે ભાઇઓએ કરેલા ક્લેશથી ઉદ્વિગ્ન મનવાળા થઇને દેશાંતર પ્રયાણ કર્યું, લક્ષ્મી ઉપાર્જન કરી, ખર્ચી અને તેમ કરતાં કરતાં રાજગૃહી નગરીએ તે આવ્યા, ત્યાં પ્રબળ પુણ્યના ઉદયથી ત્રણ કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું અને વાણિજ્યકળાની કુશળતાથી અનેક કોટી દ્રવ્ય ઉપાર્જન કર્યું. આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી શલ્ય સહિત, લક્ષ્મી રહિત, શોભા રહિત પોતાનાં બાંધવોને આવેલા દેખીને સૂર્યની જેમ નિર્વિકારી ચિત્તવાળા તેણે તે સર્વને લક્ષ્મીવાન્ કર્યા. ફરીથી પણ ત્યાં કુટુંબકળહ દેખીને ભગ્નચિત્તવાળા થઈ વરસાદ દેખીને કલહંસ જેમ માનસ સરોવરમાં કમળના સમૂહમાં ચાલ્યો જાય, તેમ તે કુમાર રાજગૃહી છોડીને

લક્ષ્મીથી ભરેલા આ નગરમાં આવ્યા. આ મારૂં કહેલું સત્ય કે નહિ ?" ત્યારે તેણી બહુ બુદ્ધિશાળી હોવાથી મૂળથીજ બધો વૃત્તાંત જાણીને તેણે તરતજ પોતના પતિને—ધન્યકુમારને ઓળખ્યા અને લજ્જાથી મૌન ધારણ કરીને નીચું મુખ કરી ઉભી રહી. 'પતિવ્રતા સ્ત્રીઓની લાંબા વિરહે પતિ મળતાં તેવીજ સ્થિતિ થાય છે.' સૌભાગ્યમંજરી પણ પોતાના પતિનો જન્મથી વૃત્તાંત સાંભળીને અને સુભદ્રા સાથેનો પોતાનો સપત્ની સંબંધ જાણીને ચિત્તમાં અતિશય ચમત્કાર પામી અને વિચારવા લાગી કે—"આજે મારો સંદેહ ભાંગ્યો, પરનારીસહોદર મારા પતિ આ સ્ત્રીને શા કારણથી દુધ દહીં વિગેરે ખાદ્ય પદાર્થો અપાવે છે? વળી તેની સાથે સખીપણું કરવાનો મને આદેશ શામાટે કરે છે? એવો મને સંદેહ થતો હતો, એ સર્વનુ કારણ આજે મેં બરોબર જાણ્યું. મોટા પુરૂષોને પોતાની સ્ત્રી ઉપર આવોજ પ્રેમ હોય છે અને તે બીલકુલ અયોગ્ય કે અયુક્ત નથી." ત્યાર પછી તે દંપતીએ દાસીઓ દ્વારા સુભદ્રાના જીર્ણ વસ્ત્રો અને ખોટા આભૂષણો દૂર મૂકાવી દીધા, સ્નાન મજ્જનાદિક કરાવ્યું; વિવિધ દેશ અને નગરથી આવેલા ઉંચી જાતિનાં ઉજ્વળ રેશમી વસ્ત્રો પહેરાવ્યાં, વિવિધ પ્રકારનાં મણિ સુવર્ણાદિકથી બનેલા અલંકારો પહેરાવ્યાં અને ઉંચા ભદ્રાસન ઉપર તેને બેસાડી તેના બેસવાથી સંપૂર્ણ ચંદ્રવડે રાત્રી શોભે તેમ તે ગૃહસ્વામીની શોભવા લાગી.

હવે ઘણો કાળ વ્યતિક્રમ્યો તોપણ સુભદ્રા પાછી આવી નહિ, તેથી ધનસાર પોતાની પત્ની સાથે વિચારવા લાગ્યો કે—"કોઇ દિવસ સુભદ્રા એક ક્ષણમાત્ર પણ ઘર બહાર રહેતી નથી કે કોઇ સ્થળે રોકાતી નથી, આજે શું કારણ બન્યું હશે કે તે

હજુ પણ પાછી આવી નથી ? ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ સ્ત્રીઓ પતિનું ઘર છોડીને બીજાને ઘેર એક ક્ષણમાત્ર પણ રહેતી નથી. વળી પૃથ્વી ઉપર જંગમ કલ્પવૃક્ષ તુલ્ય શ્રી ધન્યમહારાજ પ્રાણ જાય તોપણ ધર્મની નીતિને ઉલ્લંઘે તેવા નથી. સુવર્ણમાં શ્યામતા કોઈ દિવસ આવતીજ નથી. અથવા તો ધનવંત માણસોની મનોવૃત્તિ બહુ વિષમ હોય છે અને કામદેવની આજ્ઞા ઉલ્લંઘવી મુશ્કેલ છે. નિપુણ પુરૂષ પણ તે વખતે ગાંડો થઇ જાય છે, સજ્જન પણ દુર્જન થઇ જાય છે. કહ્યુ છે કે–'કામચંડાળ બહુ નિર્દય છે, તે પંડિતોને પણ અતિશય પીડા કરે છે.' વળી કદાપિ ધન્યરાજાની મતિ ભ્રષ્ટ થઈ હોય, તો પણ સુભદ્રા મહાસતી છે, તે કોઈ દિવસ શિયળવ્રત છોડે તેવી નથી, પણ આપણને શું ખબર પડે ? કદાચ બળાત્કારથી રોકી હોય અથવા તો બંનેની વૃત્તિ ખરાબ થઇ ગઇ હોય ! ખરેખર આ બાબતમાં વાયુએ ચળાવેલા ધ્વજાના છેડાની માફક કાંઇક પણ વિપરીત તો બન્યું લાગે છે ! " આ પ્રમાણે શંકારૂપી શંકુથી વીંધાયેલા અંતઃકરણવાળા તે શ્રેષ્ઠીએ જયેષ્ઠ પુત્રની વહુને કહ્યુ કે–"વત્સે ! તુ ધન્યરાજને ઘેર જઇને જોઇ આવ કે સુભદ્રા કોનાથી અંતરિત થઇને રોકાઇ ગઇ છે ?" ધનસારના આદેશથી ધનદત્તની પત્ની [1]દોણી હાથમાં લઇને ધન્યકુમારના ગૃહાંગણે ગઈ અને ત્યાં રહેલા મનુષ્યોને તેણીએ પૂછ્યુ કે–'અમારી દેરાણીને છાશ લેવા માટે અહીં મોકલી હતી, તે અહીં આવી છે કે નહિ ? " આ પ્રમાણે તેણીએ પ્રશ્ન પૂછયો, પણ ગુહ્ય વાત સંપૂર્ણ નહિ જાણનારા તેઓએ તો જવાબ આપ્યો કે– "અહો ! તેના તો મહાન્ ભાગ્યનો ઉદય થયો. અંદર જઇને

૧ છાશ લાવવાનું માટીનું ઠામ.

જો, તેણી તો ગૃહસ્વામીની થઇને અંતઃપુરમાં રહેલી છે." આ પ્રમાણે સાંભળીને ચિંતા, દુઃખ, ભય, વિસ્મય વિગેરેના મિશ્રણથી દુઃખિત અંતઃકરણવાળી તે પ્રથમ જવાની ટેવ હોવાથી મહેલની અંદર ગઇ. ત્યાં દૂરથીજ સુભદ્રાની અપૂર્વ સ્થિતિ જોઇને તે તરતજ પાછી વળી, અને પોતાના સ્થાનકે આવીને સર્વની આગળ જેવુ જોયું હતુ તેવું કહ્યુ. તે સાંભળી બધા ધનસારને ઠપકો દેવા લાગ્યા કે–"અરે ડોસા ! આમાં તારીજ ભૂલ છે ! કારણ કે દુધ, દહીંના લોભથી તું તેનેજ હમેશાં મોકલતો હતો. બીજી વહુઓ સ્વચ્છ પાણી જેવી છાશ લાવતી તેને તુ નિર્ભાગી અને મૂર્ખી ગણતો હતો, અને આ સુભદ્રાને પુન્યવંતી, ડાહી અને ભાગ્યશાળી ગણતો હતો, કારણ કે તે બહુ ઉત્તમ છાશ અને ખાદ્યપદાર્થો લાવતી હતી, પણ તેં એટલું ન વિચાર્યું કે એક મજુરની સ્ત્રીને અતિ આદરપૂર્વક દહીં, દુધ અને ઉત્તમ ખાદ્ય પદાર્થો શા કારણથી તે આપે છે ? તેની સાથે પૂર્વનો કાંઈ પરિચય નહોતો, કોઈ જાતનો સંબધ નહોતો, તેમજ બીજી કોઇ જાતનું તેની પાસે ખાસ કાર્ય કરાવવાનું નહોતુ. જો વૃદ્ધની અનુકંપાથીજ સર્વ વસ્તુઓ આપતા હોય તો પછી બધી વહુરૂઓને શા માટે ન આપે ? તેમ તો બન્યું નથી, તેણીનેજ તે સારૂં આપતા હતા; તેથી બુદ્ધિશાળી સૂક્ષ્મ દૃષ્ટિવાળાને તો તરતજ માલુમ પડે કે–'આમાં કાંઇ પણ ખાસ કારણ હોવુંજ જોઇએ.' આ પ્રમાણે પહેલેથીજ મનમાં વિચાર કરીને યથાયોગ્ય કર્યું હોત તો આવું વિપરીત કદિ પણ બનત નહિ. રૂપવાળી અને યૌવનયુક્ત સ્ત્રીઓને રાજકુળમાં બહુ જવું આવવું અયુક્તજ છે. તે વાત તો સર્વ માણસો સારી રીતે જાણે છે–'અતિ પરિચયથી અવજ્ઞાજ થાય છે.' તે લોકોક્તિ

પણ તેં ગણકારી નહિ, તેથી આ બાબતમાં તારીજ મૂર્ખાઈ છે."

પુત્રાદિક સર્વના આ પ્રમાણે ઠપકા સાંભળીને ધનસારને વજ્રનો ઘા પડ્યો હોય તેવું દુ:ખ થયુ અને તે નિશ્ચેષ્ટ થઇને ભૂમિ ઉપર પડ્યો. કેટલોક કાળ ગયા પછી ચેતના આવી, ત્યારે નિઃશ્વાસ મૂકતા અને માથું ધુણાવતો તે બોલ્યો કે—"અરે દૈવ ! શિળના નાશવડે આ સુભદ્રાએ અમારા નિષ્કલંકિત વંશને કલંકિત કર્યો ! એક તો પરદેશમાં પરિભ્રમણ અને બીજી નિર્ધનતા તેથી અહી આપણી વાત કોઈ પણ સાંભળશે નહિ ત્રીજુ દાઝયા ઉપર ડામ અને ક્ષત ઉપર ક્ષારની જેમ લોકોની નિંદા, આ ત્રણે અગ્નિ કેવી રીતે સહન થશે? દારિદ્રયાદિકનુ દુઃખ મને તેવી પીડા કરતું નથી, કે જેવી પીડા આ દુષ્ટ ચારિત્રવાળી પુત્રવધૂનુ માઠું કૃત્ય કરે છે? તે આવી દુશ્ચારિત્રી હશે તેવુ મેં કદિ સ્વપ્નમાં પણ જાણ્યું નથી અરે ! તેણે કેવું માઠું કામ કર્યું ? અરે ! મારી આ વૃદ્ધાવસ્થામાં મારા ધોળામાં તેણે ધૂળ નાંખી ! " આ પ્રમાણે વૃદ્ધ ધનસાર વિલાપ કરતા હતા, ત્યારે મોટી વહુ ઇર્ષ્યાથી બોલવા લાગી કે—"આ તો તમારી બહુ ડાહી, ભાગ્યશાળી, વિનયવાળી પુત્રવધૂ છે કે જેનાં તમે હમેશાં વખાણ કરતા હતા અને બીજી સર્વેની નિંદા કરીને તમારી જીભ સૂકાઈ જતી હતી, પણ હવે તેણે તેનું ડહાપણ, ભાગ્યશાળીપણું વિગેરે બધું સ્પષ્ટ બતાવી દીધું ! ! પોતાના આત્માને તેણે તો સુખેથી વિલાસો ભોગવતો કર્યો ! હવે એમાં શોક શો કરવો ? અમે તો મૂર્ખી, ભાગ્યહીન, નિગુંણી છીએ, અમને એવું કરતાં આવડ્યુંજ નહિ; તેથી દુઃખે દુઃખે પેટ ભરતાં અહીં ઘરમાંને ઘરમાંજ પડ્યા રહીએ છીએ. તે બહુ ગુણવાળી અને ચતુર ખરી કે રાજપત્ની

થઇને રાજભવનમાં બેઠી!" આ પ્રમાણે ક્ષત ઉપર ક્ષારની જેવાં વહુરૂઓનાં વચનો સાંભળીને બળતા અંતઃકરણવાળા ધનસારને શું કરવું તેની સુઝ પડી નહિ, અને તે વિચારવા લાગ્યો— "હવે હું કયાં જાઉં? કોને પૂછું? શું કરૂં? કોનું ભજન કરૂં? કોને પૂજું? નિર્ધન એવા મારો પક્ષ પણ કોણ કરશે?" આ પ્રમાણે દિઙ્મૂઢ બની જઇને શૂન્ય ચિત્તવાળો તે બેઠો હતો, તેવામાં તેના હૃદયમાં એક વિચાર ઉત્પન્ન થયો કે—"અહીં મારો પક્ષ કરે તેવો મારો સંબંધી તો કોઇ પણ નથી, પણ મારી જ્ઞાતિવાળા વ્યવહારીઆઓ અહી ઘણા વસે છે, તેમની પાસે જઇ તેમને બધી વાત કરૂં. તેઓ સ્વજાતિના અભિમાનથી મારો પક્ષ જરૂર કરશે, કારણ કે તિર્યંચો પણ પોતાની જાતિનો પક્ષપાત કરે છે." આ પ્રમાણે વિચાર કરીને દૈવથી બળેલ તે ધનસાર કૌશાંબી નગરીમાં જે સ્થળે મોટા વ્યવહારીઆઓની દુકાનો હતી તેવા ચતુષ્પથમાં ગયો, અને ત્યાં રહેલા વ્યાપારીઓ પાસે અતિશય દીનતા દેખાડીને જે પોતાનો વૃત્તાંત બન્યો હતો તે અને પોતાના દુઃખની સર્વ હકીકત કહી સંભળાવી. આ પ્રમાણેની ધનસારે કહેલી હકીકત સાંભળીને મોટા વ્યાપારીઓએ કહ્યું કે—"આ વાત તો તદ્દન અસંભવનીય—ન બને તેવીજ છે, કારણ કે આ ધન્યરાજાએ કોઇ પણ વખત અન્યાય કર્યો હોય તેવું સાંભળ્યુ નથી, વળી બાળ ગોપાળ સર્વેમાં ધન્યરાજાનું 'પરનારીસહોદર' આવું બિરૂદ સુપ્રસિદ્ધ છે, તેથી તે આવું કરે તે કેવી રીતે સંભાવ્ય ગણાય?" વળી બીજા વ્યાપારીઓએ પ્રીતિ દેખાડવાને ધનસારને તે વાત પૂછી. તેણે ફરીથી પણ તેજ વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યાર પછી તે વ્યવહારીઆઓ અંદર

અંદર વિચાર કરવા લાગ્યા કે—"આ ડોસો ખોટું બોલતો હોય તેમ દેખાતું નથી, કારણ કે આ વૃદ્ધ અંતરંગના દુઃખની જ્વાળાથી તપેલો બોલે છે, તેથી તે જે બોલે છે તે સત્ય હોય તેમ જણાય છે. આ વૃદ્ધ ત્રણ દુઃખથી દુઃખિત થયેલો જણાય છે, નહિ તો આવું રાજ્યવિરૂદ્ધ અસત્ય ચતુષ્પથમાં જાહેર રસ્તા ઉપર બોલવાની હિંમત કોણ કરે ? અંતરનાં દાહ વગર આ પ્રમાણે બોલી શકાયજ નહિ, તેથી આ ડોસો સાચો છે તેમ તો લાગે છે." આ પ્રમાણે વિચાર થવાથી તે સર્વે વ્યવહારીઆઓને શુ કરવું તેની કાંઈ સમજણ પડી નહિ. તેથી તેઓ ધનસારને કહેવા લાગ્યા કે—"અરે ડોસા ! અમે આમાં શું કરી શકીએ ? જો બીજા કોઈની વાત હોત તો તો રાજ્યના અધિકારીઓ પાસે જઇને કહેત, પણ આ વાત જો રાજ્યના અધિકારીઓ પાસે જઇને કહીએ તો તેઓ પણ માને નહિ, તેઓ સામો ઉપાલભ આપે કે—'શું તમારી બુદ્ધિ નાશ પામી ગઈ છે કે આવું બોલો છો ?' તેથી આ તો મહાન્ આપદા આવી પડેલી છે. અમે તમારૂં દુઃખ સાંભળવાને પણ શક્તિમાન્ નથી, તેથી અમે તો એમ વિચારીએ છીએ કે જે થવાનું હોય તે ભલે થાઓ, તે ખોટી નીતિ આચરે તેવા નથી; પરંતુ અમને વિચાર થાય છે કે આજે તેણે એક રાંકની સ્ત્રીને રોકી રાખી, કાલે વળી બીજાની રોકી રાખે તો શું થાય ? જો કોઇ દુષ્ટ રાજા હોય તો તે પ્રજાની ધનાદિક વસ્તુઓ લઇ જાય છે, પણ કોઇની સ્ત્રીને લઈ જતાં નથી. આવી મહા અનીતિ જો તે કરે તો પછી તેના ગામમાં કોણ રહેશે ?" આ પ્રમાણે વિચાર કરીને સર્વે એકઠા થઈ નિર્ણય કરીને ધન્યકુમારને ઘેર ગયા, અને ધન્યકુમારને પ્રણામાદિ કરીને યથાસ્થાને

સર્વે બેઠા. તે બધા ભયથી કંપતા હતા. આખરે ઘણા વખત સુધી વિચાર કર્યા પછી તેઓ બોલ્યા કે—"સ્વામિન્! જેવી રીતે સૂર્યોદય થયો હોય ત્યારે અધકારનો પ્રસાર રહેતો નથી અને કદિ રહેશે પણ નહિ, મોટા સમુદ્રમાંથી કોઇ વખત ધૂળ ઉડતી દેખાતી નથી અને દેખાશે પણ નહિ, ચંદ્રમા કોઇ દિવસ ઉષ્ણતા કરનાર થયો નથી અને કોઈ વખત થશે પણ નહિ, તેવીજ રીતે તમારામાં કોઈ દિવસ પણ અમે અનીતિ જોઈ નથી અને જોવાશે પણ નહિ એવી અમને આબાળ વૃદ્ધ સર્વને પ્રતીતિ છે. કદાચ કોઇ વખત સૂર્ય પશ્ચિમમાં ઉગે, ધ્રુવનો તારો યુગાંતે પ્રેરેલા પવનથી કદાચ અધ્રુવ થાય, અચળ એવો મેરૂ પણ કદાચિત્ પવનની જેમ ચળાયમાન થાય, કદાચ સમુદ્ર પણ મારવાડની જેમ નિર્જળ થઇ જાય, હમેશાં ચળિત એવો વાયુ પણ કદાચ સ્થિર થઇ જાય, કદાચ પૃથ્વી ઉપર અગ્નિ પણ ઉષ્ણતા ગુણ છોડી બરફની જેવો શીતળ થઇ જાય, તો પણ આપ આયુષ્માન્ મહારાજા લોભના વિક્ષોભથી પણ ચળાયમાન થાઓજ નહિ એવો અમને સર્વને તમારે માટે દ્રઢ નિશ્ચય—વિશ્વાસ છે. આમ છતાં પણ આ ધનસાર આજ સવારે આ પ્રમાણે અમારી પાસે પોકાર કરતો આવ્યો કે—'મારી પુત્રવધૂને રાજાએ રોકી છે.' આ તેની વાણી સાંભળીને અમે કોઈએ પણ તે માની નથી, પરંતુ દુઃખાર્ત એવા આ વૃદ્ધ પુરૂષનું દુઃખ જોઇને અમને સર્વને ક્ષોભ થયો કે અમારા સ્વામી કલ્પાંતે પણ આવું કરેજ નહિ, પણ આપના કોઇ સેવક પુરૂષે આપના જાણતાં વગર તો અજાણતાંજ આ ધનસારની પુત્રવધૂને રોકી રાખી હશે; તેથી હે સ્વામિન્! ધનસારના આગ્રહથી અમે આ બાબતની તપાસ કરવાની આપને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

તેને શા અપરાધથી રોકવામાં આવી છે તે કોઈ જાણતું નથી. આ વૃદ્ધ ગરીબની પુત્રવધૂનો જો કાંઈ અપરાધ થયો હોય તો પણ તેને ક્ષમા આપીને આ મહાજનની શોભા આપ વધારો અને તેની પુત્રવધૂને આપ છોડી મૂકો. આ બાબતમાં આપને બહુ વિજ્ઞાપના શું કરીએ? સ્વામિન્! આપજ યુક્ત અને અયુક્તના વિચારોમાં કુશળ છો. આપની પાસે અમારી બુદ્ધિ કઇ ગણત્રીમાં છે? તેથી સો વાતની એકજ વાત કહીએ છીએ કે મહેરબાની કરીને–કૃપા કરીને–દયા લાવીને આ ડોસાની પુત્રવધૂને આપ પાછી આપો."

આ પ્રમાણે મહાજનના સમૂહની વાત સાંભળીને જરા સ્મિત કરીને તે સાંભળ્યું ન સાંભળ્યું તેમ કરીને બીજા તરફ નજર ફેરવી બીજાની સાથે વાતો કરતાં અન્યોક્તિ દ્વારા તિરસ્કાર સૂચવનાર અને ગર્ભિત ક્રોધયુક્ત વાક્યો દ્વારા ધન્યકુમાર કહેવા લાગ્યા કે–"અરે ભાઇ! હમણા આ નગરમાં ઘણા માણસો બહુ વાચાળ–દોઢડાહ્યા થઇ ગયા છે. સત્યાસત્યની વાત સમજ્યા વિના વાણીવડે પારકાના ઘરની વાતો કરીને તૃપ્તિ પામનારા જેમ તેમ વચનો બોલે છે. પણ દુર્જનોનો એવો સ્વભાવજ છે. કહ્યું છે કે–'દુર્જનો પોતાના મોટા મોટા ગુફા જેવા છિદ્રો પણ જોઇ શકતા નથી, અને એક નાના રેખા જેવડા પણ પરના છિદ્રોને જુએ છે.' પણ તે સર્વને હું જાણું છું–ઓળખું છું. હમણાં તેવાં સર્વને શિક્ષા કરવાને હું ઉદ્યુક્ત થયો છું. વધારે શું કહું? આમ કરવાથી સારૂંજ થશે! પણ આમાં તેમનો દોષ નથી, મારોજ દોષ છે, કારણ કે મેં નગરજનોને આવી વાતો કરતાં સાંભળ્યાં છતાં પણ આંખ આડા કાન કરીને મુક્ત રાખ્યા છે, તેથીજ તેઓ અતિશય ઉન્મત્ત થઇ ગયા છે. હવે થોડાજ દિવસમાં આ સર્વ ઉન્મત્ત

થઇ ગયેલાઓને હું સરલ—સીધા કરી દઇશ.'' આ પ્રમાણે તિરસ્કારયુક્ત ગર્ભિત વાણી સાંભળીને ઈંગિત આકારથી આ બાબત ધન્યકુમારને 'અરૂચિકર' છે તેમ જાણીને તે સર્વે ભયભીત થયા અને ખુશામતનાં વચનો બોલીને તે સર્વે ધીમે ધીમે ઉઠીને રાજ્યદ્વારની બહાર નીકળી ગયા. ધનસાર પણ તેમની સાથે બહાર આવ્યો, અને તેઓના અગ્રેસરોને કહેવા લાગ્યો કે—"તમે સર્વે તો ઉઠી ઉઠીને તમારા ઘર તરફ ચાલવા માંડ્યા, પણ હવે મારા કામની શુ દશા થશે ?" તે વખતે તે બધા ધનસાર તરફ ક્રોધપૂર્વક જોઇને ઉત્તર દેવા લાગ્યા કે—"અરે ઘરડા ! અરે મૂર્ખ ! પહેલાં તેજ સ્વયમેવ તારૂ કાર્ય બગાડ્યુ, અને હવે અમારી પાસે શુ પોકાર કરવા આવ્યો છો ? જેવું તે કામ કર્યું તેવું કાર્ય કોઇ મૂર્ખ પણ કરે નહિ; કારણ કે હમેશાં તેં તારી રૂપવંતી, યૌવનવતી પુત્રવધૂને છાશ લાવવા માટે રાજ્યદરબારમાં મોકલી. મોટા કામ વિના વ્યાપારી પુરૂષને પણ રાજ્યદ્વારે જવું યોગ્ય નથી, સ્ત્રીને તો રાજ્યદ્વારે સર્વથા જવુ અયુક્તજ છે, તે શું તુ નહોતો જાણતો ? અરે બુઢ્ઢા ! તને એટલો પણ વિચાર ન થયો કે જ્યારે બીજી વહુ જાય છે ત્યારે વિશેષ જળવાળી છાશ લાવે છે, અને જ્યારે આ વહુ જાય છે ત્યારે જાડી છાશ, દુધ, મિષ્ટાન્ન વિગેરે લાવે છે, તો આ પ્રમાણેનો ભેદ થવામાં કાંઇ પણ કારણ હોવું જોઇએ ? આની સાથે તેને કોઈ પણ જાતનો સંબધ નથી, પ્રથમનો કોઈ જાતનો પરિચય નથી, છતાં શા કારણથી આ વહુને તે સારી છાશ આપતા હશે ? પાકેલ આમ્રવૃક્ષ શુ રક્ષક વિના કોઈ દિવસ અખંડિત રહી શકે ખરૂં ? ધર્મશાસ્ત્રમાં પણ કહ્યું છે કે—' ઉંદરને બીલાડીની દૃષ્ટિથી દૂર રાખવો, તેવીજ

રીતે કુળવંતી યુવાન્ સ્ત્રીઓને યુવાન્ પુરૂષોની દષ્ટિથી દૂર રાખવી. જો તે તેની પાસે આવ-જાવ કરે તો ઘણું ખરૂં તેમાં વિઘ્ન આવવાનો સંભવ રહે છે, તેથી તેની દષ્ટિથીજ તે સ્ત્રીઓને દૂર રાખવી. જેવી રીતે સુંદર રૂપવાન્ બાળકોને હલકી દષ્ટિવાળી શાકિની ગણાતી સ્ત્રીઓ પાસે ખેલાવવામાં આવતા નથી, તેવીજ રીતે રૂપવંતી સ્ત્રીઓનું યુવાન્ પુરૂષો પાસે ગમનાગમન પ્રાયે દુઃખ માટેજ થાય છે.' આ વાતોનો તે તે વખતે તો વિચારજ કર્યો નહિ. હવે અમારી પાસે શુ જોઇને પોકાર કરે છે? 'સાઠે બુદ્ધિ નાઠી' (સાઠ વરસની ઉમરે બુદ્ધિનો નાશ થઈ જાય છે) એવી જે લોકોક્તિ છે તે તેં સાચી કરી દેખાડી. શું તારે માટે અમે પણ સંકટમાં પડીએ? તો પણ જે અમારાથી થઇ શકે તેવું હતું તે તો અમે કર્યું. રાજાએ તે વાત સ્વિકારી નહિ, તેમાં અમે શું કરીએ? આમાં તારા કર્મનોજ દોષ છે; તેથી હવે અમે કાંઇ જાણતા નથી, તને ધ્યાન પહોંચે-ઠીક લાગે તેમ કર." આમ કહીને તે સર્વે પોતપોતાને ઘરે ગયા. પારકાને માટે પોતાને માથે કોણ ક્લેશ વહોરે?

હવે તેમના ગયા પછી ધનસાર પણ પાછો વળ્યો અને વિચારવા લાગ્યો કે-" હવે જે થવાનુ હોય તે થાઓ. એક વખત ધન્યરાજા પાસે જઈને હુંજ પોકાર કરૂં. અંતરમાં રહેલાં આંસુઓ બહાર કાઢું, તે કદાચ રોષે ભરાશે તો મને શું કરશે? તે મને મારવા ઈચ્છે તો ભલે મારી નાખે, પ્રાયે મરી ગયેલ જેવો હું થઇ ગયેલોજ છું, હવે જીવવાથી મારે શું વિશેષ છે?" આ પ્રમાણે વિચાર કરીને તે પોતેજ રાજગ્રહમાં ગયો અને ગોખમાં બેઠેલા ધન્યકુમાર પાસે જઇને મોટે સ્વરે કહેવા લાગ્યો કે-" હે મહા

ભાગ્યશાળી ! હે રાજન્ ! મારી પુત્રવધૂને છોડી દો. મારી પુત્રવધૂને તમે શા કારણથી રોકી રાખી છે ? આપ આવા સમર્થ છો, છતાં અમારી જેવા રાંકને શામાટે પીડો છો ?" આ પ્રમાણે ભયની દરકાર કર્યા વગર નિઃશંકપણે તે પોતાની પુત્રવધૂને યાચે છે, તેવામાં ધન્યકુમાર ભ્રકુટીની સંજ્ઞાથી સિપાઈને કહેવા લાગ્યા કે-"આ શુ માગે છે ? તે જે કાંઇ માગે તે ઘરમાં લઇ જઇને તેને આપો." તે સાંભળી સેવકો બોલ્યા-"અરે વૃદ્ધ પુરૂષ ! ઘરમાં ચાલો અમે તમને તમારી પુત્રવધૂ ત્યાં આપશુ." આ પ્રમાણે કહીને ધનસારને ઘરની અંદર લઇ ગયા, ધન્યકુમાર પણ પછવાડે તરતજ ઘરમાં આવ્યા, અને એકદમ પિતાને નમસ્કાર કર્યો. નમસ્કાર કરીને મસ્તક ઉપર હાથ જોડીને બોલ્યા કે-"આપ પૂજ્ય પિતાશ્રીએ બાળકના ચપળતારૂપ અવગુણોની ક્ષમા કરવી." આ પ્રમાણેની અમૃતતુલ્ય ધન્યકુમારની વાણી સાંભળીને પુત્ર દર્શનથી અકલ્પિત એવો મનોરથ અચાનક ફળવાથી, આનંદના ઉભરાથી જાણે કે દબાઈ ગયો હોય તેવો ધનસાર આનંદથી પૂર્ણ દેખાવા લાગ્યો. આ વાત સત્ય કહી છે કે-'સમુદ્ર પૂર્ણચંદ્રના દર્શનથી કેમ ઉભરાઇ ન જાય ? ઉભરાયજ.' ત્યાર પછી બહુમાન અને ભક્તિપૂર્વક સર્વ દુઃખથી રહિત થયેલા પોતાના પિતાને ઘરની અંદર લઇ જઈને ત્યાં તેમને બેસાડીને મનમાં ગૂઢ અભિપ્રાયને ધારણ કરતાં ધન્યકુમાર ફરીથી પાછા આવીને ગોખમાં બેઠા, અને આમ તેમ જોવા લાગ્યા. તેટલામાં દુઃખના કલેશથી ત્રસ્ત થયેલી અને થાકી ગયેલી પોતાની માતાને પતિને શોધવા માટે આવતી ધન્યકુમારે દેખી. તે રાજ્યદ્વાર પાસે આવી અને ધન્યકુમારને ગોખમાં બેઠેલા દેખીને વિષાદપૂર્વક મનમાં તે બોલવા

લાગી કે—' અરે ક્રૂર કર્મના કરનાર ! જો પવિત્ર આચારવાળી મારી પુત્રવધૂને તું છોડી દેતો નથી, તો જા, તેની સાથે તું પણ દૂર ખાડામાં જઇને પડ. રૂષ્ટમાન કે તુષ્ટમાન થયેલો તું શું કરવાનો હતો ? પણ મારા વૃદ્ધ ઉમરના પતિને તો પાછો આપ. તે સ્ત્રીની પછવાડે તો ધૂળ ખાઈને તુ પણ મરણ પામજે. જેણે કુળની લાજ મૂકી તે પુત્રવધૂનું મારે કાંઇ કામ નથી. તમારૂં કરેલુ પાપ તમેજ ભોગવશો.' આ પ્રમાણે વિષાદપૂર્વક ધન્યકુમાર તરફ જોતી તેની મા મનમાં બોલવા લાગી, તે વખતે ધન્યકુમારે પહેલાંની માફક સેવકોને હુકમ કરીને તેને ઘરમાં બોલાવરાવી અને પછવાડેથી પોતે જઇને માતાના ચરણયુગલને પ્રણામ કરીને પોતાની ઓળખાણ આપી. તેણી પણ પોતાના પુત્ર ધન્યકુમારને ઓળખીને અંતઃકરણમાં અતિશય આનંદ પામી ધન્યકુમારે બહુમાનપૂર્વક તેના અંગ અને વસ્ત્રાદિકની શુદ્ધિ કરાવી, તેની સારી રીતે ભક્તિ કરીને ઘરમાં રાખી

વળી પાછા ફરીથી ધન્યકુમાર ગોખમાં જઇને બેઠા. તે વખતે ત્રણે ભાઇઓ માબાપની તપાસ કરવા અને શુદ્ધિ મેળવવા ત્યાં આવ્યા. આયુષ્માન્ ધન્યકુમારે આમતેમ ભટકતા તેને જોઇને સેવકોદ્વારા આવાસમાં બોલાવરાવ્યા અને પોતે પણ તેમની પાસે જઇને નમસ્કાર કર્યા. ત્યાર પછી વસ્ત્ર, આભરણ અને તાંબુળાદિકથી તેમનો સત્કાર કરીને સદ્ગુણને શરીરની અંદર દાખલ કરે તેવી રીતે ગૃહનાં અંદરના ભાગમાં તેમને ધન્યકુમાર લઇ ગયા અને આનંદિત કર્યા. ત્યાર પછી કેટલોક સમય વીત્યો એટલે તે ત્રણે ભાઈઓની વહુરૂઓ સાસુ, સસરા તથા પોતાના ભર્તારની તપાસ કરવા આવી અને ધન્યકુમારે દૂરથી તેમને

આવતી દીઠી. તેને જોઇને ધન્યકુમારે વિચાર કર્યો કે-"આ ત્રણેએ અતિ શુદ્ધ અને પવિત્ર એવી મારી પત્નીને ખોટાં દૂષણો આપી નિંદા કરી તેને હેરાન કરી છે, ઘણાં માઠાં વચનો સંભળાવ્યા છે, અને તેની હેલણા કરીને હલકી પાડી છે, તેથી એને થોડીક શિક્ષા કરૂં તો ઠીક." આમ વિચાર કરી ભ્રકુટીની સંજ્ઞાવડે દ્વારમાં ઉભેલા સિપાઈઓને હુકમ કર્યો, અને રાજ્યદ્વારમાં પેસતી તેણીઓને અટકાવી. પર્વતોએ અટકાવેલું નદીનું પાણી જેમ ચારે તરફ છુટું થઇને વિખરાઇ જાય છે તેવી રીતે તે સ્ત્રીઓ પણ રાજ્યદ્વારની બહાર રહીને આમતેમ ભટકવા લાગી. આ પ્રમાણે તેઓ આખો દિવસ ભટક્યા કરી, પણ રાજ્યદ્વારમાં તેઓનાથી પ્રવેશ થઈ શક્યો નહિ ધન્યકુમાર પણ દૂરથીજ તેમને જોતાં દરવાજો સંભાળનારા સિપાઈઓને તેને નહિ પ્રવેશ કરવા દેવાની સંજ્ઞા કરીને આવાસની અંદરના ભાગમાં ગયા.

સાંજ થઇ ત્યારે નિરાશ થઇને દુ:ખી થયેલી તેઓ શોકાર્ત થઇ વિષાદ પામીને પોતાની ઝુંપડીએ જઇ વિલાપ કરવા લાગી કે-"હે પૃથ્વીમાતા! અમારો નાશ થાય તે માટે તું અમને જગ્યા આપ, આ જગ્યામાં દુ:ખદાવાનળથી વિવશ થયેલી અમે તે ખાડામાં પડીને મરણ પામીએ. હવે અમારો અબળાનો કોઈ પણ આધાર નથી કે જેના આશ્રયે રહીને અમે જીવીએ." આ પ્રમાણે વિલાપ કરતી આમ તેમ પડતી આખડતી અનેક માઠા વિકલ્પોથી પોતાનાં અંત:કરણને કલુષિત કરતી અતિ દુ:ખીની એવી તેણીઓએ તે રાત્રી સેંકડો રાત્રીની જેમ કષ્ટથી પસાર કરી. કોઇ રીતે સવાર થતાં તે પરસ્પર વિચાર કરવા લાગી કે-"હવે આપણે કુળની લાજ છોડીને કૌશાંબીના રાજા પાસે તેની સભામાં

જઇને પોકાર કરીએ, કારણકે દુર્બળ અને અનાથ સર્વેનું આ-શ્રયસ્થાન રાજા છે." આ પ્રમાણે વિચાર કરી લજ્જાને છોડી દઇને શતાનિક રાજાની સભામાં તે ત્રણે ગઇ, કારણકે મોટી આપત્તિમાં ધીરજ કેવી રીતે રહે ? કોઈને પણ રહેજ નહિ. આ પ્રમાણે સભામાં આવેલી અને પોકાર કરતી સ્ત્રીઓને રાજાએ દીઠી, તેથી ભ્રકુટીની સંજ્ઞાવડે તેણે સભાજનોને પૂછ્યું કે–"આ સ્ત્રીઓ શા દુ:ખથી પોકાર કરે છે ? તેમનું દુ:ખ તેને પૂછીને તેનું રહસ્ય નિવેદન કરો." રાજાની આજ્ઞા થવાથી સભાજનો તેની પાસે જઇને તેમને પૂછવા લાગ્યા કે–"તમારે શુ દુ:ખ છે? તમારે કાંઇ મોટું દુ:ખ હોવુ જોઇએ, નહિ તો ભર્ત્તારવાળી (સધવા) સ્ત્રીઓ રાજ્ય-દ્વારે કોઇ દિવસ આવતી નથી, તમારા ભર્ત્તાર તો જીવતા છે, છતાં તમને તેવુ શુ મોટુ દુ:ખ આવી પડ્યું છે, કે જેથી તમારે અત્રે આવવું પડ્યુ ? તમારૂ જે કાંઇ દુ:ખ હોય તે વિસ્તારથી અમને જણાવો. તમારાં દુ:ખની હકીકત સાંભળીને અમે તે વાત રાજાજીને સભળાવશુ અને તેઓ તમારા દુ:ખનું સ્ફોટન કરશે. અમારા સ્વામી પરદુ:ખભંજન છે અને તેવા કાર્યમાં રસિક છે, તેની આગળ તમારાં દુ:ખ કહેવાશે એટલે તરતજ તે તમારા દુ:ખનો નાશ કરાવશે." સભ્યજનોનાં આવાં શબ્દો સાંભળીને તેઓ બોલી કે–"અરે સ્વામિન્ ! અમે પરદેશી છીએ. પહેલાં અમારા ઘરમાં અતુલ–અખંડ સુખ હતું, પણ દૈવે અમારી આવી માઠી સ્થિતિ કરી નાખી, અમે દુ:ખમાં આવી પડ્યા, કારણ કે કર્મની ગતિ અકથ્ય છે. કહ્યુ છે કે—

अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति, यानि पुमान्नैव चिन्तयति ॥

'અઘટિત ઘટનાઓને વિધિ ઘટાવે છે અને સુઘટિત ઘટનાઓનો નાશ કરે છે. વળી જે 'ઘટનાઓનો માણસ વિચાર પણ કરી શકતો નથી તેવી ઘટનાઓ વિધિ બનાવી કાઢે છે.'

"અમારા સસરા અમારે ઘેરથી આઠ માણસો સહિત નીકળ્યા હતા. ગ્રામે ગ્રામે ભટકતાં તમારા નગરની ખ્યાતિ સાંભળી કે--'વત્સદેશના રાજા પ્રજાને પુત્રની જેમ પાળે છે. વળી જેઓ નિર્ધન હોય તેઓને આજીવિકાનાં ઘણાં સાધનો ત્યાં મળે છે. દૂર દેશથી આવેલા માણસો પણ ત્યાં સુખેથી આજીવિકા ચલાવી શકે છે. વળી તે દેશમાં અતિશય સુકાળ સદા વર્તે છે.' આ પ્રમાણે લોકોના મુખથી વાતો સાંભળીને અમારા સાસરા આખા કુટુંબ સહિત અત્રે આવ્યા. જેવી લોકોમાં વાતો સાંભળી હતી તે કરતાં પણ વધારે શ્રેષ્ઠ આ નગર જોયુ. અમારા સાસરાએ અત્રે આવ્યા પછી કોઇ સજ્જનને પૂછ્યુ કે--'અરે ભાગ્યશાળી! આ દેશમાં અમારી જેવા નિર્ધનોના જીવનનિર્વાહનો કોઇ ઉપાય છે?' તેણે જવાબ આપ્યો કે--'આ પાસેના નગરના સ્વામી ધન્યરાજા સરોવર ખોદાવે છે, ત્યાં જઇને સરોવર ખોદવાનુ કામ કરો, તેનાથી તમારી સુખે સુખે આજીવિકા ચાલશે.' આમ સાંભળીને ત્યાં જઈ અમે તળાવ ખોદવાવડે અમારી ઉદરપૂર્તિ કરવા લાગ્યા. એક દિવસે ધન્યરાજા તે સરોવર--તળાવ જોવાને પંડે આવ્યા." ત્યાર પછી હમેશાં છાશ લેવા જવાનો વિગેરે સર્વ વૃત્તાંત વિસ્તારપૂર્વક તેઓએ કહી સંભળાવ્યો. સભાજનોએ તે બધી હકીકત જેવી સાંભળી તેવી રાજા પાસે નિવેદન કરી. રાજા પણ આવી અસંભવિત વાતો સાંભળીને વિસ્મયતાપૂર્વક હજુ તો ચિત્તમાં વિચાર કરતા હતા, તેવામાં તે સ્ત્રીઓ ફરીવાર બોલવા લાગી કે--" હે

મહારાજ! હે પરદુઃખભંજક! હે કરૂણાનિધિ! સેવક જનો ઉપર વાત્સલ્યભાવરૂપી અમૃતના કુંપાઓ ઢોળનારા આપજ અમારા વિયોગાગ્નિથી બળેલા મનરૂપી ઉદ્યાનને શાંત કરવાને શક્તિવાન્ છો. શું તે ધન્યકુમારે અમારી દેરાણીના મોહથી અમારા સાસરા વિગેરે પાંચે જણાને મૃત્યુ પમાડ્યા હશે? અગર તે દુર્બુદ્ધિવાળાએ જીવતાંજ શું તેઓને કારાગ્રહમાં પૂરી દીધા હશે? હે દીનોદ્ધાર કુશળ! તે સર્વની આપ તપાસ કરાવો. ધન્યરાજાએ રોકેલા અમારા કુટુંબને આપ કૃપા કરીને છોડાવો. હાથીના મોઢામાં આવેલ પશુને સિંહ સિવાય બીજો કયો વનચર છોડાવવા સમર્થ છે? વળી કહ્યું પણ છે કે–'નિર્ધન, અનાથ, પીડિત, શિક્ષા પામેલા અને વૈરીઓથી પરાભવ પામેલા સર્વેને રાજાજ શરણભૂત થાય છે."

આ પ્રમાણેનો તેમનો પોકાર સાંભળીને રાજાદિક સર્વેને ક્રોધ ઉત્પન્ન થયો અને સેવક પુરૂષો સાથે આ પ્રમાણે રાજાએ ધન્યકુમારને કહેવરાવ્યું કે–"તમારી જેવાને અન્યાય કરવો તે તદ્દન અનુચિત છે, તેથી જે પરદેશીઓને તમે કબજે રાખ્યા છે તેમને છોડી મૂકો. સજ્જન થઇને ગર્વથી આ પ્રમાણે સન્માર્ગ કેમ છોડી દો છો? પ્રાણ જાય તોપણ સજ્જન પુરૂષો માઠું કૃત્ય–અસદાચરણ કરતાં નથી." ધન્યકુમારે સેવક પુરૂષો પાસેથી આ પ્રમાણેનાં વચનો સાંભળીને કહ્યું કે–" અરે પ્રેષ્ય! અરે સભ્ય! હું કોઇ દિવસ પણ સત્ય માર્ગનો લોપ કરતોજ નથી, હમેશાં ઉગતો સૂર્ય સર્વત્ર પ્રકાશ કરે છે કે નથી કરતો? અને કદાચિત્ હું ત્યાજ્ય એવા કુમાર્ગે પ્રયાણ કરૂં તો મને રોકવા કોણ સમર્થ છે? જ્યારે ચક્રવર્તીનું ચક્ર ચાલતું હોય, ત્યારે કયો પુરૂષ તેને રોકવા સમર્થ થાય છે? જો આ બાબતમાં રાજાને પરીક્ષા કર-

વાની ઇચ્છા હોય, તો તેમને પણ શિક્ષા કરવાને હું સમર્થ છું. જો આપણા રાજા 'હું શતાનિક (સો રાજાઓને જીતનાર) છું" તેવા નામની ખ્યાતિથીજ ગર્વ ધારણ કરતા હોય, તો હું લક્ષાનિક (લાખો સૈન્યને જીતનાર) છું, તેથી શતાનિક મારી પાસે કોણ માત્ર છે?"

આ પ્રમાણેનાં ધન્યકુમારે સ્વમુખે ઉચ્ચારેલાં ગર્વયુક્ત કઠોર વચનો સાંભળીને તે આવેલ પુરૂષો તરતજ રાજાની પાસે ગયા. અને નમસ્કાર કરીને જે હકીકત બની હતી ને વિગતથી કહી સભળાવી. રાજા પણ તેનાં ગર્વયુક્ત વચનો સાંભળીને બહુ ક્રોધાયમાન થયો, અને પ્રેમનું સ્થાન હતુ તે વેરનું સ્થાન થઇ ગયુ. ત્યાર પછી શતાનિક રાજાએ યુદ્ધ કરવા માટે તૈયાર કરેલા પોતાના સૈન્યને ધન્યકુમારના મહેલ પાસે મોકલ્યું. તે વખતે ધન્યરાજાએ પણ તે લશ્કરનુ આગમન સાંભળીને પોતાનું હસ્તિસૈન્ય, અશ્વસૈન્ય, પાયદળ સૈન્ય વિગેરે એકઠું કરીને શતાનિક રાજાના લશ્કર સાથે તુમુલ યુદ્ધ શરૂ કર્યું. યુદ્ધ શરૂ થયા પછી થોડાજ વખતમાં ગાજતા એવા હાથી, ઘોડા વિગેરે યુક્ત શતાનિક રાજાના સૈન્યને નદીના પ્રવાહને પર્વત રોકી રાખે તેવી રીતે ધન્યકુમારે પરાઙ્મુખ કરી નાખ્યુ. તેના બધા સૈનિકો કાગડાની જેમ નાસી ગયા. તે વખતે પોતાના સૈન્યને દીનભાવ પામેલું અને નાસતું જોઇને શતાનિક રાજા પોતે વધારે બળવાન્ સૈન્ય લઇને વિષાદપૂર્વક ધન્યકુમારને જીતવા માટે ચાલ્યો. ધન્યકુમાર પણ તે વૃત્તાંત સાંભળીને પોતાના મહેલની પૂરતી રક્ષા થાય તેવો પ્રબંધ કરીને પોતાના લશ્કરને લઇ શતાનિક રાજાની સામે લડાઇ કરવા ચાલ્યા. અનુક્રમે તેઓ મળ્યા; અને લડાઇ શરૂ થઇ. તેઓ બન્ને જ્યારે લડાઇ કરવા લાગ્યા ત્યારે

જેમ તેની સાથે યુદ્ધ કરવું તે તમને યોગ્ય નથી. એવો કોણ હોય કે જે પોતાના કુટુંબીઓનેજ મારવા માટે અને તેનો નાશ કરવા માટે લાકડી ઉગામે? વળી જો આ જમીન કંપાયમાન થઇ ઉંધી વળી જાય, ન માપી શકાય તેટલા જળથી ભરેલો સમુદ્ર પણ શોષાઈ જાય, સૂર્યનો પૂર્વને બદલે પશ્ચિમ દિશામાં ઉદય થાય, તો પણ આ ધન્યકુમાર અનીતિને માર્ગે ચાલે નહિ, એવી બાળથી વૃદ્ધ પર્યંત સર્વને સંપૂર્ણ ખાત્રી છે, તેથી તે બાઇઓએ કહેલ આવું તેમનું વિરૂદ્ધાચરણ કોઇ રીતે સંભવતું નથી. વળી આ પરદેશથી આવેલા આખા કુટુંબને પહેલાં ધન્યકુમારે રાખ્યું અને હમણાં સારા હૃદયવાળા ધન્યકુમારે ક્રોધિત થઇને વૃદ્ધાદિક સર્વને પૂર્યા, આમાં પણ કાંઇક હાર્દ હોવો જોઇએ, આ પ્રમાણે કરવામાં તેમનો શો આશય છે તે સમજાતું નથી. વળી તેણે આ કુટુંબમાંથી પુત્રવધૂને રોકી, પછી ડોસાને રોક્યો, પછી ડોસીને રોકી રાખી, પછી તેના ત્રણે પુત્રોને રોકયા, આટલાને રોકયા છતાં આ ત્રણે વહુરૂઓને કેમ તેણે પૂરી દીધી નહિ? આમાં પણ કાંઇ ચોક્કસ હેતુ હોવો જોઇએ. આ કારણથી જો મહારાજ આજ્ઞા આપશે, તો આ ગૂઢાર્થ પણ બુદ્ધિકૌશલ્યથી પ્રકટ થઈ શકશે, કારણ કે તમારી સેવા કરવાથી જે મંત્રીઓ કુશળ અને શાસ્ત્રપારગત દૃષ્ટિવાળા થયા છે, તેનાથી અજાણ્યું શું રહેવાનું છે? બીજી રીતે ન જાણી શકાય તેવું હોય તે પણ બુદ્ધિવડે જાણી શકાય છે, તેથી આ અમારી વાત જો આપના ચિત્તમાં ઉતરે, તો આ બાબતનું રહસ્ય શોધીને અમે પ્રગટ કરવાનો પ્રયાસ કરીએ." આ પ્રમાણે મંત્રીઓએ કહેલી સર્વ હકીકત સાંભળીને રાજા બોલ્યો કે-"હે મંત્રીઓ! જો તમારી આવી બુદ્ધિની

કૌશલ્યતા હોય તો બધી વાતની તપાસ કરીને રહસ્યને પ્રગટ કરો.”

આ પ્રમાણે રાજાની આજ્ઞા મળવાથી તરતજ ત્રણે સ્ત્રીઓને બોલાવીને મંત્રીઓએ પૂછ્યું કે-“તમે કયે સ્થળેથી અત્રે આવી છો ? તમારૂં કુળ કયું ? તમારી પાસે દ્રવ્ય કેટલું હતું ? તમારૂં ગામ કયું ? એવી શી આપત્તિ પડી અને શા કારણથી પડી, કે જેને લીધે તમારે અત્રે આવવું પડ્યું ? આ બધો તમારો વૃત્તાંત જેવો બન્યો હોય તેવો સાચેસાચો કહી સંભળાવો.” આ પ્રમાણે મંત્રીઓએ પૂછવાથી આંખમાં અશ્રુ લાવીને મૂળથી પોતાના કુળાદિકનો સર્વ વૃત્તાંત તળાવ ખોદવા સુધીનો તેણીઓએ વિસ્તારથી કહી બતાવ્યો. બુદ્ધિકુશળ અને વસ્તુગ્રાહી મંત્રીઓ તેમની કહેલી વાત સાંભળીને વસ્તુતત્ત્વ બધુ સમજી ગયા, અને વિસ્મયતાથી તથા સ્મિતપૂર્વક એક બીજા સામું જોતાં તેઓ વિચાર કરીને બોલ્યા કે—‘અરે ભાઈઓ ! જાણ્યો, જાણ્યો ! આ બાઇઓને ધન્ય નામનો અતિ ભાગ્યશાળી દિયર કોણ તેને અમે ઓળખ્યો, ઓળખ્યો ! ઉપરની કહેલી હકીકત ઉપરથી તે ધન્યકુમારજ તેના દિયર છે, તેવું રહસ્ય પ્રાપ્ત થાય છે. બુદ્ધિશાળી એવા તે ધન્યકુમારે છાશ તથા અન્ય વસ્તુઓ દેવાવડે માયા કરીને પહેલાં પોતાની પત્નીને ઘરમાં રાખી, પછી પોતાના પિતા, માતા તથા બંધુઓને પણ ઘરમાં રાખ્યા. આ બાઈઓને ઘરમાં ન રાખી તેનું કારણ એમ જણાય છે કે તેની પત્નીને ખરાબ વચનો તથા ખોટાં મેણાં તથા ખોટાં આળ વિગેરે આપીને આમણે તેમની પત્ની વિરૂદ્ધ પ્રતિકૂળતા બતાવી હશે, તેથી આ સ્ત્રીઓને શિક્ષા કરવા માટે મહેલમાં દાખલ થવા દીધી નથી.’ આ પ્રમાણે મંત્રીઓ વિચાર કરીને તે સ્ત્રીઓ પ્રત્યે બોલ્યા કે—‘ અરે બાઇઓ ! તમારા કહેલા ભાગ્યના

નિધાનરૂપ તમારા દીયર ધન્યકુમારને ઓળખવાનું કાંઇ ખાસ લક્ષણ છે કે જેનાથી તે સત્વરજ ઓળખી શકાય?' આ પ્રમાણે મંત્રીનાં વચનો સાંભળીને ક્રોધ છોડી ધીરજ ધારણ કરીને શાંત અંતઃકરણથી તે સ્ત્રીઓ બોલી કે–'અમારા દીયરને ઓળખવાનું એક મોટુ ચિહ્ન છે, તે એ કે તેના બંને પગો ઉપર અત્યંત દેદીપ્યમાન સૂર્ય જેવા ચળકાટવાળુ પદ્મનુ નિશાન છે, તેથી આ અમારા દીયર તરતજ ઓળખાય છે.' તે સાંભળીને તરતજ તે મંત્રીઓ ધન્યકુમારના પગની ઉપર રહેલુ પદ્મનુ ચિહ્ન જોવાને માટે તે સ્ત્રીઓને સાથે લઇને ધન્યકુમારની પાસે ગયા અને નમીને તેની પાસે ઉભા રહ્યા. ધન્યકુમારે તેમને પૂછ્યુ–'આપને અહી આવવાનું શુ પ્રયોજન છે?' તેઓએ કહ્યુ કે–'આ સ્ત્રીઓનો આંતરકળહ નિવારવા અમે આવ્યા છીએ' તે વખતે ધન્યકુમારે પોતાની ભાભીઓને સાથે આવેલી દેખીને માયાથી તેમને પણ નમસ્કાર કર્યા અને તેમના પ્રતિ બોલ્યા કે–'અરે માતાઓ! ભયભીત અંતઃકરણવાળી થઇ ગયેલી તમે શા કારણે અહી આવી છો?' આ પ્રમાણેના શબ્દો સાંભળી ત્રણે ધન્યકુમારને બરાબર ઓળખીને બોલી–'અરે ભાઇ! શું કરવા અમને માયા કરીને ખેદ ઉપજાવો છો? શા માટે દુઃખી કરો છો? કારણકે તમેજ અમારા ભાગ્યશાળી દીયરજી છો, શુ કલ્પવૃક્ષ કોઇ દિવસ કોઇને દુઃખ આપે છે?' આમ કહીને તેઓ બોલતી બંધ રહી, એટલે ધન્યકુમાર બોલ્યા–"અરે! આ તમારા સ્વસ્થ હૃદયમાં શો ભ્રમ થઇ ગયો છે? અથવા તો હીન પુણ્યોદયથી તમારી દૃષ્ટિ શું કાંઇ ઝાંખી થઇ ગઇ છે? આ દુનિયામાં જેને જેને 'ધન્યકુમાર' એવા નામવાળો જુઓ, તેને તમે તમારા 'દીયર' કહીને બોલાવશો તો સર્વ સ્થળે

હાંસીના પાત્ર બનશો.” આમ સાંભળીને તેઓ બોલી કે–‘અરે દીયરજી ! તમને તો અમે ઘણા વખતથી ઓળખીએ છીએ, પણ માયા કપટ કરીને તમે તમારી જાતને ગોપવો છો, પરંતુ તમારા પુણ્યોદયથી ઉત્પન્ન થયેલી તમારા પગપરની નિશાની છુપાવવા તમે શક્તિવાન્ નથી. તેથી હે મંત્રીઓ ! આ ધન્યરાજાના અમે પગ ધોઇએ. જેથી તે પગો ઉપર રહેલા પદ્મના દર્શન થવાથી અમારા અંતઃકરણમાં પણ નિર્ણય થાય.’ આ પ્રમાણે કહીને તેઓ તેના પગ ધોવા તૈયાર થઇ, એટલે ધન્યકુમાર બોલ્યા–‘હુ પર-સ્ત્રીઓ સાથે આલાપ પણ કરવા ઇચ્છતો નથી, તો પગ ધોવાથી તો તમારે દૂરજ રહેવું.”

આ પ્રમાણે ધન્યકુમારે તે સ્ત્રીઓને પગ પખાળતી રોકી, તેથી પાસે ઉભેલા પ્રધાનો કહેવા લાગ્યા કે–‘અરે સાધો ! અરે સ્વામિન્ ! શુ કરવા નકામા વાર્તાલાપ કરો છો ? અને નકામો શ્રમ લો છો ? આ તમારીજ ભાભીઓ છે, તેનો નિર્ણય અમને થઇ ચૂક્યો છે. આપની જેવા સમર્થ પુરૂષોને દંભપૂર્વક તમારી ભાભીઓ સાથે ઠગાઈ કરવી કે તેનાથી સ્વજાતિને ગોપવવી તે ઉચિત નથી. આ સ્ત્રીઓએ પ્રથમ તેમણે અનુભવેલા તમારાં ઘણાં ગુણોનું વર્ણન બહુ પ્રકારે અમારી પાસે કર્યું છે. હમણાં તમારી પ્રવૃત્તિ તેથી કાંઇક જુદા પ્રકારની દેખીને અમારા મનમાં મહાન્ આશ્ચર્ય થાય છે. પરંતુ સજ્જન પુરૂષો તો આંબો, શેરડી. ચંદન, અગર, વંશ વિગેરે વૃક્ષો કે જેઓને પત્થરથી તાડના કરે, પીલે, ઘસે, બાળે તથા છેદે તો પણ પારકા ઉપર ઉપકારજ કરે છે, તેની જેમ ઉપકાર કરનારાજ હોય છે. તમે તો સજ્જન પુરૂષોમાં અગ્રેસર છો, તેને આ કેમ શોભે ? તમારામાં આવા દંભનો સંભવજ કેમ

હોય ? કદાચ જો કે પોતાના કુટુંબીઓ વિપરીત આચરણ કરે, તો પણ તેમને શિક્ષા આપત્તિકાળમાં તો નજ કરવી, વિપદામાંથી તો તેનો સત્વર ઉદ્ધારજ કરવો, તેજ સંત પુરૂષોનું કર્તવ્ય છે. સાધુપુરૂષો પડ્યા ઉપર કદિ પણ પાટુ મારતા નથી, પણ તેને સહાય કરનારજ થાય છે પણ અમને લાગે છે કે જેવી રીતે કાંજીના સંસર્ગથી દુધની પ્રકૃતિમાં વિકૃતિ થઈ જાય છે, તેવીજ રીતે તમારી પત્નીએ કાંઈક પિશુનપણું કર્યું હશે, તમારાં કાન ભંભેર્યા હશે, તેથીજ તમારી આવી સુંદર પ્રકૃતિમાં વિકાર થઇ ગયો છે કહ્યું છે કે–'સુંદર વંશમાં–વૃક્ષમાં ઉત્પન્ન થયેલ ધનુષનો દંડ પણ પણછથી પ્રેરાય ત્યારે પારકાના ઘાત માટે થાય છે.' આ પ્રમાણે કુશળ મંત્રીઓએ બુદ્ધિના પ્રપંચથી કોમળ વચનોવડે સમજાવ્યા, એટલે ધન્યકુમારે હાસ્યક્રિયા છોડી દઈને આદરપૂર્વક પોતાની ભાભીઓને પોતાના ઘરમાં મોકલી.

ત્યારપછી ધન્યકુમારે સૈન્યની તૈયારીઓ બંધ કરી દઇને સચિવોની સાથે રાજા પાસે આવી નમસ્કાર કર્યો. ભૂપે પણ અર્ધું આસન આપીને તથા સત્કાર કરીને પોતાની પાસે બેસાડી ઉત્સાહપૂર્વક વિનયવંત એવા ધન્યકુમારને કહ્યું કે–" હે બુદ્ધિશાળીમાં શ્રેષ્ઠ ! આ શું આશ્ચર્યકારક બન્યું ? તમને નહિ ઓળખી શકેલી તમારી ભોજાઇઓને તમે હેરાન કરી તે તમને શોભતુ નથી. મતલબ કે ડાહ્યા માણસોએ પોતાના કુટુંબી જનોને કોઇ દિવસ છેતરવા ન જોઇએ. "

આ પ્રમાણે શતાનિક રાજાનું કથન સાંભળીને ધનસારપુત્ર ધન્યકુમાર નિર્મળ અંતઃકરણથી કહેવા લાગ્યા કે–" હે સ્વામિન્ ! તે ભોજાઇઓ અમારા ભાઈઓ વચ્ચે કેવી કળહ કરાવનારી થઇ

છે તે સાંભળો. લોઢાની ઘંટી જેમ તેની અંદર નાંખેલા ધાન્યને છુટેછુટું કરી નાખે છે, તેવીજ રીતે ઘણી મજબુતાઇથી વળગી રહેલા અમારા ભાંઇઓના મનને તે સ્ત્રીઓએ ઘરમાં આવીને છુટાં પાડી નાખ્યા છે. એક ઉદરથીજ જન્મેલા ભાઇઓના મનરૂપી ભૂમિ ઉપર પ્રિતિ—વલ્લભતા—સ્નેહાળુતારૂપી સ્નેહલતાની શ્રેણિઓ ત્યાંસુધીજ ઉગતી અને વૃદ્ધિ પામતી રહે છે કે જયાં સુધી તે લતાઓને છુટી પાડનાર વચનરૂપી ઉન્નત દાવાનળ સ્ત્રીઓ તરફથી સળગાવવામાં આવતો નથી. આ દાવાનળ સળગતાંજ તે લતાઓનો તરતજ નાશ થઇ જાય છે અને તે વૃદ્ધિ પામતી અટકી જાય છે. હે રાજન્ ! નીતિશાસ્ત્રમાં કહ્યુ છે કે—'કોઈ દિવસ શત્રુનો વિશ્વાસ કરવો નહિ અને સ્ત્રીઓનો તો વિશેષે કરીને કોઇ દિવસ પણ વિશ્વાસ કરવો નહિ.' આનો હેતુ શું છે તે સાંભળો શત્રુઓ તો વિરૂદ્ધ થાય ત્યારેજ હણવાને ઉદ્યુક્ત થાય છે, અને નારીઓ તો સ્નેહવાળી દેખાય છતાં ક્ષણમાં હણી નાખે છે. જેવી રીતે સુંદર વંશમાં (વાંસમાં-વાંસથી) ઉત્પન્ન થયેલ મંથનદંડ—રવૈયો સ્ત્રીઓ હલાવે કે તરતજ સારી રીતે જામી ગયેલા દહીંને છુટું પાડી નાખે છે, તેવી રીતે ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલા મનુષ્ય પણ સ્ત્રીઓથી પ્રેરાયા છતાં ગમે તેવા અકૃત્યો કરવા ઉદ્યુક્ત થઇ જાય છે જ્યારે ઘંટીનો દંડ સ્ત્રી હસ્તમાં લે ત્યારે દાણાના કણેકણને જુદા પાડી નાખે છે, તેવીજ રીતે સ્ત્રીથી ભ્રમણામાં નખાય ત્યારે પુરૂષ પણ માતા, પિતા વિગેરેના સ્નેહને ક્ષણમાં દળી નાંખે છે.-પૂર્વની સમગ્ર દશાને ત્યજી દે છે. જેવી રીતે તરવાર—ખડ્ગ વિગેરે શસ્ત્રો સરાણવડે ઘસાય ત્યારે તેજસ્વી થાય છે, તેવીજ રીતે કુલટા સ્ત્રીઓથી ઘસાતા—ખેદાતા પુરૂષો પણ ઉલટા હૃદયમાં આનંદ

માને છે–ખુશી થાય છે. હે રાજન્ ! લોકોમાં કહેવત છે કે–'પ્રભુએ જગત્ બનાવતી વખતે દુશ્મનો ઉપર જય મેળવવા માટે ચાર ઉપાયો સર્જ્યા, પણ પાંચમો ઉપાય સર્જ્યો નહિ, કે જે ઉપાયવડે સ્ત્રીઓનું મન કબજે લાવી શકાય.' મેં પહેલાં એમના ચિત્તની પ્રસન્નતા માટે અનેક ઉપાયો કર્યા છે, પણ ઉખર ભૂમિમાં વાવેલા બીજની જેમ આ સ્ત્રીઓમાં તે ઉપાયો બધાં નિષ્ફળ ગયાં છે–તેમાંથી કાંઇ પણ સુફળની પ્રાપ્તિ થઈ નથી. જે કુલીન સ્ત્રીઓ હોય તેઓ તો એવો સારો બોધ આપે કે જેથી ઉન્માર્ગે જતા નદીના પ્રવાહને નદીના કાંઠાની ભીંતો રોકી રાખે, તેવીજ રીતે છુટા પડવાના ઉપાયને શોધતાં બંધુઓને પણ સુશ્લિષ્ટ કરીને રાખે–છુટા પડવા ન દેય. મે આ ક્લેશ કરાવનારી ભાભીઓનો મદ ગાળવા માટે તથા તેમની વક્રતા મટાડવા માટે આ ઉપાય કરીને તેઓને જરા ખેદ પમાડ્યો છે. જેવી રીતે ઉત્તમ વૈદ્ય વિષમ જ્વરનો નાશ કરવા શરીરને સુકવે છે–લાંઘણ કરાવે છે, તેવીજ રીતે મે આ ઉપાય કળહ તથા વક્રતા નિવારવા માટે કર્યો છે, બીજું કાંઇ કારણ નથી."

આ પ્રમાણે પ્રીતિ ઉપજાવે તેવાં વચનોવડે ધન્યકુમારે શતાનિક રાજાને ઘણો આનંદ પમાડ્યો. શતાનિક રાજા પણ અત્યંત અદ્ભુત ભાગ્યવાળા ધન્યકુમારની વાતો સાંભળીને મનમાં આનંદ તથા વિસ્મય પામતો પોતાને આવાસે ગયો. ધન્યકુમારે પણ સેનાપતિ, મંત્રીઓ વિગેરેથી પ્રશંસાતા પોતાના નગરમાં આવીને આનંદિત થયેલા માત, પિતા તથા જ્યેષ્ઠ બાંધવોને નમસ્કાર કર્યા. તેઓ પણ આનંદિત થઈને તેને આશીર્વાદ દેવા લાગ્યા. ત્યારપછી ધન્યકુમારે તેમને આગનો વૃત્તાંત પૂછ્યો

અને તેઓએ તે બધો વૃત્તાંત યથાસ્થિત કહી સભળાવ્યો. ત્યાર પછી ધન્યકુમારે ભક્તિવડે સ્વજનોને સન્માન આપીને અને સત્કાર કરીને રાજાઓમાં ચક્રવર્તીની જેમ સ્વજનોમાં શોભવા લાગ્યા.

આ પલ્લવમાં જે સહસ્રાર મણિની પરીક્ષા કરી, શતાનિક રાજાની પુત્રી પરણ્યા, શતાનિક રાજાના સૈન્ય સાથે યુદ્ધ માટે પ્રવર્ત્યા, કલેશને સ્થાને સ્વજનોનો મેળાપ થયો, તે સર્વ દાનરૂપી કલ્પવૃક્ષના કુસુમની લીલામાત્ર સમજવી તેથી હે ભવ્યજીવો! હમેશાં સુપાત્ર દાનની પ્રવૃત્તિ રાખવી, કે જેનાથી ચિદાનંદરૂપી ઉત્તમ અમોઘ સુખનાં ઉત્તમ ફળ સત્વર પ્રાપ્ત થાય

ઇતિ શ્રી જિનકીર્તિ સૂરિના રચેલા પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમ ઉપરથી રચેલા ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના ષષ્ટ પલ્લવનુ ગુજરાતી ભાષાંતર.





# સપ્તમ પલ્લવ.



વે એક દિવસે બુદ્ધિના નિધાન એવા ધન્યકુમારે મનમાં વિચાર કર્યો કે—"વળી પણ મારા બાંધવો ફરીથી પહેલાંની જેમજ અપ્રીતિયુક્ત ન થાય—તેઓના અંતઃકરણ મારા ઉપર અપ્રસન્ન ન થાય, તેથી હું પહેલેથીજ અહીંથી બીજા ઇપ્સિત ગામમાં જાઉં, પણ વળી મ દભાગ્યપણાથકી રાજા પણ તેઓને દંડાદિક આપે નહિ, તેટલા માટે રાજાને તેમની ભલામણ કરીને જાઉં." આ પ્રમાણે વિચારીને અશ્વ, હાથી, ગામ વિગેરેનો સરખો ભાગ પાડીને ભાઈઓને વહેંચી આપ્યા, અને ગૃહના સારભૂત ઉત્તમ વસ્તુઓ સુવર્ણ, રત્નાદિક બધું પિતાને સોંપ્યું. પછી કૌશાંબીના રાજા શતાનિક પાસે જઇને તેમણે કહ્યું કે—"હું કોઈ કાર્યપ્રસંગથી રાજગૃહી નગરીએ જાઉં છું, તેથી મારી જેમજ મારા કુટુંબની આપ સંભાળ રાખજો." આ પ્રમાણે રાજાને ભલામણ કરીને તથા રજા લઇને ધન્યકુમાર રાજગૃહી તરફ ચાલ્યા. બંને સ્ત્રીઓ સુભદ્રા તથા સૌભાગ્યમંજરીને તથા ઉત્તમ પરિવારને સાથે લઈને અવિચ્છિન્ન પ્રયાણ કરતાં કેટલેક દિવસે લક્ષ્મીપુર નામના નગર પાસે તેઓ આવ્યા.

તે નગરમાં સર્વે ક્ષત્રિયોને વિષે શિરોમણિ રાજગુણોથી

શોભતો જિતારિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા બહુ બળવાન્ હોવાથી ક્ષમાનો ત્યાગ કરી શત્રુઓને જીતવામાં તત્પર હતો, તેથી તેના શત્રુઓ ક્ષમા (પૃથ્વી) નો ત્યાગ કરીને ભાગી ગયા હતા તે રાજાને ગીતકળામાં અતિશય કુશળ એવી ગીતકળા નામની પુત્રી હતી. એક દિવસે તે કુંવરી વસંતોત્સવની ક્રીડા કરવા માટે સખીઓના ટોળાથી પરવરી સતી ઉદ્યાનમાં ગઈ, ત્યાં પ્રથમ લીલાથી હિંચકવાવડે, જળક્રીડા કરવાવડે, પુષ્પ એકઠા કરવાવડે તથા દડાઓ ઉછાળવાવડે ક્રીડાઓ કરીને ત્યારપછી યુવાનોના મનને વિભ્રમમાં નાખનાર અને સુંદર રાગોથી મનોહર એવું મધુર ગીત ગાવાનો તેણે આરંભ કર્યો. જેવી રીતે અદ્ભુત એવા હાવભાવ, વિભ્રમ, તથા કટાક્ષોથી કામી દૃષ્ટિવાળા મનુષ્યો રૂપવાન્ સ્ત્રી તરફ આકર્ષાય છે અને તેને વશ થઇ જાય છે, તેવીજ રીતે તેના ગાયેલા ગીતની મધુરતાથી આકર્ષાયેલા હરણો તથા હરિણીઓ કર્ણેંદ્રિયને પરવશ થઇને ત્યાં આવી ગીતકળાની આસપાસ બેઠા. તે વખતે તે કુરંગાક્ષી ગીતકળાએ કૌતુકથી એક હરિણીના ગળામા પોતાનો ઉત્તમ એવો સાત સરવાળો હાર પહેરાવી દીધો. તે કુરંગી હરિણી તો ગીત બંધ થયું, એટલે ત્યાંથી નાશી ગઈ. રાજકુંવરી પણ ગીતગાન બંધ કરીને પોતાના મહેલમાં આવી, પછી તેણીએ પોતાના પિતાને કહ્યુ કે—"મારી એક પ્રતિજ્ઞા આપ સાંભળો. આજે મે ગીતકળાથી આકર્ષાયેલી એક હરિણીના ગળામાં મારો સાતસરનો હાર પહેરાવી દીધો છે. હવે જે પુરૂષ પોતાની ગીતકળાની કુશળતાવડે આનંદિત અંતઃકરણયુક્ત થયેલી તે મૃગલીના ગળામાંથી ગ્રહણ કરીને મારો હાર મને આપશે તેની સાથે હું પાણિગ્રહણ કરીશ—તે મારો પતિ થશે." રાજા તેની આવી

પ્રતિજ્ઞા સાંભળી વિચારમાં પડ્યો, પરંતુ તેની પ્રતિજ્ઞા તો આખા નગરમાં પ્રસિદ્ધ થઈ ગઈ, કારણકે અદ્ભૂત વાત તો પાણીમાં તેલની જેમ તરતજ લોકોમાં વિસ્તાર પામી જાય છે.

હવે ધન્યકુમાર ફરતા ફરતા તે નગરમાં આવ્યા, એટલે જિતારી રાજાની પુત્રીએ કરેલી પ્રતિજ્ઞાનો વૃત્તાંત લોકોના મુખેથી સાંભળીને તે ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યા. પછી ઉત્તમ પરિવારને સાથે લઇને પૌરજનોની લક્ષ્મી જોતાં જોતાં રાજાને મળવા ગયા. રાજાએ પણ ભાગ્યશાળી તથા તેજવંત એવા ધન્યકુમારને આવેલા જોઇને અતિશય આદરસત્કાર આપી પોતાની સાથે આસન ઉપર હર્ષપૂર્વક બેસાડ્યા. રાજાએ માર્ગ સંબંધી કુશળક્ષેમ વાર્તા પૂછી, તેઓ ત્યાં બેઠા હતા તેવામાં રાજકુંવરીની પ્રતિજ્ઞા સંબંધી વાત કોઇએ કાઢી, એટલે ધન્યકુમાર બોલ્યા કે— "હે પૃથ્વીનાથ ! જો ગીતકળાથી આકર્ષાયેલી હરિણી ગીતનો ધ્વનિ સાંભળ્યા પછી તે બંધ થાય ત્યારે પણ અન્ય શબ્દો સાંભળીને ભય પામી બીજે નાશી જાય તો તે અદ્ભૂત ગીતકળા કહેવાય નહી, તે તો નિષ્ફળજ ગણાય; પણ જો મૃદંગ અને ભેરીના ભાંકારાદિક સ્વરથી ત્રાસ પામ્યા સિવાય ગીતોથી આકર્ષાઇને પાસે આવેલી મૃગલી લોકોથી વ્યાપ્ત એવા ગામમાં પણ ચાલી આવે તોજ તે ગીતકળા સંપૂર્ણ અને પ્રશંસનીય ગણાય." આ પ્રમાણેનું ધન્યકુમારનુ કથન સાંભળીને તથા તેનો અદ્ભૂત આકાર જોઇને તેના ચાતુર્યથી ચમત્કાર પામેલા રાજાએ હર્ષપૂર્વક તે મૃગલીને પાછી લાવવા માટે ધન્યકુમારને સૂચના કરી અને તેને તે કામ પાર ઉતારવા વિનંતિ કરી.

હવે ધન્યકુમાર તે વાત અંગીકાર કરીને વીણા હાથમાં

લઇ અનેક ગંધર્વોના પરિવાર સહિત વનમાં ગયા. ત્યાં એક વૃક્ષની છાયા નીચે બેસીને મધુર સ્વરથી ગીતો ગાવા લાગ્યા, અને સ્વર, ગ્રામ, મૂર્છના વિગેરેના મેળપૂર્વક વીણા વગાડવા લાગ્યા. તે વખતે તે વનમાં રહેલાં મૃગો અને મૃગલીઓ ગાયનમાં તલ્લીન થતાં તેનાથી આકર્ષાઇને ગીતને વશ થયેલાં સર્વ દિશાઓમાંથી ધન્યકુમારની પાસે આવવા લાગ્યા. ધન્યની આસપાસ વીંટળાઇ જઇને તે બધાં ત્યાં બેઠાં જેવી રીતે પ્રાણેશની પાસે પ્રિયા આવે તેવી રીતે તે હરણોની મધ્યે પ્રથમ જે મૃગલીના ગળામાં કન્યાએ હાર પહેરાવ્યો હતો તે મૃગલી પણ ગીતના આંદોલનથી વશ થઇ જઇને ધન્યકુમારની પાસે નિઃશંક મનથી આવી અને તેના મુખ સામું જોતી ત્યાં બેઠી; પછી ઇંદ્રિજાળમાં કુશળ પુરૂષ લોકોથી વીંટાઈ જાય તેવી રીતે મૃગોથી વીંટાયેલા ધન્યકુમાર પણ તેજ પ્રમાણે સુંદર આલાપપૂર્વક ગાયન કરતાં કરતાં નગર તરફ ચાલ્યા. રસ્તામાં અનેક લોકોએ કરેલા ક્ષોભથી ક્ષોભાયમાન થયેલા છતાં પણ મૃગોનો સમૂહ ગીતગાનમાં લીન થઇ જવાથી ધ્યાનમાં મગ્ન થયેલા યોગી જેમ ક્ષોભ પામતા નથી, તેમ જરા પણ ક્ષોભ પામ્યા નહિ; સર્વે મૃગો ધન્યકુમારની આસપાસ વીટાઇ જઇને તેની સાથેજ ચાલવા લાગ્યા. આ પ્રમાણે નગરના લોકોને વિસ્મય પમાડતા ધન્યકુમાર નગરમાં પ્રવેશ કરીને રાજમાર્ગે ચાલતા તે મૃગો અને તેને લીધે રંગમાં આવેલા લોકોની સાથે રાજ્યસભામાં આવ્યા; પછી 'આ શું ? આ શું ?' એમ બોલતાં રાજાદિક પાસે ઉદાર અને કુશાગ્ર બુદ્ધિવાળા ધન્યકુમાર તે સર્વેને લઇ ગયા અને હરિણીના ગળામાંથી હાર લઇ ગીતકળા રાજકુંવરીના હસ્તમાં આપ્યો. આ પ્રમાણેનો અદ્ભૂત વૃત્તાંત

દેખીને આશ્ચર્યરસથી ભરેલા રાજાદિક અને પૌરજનો તેના વખાણ કરવા લાગ્યા—'અહો! આની ગીતકળામાં કુશળતા કેવી છે? અહો! આની ધીરજ કેવી છે! અહો! આનું સૌભાગ્ય કેવું છે! કોઈ વખત નહિ જોયેલો અને સાંભળેલો મૃગ તથા મનુષ્યોનો મેળાપ નિઃશંક રીતે આ મહા પુરૂષે કરાવ્યો અને દેખાડ્યો. 'બહુ રત્ના વસુધરા' એવુ લોકવાક્ય આ મહાપુરૂષે સાર્થક કરી બતાવ્યું. આ રાજકુમારી પણ પૂર્ણ ભાગ્યશાળી છે, કે જેની આવી મહા પ્રતિજ્ઞા તેના મનોરથને અનુકૂળ રીતે આ સજ્જને પૂર્ણ કરી. વિધિવડે આ પ્રમાણે યોગ્ય રીતે ગોઠવાયેલુ દંપતીનુ યુગળ લાંબો કાળ આનંદ પામો' આ પ્રમાણે રાજા, અમાત્ય વિગેરે લોકોથી પ્રશંસા કરાયેલા અને અભિનંદન અપાયેલ ધન્યકુમા-રના કંઠમાં તરતજ તે કન્યાએ વરમાળા આરોપણ કરી અને પૂર્ણ પ્રતિજ્ઞાવાળી થયેલી તે કન્યાને રાજાએ હર્ષપૂર્વક તિલક કરીને ધન્યકુમારને આપી શુભ દિવસે અને શુભ મુહૂર્તે તેમના પાણિ-ગ્રહણનો મહોત્સવ થયો. કરમોચનના સમયે રાજાએ સેંકડો હાથી, ઘોડા, રથ, ગ્રામ વિગેરે આપ્યા ત્યાર પછી જિતારિ નૃપના આગ્રહથી પોતાના ઉત્તમ ગુણોવડે સર્વના ચિત્તને આશ્ચર્ય પમા-ડતા ધનસાર શ્રેષ્ઠીના સુપુત્ર ધન્યકુમાર કેટલાક દિવસો તે નગરમાં રાજાએ આપેલા આવાસમાં રહ્યા.

હવે તે નગરમાં તે રાજાના સુબુદ્ધિ નામના મંત્રીની સરસ્વતી નામે પુત્રી હતી. તે સરસ્વતીની જેવીજ સર્વ વિદ્યાઓનાં હાર્દને સમજનારી અને ગ્રહણ કરનારી હતી. તેની બુદ્ધિ સર્વ પ્રહેલિકાઓમાં, ગૂઢ પ્રશ્નોત્તરોમાં, સાંકેતિક સમશ્યાઓની પૂર્તિ કરવામાં બહુ સારી ચાલતી હતી. કોઈ સ્થળે તેને પ્રમાદ થતો

નહિ, અગર તો તેની બુદ્ધિ અટકતી નહિ. તેણી ચારે પ્રકારની બુદ્ધિમાં પ્રવીણ હતી, પણ તેમાં આલંબન વગરજ સાધી શકાય તેવી ઔત્પાતિકી બુદ્ધિમાં તો તેણી અતિશય કુશળ હતી, તેથી અભિમાનવડે તેણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે–" જેનુ કહેલુ હુ ન સમજી શકું, અને મારૂં કહેલું જે સર્વ સમજી શકે, તેજ મહાપુરૂષને મારે ભર્ત્તાર તરીકે સ્વીકારવો." આ પ્રમાણેની તે કુમારીએ કરેલી પ્રતિજ્ઞાની વાર્તા આખા નગરમાં અને ગામડામાં વિસ્તાર પામી ગઇ. આ વાત સર્વત્ર ફેલાવાથી જેઓ થોડા ઘણા પણ શબ્દ, છંદ, અલંકારાદિક શાસ્ત્રાભ્યાસથી પોતાના બુદ્ધિ-કૌશલ્યની મહત્વતા સમજનારા હતા, તેવા રાજપુત્રાદિ ગર્વપૂર્વક 'અમારી પાસે તે કોણ માત્ર છે?' એમ અભિમાન ધારણ કરતા સતા તેને પરણવાને માટે ઉદ્યુક્ત થઇને ઉત્સાહપૂર્વક સરસ્વતી પાસે આવવા લાગ્યા અને પોતાને જે જે ગૂઢ સમશ્યા વિગેરે આવડતી હતી તે તે પૂછવા લાગ્યા આ સર્વેનું હાર્દ તે મંત્રી-પુત્રી ઉત્તમ રીતે તરતજ કહેવા લાગી, કોઈની પૃચ્છામાં તે સ્ખલના પામી નહિ આ પ્રમાણે તેને પરણવાના ઉત્સાહવાળા અનેક પુરૂષો પોતાના હૃદયમાં કલ્પેલી અનેક પ્રકારની સમશ્યાઓ પૂછવા દરરોજ આવતા હતા, પરંતુ તે કન્યા સાંભળવા માત્રથી તરતજ તેનો ઉત્તર આપતી હતી, તેથી તે બધા વિલખા થઇને પાછા જતા હતા. હવે એક દિવસે તે મંત્રીપુત્રી સરસ્વતીએ પોતાની બુદ્ધિનું કૌશલ્ય દેખાડવાની ઈચ્છાથી રાજાને સાક્ષી રાખીને સર્વ પંડિતમન્યોને આ પ્રમાણે બે શ્લોકો પૂછયાઃ—

(પ્રશ્ન–૧) गंगायां दियते दान–मेकचित्तेन भाविना ।
दाताऽहो ! नरकं याति, प्रतिग्राही न जीवति ॥

'ગંગાનદીને કીનારે એક ચિત્તથી ભાવપૂર્વક દાન દેનાર પુરૂષ અહો નરકમાં જાય છે, અને ગ્રહણ કરનાર જીવતો નથી. આ શું ?'

(प्रश्न–२) का सरोवराण सोहा ? को अहीययरो दाणगुणे जाओ। अत्थग्गहणे को निउणो ? मरुधरे केरिसा पुरिसा ?

'સરોવરની શોભા કઇ છે ? દાનગુણમાં અધિક કોણ થયું છે ? ધન ઉપાર્જવામાં કોણ કુશળ છે ? અને મરૂધરમાં કેવા પુરૂષો હોય છે?'

આ પ્રમાણેની બે પ્રહેલિકા એક ભૂજપત્ર ઉપર લખીને એક દાસીની સાથે તેણીએ રાજ્યસભામાં મોકલી. આ શ્લોકોનો અર્થ વિશિષ્ટ જ્ઞાન ધારણ કરનાર વગર કોઇ સમજી શકે તેમ નહોતું, તેથી આ બે શ્લોકો બાળકથી વૃદ્ધ પર્યંત સર્વમાં વિખ્યાત થઇ ગયા. અનુક્રમે આ શ્લોકો ધન્યકુમારના વાંચવામાં આવ્યા. તેણે તો તે વાંચીને તરતજ તેનો ઉત્તર લખ્યો કેઃ—

मीनो लाता गलो देयं, कन्ये ! दाताऽत्र धीवरः।
फल यज्जायते तत्र, तयोस्तद्विदिते जने ॥

અર્થ—ગંગાનદીના કીનારા ઉપર કોઇ માછીમાર માછલા મારવા માટે પ્રવૃત્તિ કરતો હોય, તે વખતની ક્રિયાને ઉદ્દેશીને આ શ્લોક લખાયો છે. તે વખતે માછીમાર લોઢાના અણીવાળા સળીયા ઉપર માંસનો ટુકડો બાંધીને મત્સ્યને આપે છે, તેથી માછીમાર દાતા થયો અને માંસખંડ તે દેવા યોગ્ય વસ્તુ થઈ અને તે માંસખંડ લેનાર મત્સ્ય તે દેય વસ્તુનો ગ્રહણ કરનાર થયો. આ ક્રિયામાં તે દેનાર અને લેનારને જે ફળ થાય તે સર્વ લોકોમાં સારી રીતે પ્રસિદ્ધ છે. દેનાર માછીમાર નરકે જાય છે અને લેનાર મત્સ્ય જીવતો નથી, તેજ આ દાનનો સ્પષ્ટાર્થ છે.

બીજા પ્રશ્નનો ઉત્તર—સરોવરની શોભા કઇ ? જળ. વળી

દાનીઓમાં સર્વથી શ્રેષ્ઠ કોણ ? બલિરાજા, કે જેને મરણ સમયે પાસે કાંઇ પણ નહિ રહેવાથી બ્રાહ્મણને હવે શું આપવુ ? તેનો વિચાર કરતાં મનમાં ખેદ થયો; તેનો ખેદ જોઇ પરીક્ષા કરનાર બ્રાહ્મણે કહ્યુ કે–'તમારા દાંતની અંદર નાખેલ આ સુવર્ણની રેખા છે તે આપો.' તેણે કહ્યુ–'બહુ સારૂં.' આ પ્રમાણે કહીને તરતજ પથ્થરવડે તે પોતાના દાંતો પાડવા લાગ્યો. આ પ્રમાણેનું તેનું મહા સત્ત્વ–દાનનો અડગ નિશ્ચય દેખીને પરીક્ષા કરવા આવેલ દેવ પ્રસન્ન થયો, તેથી દાનેશ્વરીમાં અગ્રેસર બલિ રાજા છે. વળી અર્થ–ધન ગ્રહણ કરવામાં કુશળ વેશ્યા છે અને મરૂસ્થળમાં કાંબળા પહેરનારા લોકો રહે છે, કારણકે મરૂસ્થળમાં ઉત્પન્ન થયેલા લોકો ઘણું કરીને કાંબળા પહેરીનેજ નિર્વાહ કરેછે.

આ પ્રમાણે કન્યાની બને સમશ્યાનો ઉત્તર બુદ્ધિબળવડે સમજી જઇને તે પત્ર ઉપર લખી ધન્યકુમારે સરસ્વતી પાસે મોકલ્યો, અને સાથે લખ્યું કે–'આ નીચે મારા લખેલા શ્લોકનો અર્થ તમે સમજજો. તે શ્લોક આ પ્રમાણે—

न लगेन्नागनारंगे, निम्बतुंबे पुनर्लगेत् ।
लगेत्युक्ते लगेन्नैव, मामेत्युक्ते भृशं लगेत् ॥

"નાગ અને નારંગ ઉપર લાગતું નથી, લિંબડા અને તુંબ ઉપર લાગે છે. 'લાગ' એમ કહીએ તો લાગતું નથી અને 'મા' એમ કહેતાં વારવાર લાગે છે."

આ પ્રમાણે લખીને ધન્યકુમારે તે કાગળ દાસીને આપ્યો. મંત્રીપુત્રી બંને સમશ્યાઓનો લખેલ અર્થ વાંચીને ચિત્તમાં ચમત્કાર પામી. 'અહો! આનું બુદ્ધિકૌશલ્ય કેવુ છે!' આ પ્રમાણે બોલતી અને મસ્તક ધુણાવતી આગળ વાંચવા લાગી. ધન્યકુમારે

લખી મોકલેલ શ્લોક વાંચ્યો, પણ તેના રહસ્યની તેને ખબર પડી નહિ. ઘણો ઘણો તે શ્લોક ઉપર તેણે ઉહાપોહ કર્યો, પણ તેનો અર્થ તે મેળવી શકી નહિ. ત્યારે તે મૃગાક્ષી મહાન્ આશ્ચર્ય ધારણ કરતી રાજ્યસભામાં ધન્યકુમાર પાસે જઈ માન ત્યજી દઇને તેણે લખેલા શ્લોકનો અર્થ પૂછવા લાગી ત્યારે ધન્યકુમાર પણ જરા હસીને તેનો અર્થ કહેવા લાગ્યા કે–'હે બિમ્બોષ્ટિ ! તેના અર્થ 'ઓષ્ટપુટ' એવો છે તે વિચારી જો (નાગ અને નારંગ શબ્દ બોલતાં ઓષ્ટ એકબીજાને અડતા નથી, નિંબ, તુંબ બોલતાં અડે છે. 'લગ–લગ' તેમ બોલતા અડતા નથી, ત્યારે 'મા–મા' એમ બોલતાં તે બને એકબીજાને અડે છે–સ્પર્શે છે, અર્થાત્ ઓષ્ટ સ્થાનીય અક્ષરો બોલતાં ઓષ્ટ એક બીજાને અડે છે) આ પ્રમાણે સર્વ સભાનાં સભ્યો સમક્ષ કુમારીએ કહેલી સમસ્યાનો અર્થ ધન્યે કહેવાથી અને ધન્યે કહેલા પદ્યનો અર્થ નહી સમજવાથી કુમારીની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ, તેથી મંત્રી સ્વપુત્રી પ્રતિ જોઇને બોલ્યા કે–"હે બહેન ! તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે, તેથી આ મહાપુરૂષની સાથે તું પાણિગ્રહણ કર" મંત્રીએ આ પ્રમાણે કહ્યું, એટલે તેણીએ પિતાનું વાક્ય કબુલ કર્યું 'પોતાને પસંદ આવે તેવું વચન કોણ કબુલ રાખતું નથી ?' ત્યાર પછી મંત્રીએ અતિ આદરપૂર્વક ધન્યકુમારનો સત્કાર કરીને મોટા મહોત્સવપૂર્વક તેઓનું પાણિગ્રહણ કરાવ્યું.

હવે તેજ નગરમાં બત્રીશ કોટિ સુવર્ણનો સ્વામી પત્રમલ્લ નામનો એક મોટો વ્યાપારી રહેતો હતો. તેને વિનયાદિક ગુણોથી શોભતા ચાર પુત્રો હતા. તેના નામ (૧) રામ, (૨) કામ, (૩) ધામ અને (૪) સામ હતા. તે ચાર પુત્રો ઉપર કોઈ પણ દોષ

વગરની, સમસ્ત ગુણોના એક ધામરૂપ, સાક્ષાત્ જાણે કે લક્ષ્મીજ હોય તેવી **લક્ષ્મીવતી** નામની પુત્રી હતી સમસ્ત પ્રકારના સાંસારિક સુખોથી તે શેઠ સુખી હતો; આત્મિક સુખની ઇચ્છાવાળો તે વણિગ્વર શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મની તીવ્ર ભક્તિથી હમેશાં આરાધના પણ કરતો હતો પવિત્ર પાત્ર એવા સાધુ સાધ્વીની દરરોજ પોષણા કરતો હતો. દીન હીન તથા દુ:ખી જનોનો અનુકંપાવડે ઉદ્ધાર કરતો હતો, તથા તીર્થયાત્રા, રથયાત્રા, કલ્યાણકના ઉત્સવો અને સાધર્મીક વાત્સલ્ય વિગેરેમાં ઘણું ધન ખર્ચીને તે પત્રમલ્લ શેઠ દુર્લભ એવા મનુષ્યભવને સામગ્રી યુક્ત પામેલ હોવાથી સફળ કરતો હતો

આ પ્રમાણે ત્રણે વર્ગને આરાધતાં અનુક્રમે તે વૃદ્ધત્વને પામ્યો. એક દિવસે પાડાઓથી દેડકાંઓ વ્યાકુળ થઇ જાય, તેમ શરીરનાં રોગોવડે તેની ચેતના ઘણી વ્યાકુળ થઇ ગઈ—તે મુઝાઈ ગયો. તે વખતે શરીરમાં પ્રવેશેલ રોગોથી મરણને નજીક આવેલ જાણીને બત્રીશ દ્વારવાળી (બત્રીશ પ્રકારની) મોટી આરાધના કરવામાં તે સાવધાન થઇ ગયો. તેમાં પ્રથમ પરિગ્રહાદિક ઉપરના મોહ—મહત્વનો ત્યાગ કરવા તથા તે ઉપરની મૂર્છા ઘટાડવા પુત્રોને બોલાવીને તેણે કહ્યું કે—' અરે પુત્રો ! મારૂં વચન સાંભળો. આ જગત્માં ધનરહિત પુરૂષમાં કોઇ પણ સ્થળે તમે ગૌરવ દેખ્યું છે ? તેનું સન્માન થતું સાંભળ્યું છે ? કસ્તૂરી પણ સુગંધ રહિત હોય તો તેનો કોણ સ્વીકાર કરે છે ? તેથી લક્ષ્મીજ ખરેખરી શ્લાઘ્ય છે કે જેના પ્રતાપથી કલંકવાળો પુરૂષ પણ લોકોને અને દેવોને માનનીય થાય છે. વળી જેવી રીતે અનેક સ્રીઓવાળો પુરૂષ સ્રીઓનો પરસ્પર કંકાસ સાંભળીને વ્યાકુળ થઈ જાય

છે, તેવી રીતે લક્ષ્મી પણ જો તેની ધાતુ (રૂપિયાને) ખોટે માર્ગે વપરાતાં દેખે તો વ્યાકુળ થઈ જાય છે. વળી જેવી રીતે ધાન્યનિષ્પત્તિનું મુખ્ય સાધન વરસાદ છે, તેવીજ રીતે ધર્મનુ મુખ્ય સાધન લક્ષ્મી છે. વળી જેવી રીતે કાદવથી મલીન થયેલી પૃથ્વી કમળની નિષ્પત્તિના હેતુભૂત થાય છે, તેવીજ રીતે કલંકીત એવી પણ લક્ષ્મી પુણ્યબધના હેતુરૂપ થાય છે, કારણ કે જેવી રીતે બુદ્ધિમાન્ પુરૂષો જુદી જુદી પ્રકારના અર્થ, અલંકાર, રસ, યુક્તિઓ વિગેરેથી યુક્ત અને વિદ્વાન્ પુરૂષોના મનને પણ આલ્હાદ ઉપજાવે તેવા ગ્રંથો સ્વબુદ્ધિવડે બનાવે છે, તેવીજ રીતે લક્ષ્મીવડે દેવમદિર, પ્રતિમા, સધસેવા, તીર્થયાત્રાદિ ધર્મનાં કાર્યો કરી શકાય છે. વળી સસારી જીવોને લક્ષ્મી આ ભવમાં તથા પરભવમાં બને સ્થળે ઈષ્ટ હેતુરૂપ હોય છે. વળી જે પિતા બાળપણમાં પુત્રને લાલનપાલન કરી, પાળી પોષીને મોટો કરે છે, તે પુત્ર જો યુવાવસ્થામાં ધન ઉપાર્જન કરનાર અને ગૃહનો નિર્વાહ કરનાર થતો નથી, તો તે પુત્રને કાષ્ટ જેવોજ ગણે છે, તથા 'આ અમારા કુટુબને–ઘરને વગોવનારો છે' એમ બોલે છે; અને જો તેજ પુત્ર અપરિમિત ધન ઉપાર્જન કરનાર થાય છે, તો અતિ હર્ષના ભારથી ઉભરાઈ જઇને કહે છે કે–'અહો ! આ અમારો દીકરો અમારા કુળનો દીવો છે, અમારા કુળનો શણગાર છે–શોભા છે.' વળી માતા પણ ઘણા ઘણા મનોરથોવડે જે પ્રાપ્ત થયો હોય અને ઘણા ઘણા મનોરથોવડે લાલિતપાલિત કર્યો હોય અને જેનું મુખ જોઇ જોઇને હૃદયમા ઉલ્લાસ પામતા હોય તેજ પુત્ર યૌવન પ્રાપ્ત કરે છે–મોટો થાય છે, ત્યારે જો ધન કમાતો નથી, તો તેજ માતા કહેવા લાગે છે કે- "આ પુત્ર તો મારી કુખને લજાવનાર નીવ-

લ્યો." વળી તેની પત્ની પણ જ્યાં સુધી તે પુરૂષ પાસેથી ઇપ્સિત ભૂષણ, વસ્ત્રાદિક મળે છે ત્યાં સુધીજ હર્ષપૂર્વક મધુર વચનાદિક બોલે છે અને આનંદ દેખાડે છે, તથા પ્રશંસા કરતી કહે છે કે– "અહો! મારા સ્વામી તો સાક્ષાત્ કામદેવરૂપજ છે." અને જો ધન ન ઉપાર્જતો હોય તો કહે છે કે–"અહો ! આ તો થાંભલા જેવો છે, પથરા જેવો છે, લુલા બીલાડા જેવો છે." આવું આવુ બોલી તે સ્ત્રી નિંદા કરે છે. વળી નગરના લોકો પણ જ્યાં સુધી ધન પાસે હોય ત્યાં સુધીજ આદરસત્કાર તથા સન્માન આપે છે. જ્યાં સુધી લક્ષ્મી ઘરમાં સ્થિર થઇને રહેલી હોય, ત્યાં સુધીજ કળાવતની કળા, વિદ્યાવંતની વિદ્યા, બુદ્ધિવતની બુદ્ધિ અને ગુણવાનના ગુણની પ્રશંસા થાય છે. ધનવતના હજારો દોષો પણ લોકો ગુણ કરીને માને છે. જો ધનવંત બહુ બોલબોલ કરનારો હોય તો તે તેની વાણીની કુશળતારૂપ ગુણ ગણાય છે, જો ઓછું બોલતો હોય તો 'અસત્યના ભયથી મિતભાષી છે' તેમ વખણાય છે. જો ધનવંત ઉતાવળથી કાર્યે તથા ક્રિયાઓ કરનાર હોય તો કહેવાય છે કે–'અહો! આતો બહુ ઉદ્યમવત છે, પ્રમાદનો તેણે ત્યાગ કર્યો છે, તેનામાં આળસ તો મુદ્દલ નથી.' અને જો આળસુ અને ધીમું કાર્ય કરનાર હોય તો 'અહો કેવો ધીર છે! ઉતાવળથી કોઇ કાર્ય કરવુ જ નહિ, એ નીતિવાક્યમાં આ કુશળ છે' એમ કહેવાય છે. જો ધનવંત બહુ ખાનાર હોય તો લોકો કહે છે કે–'અહો! મહા પુણ્યશાળી છે, પુણ્યના ઉદયવાળો છે, તેથી બને શક્તિ પ્રાપ્ત થઇ છે, તે કેમ ન ખાય? કહ્યું છે કે–ભોજનને ભોજનની શક્તિ, ઉત્તમ સ્ત્રીઓને રતિની શક્તિ, વૈભવ ને દાનશક્તિની પ્રાપ્તિ તે અતિ ઉગ્ર તપસ્યાનુ ફળ છે.' આ પ્રમાણે તેની સ્તુતિ કરે છે. જો વળી ઓછું ખાનાર

હોય તો 'આને ઘેર બધુ ભરેલું છે. તે સર્વથી ભરેલ હોવાથી તૃપ્ત થઇ ગયેલજ છે' તેમ કહે છે. જો ધનવંત વસ્ત્ર આભરણ વિગેરેના બહુ આડંબર યુક્ત બહાર જાય તો 'આ ધનવંતે પૂર્વ ભવમાં પ્રબળ પુણ્ય કર્યું છે, જેથી મળ્યું છે પણ ઘણું, અને મળ્યુ તેનો વિલાસ પણ ભોગવે છે. પામ્યાનો સાર તો ભોગવાય ત્યારેજ છે' તેમ કહે છે. વળી જો વસ્ત્ર—આભરણાદિક ન પહેરે—બહુ ઠાઠમાઠ ન કરે તો 'અહો ! આ પુરૂષનું ગંભીરપણુ, ધાર્મિકપણુ, સાદાઇ, સંતોષ કેવો છે ?' તેમ કહી વખાણ કરે છે. જો ધનવંત બહુ ખર્ચે તો તે 'ઉદાર ચિત્તવાળો, પરોપકારી' કહેવાય છે. જો ઓછો ખર્ચ કરે તો 'આ તો યોગ્યાયોગ્યનો જાણકાર છે, વિચારીને કાર્ય કરનાર છે, જે ઉચિત લાગે તેજ કરે છે, બહુ દ્રવ્ય હોય તેથી શું તેને રસ્તામાં ફેંકી દે ?' એમ લોકો બોલે છે. જે બધાં નિમિત્તો ધનવાનને ગુણના કારણરૂપ ગણાય છે, તેજ સર્વે નિમિત્તો નિર્ધનને દોષના કારણરૂપ મનાય છે વળી જેવી રીતે લક્ષ્મીમાં ગુણો છે, તેવી રીતે તેનામાં હજારો દોષ પણ રહેલા છે સંસારમાં ઇષ્ટ સંયોગની સાથે અનિષ્ટનો સંયોગ પણ નથી થતો ? લક્ષ્મીની સાથે આટલા દોષો પણ રહેલા હોય છે નિર્દયપણુ, અહંકાર, તૃષ્ણા, કટુ ભાષણ, નીચ પાત્રની સાથે પ્રેમ સંબંધ—આ પાંચે લક્ષ્મીની સાથે રહેનારા દૂષણો છે. વળી જેવી રીતે તાવ આવ્યો હોય ત્યારે ભોજન ઉપર દ્વેષ થાય છે, તેવી રીતે ધનવંતને સેવક ઉપર દ્વેષ થાય છે. તાવ આવ્યો હોય ત્યારે જેવી રીતે (જડ) જળ—પાણી ઉપર પ્રીતિ થાય છે, તેવીજ રીતે ધનવંતને જડ—મૂર્ખ ઉપર પ્રીતિ થાય છે. જેવી રીતે તાવમાં મોટી લાંઘણ (લંઘન) કરાવવામાં આવે છે, તેવીજ રીતે ધન હોય

ત્યારે મોટાની વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે, તથા જેવી રીતે તાવવાળાનું મુખ કડવું થઈ જાય છે, તેવીજ રીતે ધનવંતનાં મુખમાં કટુતા—કટુભાષીપણું આવી જાય છે આવી રીતે તાવવાળાની અને ધનવંતની સરખી દશા પ્રવર્તે છે.'

આ પ્રમાણે ઘણા અનર્થકારી દોષો અર્થમાં રહેલાં છે, તો પણ શરીરધારી પ્રાણીઓ જેવી રીતે અજીર્ણનો દોષ થયો હોય છતાં પણ માણસોને આહાર લેવાની તીવ્ર ઈચ્છા થાય છે, તેવીજ રીતે ધનને અત્યંત વાંછે છે, વળી જેવી રીતે આ જગત્‌માં આગથી ઘર બળી જાય છે, તો પણ માણસો આગ—અગ્નિની ઇચ્છા રાખેજ છે, તેવીજ રીતે શરીર ઉપર સંકટ આવે, શરીરને કલેશ થાય, તો પણ માણસો—મનુષ્યો સંસારી જીવો લક્ષ્મીને ઇચ્છે છે—વાંછે છે, તેથી હે પુત્રો ! દોષનાં સમૂહવાળી—દોષોની ખાણરૂપ લક્ષ્મી ગૃહસ્થોથી ત્યજી શકાતી નથી, પણ લક્ષ્મીને માટે અંદર અંદરનો સ્નેહ ઓછો કરી નાખીને તમારે કોઇ દિવસ કલેશ કરવો નહિ, કારણ કે કદી કાંઈક સારું ફળ દેખાય તો પણ કલેશને સુખાર્થી માણસોએ ત્યજવોજ યોગ્ય છે તમારે હમેશાં એક બીજા ઉપર સ્નેહભાવ રાખીને એકઠાજ રહેવું--જુદા થવું નહિ. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે—'સંપ ત્યાં જંપ છે.' તંતુઓ પણ એકઠા થાય તો દોરડું બનીને ગજેન્દ્રને પણ બાંધી શકે છે. જે પાણી પર્વતોને પણ ભેદે છે અને જમીનને પણ ફાડી નાખે છે તેજ પાણીના સમૂહને ઘાસ મોટાં પ્રમાણમાં એકઠું હોય તો રોકી રાખે છે. પુરૂષોને જ્યાં ત્યાં સર્વત્ર એકઠા થઇને રહેવું તેમાંજ લાભ છે. તેમાં પણ પોતાના કુટુંબી જનો સાથે તો વિશેષે કરીને સ્નેહપૂર્વક રહેવું તેજ અત્યંત લાભદાયી છે. જો કલેશથી—વિરૂદ્ધ

ભાવથી રહીએ તો તેનુ ફળ પણ વિરૂદ્ધ આવે છે, યશ, ધન વિગેરેની વૃદ્ધિ થતી નથી, જેવી રીતે ચોખાને તેની ઉપરનાં ફોતરાં છોડી દે છે--ચોખાં અને ફોતરાં જુદા પાડવામાં આવે છે, ત્યાર પછી તે ચોખા વાવવાથી ઉગતા નથી. વળી મનુષ્યો નિર્ધન થયા છતાં પણ પોતાના કુટુંબીઓ સાથે રહેવાથીજ શોભાને પામે છે, જેવી રીતે કપડું પણ પડદાથી ઢંકાયું હોય ત્યારેજ દુકાનમાં સારૂ મૂલ્ય પામે છે.

આ બધી વાત ખરી પણ જ્યાં સુધી પોતાના કુટુંબમાં પરસ્પર કલેશ થતો નથી, ત્યાં સુધીજ ધનધાન્યાદિક પરિગ્રહથી યુક્ત એવા ગૃહસ્થોને પોતાના ઘરમાં રહેલા પ્રતાપ, ધન, ગૌરવ, પૂજા, યશ, સુખ અને સપદાની પ્રાપ્તિ થાય છે, પરંતુ કળહ ઘરમાં પ્રવેશતાંજ આ સર્વનો નાશ થાય છે. જેવી રીતે રાજાને માનનીય છતાં પણ મોટા સુભટનો ક્ષયરોગ થતાં થોડા દિવસમાં નાશ થાય છે, તેવીજ રીતે રાજાદિકને માનનીય તથા દુશ્મનોથી પરાભૂત નહિ થતો માણસ પણ જો તેના કુટુંબમાં કલેશ પ્રવેશે તો થોડાજ દિવસમાં ક્ષીણ થઇ જાય છે—નાશ પામી જાય છે તેથી હે પુત્રો ! તમારે પુત્ર પૌત્રાદિકનો મોટો પરિવાર થાય ત્યારે કળહ શાંત કરવા તમે શક્તિમાન ન થાઓ, તો જુદા જુદા રહેજો, પણ પરસ્પરનો કલેશભાવ તો છોડીજ દેજો. તેને વખતે તમારા લાભ માટે તમારા નામથી અંકિત કરેલા સરખા ભાગવાળા ચાર કળશો ઘરના ચારે ખુણામાં ભૂમિમાં મે દાટેલા છે. જ્યારે તમારે જુદા થવાનો પ્રસંગ આવે ત્યારે તમારા નામથી અકિત કરેલા ચારે કળશો લઇ લેજો, પરંતુ પરસ્પર કલેશ કરશો નહિ, કારણકે તે ચારે કળશો સરખા ધનના ભાગ પાડનાર છે, તેમાં

જરા પણ ન્યુનાધિક નથી, મને તો તમો ચારે ઉપર એક શરીરના વિભાગની જેમ સરખી પ્રીતિ છે, કોઈની ઉપર ઓછી વધતી નથી, પંક્તિભેદ નથી, તેથી ભાગ સરખા પાડેલા છે."

આ પ્રમાણે પોતાના પુત્રોને ત્રણે પ્રકારે શિક્ષા આપીને તે સત્વશાળી શ્રેષ્ઠી સમસ્ત જીવયોનિને ત્રિવિધે ત્રિવિધે ખમાવી, અરિહંતાદિક ચતુષ્ટયનું શરણુ કરી, ભવચરિત્ર પચ્ચખ્ખાણ લઇને આયુષ્ય પૂર્ણ થતાં સ્વર્ગે ગયા—પંચત્વ પામ્યા હવે તેમની ઉત્તર ક્રિયા વિગેરે કરીને તાતની શિક્ષા હૃદયમાં ધારણ કરીને રામ, કામ વિગેરે ચારે ભાઇઓ સ્નેહસબંધ સાચવતાં કેટલાક સમય સુધી એકઠા રહ્યા. તે પ્રમાણે રહેતાં કેટલોક કાળ ગયો, ત્યાર પછી પુત્રપૌત્રાદિક સંતાનનો પરિવાર વૃદ્ધિ પામ્યો, ત્યારે અંદર અંદર કળહ, કુસંપ વધતો જતો દેખીને ચારે ભાઈઓ જુદા થયા—જુદા જુદા ઘરમાં રહેવા લાગ્યા. ત્યાર પછી આનંદિત ચિત્તવાળા તેઓ એકઠા થઇને પિતાએ દેખાડેલા ખુણાઓમાંથી પોતપોતાના નામાંકિત કળશો બહાર કાઢવા લાગ્યા. 'બાળકો પણ ધન પ્રાપ્ત કરવામાં આળસ હોતું નથી.' હવે તે કળશોમાં જે કળશ મોટા પુત્રના નામ ઉપર હતો તે કુંભમાં શાહી, શાહીનો કુંપો તથા ચોપડા અને લેખીની—કલમ મુકેલા હતા. શુભ અંતઃકરણવાળા બીજા પુત્રના કળશમાં જમીન ઉપર ઉપજેલી માટી, રેતી વિગેરે મુકેલા હતા ત્રીજા પુત્રના નામાંકિત કળશમાં હાથી, ખચ્ચર, ઘોડા, બળદ વિગેરેનાં હાડકાંનો જથો મુકેલો હતો; અને ચોથા નાના પુત્રનાં કળશની અંદર તેજોમય, ઝળહળાટ કરતી આઠ કરોડ સોનામહોર મુકેલી દેખાતી હતી. તેનો સોનામહોરથી ભરેલો કળશ દેખીને બીજા ત્રણે ભાઇઓ કૃષ્ણ-

પક્ષની બારશની રાત્રીની જેમ બહુ શ્યામ મુખવાળા થઈ ગયા. ચોથા પુત્ર સોનામહોરથી ભરેલ પોતાનો કળશ દેખીને બહુ સંતોષ પામ્યો—આનંદિત થયો. ખરેખર રોકડું દ્રવ્ય મળવાથી કોણ રાજી થતું નથી ? આ ચોથો ભાઈ ન્હાનો હતો, છતાં પણ તે લક્ષ્મીવડે મોટાઇ પામ્યો. ન્હાનો મણિ પણ કાંતિવાળો હોય તો શું કિમત નથી પામતો ? હવે ત્રણે ભાઇઓ લોભથી તેમના મનમાં ક્ષોભ થવાથી, તેમના મન પરાભવ પામવાથી તેમને ન શોભે તેવાં હલકાં વચનો નાના ભાઇ પ્રત્યે બોલવા લાગ્યા, અને તે સોનામહોરમાં પોતાનો ભાગ માગવા લાગ્યા. તે સાંભળીને ન્હાનો ભાઇ બોલ્યો કે–' મારા નામનું પિતાએ આપેલ દ્રવ્ય હું તમને આપીશ નહિ, મારા ભાગ્યથી મને જે મળ્યુ તે હુંજ ગ્રહણ કરીશ. પાપના ઉદયથી તમારા કળશમાં ધન ન નીકળ્યું તેમાં હું શુ કરૂ ? કદાચ તમારા ત્રણમાંથી કોઇએ લોભથી તે કળશોમાંથી દ્રવ્ય લઈ લીધુ હશે તોપણ કોને ખબર છે ? તેમાં મારો શો દોષ ? દોષ તમારા કર્મનોજ છે. " આ પ્રમાણે લજ્જા રહિત બોલતા તે ન્હાના ભાઇએ કોઇને ભાગ આપ્યો નહિ આ પ્રમાણે થવાથી અરસપરસનો સ્નેહ ઢીલો પડી ગયો, અને હમેશાં તેમના ઘરમાં કળહ થવા માંડ્યો. ઘણા દિવસ કલેશ ચાલ્યો ત્યારે કલેશથી તેઓના મન ખેદાણા, અને ચોખ્ખો ન્યાય મેળવવા માટે જેવી રીતે વરસાદ જળ મેળવવા માટે સમુદ્ર પાસે જાય તેવી રીતે તેઓ બજારમાં આવ્યા; બજારમાં માધ્યસ્થભાવ ધારણ કરનારા સર્વે વ્યાપારીઓ પણ તેઓના કલેશની વાર્તા સાંભળીને પોતપોતાના બુદ્ધિવૈભવનો ઉપયોગ કરવા લાગ્યા. તેઓ અંતે થાક્યા, અને દિઙ્મુઢ થઇ ગયા, પણ કાંઇ નિર્ણય કરી શક્યા નહિ.

ત્યારે તેઓએ છેવટે કહ્યું કે–"રાજ્યદરબારમાં ઘણા બુદ્ધિશાળી માણસો હોય છે, તેથી રાજ્યદરબારમાં જાઓ. ત્યાં રાજાના પ્રતાપથી તથા તેના પુણ્ય ઉદયના બળથી બધી વાત સમજાશે–સીધી થઇ જશે." આ પ્રમાણેનો વ્યાપારીઓનો ઉત્તર સાંભળીને જેવી રીતે વાદવિવાદ કરનારાઓ અંદર અંદર વાદવિવાદ કરી છેવટે નિર્ણય ન થાય ત્યારે સર્વજ્ઞ સમિપે જાય છે, તેવી રીતે તે બધા રાજ્યસભામાં રાજા પાસે ન્યાય મેળવવા માટે ગયા.

રાજ્યસભામાં જઇને પોતપોતાના દુઃખની વાત કરતાં તેઓ ઉભા રહ્યા. ત્યાં પણ ન્યાયમાં ચતુર એવા મંત્રીઓવડે પણ તેમનો કલેશ સમાવી શકાયો નહિ, ત્યારે રાજાએ વિચાર્યું કે–"આ કજીઓ કોઇથી ભંગાતો નથી, પણ બુદ્ધિશાળી એવા ધન્યકુમાર જરૂર આ કંકાસ ફેડી શકશે." એમ વિચારીને ધન્યકુમારને તે માટે વિચાર કરવા બોલાવ્યા. અતિશય બુદ્ધિશાળી ધન્યકુમાર બધી હકીકત જાણ્યા પછી રાજાની આજ્ઞા મળવાથી બોલ્યા કે–"અરે ભાઈઓ! તમારા પિતાએ બહુ ઉત્તમ રીતે સીધા અને સરખા ભાગજ પાડેલા છે, પણ તેનો ભેદ નહિ સમજવાથી તમે નકામો કળહ કરો છો. બાપનું હેત તો સર્વે પુત્રો ઉપર સમાનજ હોય છે, કોઇ ઉપર ઓછું વધતું હોતું નથી. હવે તેણે કેવી રીતે ભાગ વહેંચેલા છે તેનું હાર્દ–ગુઢાશય સાંભળો. જે જે પુત્રની જે જે વસ્તુઓમાં અથવા તો વ્યાપારમાં કુશળતા છે, જેમાં જેની બુદ્ધિ સ્ખલના પામતી નથી, તે તે પુત્રને તમારા પિતાએ ઘરમાં સંપ રહે તેવા હેતુથી તે તે કામો સોંપેલા છે. જે ભાઇ વ્યાપારમાં કુશળ છે તેને વ્યાપાર કરવાની વસ્તુઓ સોંપેલી છે, એટલે જે ભાઇને ચોપડા શાહી વિગેરે આપેલા છે તેને વ્યાપારાદિ કળાથી મેળવેલ અને

વ્યાજે ધીરેલું તમામ દ્રવ્ય આપેલ છે, કારણકે તે ક્રિયામાં મોટા ભાઇજ કુશળ છે. આ પહેલા મોટા ભાઇનો વિભાગ થયો. ધૂળ–માટી–રેતી વિગેરે જેના કળશમાંથી નીકળ્યું તેને એટલે તેવા વ્યાપારમાં કુશળ એવા બીજા ભાઈને માટીના સંકેતદ્વારા ધાન્યના કોઠાર તથા ક્ષેત્રો વિગેરે જમીન આપેલ છે. તે વ્યાપારમાં નાખેલ દ્રવ્ય મોટા ભાઇને આપેલ દ્રવ્ય ભાગની સરખુંજ હોવું જોઇએ. આ પ્રમાણે બીજાનો વિભાગ સમજવો. હવે જેને હાથી, ઘોડા, ગાય, બળદ વિગેરેના હાડકા નીકળ્યા તેને હાથી, ઘોડા, ગાય, ભેંસ વિગેરે ચતુષ્પદ અને ઢોરોનાં ગોકુળો આપેલા છે. તે ભાઇનું તે વ્યાપારમાં વિશેષ લક્ષ્ય ચોંટેલ હશે અને તે પશુઓ પણ તેટલી કિંમતના હશે. તે પ્રમાણે ત્રીજાનો વિભાગ સમજવો. હવે જેને રત્ન, સોનું વિગેરે રોકડ નાણું નીકળ્યું તે હજુ સુધી વ્યાપારકળામાં કુશળ નહિ હોય તેમ જણાય છે. આ હેતુથી પત્રમલ્લ શ્રેષ્ઠીએ તે ન્હાના ભાઇને રોકડુ ધન આપેલ છે. આ પ્રમાણે ચોથાનો વિભાગ અને તેનો મર્મ સમજવો. આ પ્રમાણેના આશયવડે તમારા પિતાએ તે તે વસ્તુઓ આપવાનો સંકેત સૂચવેલો છે. હવે તમે બધા તમારા મનમાં વિચાર કરો. આ પ્રમાણેનાં સાંકેતિક વિભાગોવડે તે તે વ્યાપારમાં નાખેલુ દ્રવ્ય સર્વને ભાગે આઠ આઠ કરોડ આવશે, તેથી તે પ્રમાણે તમારા પિતાએ સરખા ભાગો વહેંચેલ છે. જુઓ ! તમારા પિતાના આશયને બતાવનાર મારા વચન પ્રમાણે તે તે વસ્તુની કિંમત થાય છે કે નહિ, તેનો સર્વે પોતપોતાના મનમાં વિચાર કરીને ઉત્તર આપો.”

આ પ્રમાણે કહીને વિભાગોનો મર્મ સમજાવી ધન્યકુમાર ઉત્તર સાંભળવા માટે મૌન રહ્યા; એટલે મોટા ભાઇએ તેના મનમાં

વિચાર કરીને કહ્યું કે–"મને વ્યાજ વિગેરેથી દ્રવ્ય વૃદ્ધિ થતાં આઠ કરોડ સોનામહોર મળશે." બીજો બંધુ પણ બોલ્યો કે–"મને પણ જમીન, ક્ષેત્ર તથા કોઠાર વિગેરેથી મોટા ભાઇના જેટલીજ ધન સંખ્યા મળશે–તેનું અને મારૂં પ્રમાણ સરખું થશે." હવે ત્રીજો ભાઇ બોલ્યો કે–"મને દશ હજાર ઘોડા, સો હાથી, સો ગાયોના [1]ગોકુળ, એંશી હજાર ઉંટ અને પાડા–બળદ વિગેરેની મોટી સંખ્યા મળશે, તેનું મુલ્ય ગણતાં મને પણ આઠ કરોડ સોનામહોર મળશે." આ પ્રમાણેનાં તેઓનાં વચન સાંભળીને રાજા અને બધા સભાજનો પણ ચિત્તમાં વિસ્મય પામ્યા અને માથું ધૂણાવતાં ધન્યકુમારની બુદ્ધિકૌશલ્યતાના વખાણ કરવા લાગ્યા. પછી તે ચારેને રાજાએ પૂછ્યું કે–"તમારો કલેશ નાશ પામ્યો ? તમારો સંદેહ દૂર થયો ?" તેઓ પણ હાથ જોડીને બોલ્યા કે–"સ્વામિન્ ! તમે કરોડો યુગો સુધી જીવો. આપના આદેશથી પુરૂષોત્તમ એવા ધન્યકુમારે બુદ્ધિના વિલાસથી અમારો વિવાદ ભાંગી નાખ્યો, અમારી પરસ્પરની પ્રીતિની વેલડી વૃદ્ધિ પમાડી અને કળહ દૂર કર્યો." પછી રાજાએ તે વ્યાપારીના પુત્રોને જવાની રજા આપી, તેઓ પણ આનંદિત ચિત્તવાળા થઇ રાજાને નમસ્કાર કરીને પોતાને ઘેર ગયા. ઘેર ગયા પછી ધન્યની પ્રતિભા, ભાગ્ય, કળા વિગેરે ગુણોથી તેઓનું અંતઃકરણ ધન્યકુમાર તરફ ખેંચાણું અને અંદર અંદર વિચાર કરીને રૂપ લાવણ્યયુક્ત પોતાની બહેન લક્ષ્મીવતીને તેઓએ ધન્યકુમારને આપી. મોટા મહોત્સવવડે તેની સાથે ધન્યકુમારનો વિવાહ થયો અને કરમોચનમા ચારે ભાઇઓએ એક એક કરોડ સોનામહોર આપી.

---

૧ એક ગોકુળમા દશ હજાર ગાયો હોય છે

હવે તેજ નગરમાં હમેશાં ખેતી વિગેરે કાર્યોમાં આસક્ત મનવાળો **ધનકર્મા** નામે એક વણિગ્ વ્યાપારી રહેતો હતો. તેણે પાપાનુબંધી પુણ્યના ઉદયથી અપરિમિત ધન પ્રાપ્ત કર્યું હતું, પણ તે અતિશય કૃપણ હતો. તેની પાસે અતિશય લક્ષ્મી હતી, છતાં નહોતો તે ધનને દાનમાં આપતો, કે નહોતો તે તેનો ઉપભોગ લેતો; નપુંસકની સ્ત્રીની જેમ તેની લક્ષ્મી માત્ર તેના ઘરનાં ભૂષણરૂપ હતી–ઉપભોગ માટે ન હોતી.

હવે એક વખતે કોઈ ચારણ પોતાની ચારણની જ્ઞાતિના જ્ઞાતિમેળામાં ગયો હતો, તે વખતે ત્યાં તેઓ બધા પોતપોતાની બુદ્ધિની કૌશલ્યતા વર્ણવવા લાગ્યા કોઈએ કહ્યું કે–'મેં અમુક દેશના રાજાને પ્રસન્ન કરીને ઘણું ધન મેળવ્યું છે' બીજાએ કહ્યું કે–'અમુક દેશનો રાજા તો મહા કૃપણ છે, તેને પણ રાજી કરીને મેં ધન ગ્રહણ કર્યું છે.' વળી ત્રીજાએ કહ્યું કે–'અમુક રાજાનો અમુક મંત્રી સર્વ શાસ્ત્રનો પારગામી છે, સર્વે વાદીઓને પાછા હઠાડી દેનાર છે, બુદ્ધિવડે અનેકને જીતીને તેઓને બંદીવાન કરીને પછી તેણે છોડી મૂક્યા છે, પણ કોઇને એક રાતી પાઇ પણ આપતો નથી, તેવા મંત્રીને પણ ગુરૂની કૃપાથી મેં રંજીત કર્યો છે, અને તેની મોટી મહેરબાની મેળવી છે.' આ પ્રમાણે અંદર અંદર વાતચિત કરતા હતા; તેવામાં એક ભાટ બોલી ઉઠ્યો કે–'તમે જે સઘળું કહો છો તે સત્યજ છે! પણ હું તો તમારૂં કૌશલ્ય ત્યારેજ જાણું કે જ્યારે લક્ષ્મીપુરના રહેવાસી ધનકર્મા નામના વ્યાપારી પાસેથી એક દિવસના આપણી જ્ઞાતિસંમેલનના ભોજનનો ખર્ચ ચાલે તેટલું દ્રવ્ય લાવો, નહિ તો તમારી આ બધી વાતચિત માત્ર ગાલ ફુલાવવા જેવીજ મને તો લાગે છે.' તે વખતે લક્ષ્મીપુરથી ગયેલ

ભાટ ગર્વથી બોલી ઉઠ્યો કે—" અહો ! એમાં તે શું દુષ્કર છે ? મેં તો ઘણા વજ્ર જેવા કઠોર હૃદયવાળાને પણ પીગાળ્યા છે, તો આ બાપડો તે કોણ માત્ર છે ? તેની પાસેથીજ જ્યારે ભોજન અને વસ્ત્રાદિક લાવીને હું આપું ત્યારેજ આ માગધ મંડળમાંથી દાનનો વિભાગ હું ગ્રહણ કરીશ, ત્યાંસુધી ગ્રહણ નહિ કરૂં." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ધનકર્માને ઘેર તે ગયો. ત્યાં ધનકર્મા પાસે અમૃત જેવી મીઠી વાણીવડે તેણે માગણી કરી કે—" હે વિચક્ષણોમાં શિરોમણિ ! તું દાન દેવામાં કેમ વિલંબ કરે છે ? આયુષ્યનો કાંઈ ભરોસો નથી, આંખના પલકારાજ વારંવાર બંધ ઉઘડ થઇને મરણ સૂચવે છે—સંસારની અસ્થિરતા બતાવે છે, તેથી દાનધર્મમાં વિલંબ કરવો તે અયુક્ત છે. કહ્યું છે કે—'જ્યારે વિધિ અનુકુળ હોય ત્યારે પણ દેવું, કારણ કે પૂરનાર તો પ્રભુ છે. વિધિ વાંકો હોય ત્યારે પણ દાન દેવું, કારણ કે નહિ તો તે બધું લઈ જશે.' હે સ્થિર મનવાળા ! મનુષ્યોને અપાય તેટલું દાન આપ, તેને એકઠું કરી રાખીશ નહિ. જો ભમરીઓ મધ એકઠું કરી રાખે છે, તો બીજા વનચરો તે ઉપાડી જાય છે. કૃપણ માણસની પાતાળમાં દાટેલી લક્ષ્મીનો ત્યાંજ નાશ થઇ જાય છે. અગાધ—અંધારા કુવામાં ઉંડું ગયેલું—નહિ વપરાતું પાણી શેવાલ વિગેરેથી ગંધાતું થઇ જાય છે. ભિક્ષુકો ઘરે ઘરે ફરીને માગતા નથી, પણ બોધ આપે છે કે—દાન આપો ! દાન આપો ! જો દાન નહિ આપો તો અમને મળ્યાં તેવાં ફળ તમને મળશે—અમારી જેવી દશા થશે." આ પ્રમાણે તે શ્રેષ્ઠીને પ્રબોધ કરવા માટે અનેક સુભાષિતો—અન્યોક્તિઓ વિગેરે મોટે સ્વરે તે ભાટ બોલ્યો, પણ તે શેઠનું ચિત્ત મગશેળીયા પાષાણની જેમ જરા પણ આર્દ્ર થયું

નહિ. પછી ચારણે 'હું દુઃખિત છું, હું ભુખ્યો છું, હું ભારે કર્મી છુ' વિગેરે દીન વચનો વિવિધ અભિનય સાથે કહ્યા, ત્યારે તે શ્રેષ્ઠી તેને ઠપકો દેતો કહેવા લાગ્યો કે—"અરે ભાઈ ચારણ ! અત્યારે સમય નથી, તું જે આજે ભોજન માગે છે, તે આવતી કાલે તને આપીશ." આ પ્રમાણે ધનકર્માએ તેને કહ્યું, તેથી તે ભાટ તેના ગુપ્તાશયને નહિ સમજતો આનંદિત થઇ મનમાં વિચારવા લાગ્યો કે—"મારૂં આગમન સફળ થયું. મેં પણ કર્યું અને અત્રે આવ્યો, આ શ્રેષ્ઠીએ એક દિવસના વિલંબ પછી દાન આપવાનુ અંગીકાર કર્યું છે. મૂળથીજ નહિ આપું તેમ કહ્યુ નથી તે સારૂં થયુ, કાલે આવીને દાન લઇને હું જઇશ. એકાંત હઠ કરવી તે યાચક જનને યોગ્ય નથી." આ પ્રમાણે વિચાર કરીને તે ગયો.

વળી ફરીથી બીજે દિવસે તેને ઘેર જઇને તેજ પ્રમાણે તેણે ધનકર્મા પાસે યાચના કરી ત્યારે ધનકર્મા શેઠે તેને કહ્યુ કે—"અરે માગધ ! અરે ચારણ ! કેમ ઉતાવળો થાય છે? ધીરો થા ! શાંત થા ! મેં કહ્યુ છે તેમ તને કાલે જરૂર આપીશ" આં પ્રમાણેનાં તે શ્રેષ્ઠીનાં વચનો સાંભળીને નહિ દેવાની ઇચ્છાવાળા તે શ્રેષ્ઠીનો હાર્દ તથા દંભાદિક સારી રીતે તે ચારણે જાણી લીધો. પછી તેણે વિચાર કર્યો કે—"આની સાથે મારે કળહ કરવો તે વ્યાજબી નથી, કારણ કે તેમ કરૂં તો તો 'આ શ્રેષ્ઠીને પ્રસન્ન કરીને હું ભોજન લાવીશ' એવી જે મેં પ્રતિજ્ઞા કરી છે અને અત્રે આવ્યો છું તેમાં હાનિ થાય. વળી આ કહે છે કે—'કાલે આપીશ.' પણ મૂળથી 'નહિ દઉં' તેમ તો કહેતો નથી. તેથી આની પછવાડે લાગીને હમેશાં તેની પાસે માગીને હું એને થકવી દઉં. કેટલા વખત સુધી તે મને આવો ને આવો પ્રત્યુત્તર આપ્યા કરશે ? અને થાકીને તે

આપશે; છેવટે લોકલજ્જાથી પણ મારૂં કાર્ય સિદ્ધ થશે. તેના અને મારા નશીબનો વિલાસ હવે જોઇએ છીએ. તેમાં કોણ હારે છે, તે પણ જોવાનું છે." આ પ્રમાણે વિચારીને હમેશાં તે શ્રેષ્ઠીને ઘેર આવી આશિર્વાદ આપવા લાગ્યો અને ભોજનની યાચના કરવા લાગ્યો. તે શ્રેષ્ઠી પણ પહેલે દિવસે જે વચનવડે ઉત્તર આપ્યો હતો તેજ વચનવડે હમેશાં ઉત્તર આપતો, ત્યારે તે ચારણે એક વખતે પૂછ્યું કે–"કાલ ક્યારે થશે ?" ધનકર્માએ જવાબ આપ્યો–"હમણાં તો આજ વર્તે છે. કાલની કોને ખબર છે ? કાલ થશે ત્યારે આપીશ." આમ કહીને તેણે તેને વિસર્જન કર્યો. આ પ્રમાણે હમેશાં કરતાં ઘણાં દીવસો વીતી ગયા, પણ ધનકર્માએ તે ભાટને કાંઇ પણ આપ્યું નહિ. છેવટે તે ચારણ આંટા ખાઈ ખાઇને થાકયો, અને આશાભગ્ન થવાથી વિચારવા લાગ્યો કે–" આ કૃપણ અને લોભીઓ કોઈ ઉપાયવડે ખર્ચ કરતો નથી, પણ હવે કોઈ પણ જાતના પ્રપંચવડે મારે તેની પાસે ખર્ચ કરાવવો છે, પાણીનો ડોલ હલાવ્યા વગર અગર તો પાણી કાઢવાનો કોસ ચલાવ્યા વગર શું પાણી કુવામાથી બહાર કાઢી શકાય છે ? નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે–'લુચ્ચાની સાથે લુચ્ચાઇ કરવી.' વક્ર બુદ્ધિવાળો હોય તો પગણે પુણ્ય કરે છે અને સદાચાર સેવે છે. ધનુષ્યને જો ખેચીને ધારણ કરીએ તોજ સીધું થાય છે, નહિ તો સીધું થતુ નથી કૃપણ પુરૂષોમાં અગ્રેસર એવો આ શ્રેષ્ઠી દેવતાની સહાય વિના આધીનમાં લઈ શકાશે નહિ. તેથી 'વાંકે લાકડે વાંકો વેહ' એવી જે લોકમાં કહેવત છે તે હવે સાચી કરવી. મારૂં પણ–સરત–હોડ સાચવવા માટે કોઇ પણ ઉપાયવડે આ કૃપણની લક્ષ્મીને આધીન કરીને

તેનો દાન અને ભોગમાં વ્યય કરવાવડે મારે કૃતકૃત્ય થાવું; માટે હવે તો પ્રતારણી વિદ્યા સાધીને હું ઇચ્છિત કાર્ય કરીશ." આ પ્રમાણે કોટ્યાધિપતિના ધનના વ્યયની વાંચ્છા રાખતો તે માગધ ચંડિકા દેવીને મંદિરે ગયો. તે શક્તિદેવીને નમસ્કાર કરીને 'તમારા પ્રસાદથી મારા કાર્યની સિદ્ધિ થાઓ' તેવી રીતે બોલીને સાવધાન મનવાળો થઇ તે ચારણ વિદ્યાનું આરાધન કરવા 'અર્થ મેળવું અથવા તો દેહ પાડું' એવો મનમાં નિશ્ચય કરીને વિનયપૂર્વક તે દેવી સન્મુખ બેઠો અને વિધિપૂર્વક એકવીશ ઉપવાસ તેણે કર્યા. આ પ્રમાણે તે ચારણે મૌનવ્રત તથા તપ, મંત્ર, જાપ, હોમાદિવડે અનેક પ્રકારે તે મંત્રની અને દેવીની આરાધના કરતાં છેવટે તે ચંડિકા તેના ઉપર પ્રસન્ન થઈ અને પ્રત્યક્ષ થઇને ચારણને કહેવા લાગી–"હે પુત્ર! તારી ભક્તિવડે હું પ્રસન્ન થઇ છું, જે તારી ઇચ્છા હોય તે વર માગ." આ પ્રમાણે દેવીની વાણી સાંભળીને તે ચારણ દેવીને નમસ્કાર કરીને માગવા લાગ્યો કે– 'હે માતા! હે ઈપ્સિત આપનારી દેવી! જો તમે મારા ઉપર સંતુષ્ટ થયા હો, તો મને રૂપપરાવર્તીની વિદ્યા અને ગત કાળનું સ્મરણ થાય તેવું જ્ઞાન આપો." ત્યારે દેવી પણ તેના આશય પ્રમાણે ઇચ્છિત વર તેને આપીને અંતર્ધાન થઇ ગઇ. પ્રસન્ન થયેલા દેવતાઓ શું શું આપતા નથી? ત્યાર પછી તે ચારણ અતિશય આનંદ પામતો હર્ષિત ચિત્તવાળો થઇને ત્યાંથી ઉઠી પોતાને ઘેર ગયો અને પારણું કરીને અવસરની–યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો.

હવે એક વખતે ધનકર્મા શેઠ પોતાના કાર્યની સાધના માટે બીજે ગામ ગયો, તે વખતે સમય મળવાથી પેલો ચારણ દેવીએ

આપેલા વરના પ્રભાવથી ધનકર્માનું રૂપ વિકુર્વીને તેના ઘરમાં જઇને પુત્રાદિકને તે કહેવા લાગ્યો–" હું આજે શુકન સારા નહિ થવાથી બીજે ગામ ગયો નથી. અહિં પાછા ફરતાં રસ્તામાં અરિહંત ભગવંતનો ધર્મ સંભળાવતા એક મુનિને મે દીઠા. તે સ્થળે હું મુનિને નમીને બેઠો તે વખતે કરૂણાપ્રધાન તે મુનીશ્વરે ધર્મનો સાર કહ્યો–"સર્વે સંસારી જીવોને ધનની ઇચ્છા બહુજ હોય છે. તેને માટે સર્વે ન વર્ણવી શકાય તેવાં ઘણાં કષ્ટો સહન કરે છે. કહ્યુ છે કે—

यद्दुर्गामटवीमटन्ति विकटं क्रामंति देशांतर,
गाहन्ते गहनं समुद्रमथनक्लेशं कृषिं कुर्वते ।
सेवन्ते कृपणं पति गजघटासंघट्टदुःसंचरं,
सर्पन्ति प्रधनं धनान्धितधियस्तल्लोभविस्फुर्जितम् ॥

'ધનની બુદ્ધિથી અંધ થયેલા માણસો મહા ગહન અટવી પસાર કરે છે, દેશાતરમાં રખડેછે, બહુ ઉંડા એવા સમુદ્ર મંથ-નનો કલેશ પણ વહોરે છે, ખેતી કરે છે, કૃપણ એવા શેઠની સેવા કરે છે, અને હાથીઓના સમૂહથી રસ્તો સાંકડો થઇ ગયો હોય તેવા યુદ્ધોમાં પણ જાય છે. આ સર્વે લોભના વિલાસો છે.' આ પ્રમાણે ધન માટે ઘણા કલેશો અનુભવાય છે, પણ આ લક્ષ્મી તો પુણ્યના બળથીજ મેળવાય છે. આ વાત નહિ જાણનારાઓ તે લક્ષ્મીને મેળવવા અઢારે પાપસ્થાનકો સેવે છે. આ પ્રમાણે પાપાચરણ કરતાં પણ પુણ્યબળ વગર લક્ષ્મી તો મળતીજ નથી. આજ, કાલ, પરમ દિવસ, પછીને દિવસ તેવી વિચારણા પ્રત્યેક મનુષ્ય લક્ષ્મીને માટે કર્યા કરે છે, પણ હાથમાં રહેલા પાણીની જેમ ગળતાં જતાં આયુષ્યનો તે વિચાર કરતો નથી. આ પ્રમાણે

આશા ડાકીણીથી ગ્રસાયેલા સર્વે લોકો તેને મેળવવા નકામા દોડા-દોડી--ધમાધમી કરે છે. હવે કદાપિ પૂર્વે કરેલા પાપાનુબંધી પુણ્યના ઉદયથી લક્ષ્મી મળે છે, તો પણ તે અધિક મેળવવા—તેને વધારવાની ચિંતા રહ્યા કરે છે. તે ધનના સંરક્ષણની ચિંતા થાય છે, પણ તે લક્ષ્મીનું સંરક્ષણ કરવામાં સમર્થ એવા ધર્મમાં તેઓ ઉદ્યમ કરતા નથી. પ્રાપ્ત થયેલી લક્ષ્મી તો કેવળ અસાર છે, કર્મ બંધના હેતુભૂતજ છે. પરમાર્થ નહિ જાણનારા સંસારી જીવોને તો લક્ષ્મી [1]કાશયષ્ટિની જેવીજ છે. જેવી રીતે કાશયષ્ટિની જરા છાલ પણ પેટમાં આવે તો માણસને પ્રાણનો સંદેહ કરાવનાર થઇ પડે છે તથા રોગોની ઉત્પત્તિ કરાવે છે, તેવી રીતે હોંશેથી પ્રાપ્ત કરાતી લક્ષ્મી પણ આલોક અને પરલોકમાં અનેક દુઃખો પ્રાપ્ત કરાવે છે—મેળવાવે છે. આલોકમાં જેની પાસે લક્ષ્મી હોય તેની પછવાડે ભય તો ભમ્યાજ કરે છે અને તેને અનેક વિઘ્નોનો સંભવ રહે છે કારણકે:—

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमिभूजो,
गृह्णन्ति च्छलमाकलय्य हुतभुग् भस्मीकरोति क्षणात् ।
अम्भः प्लावयते क्षितौ विनिहितं यक्षा हरन्ति हठाद्,
दुर्वृत्तास्तनया नयन्ति निधनं धिग् बह्वधीनं धनम् ॥

'સગા સંબંધીઓ લક્ષ્મીની ઇચ્છા કરે છે, ચોર લોકો તેને ચોરી જાય છે, છળ કરીને રાજાઓ તેને ઉપાડી જાય છે, અગ્નિ એક ક્ષણમાં તેને બાળીને ભસ્મ કરી નાખે છે, પાણી તેને પલાળી નાખે છે, અને ભોંયમાં નાખી હોય તો યક્ષો હઠથી હરણ કરી જાય છે, જો છોકરાઓ નઠારા—ઉન્માર્ગગામી થયા હોય તો

૧ વૃક્ષ વિશેષ

તેનો સર્વથા નાશ કરે છે. અહો ! આવી રીતે ઘણાને આધીન રહેનારી લક્ષ્મીને ધિક્કાર છે.'

ભવાભિનંદી પ્રાણીઓને તો આલોકમાં પણ આ લક્ષ્મી ક્લેશનું જ કારણ થાય છે. લક્ષ્મી હજારોની, લાખની કે કરોડની સંખ્યામાં કે તેથી પણ અધિક પ્રમાણમાં મેળવી હોય અને પછી તે મૂકીને મૃત્યુ થાય તો તે પાપનાજ હેતુભૂત—પાપનોજ બંધ કરાવનાર પાછળથી પણ થાય છે. કારણ કે પૂર્વે ઉપાર્જેલી અને મૂકી દીધેલી લક્ષ્મી પછીથી પોતાના પુત્ર અગર બીજા કોઇના હાથમાં આવે છે, તે પુરૂષ તેનાવડે જે જે પાપકર્મો કરે છે તે તે પાપનો ભાગીદાર લક્ષ્મીનો સંચય કરી જનાર પુરૂષ જે ભવમાં તે વર્તતો હોય તે ભવમાં ઇચ્છા ન હોય છતાં પણ થાય છે. 'આ મારૂં' તેમ કરીને પરવશપણાથી જે મૂકી દેવાય છે તેનો પાપવિભાગ અવશ્ય પછવાડે આવે છે અને અનુમતિ નહિ હોવાથી પુણ્યવિભાગ પછવાડે આવતો નથી. પાપ તો પૂર્વે લખાયેલા દેવા—કરજના કાગળની જેવું છે. સહી કરી આપીને જે કરજ કરેલું હોય તે દેવું આપી દીધા વગર તેનું વ્યાજ ઉતરતું નથી, વ્યાજ વધ્યાજ કરે છે, પુણ્ય તો નવીન વ્યાપારને અંગે વસ્તુ ગ્રહણમાં હસ્તાર્પણ—સત્યંકાર[૧] તુલ્ય છે. નવીન વ્યાપારમાં જે બોલે (સોદો કરે) તેજ લાભ પામે છે, તેવીજ રીતે પુણ્યમાં પણ અનુમતિ વિના લાભ મળતો નથી. આ પ્રમાણે લક્ષ્મી આભવ અને પરભવ બંનેમાં દુઃખ દેનારી છે. જેઓ શાસ્ત્રનું રહસ્ય ભણેલાં હોય, જેમને ધર્મની સામગ્રી મળી હોય તે પુરૂષોને તો કાશ્યપિ જેવી લક્ષ્મી પણ મુક્તિનું સુખ આપનારી

૧ કોલ દેવો—સાટું કરવું.

થાય છે. તે કેવી રીતે? ડાહ્યો બુદ્ધિમાન પુરૂષ કાશયષ્ટિના વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખીને તેને પરિકર્મિત કરીને જુદા જુદા ક્ષેત્રોમાં ફરીને વાવે છે, પછી તેજ કાશયષ્ટિનું ઝાડ શેરડીના ઝાડ જેવુ થઇ જાય છે, તેવીજ રીતે કાશયષ્ટિરૂપ લક્ષ્મીને પણ જે માણસો જિનભુવન, જિનબિંબ વિગેરે સાતે ક્ષેત્રોમાં વાવરે છે તેને શેરડીના વૃક્ષની જેમ પર પરાએ તે લક્ષ્મી મોક્ષનું સુખ આપનાર થાય છે, નહિ તો તે સર્વ રીતે અનર્થકારીજ થાય છે.

આ પ્રમાણે મેળવેલી લક્ષ્મી પણ જો સ્થિર રહેતી હોય, તો તેને બંધનમાં રાખવી સારી છે—વ્યાજબી છે, પણ તે લક્ષ્મી તો સમુદ્રના તરંગોની જેવી ચપળ છે. લક્ષ્મીને માટે અનેક મનુષ્યોએ પ્રાણ ગુમાવ્યા છે, ગુમાવે છે, અને ગુમાવશે. લક્ષ્મી કોઇને ઘેર બંધાઈને રહેતી નથી. પુરાણાદિકમાં પણ નીચે જણાવ્યા પ્રમાણે લક્ષ્મી અને સરસ્વતીનો સંવાદ આપેલો છે

## લક્ષ્મી—સરસ્વતીનો સંવાદ.

એકદા લક્ષ્મી અને સરસ્વતી વચ્ચે વિવાદ થયો, તેમાં સરસ્વતી બોલી કે-"જગત્‌માં હું જ મોટી છું, કારણકે મેં અંગીકાર કરેલા મનુષ્યો સર્વત્ર સન્માન પામે છે, અને તેઓ સર્વ પુરૂષાર્થના ઉપાયોને પણ જાણે છે, કહ્યું છે કે–'स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते.' રાજા પોતાના દેશમાંજ પૂજાય છે, પણ વિદ્વાન્ તો સર્વત્ર પૂજાય છે. વળી હે લક્ષ્મી! તું કે જે નાણારૂપે રહેલી છે, તેના મસ્તકપર પણ હું રહેલી હોઉં, તો જ લેવા દેવા વિગેરે વ્યાપારમાં તારો વ્યવહાર થઇ શકે છે, અન્યથા તને કોઈ ગ્રહણ કરતું નથી, માટે હું જ મોટી છું." તે સાંભળીને લક્ષ્મી બોલી કે—"હે સરસ્વતી! તેં જે આ કહ્યું તે તો માત્ર કહેવારૂપેજ છે; તારાથી

કોઇની સિદ્ધિ થતી નથી. કારણકે તેં અંગીકાર કરેલા પુરૂષો મારે માટે થઇને સેંકડો અને હજારો દેશોમાં પરિભ્રમણ કરે છે, અને મારા અંગીકૃત પુરૂષો પાસે આવી સેવકની જેમ તેમની આગળ ઉભા રહે છે. કહ્યું છે કેઃ—

वयोवृद्धास्तपोवृद्धा, ये च वृद्धा बहुश्रुताः ।
ते सर्वे धनवृद્ધानां, द्वारे तिष्ठन्ति किंकराः ॥

"જેઓ વયોવૃદ્ધ છે, તપસ્યાવડે વૃદ્ધ છે અને જેઓ બહુશ્રુત તરીકે વૃદ્ધ છે, તે સર્વે ધનથી વૃદ્ધિ પામેલાના દ્વાર પાસે કિંકરની જેમ આવીને ઉભા રહે છે."

વળી ધનિકની પાસે તેની ખુશામત કરનારા અનેક વચનો બોલે છે, અછતા ગુણોનો આરોપ કરીને ઉપમા તથા ઉત્પ્રેક્ષા વિગેરે અલંકારો સહિત તેની પ્રશંસા કરે છે, છત્રપ્રબંધ, હારપ્રબંધ વિગેરે પ્રબંધો રચીને તેમાં તેના ગુણોનુ વર્ણન કરી પોતાની વિદ્વત્તા બતાવે છે. આ પ્રમાણે કરીને પણ તેની કૃપાને સંપાદન કરે છે. તેમાં જો કદાચ લક્ષ્મીવાન્ પ્રસન્ન થયો તો તે વિદ્વાન્ પોતાના મનમાં હર્ષિત થાય છે અને જો તેની પ્રસન્નતા ન થઈ તો ખેદ પામે છે, એટલે ફરીથી પણ ભિન્ન ભિન્ન સ્તુતિ વચનો બોલીને તેને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે. તે વિષે કહ્યુ છે કે —

दृशां प्रान्तैः कान्तैः कलयति मुदं कोपकलितै-
रमीभिः खिन्नः स्याद्घनधननिधीनामपि गुणी ।
उपायैः स्तुत्याद्यैः कथमपि स रोपानपनये-
दहो मोहस्येयं भवभवनवैषम्यघटना ॥

'ગુણવાન્ વિદ્વાન્ પણ પુષ્કળ ધનના નિધિ સમાન ધનિકની દૃષ્ટિના પ્રાંત ભાગને મનોહર (પ્રસન્ન) દેખે તો ખુશ થાય

છે, અને કોપયુક્ત દેખે તો ખેદ પામે છે, તથા સ્તુતિ આદિ ઉપાયોવડે કોઇ પણ પ્રકારે તેનો રોષ દૂર કરે છે. અહો ! આ સંસારમાં મોહરાજાની ઘટના (રચના) કેવી વિષમ છે ?'

તેથી હે સરસ્વતી ! તારા અંગીકાર કરેલા પુરૂષો મારા અંગીકાર કરેલા પુરૂષોના સેવક સમાન છે. મારા અંગીકાર કરેલા પુરૂષના દોષો પણ ગુણરૂપજ થાય છે, માટે જગત્માં હું જ મોટી છું. વળી હે સરસ્વતી ! માત્ર જૈનમુનિઓ સિવાય બીજા જે પુરૂષો તારૂં સેવન કરે છે, તેઓ સર્વે પ્રાયે મારે માટેજ કરે છે; કેમકે 'શાસ્ત્રનો પ્રયાસ કરી વિદ્વાન્ થઇને હું લક્ષ્મીનુ ઉપાર્જન કરીશ' તેજ તેમનું સાધ્ય હોય છે. તેમાં પણ આ જગતમાં પ્રાયે બાળકોજ તને અનુસરે છે, તેઓ પણ ઉત્સાહ રહિત માત્ર માતપિતાના કે અધ્યાપકના ભયથી જ તારૂ સેવન કરે છે, પરંતુ પ્રીતિપૂર્વક તને અનુસરતા નથી. બીજા કેટલાક વૃદ્ધ પુરૂષો તને અનુસરે છે, તેઓ પણ લજ્જાથી કે ઉદરભરણના ભયથી અથવા મારા અંગીકૃત પુરૂષોને પ્રસન્ન કરવાના હેતુથી ગુપ્ત રીતે અભ્યાસ કરે છે, કેમકે લોકો પણ તેમની હાંસી કરે છે કે—" અહો ! આટલી મોટી ઉમરે હવે ભણવા બેઠા છે, હવે પાકે ઘડે કાંઠા ચડવાના છે ? " ઇત્યાદિ કહીને લોકો તેનું ઉપહાસ કરે છે, અને મારે માટે તો સર્વે સંસારી જીવો અનાદિ કાળથી સર્વ અવસ્થામાં મને અનુકૂળજ છે. નાનાં બાળકો પણ મારૂં નાણાદિક સ્વરૂપ જોઇને તરતજ ઉલ્લાસ પામે છે, હસે છે, અને મને ગ્રહણ કરવા માટે હાથ લાંબો કરે છે, તો પછી જેઓ અધિક અધિક ઉમરવાળા હોય છે, તેઓ મને જોઇને ઉલ્લાસ પામે તેમાં શું આશ્ચર્ય ! વૃદ્ધ લોકો પણ મને ઉપાર્જન કરવા માટે યત્ન કરે તેમાં કોઇ પ

તેનું હાસ્ય-કરતા નથી, પણ ઉલટી તેની પ્રશંસા કરે છે કે-"અહો ! આ પુરૂષ વૃદ્ધ થયા છતાં પણ સ્વઉપાર્જિત ધનથીજ પોતાનો નિર્વાહ કરે છે, કોઈની (પુત્રાદિકની) પરતંત્રતા ભોગવતો નથી. જે પ્રાણીએ એકજવાર મારૂં સ્વરૂપ જોયું હોય ને જન્માંતરમાં પણ મને વિસરતો નથી, અને તને તો ત્રણ પખવાડીયામાંજ ભૂલી જાય છે. માટે હે સરસ્વતી ! મારી પાસે તારૂં માન કેટલું ? જો કદાચ આ મારી વાતપર તને વિશ્વાસ આવતો ન હોય, તો આ સમીપે શ્રીનિવાસ નામનું નગર છે, ત્યાં તું જા. આપણે આપણા મહત્વની પરીક્ષા કરીએ." તે સાંભળીને સરસ્વતી બોલી કે-"ઠીક, ચાલ." ત્યાર પછી તે બન્ને દેવીઓ નગરની સમીપના ઉદ્યાનમાં ગઈ. લક્ષ્મી બોલી કે-"હે સરસ્વતી ! તુ કહે છે કે હુ જ જગત્માં સર્વથી મોટી છુ, તો તુંજ પ્રથમ નગરમાં જા અને તારી શક્તિથી તુ સર્વ લોકોને વશ કરજે. પછીથી હું આવીશ, અને તારે આધીન થયેલા પુરૂષો મને ભજે છે કે નહીં તે જોજે. તેમાં આપણા બનેનું મહત્વ જણાઈ આવશે."

ત્યાર પછી સરસ્વતી મનોહર, અદ્ભુત સ્વરૂપવાળી અને વસ્ત્ર આભૂષણોથી સુશોભિત બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને નગરમાં ગઇ. બજારમાં જતાં એક મોટો મહેલ જોયો. તેમાં કોટી ધનનો સ્વામી રહેતો હતો. ત્યાં મહેલના દ્વારની પાસે તે ધનિકનું સ્વર્ગના વિમાન જેવું સભાસ્થાન હતું. તેમાં ઘણા ઉત્તમ વસ્ત્રાલંકારોથી વિભૂષિત થયેલો તથા અનેક સેવકોથી સેવાતો તે ધનિક એક મનોહર ભદ્રાસનપર બેઠો હતો. તેને જોઈને આ માયાવી બ્રાહ્મણે આશીર્વાદ આપ્યો. ત્યારે મનોહર સ્વરૂપ, ઉત્તમ વેષ અને ગુણના સમુહથી અલંકૃત એવા તે પવિત્ર બ્રાહ્મણનો આશી-

વાદ સાંભળીને તે ધનિકે આસન પરથી ઉભા થઈ સાત આઠ પગલા તેની સન્મુખ આવી તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને તેને બહુમાનપૂર્વક બીજા ભદ્રાસનપર બેસાડી પોતે પોતાના ભદ્રાસનપર બેઠો. તેના ગુણથી રંજીત થયેલા ધનિકે તેને પૂછયુ કે—" હે ભટ્ટજી ! આપ કયા દેશના રહીશ છે ? અહી આપનું પધારવુ શા કારણે થયુ છે ? કયા પુણ્યશાળીને ઘેર આપનો ઉતારો છે ? અને આપનુ નામ શું છે ? " આ પ્રમાણે તે ધનિકના પૂછવાથી બ્રાહ્મણ બોલ્યો કે—" હે ગોબ્રાહ્મણ પ્રતિપાળક શેઠ ! હુ કાશીદેશમાં વારાણસી નામની પવિત્ર મહાપૂરીમાં રહુ છું, બ્રાહ્મણના ષટ્કર્મમાં તત્પર છુ, સમગ્ર શાસ્ત્રો ભણેલો છું, ધર્મની રૂચિવાળાને પુરાણાદિકની કથા શ્રવણ કરાવવાવડે મારી વૃત્તિ ( આજીવિકા ) ચાલે છે, અનેક બ્રાહ્મણોને હું વેદાદિક શાસ્ત્રોનું અધ્યયન કરાવુ છુ, તે નગરીનો રાજા પણ ભક્તિપૂર્વક મારી સેવા કરે છે. તે રાજાએ મને ગૃહસ્થાશ્રમના નિર્વાહ માટે સો ગામ આપેલાં છે, તેથી હુ સુખે વસુ છુ. હે શેઠ ! એકદા શાસ્ત્ર વાંચતાં તેમાં યાત્રાનો અધિકાર આવ્યો. તેમાં મે વાંચ્યું કે—' મનુષ્ય જન્મ પામીને જેણે યાત્રા કરી નથી, તેનો જન્મ અતર્ગડુના જેવો નિષ્ફળ છે.' આ પ્રમાણે યાત્રાનુ માહાત્મ્ય જાણીને મને તીર્થાટન કરવાની ઈચ્છા થઇ, તેથી હુ ઘર આગળ પાલખી, મિયાના, વિગેરે વાહનોની સામગ્રી છતાં પણ તીર્થયાત્રા પગે ચાલીને કરવાથી મોટા ફળને દેનારી થાય છે, તેથી તે સર્વ છોડીને એકલો જ તીર્થયાત્રા માટે નીકળ્યો છુ અને ફરતાં ફરતાં ગઈ કાલેજ અહી આવ્યો છુ. એક શાસ્ત્રાભ્યાસની શાળામાં મારો ઉતારો છે. ત્યાં રાત્રીનુ નિર્ગમન કરી પ્રાતઃકાળે સ્નાનાદિક ષટ્કર્મ કરી

આ નગર જોવા નીકળ્યો છુ. બજારમાં ફરતાં અત્રે આપ પુણ્યશાળીનું દર્શન થયું. આપને યોગ્ય જાણીને આશીર્વાદ આપ્યો." આ પ્રમાણે કહીને તે માયાવી બ્રાહ્મણ મૌન રહ્યો. ત્યારે તે શ્રેષ્ઠીએ બે હાથ જોડીને કહ્યુ કે—"આજે અમારા મહાપુણ્યનો ઉદય થયો કે જેથી સમગ્ર ગુણગણથી ભૂષિત આપ તીર્થવાસીના દર્શનથી અમારો મનુષ્યજન્મ સફળ થયો ઇશ્વરના દર્શનને તુલ્ય હું આપનું દર્શન માનું છું આજે મારા ગરીબ ઉપર આપે મોટી કૃપા કરી છે. આજે વગર બોલાવી ગંગાનદી મારે આંગણે આવી છે એમ હું માનુ છુ. તેથી અમૃતને ઝરનારી વાણીવડે કૃપા કરીને આપ મારાપર કાંઇક અનુગ્રહ કરો." તે સાંભળીને તે બ્રાહ્મણ અત્યંત મધુર વાણીવડે અવસરને યોગ્ય રાગ, સ્વર, ગ્રામ અને મૂર્છનાદિકથી યુક્ત, કર્ણને કઠોર ન લાગે તેવું, ક્લિષ્ટાર્થ વિગેરે દોષોથી રહિત, શૃંગારાદિક રસથી ભરપૂર, અનેક અર્થના ધ્વનિની રચનાથી ચિત્તને ચમત્કાર કરનાર, અલંકાર યુક્ત, વિવિધ પ્રકારના છંદ અને અનુપ્રાસ સહિત, ચિત્તને આલ્હાદકારક, કોઈ વખત પૂર્વે નહી શ્રવણ કરેલુ તથા સાર્થક અક્ષરોથી વિભૂષિત એવાં સૂક્તાદિક ઉંચે સ્વરે બોલવા લાગ્યો. સકળ ગુણોથી અલંકૃત તે બ્રાહ્મણની વાણીથી જેનું હૃદય આકર્ષિત થયુ છે તથા જેને સમસ્ત ગૃહકાર્ય વિસ્મૃત થયા છે એવો તે શેઠ નેત્ર અને મુખને વિકસ્વર કરતો વારવાર પ્રશંસા કરવા લાગ્યો મસ્તક કંપાવતો અને નેત્ર ઘુમાવતો તે એક ચિત્તે શ્રવણ કરતો હોવાથી ચિત્રમાં આળેખેલી મનુષ્યની મૂર્તિની જેમ નિશ્ચળ થઈ ગયો. માર્ગે જતા આવતા લોકો પણ હરણની જેમ સંગીતથી ખેંચાઇને દોડતા દોડતા ત્યાં આવવા લાગ્યા, અને તેઓ

પણ ચિત્રની જેમ નિશ્ચળ થઇને એક ચિત્તે શ્રવણ કરવા લાગ્યા. તેમજ જેઓ શાસ્ત્રના જ્ઞાનમાં કુશળ પંડિતો હતા, જેઓ પોતપોતાની વિદ્વત્તાના ગર્વવાળા હતા, જેઓ અત્યંત સખ્ત અભ્યાસથી સમગ્ર શાસ્ત્રના પરમાર્થને કંઠે રાખનારા હતા, તથા જેઓ વક્તૃત્વ અને કવિત્વના શાસ્ત્ર ભણીને તેનું ફળ પામવાથી મહોન્મત્ત થઇને ફરતા હતા, તેઓ પણ ત્યાં આવીને શ્રવણ કરવા લાગ્યા. તે માયાવી બ્રાહ્મણની નવનવા ઉલ્લેખથી શોભતી બુદ્ધિની પટુતાથી શબ્દભેદ, પદચ્છેદ અને શ્લેષાર્થ વિગેરે વિચિત્ર પ્રકારના અલંકારથી ગર્ભિત અને સર્વતોમુખ ( વિષય ) વાળી વાણીની કુશળતા જોઈને તે સર્વે પંડિતો પોતપોતાની નિપુણતાનો ગર્વ તજી દઈ તે બ્રાહ્મણની અને તેની વાણીની પ્રશંસા કરવા લાગ્યા—" અહો ! શું આ તે બ્રાહ્મણ છે ? કે રૂપાંતરે આવેલી બ્રહ્માની મૂર્તિ છે ? આ તે સાક્ષાત્ કામદેવની મૂર્તિ છે કે દાઢી મૂછવાળી સાક્ષાત્ સરસ્વતી દેવી છે ? અથવા શું આ સર્વ રસોની પ્રત્યક્ષ મૂર્તિ છે ? આની વાણી શું આદિબ્રહ્મની ધ્વનિ છે ? કે શૃંગારાદિક અમૃત રસની નદી છે ! અહો ! આનું ચમત્કાર ઉપજાવવામાં કુશળપણું અને બુદ્ધિનું પટુપણું ! અહો ! આની સાર્થક અને વિવિધ પ્રકારના અર્થની યોજના કરવાની શક્તિ ! અહો ! આની શબ્દના અનુપ્રાસની ચતુરાઇ ! અહો ! આની એકજ પદ્ય ( કવિતા ) માં દરેક પાદે નવાનવા રાગ ઉતારવાની શક્તિ ! અહો ! આની અત્યંત કઠણ અને ગંભીર અર્થને શ્રોતાના હૃદયમાં સહેલાઇએ ઉતારવાની (સમજાવવાની) અપ્રતિમ શક્તિ ! અહો ! આનું ઉપમા રહિત અને જગતના ચિત્તને રંજન કરનારું શરીર સૌન્દર્ય ! કોઇ પણ અનિર્વાચ્ય

શક્તિએ રચેલી લીલાનો આ વિલાસ જણાય છે ! મનુષ્યમાં તો આવી સર્વ ગુણોની એકત્ર સ્થિતિ દુર્લભ છે ! આવું સ્વરૂપ તો કોઇ પણ સ્થાને જોયુ કે સાંભળ્યું નથી ! આ તો મહા આશ્ચર્ય-કારક છે !" જેઓ નૃત્યકળામાં કુશળ અને સંગીતાદિકના જ્ઞાનથી ગર્વિષ્ઠ હતા, તેઓ પણ આની વાણી સાંભળીને પોતપોતાના અભિમાનનો ત્યાગ કરી તેનીજ સ્તુતિ કરવા લાગ્યા કે-"અહો ! આની રાગાદિકને ઉલટપાલટ કરવાની શક્તિ કેવી છે ? અહો ! આની એક રાગને બીજા રાગમાં મેળવવાની શક્તિ કેવી છે ?" ઇત્યાદિ અનેક પ્રકારે પ્રશંસા કરતા સેંકડો અને હજારો લોકો પોતપોતાનાં ગૃહકાર્યો તથા ખાનપાનની ઇચ્છાને પણ વિસરીને ઉંચા કર્ણ રાખી તેની વાણીનું શ્રવણ કરવા લાગ્યા. કોઇ પણ માણસ એક અક્ષર પણ બોલતું નહિ. ક્ષણે ક્ષણે ગમન કરવાના સ્વભાવવાળો કાળ કેટલો ગયો તેની શુદ્ધિ પણ કોઇને રહી નહિ. એ રીતે લગભગ સવા પ્રહર વ્યતીત થઈ ગયો

આ સમયે નગરની બહાર ઉપવનમાં રહેલી લક્ષ્મીદેવીએ મનમાં વિચાર કર્યો કે-" સરસ્વતીએ નગરમાં જઇને પોતાની શક્તિથી સમગ્ર લોકોનાં મન વશ કર્યાં છે. આટલી મુદત સુધી તેણે પોતાની શક્તિનું સામર્થ્ય બતાવ્યુ છે, હવે હુ ત્યાં જઇને તેની શક્તિનો વિનાશ કરૂં." એમ વિચારીને લક્ષ્મીએ અત્યંત વૃદ્ધા સ્ત્રીનું રૂપ ધારણ કર્યું. વૃદ્ધાવસ્થાને લેધે તેણીનાં ગાત્રો સંકુચિત થયાં હતાં, નેત્ર અને નાસિકામાંથી પાણીનાં ટીપાં પડતાં હતાં, મુખમાં એક પણ દાંત હતો નહીં, તેથી તેમાંથી લાળ પડતી હતી, વૃદ્ધાવસ્થાને લીધે મસ્તકપરના કેશ ખરી પડવાથી તાલ પડેલી હતી, શરીરની ચામડીપર જરા પણ તેજ હતું

નહિ, વચન બોલતાં પણ સ્ખલના થતી હતી, નેત્રથી બરાબર જોઈ શકાતુ નહોતુ, મલિન શ્વેત વસ્ત્ર ધારણ કરેલુ હતું, શરીરનો ભાગ કટીપ્રદેશથી નીચે નમી ગયેલો હતો, તેથી હાથમાં લાકડીનો ટેકો રાખ્યો હતો, ચાલતાં પગ થરથરતાં હતાં, તેથી તે લડથડિયા ખાતી ખાતી મુશ્કેલીથી ચાલતી હતી. આવા પ્રકારનું સ્વરૂપ ધારણ કરીને તે નગરમાં આવી. નગરમા ભમતી ભમતી તેજ શેઠના મહેલમાં પાછલા દ્વાર પાસે આવીને દીન વાણીવડે તે જળની યાચના કરવા લાગી. તે દ્વાર અર્ધું ઉઘાડું હતુ, ત્યાં તે શેઠની પત્ની તથા તેની પુત્રવધુ બેઠી બેઠી પેલા બ્રાહ્મણની મધુર વાણી રસિકતાથી સાંભળતી હતી તેણીના કર્ણમાં આ વૃદ્ધાનું વચન ઉકાળેલા સીસા જેવુ લાગ્યુ, અને શ્રવણમાં રસનો ભંગ થવા લાગ્યો, તેથી સાસુએ ક્રોધથી વહુને કહ્યું કે—" હે વત્સે ! જો, જો, પાછળને દ્વારે કોણ પોકાર કરે છે ? કાંઇક કઠોર શબ્દ બોલે છે, તેથી આ મધુર વાણી સાંભળવામાં વિઘ્ન થાય છે, માટે તે જે કાંઇ માગે તે આપીને તેને અહીંથી કાઢી મુક, કે જેથી સુખે સાંભળી શકાય આવુ સુંદર શ્રવણ કરવાનુ આજ કોઈ મહાપુણ્યના ઉદયથી પ્રાપ્ત થયુ છે. ફરીથી આવુ મળશે નહી. આ ક્ષણ લક્ષ મહોરોથી પણ વધારે મોંઘો છે, એક ઘડી પણ જન્મ અને આખા જીવતરને સફળ કરનારી છે, માટે જલદી જઇને તેને રજા આપી પાછી આવ." આ પ્રમાણે વારંવાર સાસુએ કહ્યું, ત્યારે સાસુનું વચન અનુલ્લંઘનીય છે એમ જાણી એક વહુ આ કાર્ય દુષ્કર માનતી હોય તેમ 'કાંઇક' બડબડતી દોડતી ગઇ, અને દ્વાર ઉઘાડીને તે ડોશીને કહેવા લાગી કે—"અરે રાંડ ડોશી ! કેમ પોકાર કરે છે ? અમૃત પાનની જેમ સંસા-

રની પીડાને નાશ કરનારૂં ધર્મના રહસ્યવાળું વચન સાંભળવામાં એમને કેમ વિઘ્ન કરે છે? તારે શું જોઇએ છીએ તે કહે અને લઈને અહીંથી ચાલી જા." તે સાંભળીને વૃદ્ધા બોલી કે— "હે ભાગ્યવતી પુત્રી! ધર્મ સાંભળવાનું ફળ દયા છે, દયા વિના સર્વ વૃથા છે, માટે દયા કરીને મને જળપાન કરાવ. મને ઘણી તૃષા લાગી છે, મારૂં ગળું તરસે સુકાઇ જાય છે." તે સાંભળીને તે વહુએ તરત જળનો કળશો ભરી લાવીને કહ્યું કે—"લે, તારૂં પાત્ર જલદી કાઢ, આ પાણી લઇને અહીંથી જા. મારે તો એક ઘડી પણ લાખની જાય છે, તેનું એક એક વચન ચિંતામણિ રત્નથી પણ અધિક છે, માટે આ જળ લઇને અહીંથી ચાલી જા." વૃદ્ધા બોલી કે—"હે ભાગ્યશાળી બ્હેન! હું વૃદ્ધ છું, માટે ધીમે ધીમે પાત્ર કાઢું છું." એમ કહીને તે ડોશીએ પોતાની ઝોળીનો એક ખુણો ઉઘાડીને તેમાંથી એક રત્નમય પાત્ર બહાર કાઢી તેને પોતાના હાથમાં રાખી જળ લેવા માટે પોતાનો હાથ લાંબો કર્યો. તે વખતે તે વહુ કાંતિના સમૂહથી દેદીપ્યમાન, લાખ રૂપિયાના મૂલ્યવાળું અને કોઇ વખત નહી દીઠેલું એવું તે પાત્ર જોઈને ચિત્તમાં આશ્ચર્ય પામી સતી બોલી કે—"હે ડોશી મા! તમારી પાસે આવું પાત્ર ક્યાંથી? જ્યારે તમારી પાસે આવું પાત્ર છે, ત્યારે તમે દુઃખી કેમ થાઓ છો? તમારૂં કોઇ સગુંવહાલું નથી?" ડોશી બોલી કે—"હે કુળવતી! મારે પહેલાં તો ઘણા કુટુંબીઓ હતા, તે સર્વે મરી ગયા છે. શું કરવું? કર્મની ગતિ અનિર્વાચ્ય છે! કોણ જાણે છે કે શું થયું અને શું થશે? હમણાં તો હું એકલીજ છું, આવાં પાત્રો તો મારે ઘણાં છે, પણ મારી ચાકરી કરે તેવું કોઇ નથી. જે કોઇ મારી સેવા

કરે, અને મારી જીંદગી પર્યંત મારી અનુકૂળતાએ વર્તે, તેને હુ મારૂ સર્વસ્વ આપી દઉં. મારે રાખીને શું કરવું છે? લક્ષ્મી કોઈની સાથે ગઇ નથી, જતી નથી અને જશે પણ નહી." એમ કહીને ડોશીએ ઝોળી ઉઘાડીને તે વહુને બતાવી. વહુ ઝોળીની અંદર જોવા લાગી, તો તેમાં અનેક રત્નમય પાત્રો, અનેક રત્નના આભૂષણો તથા અનેક મોતીના અલંકારો જોયા. તે દરેક કરોડ કરોડનાં મૂલ્યવાળાં હતાં, અને પૃથ્વીને વિષે અલભ્ય હતાં, તેણીએ કોઇ પણ વખત નજરે પણ જોયાં નહોતાં તેવાં તે હતાં, તથા તેમાં સ્ત્રી અને પુરૂષને પહેરવા યોગ્ય ઉંચા કિમતી વસ્ત્રો અને બીજા પદાર્થો પણ હતાં. તે વહુ તો આ સર્વ વસ્ત્ર આભરણ વિગેરે જોઇને કથા સાંભળવાનુ તો ભૂલીજ ગઇ, અને તેણીના ચિત્તમાં લોભ પેઠો. લોભથી રંજીત થયેલી તે વહુ બોલી કે–"હે ડોશી મા! શા માટે તમે દુખી થાઓ છો? તમારી સેવા હુ કરીશ, તમે તો મારી માતા સમાન છો, અને હુ તમારી પુત્રી છુ. હું મન, વચન કાયાથી તમારી જીવન પર્યંત શુદ્ધ સેવા કરીશ તેમાં તમારે કાંઇ પણ શંકા રાખવી નહીં, અને કાંઇ પણ ભેદ રાખવો નહીં. ઘરમાં આવો, અને આ ભદ્રાસનપર સુખેથી બેસો." ત્યારે તે વૃદ્ધા ધીમે ધીમે પગલાં ભરતી જેમ તેમ મધ્યના દ્વારની પાસે આવીને ભદ્રાસનપર બેઠી. તે વહુ "ખમા, ખમા." એમ બોલતી દાસીની જેમ તેની પાસે ઉભી રહીને તે ડોશીની ખુશામત કરવા લાગી. પછી તે વૃદ્ધાએ તે વહુને પૂછ્યું કે–"હે પુત્રી! તું મને અહીં રાખવાને ઈચ્છે છે, તો શું આ ઘરમાં તુંજ મુખ્ય છે કે જેથી તું નિઃશંકપણે મને નિમંત્રણ કરે છે?" ત્યારે તે વહુ બોલી કે–"હે માજી! હું

મુખ્ય નથી, પણ મારા સાસુ સસરા આ ઘરમાં મુખ્ય છે." વૃદ્ધા બોલી–" ત્યારે તેમની આજ્ઞા વિના તું મને કેમ રાખી શકીશ?" વહુ બોલી–" હે માજી ! આ ઘરમાં મારા સાસુ સસરા, જેઠ જેઠાણી અને દીયર દેરાણી છે તે સર્વે મારે અનુકૂળ છે. માટે તમારે અહીં સુખેથી રહેવું." તે સાંભળીને વૃદ્ધાએ કહ્યું કે–" જો એમ હોય તો તારા સાસુ સસરા સન્માનપૂર્વક મને આગ્રહથી રાખે, તોજ હું અહીં રહું, નહીં તો એક ઘડી પણ હું અહીં રહેવાની નથી. કારણ કે હે પુત્રી ! જ્યાં એકના ચિત્તમાં પ્રીતિ અને બીજાના ચિત્તમાં અપ્રીતિ હોય ત્યાં રહેવું યોગ્ય નથી." વહુ બોલી કે–" જો તેઓ સર્વ આગ્રહપૂર્વક અને વિનય સહિત તમને નિમંત્રણ કરે, તો તમે સ્થિર ચિત્તે અહીં રહેશો કે નહી ? બીજી કાંઈ ઇચ્છા છે?" ત્યારે વૃદ્ધા બોલી કે–"બસ, એટલું જ જોઈએ." તરતજ વહુ ચાલી, અને જ્યાં બારણું બંધ કરીને સાસુ અંદર બેસીને સાંભળતી હતી ત્યાં જઈને વહુએ સાસુને કહ્યું કે–'આપ જલદી ઘરમાં આવો.' ત્યારે સાસુએ શ્રવણભંગના દ્વેષથી કહ્યું કે–" હે મૂર્ખી ! કેમ કર્કટ વાચાળ વાણીથી અમૃતસ્ત્રાવી વાણીના શ્રવણમાં વિઘ્ન કરે છે? વિધાતાએ તને મનુષ્ય રૂપે પશુ સરજી દેખાય છે. આવા દુર્લભ મનુષ્યભવને સફળ કરતાં અમને તું બુમ પાડીને વિઘ્ન કરે છે, તેથી તેના પાપવડે તું મરીને ગધેડી થઈશ." ત્યારે વહુ બોલી કે–"હે પૂજ્ય ! એક વૃદ્ધ માતા તમારા અગણ્ય પુણ્યસમૂહના ઉદયવડે ઓચિંતા અને અણબોલાવ્યા લક્ષ્મીની જેમ આવ્યા છે.' તે સાંભળીને તે સાસુએ ક્રોધ અને અહંકાર સહિત જવાબ આપ્યો કે–" હે જડબુદ્ધિવાળી ! આ ગામમાં આપણાથી કોઇ મોટું છે કે જેને તુ સરસવને મેરૂની

ઉપમા આપી વર્ણવે છે ? માટે મે તને જાણી કે તું મહા મુર્ખ છે. તું આવડી મોટી ઉમરની થઈ છે, તો પણ વખત બેવખ્તને હજુ જાણતી નથી. કદાચ કોઇ મોટુ માણસ અયોગ્ય અવસરે આપણે ઘેર આવ્યું હોય, તો તેને યોગ્ય સન્માન અને શિષ્ટાચાર કરીને વિદાય કરી પોતાના કાર્યમાં સાવધાન થાય તેજ ડાહ્યા કહેવાય, પણ તારા જેવા ડાહ્યા કહેવાય નહિ." આ પ્રમાણે સાસુનુ વચન સાંભળીને વહુ બોલી કે-"આપે કહ્યું તે બરાબર છે, પરંતુ એકવાર અહી આવીને મારૂં એક વચન સાંભળીને પછી ખુશીથી જાઓ. શામાટે નકામા લોકોને સંભળાવો છો ?" તે સાંભળીને સાસુ ભ્રકુટી ચડાવીને નેત્રને વાંકા કરતી આવી, અને બોલી-'લે, આ આવી, શું કહે છે ?' ત્યારે તે વહુએ પોતાની કક્ષામાં લુગડાની અંદર રાખેલુ રત્ન જડીત સુવર્ણનું પાત્ર દેખાડ્યું. તે જોતાંજ સૂર્યનો ઉદય થતાં કમળની જેમ સાસુનું મુખ વિકસ્વર થયું. હાસ્ય અને વિસ્મયસહિત તેણીએ વહુને પૂછ્યું કે-'હે પુત્રી ! આ તારા હાથમાં ક્યાંથી આવ્યું ?' વહુએ કહ્યુ-"હે પૂજ્ય ! આજે તમારા ભાગ્યના ઉદયવડે ગંગાનદી પોતાની મેળેજ વગર બોલાવી આવી છે, તો તમે કેમ મારાપર કોપ કરો છો ? તમે પૂરી વાત જાણ્યા વિના મને દુર્વચન કહ્યાં, તે તમારી જેવાને યોગ્ય નથી. તમારા ચરણની સેવા કરતાં મારી આટલી ઉમર ગઈ, તે સર્વ આજે ઘરના સર્વે માણસો વચ્ચે તમે નિષ્ફળ કરી. હું તમને શું જવાબ આપુ ? કોઇક વાત પૂજ્યને કહેવા યોગ્ય હોય અને કોઇ ન પણ હોય, કોઇ વચન પ્રગટ કહેવા જેવું હોય અને કોઇ એકાંતમાં ચાર કાનેજ રાખવા જેવું હોય, તેથી બધાના સાંભળતા તમને

શું કહું ? હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો." આ પ્રમાણે વહુનાં વચન સાંભળીને સાસુ બોલી કે—" હે પંડિતા ! હું જાણું છું કે તુ ડાહી છે, સમયને જાણનારી છે અને ઘરના અલંકારરૂપ છે. પણ શું કરૂં ? મારૂં ચિત્ત શ્રવણમાં વ્યગ્ર હોવાથી અજાણતાંજ મેં તને દુર્વચન કહ્યું, તે તુ ક્ષમા કરવા યોગ્ય છે; પરંતુ તુ જે કહે છે તે વૃદ્ધા ક્યાં છે ? " વહુએ કહ્યું—"ઘરમાં ભદ્રાસનપર બેસાડ્યાં છે, માટે તમે ત્યાં જઇને સુખ સમાચારપૂર્વક શિષ્ટાચાર કરીને તેણીનુ મન પ્રસન્ન કરો." પછી તે વહુ સહિત સાસુ ઘરમાં જઇને વિનયપૂર્વક તે વૃદ્ધાને સુખ સમાચાર પૂછી વિનતિ કરવા લાગી કે—" હે માતા ! આ અમારા ઘરમાં તમારે આનંદ સહિત સુખેથી પોતાનાજ ઘરની જેમ રહેવુ; કાંઇ પણ શંકા રાખવી નહી. અમારાં એવાં ભાગ્ય કયાંથી કે તમારી જેવા વૃદ્ધની સેવા કરવાનો સમય મળે ? તમે તો અમારાં માતુશ્રી સમાન છો. તમારે મને પુત્રી તરીકેજ ગણવી. અમારા મોટા ભાગ્યનો ઉદય થયો કે જેથી તમે તીર્થસ્વરૂપ અમારે ઘેર પધાર્યા આ મારી ચારે વહુઓ તમારી દાસી પ્રમાણે છે, તે તમારી આજ્ઞા પ્રમાણે વર્તશે. ખાન, પાન, સ્નાન, શય્યા પાથરવી, ઉપાડવી વિગેરે જે કામકાજ હોય તે તમારે નિશંક રીતે અમને કહેવું, તે સર્વ કામ અમો સર્વે હર્ષભેર શિરસાટે કરશું." તે સાંભળીને વૃદ્ધા બોલી કે—" હે ભદ્રે ! તું કહે છે તે ઘણું ઠીક છે, પરંતુ તારો પતિ આવીને બહુમાનપૂર્વક આદરથી મને રાખે, તો હુ સ્થિર ચિત્તે રહુ, કેમકે ચિત્તની પ્રસન્નતા વિના કોઇને ઘેર રહેવુ ઠીક નહી." તે સાંભળીને શેઠાણી બોલી કે—"એટલાથીજ જો તમારા મનની પ્રસન્નતા થતી હોય, તો તે અતિ

સુખે થઈ શકે તેવું છે. મારા સ્વામી આવા કાર્યમાં અત્યંત હર્ષવાન્ અને ઉત્સાહવાન્ છે, અને પોતે અંગીકાર કરેલાનો પ્રસન્ન ચિત્તે નિર્વાહ કરે છે." ત્યારે તે વૃદ્ધા બોલી—"જો એમ હોય તોપણ તેની અનુજ્ઞા વિના મારાથી અહીં રહી શકાશે નહીં." શેઠાણીએ કહ્યુ—"ત્યારે હમણાંજ તેમને બોલાવીને અનુજ્ઞા અપાવું." વૃદ્ધાએ પૂછ્યું—'તે ક્યાં ગયા છે?' શેઠાણીએ જવાબ આપ્યો—"કોઈ પરદેશી બ્રાહ્મણ આવેલો છે, તેની પાસે ધર્મનું શ્રવણ કરે છે, પણ તેને હમણાંજ બોલાવું છું." વૃદ્ધાએ કહ્યું—"જો એમ હોય તો તેને ધર્મશ્રવણમાં અંતરાય ન કરવો." શેઠાણી બોલી—"અરે! એવા તો પોતાના ઉદરનિર્વાહને માટે ઘણાએ આવે તેથી શું ઘરનું કાર્ય બગડવા દેવું?" એમ કહીને તે શેઠાણી દોડતી દોડતી જે ભાગની અંદર રહીને વહુઓ સાંભળતી હતી ત્યાં જઇને તેના બારણામાં ઉભી રહી પોતાના એક સેવકને બે ત્રણ બૂમ પાડીને બોલાવ્યો, એટલે તે પણ શ્રવણમાં તલ્લીન થયેલો હોવાથી મનમાં દુભાતો દુભાતો આવ્યો. શેઠાણીએ કહ્યું કે-"તું શેઠના કાનમાં જઇને કહે કે તમને ઘરમાં શેઠાણી બોલાવે છે." તે ચાકરે તે પ્રમાણે શેઠને કહ્યુ, ત્યારે શેઠે ક્રોધથી કહ્યું કે—"એવું શું મોટું કામ આવી પડ્યું છે કે જેથી આવે સમયે બોલાવે છે? માટે જા, અને કહે કે કામ હોય તે હમણાં રાખી મૂકો. ચાર ઘડી પછી આવીશ. હમણાં તો છાનામાના આ અમૃતના જેવી ધર્મકથાનું શ્રવણ કરો." તે સાંભળીને તે પ્રમાણે નોકરે કહ્યું. ત્યારે તે ફરીથી બોલી કે—"ફરીથી શેઠને કહે કે ઘણું અગત્યનું કામ છે, માટે ઘરમાં આવો." ત્યારે તે ચાકર બોલ્યો કે—"હું તો હવે નહિ જાઉં, મારાપર શેઠ ગુસ્સે થાય છે, માટે બીજાને એ કામ

બતાવો." ત્યારે શેઠાણીએ બીજા ચાકર પાસે શેઠને કહેવરાવ્યું. તેને પણ શેઠે તેજ જવાબ આપ્યો. છેવટે શેઠાણી બારણાં ઉઘાડી લોકલજ્જાનો ત્યાગ કરી મુખને બહાર કાઢી શેઠ પ્રત્યે બોલી કે–'હે સ્વામી ! જલદી ઘરમાં આવો, ઘણું મોટું કામ આવી પડ્યું છે.' ત્યારે શેઠે વિચાર કર્યો કે–" ખરેખર કાંઇક રાજક દૈવક થયું જણાય છે, નહી તો લાજ છોડીને આટલા બધા લોકો બેઠાં છતાં કેમ મ્હોડું કાઢીને બોલે ? માટે મારે અવશ્ય જવું જોઈએ." એમ વિચારીને તે મહા મુશ્કેલીથી ઉઠ્યો. જલદી ઘરમાં આવીને બોલ્યો–"અરે ! બોલ, બોલ. કેમ ધર્મશ્રવણમાં અંતરાય કરીને મને બોલાવ્યો છે" શેઠાણી બોલી–" હે સ્વામી ! આકળા કેમ થઈ જાઓ છો ? ધીરજ રાખો. તમારૂં ભાગ્ય ઉઘડ્યું છે. એક વૃદ્ધ માતા આવી છે." શેઠે કહ્યુ –'કોણ' તારી મા આવી છે ?" એમ બોલતાં શેઠ ઘરમાં ગયા. એટલે શેઠાણીએ પેલુ પાત્ર દેખાડ્યુ. તે જોતાંજ ચકમકના પાષાણપર લોઢાનુ આકર્ષણ થાય તેમ આકર્ષણ થવાથી પૂર્વનું સર્વ અધ્યવસિત શેઠ ભૂલી ગયા, અને બોલ્યા કે–'કોઇ પણ વખત નહીં જોયેલુ આ પાત્ર ક્યાંથી ?' તે બોલી–" હે સ્વામી ! હમણાં આપણે વ્યાખ્યાન સાંભળતા હતા. ત્યારે એક કોઈ પરદેશી ડોશી આવી. તેણે આપણા આંગણામાં ઉભા રહીને પાણી માગ્યું, ત્યારે મેં મોટી વહુને આજ્ઞા કરી કે–જા. જો, કોણ આવું કટુક વચન બોલીને ધર્મશ્રવણમાં અંતરાય કરે છે ? તેને જે જોઇએ તે આપીને તેને રજા દઇ આવ" ઇત્યાદિ સર્વ વૃત્તાંત સ્વામીને નિવેદન કરીને તેણીએ કહ્યુ કે–" હે સ્વામી ! તમારા ભાગ્યના વશથી આ વૃદ્ધા જંગમ નિધાનની જેમ આવેલી છે. કોઇ પણ તેને

ઓળખતું નથી. કોઇ તેને જાણતું નથી, પ્રથમજ તમારે ઘેર આવી છે. તેણીની પાસે આવાં પાત્રો, વસ્ત્રો અને આભૂષણો ઘણાં છે, માટે તેણીને વશ કરીને આપણે ત્યાં રાખો." તે વાત સાંભળીને લોભથી વિહ્વળ થયેલો શેઠ શેઠાણી સહિત તે વૃદ્ધા પાસે ગયો. તેણીને પ્રણામ કરી કહેવા લાગ્યો કે—" હે માતા ! તમે કયા દેશથી પધારો છો ? તમે કુશળ છો ? શું તમારો કોઇ પરિચારક નથી ? " ત્યારે તે વૃદ્ધા બોલી કે—" હે ભાઇ ! પહેલાં તો મારે આવુ જ ઘર, ધન અને સ્વજન વિગેરે એટલુ બધુ હતું કે તેટલું રાજાને પણ ન હોય, પરંતુ હમણાં તો કેવળ એકલીજ છું. સર્વે સંસારી જીવોના કર્મની ગતિ વિચિત્ર છે કહ્યુ છે કે—

नाभुक्तं क्षीयते कर्म, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥

'(બાંધેલા) કર્મનો ભોગવ્યા વિના સેકડો અને કરોડો યુગવડે પણ ક્ષય થતો નથી, શુભ કે અશુભ જે કર્મ કર્યાં હોય, તે અવશ્ય ભોગવવાંજ પડે છે.'

માટે હે ભાઈ ! કર્મના દોષે કરીને હુ આવી વૃદ્ધાવસ્થાદિક દશાને પામી છું. શુ કરવુ ?" તે સાંભળીને શેઠે કહ્યું—" હે માતા ! આજથી તમારે કાંઈ પણ અધીરા ન થવું કે ખેદ ન કરવો. આ સર્વેને તમારે તમારી સંતતિ પ્રમાણેજ જાણવા. હું પણ તમારી આજ્ઞા પ્રમાણેજ વર્તનાર છુ એમ સમજવું. તેમાં તમારે કાંઈ પણ સંદેહ રાખવો નહી. આ ઘરને પોતાના ઘરની જેવું જ ગણવું, તેમાં કાંઈ પણ ભેદ માનવો નહી, તમારી આજ્ઞાજ મારે પ્રમાણ છે. હું મન, વચન અને કાયાએ કરીને સત્યજ કહુ

છું કે માતાની જેમ હું તમારી ભક્તિ કરીશ વધારે કહેવાથી કૃત્રિમ વિવેક કર્યો કહેવાય તેથી કહેતો નથી, અવસર આવ્યે બધું જણાશે." એમ કહીને વળી તે કહેવા લાગ્યો–" હે માતા! અહી બારણા આગળ કેમ બેઠા છો ? ઘરમાં આવો અને પલ્યકને અલંકૃત કરો." આ પ્રમાણે શેઠ બોલ્યા કે તરતજ શેઠાણી અને વહુ તે વૃદ્ધાના હાથ અને ખભા પકડીને 'ખમા, ખમા' બોલતી ઘરમાં તેને પલંગપર લઇ ગયા.

આ અવસરે દૈવી માયાથી એવુ થયુ કે જયાં સરસ્વતી દેવી બ્રાહ્મણને રૂપે ભારતનુ વ્યાખ્યાન કરે છે અને પૂર્વે કહેલા સર્વ લોકો શ્રવણ કરે છે, તેજ રસ્તે થઇને કેટલાક રાજસેવકો અને બીજા કેટલાક નગરના ગરીબ ભિક્ષુકો વિવિધ પ્રકારના વસ્ત્રો તથા આભૂષણો હાથમાં રાખીને દોડતા દોડતા નીકળ્યા. તે જોઈને કથાના શ્રવણમાં તલ્લીન થયેલા લોકોએ તેમને પૂછ્યુ કે– "આ સુવર્ણ તથા રૂપાના અલંકારો અને વસ્ત્રો તમે કયાંથી લાવ્યા? તથા શીઘ્ર ગતિથી કેમ દોડ્યા જાઓ છો ?" એટલે તેઓ બોલ્યા કે–'અમુક કોટ્યાધિપતિ શેઠે રાજાનો કાંઈક મોટો અપરાધ કર્યો હશે, તેથી અત્યંત કોપ પામેલા રાજાએ સભા સમક્ષ હુકમ કર્યો છે કે–' સર્વે રાજસેવકો તથા નગરના લોકો સ્વેચ્છાથી આ ગુન્હેગારનું ઘર લુંટી લ્યો, તેમાંથી જે માણસ જે જે વસ્તુ લઇ જશે તે તે વસ્તુ તેની થશે, તેમાં અમારા તરફથી કોઇ પણ પ્રકારના ભયની શંકા રાખવી નહી.' આવો હુકમ થવાથી સર્વે લોકો તેનું ઘર લુંટવા લાગ્યા છે. લોકોએ ઘણુ લુંટ્યું તો પણ હજુ ઘણું છે, તમે કેમ જતા નથી? જાઓ, જાઓ, ત્યા જઇને ખુશી પડે તે ચીજ ગ્રહણ કરો. કોઈ પણ અટકાયત કરતું નથી. આવો

અવસર ફરી ફરીને ક્યાંથી મળશે ? અહીં બેસીને વાર્તા સાંભળવાથી શું હાથમાં આવશે ?" આ પ્રમાણે તેઓએ ઉત્સાહિત કર્યા, એટલે તેમાં લોભીજનો હતા તે સાંભળવાનું છોડી એકદમ દોડતા ત્યાં ગયા એટલામાં કેટલાક બ્રાહ્મણો કેટલાક વસ્ત્ર વિગેરે લઇને તે તરફ નીકળ્યા, તેમને પંડિતોએ તથા બીજા બ્રાહ્મણોએ પૂછ્યું કે– 'આ કોને ઘેરથી લાવ્યા ?' એટલે તેઓએ કહ્યું કે–"રાજાના અમુક પ્રધાનનો પુત્ર માંદો હતો, તે નિરોગી થયો છે, મરતાં મરતાંજ બચ્યો છે, તેથી આજે તેને માથે પાણી નાંખે છે. તેનો પિતા દરેક બ્રાહ્મણને પાંચ પાંચ વસ્ત્રો, સુંદર ભોજન અને એક એક સોનામહોર આપે છે તમે અહીં કેમ બેસી રહ્યા છો ? કેમ જાતા નથી ? જાઓ, તમે તો પંડિત છો તેથી તમને વિશેષ આપશે." તે સાંભળીને પંડિતો તથા સામાન્ય બ્રાહ્મણો તે તરફ દોડ્યા. પછી કેટલાએક ગૃહસ્થ શાહુકારો જે ત્યાં બેસીને શ્રવણ કરતા હતા, તેમની પાસે કેટલાએક દલાલો આવ્યા, અને તે શાહુકારને કહેવા લાગ્યા કે– 'આજે અમુક પરદેશી સાર્થવાહ કે જે આ ગામમાં લાંબા વખતથી રહ્યો છે, તે પોતાના દેશ તરફ જાય છે, તેથી તે પુષ્કળ કાપડ, વિવિધ કરિયાણા, અનેક રત્નો વિગરે મોઢે માગ્યા પૈસા આપીને ખરીદ કરે છે, તથા પોતાની વસ્તુઓ સસ્તે ભાવે આપી દે છે, ઘણા વેપારીઓ ત્યાં જાય છે, અને ઇચ્છિત મૂલ્ય લઇને આવે છે; તમે કેમ ત્યાં જતા નથી ? વ્યાપાર કેમ કરતા નથી ? આવો અવસર ફરી ફરીને ક્યાંથી મળશે ?" આ પ્રમાણે સાંભળીને સર્વ શાહુકારો પણ ઉઠ્યા. એટલે માત્ર કેટલાએક નિર્ધન વણિગ્જનો કે જેઓ સામાન્ય સ્થિતિના હતા, તેઓ ત્યાં બેઠા બેઠા કથા શ્રવણ કરવા લાગ્યા. એવામાં તે ગૃહના સ્વામીએ પેલી વૃદ્ધાને કહ્યું

કે–"હે માજી! આ ઉન્હાળાનો સમય છે, તેથી તમને ગરમી લાગતી હશે, માટે સુંદર જળથી સ્નાન કરો." ત્યારે તે વૃદ્ધા બોલી કે–'બહુ સારૂં.' ગૃહસ્વામીએ પોતાની પત્નીને કહ્યું કે–"અમુક પેટીમાં સુંદર સુગંધી તેલ છે, તે લઇને અભ્યંગપૂર્વક સ્નાન કરાવો. હું ઉપર જઇને તેમને પહેરવા યોગ્ય વસ્ત્રો લાવું છું, તેટલામાં તેમને સ્નાન કરાવી લ્યો." પછી શેઠાણીએ તેમના કહ્યા પ્રમાણે મર્દન કરીને તે ડોશીને સ્નાન કરાવી સુંદર વસ્ત્રવડે શરીર લુંછ્યું. શેઠે પણ સુંદર વસ્ત્રો લાવીને તેણીને પહેરાવ્યાં, અને તેણીને સુખાસનપર બેસાડી. પછી ડોશીએ કહ્યું કે–'તમારા ઘરના આંગણામાં કોણ મોટા શબ્દથી બોલે છે?' શેઠે જવાબ આપ્યો કે–"માજી! કોઇક પરદેશી બ્રાહ્મણ આવ્યો છે, તે મોટે સ્વરે અનેક સુંદર સુક્તો બોલે છે તેની પાસે ઘણા લોકો શ્રવણ કરે છે." ત્યારે વૃદ્ધા બોલી કે–"અહો! મારાજ કર્મનો દોષ છે. તે લોકોને ધન્ય છે કે જેઓ રસિક થઇને હર્ષપૂર્વક તેનું શ્રવણ કરી આનંદ પામે છે. બાકી મારા કાનમાં તો તે તપાવેલા સીસાનો રસ નાખવા જેવું લાગે છે" ત્યારે શેઠે કહ્યું કે–"માજી! હમણાંજ તેને બોલતો બંધ કરૂં છું." વૃદ્ધા બોલી–'શા માટે અંતરાય કરવો જોઇએ?' શેઠે કહ્યું–"તમારા દુઃખનું કારણ નિવારણ કરવામાં અમને કાંઈ પણ હરકત નથી, માટે તેને આ સ્થાનેથી ઉઠાડું છું. તે બ્રાહ્મણ બીજે ઠેકાણે જઇને વાંચશે. અહીં કાંઇ તેનો લાગો નથી." એમ કહીને શેઠ દોડતો ત્યાં ગયો, અને ક્રોધથી બોલ્યો કે–હે ભટ્ટ! હવે અહીંથી ઉઠો. આ શો અહીં કોળાહળ માંડ્યો છે?' તે સાંભળીને જે થોડાએક લોકો બેઠા હતા, તેઓ બોલ્યા કે–"અરે આ ઉત્તમ બ્રાહ્મણ તમારૂં કાંઈ લઇ જાય છે? શું તમારી પાસે કાંઇ

માટે હું એકલીજ જઈશ. બહિર્ભૂમિ વખતે મને મનુષ્યની સોબત પસંદ પણ નથી. વળી મારી તો આજ્ઞાજ પ્રમાણ છે, તેમાં કાંઇ યુક્તિ કરવાની નથી." એમ કહીને તે જળપાત્ર લઇને ઘરમાંથી નીકળી જ્યાં સરસ્વતી બેઠી હતી ત્યાં ગઇ.

લક્ષ્મીએ સરસ્વતીને પૂછયું કે–"હે સરસ્વતી ! શું સમાચાર છે ? આ જગત્‌માં કોણ મોટું ? રે બહેન ! લોકમાં તેં એવી રૂઢી પ્રવર્તાવી છે કે લક્ષ્મીના મસ્તકપર મારૂં સ્થાન છે, તે વાત ખરી; પરંતુ એ તો રાજાએ પોતાની આજ્ઞા પ્રવર્તાવવા માટે એવી રીત કરી છે. જો કદાચ સુવર્ણ કે રૂપું અક્ષરોની મુદ્રા વિનાનું વેચાતુંજ ન હોય, તો તો તારૂં મહત્વ ખરૂં, બાકી તે સિવાય તો તે માત્ર ફુલ (બડાઇ) મારવા જેવુંજ છે." તે સાંભળીને સરસ્વતી બોલી કે–"અજ્ઞાનવડે અંધ થયેલા આ જગત્‌માં તુંજ મુખ્ય છે, કેમકે માત્ર મુનિજનો વિના બીજા સર્વે સંસારી જીવો ઈંદ્રિયસુખમાં આસક્ત છે, તેથી તે સર્વે તારીજ અભિલાષા કરે છે અને જે કોઈ જિનેશ્વરના વચનનું રહસ્ય જાણનારા છે, તેઓજ માત્ર મારી ઇચ્છા કરે છે." લક્ષ્મી બોલી–"હે સરસ્વતી ! જે કોઈ તારી ઇચ્છા કરનારા છે, તેઓને તો તું પણ પ્રાયે અનુકૂળ થાય છે, તેની સાથે તું વિચરે છે, તેનો થોડો કે ઘણો પ્રયાસ તું સફળ કરે છે, તેમનું સાનિધ્ય તું મૂકતી નથી, અને તેમને તું સર્વથા નિરાશ પણ કરતી નથી; પરંતુ જે કોઈ શાસ્ત્રનો અભ્યાસ કરતાં ખેદ પામીને તારાથી વિમુખ થાય છે, તેઓ તારો ત્યાગ કરે છે, તારૂં નામ પણ ગ્રહણ કરતા નથી. વળી જેઓ તારાપર અત્યંત આસક્ત છે, તેઓ પણ મને તો ઇચ્છેછેજ. શાસ્ત્રનો અભ્યાસ પણ મને મેળવવા માટે કરે છે. નિર્ગુણી

પુરૂષોમાં અનેક પ્રકારે અછતા ગુણોનો પણ આરોપ કરીને મારે માટેજ તેમની સ્તુતિ (પ્રશંસા) કરે છે. એમ કરતાં જો કદાચ તેમને મારો સંગ થાય છે તો તેઓ ગર્વસહિત પ્રફુલ્લિત થાય છે, નહી તો ખેદ પામે છે, અને ફરીથી પણ મારે માટેજ વિવિધ પ્રકારની વિદ્વતા ભરેલી ચતુરાઈ બતાવે છે, તેમ કરતાં પણ જો મારી પ્રાપ્તિ ન થાય તો અનેક પ્રકારની ખુશામતો કરે છે, નહી કરવા લાયક કાર્યો કરે છે, નહી સેવવા લાયકની સેવા કરે છે. વિદ્વાનોમા જે કાંઇ દૂષણ હોય છે, તે દૂષણપણેજ નિંદાય છે, પણ જેઓ મારા સંગવાળા છે, તેઓના તો દોષ પણ ગુણપણે ગવાય છે; અને મારાથી જે રહિત છે, તેના ગુણો પણ દોષરૂપજ કહેવાય છે સર્વે લોકો મારી પ્રાપ્તિ માટે વિવિધ પ્રકારના ઉપાયો-વડે ઉદ્યમ કરે છે, અત્યંત દુષ્કર ક્રિયાથી સાધ્ય થાય એવાં કાર્યો પણ ઉત્સાહથી કરે છે, તેમાં જો કદાચ પાપના ઉદયને લીધે તે સિદ્ધ ન થાય, તો પણ તેને મૂકતા નથી સેંકડો અને હજારો વાર નિષ્ફળ થાય, મહા કષ્ટને પામે અને પ્રાણના સંકટમાં આવી પડે, તો પણ મારી ઇચ્છા મૂકતા નથી. જો કે હું નિરંતર અનેક અવાચ્ય, અસહ્ય અને નિંદ્ય કષ્ટો આપું છું, તો પણ તેઓ મારાથી પરાઙ્મુખ થતા નથી, અને મને અનુકૂળજ દેખાય છે. માત્ર એક દ્રવ્યાનુયોગ ગર્ભિત અધ્યાત્મરૂપ ધર્મશાસ્ત્રને છોડીને બીજા જેટલા શાસ્ત્રોના સમૂહો છે, તે સર્વેમાં પ્રાયે મનેજ મેળવવાના ઉપાયો અને મારાજ વિલાસો (વૈભવો) વર્ણવ્યા છે. માત્ર એક મુનિ-રાજ સિવાય બીજા સર્વે સંસારી જીવો મારી સેવા કરે છે. કહ્યુ છે કે—

वयोवृद्धास्तपोवृद्धा ये च वृद्धा वहुश्रुताः ।
ते सर्वे धनवृद्धानां, द्वारे तिष્ठन्ति किंकराः ॥

'જેઓ વયથી વૃદ્ધ છે, તપસ્યાથી વૃદ્ધ છે અને જેઓ બહુશ્રુત હોવાથી વૃદ્ધ છે, તે સર્વે ધનવડે વૃદ્ધ એવા પુરૂષોના દ્વારમાં કિંકરની જેમ રહે છે.'

હે સરસ્વતી ! ઘણું શુ કહેવું ? ઘણા એવા હોય છે કે જેઓ મરણ આવતા સુધી પણ પોતાના ધનને પ્રગટ કરતા નથી, અને મારી ઇચ્છા પણ મૂકતા નથી જો કદાચ તારા માનવામાં ન આવતુ હોય, તો હું તને પ્રત્યક્ષ બતાવું કે સર્વ પ્રાણીઓનું જીવિતવ્ય દશ પ્રાણોથી બંધાયેલું છે, તેમાં ધનરૂપી અગીઆરમો બાહ્ય પ્રાણ પણ ઉપચારથી કહેલો છે, તે બાહ્ય પ્રાણરૂપી ધનને માટે થઇને કેટલાએક પુરૂષો અભ્યંતરના દશે પ્રાણોને છોડી દે છે, પણ ધનને તજતા નથી. મારૂં સ્વરૂપ જે સ્થાને રહ્યુ (દાટેલું) હોય, તે પર કદાચ વૃક્ષ ઉગે, તો તે પણ જલદીથી વૃદ્ધિ પામીને પુષ્પ ફળાદિકથી પ્રફુલ્લિત થાય છે, તથા જ્યાં મારૂં સ્વરૂપ હોય, ત્યાં દેવો પણ બોલાવ્યા વિનાજ જાય છે. માટે હે સુભગા સરસ્વતી ! મારી સાથે ચાલ, તને કૌતુક બતાવું."

આ પ્રમાણે કહીને તે બન્ને દેવીઓ ચાલી, અને નગરથી પાંચ કોશ દૂર જઇ એક વૃક્ષોના કુંજમાં બેઠી. પછી લક્ષ્મીએ દૈવી માયાવડે એકસો ને આઠ ગજ લાંબી પહોળી અને ત્રણ હાથ ઉંચી એવી એક સુવર્ણશિલા વિકુર્વી. તે શિલા રેતીમાં ડુબી ગયેલી અને માત્ર એક હાથજ બહાર દેખાતી હતી, અને શિલાનો એક ખુણો સાયંકાળના સૂર્યના પ્રકાશવડે ઝળકતો હતો અને સૂર્યના કિરણની જેમ પ્રકાશ કરતો હતો. એક પ્રહર દિવસ

અવશેષ રહ્યો તે સમયે રાજાના બે સેવકો કે જેઓને રાજાએ કોઈ કાર્ય માટે બીજે ગામ મોકલ્યા હતા, તેઓ રાજાનું કાર્ય કરીને પાછા આવતા હતા, તેમાંથી એક જણ કૌતુકી હોવાથી માર્ગમાં આમ તેમ જોતો જોતો ચાલતો હતો, તેણે તે શિલાનો એક ખુણો દૂરથી પ્રકાશિત જોયો. ત્યારે તેણે બીજાને કહ્યું કે– 'હે ભાઈ! જો, જો, પેલું દૂર કાંઇક ઝળકે છે તે શું છે?' તે સાંભળીને તેણે ઉતાવળને લીધે અને અનુત્સુકતાને લીધે જોયા વિનાજ કહ્યું કે–" કાંઇક કાચ કે પાષાણનો કટકો હશે, અથવા કોમળ પાંદડાં વિગેરે કાંઇક હશે, પણ શું કાંઇ આ નિર્જન અરણ્યમાં સુવર્ણ કે રત્ન તો નહી હોય?" ત્યારે પહેલો બોલ્યો–' જો તમે આવો તો આપણે ત્યાં જઇને જોઇએ કે શું છે? અને કેમ ઝળકે છે?' બીજો બોલ્યો–"શા માટે ફોગટ અરણ્યમાં ભટકવું જોઇએ? પ્રયોજન વિના નકામો પ્રયાસ કરવાથી શું ફળ? આ તો ધોરી માર્ગ છે, ઘણા માણસો અહીથી પહેલાં પણ ગયા હશે, જો કાંઈક ગ્રહણ કરવા જેવી તે વસ્તુ હોય, તો તેમણેજ ગ્રહણ કરી ન હોય? માટે જલદી ચાલો. રાજા પાસે જઇ કાર્ય કર્યાનું વૃત્તાંત નિવેદન કરી આપણે ઘેર જઇ સ્નાન ભોજનાદિક કરી માર્ગનો શ્રમ દૂર કરી સ્વસ્થ થઇએ." આ પ્રમાણે તેનું વચન સાંભળીને પહેલો બોલ્યો કે–" હે ભાઇ! મારા મનમાં તો મોટું આશ્ચર્ય ભાસે છે, માટ હું તો ત્યાં જઇને નિર્ણય કરીશ." બીજાએ કહ્યું–" ખુશીથી તું જા, તારા બાપદાદાએ ત્યાં થાપણ મૂકેલી છે, તેથી તેનું પોટકું બાંધીને ઘેર આવજે. મારી શંકા તારે જરા પણ કરવી નહીં, કે એમાંથી ભાગ દેવો પડશે, મારે ભાગ જોઇતો નથી, માટે તારે મને ભાગ આપવો નહી, તુંજ

લઇને સુખી થા." એમ કહીને બીજો શીઘ્રતાથી ગામ તરફ ચાલ્યો અને પહેલો તો તેનાથી જૂદો પડીને તે શિલા પાસે ગયો. ત્યાં તેણે રેતીમાં દટાયેલી શિલાનો એક ખૂણો જાત્ય સુવર્ણમય જોયો. તે જોઇને મનમાં આશ્ચર્ય પામી વિચારવા લાગ્યો–"અહો! બહુ સારૂં થયું કે મારો સોબતી ન આવ્યો. જો કદાચ આવ્યો હોત તો તેને ભાગ આપવો પડત. મારાજ ભાગ્યનો ઉદય થયો છે. હવે હું જોઉં તો ખરો કે આ સુવર્ણ કેટલુંક છે?" એમ વિચારીને તે રેતીને હાથવડે દૂર કરવા લાગ્યો અને જોયું તો તે અપરિમિત મોટી શિલા જોઇને અત્યંત હર્ષને લીધે ગાંડા જેવો થઈ જઈ વિચારવા લાગ્યો–" અહો! મારૂં અદ્ભૂત ભાગ્ય છે કે જેથી મને આવું નિધાન પ્રાપ્ત થયું. મારા પર આજે દૈવ તુષ્ટમાન થયું છે. આટલા લાભથી તો હું રાજ્ય કરીશ આ ધનના પ્રભાવથી હાથી, ઘોડા, પાયદળ વિગેરે સૈન્ય તૈયાર કરીશ. પછી બળવાન્ થઇ અમુક દેશને જીતીને ત્યાં રાજ્ય કરીશ." આ પ્રમાણે મધના ઘડાને ઉપાડનાર શેખસલ્લી પુરૂષની જેમ આર્ત્તધ્યાનમાં તલ્લીન થઈને તે ફરીથી વિચાર કરવા લાગ્યો કે–'કોઈ પણ ઉપાયથી આ સુવર્ણને હું ગ્રહણ કરૂં.' આ પ્રમાણે વિચારતો તે ત્યાંજ ઉભો રહ્યો અને તર્ક વિતર્કમાં ગર્ક થઇ ગયો. બીજો સેવક કે જે ગામ તરફ ચાલ્યો ગયો હતો તે કેટલેક દૂર જઇને વિચાર કરવા લાગ્યો કે–" રાજાએ અમને બન્નેને આજ્ઞા કરીને મોકલ્યા હતા, તેમાંથી હું એકલો જઇને રાજાને વૃત્તાંત નિવેદન કરીશ, ત્યારે રાજા મને પૂછશે કે તારી સાથે બીજો હતો તે ક્યાં ગયો? તે વખતે હું શું જવાબ આપીશ? ખરો જવાબ આપવાથી શું થશે? તે શી રીતે જાણી શકાય? માટે

એકલા જવું યોગ્ય નથી, તેને લઇનેજ જાઉં." એમ વિચારીને કોઇ ઉચે સ્થાને ચડીને મોટે સ્વરે તેને બોલાવવા લાગ્યો. તે પેલાએ સાંભળ્યુ, પરંતુ દ્રવ્યના લોભથી તે ઘેલો થયેલો હતો, તેથી તેણે પણ ઉંચે સ્થાને ચડીને હસ્તના અભિનયપૂર્વક મોટા શબ્દથી જવાબ આપ્યો કે–'તુ જા, જા, હું પાછળથી આવું છું.' તે સાંભળીને બીજાએ ફરીથી તેને બોલાવ્યો, તો પણ પહેલાએ તેને તેજ જવાબ આપ્યો એમ ઘણી વાર બોલાવ્યા છતાં પણ તે આવ્યો નહિ, ત્યારે બીજાના મનમાં શંકા થઇ કે–"મે ઘણીવાર બોલાવ્યો છતાં તે કેમ આવતો નથી ? કાંઇ પણ કારણ હોવુ જોઇએ, માટે હુ પણ ત્યાં જઇને જોઉ" એમ વિચારીને માર્ગથી પાછો ફરી તે તેના તરફ ચાલ્યો તેને આવતો જોઈને પહેલાએ બૂમ પાડી કે–'તું જા, જા, હુ પણ આવું છું, ફોગટ કાળક્ષેપ કેમ કરે છે ?' આ પ્રમાણે કહ્યા છતાં પણ તે શંકાને લીધે ત્યાં ગયો. એટલે તે પણ સુવર્ણમય શિલા જોઈ વિસ્મય પામી માથુ હલાવતો બોલ્યો કે–" હે ભાઇ ! મે તારૂ કુટિલપણુ જાણ્યુ. મને પણ છેતરે છે કે ? શુ આ અરણ્યમાં રહેલું સુવર્ણ એકલોજ ગ્રહણ કરીશ? આટલું બધું સુવર્ણ તને એકલાને શી રીતે પચશે ? માટે આપણે બન્ને વહેંચીને લઇએ." તે સાંભળીને પેલો બોલ્યો કે–" તારો આમાં કાંઈ પણ લાગભાગ નથી, આ સર્વ મારૂં છે, હુ જ ગ્રહણ કરીશ. કેમકે મે તો તને પ્રથમથીજ કહ્યુ હતું કે હે ભાઈ ! ચાલો, આપણે ત્યાં જઇને જોઇએ કે તે તેજસ્વી વસ્તુ શું છે ? ત્યારે તે જવાબ આપ્યો હતો કે–' તું જ જા, તારા પૂર્વજોએ થાપણ મૂકી હશે, તેનું પોટકું બાંધીને ઘેર આવજે. મારે ભાગ જોઇતો નથી, માટે મને આપીશ નહીં.' આ પ્રમાણે

કહીને તું તો આગળ ચાલતો થયો હતો. અને હવે પાછો ભાગ માગે છે, તો શું તારૂંજ કહેલું તુ ભૂલી ગયો ? હું તો સાહસ કરીને અહીં આવ્યો. મારા પુણ્યના ઉદયથી મને આ પ્રાપ્ત થયુ છે, તેથી આ મારૂ જ છે. તારે આમાં શું લાગે ? જેમ આવ્યો તેમજ પાછો ઘેર ચાલ્યો જા. આમાંથી એક કોડીના મૂલ્ય જેટલું પણ તને આપીશ નહી ફોગટ શા માટે ઉભો છે ? અહીથી ચાલ્યો જા. નહી તો મારે અને તારે મૈત્રી રહેશે નહીં." આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને લોભને વશ પડેલો બીજો પણ ક્રોધથી બોલ્યો કે–"અરે મૂર્ખરાજ ! શામાટે મારો ભાગ નહી આપે ? હુ અને તુ એક રાજાનાજ સેવકો છીએ. રાજાએ એકજ કાર્ય માટે આપણને મોકલ્યા છે. તેમાં લાભ કે હાનિ, સુખ કે દુખ જે કાંઇ થાય તે આપણે બન્નેને લેવાનુ અને સહન કરવાનુ છે. એકજ સ્વામીએ એકજ કાર્યને માટે ફરમાવેલા સેવકોને જે કાંઇ લાભ થાય છે, તે સર્વ વહેચીજ લેવાય છે, એ પ્રમાણે રાજનીતિ છે, તે શું તુ ભૂલી ગયો ? માટે હું તો તારા માથાપર હાથ મૂકીને આમાંથી અર્ધો ભાગ લઈશ તુ કાંઈ નિદ્રામાં ઉંઘે છે ? શું આ જગત્ મનુષ્યરહિત થઇ ગયું છે કે જેથી તારૂંજ કહેલું થશે ? જો આ ધનનો ભાગ આપીશ તો આપણી પ્રીતિ ગાઢ અને અચળ રહેશે, નહી તો 'પીવાને અસમર્થ, પણ ઢોળવાને તો સમર્થ' એ ન્યાયની જેમ રાજાની પાસે સર્વ નિવેદન કરીને તારા પૂર્વે સંચય કરેલા ધન સહિત આ સર્વ ગ્રહણ કરાવીશ, અને તને કારાગૃહમાં નખાવીશ. માટે મને અર્ધો ભાગ આપ." આ પ્રમાણે તેનું વચન સાંભળીને પેલાએ વિચાર્યું કે–"ખરેખર જો આને હું ભાગ નહી આપું તો તે ઉપાધિ કરશે, પરંતુ આ અપરિમિત ધન મને

પ્રાપ્ત થયું છે, તે આને શી રીતે દઈ પણ શકાય ? માટે જો હું આને મારી નાખું તો પછી આ ધન મારૂ જ થાય અને બીજો કોઈ જાણે પણ નહી. રાજા પૂછશે તો તેને એવો ઉત્તર આપીશ કે માર્ગમાં આવતાં અણચિંત્યો વાઘ આવીને તેને ખાઈ ગયો, અને હું તો નાશીને આવતો રહ્યો. એ પ્રમાણે જવાબ આપીશ. બીજું કોઇ જાણતુ નથી, તેથી રાજાને આ વાતની ખબર પડશે નહીં. માટે આને મારી નાંખવાથીજ મારો વિચાર સફળ થશે." એમ વિચારીને ક્રોધથી તેનાં નેત્રો રાતાં થયાં અને ગાળો દેતો તેને હણવા માટે મ્યાનમાંથી ખડ્ગ કાઢીને દોડ્યો, અને કહેવા લાગ્યો કે—" મારા ધનની જો તારે ઇચ્છા હોય તો તૈયાર થા, તને ધન આપું." એમ બોલતો તે તેની સામે ખડ્ગ ઉચું કરીને દોડ્યો. તેને સામો આવતો જોઇને બીજો પણ ક્રોધથી ખડ્ગ કાઢીને ગાળો દેતો સામો દોડ્યો. બન્ને જણ ભેટભેટા થયા કે તરતજ એક સાથેજ ક્રોધથી એક બીજાના મર્મસ્થાનમાં બંનેએ ખડ્ગના પ્રહાર કર્યા, જેથી તે બન્ને ભૂમિપર પડ્યા, અને અતિ તીક્ષ્ણ પ્રહાર વાગવાથી એક ઘડીમાંજ તેઓ મરણ પામ્યા. તે વખતે વૃક્ષના કુંજમાં બેઠેલી લક્ષ્મીએ સરસ્વતીને કહ્યું કે—' ધનના અર્થીઓનું ચરિત્ર જોયુ કે ? હજુ આગળ પણ જોજો કે શું થાય છે ?'

ત્યાર પછી બે ઘડી દિવસ અવશેષ રહ્યો ત્યારે નિઃસ્પૃહી (સાધુ)ના વેષને ધારણ કરનાર એક નગ્ન તપસ્વી હાથમાં ભસ્મનો ગોળો રાખીને તે માર્ગે નીકળ્યો. તેણે પણ સૂર્યના તેજથી ઉત્તેજીત એવા તે શિલાના પ્રદેશને જોઇને મનમાં વિચાર્યું કે—"આ મહા અરણ્યમાં સૂર્યના કિરણોના જેવું તેજસ્વી શું દેખાય છે ! હું જોઉં તો ખરો. કાંઇક આશ્ચર્યકારક જણાય છે." એ પ્રમાણે કૌતુકની

બુદ્ધિથી તે શિલાની સન્મુખ ચાલ્યો. અનુક્રમે તે શિલાની પાસે આવ્યો, તો તેણે તે શિલાનો એક ખુણો જોયો. હાથવડે ધૂળને દૂર કરવા લાગ્યો, ત્યારે ઘણી મોટી તે શિલા જણાઇ. તેથી તે તપસ્વીનું ચિત્ત લોભરૂપી પંકથી મલીન થયું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે—"અહો! આટલું બધું ધન અહીં છે, આનો લાભ થવાથી તો રાજરાજેશ્વરનું સુખ અનુભવાય તેમ છે. જેને માટે આટલુ બધું તપસ્યાનું કષ્ટ કરૂં છું, તે તો અહીંજ પ્રાપ્ત થયું માટે હવે અહીજ રહેવું." એ પ્રમાણે વિચારીને તે આમતેમ જોવા લાગ્યો, તો તે બન્ને રાજસેવકોને મરેલા પડેલા જોયા. તેમને જોઇને તેણે વિચાર્યું કે—"ખરેખર આ બન્ને જણ આ ધનને માટેજ પરસ્પર શસ્ત્રના ઘાતથી મરણ પામ્યા જણાય છે. માર્ગની સમીપે રહેલું આ ધન અહી ગુપ્ત રહી શકે તેમ નથી, તેથી અહી રાખવા યોગ્ય પણ નથી. તેમજ આ બધું કોઇથી ઉપાડી શકાય તેમ પણ નથી, તેથી જો આના કકડા કરીને કોઇ ગુપ્ત સ્થાને પૃથ્વીમાં નાંખી તેનાપર મઠ કરીને તેમાં નિવાસ કરૂં, તો ચિંતિત અર્થની સિદ્ધિ થાય. પરંતુ છીણી, હથોડી, ઘણ વિગેરે લોઢાના હથિયાર વિના આના કકડા શી રીતે થાય? તેથી કોઇની પાસેથી તે માગી લાવીને પછી ઇચ્છિત કાર્ય કરૂં; પરંતુ હવે તો રાત્રિનો સમય થઇ ગયો છે, શું કરૂં? કયાં જાઉં? જો કદાચ આને છોડીને ગામમાં હથિયાર લેવા જાઉં, તો કોઈ બળવાન માણસ આવીને આનો માલીક થઈ જાય, તો ચિંતવેલું સર્વ કાર્ય નિષ્ફળ થાય." આ પ્રમાણે તે તપસ્વી સંકલ્પવિકલ્પના સમૂહમાં ગર્ક થયો, તેવામાં ત્યાં વિવિધ શસ્ત્રોને હાથમાં રાખીને છ ચોરો આવ્યા. તેઓ નગ્ન જટિલને જોઇને તેને નમીને બોલ્યા કે—"હે

સ્વામી ! આ જળ અને મનુષ્યરહિત અરણ્યમાં તમે શી રીતે રહો છો ?" આ પ્રમાણે તે ચોરોનું વચન સાંભળીને જટિલ બોલ્યો કે—" અમારા જેવા નિઃસંગ તપસ્વીઓને વનમાં રહેવુંજ કલ્યાણકારી છે. જેઓ મહા તપસ્વી છે, તેઓની આજ રીતિ છે; પરંતુ તમે આવા રાત્રિને સમયે ઘરનો ત્યાગ કરીને વનમાં કેમ આવ્યા છો ?" ત્યારે તેઓ બોલ્યા કે—" તમારા જેવા પાસે અમારે શા માટે અસત્ય બોલવુ જોઇએ ? અમે તો ચોર છીએ અને આ દુઃખે કરીને પૂરી શકાય તેવા ઉદરને પૂર્ણ કરવા માટે ચોરી કરવા નીકળ્યા છીએ."

આ પ્રમાણે તેમનું વચન સાંભળીને જટિલે વિચાર્યું કે—"આ ધનના અર્થી છે, અને વળી શસ્ત્ર સહિત છે, માટે તેમને થોડુંક ધન આપીને આ શિલાના કકડા કરાવું." એમ વિચારીને તેણે તેમને કહ્યુ કે—" હે ચોરો ! જો તમે મારા કહ્યા પ્રમાણે કરો તો તમને દરેકને હજાર હજાર સોનામહોર આપુ." ચોરો બોલ્યા કે—" બહુ સારૂં; અમે તમારા સેવકોજ છીએ. આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે અમે કરશું." ત્યારે જટિલે તેમને તે શિલા દેખાડીને કહ્યું કે—"મેં તપસ્યાની શક્તિવડે વનદેવતાનું આરાધન કર્યું, ત્યારે તેણે પ્રસન્ન થઇને મને આ નિધિ બતાવ્યો છે. તેથી હવે આના કકડા કરીને આનો તીર્થોમાં વ્યય કરવો છે, માટે તમે આના કકડા કરી આપો." આ પ્રમાણે તે જટિલની વાણી સાંભળીને તથા તે શિલાને જોઈને લોભસાગરમાં મગ્ન થયેલા તે ચોરો પરસ્પર વિચાર કરવા લાગ્યા કે—" હે ભાઈ ! જટિલની દંભરચના જાણી કે ? તે કહે છે કે મને દેવતાએ આ નિધિ દેખાડ્યો. પણ આ તો પૂર્વે કોઈ રાજાએ સુવર્ણના રસથી આ શિલા બનાવીને પૃથ્વીમાં

નિધિપણે સ્થાપન કરી હશે, પછી ઘણો કાળ જવાથી મેઘવૃષ્ટિ વિગેરે થવાથી ઉપરની માટી ધોવાઈ ગઈ હશે અને પવનથી તેનો એક ખુણો ઉઘાડો થયો હશે, એવામાં આ જટિલ ભમતો ભમતો અહી આવી ચડ્યો, અને આ શિલાનો ખુણો જોઇને લોભથી તેને પોતાની માનીને રહ્યો છે. આ આખી શિલાને તો તે લઇ શકે તેમ નથી, તેથી તેના કકડા કરાવવા માટે આપણી પાસે દંભરચના કરીને આપણને ઠગવા માટે કહે છે કે તમને દરેકને હજાર હજાર સોનામહોર આપીશ. પણ અર્ધો, ત્રીજો, ચોથો, પાંચમો કે સાતમો ભાગ આપીશ એમ તો કાંઈ કહેતો જ નથી, સર્વ હું એકલોજ લઇ જઇશ એમ કહે છે. શું આ એના બાપનું ધન છે કે જેથી આ પ્રમાણે આપણને છેતરે છે ? માટે આને હણીને આપણેજ બધું લઈ લઇએ. " તે સાંભળી તેમાંના એક જણે કહ્યું કે—" આ તપસ્વી છે, એને કેમ મરાય ? ' ત્યારે બીજો બોલ્યો—" આનું તપસ્વીપણું તો ગયું, આ તો વંચક અને ધૂર્ત આપણી જેવોજ છે. આપણે ચોર છીએ ને આ ધૂર્ત છે, માટે તે અને આપણે બન્ને પરધનને હરણ કરનારા છીએ. તેથી આને મારવામાં શો દોષ છે? આ સર્વ ધન જો આપણા હાથમાં આવે તો આપણે સર્વે ઠાકોર (રાજા) થઇએ, અને ચોરીનું કામ છુટી જાય. માટે હવે વધારે વિચાર ન કરતાં આને હણીને સર્વ ધન લઇ લઇએ."

આ પ્રમાણે નિશ્ચય કરી બે જણાએ તે જટિલને વાતોમાં પ્રવર્તાવ્યો, અને એક જણાએ પાછળથી ખડ્ગવડે તેનું મસ્તક કાપી નાખ્યું. પછી તે સર્વે ચોરો શિલા પાસે ગયા. તેને હસ્તવડે સ્પર્શ કર્યો તો સુવર્ણના રસમય તે શિલા ઘણી મોટી જણાઈ, ત્યારે તેઓએ વિચાર કર્યો કે—" આ શિલા આપણી પાસેના ખડ્ગાદિક

શસ્ત્રોવડે કાપી શકાય તેવી નથી, અને આખી તો કોઇ લઇ શકે તેમ નથી. પરંતુ આ રાત્રિમાંજ જેટલું લેવાય તેટલું આપણું છે, કેમકે દિવસ ઉગ્યો કે પછી અનેક વિઘ્નો આવશે. ત્યારે એક જણ બોલ્યો કે–"ઘણ અને છીણીઓ વિના આપણું ઇચ્છિત કાર્ય થઇ શકે તેમ નથી, માટે આ ગામમાં અમુક સોની છે, તે આપણો પરિચિત અને વિશ્વાસના સ્થાન જેવો છે. તેથી તેની પાસે જઈને આ ગુપ્ત વાત કરીએ, અને ઘણ છીણીઓ વિગેરે સહિત તેનેજ અહીં લાવીને આના કકડા કરાવીએ, તો આપણું ધાર્યું કાર્ય પાર પડે. તે સોનીને પણ તેની ઇચ્છાથી અધિક ધન આપીને આપણે પ્રસન્ન કરશું." આ પ્રમાણે સાધનને અનુકૂળ વાત સાંભળીને સર્વનો એકમત થયો, ત્યારે એક બોલ્યો કે–"આ ત્રણ મડદાને દૂર નાંખીને જઇએ તો સારૂ, કેમકે તેમ કરવાથી આ વાતની ખબર કોઇને ન પડે." આ પ્રમાણે નિશ્ચય કરીને તે ત્રણે મડદાંને અતિ દૂર પ્રદેશમાં દાટીને નગરમાં તે બધા સોનીને ઘેર ગયા, સોનીને બોલાવ્યો, તે પણ તેમનો શબ્દ સાંભળીને તરતજ બહાર આવી બોલ્યો 'આવો, આવો, ઘરમાં આવી શું લાવ્યા છો તે બતાવો.' તે સાંભળીને ચોરો બોલ્યા કે–" અરે લાવ્યા, લાવ્યા, શુ કહો છો ? તમારૂં અને અમારૂં દારિદ્રય જાય એવો એક નિધિ હાથ કરીને તમને બોલાવા આવ્યા છીએ, તેથી ઘણ અને છીણીઓ લઇને જલદી ચાલો, વિલંબ કરો નહી, એક ઘડી જાય છે તે લાખની જાય છે, ફરી આવશે નહી, માટે ઉતાવળ કરો." તે સાંભળીને સોની બોલ્યો–" બહુ સારૂ, હું તો તમારા હુકમને આધિનજ છુ; પરંતુ તમે મને કહો કે કયે સ્થાને કેવી રીતનો નિધિ તમે જોયો છે ? અને તેમાં શું છે ? તમે હાથ

કર્યાનું કહો છો, તો કેમ તે અહીં લઇ આવ્યા નહિ ? કેટલું ધન છે ? એ સર્વ વાત કહો કે જેથી હું પણ તેને યોગ્ય સામગ્રી તૈયાર કરીને પછી આવું." ત્યારે તે ચોરોએ તેની પાસે સર્વ હકીકત સ્પષ્ટ રીતે કહી બતાવી. તે સાંભળીને મનમાં આશ્ચર્ય પામીને સોનીએ વિચાર્યું કે–"ચોરોની વાત ખોટી હોય નહીં. લોકોમાં કહેવાય છે કે મહાપુરૂષમાં બત્રીશ લક્ષણ હોય છે; અને ચોરોમાં છત્રીશ લક્ષણ હોય છે. પૂર્ણ ખાત્રી વિના આ લોકો અહીં આવે નહી. હવે હું આ લોકોની સાથે જઈશ, અને તેઓના કહેવા પ્રમાણે કરી આપીશ, ત્યારે તેઓ મને તો એક ધડી[1], બે ધડી કે ઘણામાં ઘણી ત્રણ ધડી જેટલું સોનું આપશે, અને સાત પેઢી સુધી ચાલે તેટલું ધન તો આ સર્વે ગ્રહણ કરશે. ઘણુ ધન હોવાથી ઘેર તો અર્ધું પણ આવશે નહિ. 'રાંધનારીને ધુમાડો' એ કહેવત પ્રમાણે હું તો થોડુંકજ લઇને ઘેર આવીશ. તેથી હું બુદ્ધિવડે એવું કરૂં કે તે સર્વ ધન મારૂં થાય, ત્યારેજ મારી બુદ્ધિની કુશળતા વખાણવા લાયક કહેવાય. આ ચોરો પારકા ધનને હરણ કરનારા અને સર્વને દુઃખ દેનારા છે, તેથી તેઓને ઠગવામાં શો દોષ છે ? ઘણા લોકોને દુઃખ આપનારાઓનો તો નિગ્રહ કરવોજ જોઇએ, એમ નીતિશાસ્ત્ર પણ કહે છે. વળી તે ધન પણ આ ચોરોના બાપદાદાએ કાંઇ થાપણ મુકેલુ નથી, કે જેથી લોકવિરૂદ્ધ કર્યાનું પણ પાપ લાગે. તેથી આમનો નિગ્રહ કરીને તે સર્વ ધન હું મારે સ્વાધિન કરી લઉં. મારા ભાગ્યવડે આકર્ષાઇનેજ આ લોકો અહીં મને કહેવા આવ્યા છે, માટે મુખમાં આવેલું કેમ છોડી દઉં ?"

આ પ્રમાણે વિચારીને તેણે ચોરોને કહ્યુ કે–"હે દાદાર !

૧ ધડી એક જાતિનું પ્રમાણ–તોલ છે.

આજે હજુ મેં ભોજન કર્યું નથી, ભોજન હવે તૈયાર થાય છે, તમે પણ ભૂખ્યા હશો, કામ પણ ઘણી મહેનતનું છે, વળી ભૂખ હોય ત્યાંસુધી બળની સ્ફુર્તિ પણ થતી નથી, અને બળ વિના કાર્ય સાધી શકાય તેવું નથી, તેથી માત્ર બે ઘડી અહીં તમે બેસો, તેટલામાં હું પુષ્કળ ઘીવાળા લાડુ બનાવી લઉં. પછી તે મોદક લઈને આપણે જઇએ. ત્યાં જઈને મોદક ખાઈ સ્વસ્થ થઈને કાર્ય કરશું તમે પણ મારા હાથની ચાલાકી જોશો, કે આજ નીજ રાત્રીમાં તેના કકડા કરીને તમને સોંપી દઈશ. પછી જેવી મારી મહેનત તમને લાગે, તેવું મને પ્રસન્નતાથી ઇનામ આપજો. હું તો તમારો સેવક છું. તમારી અનુવૃત્તિથીજ જીવું છું. તમારૂં કામ મારા માથા સાટે કરીશ. " આ પ્રમાણે કહી તેમના મનનું રંજન કરીને તેમને ઘરમાં લઇ ગયો. પછી પાન, સોપારી, બીડી, હોકા વિગેરેથી તેમનો સત્કાર કરી ઉપરની મેડીપર જઇને ઘઉંનો આટો, ઘી, ગોળ વિગેરે લઇ સુંદર સાત લાડુ બનાવ્યા. તેમાં છ લાડુ મોટા કર્યા તેમાં વિષ નાંખ્યુ, અને સાતમો પોતાને માટે વિષરહિત નાનો બનાવ્યો. એ પ્રમાણે તૈયારી કરી તેમને પાંદડામાં બાંધી અથાણું વિગેરે પણ તેમાં નાંખી ગાંઠ બાંધી હથોડા તથા છીણીઓ લઈ ચોરોની સાથે ઘેરથી નીકળ્યો. પછી તે સર્વે શીઘ્ર ગતિથી પેલી શિલા પાસે ગયા, ત્યાં તે ચોરોએ સોનીને શિલા બતાવી. તે પણ તેને જોઇને તથા સ્પર્શ કરીને મનમાં લોભની લાતના પ્રહારથી વિહ્વળ થઈ ચોરોની પાસે લાડુની ગાંઠ છોડીને પોતાનો વિપરહિત લાડુ પોતાના હાથમાં લઇ બોલ્યો કે—" હે સ્વામી! આપ મહા ભાગ્યવાન્ છો, આપનાપર વિશ્વંભર તુષ્ટમાન થયા જણાય છે, કે જેથી આટલું બધું અપરિમિત સુવર્ણ આપના

હાથમાં આવ્યું, માટે તમો ભાગ્યવાન્ પુરૂષોમાં અગ્રેસર છો. આપની કૃપાથી આજ મારૂં પણ દારિદ્રય નાશ પામ્યું છે; પરંતુ પ્રથમ " શતં વિહાય ભોક્તવ્યં " (સો કામ મૂકીને ભોજન કરવું) એ નીતિશાસ્ત્રના વચનને અંગીકાર કરીને આ ઘીવાળા મોદક ખાઓ. પછી સજ્જ થઇને દારિદ્રયનો નાશ કરનારા આ શિલાના કકડા કરવા હું પ્રવૃત્ત થઇ જઇશ." એમ કહીને તેણે છ એ જણાને એક એક મોદક આપ્યો. તે ચોરોએ પણ પોતાના આયુષ્યનો અંત લાવનાર તે મોદક ખુશીથી ખાધા અને તૃપ્ત થયા. પછી સોનીએ કહ્યું કે–" મારી સાથે કૂવાને કાંઠે ચાલો, હું પાણી સીંચું, તે પીને હાથ પગ ધોઇ કામને માટે તૈયાર થઇ જાઓ." ત્યારે તે સર્વે કૂવા પાસે ગયા. સોનીએ કૂવામાંથી જળ કાઢીને સર્વને જળપાન કરાવ્યું અને પોતે પણ પીધું. તે વખતે જળ પીવાથી તે સોનીને નિહાર કરવાની ઇચ્છા થઈ, તેથી તે જળપાત્ર લઇને દેહ ચિંતા માટે ગયો. ત્યારે ચોરો એકઠા થઇને વિચાર કરવા લાગ્યા કે–' હવે આપણે શિલાના કકડા કરવા માંડશું.' ત્યારે નીતિશાસ્ત્રને જાણનાર એક જણે કહ્યું કે– " આપણે એક કામ ઠીક ન કર્યું." બીજાએ પૂછ્યું કે–' શું ?' તેણે કહ્યું કે–" સોનીને આપણે અહીં લાવ્યા, અને તેને સુવર્ણ બતાવ્યું તે ઠીક ન કર્યું. શાસ્ત્રમાં તેમજ લોકમાં પણ પ્રસિદ્ધ છે કે સોનીનો વિશ્વાસ ન કરવો. પૂર્વે આપણે એક વાર્તામાં પણ શું નથી સાંભળ્યું કે–કોઇ જંગલમાં એક કૂવામાં વાઘ, વાનર, સર્પ અને સોની પડેલા હતા, તેઓમાંથી પહેલા ત્રણને કોઈ એક પથિક બ્રાહ્મણે બહાર કાઢ્યા. ત્યારે તે ત્રણે જણ તે બ્રાહ્મણને પ્રણામ કરી કહેવા લાગ્યા કે–' હે ભટ્ટજી ! તમે અમારાપર નિષ્કા-

રણ ઉપકાર કર્યો છે, તેના બદલામાં અમે સેંકડો ઉપકારો કરીએ તો પણ તમારા ઉપકારનો બદલો વળી શકે તેમ નથી, તથાપિ કોઇ અવસરે કૃપા કરીને અમારે ઘેર પધારજો, યથાશક્તિ અમે આપની સેવા કરશું, પણ આ કૂવામાં જે મનુષ્ય છે તેને તમે કાઢશો નહીં; કેમકે તે જાતનો સોની છે, માટે તે ઉપકારને અયોગ્ય છે.

આ પ્રમાણે ઘણી વિજ્ઞપ્તિ કરીને તે વાઘ, વાનર અને સર્પ પોતપોતાને સ્થાને ગયા. ત્યાર પછી બ્રાહ્મણ શંકામાં પડ્યો સતો વિચાર કરવા લાગ્યો કે–'આ સોનીને કાઢું કે નહીં ?' એવા સંશયરૂપી હિંડોળા પર તેનું મન હીંચકવા લાગ્યું. તે વખતે કૂવાની અંદર રહેલો સોની બોલ્યો કે–' હે બ્રાહ્મણ! લોકોને ઉદ્વેગ કરનારા અને વિવેકરહિત એવા વાઘ, વાનર અને સર્પનો ઉદ્ધાર તમે તરતજ કર્યો અને મને કાઢતાં વિલંબ કેમ કરો છો? હું તો મનુષ્ય છું, શું સર્પ, વાનર ને વાઘથી પણ હું વધારે દુષ્ટ છું? શું હું તમારા ઉપકારને ભૂલી જઈશ? માટે મને કાઢો; જન્મ પર્યંત હું તમારો સેવક થઇને રહીશ.' તે સાંભળીને સરલ પ્રકૃતિવાળા બ્રાહ્મણે વિચાર્યું કે–' આ સોની સત્ય કહે છે. શું આ મનુષ્ય તિર્યંચથી પણ હલકો છે? જે થવાનું હોય તે થાઓ. ઉપકારીએ પંક્તિભેદ રાખવો એ યોગ્ય નથી. વળી તે વાઘ વિગેરેનું કહેવું પણ સત્ય છે, પરંતુ મારે એની સાથે શું કામ છે? હું દૂર દેશમાં રહું છું, અને આ તો આ દેશનોજ રહીશ છે, તે મને શું કરશે?' એમ વિચારીને તે બ્રાહ્મણે સોનીને પણ બહાર કાઢ્યો. ત્યારે સોનીએ બ્રાહ્મણને પ્રણામ કરીને કહ્યું કે–' તમે મને જીવિતદાન આપ્યું છે. માટે મારા પર કૃપા કરીને મારે ઘેર આવજો; હું અમુક ગામમાં અમુક શેરીમાં

રહું છું. હું તમારી યથાશક્તિ ભક્તિ કરીશ.' એ પ્રમાણે વાણીનો વિલાસ કરીને તે ગયો.

પછી પેલો બ્રાહ્મણ પણ અડસઠ તીર્થમાં અટન કરતો યાત્રા કરીને કેટલેક કાળે પાછો ફર્યો. અનુક્રમે તેજ અરણ્યમાં તે આવ્યો. દૈવયોગે વાઘે તેને જોયો, અને ઓળખ્યો કે—'આ મારો જીવિતદાતા મહા ઉપકારી છે.' એમ સ્મરણ કરીને વાઘે તેને બહુમાન અને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. પછી પોતે પૂર્વે મારેલા રાજકુમારના લાખો રૂપિયાના મૂલ્યના અલંકારો તે બ્રાહ્મણને આપીને કહ્યું કે- ' હે સ્વામી! અમને ત્રણને બહાર કાઢ્યા પછી તે સોનીને તમે કાઢ્યો હતો કે નહી?' બ્રાહ્મણે કહ્યુ કે—' તે સોનીએ અત્યંત દીનતાપૂર્વક વિનતિ કરી, એટલે મારા ચિત્તમાં ઘણી દયા આવી, તેથી મેં તેને કાઢ્યો હતો.' ત્યારે વાઘ બોલ્યો કે— ' તે ઠીક ન કર્યું, પણ હવે તેનો સંગ કરશો નહીં.' એમ કહીને તેને પ્રણામ કરીને તે વાઘ ગયો. બ્રાહ્મણ પણ જીંદગીના દારિદ્રયને નાશ કરનાર અલંકારો લઈને ઉત્સાહ સહિત વાઘને આશીર્વાદ આપી આગળ ચાલ્યો. માર્ગમાં જતાં તેણે વિચાર્યું કે— 'આગળ જતાં અત્યંત ભયાનક માર્ગ આવશે, તેમાં આ અલંકારો શી રીતે સચવાશે? માટે નગરમાં જઈને આ ઘરેણાં વેચી તેનું રોકડ નાણું કરી વેપારીની દુકાને હુંડી લખાવી નિર્ભયપણે સુખેથી ઘેર જાઉં.' એમ વિચારીને તે ચાલ્યો. આગળ જતાં નગર આવ્યું, તેમાં તે પેઠો. ચૌટામાં તેવા યોગ્ય માણસની શોધ કરતો તે આમ તેમ ફરતો હતો, તેવામાં દુકાને બેઠેલા પેલા સોનીએ તેને જોયો, અને વિચાર્યું કે—' જેણે મને કુવામાંથી બહાર કાઢ્યો હતો તે જ આ બ્રાહ્મણ જણાય છે.' તેવામાં તેની ગાંઠે

ઘરેણાં જેવી ચીજનો ભાર જોઇને તેણે વિચાર્યું કે—' આ બ્રાહ્મણે દેશાટન કરતાં કાંઇક સુવર્ણાદિક ધન મેળવ્યું જણાય છે, તેથી જો તેને કાંઇક વેચવું હશે, તો મારૂં કામ થશે.' એમ વિચારીને તે સોની તરતજ દુકાનપરથી નીચે ઉતરીને બ્રાહ્મણ પાસે જઈ—"અહો ! આજે મારાં ભાગ્ય ઉઘડ્યાં, આજ મારે ઘેર અણચિંતી અમૃત વૃષ્ટિ થઇ, આજ મારે આંગણે કામધેનુ ગાય પોતાની મેળેજ આવી, અને આજ મારા સર્વે મનોરથો સફળ થયા, કે જેથી આજ તમારા દર્શન મને થયા.' એમ બોલતો તે સોની બ્રાહ્મણના પગમાં પડ્યો. ક્ષણવારે ઉઠીને હાથ જોડી વિનતિ કરવા લાગ્યો કે— 'હે સ્વામી ! મારે ઘેર પધારો, આપનાં પગલાં કરીને મારૂં ઘર પવિત્ર કરો.' એ પ્રમાણે શિષ્ટાચારપૂર્વક કહીને તેને પોતાને ઘેર લઇ ગયો.

મુગ્ધ બ્રાહ્મણ તેનાં ચાટુ વચનો સાંભળીને પ્રસન્ન થઇ વિચારવા લાગ્યો કે—'આ તો અત્યંત ગુણગ્રાહી જણાય છે, મારા કરેલા ઉપકારને ભૂલી ગયો નથી, તેથી ખાનદાન કુળનો જણાય છે. આની પાસે મારે શા માટે આંતરૂં રાખવુ જોઈએ ? આ મારૂં સર્વ કામ કરી આપશે, માટે વાઘે આપેલાં સર્વ અલંકારો હું આને જ દેખાડું. આના જ હાથમાં આપીને તેનુ રોકડ નાણું કરૂં.' એમ વિચારીને તે બોલ્યો કે—' હે ભાઇ ! મારી પાસે કોઈએ આપેલાં ઘરેણાં છે, તે વેચીને મને નાણાં કરી આપ.' સોની બોલ્યો કે—' મને બતાવો એટલે આપનુ કાર્ય હું શીરસાટે કરી આપીશ.' બ્રાહ્મણે તે સર્વ ઘરેણાં તેને બતાવ્યાં. તે જોઈને સોનીએ તેને ઓળખ્યાં કે—' અહો ! રાજગાદીને યોગ્ય થયેલા રાજકુમાર વક્ર શિક્ષાવાળા અશ્વવડે દૂર વનમાં લઇ જવાયો હતો, ત્યાં તેને કોઇએ મારી નાંખ્યો હતો, તેને માટે રાજાએ

ઘણી શોધ કરી, પણ હજુ સુધી કાંઇ પણ પત્તો લાગ્યો નથી, તેથી રાજાએ પડહ વગડાવ્યો છે કે–'જે કોઇ કુમારના જીવવાની કે મરણની શોધ કરી લાવશે તેના પર હું ઘણો પ્રસન્ન થઇશ અને મોટું ઇનામ આપીશ.' આ પ્રમાણે ઘોષણા કરાવ્યા છતાં પણ હજુ સુધી તેની શોધ મળી નથી આજે શુદ્ધિ મળી છે, માટે હું રાજાને આ અલંકાર બતાવીને તેનો પ્રીતિપાત્ર થાઉં અને રાજાનો પ્રસાદ મેળવું. આમાંથી થોડુંક ઘરેણું મારા હાથમાં પણ રહેશે. આ બ્રાહ્મણનું મારે શું પ્રયોજન છે ? ઉલટો અહીં રહેશે ત્યાં સુધી ખાવાપીવાનો ખરચ કરાવશે " એમ વિચારીને ઘરેણાં હાથમાં લઇને તેણે બ્રાહ્મણને કહ્યું કે–' હે સ્વામી ! સુવર્ણની પરીક્ષા તો હું જાણું છું, પણ રત્નની પરીક્ષા જાણતો નથી, માટે આ આભૂષણો રત્નના વેપારીને બતાવીને નક્કી મૂલ્ય કરાવી તે વેચી ધન લઇને તમને આપીશ. તમે સુખેથી અહીંજ બેસો ' એમ કહીને તે સોની આભૂષણ લઇને રાજા પાસે ગયો. રાજાએ તેને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે–' કુમારની શોધ મને મળી છે, તે આપને નિવેદન કરવા આવ્યો છું.' તે સાંભળીને રાજા પણ ઉત્સુકતાથી ' શું ? શું ?' એમ બોલ્યો. ત્યારે સોનીએ આભૂષણો દેખાડ્યા રાજાએ જોતાંજ ઓળખ્યાં, એટલે ' આ કોણે આપ્યાં ? ' એમ તેને પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે–' આ લાવનાર એક બ્રાહ્મણ છે, અને તે મારે ઘેર બેઠો છે. તેણે મને આ વેચવા આપ્યાં છે, તેથી હું આપને દેખાડવા લાવ્યો છું.' રાજાએ કહ્યું કે–' તેં ઠીક કર્યું. તું તો આપણોજ છો. ' એમ કહીને રાજાએ સેવકોને બોલાવી આજ્ઞા કરી કે–' હે સેવકો ! દોડો, દોડો, આ સોનીને ઘેર જે બ્રાહ્મણ છે, તેને બાંધીને વિડં-

બનાપૂર્વક અહીં લઇ આવો.' તે સાંભળીને રાજપુરૂષો એકદમ દોડ્યા અને સોનીને ઘેર રહેલા તે બ્રાહ્મણને ચોરની જેમ બાંધી લઇને વિડંબનાપૂર્વક રાજા પાસે લઇ આવ્યા. રાજાએ માત્ર નજરે જોઇનેજ તેનો વધ કરવાની આજ્ઞા કરી. ત્યારે રાજસેવકો તે બ્રાહ્મણનું અર્ધું મસ્તક મુંડાવી, ગધેડાપર બેસાડી, મારતા મારતા નગરમાં ફેરવવા લાગ્યા. તે વખતે બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે–'મેં વાઘ વિગેરે ત્રણેનુ વચન માન્યું નહી, તેનું ફળ મને આ મળ્યુ.'

આ પ્રમાણે તે વિચાર કરતો હતો, તેવામાં તેને વૃક્ષપર બેઠેલા પેલા વાંદરાએ જોયો અને ઓળખ્યો, તેથી તે વિચારવા લાગ્યો કે–' અહો ! આતો અમારા ત્રણેનો ઉપકારી છે, તેની આવી અવસ્થા કેમ થઇ ?' પછી તે વાંદરે લોકોના કહેવા પરથી બધી વાત જાણીને વિચાર્યું કે–' ખરેખર આ બ્રાહ્મણને પેલા સોનીએજ દુઃખમાં નાખ્યો જણાય છે, અને તેજ આને મરાવી નાંખશે. માટે આ બ્રાહ્મણ કોઇ ઉપાયથી જીવે એમ કરૂં.' એમ વિચારતો તે વાંદર સર્પ પાસે ગયો અને તેને સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી સર્પ બોલ્યો–' ચિંતા ન કર, સર્વ સારૂં થશે.' એમ કહીને તે સર્પ રાજાના ઉદ્યાનમાં જઇને રાજાના કુળના બીજરૂપ કુમારને ડસ્યો. તરતજ તે કુમાર શબની જેમ ચેતના રહિત થઈને પૃથ્વીપર પડ્યો. રાજપુરૂષોએ બૂમો પાડતાં પાડતાં રાજા પાસે જઇને બધુ કહ્યું. રાજા પણ ' હવે શું કરવું ? ' એ વિચારમાં મૂઢ બની ગયો. અનેક મંત્રવાદીઓને બોલાવ્યા. તેમણે પોતાના મંત્રબળથી જળનું માર્જન વિગેરે કર્યું, પરંતુ તે સર્વ નપુંસકને વિષે તરૂણીના વિલાસની જેમ નિષ્ફળ થયું. રાજાના ચારે હાથ હેઠા પડ્યા. રાજા

નિરાશ થયો અને વિલાપ કરવા લાગ્યો. તે વખતે કોઈએ કહ્યું કે–'હે સ્વામી! નગરમાં પડહ વગડાવો, એટલે કોઈ પણ ગુણવાન્ મળી આવશે.' તે સાંભળીને રાજાએ નગરમાં ઘોષણા કરાવી કે–'જે કોઇ આ કુમારને જીવાડશે, તેને રાજા લક્ષ રૂપિયા ઈનામ આપશે.' આ પ્રમાણે પડહ વાગતો વાગતો જ્યાં રાજપુરૂષો તે બ્રાહ્મણને ગધેડાપર બેસાડીને ફેરવતા હતા ત્યાં આવ્યા, તેવામાં નાગદેવતાએ દૈવી શક્તિથી અદૃશ્યપણે ત્યાં આવીને પેલા બ્રાહ્મણના કાનમાં કહ્યું કે–"હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! 'રાજકુમારને હુ જીવાડીશ' એવી પ્રતિજ્ઞાપૂર્વક તમે પડહનો સ્પર્શ કરો. તે વખતે તમે અમારા ત્રણેનાં વચન પ્રમાણે કર્યું નહીં, અયોગ્યને ઉપકાર કર્યો તેનું આ ફળ પ્રાપ્ત થયુ છે." પછી બ્રાહ્મણે રાજસેવકોને કહ્યુ કે–' મને છોડી દો, હું રાજકુમારને જીવતો કરીશ' ત્યારે રાજસેવકો રાજાની પાસે દોડતા ગયા, અને બ્રાહ્મણની હકીકત નિવેદન કરી રાજા હર્ષ પામીને બોલ્યો કે–' તે બ્રાહ્મણને બ ધનથી મુક્ત કરી અહી લઇ આવો.' સેવકો તે પ્રમાણે કરી બ્રાહ્મણને રાજા પાસે લાવ્યા. રાજાએ કહ્યું કે–' હે બ્રાહ્મણ! કુમારને જીવાડો. તમે જેને માર્યો તેજ તમે પાછો દીધો એમ માનશું, અને તમારી જે વિડબના કરી તે બદલ તમારો અધિક પૂજા સત્કાર કરશું, માટે ઉતાવળ કરો' બ્રાહ્મણ બોલ્યો કે–' નીતિવિરૂદ્ધ કરવાથી હું વિડંબના પામ્યો છું, પણ હવે પછી સર્વ વૃત્તાંત નિવેદન કરીશ.' એમ બોલતો તે બ્રાહ્મણ વિષથી વ્યાપ્ત થયેલા કુમાર પાસે ગયો. ત્યાં એક મંડળ કરીને દીપ, ધૂપ વિગેરે મહા આડંબરપૂર્વક માર્જન કરવા લાગ્યો. રાજા વિગેરે સર્વે ચોતરફ ઉભા ઉભા જુએ છે, તેટલામાં નાગદેવતા કુમારના શરીરમાં પ્રવેશ કરીને બોલ્યા કે–'હે બ્રાહ્મણ! આ

દુષ્ટ રાજાના પુત્ર ઉપર કેમ ઉપકાર કરવા પ્રવૃત્ત થયા છો ? શું ગધેડા ઉપર બેસાડીને તમારી આટલી વિડંબના કરી, તે ભૂલી ગયા છો ?' રાજાએ પૂછ્યુ કે—'મારી દુષ્ટતા શી રીતે ?' નાગે જવાબ દીધો કે—'હે રાજન્! તારા પુત્રને વાઘે માર્યો છે. ત્યાર પછી કેટલેક દિવસે દૈવયોગે અમે ત્રણ મિત્રો કૂવામાં પડ્યા હતા અને ચોથો સોની પણ કૂવામાં પડ્યો હતો. તે અવસરે નિષ્કારણ ઉપકારી એવો આ બ્રાહ્મણ ત્યાં આવી ચઢ્યો અમે ત્રણેએ વિજ્ઞપ્તિ કરી. તે વખતે આ બ્રાહ્મણે તરતજ લતાઓને એકઠી કરી તેને ગુંથીને અનેક પ્રયત્નો કરી અમને ત્રણેને બહાર કાઢ્યા. ત્યારે અમે ત્રણેએ તેને પ્રણામ કરીને શિખામણ આપી હતી કે—'આ સોની અયોગ્ય છે, તેથી તે ઉપકાર કરવા લાયક નથી.' એમ કહીને અમે પોતપોતાને સ્થાને ગયા હતા પછી તે દુષ્ટ સોનીએ ચાટુ વચનોવડે બ્રાહ્મણને વિનતિ કરી, ત્યારે ઉપકારના સ્વભાવવાળા તે બ્રાહ્મણે અમારૂ વચન વિસરીને તેને પણ કાઢ્યો, એટલે તે પણ પોતાને ઘેર ગયો. પછી આ બ્રાહ્મણ તીર્થયાત્રા કરીને પાછો વળ્યો, ત્યારે વનમાં વાઘે તેને જોયો. તેણે બ્રાહ્મણનો ઉપકાર સંભારીને આ આભૂષણો તેને આપ્યાં. તે લઇને તે બ્રાહ્મણ આ નગરમાં આવ્યો. તેને પેલો સોની ધનવાળો જાણીને કપટવૃત્તિથી પોતાને ઘેર લઈ ગયો અને તેની પાસેથી ઘરેણુ લઇને તમારી પાસે આવી તેણે તમને વાત કરી. તમે પણ કાંઇ વિચાર કર્યા વિનાજ તેની વિડંબના કરીને મારી નાખવાનો હુકમ કર્યો. તેવી અવસ્થાએ બ્રાહ્મણને જોઇને વાંદરે તરત આવીને મને કહ્યું, તેથી આ અમારા ઉપકારીને દુઃખ દેનાર એવા તમને હું શી રીતે મૂકું ? શિષ્ટનુ પાલન અને દુષ્ટનો નિગ્રહ કરવો,-એ નિતિનુ સ્મરણ

કરીને હું તમારા કુમારને ડસ્યો.' તે સાંભળીને રાજા સર્વ લોકોની સમક્ષ પોતાના આત્માની નિંદા કરતો બ્રાહ્મણને તથા નાગને ખમાવવા લાગ્યો, અને 'હવે જેવી તમારી આજ્ઞા હોય તેમ હું કરૂં' એમ કહેવા લાગ્યો. ત્યારે નાગ બોલ્યો કે—'જો તું લક્ષ રૂપિયાના ઇનામ સહિત સુંદર દશ ગામ આ બ્રાહ્મણને આપે તો હું છોડું.' તે સાંભળીને રાજાએ તેમ કરવુ કબુલ કરીને બ્રાહ્મણની પૂજા કરી, એટલે તરતજ કુમાર સજ્જ થયો. સોનીની કૃતઘ્નતા જોઇને રાજાએ તેનો વધ કરવાની આજ્ઞા કરી, પણ તેને પેલા બ્રાહ્મણે કૃપાથી છોડાવ્યો."

માટે હે ભાઇઓ! આ આપણો સોની પોતાની માનું પણ સુવર્ણ ચોરે તેવો છે, તેથી આપણે તેને અહી લાવ્યા તે ઠીક ન કર્યું. આપણે તેને અહીં લાવ્યા અને શિલા પણ દેખાડી પહેલેથીજ કાંઈ મિષ કરીને તેની પાસેથી છીણી અને ઘણ વિગેરે ઉપકરણો માગી લાવ્યા હોત, તો સારૂં થાત. હવે તો 'સર્પે છછુંદર ગળી' એ ન્યાયે આપણે કષ્ટમાં આવી પડ્યા છીએ. વળી આ શિલા એક દિવસમાં કકડા કરી શકાય તેવી પણ નથી, ઘણા દિવસે તે કાર્ય થાય તેવુ છે. પ્રાતઃકાળ થયે લેવાશે તેટલુ લઇને આપણે તથા આ સોની પોતપોતાને ઘેર જશું. ઘેર ગયા પછી ઘણા સુવર્ણનું સ્મરણ થવાથી તે આકુળવ્યાકુળ થશે, એક રતિ માત્ર પણ સુવર્ણ જોઇને તેનું ચિત્ત વિહ્વલ થાય છે, તો આટલુ બધુ જોઇને તેને શું નહિ થાય? પછી જરૂર કોઈ બળવાન્ સહાયકનો ભાગ કરીને તે આ આખી શિલા ઉપાડી જશે અને આપણે માથે ઘણું સુવર્ણ લઇ ગયાનું તોહમત મુકીને આપણને મહાસંકટમાં નાંખશે, માટે હવે આપણે શું કરવું?" તે સાંભળીને એક જણ

બોલ્યો કે—"જો મારૂં કહેવું માનો, તો કાંઇ પણ વિઘ્ન આવે નહીં." બીજાઓએ પૂછયું કે—'શું?' તે બોલ્યો—"ઘણ અને છીણીઓ તો આપણા હાથમાં આવી છે, તેનાવડે ઉપર દેખાતું સુવર્ણ કાપીને લઈ જઈએ, બાકીનું ધુળથી ઢાંકી દઇને જઇએ. પછી દરરોજ રાતે આવીને ઇચ્છિત કાર્ય કરશું; માટે જ્યારે આ સોની આવે ત્યારે એને આપણે કહીએ કે—'જલદી પાણી કાઢ, અમને તૃષા લાગી છે.' તે સાંભળીને જ્યારે તે પાણી ખેંચવા કૂવા ઉપર જાય, ત્યારે પાછળથી આપણે બધાએ એકત્ર થઈને હાથવડે ધક્કો મારી તેને કૂવામાં નાંખી દેવો. તેમ કરવાથી 'ટાઢા પાણીએ ખસ જશે' તે સાંભળીને સર્વે તેના વિચારને સંમત થયા. તેટલામાં તે સોની પણ દેહચિંતા કરીને આવ્યો, ત્યારે ચોરોએ કહ્યું કે—'હે ભાઇ! પાછું પાણી ખેંચ, સરસ ભોજન કરવાથી ફરી તરસ લાગી છે' તે સાંભળીને સોનીએ વિચાર કર્યો કે—"હવે મોદકોનું વિષ ચઢવા લાગ્યું જણાય છે, તેથી પાણી પીને સર્વે ભૂમિપર પડશે, અને દીર્ઘનિદ્રા (મરણ) પામશે. ત્યાર પછી સર્વ ધન હું જ એકલો ગ્રહણ કરીશ." એ પ્રમાણે આર્ત તથા રૌદ્ર ધ્યાન કરતો તે સોની પાણી ખેંચવા લાગ્યો, તેટલામાં પ્રથમથી સંકેત કરેલા તેઓએ તેને કૂવામાં નાખી દીધો. ત્યારપછી ચોરો પણ એક ઘડી થઈ એટલે વિષના પ્રભાવથી મરણ પામ્યા.

આ સર્વ બીના સરસ્વતીને બતાવીને લક્ષ્મી બોલી કે—"હે સરસ્વતી! જગતનું આશ્ચર્ય જોયું! આ દશે મનુષ્યોએ ધનરૂપી અગીઆરમા પ્રાણની પ્રાપ્તિને માટે પોતાના દશે પ્રાણો આપ્યા, પરંતુ કોઇએ અગીઆરમો પ્રાણ પ્રાપ્ત કર્યો નહીં. હું મનુષ્યોને સેંકડો અને હજારો સંકટોમાં નાંખું છું, રોગોવડે

પીડું છું, ચાબકાના ઘાથી મારૂં છું, ભિક્ષા મગાવું છું, અને કારાગૃહમાં નખાવું છુ. ઘણું શું કહુ ? ક્રોધ પામેલો શત્રુ પણ જેવું ન કરે તેવું હું દુઃખ દઉં છુ, તોપણ સંસારી જીવો મારી પુંઠ મૂકતા નથી. મારે માટેજ માતા, પિતા, પુત્ર, સ્ત્રી, મિત્ર, ચાકર અને ગુરૂ વિગેરેને છેતરે છે, તેમનો તિરસ્કાર કરે છે અને વિશ્વાસઘાત પણ કરે છે. કુળની, જાતિની, દેશની અને ધર્મની પણ લજ્જા છોડીને મારે માટે ભ્રમણ કરે છે, ન કરવાનું કાર્ય કરે છે અને ન બોલવાનું બોલે છે. માત્ર એક જિનેશ્વરનાં વચન-વડે જેનાં અંતઃકરણ વાસિત છે એવા પાંચ મહાવ્રતને ધારણ કરનારા મુનિઓ પાસે મારૂ કાંઇ પણ ચાલતુ નથી તેઓ મને વિવિધ પ્રકારે વગોવે છે, મારી મહત્તાનો નાશ કરે છે, મારી સં-તતિરૂપ જે કામભોગાદિક છે તેને નાસિકાના મળની જેમ દૂર ફેંકી દઇ, પાંચ શબ્દવાળા આતોદ્ય ( વાજીંત્ર ) ને વગાડતા વનમાં જઇ અશોકવૃક્ષની નીચે ઉભા રહી, સારવાળી સર્વ વ-સ્તુઓને તજી દઇ. નગ્ન જેવા થઇને મારા સંગના ત્યાગની પ્ર-તિજ્ઞા કરી દરેક દેશમાં વિચરે છે. વળી ત્યાં જનસમૂહમાં હમેશાં મને તથા મારા કામભોગાદિક પુત્રોને નિંદે છે, પોતાના વચનની ચતુરાઇવડે મારામાં રહેલા ગુપ્ત છિદ્રોને પ્રગટ કરે છે, અને સર્વ લોકોને મારાથી વિમુખ કરે છે વળી મને ચપળા, કુટિલા, સ્વે-ચ્છાચારિણી વિગેરે અનેક કલંકો આપીને કેટલાક મનુષ્યોને પોતાની જેવા ત્યાગી બનાવે છે. આમ છતાં પણ તેઓ તપજપ વિગેરે એવાં કરે છે, કે જેથી મારે અવશ્ય તેની દાસીરૂપે સેવા કરવી પડે છે. જેને ઘેર તેઓ માત્ર આહારજ ગ્રહણ કરે છે, તેના ઘરના આંગણામાં મારે લાખો અને કરોડો મહોરની વૃષ્ટિરૂપે

પડવું પડે છે. પછી શુક્લધ્યાનરૂપી અગ્નિવડે મારાં બીજને ભસ્મ કરીને તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે, તે અવસરે વિવિધ દેવો એકત્ર થઈને મારૂ ઘર (કમળ) તેના ચરણની નીચે સ્થાપન કરે છે. તેનુ આસન કરી તેપર બેસીને મારૂં નિર્મૂળ ઉચ્છેદન કરવારૂપ દેશના તેઓ આપે છે. ઘણાઓને પોતાની જેવાજ કરે છે, કેટલાકને દેશવિરતિ આપે છે કે જે ઓ ગૃહવાસમાં રહ્યા છતાં પણ વ્યવહાર શુદ્ધિથી પરિગ્રહનુ પરિમાણ કરી સત્ય અને સંતોષાદિક ધર્મનું પાલન કરવાવડે મને અધિક અધિક પ્રાપ્ત કરે છે. નીતિશાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે નિઃસ્પૃહપણું બતાવીને કામભોગાદિકમાં મારો થોડો વ્યય કરે છે અને ધર્મ સબધી સાત ક્ષેત્રોમાં હર્ષથી અધિક વ્યય કરે છે, અત્યંત ગાઢ વીર્યોલ્લાસની ભાવનારૂપી ચૂર્ણ નાંખીને મને બંધનમાં નાંખે છે, તેથી પ્રતિક્ષણ સર્વ જનની સમક્ષ મારી નિંદા તથા તિરસ્કાર કરતાં હુ તેમને સાંભળુ છુ, તો પણ હુ તેનુ ઘર તજવાને શક્તિમાન થતી નથી. ઉલટી તેના ઘરમાં જાણે વૃદ્ધિ પામવાની મારી ઇચ્છા હોય તેમ હું વસુ છુ તેઓ પુણ્યાનુબધી પુણ્યના બધનવડે મને બધનમાં નાંખે છે કે જેથી પ્રત્યેક જન્મમાં મારે તેમનુ દાસીપણુ કરવુ પડે છે. પગલે પગલે નિધાન દેખાડીને સર્વ રીતે વૃદ્ધિ પામીને મારે તેમને આધીન રહેવું પડે છે. તેમનું કાંઈ પણ પ્રતિકૂળ કરવાને હુ શક્તિમાન નથી. છેવટ પાછા મને વગોવીને તૃણની જેમ તજી નિવૃત્તિ (મુક્તિ) પૂરીમાં જાય છે. આવા પ્રકારના જિનશાસનના ઉપાસકોને છોડીને બીજા સર્વે સસારી જીવો મારા કિંકરો છે. તેમને હુ હજારો દુઃખો આપુ છું, તોપણ તેઓ મારા ચરણની ઉપાસના તથા પ્રીતિને મૂકતા નથી. મારે માટે તપ, જપ, કાયક્લેશ વિગેરે

કરીને અનેક પ્રકારે પાપાનુબંધી પુણ્ય પેદા કરે છે, પરંતુ હું તેમને પ્રથમ સર્વ પ્રકારની ઋદ્ધિ બતાવીને છેવટે નરકરૂપી ગર્તામાં નાંખું છું. કેટલાએક તિર્યંચમાં ઉત્પન્ન થઇને સર્પાદિક રૂપે જન્મ પામી નિધાનરૂપે રહેલી મને સેવે છે, કેટલાએક કષ્ટના બળથી દેવોમાં ઉત્પન થાય છે, તેઓ પણ ભૂમિમાં રહેલા મારા સ્વરૂપનો આશ્રય કરીને વિના કારણ ત્યાં રહે છે, અને લોકોને દૈવી માયાવડે મને કોયલા અને માટીરૂપે દેખાડે છે. માટે હે પૂજ્ય સરસ્વતી! સર્વ સંસારી પ્રાણીઓ હમેશાં મારી પ્રાપ્તિથીજ મોટા ગણાય છે. કેવળ જે કોઇ મોક્ષના અર્થી મનુષ્યો છે, તેઓ તારી સેવામાં તત્પર રહે છે, તેઓ તારાવડેજ મોટા ગણાય છે, પરંતુ બીજાઓ તેને મોટા ગણતા નથી."

આ પ્રમાણે લક્ષ્મીનાં વચનો સાંભળીને સરસ્વતી બોલી કે—"હે બ્હેન! એક તો તારૂં મોટું દૂષણ છે કે જેઓ તારી સેવા કરે છે, તેમને મનુષ્યભવાદિકમાં વિભવાદિકનુ સુખ દેખાડીને પછી નરકરૂપી ગર્તામાં તું નાંખે છે. પોતાના આશ્રિતોનો ઉદ્ધાર કરવો એજ મહાત્માઓને ઉચિત છે" તે સાંભળીને લક્ષ્મી બોલી કે—"હે બ્હેન! તું પંડિતા થઇને શ્રુતિનું જડપણું કેમ પ્રગટ કરે છે? હું કેવળ નરકમાં નાંખુ છુ એમ નથી, પરંતુ મોહરાજાના પ્રેરેલા વિષય, અવિદ્યા, વ્યસન અને કામભોગ વિગેરે નરકમાં નાંખે છે. મારા બળે કરીને ધીમે ધીમે વિવેકબુદ્ધિ પ્રાપ્ત કરી પરમપદ (મોક્ષ) નું સાધન સ્વીકારી ચિદાનંદને પામેલા પણ સંભળાય છે. શાસ્ત્રમાં પણ 'કનકાન્મુક્તિઃ' (સુવર્ણથી મુક્તિ) મળે છે એમ સંભળાય છે, અને તારા કહેવા પ્રમાણે હોય તો તે મહા અદ્ભુત અનંતા શ્રુતકેવળીઓ પણ મોહરાજાના પ્રેરેલા

પ્રમાદના આચરણવડે તિર્યંચાદિ ગતિમાં પરિભ્રમણ કરે છે, તેમાં શું તારો દોષ છે ?" તે સાંભળીને સ્મિત કરતી સરસ્વતી બોલી કે–" હે બ્હેન ! વિવાદને ભાંગનાર અને તારા તથા મારા મહત્ત્વને પોષણ કરનાર એકજ વાકય હુ કહું છું તે સાંભળ કે–' જે કોઇ આપણી પ્રાપ્તિ કરીને સત્સંગ અંગીકાર કરે અને વિવેકરૂપી લોચન મેળવીને ત્રિવર્ગનું સાધન કરે તે પરમપદને પામે. એ આ સર્વ વાતનું રહસ્ય છે.' લક્ષ્મી બોલી–' એ સત્ય છે.' આ પ્રમાણે તે બન્ને દેવીઓનો વિવાદ ભાંગ્યો, એટલે તે બન્ને પોતપોતાને સ્થાને ગઇ.

ઇતિ લક્ષ્મીસરસ્વત્યોઃ સંવાદઃ

ઉપલો સંવાદ સંભળાવીને વળી તે કપટથી ઘરમાં પ્રવેશેલ ચારણ બોલ્યો કે–" આ પ્રમાણે પુરાણાદિકમાં પણ કહેલ છે, તેથી હે ભાઇઓ ! સાંભળો.

दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते, तस्य तृतीया गतिर्भवति ॥

' દાન, ભોગ અને નાશ તે પ્રમાણે ધનની ત્રણ ગતિ છે. જે દાન દેતો નથી, તેમજ જે લક્ષ્મીને ભોગવતો પણ નથી, તેની લક્ષ્મીની ત્રીજી ગતિ (નાશ) થાય છે.' આમ હોવાથી સત્પુરૂષોને લક્ષ્મી મળતાં તેનુ ઉત્તમ ફળ દાન છે. ભોગ તેનું મધ્યમ ફળ છે. જે પુરૂષ આ બે ફળમાંથી એક પણ ઉત્તમ કે મધ્યમ ફળ મેળવતો નથી, તેને તેની લક્ષ્મીનું ત્રીજું કનિષ્ટ ફળ (નાશ) મળે છે. પૂર્વ પુણ્યનો ક્ષય થાય એટલે લક્ષ્મી તો દુર્ગતિમાં ભ્રમણ કરવાનું આપીને ચાલતી થઇ જાય છે. કહ્યું છે કે:—

**पृथिव्याभरणं पुरुषः, पुरुषाभरणं प्रधानतरलक्ष्मीः**
**लक्ष्म्याभरणं दानं, दानाभरणं सुपात्रं च ॥**

'પૃથ્વિનું આભૂષણ પુરૂષ છે, પુરૂષનું આભૂષણ ઉત્તમ લક્ષ્મી છે, લક્ષ્મીનું આભૂષણ દાન છે, અને દાનનું આભૂષણ સુપાત્ર છે.'

'તેથી હે ભવ્ય જીવો! અતિ દુર્લભ એવો મનુષ્યભવ અને ધન પામીને સુપાત્રદાનમાં તેનો વ્યય કરો. મનુષ્યભવ અને લક્ષ્મીનો યોગ તે દુધ સાકરના સંયોગની જેવો છે. આ પ્રમાણે બંનેનો યોગ મળ્યો હોય તો લક્ષ્મી અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કિર્તિદાન દેવાવડે સફળ કેમ કરતા નથી? કારણ કે ધનલાભ થાય ત્યારે આ લોકમાં જ્યાંસુધી લક્ષ્મી હોય ત્યાંસુધીજ તેની મોટાઈ છે. લક્ષ્મી જાય એટલે મનુષ્યપણું પણ તૃણની જેવું લઘુ થઈ જાય છે, કોઈ બરાબર જવાબ પણ આપતા નથી, દાનમાં જો લક્ષ્મી વાપરી હોય તો તે જતી રહેતી નથી, સ્થિર થાય છે. કદાચિત્ પૂર્વ ભવમાં કરેલા બહુ પાપના ઉદયથી લક્ષ્મી ચાલી જાય તો પણ દાતારની મહત્વતા આ લોકમાં ઘટતી નથી અને પરલોકમાં તો લોકોત્તર મહત્વ મળેજ છે. જો ધનીપુરૂષ કૃપણતાના દોષથી જરા પણ દાન દેતો નથી, તો લક્ષ્મી હોય છતાં પણ પ્રભાતે તેનું કોઇ નામ લેતુ નથી. જો કોઈ તેનુ નામ લે તો બીજાઓ તેને ઠપકો આપે છે કે—'આવા નીચનુ, કૃપણનું અત્યારમાં નામ શું લ્યો છો? જરૂર કાંઈક અકલ્યાણ થશે.' આ પ્રમાણે દાન નહિ દેનારને તો સહજ ફળ મળે છે. તેથી હે ભવ્ય લોકો! ઉભય લોકમાં સુખદાયી એવા દાનધર્મમાં અવશ્ય પ્રયત્ન કરવો તેજ ખરો સાર અને લક્ષ્મી પામ્યાનું સાર્થક છે."

ધનકર્મા શ્રેષ્ઠીના રૂપમાં પરાવર્તન કરીને આવેલ તે ચારણ તે પુત્રોને કહે છે કે—" આ પ્રમાણે મુનિમહારાજની દેશના સાંભળીને હું મનમાં ચમત્કાર પામ્યો અને ચિંતવવા લાગ્યો કે—' અરે ! અજ્ઞાનવડે મેં તો અતિ દુષ્કર એવો નરભવ તથા ધનસામગ્રી મળ્યા છતાં બંનેને ગુમાવી દીધાં છે. આલોક અને પરલોકનુ કાંઈ પણ સાધન કર્યું નથી. દુર્ગતિમાં જવાના કારણભૂત પાપકર્મનીજ મે તો પુષ્ટિ કરી છે. કૃપણતાના દોષથી મેં કાંઈ પણ આપ્યુ નથી, ખાધુ નથી, ભોગવ્યું નથી, માત્ર દીન પુરૂષોની જેમ દુ ખે ભરાય તેવા જઠરની પૂર્તિજ કરી છે, વળી મેં ભોગવ્યુ નથી, એટલુંજ નહી પણ પુત્રાદિકને ભોગવવાં પણ દીધુ નથી. કીર્તિના હેતુવડે યાચકોને પણ ધન આપ્યું નથી, દીન, દુ:ખી, નિરાધારનો ઉદ્ધાર પણ કોઇ દિવસ કર્યો નથી, તેથી હવે અવશ્ય હુ મારો જન્મ સફળ થાય તેમ કરીશ.' આ પ્રમાણે કલ્પના કરીને હું અહી આવેલો છુ અરે પુત્રો ! મુનિનાં વચનો સાંભળવાથી ધનાદિના ધ્યાનમાં હુ નિર્મમત્વ ભાવવાળો થયો છુ. આ તેઓનો ઉપકાર છે. કૃપણતાના દોષથી અત્યાર સુધી જે કાળ ગયો ને બધો તો દુર્ગતિનું પોષણ થાય તેવી રીતે મેં ગુમાવ્યો છે. તમો સર્વને પણ દાન અને ભોગાદિકમાં હું અંતરાય કરનારો થયો છુ; તમે તો સુપુત્રો હોવાથી મારા આશયને અનુકૂળ રહી અત્યાર સુધી કાળ વ્યતિત કર્યો છે; તેથી હે પુત્રો ! ધનાદિ સર્વ પાપના અધિકરણો હોવાથી તે સર્વને બહુ દુ:ખદાયીપણે મે સાધુમહારાજના ઉપદેશથી જાણ્યા છે, તેથી હવે ધનાદિકનો સુપાત્રમાં વ્યય કરવાની મારી ઇચ્છા છે. દાનાદિકથી રહિત ધન તો કેવળ અનર્થને ઉપજાવનારજ થાય છે, તેથી હવે દીન જનોનો ઉદ્ધાર, સુપાત્રનુ

પોષણ, કુટુંબી જનોની પ્રતિપાલના વિગેરે કરવાવડે હું ધનનું ઉત્તમ ફળ મેળવીશ; તેથી તમને પણ દાન અને ભોગાદિકમાં જે ઈચ્છા હોય તે મને કહેવી, તેને માટે સુખેથી ધન લેવું. આજથી તમને મારી અનુમતિ–રજા–આજ્ઞા છે. ફરીથી પૂછવું નહિ, હું તો હવે દાનાદિક સત્કાર્યમાંજ મશગુલ રહીશ.”

આ પ્રમાણે કહીને તે ખોટા ધનકર્મા દિનજનો વિગેરે સર્વને ઈચ્છિત ધન આપવા લાગ્યો. વળી સીદાતા સ્વામિભાઈઓને તથા અન્ય યાચકોને તેની ઇચ્છાથી પણ અધિક આપવા લાગ્યો. આ પ્રમાણે થોડાજ દિવસમાં આઠ કરોડ સોનામહોરો તે કપટી શ્રેષ્ઠીએ વાપરી નાખી. નગરમાં પણ ભારે વસ્ત્રો અને આભૂષણો પહેરીને સુખાસનમાં–પાલખીમાં અથવા તો રથમાં બેસીને તે બહાર નીકળતો. એક દિવસ તેના કોઇ બાળ વયના પ્રિયમિત્રે તેને પૂછ્યું કે–“અરે શ્રેષ્ઠિન્ ! હમણા તમારી આવી ઉદાર દાનવૃત્તિ, ત્યાગવૃત્તિ તથા ભોગવૃત્તિ કેવી રીતે થઇ ?” ત્યારે પૂર્વે કહેલી કલ્પિત હકીકત કહીને તેણે ઉત્તર આપ્યો તે સાંભળી કેટલાક ઉત્તમ જીવો બોલ્યા કે–‘અહો ! નિઃસ્પૃહ એવા મુનિની દેશનાવડે કોણ પ્રતિબોધ પામતું નથી ? આમાં શું આશ્ચર્ય છે ? પહેલાના વખતની વાતો શાસ્ત્રમાં સાંભળીએ છીએ કે કાળકુમાર, દૃઢપ્રહારી, ચિલાતિપુત્ર, ધનસચય શ્રેષ્ઠી વિગેરે પણ કુકર્મમાં મગ્ન થયેલા, કુમાર્ગે ગયેલા, કુમાર્ગનું પોષણ કરનારા, કુમતિથી વાસિત થયેલ અંતઃકરણવાળા, સાતે વ્યસન સેવવામાં તત્પર અને ક્રૂર, મહાનિષ્ઠુર પરિણામવાળા હતા, છતાં તેઓ પણ મુનિમહારાજની દેશના સાંભળીને પ્રતિબોધ પામ્યા હતા અને તેજ ભવમાં જૈનધર્મને આરાધી ચિદાનંદ પદને તેઓએ પ્રાપ્ત કર્યું હતું. તો આ

શ્રેષ્ઠીમાં તો એવો દોષ ક્યાં હતો ? માત્ર કૃપણપણુંજ હતું, તે મુનિના ઉપદેશથી તેણે જાણ્યુ, પણ આ શ્રેષ્ઠી ખરેખરો ધન્ય છે કે તેની આવી જન્મથી ચોંટેલી કૃપણતા નાશ પામી ! આપણા જેવાની તેવી મતિ ક્યારે થશે ? 'આ પ્રમાણે ઉત્તમ જીવો તેની સ્તુતિ કરતા હતા. કોઇ વળી બોલતા હતા કે –" આનું આયુષ્ય હવે અલ્પ રહ્યુ જણાય છે, જેથી જન્મનો સ્વભાવ પણ તેનો ફરી ગયો–સ્વભાવપાલટો થઇ ગયો. જ્યોતિષશાસ્ત્રમાં કહ્યુ છે કે જ્યારે જન્મની પ્રકૃતિ એકદમ પ્રયત્ન વિના ફરી જાય; ત્યારે આયુષ્ય અલ્પ બાકી રહ્યુ છે તેમ સમજવુ." આ પ્રમાણે જેના મનમાં જેમ આવતુ તેમ સર્વ કોઈ બોલતા, ઘણા માણસોના મોઢા બધ કોનાથી થઇ શકે છે ?

હવે એક દિવસ તે કૂટ ધનકર્મા રાજદરબારમાં ગયો, અને બહુ મૂલ્યવાળી ભેટ રાજા આગળ ધરીને રાજાને પગે લાગી ઉભો રહ્યો. રાજા પણ નવી જાતની મહા મૂલ્યવાળી તેની ભેટ જોઇને બહુ રાજી થયો, અને આદરપૂર્વક તેને બોલાવીને કહેવા લાગ્યો કે– " અહો શ્રેષ્ઠી ! તમારા ચિત્તમાં આવી ઉદાર બુદ્ધિ ક્યાંથી થઇ ? પહેલાં તો લોકો હમેશાં તમારા કૃપણતાના દોષનીજ વાતો કર્યા કરતા હતા અને હમણાં તો ક્ષણે ક્ષણે તમારા દાન, ભોગ વિગેરેમાં ઉદારતાનીજ વાતો સભળાય છે આ કેવી રીતે બન્યું ? સાચે સાચુ કહો." એટલે તે કૂટ શ્રેષ્ઠીએ પૂર્વે કહેલી કલ્પિત મુનિ મહારાજની દેશના વિગેરે પ્રતિબોધ થવાના કારણરૂપ થયા હતા તે વૃત્તાંત કહી બતાવ્યો. રાજા પણ તેની વાત સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામ્યો અને કહેવા લાગ્યો કે–" અહો ! જીવની ગતિ અચિંતનીય છે. સર્વજ્ઞ વિના કોઇ તે ગતિને જાણી શકતા નથી."

આ પ્રમાણે કહીને ઉચિત સન્માન તથા પ્રાસાદ આપીને રાજાએ કહ્યું કે—" અમારા લાયક જે કાંઇ કામકાજ હોય તે સુખેથી કહેજો, મનમાં શંકા રાખતા નહિ." વિગેરે કહી તેને સંતોષીને વિસર્જન કર્યો. તે પણ પ્રણામ કરીને ઉઠ્યો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે—" અહો! દાનવડે શું થતું નથી? દાનથી દેવો પણ સાનુકૂળ થાય છે, તો પછી મનુષ્યની તો શી વાત?" આ પ્રમાણે વિચાર કરતો તે ઘેર આવ્યો. આ પ્રમાણે કુટ ધનકર્મા શ્રેષ્ઠીની દરેક ઘેર, દરેક રસ્તા ઉપર, દરેક ન્હાનાં મ્હોટાં ગામોમાં યાચકજનોએ યશ અને શોભા વિસ્તારી દીધાં. અર્થાત્ તે સર્વત્ર વિખ્યાત થઇ ગયો.

હવે જે ગામમાં મૂળ ધનકર્મા ગયેલ હતો, તેજ ગામમાં કોઇ યાચક કૂટ ધનકર્મા પાસેથી માગીને ઇચ્છાથી પણ અધિક ધન, વસ્ત્ર. આભરણાદિક મેળવીને કૂટ ધનકર્માની પ્રશંસા કરતો પોતાને ગામ જવાની ઇચ્છાથી આવ્યો. રસ્તામાં એક શ્રેષ્ઠીની દુકાન ઉપર મૂળ ધનકર્મા બેઠો હતો અને વ્યાપારાદિકની વાતો કરતો હતો તેની પાસેની દુકાનવાળાએ આ વસ્ત્રાભરણથી શોભતા યાચકને રસ્તે જતાં ઓળખીને બોલાવ્યો. તે યાચક પણ તેની પાસે આવીને કૂટ ધનકર્માનાં યશને વર્ણવતો કહેવા લાગ્યો— " અરે અમુક શ્રેષ્ઠિન્! લક્ષ્મીનો આશ્રય કરીને રહેલ લક્ષ્મીપુર નામના નગરમાં કર્ણ, બલિ વિગેરે દાતેશ્વરીને ભૂલાવી દેનાર, સાક્ષાત્ કુબેરના અવતાર જેવો, પુન્યનો જાણે કે સમુહજ એકઠો થયો હોય તેવો, બધા દાનેશ્વરીઓમાં અગ્રેસર ધનકર્મા નામે શ્રેષ્ઠી વસે છે. તેણે મારી જેવા ઘણાઓનાં દારિદ્રયને ફેડી નાખ્યા છે. વર્તમાન સમયમાં તો આવો દારિદ્રયને ચૂરનારો, ઇચ્છાથી

પણ અધિક દાન દેવાવાળો મે કોઇ જોયો નથી, કે સાંભળ્યો પણ નથી. તેની માતાએ તેનેજ જણ્યો છે. બધા દાતારના ગુણોથી શોભતો આ દાનેશ્વરી છે, આની જેવો દાનેશ્વરી કોઈ થયો નથી, તેમ કોઇ થશે પણ નહિ. શુ તેનું વિશેષ વર્ણન કરૂં ? સાક્ષાત્ બ્રહ્મા પણ તેના ગુણો કહેવાને સમર્થ નથી." આ વાત પાસેની દુકાન ઉપર બેઠેલા મૂળ ધનકર્માએ સાંભળી. તે સાંભળતાંજ તેના ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન થયો, અને તે વિચારવા લાગ્યો કે– "અહો ! મારા નગરમાં ધનવંત ધનકર્મા તો હું એકજ છુ, એ નામવાળો બીજો કોઇ દેખ્યો નથી, તેમ સાંભળ્યો પણ નથી ! અને હુ તો અહી છુ ! અથવા આ ધનકર્મા કોઈ બીજે ગામથી આવ્યો છે કે શુ ?" આ પ્રમાણે શંકાયુક્ત ચિત્તથી યાચકને તેણે પૂછ્યુ–"તમે કહેલો ધનકર્મા કયે ગામથી આવેલો છે ?" યાચકે કહ્યુ–"આવેલ છે, આવેલ છે તેમ શુ પૂછો છો ? તે તો તેજ ગામનો અમુક પોળનો રહેવાસી છે રૂપમાં સાક્ષાત્ તમારી જેવોજ છે, ગુણોમાં તો દેવથી પણ ઘણો અધિક વધારે છે." આ પ્રમાણેની યાચક પાસેથી હકીકત સાંભળીને તેના ચિત્તમાં મોટી ચિંતા ઉભી થઇ. "આ યાચક શુ બોલે છે ? તે નગરમાં મારી જેવો બીજો કોઇ રહેતો નથી, તો પછી મારી પોળમા તો તેવો કોણજ હોય ?" આ પ્રમાણે વિચારીને તેણે ફરીથી પૂછ્યું– "અરે યાચક ! તુ જે બોલે છે, તે મારા ચિત્તમાં વાત બંધબેસતી લાગતી નથી; તેથીજ હુ વાર વાર પૂછુ છુ. 'ભિખારીને સો જીભો હોય છે.' તેથી ક્ષણે ક્ષણે જુદુ જુદું બોલવું તે તમારી જાતિનો ધર્મ છે, તેથી હું તને ફરી પૂછુ છુ કે–'તુ જે બોલે છે તે તે કોઈને મ્હોડેથી સાંભળ્યું છે ? અથવા તે પોતેજ તે દેખ્યું છે ?

અથવા ભાંગ પીને અસ્તવ્યસ્ત બોલે તેમ તું ખોટું બોલે છે ? કારણ કે તેં કહેલ પોળનો તો હુંજ અગ્રેસર છું. મારી જેટલું ધન તથા વ્યાપારાદિકથી યુક્ત મારી સરખી ધુરાને ધારણ કરનાર આખા નગરમાં પણ બીજો કોઇ નથી, તો પછી તે પોળમાં તો ક્યાંથીજ હોય ? અમુક કાર્યપ્રસંગે હું અત્રે આવ્યો છું, હજુ મને આવ્યાને થોડા દિવસોજ થયા છે, તેથી તારી કહેલી વાત કેવી રીતે સંભવે ?" આ પ્રમાણે સાંભળીને તે યાચક બોલ્યો– "શું કરવા નકામો વિવાદ કરો છો ? અમે યાચકો તો હમેશાં સાચુંજ બોલનારા હોઇએ. જેવુ જોઇએ તેવુંજ બોલનારા છીએ. હૃદયમાં કાંઈ અને મુખમાં કાંઈ તેમ ભિન્ન આશયથી વર્તવું અને બોલવું તે ગુણ તો વિધાતાએ તમારીજ જાતિને આપેલો છે. જો તમને મારી વાત સાચી ન લાગતી હોય તો ત્યાં જઇને જુઓ, એટલે સર્વ જણાશે પરંતુ નગરમાં ભમતાં મે એમ પણ સાંભળ્યું હતું કે–'આ ધનકર્મા પહેલાં તો બહુજ કૃપણ હતો અને હમણા તો દાનગુણવડે તેના જેવો કોઇ પણ જણાતો નથી.' તેથી હે શ્રેષ્ઠિન્ ! મેં જે સર્વે કહ્યુ છે તે સાચુ જ જાણજો. અસત્ય બોલવાથી મને શો ફાયદો ? મે તો જેવું દેખ્યું છે તેવુંજ કહ્યું છે, તેમાં સંદેહ કરવા જેવું નથી. મેં કહ્યું તેથી ન્યૂનાધિક હુ કાંઈ પણ જાણતો નથી તમારૂં કલ્યાણ થાઓ. હુ હવે જાઉ છું." આમ કહીને તે યાચક ચાલતો થયો.

શ્રેષ્ઠી ધનકર્મા ઉપરની બધી વાત સાંભળીને વિચાર કરવા લાગ્યા કે–"આ બધી વાત તો ઉત્પાત જેવી છે, કોઈ રીતે સંભવી શકે તેવી નથી, વળી કેવળ અસત્ય હોય તેમ પણ જણાતુ નથી, કાંઇક વધારે ઘટાડે હશે, પણ મૂળથી અસત્ય હોય તેમ

લાગતું નથી, તેથી હવે હુ તાકીદે જાઉં. જો કામ હશે તો ફરીવાર પાછો આવીશ." આ પ્રમાણે વિચાર કરીને દિવસ થોડો બાકી હતો તેવામાં તે રસ્તે પડ્યો. માર્ગે કોઇ ગામમાં તે સુતો, પણ રાત્રીમાં માનસિક ચિંતાના યોગથી તેને નિદ્રા આવી નહિ. દુઃખમાં–સંતાપમાં રાત્રી વ્યતીત કરીને પ્રભાતે પોતાના ગામ તરફ ચાલ્યો કપટી ધનકર્માને દૈવપ્રયોગથી તેના આગમનની પહેલેથીજ ખબર પડી ગઈ, તેથી દ્વારપાળોને તેણે કહી રાખ્યું કે–"અરે સેવકો ! હાલ આ ગામમાં બહુરૂપી ધૂતારાઓ ઘણા આવેલા છે. અનેક પ્રકારની ધૂર્તકળા કેળવીને તેઓ લોકોને છેતરે છે. તેમાં વળી કેટલાક તો કોઈ ઘરધણીના જેવુ જ રૂપ કરીને ઘરમાં પ્રવેશીને ઘરમાંથી લક્ષ્મી વિગેરે સાર વસ્તુઓ ઉપાડી જાય છે, તેથી સાવધાનપણે રહેજો કોઈ અજાણ્યો માણસ ઘરમાં આવે તો તેને વારજો–અટકાવજો, પેસવા દેશો નહિ"

મધ્યાન્હ લગભગ મૂળ ધનકર્મા પોતાને ગામ આવ્યો અને લોકોએ નગરમાં પ્રવેશ કરતો તેને જોયો. તેને જોઈને અંદર અંદર કાનની પાસે આવીને તેઓ કહેવા લાગ્યા–"અરે ! આજે વળી ધનકર્મા મૂળ વેષ વિગેરે પહેરીને પગે ચાલતો ક્યાંથી આવે છે?" તે સાંભળીને બીજો બોલ્યો–"આ ધનકર્મા નથી, ધનકર્માની જેવાજ રૂપવાળો કોઇ મુસાફર આવતો જણાય છે" પેલાએ કહ્યું–"તુ સાચું કહે છે ! કારણ કે મે આજે સવારેજ સુખાસનમાં બેઠેલા ઘણા સેવકોથી પરિવૃત્ત થયેલા ધનકર્માને આ રસ્તે જતાં જોયો છે." ત્યારે ત્રીજો બોલ્યો–"ધનકર્મા તો આજ છે, કારણ કે આને જોતાં જોતાં મારો આખો જન્મારો પૂરો થઇ ગયો. જો આ ધનકર્મા ન હોય તો આપણે સરત કરીએ" આ પ્રમાણે વિવિધ

પ્રકારની વાતો થવા લાગી. મૂળ ધનકર્માએ તેમાંથી કેટલીક થોડી થોડી સાંભળી. તે સાંભળીને તે મનમાં વિચારવા લાગ્યો કે—"કાંઇક આમાં કારણ તો લાગે છે; પણ પહેલાં એકવાર મારે ઘેર જઈ ઘરમાં પ્રવેશી, સ્વસ્થ થઈને પછી આ બાબતમાં તપાસ કરીશ" આ પ્રમાણે વિચાર કરતો ઉતાવળો તે ઘરના આંગણા પાસે આવ્યો પણ તેને દેખીને કોઇ નોકર ઉભો થયો નહિ, તેમ તેને પ્રણામ પણ કર્યા નહિ. આ પ્રમાણે દેખવાથી 'આ શુ ?' એમ વિચારતો તે ઘરમાં પ્રવેશ કરવા લાગ્યો, ત્યારે નોકરોએ તેને કહ્યુ—' ક્યાં જાઓ છો ? કોના ઘરમાં પેસો છો ?" આ પ્રમાણે સાંભળીને ચમત્કાર પામેલ ધનકર્મા બોલ્યો- "અરે અમુક ! અરે ભાઇ ! શું તું મને પણ ઓળખતો નથી ? અરે મારી નોકરીમાં રહ્યા તને તો ઘણા વર્ષ થઈ ગયા. આજે તમારા બધાનો આમ વિપર્યાસ કેમ થઈ ગયો છે ?" સેવકોએ કહ્યુ—'જા, જા, બીજે ઠેકાણે ધૂર્તકળા કેળવજે. અમે તો જાણીએ છીએ. જાણેલા ગ્રહ પીડા કરી શકતા નથી.' શ્રેષ્ઠીએ તે સાંભળી કહ્યું કે—" શું તમે બધા સ્વામીદ્રોહી થઇ ગયા છો ? સાત, આઠ, દશ દિવસમાં તો વિસ્મૃતિ પામી ગયા કે જેથી તમે તમારા શેઠને પણ ઓળખતા નથી. " સેવકોએ કહ્યુ—" કોનો સ્વામી ? કોણ તારા સેવકો ? અમારા સ્વામી તો ઘરની અંદર બહુ આનંદથી લહેર કરે છે, તે ચિર જીવી—આયુષ્માન્ છે. તુ તો કોઇ ધૂતારો ધૂર્તકળાવડે ઘરને લુંટવા આવ્યો છે. જો અમારા સ્વામી આ વાત જાણશે તો તારી માઠી ગતિ કરાવશે. " આ પ્રમાણે વાદવિવાદ થતો સાંભળીને પાડોશીઓ આવ્યા. તેને દેખીને શ્રેષ્ટીએ કહ્યુ—" અરે કલ્યાણા ભાઇ ! અરે જુઓ, જુઓ ' તમને તે દિવસે અમુક કાર્ય કહીને અમુક ગામે

હું ગયો હતો. તે કાર્ય સંપૂર્ણ કરીને હું તરતજ અહીં પાછો આવ્યો છું. આ ઘણા વખતના પરિચિત મારા સેવકો મને ઓળખતાજ ન હોય તેમ વર્તે છે, અને મને ઘરમાં પ્રવેશ કરવા દેતા નથી." આ પ્રમાણેનાં તે શ્રેષ્ઠીનાં વચન સાંભળીને તે સર્વે પણ વિચારમાં પડી ગયા. "આ ધનકર્મા કોણ ? ઘરની અંદર છે તે કોણ ? આ જે કહે છે તે પણ સાચું લાગે છે. ઘરની અંદર રહેલ પણ સાચો જણાય છે, આ બેની વચ્ચે કયો ધનકર્મા સાચો અને કયો ખોટો ? અતિશય જ્ઞાની વગર આ વાતનો ભેદ કોણ જાણે ?" ત્યારપછી તેમાંથી એક બોલ્યો કે—"ઘરની અંદર રહેલ શ્રેષ્ઠીને બહાર લાવીને બંનેનો સંયોગ કરી મેળવણી કરી જોઇએ, તો સત્યાસત્યની તરત પરીક્ષા થશે." તે સાંભળીને કોઇ ખોટા ધનકર્મા તરફથી મળેળ ખાનપાન તથા તેનાં મિષ્ટ વચનોથી તૃપ્ત થયેલા તેને આધીન થયેલા બોલી ઉઠ્યા કે—"આ ધનકર્મા કોણ છે ? ધનકર્મા તો ઘરમાં રહીને આનંદ કરે છે. આ તો કોઇ ધૂતારો અહીં આવેલો જણાય છે." ત્યારે કોઇ બુદ્ધિવંત તત્ત્વગ્રાહી બોલ્યો કે—"ભાઇઓ ! મને તો આ બહાર ઉભેલો ધનકર્માજ સાચો લાગે છે, કારણ કે પ્રકૃતિ અને પ્રાણ સાથેજ જાય છે. કોઇને તત્ત્વજ્ઞાનના શ્રવણથી પ્રતિબોધ થાય, અને કોઇ રીતે સ્વભાવમાં પરિવર્તન થાય, પણ મૂળથી તેનો સ્વભાવ ફરી જતો નથી. આ ધનકર્મા તે મૂળ પ્રકૃતિવાળો ધનકર્મા દેખાય છે. પ્રકૃતિથી તેનામાં ફેરફાર થયો હોય અથવા તે ફરી ગયો હોય તેમ દેખાતું નથી ગુરૂમહારાજના ઉપદેશના શ્રવણથી કૃપણ પણ દાનાદિક આપે છે, તો પણ તે યોગ્યાયોગ્યનો ભેદ પાડીને આપે છે, જેમ તેમ પોતાનું દ્રવ્ય ઉડાવી નાખતો નથી. મોટા કષ્ટવડે અને મહા

પાપનાં કાર્યો કરે ત્યારે દ્રવ્ય મળે છે. તેનો વ્યય કેમ કરવો તે તેનુંજ હૃદય જાણે છે. દાન દેવુ તે મરણુ બરોબર લોકોમાં ગણાય છે. ઘરમાં રહેલ ધનકર્મા તો જેવી રીતે વૈરીના હાથમાં દ્રવ્ય આવે ત્યારે તે ગમે તેની પાસે વિચાર કર્યા વગર લુંટાવે છે તેમ આ બધું દ્રવ્ય લુંટાવે છે. તેથી મારા અંતકરણમાં તો આ બહાર ઉભેલોજ ધનકર્મા સાચો જણાય છે"

આ પ્રમાણે બહાર થતો કોળાહળ સાંભળીને ધનકર્મા શ્રેષ્ઠીનો મોટો પુત્ર બહાર આવ્યો, તેને જોઇને મૂળ ધનકર્માએ તેને કહ્યું કે–"અરે પુત્ર! ઘરમાં તે કોને સંગ્રહી રાખેલ છે?" આ પ્રમાણે તેને બોલતો સાંભળીને તે પુત્ર પણ વિભ્રમમાં પડ્યો અને વિચારવા લાગ્યો કે–"આ શુ ઉપાધિ ઉભી થઇ?" આ પ્રમાણે વિચારતો તે મૌન ધારણ કરીને ઘરમાં ગયો, અને ફૂટ ધનકર્માને બધો વૃત્તાંત નિવેદન કર્યો. તે પણ તરતજ ઉઠ્યો અને કહેવા લાગ્યો કે–"મેં ગઇ કાલેજ નહોતું કહ્યુ કે ગામમાં બહુ ધૂતારા આવેલા છે? તેમાંથી આ કોઇ ધૂતારો અહીં આવ્યો હશે, પણ અસત્ય કયાં સુધી ટકશે–તેનો નિર્વાહ કયાં સુધી થશે?" આ પ્રમાણે બોલતો તે બહાર આવ્યો સેવકો બધા તેને જોઇને ઉભા થયા. ફૂટ ધનકર્માએ મૂળ ધનકર્માને કહ્યું કે–"અરે! તું કયાંથી આવ્યો છે? અરે ધૂર્ત! તુ કોના ઘરમાં પ્રવેશ કરવા ઇચ્છે છે?" તે સાંભળી મૂળ ધનકર્મા બોલ્યો–"હુ જ આ ઘરનો સ્વામી છું; મેં આ સંપત્તિ બહુ કષ્ટવડે મેળવેલી છે. પણ તું કોણ છે? ધૂર્તકળાથી મારા ઘરમાં પેસીને મારૂં ધન આ પ્રમાણે તું કેમ લુંટાવે છે? હવે તું આમ બહાર નીકળી બજારમાં સાચો ન્યાય કરનાર વ્યાપારીઓના પંચ પાસે ચાલ, જેથી આપણા સાચા

ખોટાની પરીક્ષા થઇ જશે. ચોરની ગતિ મોર જેવીજ થાય છે." તે સાંભળી કૂટ ધનકર્માએ કહ્યું કે–"ઘરમાં હોય તે સાચો, બહાર રખડતો હોય તે ખોટો, તે વાત સર્વે જાણે છે. તે હકીકત સ્પષ્ટ છે, તેથી હું તો રાજાજી પાસે જઇને, તારૂં ધૂતારાનું મોઢું ભાંગી નાખી, સર્વ સભા સમક્ષ તને ખોટો ઠરાવી ગધેડા ઉપર બેસાડી આ દેશમાંથી બહાર કઢાવી મૂકીશ–દેશનિકાલ કરાવીશ."

આ પ્રમાણે વિવાદ કરતાં તેઓ બજારમાં આવ્યા અને ન્યાય કરનારાઓને બોલાવીને તેઓની આગળ બંનેએ પોતપોતાની વાત કહી સંભળાવી તે સાંભળી બજારમાં બેસનારા બધા વ્યાપારીઓ વિગેરે ચમત્કાર ઉપજે તેવી વાત હોવાથી આશ્ચર્ય પામ્યા. તેમાં જેઓ દુર્જન હતા તેઓ તો તે ધનકર્માને દેખીને આનંદ પામ્યા, પણ જેઓ સજ્જન હતા તેઓ ખેદ પામતાં બોલવા લાગ્યા કે–"અરે ! સંસારમાં કર્મની વિચિત્ર ગતિ છે. કર્મની વિષમ એવી ઉદયની સ્થિતિ જિનેશ્વર અને જિનાગમ વગર અન્ય કોણ જાણી શકે તેમ છે ? અરે ભવ્ય જીવો ! જુઓ, કર્મપરિણામ રાજા મનુષ્યોને કેવા કેવા નાટક નચાવે છે ?" ન્યાય કરનારા સર્વે તે બંનેને જોઇને વિસ્મય પામ્યા અને બોલવા લાગ્યા કે–"આ બંનેમાં એક રોમમાત્ર પણ ન્યૂનાધિકપણું નથી, તેથી શું કરવું ?" તે સાંભળી એક નિપુણ બુદ્ધિવાળો બોલ્યો–"આતા પુત્રાદિક સ્વજન પુરૂષોને પૂર્વે અનુભવેલા સંકેતાદિક પૂછો. જે તે સંકેતો બરાબર કહે તે સાચો ધનકર્મા સમજવો, બીજો ખોટો સમજવો" મહાજનોએ તે પ્રમાણે કર્યું, ત્યારે મૂળ ધનકર્માએ સ્વાનુભૂત સંકેતાદિક કહ્યા, ત્યારે કૂટ ધનકર્માએ પણ દેવીની સહાયથી ચૂડામણિ શાસ્ત્રદ્વારા જાણીને સર્વે સંકેતો સારી રીતે

કહી દીધા. આ પ્રમાણે થવાથી સર્વે વ્યાપારીઓ પણ સરખી સંકેતોની પૂર્તિ સાંભળીને ભગ્ન પ્રતિજ્ઞાવાળા થયા. "અરે! સરખા આકારવાળા, સરખા હાવભાવવાળા અને સરખું બોલનારાઓમાંથી કયા ઉપાયવડે સાચા ખોટાનો ભેદ શોધવો? તેથી જ્યાં સુધી સાચા ખોટાની સત્ય પરીક્ષા ન થાય ત્યાં સુધી બંનેમાંથી એકએ ઘરમાં પ્રવેશ કરવો નહિ" આ પ્રમાણે મહાજને બળાત્કારે તે બંનેને ઘરમાં પેસતા રોક્યા, તેથી તે બંને જુદે જુદે સ્થળે રહેતાં હમેશાં સવારે ઉઠીને જુદી જુદી રીતે તેઓ ક્લેશક કાસ કરવા લાગ્યા. હમેશાંના કળહથી કંટાળીને લોકોએ ફરીથી એકઠા થઇ તેઓને કહ્યું કે—"તમે બંને રાજ્યદ્વારે જાઓ. ત્યાં રાજાના પ્રતાપથી તથા તેના અધિક પુણ્યતેજના બળથી સાચા ખોટાનો વિવરો તરતજ થઈ જશે"

આ પ્રમાણે મહાજને મળીને કહ્યું, તેથી તેઓ રાજા પાસે ગયા. રાજા પાસે જઇ તેને નમસ્કાર કરીને પોતપોતાનું દુઃખ નિવેદન કરીને બંને ઉભા રહ્યા. રાજા પણ પૂર્વની માફકજ સમાન આકૃતિવાળા અને સમાન બોલનારા દેખીને મુંઝાણો, એટલે તેણે મંત્રીઓને હુકમ કર્યો કે—"આ બંનેનો ન્યાય કરી આપો." મંત્રીઓએ પણ તેઓનો ન્યાય કરવામાં વિવિધ પ્રકારની વચન રચનાઓવડે તેઓ ભૂલાવો ખાઈ જાય તેવાં દૃષ્ટાંતો પૂછ્યા, અનેક પ્રશ્નો પૂછ્યા, વાક્યની રચનાઓ કરી ભયાદિક દેખાડ્યા, પણ તરૂણીનાં કટાક્ષો નપુંસક ઉપર જેમ નિષ્ફળ જાય, તેમ તે મંત્રીઓના સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયાં. ત્યારે તેઓ પણ વિચારમાં મૂઢ થઇ ગયા અને રાજા પાસે જઇને બોલ્યા કે—"સ્વામિન્! અમારામાં જેટલો બુદ્ધિનો વિલાસ છે, તેટલો બધો તો આ બંનેમાંથી સત્ય

અસત્યનો નિર્ણય કરવા માટે અમે વાપર્યો, પણ કોઇ પ્રકારનો નિર્ણય અમે કરી શકયા નથી. આજ દિવસ સુધી અમે ધરાવેલ અમારી બુદ્ધિનો ગર્વ પણ નિષ્ફળતા પામ્યો છે." આ પ્રમાણે મંત્રીઓનાં વચનો સાંભળીને વિષાદપૂર્વક રાજાએ કહ્યું કે—"જો આપણી સભામાં આ બ નેનો નિર્ણય ન થઇ શકે, તો તો મારી મહત્વતામાં ખામી આવે, તેથી હવે શું કરવું ?" તે સમયે કોઈએ કહ્યું કે— "સ્વામિન્ ! 'બહુરત્ના વસુંધરા' કહેવાય છે, આ તમારૂં નગર ઘણું મોટુ છે, તેથી તેમાં કોઇક તો દેવોએ આપેલ વરદાનવાળો, અતુલ ચતુરાઇવાળો, ચારે બુદ્ધિનો ધણી, બહુ પુણ્યના સમૂહવાળો પણ હશે, તેથી આખા નગરમાં કોઈ અદ્ભૂત વસ્તુ આપવાનો ઠરાવથી પડહ વગડાવો, જેથી આપના પુણ્યબળવડે કોઈ તેવો પુરૂષરત્ન પ્રગટશે, કે જે આ બ નેનો ભેદ પ્રગટ કરશે અને તમારી અને રાજ્યસભાની મહત્વતા વધારશે."

આ પ્રમાણેની તેની વાણી સાંભળીને રાજાએ તરતજ આતુરતાથી કહ્યુ કે—"જે કોઇ બુદ્ધિશાળી અતિ પ્રજ્ઞાવંત પુરૂષશ્રેષ્ઠ આ બંનેનો સત્યાસત્યનો વિભાગ કરીને નિર્ણય કરી આપશે, તેને બહુ ધન સહિત આ ધનકર્માની પુત્રી પરણાવવામાં આવશે." આ પ્રમાણે આખા નગરમાં રાજાની આજ્ઞાથી પડહ વગડાવવામાં આવ્યો. પડહ વાગતો વાગતો ત્રિપથ, ચતુષ્પથ વિગેરે બજારોમાં ફરતો ફરતો જે સ્થળે ધન્યકુમાર વસતા હતા ત્યાં આવ્યો. ગોખમાં ઉભેલા ધન્યકુમારે તે પડહ સાંભળીને જરા હસીને પોતાના સભાજનો પ્રત્યે કહ્યું કે—" રાજાની આવડી મોટી સભામ કોઇએ પણ આ બંનેનો નિર્ણય ન કર્યો ?" સભ્યોએ કહ્યું કે— "સ્વામિન્ ! તમારી જેવા અતુલ બુદ્ધિવાળા સિવાય બીજા

કોણ તે કરી શકે ? ' આ પ્રમાણે સાંભળીને ધન્યકુમારે તે પડહ છબ્યો અને તેને આગળ જતો અટકાવીને તેઓ તરતજ રાજા પાસે ગયા. રાજા તો તે ખબર સાંભળીનેજ બહુ હર્ષ પામ્યો અને તેણે મનમાં તરતજ નિર્ણય કર્યો કે—"ખરેખર આ પુણ્યશાળી ધન્યકુમાર આ બંનેનો સ્ફોટ જરૂર કરશે." ધન્યકુમારને રાજાએ સભામાં આવતા જોયા, એટલે તેને બહુમાન આપીને પોતાની પાસે બેસાડ્યા અને બધી હકીકત નિવેદન કરી. ધન્યકુમારે સર્વ વૃત્તાંત સાંભળીને કહ્યું કે—"સ્વામિન્ ! આ જગત્‌માં સત્ય ધર્મ જેવો બીજો કોઈ પણ ધર્મ નથી, તેજ ખરેખરો વિશ્વાસ કરવા લાયક છે. અહીં આ બંનેનો વિભાગ કોઈએ કર્યો નહિ, પણ સત્ય ધર્મજ સત્ય અસત્યનો વિભાગ કરશે. પ્રથમ આ બંનેને સ્નાન કરાવીને તેની પાસે દિવ્ય કરાવવું પડશે, તેથી જે સાચો હશે તે તરતજ દિવ્ય કરી શકશે, બીજો કરી શકશે નહિ." આ પ્રમાણેની ધન્યકુમારની વાણીને રાજાએ પણ અનુમોદન આપ્યું. પછી ધન્યકુમારે એક ઝીણા નાળવાવાળી ઝારી મંગાવી, અને સભાનાં મધ્યમાં તેનુ સ્થાપન કર્યું. લાખો લોકો આનો ન્યાય જોવા ત્યાં એકઠા થયાં બંને ધનકર્માને સભામાં લાવવામાં આવ્યા અને રાજા પાસે ઉભા રાખવામાં આવ્યા તે વખતે ધન્યકુમારે ઉભા થઈને તે બંનેને કહ્યું કે—"તમે બંને સ્નાન કરી સ્વચ્છ વસ્ત્રો પહેરીને સભામાં તાકીદે આવો." તેઓએ તે પ્રમાણે કર્યું અને રાજ્યસભામાં આવ્યા, એટલે ફરીથી ધન્યકુમારે તેને કહ્યું કે—"તમારા બેમાંથી જે કોઇ ધર્મના પ્રભાવથી આ ઝારીની નળીના એક મુખેથી પ્રવેશીને બીજે મુખેથી બહાર નીકળશે તે સાચો ધનકર્મા ગણાશે." આ પ્રમાણે સાંભળીને ખોટા ધનકર્મા મનમાં આનંદ

પામ્યો અને વિચારવા લાગ્યો કે—"બહુ સારૂ થયું. દેવીના બળથી હું તે નળીમાં પેશીને બહાર નીકળીશ અને સાચો ઠરીશ. પછી તે ઘર, તે ધન અને સર્વ મારૂ જ થશે." મૂળ ધનકર્મા તો તે સાંભળીને ચિંતામાં પડ્યો અને વિચારવા લાગ્યો કે—"આ અતિ નાના નાળવામાં પેસવુ અને નીકળવુ એ બને દુષ્કર છે, આ ન્યાયથી મારૂં શુ થશે?" આ પ્રમાણે તે ચિંતામાં પડ્યો. વળી ફરીથી ધન્યકુમારે કહ્યુ કે—"અરે દેવી અને દેવો! જો હું સાચો ધનકર્મા હોઉ તો આ પોલાણવાળી નળીમાં પેસવાની અને નીકળવાની મને શક્તિ આપો આ પ્રમાણે કહીને બનેએ દિવ્ય કરવું. તેમ કરવાથી જે સાચો હશે તે તરતજ જણાઈ આવશે." આ પ્રમાણે કહીને ધન્યકુમાર બોલતા બધ રહ્યા, કે તરતજ ખોટો ધનકર્મા તો દેવીની સહાયથી તે પોલાણવાળી નળીમાં પેશીને બહાર નીકળ્યો. બહાર નીકળીને જેવો તે રાજાના પગને સ્પર્શ કરવા ગયો કે તરતજ ધન્યકુમારે તેને ચોટલીએથી પકડીને રોકી રાખ્યો, કારણ કે વ્યતરાધિષ્ઠીત શરીરવાળો માણસ શિખાનુ ગ્રહણ થતાં આગળ ચાલવા શક્તિમાન્ રહેતો નથી. ધન્યકુમારે પછી રાજાને કહ્યુ કે— "સ્વામિન્! આ તમારો ચોર છે, અને પેલો સાચો ધનકર્મા છે. આ કોઇ દેવ અગર દેવીના બળથી નળીમાં પેશીને નીકળી શક્યો છે, પરંતુ તે ખોટો છે આ બધી વિડંબના આ કપટીએ કરી છે. બીજાના ઘરની લક્ષ્મી વાપરી નાખી છે અને પોતાની જાતને છુપાવી છે" આ પ્રમાણે ધન્યકુમારની વાણી સાંભળીને રાજાએ ચોરને ઓળખ્યો, અને પોતાના સેવકોને તેને મારી નાખવાનો હુકમ કર્યો. રાજસેવકોએ તરતજ તેને પકડ્યો. તે વિચારવા લાગ્યો કે—" હવે આપણું કપટ ચાલશે નહિ. મૂળ

મારૂં સ્વરૂપ પ્રગટ કરીશ તો જીવી શકીશ, નહિતો જીવી શકીશ નહિ. પછી પોતાની માયા નિષ્ફળ થવાથી અને બુદ્ધિ મંદ થવાથી તે બદીવાને શ્રેષ્ઠી ધનકર્માનુ રૂપ ત્યજી દઇને તરતજ મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું અને સભામાં રહેલ સર્વના સાંભળતાં બોલ્યો કે–"સર્વે લોકો મારૂ કથન સાંભળો. ઘણા દિવસો પહેલાં અમારો ચારણોનો એક મેળો મળ્યો હતો. પોતપોતાની વાચાળતા અને કૌશલ્યતા પ્રકટ કરવાના સમયે કોઇએ કહ્યુ કે–'આ બધાની કહેલી કળા ત્યારેજ સાચી મનાય, કે જ્યારે આમાંથી કોઇ પણ ચારણ અમિત ધનવાળા ધનકર્માને ઘેર જઇને તેની પાસેથી એક દિવસનો આપણી જ્ઞાતિસમેલનમાં ચાલે તેટલા ભોજનનો ખર્ચ મેળવે.' આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળી મે પ્રતિજ્ઞા કરી કે–'જો ધનકર્મા પાસેથી આપણા સમુદાયને એક દિવસનું ભોજન થાય તેટલુ ધન લાવું તોજ આ સમુદાયમાં એકઠા થયેલા દ્રવ્યમાંથી મારો ભાગ મારે લેવો, નહિ તો લેવો નહિ.' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ધનકર્માને ઘેર જઈ આશીર્વાદ દઇને મેં એક દિવસના ભોજનનો ખર્ચ માગ્યો, એટલે તે શ્રેષ્ઠીએ કહ્યુ કે–'આજે સમય નથી, આવતી કાલે આપીશ' વળી બીજે દિવસે હુ ગયો ત્યારે કહ્યુ કે–'કાલે આપીશ.' આ પ્રમાણે કહેતાં તેને સાંભળીને હુ ત્રીજે દિવસે ગયો, પણ ઉત્તર તેજ મળ્યો કે–'કાલે આપીશ.' આ પ્રમાણે મેં અનેક દિવસો સુધી તેની પાસે યાચના કરી, પણ કાંઇ મળ્યું નહિ. ચારણના સમૂહમાં હું પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી બધા મારી મશ્કરી કરવા લાગ્યા, ત્યારે મે વિચાર કર્યો કે–'મે આવી પ્રતિજ્ઞા કરીને મારી મોટાઇ ગુમાવી ! પણ આવી રીતે મારી પ્રતિજ્ઞાનો ભગ થાય, તો પછી જીવવું નકામું છે.' આ પ્રમાણે

વિચાર કરીને આ અતિશય કૃપણ પુરૂષની નહિ ભોગવાતી લક્ષ્મીને ભોગમાં લાવવા માટે મેં ચંડિકાદેવીની આરાધના કરી; ઘણા ઉપવાસ અને ઘણા ક્લેશ-દુઃખ મેં સહન કર્યાં, ત્યારે તે દેવી મારા ઉપર પ્રસન્ન થઇ. તેણે મને જેવું રૂપ કરવું હોય તેવું કરી શકવાનો વર દીધો. તેટલામાં શ્રેષ્ઠી બીજે ગામ ગયા, તે લાગ મળવાથી શ્રેષ્ઠીનું રૂપ કરીને હું તેના ઘરમાં પેસી ગયો. તેના ઘરમાં રહીને મેં તેની લક્ષ્મીનું સાર્થક કર્યું. તેમાં પણ મેં તો તેનુંજ નામ અને યશઃકીર્ત્તિ વધાર્યા છે. દુઃખી પ્રાણીઓનો જે મે ઉદ્ધાર કર્યો છે, તેમાં પણ પુણ્ય તો તેનેજ છે. લોકોમાં પણ કહેવત છે કે-'જેનુ અન્ન તેનું પુણ્ય' મેં તો માત્ર તેના ઘરનું ભોજન કર્યું છે, તેના અંતઃપુરાદિકમાં પણ મે કાંઇ પણ અનુચિત કાર્ય કર્યું નથી, કે જેનાથી હુ રાજાનો કે ધર્મનો દોષપાત્ર થાઉ. મે તો તે ધનકર્મા શ્રેષ્ઠીનુ જ નામ અને કીર્તિ વધાર્યા છે. આમાં મારો શુ દોષ છે કે જેથી મહારાજા મને વધની આજ્ઞા ફરમાવે છે?" આ પ્રમાણે તે ભાટનાં વચન સાભળીને રાજાદિક સર્વે સભાજનો વિસ્મયપૂર્વક હસવા લાગ્યા અને બોલ્યા કે-"અરે ચારણ! તે બહુ સારૂ કર્યું. આ શેઠના કૃપણતારૂપી રોગનો તારી વિના કોઈ બીજો ઉત્તમ વૈદ્ય મળત નહિ આવા કૃપણોને આવીજ શિક્ષા ઘટે છે, આમાં તારો કાઇ પણ દોષ જણાતો નથી." રાજાએ પણ કોપ ત્યજી દઇ પ્રસન્ન થઇને તે ચારણને બંધનથી મૂકાવ્યો અને તેને યથોચિત પ્રીતિદાન આપીને વિસર્જન કર્યો. તે યાચક પણ ઈચ્છિત ધન પ્રાપ્ત થવાથી ધનકર્મા શ્રેષ્ઠીને આ પ્રમાણે શીખામણ આપવા લાગ્યો કે-"અરે શ્રેષ્ઠિન્! હવે ફરીથી કોઇ વખત ભાટ, ચારણ, યાચક સાથે વિરોધ કરશો નહિ, વળી હૃદયને દયા, દાન

વિગેરેથી કોમળ રાખજો. કૃપણતા તો આભવ અને પરભવ બંનેમાં કેવળ દુ:ખનાંજ કારણભૂત છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે–' ધનને ભોગવવું અને આપવું, પણ તેનો સંગ્રહ કરવો નહિ. કીડીઓ બહુ ધાન્યનો સંચય કરે છે, તો તેતર પક્ષીઓ તે ખાઇ જાય છે." આ પ્રમાણે તે શ્રેષ્ઠીને શીખામણ આપીને તે ચારણ ચાલતો થયો. શ્રેષ્ઠી પણ લાજથી નીચું મુખ કરી રાજાને નમસ્કાર કરીને લક્ષ્મી તથા ઘર મળવાથી સંતોષિત અંતઃકરણવાળો થઇ ઘણા માણસો સહિત પોતાને ઘેર ગયો. વિકટ સંકટમાંથી છુટે ત્યારે કોને આનંદ થતો નથી ? શ્રેષ્ઠીએ ઘેર ગયા પછી રાજાનાં વચનને અને પોતાની ઉપરના ઉપકારને સંભારીને દુષ્ટોને શંકામાં નાખનાર એવા ધનસાર શ્રેષ્ઠીના નાના પુત્ર ધન્યકુમારને બહુ હર્ષ અને ઉત્સવપૂર્વક પોતાની **ગુણમાલિની** નામની પુત્રી પરણાવી અને બહુ ધન વસ્ત્રાદિક પણ આપ્યાં.

હવે ધન્યકુમાર કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યા પછી રાજાદિકની રજા લઇને છ ભાષાઓથી શોભતા શ્રીરાગની જેમ છ પ્રિયાઓ ( સૌભાગ્યમંજરી, સુભદ્રા, ગીતમાળા, સરસ્વતી, લક્ષ્મીવતી, ગુણમાલિની ) સહિત રાજગૃહી નગરી તરફ ચાલ્યા. રસ્તે ઘણાં રાજાઓનાં ભેટણાં સ્વીકારતા અને કૃપા મેળવતા અનુક્રમે રાજગૃહીના ઉપવનમાં આવ્યા શ્રેણિક મહારાજા ચરના મુખથી ધન્યકુમારનું આગમન સાંભળીને ચતુરંગી સેના સહિત તેમને લેવા માટે તેની સામે ગયા જમાઇને હર્ષપૂર્વક ભેટીને કુશળવાર્તા પૂછી અને મોટા મહોત્સવપૂર્વક તેમને નગરમાં પ્રવેશ કરાવ્યો. નગરજનોએ અતિ અદ્ભૂત પુણ્યના સમૂહરૂપ તેને આવતાં દેખીને ગૌરવપૂર્વક તેના વખાણ કર્યા. ભર્તારનું આગમન સાંભળીને

પિતાને ઘેર રહેલી સોમશ્રી અને કુસુમશ્રી બંને આવીને ભર્તારના ચરણને નમસ્કાર કરી અંત:પુરમાં રહેલી દેવાંગનાઓને પણ રૂપમાં જીતે તેવી છ સપત્નીઓને મળી. પરસ્પર કુશળ આલાપ પૂછયા પછી શાલિભદ્રની બ્હેન સુભદ્રા પાસેથી ધન્યકુમારનું આખુ ચરિત્ર સાંભળીને તેઓ બહુ આશ્ચર્ય પામી અને આનંદિત થઇ તે બંને અને સાથે આવેલ છ મળી આઠ સ્ત્રીઓ એકઠી થઇ અને આઠ ઋદ્ધિઓ સાથે યોગી વિલાસ કરે તેમ તે આઠે પત્નીઓ સાથે દોગદુક દેવની જેમ ધન્યકુમાર વિલાસ કરવા લાગ્યા. તે મહા ભાગ્યશાળીને વિદેશમાં જ્યાં સુખ ન મળે ત્યાં પણ કિર્તિ, શ્રી અને ભોગોપભોગ મળ્યા. પુણ્યવંત ભાગ્યશાળી જીવને શું નથી મળતુ ? સર્વ મળે છે તે આઠે પ્રિયાઓ સાથે રાજાની પાસે આવેલા ઉત્તમ આવાસમાં વાસ કરીને રાજગૃહી નગરીમાં દેવેંદ્રની જેમ ધન્યકુમાર રહેવા લાગ્યા. આ બધો દાનધર્મનોજ ખરો પ્રભાવ છે, તે હે ભવ્યો ! તમે સાચુ કરીને જાણજો, માનજો, અનુભવજો, અને આચારમાં મૂકજો.

ઈતિ શ્રી જિનકિર્તિ સૂરિના રચેલા પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમ ઉપરથી રચેલા ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના સપ્તમ પલ્લવનું ગુજરાતી ભાષાંતર





# અષ્ટમ પલ્લવ.



વે, આઠમા પલ્લવમાં પ્રથમ કહેલ ચંડપ્રદ્યોત અને અભયકુમારની બાકી રહેલ કથામાંથી અભયકુમારે ચંડપ્રદ્યોત પાસેથી મુક્તિ કેવી રીતે મેળવી તે ભાગ કહે છે

ચંડપ્રદ્યોત રાજાના રાજ્યમાં ચાર મહા અમૂલ્ય અદ્વિતીય એવાં રત્નો હતાં કહ્યું છે કે- 'જે જે જાતિમાં જે ઉત્કૃષ્ટ, તે રત્ન કહેવાય છે.' તે ચારમાં (૧) કાગળ પત્રો લઈ જનાર લોહજંઘ નામે દૂત હતો. (૨) સતીઓમાં અગ્રેસર એવી શિવાદેવી નામે તેમની પટ્ટરાણી હતી. (૩) દેવોથી આધિષ્ઠીત એવો દિવ્ય અગ્નિભીરૂ નામે રથ હતો. (૪) અનલગિરિ નામનો એક ઉત્તમ ગંધહસ્તી હતો. આ પ્રમાણેનાં સ્ફુરાયમાન પ્રભાવવાળા આ ચારે રત્નોથી ચાર દાંતોથી ઐરાવત હસ્તી શોભે તેમ સર્વ રાજાઓથી સેવાતો ચંડપ્રદ્યોત રાજા બહુ શોભતો હતો. તેમાં લોહજંઘ નામે જે દૂત હતો તે એક દિવસમાં પચીશ યોજન (સો ગાઉ) ચાલી શકતો હતો. તે લોહજંઘને કોઈ વખતે રાજાની આજ્ઞાથી ભરૂચ વારંવાર જવું પડ્યું હતુ. તે એકજ દિવસમાં ભરૂચ જઇ પહોંચતો અને બીજે દિવસે સ્વામીએ ફરમાવેલ કાર્ય કરી લેખો વિગેરે લઇને ઉજ્જયિની પાછો આવતો હતો. આ પ્રમાણેની શિઘ્રતાથી તે ગમનાગમન

કરતો હતો તેથી ભૃગુપુરના લોકો અને માર્ગે આવતા ગામના લોકોને તેને આહાર પાણી દેવાં, તેનું કાર્ય કરવું વિગેરે તાકીદે કરવું પડતું હોવાથી ખેદ પામતા હતા. તે માણસોને દોડાદોડી કરાવતો હતો. તેણે કહેલી વસ્તુઓ લાવવામાં જો કોઇ દિવસ વિલંબ થતો તો તે તેઓને મારતો હતો, પણ પ્રદ્યોતરાજાને તે વહાલો હોવાથી કોઇ તેની વિરૂદ્ધની અરજ સાંભળતું નહોતું. આ પ્રમાણે હમેશાં જવા આવવાના કારણને લઇને તેનાથી કંટાળેલા ભૃગુપુરના લોકો વિચારવા લાગ્યા કે–'આ દૂત રાજાનો માનીતો હોવાથી કોઇથી તેને કાંઈ કહેવાતુ નથી, અગર મરાતો પણ નથી, પણ આની હમે-શની પીડા આપણે કેવી રીતે સહન કરવી ? આ તો હમેશાં આવે છે અને જાય છે. આ દુઃખને ટાળવાનો ઉપાય કાંઇ છે કે નહિ ?' આ પ્રમાણે વિચાર કરતાં દુર્બુદ્ધિમાં કુશળ એક જણ બોલ્યો કે–' અરે ભાઇઓ ! આ દુઃખ તો શિવના બ્રહ્મકપાળની જેમ આપણી પછવાડે લાગેલુ કોઇ રીતે છુટે તેવુ નથી, વળી આની કોઈ ફરિયાદ સાંભળે તેમ પણ નથી, તેથી આના દુઃખમાંથી છુટવાનો એકજ ઉપાય છે, બીજો નથી ' લોકોએ તેને પૂછ્યું કે–' શો ઉપાય છે ? ' તેણે કહ્યું કે–' આ દૂતને જે ખાવાનુ આપવુ તેમાં કોઇ રીતે સંસ્કૃત કરેલુ વિષ ભેળવવુ. તે ભાતું લઇ માર્ગમાં સમય થયે તે ખાવા બેસશે, ખાઇને પાણી પીને આગળ ચાલતાંજ રસ્તામાં પડીને મરણ પામશે, એટલે આપણે આની પીડામાંથી કાયમને માટે છુટશુ.' બધા લોકોએ ને વાત સ્વીકારી. ત્યારપછી તેવુંજ સંસ્કારિત વિષવાળું ભાતું તૈયાર કરાવી રાખી મૂક્યું, તેમાં ઝેર એવી રીતે ભેળવ્યું કે પરીક્ષામાં કુશળ માણસ પણ તે જાણી શકે નહિ. હવે જ્યારે લોહજંઘ ત્યાં આવ્યો અને

કાર્યથી પરવારી બીજે દિવસે નીકળ્યો, ત્યારે ભાતું દેવાવાળાએ પ્રથમથીજ તૈયારી કરી રાખેલ વિષમિશ્રિત ભાતું આપ્યુ. તેવા લાડવાઓ લઇને તે ચાલ્યો. સમય થયો ત્યારે તેને ભુખ લાગી અને એક નદીના કિનારા ઉપર તે ખાવા બેઠો. જ્યારે ભાતાની પોટલી છોડી ત્યારે શુકન સારા થયા નહિ, તેને શકુનદ્વારા ખાવાનો નિષેધ થયો. ક્ષુધાર્ત હતો તોપણ તેણે ખાધુ નહિ. શુકનશાસ્ત્રમાં કુશળ હોય તે જાણે છે કે–'શુકનશાસ્ત્રમાં જેનો નિષેધ હોય તે કાર્ય કરવું નહિ' ઘણો ભૂખ્યો હતો છતાં તે આગળ ચાલ્યો, કેટલોક માર્ગ કાપીને તે ફરીથી ખાવા બેઠો, ફરીથી પણ તેને શુકનદ્વારા નિષેધ થયો. આ પ્રમાણે ત્રીજી વાર પણ નિષેધ થયો. પક્ષીની વાણી સમજનાર તે દૂતે તે ઉપરથી નિર્ધાર કર્યો કે–'પક્ષીના શબ્દો પણ આ કાર્યનો નિષેધ કરે છે, ખાવા બેસતાં શુકન પણ સારા થતાં નથી." આ પ્રમાણે વિચારી તે ભૂખ્યોજ આગળ ચાલ્યો. ક્ષુધાથી પેટ ખાલી થઇ ગયુ અને ખાડો પડ્યો, તો પણ સાહસને ધારણ કરીને મોટા શ્રમવડે શિથિળ અંગોપાંગવાળો, નિસ્તેજ મુખવાળો ધ્રુજતો ધ્રુજતો મુશ્કેલીથી તે રાજા પાસે પહોંચ્યો અને રાજાને નમસ્કાર કરીને ઉભો રહ્યો. રાજાએ તેની આવી સ્થિતિ જોઇને વિસ્મય પામી પૂછ્યુ કે–"અરે લોહજંઘ ! આજે તારાં અવયવો શિથિળ કેમ થઇ ગયાં છે ? શું તારા શરીરમાં કાંઇ રોગની પીડા થઇ છે કે તું આવો દેખાય છે ? શું થયું છે ? સાચું બોલ." તેણે કહ્યુ કે–"સ્વામિન્ ! તમારી કૃપાથી આ આપના દૂત લોહજંઘને કોઈ પણ રોગની પીડા થઈ નથી; પણ હું ભૂખના દુઃખથી પીડાયેલો છું, તેથી મારી આવી સ્થિતિ થઈ છે." રાજાએ કહ્યુ કે–"શું મારા રાજ્યમાં તને ભાતું પણ મળતું નથી ?"

તેણે જવાબ આપ્યો કે–"તમારી મહેરબાનીથી ભાતું તો ઘણું મળે છે, પણ આજે તે મેં ખાધું નથી." રાજાએ પૂછ્યું કે–"શા માટે ખાધુ નથી ?" ત્યારે તેણે રસ્તે બનેલી બધી હકીકત કહી સંભળાવી. રાજાએ કહ્યુ કે–"તે ભાતુ મારી પાસે લાવ." ત્યારે તેણે તે ભાતુ રાજાની પાસે મૂક્યું રાજાએ પણ તે લાડવા ચારે બાજુએથી પોતાને હાથે તપાસ્યા, પણ કાંઇ પણ દોષ તેમાં જણાયો નહિ, ઉલટા સુગંધી ઉત્તમ દ્રવ્યો તેમાં મેળવેલા હોવાથી નાસિકાના પોષણ માટે તે લાડવા થયા ફરીથી વિશેષ નિર્ણય માટે પરીક્ષામાં કુશળ એવા પરીક્ષકોના હાથમાં તે ભાતું મૂકવામાં આવ્યુ તેઓએ વિવિધ પ્રકારના શાસ્ત્રોક્ત પ્રકારોવડે તેની પરીક્ષા કરી, પણ તેનુ હાર્દ કાંઇ પણ સમજાણું નહિ. પછી કોઈ નિર્વિષ ભાજનમાં તે ભાતુ મૂક્યું. તો પણ કાંઈ દૂષણ જાણવામાં આવ્યુ નહિ, ત્યારે તે બધાએ રાજાને કહ્યુ કે–"આ મોદકોમાં વિષાદિક કાંઈ દૂષણ જણાતુ નથી." ત્યારે રાજાએ અભયકુમારને કહ્યુ કે–"આ ભાતું ખાતાં લોહજંઘને શુકનોએ વારંવાર નિષેધ્યો તેથી તેમાં શંકા થઈ છે, પણ તેની અંદરનુ દૂષણ કોઈથી જાણી શકાતુ નથી તેથી હુ પૂછુ છુ કે–'આ મોદકો શુદ્ધ છે કે અશુદ્ધ ?' તું સર્વ નિપુણ પુરૂષોમાં અગ્રેસર છો, તેથી નિર્ણય કરી આપ." આ પ્રમાણેનાં રાજાનાં વચનો સાંભળીને જરા હસીને તે મોદકો અભયકુમારે હાથમાં લઇને તપાસ્યા અને ઔત્પાતિકી બુદ્ધિવડે દ્રવ્યાનુયોગની પરીક્ષામાં નિપુણ થયેલી બુદ્ધિથી તે ભાતાનું હાર્દ તે પામી ગયો. પછી માથું ધૂણાવવાપૂર્વક રાજાને તેણે કહ્યુ કે–"આ પાથેયમાં અમુક દ્રવ્યોના સંયોગથી ઉત્પન્ન થયેલ દૃષ્ટિવિષ સર્પ રહેલો છે." અભયે કહેલી વાત સાંભળીને

રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યો અને બોલ્યો—"અરે અભય! તે તો બહુ નવાઇ જેવી—ન માની શકાય તેવી પરીક્ષા કરી! ઘી તથા ખાંડ વિગેરેથી બનાવેલા આ મોદકોમાં સર્પ કેવી રીતે પેસી ગયો. તારી કહેલી હકીકત સાંભળીને બધા સભ્યો મશ્કરી કરે છે—હાંસી કરે છે. મને તો તારો વિશ્વાસજ છે કે—'અભય કોઇ દિવસ ખોટું બોલતો નથી' માટે તુ સાચુ વિશ્વાસ ઉપજે તેવુ બોલ કે જેથી આ બધાનાં મોઢાં વિલખાં થાય" અભયકુમાર તે સાંભળી બોલ્યા કે—"રાજન્! આ મોદકો જો ભાંગી નાખીએ તો તેમાં સર્પ પ્રકટ રીતે ન દેખાય, પણ જળાદિક દ્રવ્યોનો સંયોગ થવાથી આ મોદકોમાંથી દૃષ્ટિવિષ સર્પ ઉત્પન્ન થાય છે તેથી જે કોઈ આ મોદક ખાઇને પાણી પીએ, તેના પેટમાં સમૂર્છિમ દૃષ્ટિવિષ સર્પ ઉત્પન્ન થાય અને તેના મુખેથી તે ફુફાડો મારે, તેના ઝેરથી ખાનારનુ હૃદય બળી જાય અને અંતે મૃત્યુ પામે. કોઇએ પણ દ્વેષબુદ્ધિવડે આ મોદકોમાં ગુપ્ત રીતે વિષ નાખીને તે બનાવ્યા છે. જો આપને આ બાબતનો વિશ્વાસ ન આવે તો વનમાં જઈને પરીક્ષા કરીએ."

આવી વાત સાંભળીને રાજાના ચિત્તમાં અતિશય ચમત્કાર થયો, અને અભયકુમાર તથા અન્ય સભાજનોને સાથે લઇને તે વનમાં ગયો. ત્યાં અભયના હુકમથી એક મોટી લાંબી ભીત કરાવી. તે ભીતના વચલા ભાગમાં તે મોદકો મૂકીને તેના ઉપર પાણી રેડવામાં આવ્યુ. ભીતની પછવાડેના ભાગમાં આવીને બધાએ ભીતથી દૂર ઉભા રહ્યા થોડા વખતમાંજ તે મોદકોમાં દૃષ્ટિવિષ સર્પ ઉત્પન્ન થયો ઉત્પન્ન થતાંજ તે સર્પ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેની દૃષ્ટિમાત્રના પ્રસારવડેજ તેની સન્મુખ આવેલા વનના ઝાડો

અને જંતુઓ સર્વે બળી ગયા અને તે પણ વનની જ્વાળામાં પડીને મરણ પામ્યો. આ પ્રમાણે પ્રત્યક્ષ જોઇને ચમત્કાર પામેલો રાજા બોલ્યો કે—"અહો ! હું તારા ઉપર તારા બુદ્ધિકૌશલ્યથી બહુ પ્રસન્ન થયો છુ, તેથી તારા અત્રેના બંધમાંથી છૂટા થવા સિવાયનો કોઇ પણ વર તું માગ." આ પ્રમાણેનું રાજાનુ વચન સાંભળીને અભયકુમારે કહ્યુ—"મારૂ વરદાન હાલ ભંડારમાં રાખો, અવસર આવ્યે હું તે માગી લઇશ" રાજાએ કહ્યુ—'ભલે ! તેમ થાઓ.' પછી બધા રાજ્યદ્વારે પાછા આવ્યા. અભયકુમારની આં બનાવથી સર્વત્ર ઘણી ખ્યાતિ થઈ.

પ્રદ્યોત રાજાને **વાસવદત્તા** નામે એક પુત્રી હતી. તે સ્ત્રીઓની ત્રેસઠ કળામાં કુશળ થઇ હતી, પરંતુ સંગીતરત્નાકરાદિ ગ્રંથોમાં કહેલ એક ગીતકળામાં તે પ્રવીણ થઇ નહોતી. તે કળાનો અભ્યાસ કરવા માટે એક કુશળ પાઠકને શોધવા સારૂ તેણે પોતાના પિતાને વિજ્ઞપ્તિ કરી કે—" પિતાજી ! મારે સંગીતશાસ્ત્રનો અભ્યાસ કરવો છે, તે માટે અતિ અદ્ભૂત એવા સંગીતશાસ્ત્ર ભણાવવામાં કુશળ જેના જેવો બીજો કોઇ ન હોય તેવો ( અદ્વિતીય ), કોઇ ઉત્તમ પાઠકને આપ બોલાવીને મને સોંપો." રાજાએ કહ્યું—"વત્સે ! ચિંતા કરીશ નહિ, સ્વદેશ પરદેશમાં સર્વત્ર શોધાવીને બહુમાનપૂર્વક તેને અત્રે બોલાવી તારી ઇચ્છા હું પૂર્ણ કરીશ. 'બહુરત્ના વસુંધરા' છે, અર્થાત્ પૃથ્વી ઉપર અનેક રત્નો હોય છે શોધતાં શોધતાં તેવા ઉત્તમ પાઠકનો સંયોગ થઇ જશે." આ પ્રમાણે પુત્રીને સંતોષીને સભામાં આવી સચિવોને રાજાએ કહ્યું કે—" અરે સચિવો ! કોઇ સંગીતશાસ્ત્ર શીખવવામાં કુશળ એવા પાઠકને શોધી આપો. " તે સાંભળી સચિવોએ કહ્યું કે—"મહા-

રાજા ! હાલના સમયમાં તો શતાનિક રાજાના પુત્ર ઉદાયનજ સર્વ ગાંધર્વશાસ્ત્રમાં પારગામી અને અદ્વિતીય છે. તે ગીત અને વીણાના નાદવડે નિરપરાધી એવા વનચર પશુઓને વશ કરીને વગડામાં તેને બાંધી લે છે. આવું તેનું કૌશલ્ય છે. જો કોઇ આવીને કહે છે કે-' આજે ઉપવનમાં હાથી આવ્યો છે.' તો તે સાંભળતાં તરતજ તે એકલોજ વનમાં જઇને ગીતવડે તે હાથીને વશ કરી ત્યાંજ બાંધી લે છે, તેથી તે ગજબંધનની ટેવવાળાને તેવી રીતનો ઉપાય કરીને અહીં પકડી લાવીએ." રાજાએ કહ્યું કે-"તે કેવી રીતે બને ? કારણ કે મેં પૂર્વે શ્રી વીરભગવાન્ પાસે તેને પુત્રપણે સ્થાપિત કરેલો છે. તેના ઉપર સૈન્ય મોકલવું તે યોગ્ય નથી, તો તે વિના તે અહીં કેવી રીતે આવે ?" સચિવોએ કહ્યું કે-"સ્વામિન્ ! હસ્તીના છળથી તેને અત્રે લાવીએ." રાજાએ કહ્યું કે-"તે કેવી રીતે ?" સચિવોએ કહ્યું કે-"ખોટાં વસ્ત્ર અને વંશાદિકના અંગોપાંગવાળો અંદરથી પોલો એક હાથી બનાવરાવીએ. તેની અંદર પાદાદિકની જગ્યા ઉપર સુભટોને રાખીએ. અંદર બેઠેલા તેઓવડે તે હસ્તી સાચા હાથીની જેમજ વૃક્ષની ડાળીઓ ભાંગવી. મંદગતિથી હાલવું ચાલવું વિગેરે ક્રિયાઓ કરશે, તે ખોટો હસ્તી વગડામાં ભટકશે એટલે વનમાં ફરતા ચરના મુખેથી નવા હસ્તીનું આગમન સાભળીને હાથીને પકડવાનો વ્યસની ઉદાયન રાજા તરતજ એકલો વનમાં આવશે અને હસ્તીને મોહ પમાડવા વીણા વગાડતો સતો ગીતગાન કરશેઃ તે વખતે અંદર રહેલા નોકરો ગજને ભમાવવા વિગેરેની માયા દેખાડીને પોતાની પાસે તે રાજાને આકર્ષશે. તેને આ પ્રમાણે પોતાની તદ્દન નજીક આવેલો જ્યારે તેઓ દેખશે ત્યારે તરતજ બહાર નીકળીને ગીતના

વ્યસની તે રાજાને બાંધીને તેઓ અહીં લઇ આવશે. તેને અત્રે લાવ્યા પછી વસ્ત્ર, સુખાસન વિગેરે દેવાવડે અતિશય પ્રસન્ન કરશું, એટલે તે રાજકન્યાને શીખવવાનું કબુલ કરશે."

આ પ્રમાણે મંત્રીઓએ ઉપાય દેખાડ્યો, એટલે રાજાએ પણ 'તે પ્રમાણે કરો' એવો આદેશ આપ્યો. મંત્રીઓએ તે પ્રમાણે સર્વ રચના કરી, હાથી બનાવરાવ્યો અને કૌશાંબીની નજીકના ઉપવનમાં તે માયાવી ગજને લઇ જવામાં આવ્યો તે હાથી આમ તેમ પરિભ્રમણ કરવા લાગ્યો કેટલાક નોકરો વેષબદલો કરીને દૂર ઉભા રહ્યા તે માયાવી ગજને વનમા ફરતા ચર લોકોએ દીઠો, એટલે તે ખોટા હસ્તીને પણ સાચો હાથી માનીને ઉદાયન રાજાને તે વાતની તેઓએ ખબર કરી તેણે તે વાત સાંભળી કે તરતજ તે ગજને બાંધી લેવાને માટે એકલોજ તે રાજા વનમાં આવ્યો દૂરથીજ તે મોટા હસ્તીને જોઇને વીણા વગાડતો ઉદાયન રાજા હસ્તીને પાસે લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હાથી વૃક્ષની ડાળીઓ ભાંગવી વિગેરે કાર્ય છોડી દઇને રાગથી ખેંચાયો હોય તેમ ધીમે ધીમે પગલાં ભરતો અને મસ્તક ધુણાવતો તેની નજીક આવ્યો. તે હાથીને અનુકૂળ રીતે નજીક આવતો દેખીને ઉદાયન રાજા વિચારવા લાગ્યો કે-" આ હસ્તી મારી ગીતકળાથી વશ થઇ માથુ ધુણાવે છે અને નજીક આવતો જાય છે, તેથી હવે થોડા વખતમાંજ તેને સંપૂર્ણ વશ કરીને હું બાંધી લઈશ." આ પ્રમાણે વિચારતો આનંદપૂર્વક તે વીણા વગાડતો હતો, અને હાથી તદ્દન નજીક આવતો હતો, તેવામાં અચાનક અંદર રહેલા સેવકો અને દૂર ઉભેલા સેવકો પ્રગટ થઇ ગયા, ઉદાયન રાજાને પકડી લીધો અને વનની અંદરના ભાગમાં રાખેલ રથમાં

બેસાડીને ઉત્તમ જાતિના અશ્વો તે રથને જોડી દીધા. તે અશ્વોએ ઉતાવળી ગતિથી અડધી ઘડીમાં એક યોજન માર્ગ કાપી નાંખ્યો. ઉદાયન તે ક્રિયા જોઈને ચિંતા કરવા લાગ્યો કે-" અહો કર્મની ગતિ કોણ જાણે છે ? આ સુભટો મને કયાં લઇ જશે ? અહો ! મારાં પોતાનાં શસ્ત્રોજ મારા ઘાતક થયા ! ! આનુ પરિણામ શું થશે, તેની કાંઈ ખબર પડતી નથી " આ પ્રમાણે ચિંતાવડે દિઙ્મૂઢ થયેલ તે રાજા બોલવાને પણ શક્તિવાન્ થયો નહિ. સ્થળે સ્થળે રાખેલા જુદા જુદા રથમાં બેસવાની અને ઉતરવાની ક્રિયા કરતાં બીજે દિવસે તેઓ ઉજ્જયિની પહોંચ્યા, અને ચંડપ્રદ્યોત રાજાની પાસે ઉદાયનને હાજર કર્યો. ચંડપ્રદ્યોત રાજાએ પોતે ઉભા થઇને અતિ આદરપૂર્વક રથમાંથી તેને ઉતાર્યો, મિષ્ટ વચનોવડે તેને આલિંગન આપ્યુ અને તેને ભેટીને પોતાનાજ આસન ઉપર તેને સાથે બેસાડી તે બોલ્યો કે-"અરે વત્સાધિપતિ ! તારે બીલકુલ ચિંતા કરવી નહિ. આ ઘરને તારા પોતાના ઘરની જેવુંજ ગણવું. મેં કોઈપણ ખોટા વિચારથી તને અત્રે મગાવ્યો નથી, કારણ કે પ્રથમથીજ મેં તો તને પુત્રપણે સ્થાપિત કરેલો છે. હજુ પણ મારા ચિત્તમાં તેજ ભાવ વર્તે છે, તેથી ખોટા વિકલ્પ છોડી દઇને સુખેથી અત્રે રહે અને જે કારણ માટે કપટ કરીને તને અહીં અણાવ્યો છે તે કારણ સાંભળ-મારી પુત્રી વાસવદત્તા નામની છે. તે પોતાના ચિત્તની પ્રસન્નતાથી અનેક શાસ્ત્રકળા શીખેલી છે, પરંતુ એક સંગીતશાસ્ત્રની કળાથી તે ન્યૂન છે, તે તેને આવડતી નથી. તેણે એક દિવસે મને કહ્યું કે-'સંગીતશાસ્ત્રમાં નિપુણ એક અધ્યાપક મને મેળવી આપો.' તેનું કથન સાંભળીને મારી સભામાં બુદ્ધિશાળી સભ્યોની પાસે એક ગીતશાસ્ત્રમાં

કુશળ અધ્યાપકની તપાસ કરવાની મેં વાત કહી, ત્યારે જેઓ અનેક શાસ્ત્રમાં વિશારદ અને અનેક દેશોમાં ફરેલા બુદ્ધિશાળી હતા, તે સર્વેએ સંગીતશાસ્ત્રની કુશળતા માટે તારી પ્રશંસા કરી અને કહ્યું કે—'હમણાં તો ઉદાયન રાજાજ સંગીતશાસ્ત્ર અને રસશાસ્ત્રમાં અતિશય નિપુણ છે, તે અદ્વિતીય કળાવાન્ છે, તેની જેવો બીજો કોઈ તે કળામાં કુશળ નથી.' આ પ્રમાણે સાંભળીને મેં વિચાર્યું કે—"જો તેને બોલાવવા માટે પ્રધાન પુરૂષોને હું મોકલીશ તો પોતાના રાજ્યમાં સુખેથી રહેતો તે મારો આદેશ માનશે અગર નહી પણ માને, પોતાનુ રાજ્ય છોડીને કોણ પરતંત્રતામાં જાય ? તારી સાથે મારે કોઇ જાતનો વિરોધ નથી તેથી વળી પૂર્વે મે તને પુત્રપણે અંગીકાર કરેલો છે તેથી મારે તારી સાથે યુદ્ધ કરવુ તે પણ યોગ્ય નહોતું. જો તું અહી ન આવ તો, મારી પુત્રીની ઇચ્છા વિફળ થાય તેથી મે આ પ્રમાણે છળ કરીને તને અહીં અણાવેલ છે, બીજું કાંઇપણ કારણ નથી, તેથી સુખેસુખે પોતાના ઘરની જેમજ અહી રહીને તું વાસવદત્તાને ભણાવ, પરંતુ તે પડદામાં રહીને ભણશે, કારણ કે તે કાણી છે, એટલે લજ્જાથી તે કોઇને પોતાનુ મુખ દેખાડતી નથી." આ પ્રમાણે કહીને બહુ સન્માનપૂર્વક ખાનપાન, વસ્ત્રાદિક આપી પોતાની સરખો બનાવી વત્સેશને ત્યાં રાખ્યો.

જ્યોતિષી લોકોએ કહેલા શુભ દિવસે સંગીતશાસ્ત્ર શીખવવાની શરૂઆત કરવાનો નિર્ણય કર્યો. રાજાએ વાસવદત્તાને બધી હકીકત કહી અને છેવટે કહ્યું કે—"વત્સે ! અમુક દિવસે તારે સંગીતશાસ્ત્ર શીખવાનો આરંભ કરવાનો છે, પણ તારે તારા ગુરૂનું મુખ જોવું નહિ, કારણ કે સમસ્ત શાસ્ત્રમાં તે કુશળ છે, પણ-

કર્મના દોષથી ચંદ્રના કલંકની જેમ કુષ્ટ રોગથી તે ઉપદ્રવિત થયેલ છે. રાજવંશીઓને કુષ્ટીનું મુખ જોવાનો નીતિશાસ્ત્રમાં નિષેધ કરેલ છે. તેથી જવનિકામાં રહીનેજ તારે શીખવું." આ પ્રમાણે પુત્રીને શિખામણ આપીને મુકરર કરેલે દિવસે શાસ્ત્રનો આરંભ કરાવ્યો. હમેશાં ઉદાયન વાસવદત્તાના મહેલે જઈને ભદ્રાસન ઉપર બેસીને પડદાને આંતરે બેઠેલી વાસવદત્તાને સંગીતશાસ્ત્રનાં મર્મો શીખવવા લાગ્યો, તે પણ વિનયપૂર્વક પોતાની બુદ્ધિ અનુસાર શાસ્ત્રનાં રહસ્યો શીખવા લાગી. ઉદાયન તેનું બુદ્ધિકૌશલ્ય જોઈને પ્રસન્ન થઈ ઉત્સાહપૂર્વક ભણાવવા લાગ્યો.

એક દિવસે સંગીતશાસ્ત્ર શીખતી વાસવદત્તાને તાલ, માન, માત્રા, લય, અનુભાવ, અલંકાર વિગેરેથી રસોત્પત્તિનો સમય અત્યંત સૂક્ષ્મ રીતે સમજાવ્યો, પણ અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિથી તે ગ્રહણ કરાય તેમ હોવાથી બે, ત્રણ, ચાર વખત શીખવ્યા છતાં વાસવદત્તા તે બરોબર ગ્રહણ કરી શકી નહિ, તેથી વારંવાર તે પૂછવા લાગી, એટલે વત્સરાજ કહેતાં કહેતાં થાકી જવાથી આક્રોશપૂર્વક ક્રોધ કરીને તિરસ્કારપૂર્વક બોલ્યો કે–"અરે કાણાક્ષિ ! નેત્રની સાથે શું તારી બુદ્ધિ પણ નષ્ટ થઈ ગઈ છે ? આંખના ફૂટવા સાથે શું તારૂં હૃદય પણ ફૂટી ગયું છે ? અરે શૂન્ય ચિત્તવાળી ! મેં વારંવાર કહ્યું તોપણ કેમ ધારણ કરી શકતી નથી?" આ પ્રમાણેનાં અધ્યાપકનાં વચનો સાંભળીને રાજકુમારી પણ આક્રોશપૂર્વક બોલી કે– 'અપ સુરૂએ મારા મંદબુદ્ધિપણાના કારણથી અસમંજસ દેખીને જે આક્રોશનાગ્ર વચનોવડે શિક્ષા આપી તે તો મેં મસ્તકે ચડાવી છે, કેમકે તેમાં તો મારોજ દોષ છે; પરંતુ તમે જે મને 'કાણી' એવું કલંક આપ્યું ને બોલવું

આપ જેવાને જરા પણ યોગ્ય નથી. તેથી ફરીથી તેવુ દૂષણ આપશો નહિ. આંખનું કાણાપણું તો પૂર્વ ભવમાં કરેલા પાપના ઉદયથીજ થાય છે. કહ્યું છે કે–'વામનમાં સાઠ દોષો હોય છે, માંજરી આંખવાળામાં એંશી દોષો હોય છે, ઠુંટીયા વળેલમાં સો દોષો હોય છે, પણ કાણામાં તો અસંખ્ય દોષો હોય છે.' તેવા કર્મનાં ઉદય વગર 'કાણી' એવું વચન સાંભળવા કોણ સમર્થ થાય ? પોતાના પાપના ઉદયથી ઉત્પન્ન થયેલ કર્મના વિપાકને અનુભવતો પણ જે કોઇ પારકાનાં અછતા દોષને વર્ણવે છે, તે કાયર પુરૂષજ સમજવો. તમે પહેલાં આગલા જન્મમાં કોઇને આવાં ખોટાં કલંકો આપ્યા હશે, તે કર્મના ઉદયથીજ આ ભવમાં કુષ્ટીપણું પામ્યા છો."

આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને ઉદાયન બોલ્યો–"અરે કુશિષ્યાઓમાં અગ્રેસર ! વિદ્યાર્થીઓને અધ્યાપક અભ્યાસ કરાવતા હોય ત્યારે કાંઈ પણ સામો જવાબ આપવો તે યોગ્ય નથી, તેને બદલે તું તો ઉલટું કુષ્ટીપણાનુ કલંક મને આપીને પ્રતિવાદીની જેમ સામું બોલે છે. જો વિમળ અને રોગ રહિત એવા તારા આ અધ્યાપકના શરીરને કલંક દઇને તું બોલાવે છે, તો બીજા કોને તું કલંક દીધા વગર રહેતી હઇશ તેની ખબર પડતી નથી ! !" કુમારીએ કહ્યુ–"અરે આર્ય ! કમળદળ લોચનવાળી મને તમે કાણી કેમ કહી ?" ઉદાયને કહ્યુ કે–"મે તો તારા પિતા પાસેથી સાંભળ્યુ હતું તેથી જાણ્યું હતું." કુમારીએ કહ્યુ–"અરે આર્ય ! મને પણ તમે કુષ્ટી છો તેવું મારા પિતાએજ કહ્યુ હતું." આ પ્રમાણે વાદ કરતાં બંનેના મનમાં શંકા થઇ, તેથી તેનો નિર્ણય કરવાને પડદો દૂર કરી નાંખીને બંનેએ પરસ્પરનું રૂપ જોયું, ત્યારે બંનેના ચિત્તમાં પરમ આનંદ થયો. બંને એક બીજાનું

રૂપ જોઇને પ્રશંસા કરવા લાગ્યા કે—"સૌભાગ્યશાળી નિરૂપમ એવું ઉત્તમ કેવું રૂપ બનાવ્યું છે? ત્રૈલોક્યના સારભૂત એવુ આ રૂપ અતિશય ચતુરાઈથી વિધાતાએ બનાવ્યું જણાય છે.!" આ પ્રમાણે ગુણ તથા રૂપથી રંજીત થયેલા અને પ્રેમામૃતનું પાન કરતા તેઓ વિસ્મયતાપૂર્વક બોલવા લાગ્યા કે—"અહો! રાજાએ આપણને બહુજ ઠગ્યા!" આ પ્રમાણે પરસ્પર ખેદ ધરતા તેઓ બોલ્યા કે—"આપણને રાજાએ પહેલાં છેતર્યા તો હવે આપણે રાજાને છેતરીએ તેમાં કાંઇ દોષ નથી." પછી રાજકુમારીએ કહ્યુ કે—"આ ભવમાં તો તમેજ મારા સ્વામી છો." ઉદાયને પણ કહ્યુ કે—"મારી પ્રાણપ્રિયા તુંજ છો." આ પ્રમાણેનો નિશ્ચય કરીને અંદર અંદર અનુરક્ત થયેલાં તે બંને કાંચનમાલા ધાત્રી સિવાય બીજા કોઈથી પણ ન જણાય તેવી રીતે સુખપૂર્વક યથેપ્સિત કામભોગ ભોગવવા લાગ્યા. ભણવુ ભણાવવુ તે તો બાહ્ય વૃત્તિએ રહ્યુ, અંતઃવૃત્તિએ તો વધતા જતા સ્નેહપૂર્વક તે દંપતિ દેવતાના સુખની ઉપમાને યોગ્ય એવા વિષયસુખ ભોગવવા લાગ્યા.

આ પ્રમાણે કેટલોક કાળ વીતી ગયો, તેવામાં એક વખતે ચંડપ્રદ્યોત રાજાનો હસ્તીરત્ન—અનલગિરિ નામનો હાથી મદવાળો થયો અને પોતાનો મહાન્ આલાનસ્તંભ ઉખેડી નાંખીને આખા નગરમાં મોટા પવનથી સાગરમાં હોડકુ જેમ ઉંચે નીચે ઉછળે તે પ્રમાણે ઘર તથા દુકાનને ભાંગતો અહીં તહીં ભમવા લાગ્યો. હાથીના ત્રાસથી કંટાળેલા લોકો ઠેકાણે ઠેકાણે પોકાર કરતા હતા ત્રિપથ, ચતુષ્પથ તથા બીજા મોટા ગજ્યરસ્તાઓ ઉપર હાથીના ભયથી કોઈ નિકળતું નહિ: જો કોઇ મનુષ્ય જરૂરી કાર્ય

માટે નીકળતું તો તે પણ તાકીદે કામ પૂર્ણ કરી ઘરમાં પેસી જતું હતું. રાજાના હુકમથી ઘણા સીપાઇઓ જેઓ હાથીને દમન કરવાની કળામાં કુશળ હતા, તેઓએ પોતપોતાની કળા વાપરી પણ તેઓ અંતે થાકયા. કોઈથી પણ તે હસ્તી વશ કરી શકાણો નહિ. નગરના લોકોને મોટી પીડા—ત્રાસ જોઇને પ્રદ્યોત રાજાએ અભયકુમારને પૂછ્યુ કે—" આ મારા રાજ્યના જીવનભૂત હસ્તીને કયા ઉપાયવડે વશ કરવો ?" આ પ્રમાણે રાજાના પૂછવાથી અભયકુમાર બોલ્યો કે—" મહારાજ ! જો વત્સરાજ ઉદાયન વીણા વગાડવાપૂર્વક મધુર સ્વરે ગીતકળા કેળવે, તો આ હસ્તી તરત વશ થશે, તે સિવાય થશે નહિ." તે સાંભળી પ્રદ્યોતરાજાએ તરતજ વત્સરાજને બોલાવીને કહ્યું કે—" અરે ! કળાના નિધાન ! આ નગરનાં લોકો ઉપર કૃપા કરીને તમે અનુભવેલી રાગકળા પ્રસારો, કે જેનાવડે આ અનલગિરિ હસ્તી વશ થઇને સરલતા ધારણ કરે, અને બંધસ્થાને જઇને ઉભો રહે. તમારા વગર બીજો કોઇ પણ એવો હું જોતો નથી, કે જે હસ્તીનો ભય નિવારી શકે, તેથી ઘણા જીવોને અભય આપવારૂપ આ ગજને આલાનસ્તંભે લઇ જઇને તમારૂ ક્ષત્રીય બિરૂદ સાર્થક કરો." તે સાંભળી વત્સરાજ બોલ્યો કે—"મહારાજ ! આ અનલગિરિ હસ્તી અતિશય ઉત્કટ મદવડે અંધ થયેલો—ભરાઇ ગયેલો છે, તેથી જો વાસવદત્તા પટને આંતરે રહી સુખાસનમાં બેસીને મારી સાથે ગાયન કરે, તો આ હસ્તી અમારા બંનેના સ્વર મિશ્રિત થવાથી થયેલ ગંભીર ગાયનના ઘોષવડે મૂર્છા પામવાથી—આકર્ષાવાથી વશ થવા સંભવ છે." તે સાંભળી રાજાએ કહ્યું—" ભલે તેમ કરો, પણ ગજને તાકીદે વશ કરો." રાજાની આજ્ઞા મળવાથી વાસવદત્તા પટથી આંતરેલા સુખાસનમાં બેસીને

તેની સાથે ગઇ; પછી વાસવદત્તા અને વત્સરાજ હસ્તીની નજીક ગયા. વીણા વગાડવાપૂર્વક બંનેનો સ્વરમેળ કરીને એવી રીતે ગીતગાનનો આલાપ કર્યો કે જેનાથી તે ગજ તરતજ મદ છોડી દઇને તેઓની પાસે માથું ધુણાવતો આવીને સ્થિર થઇ ઉભો રહ્યો. વત્સરાજ ઉદાયને બે ઘડી સુધી બહુ પ્રબળ ગીતગાનોથી તેને તૃપ્ત કર્યો, શાંત પાડ્યો, એટલે તે સરલ થઈ ગયો. તે શાંત થતાંજ કુમાર ઠેકડો મારી તેની ઉપર ચઢી બેઠો. પછી સુખેથી બંધસ્થાને લઇ જઇને તેને દ્રઢ બંધનવડે બાંધી રાજાની પાસે જઇ બધી હકીકત નિવેદન કરી. રાજાએ તે બંનેના ઘણા વખાણ કર્યા અને તેઓને વિસર્જન કર્યા. પછી અભયનું બુદ્ધિકૌશલ્ય જોઈને બહુ સંતુષ્ટ થયેલ રાજા કહેવા લાગ્યો કે—' હે સુબુદ્ધિના નિધાન! ગૃહ ગમન સિવાય જે કાંઇ ઇચ્છા હોય તે વર માગ.' અભય કુમારે પ્રથમની માફક તે વર પણ થાપણ તરીકે રખાવ્યો.

એકદા વસંતઋતુ આવી ત્યારે આનંદિત થયેલા રાજાએ નગરીની પાસેના ઉપવનમાં ગાંધર્વની ગોષ્ટીનો આરંભ કર્યો. તે વખતે વત્સરાજનો યૌગંધરાયણ નામે મંત્રી તેના સ્વામીની તપાસ કરવા ત્યાં આવ્યો હતો અને ઉજ્જયિનીમાં જુદા જુદા વેષ પહેરીને ત્રિપથ, ચતુષ્પથમાં ફરતો હતો. તે ફરતાં ફરતાં બોલતો કે

> यदि तां चैव तां चैव. तां चैवायतलोचनाम् ।
> न हरामि नृपस्यार्थे. नाहं यौगन्धरायणः ॥

આ શ્લોક બોલતો બોલતો તે નગરમાં ફરતો હતો. પણ તે શ્લોકનો ભાવાર્થ કોઇ સમજતું નહોતું. એક દિવસ તે ફરતો ફરતો રાજ્યમહેલને રસ્તે નીકળ્યો. પ્રદ્યોતરાજા તેને આ પ્રમાણે બોલતો

સાંભળીને ક્રોધ પામ્યો, પણ ભાવાર્થ માલુમ નહિ પડવાથી તેનો ક્રોધ શાંત પડી ગયો. વળી તેનો જેવો તેવો વેષ વિગેરે જોઇને તે વિચારવા લાગ્યો કે–" કોઈ ભ્રમિત ચિત્તવાળો દેખાય છે, તેથી ગમે તેવું બોલે છે."

એક દિવસે ચંડપ્રદ્યોત રાજાએ વિચાર્યું કે–" મારી પુત્રી વાસવદત્તાને શીખવતા વત્સરાજને ઘણા દિવસો વીતી ગયા, તેથી આજે તેની ગીતવિદ્યાકળાની કુશળતા તપાસું, તે બંનેનો ઉદ્યમ કેવો ફળીભૂત થયો છે, તેની તપાસ કરૂં." આ પ્રમાણે વિચાર કરીને રાજાએ પ્રધાનપુરૂષદ્વારા વત્સરાજને કહેવરાવ્યું કે–"તમારે આવતી કાલે સવારે વાસવદત્તાને સાથે લઇને ઉપવનમાં આવવું. તમારો સતત્ ઉદ્યમ કેવો સફળ થયો છે તે જોવાની મારી ઇચ્છા છે." વત્સરાજે જવાબ આપ્યો કે–" બહુ સારૂં, સવારે આવીશ." ફરીથી રાજાએ દાસીદ્વારા વાસવદત્તાને કહેવરાવ્યું કે–"સવારે તારા અધ્યાપકની સાથે તારે ઉપવનમાં આવવું અને ઘણા દિવસથી શીખેલી કળા અમને બતાવવી. ગીત, સંગીત, રસ, રાગ વિગેરે કળાઓમાં જે કુશળ છે તે બધા ત્યાં આવશે, તેથી તારે અવશ્ય તારા અધ્યાપકને સાથે લઇને આવવું." તે સાંભળીને વાસવદત્તાએ પણ "બહુ સારૂ" તેમ કહીને તે દાસીને વિસર્જન કરી.

હવે બરોબર અવસર જોઇને અવસરના જાણ સુબુદ્ધિવંત વત્સરાજે વાસવદત્તાને કહ્યું કે–" પ્રિયે ! આજે બરોબર કારાગૃહમાંથી છુટવાનો અવસર પ્રાપ્ત થયો છે, કારણ કે રાજાએ બહાર આવવાનો આદેશ આપ્યો છે. આપણે વેગવતી હાથણી ઉપર બેસીને આપણે ઘેર જવાનો સમય આ અનુકૂળ છે; કેમકે

ફરીથી ગામ બહાર નિકળવાની આજ્ઞા કોણ જાણે ક્યારે મળશે? તેથી આપણે જે ધાર્યું છે તે આજેજ કરીએ. યથાર્થ નામવાળી વેગવતી હાથિણીની આગળ અશ્વાદિક કોઇ પછવાડે દોડવાને શક્તિમાન્ થાય તેમ નથી." આ પ્રમાણે વત્સરાજે કહ્યું તે વાસવદત્તાને પણ અનુકૂળ લાગ્યું અને વૈદ્યના કથનની જેમ તે તેણે સ્વીકાર્યું; ત્યાર પછી વાસવદત્તાએ વેગવતી હાથિણી મંગાવી. આ અવસરે કોઇ અંધ છતાં પણ બહુ સારી રીતે નિમિત્ત જોનાર અત્યંત કુશળ એવા નિમિત્તિયાને દ્રવ્ય આપી પ્રસન્ન કરીને યૌગન્ધરાયણ મંત્રીએ પૂછ્યુ કે–"આ વેગવતી હાથિણી ધારેલ સ્થળે નિર્વિઘ્ને પહોંચશે કે નહિ?" તેના ઉત્તરમાં નિમિત્તશાસ્ત્રમાં કુશળ એવા નિમિત્તિયાએ કહ્યું કે–"આ વેગવતી હાથિણી સો યોજન જઇને તરતજ પ્રાણ ત્યજશે તે વખતે વિઘ્ન આવશે. આની પછવાડે અનલગિરિ હસ્તી આવશે, તેથી તેનું વિઘ્ન નિવારવાને તે હાથિણીના મૂત્રના ભરેલા બે બે ઘડા બંને બાજુએ સ્થાપવા ને યોગ્ય સમયે તેનો ઉપયોગ કરવો." આ પ્રમાણે નિમિત્તિયાના કહેવાથી તે વાત લક્ષ્યમાં રાખીને યૌગન્ધરાયણે તે પ્રમાણે સગવડ કરાવી વેગવતીને તૈયાર કરી. પછી ઘણું દાન આપી તે અંધ નિમિત્તજ્ઞને સંતોષીને તેને કહ્યું કે–'આ વાત કોઇની પાસે તમારે કહેવી નહિ.' આમ કહીને તેને રજા આપી. પછી વત્સરાજ, રાજકન્યા વાસવદત્તા, ઘોષવતી, ધાત્રી કાંચનમાળા અને હસ્તિનો રક્ષક અને ચલાવનાર વેગવતી ઉપર આરૂઢ થયા. યૌગન્ધરાયણે સંજ્ઞા કરી, એટલે વત્સાધિપતિ ચાલ્યો; અનુક્રમે નગરની બહાર જે વાટિકામાં તેઓને ઉતરવાનું હતું તે સ્થળે તેઓ આવ્યા, ત્યારે ક્ષત્રિયના આચારમાં અગ્રેસર એવો વત્સરાજ ક્ષાત્રધર્મનું

પાલન કરવા માટે આ પ્રમાણે સ્વતઃ બોલ્યો કે—" આજે વાસવદત્તા, કાંચનમાળા, વસંતક નામનો હાથીનો રક્ષક, વેગવતી તથા ઘોષવતી તે સર્વને સ્વેચ્છાથી લઇને વત્સરાજ જાય છે, તેથી જે શૂરા હોય તે તેને મૂકાવવા માટે દોડજો."

આ પ્રમાણે મોટા ઉચ્ચારપૂર્વક ઉદ્દઘોષણા કરીને વેગવતીને ત્વરિત ગતિવડે ચલાવી. તે પણ ઉતાવળી ગતિથી ચાલવા લાગી. પ્રદ્યોતરાજા વિગેરે સર્વેએ વત્સરાજે કહેલ સાંભળ્યું. પ્રદ્યોત રાજાએ કોપાકુળ થઈ જઇને સેવકોને હુકમ કર્યો કે- "અરે ! દોડો, દોડો ! તાકીદે મારા અપરાધીઓને પકડો અને મારી સમક્ષ હાજર કરો." આ પ્રમાણે રાજાનાં વચન સાંભળીને મંત્રી વિગેરે સર્વે કહેવા લાગ્યા કે—"સ્વામિન્ ! મહારાજ ! તે તો વેગવતી ઉપર બેસીને જાય છે, તેને પકડવાને કોણ સમર્થ છે?" તે સાંભળીને એક મંત્રીએ કહ્યુ કે—" સ્વામિન્ ! આ વેગવતીની પછવાડે અનલગિરિને દોડાવવો જોઇએ. અનલગિરિ હસ્તી વિના વેગવતીની ગતિ રોકવાને કોઇ સમર્થ નથી "રાજાએ કહ્યુ કે—" ભલે તેમ થાઓ, પણ તેને તાકીદે પકડીને અત્રે લાવો. " પછી બીજા સિપાઇઓ સાથે પોતાના પુત્રને અનલગિરિ ઉપર બેસાડીને તે સર્વને તેની પછવાડે દોડાવ્યા. અતિ ઉતાવળી ગતિથી ચાલતો અનલગિરિ પચીશ યોજન ગયો ત્યારે વેગવતીની સાથે તેઓ થઇ ગયા. તેને દૂરથી આવતો દેખીને વત્સરાજે એક મૂત્રથી ભરેલો ઘડો તેના માર્ગમાં પછાડીને ફોડ્યો. મૂત્રની વાસથી સુંઝાયેલો હસ્તી મૂત્રને સુંઘતો ઉભો રહ્યો. સિપાઇઓએ બહુ બહુ પ્રેર્યો, તોપણ એક ડગલુ ચાલ્યો નહિ. એક ઘડી સુધી મૂત્રની ગંધથી જ્યારે તેનું મગજ ભરાયું, ત્યારે તે આગળ ચાલ્યો.

વેગવતીએ એક ઘડીના આંતરામાં તો ઘણો પંથ ઓળંગ્યો. ફરીવાર પણ પચીશ યોજન ગયા ત્યારે વેગવતીની સાથે અનલગિરિ થઈ ગયો; ફરીવાર તેજ પ્રમાણે મૂત્રનો ઘડો વત્સરાજે રસ્તામાં ફોડ્યો, એટલે પાછું એક ઘડીનું અંતર પડી ગયું. આ પ્રમાણે રસ્તે વત્સરાજે મૂત્રના ચારે ઘડા ફોડીને અનલગિરિ હસ્તીની ગતી રોકી. આ પ્રમાણે ચાર વખત થતાં છેલ્લીવાર અનલગિરિ અને વેગવતી એકઠા થઇ ગયા, તે વખતે પ્રદ્યોતરાજાના પુત્રે વત્સરાજને મારવા માટે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. તે જોઇ વાસવદત્તા ઉભી થઈ અને વત્સરાજને અંતર કરીને તેની આડી ભાઇની સામે ઉભી રહી. તે વખતે પ્રદ્યોતપુત્રે વિચાર કર્યો કે–" બ્હેન વચ્ચે આવીને ઉભી રહી, હવે બ્હેનને કેમ મરાય ?" આ પ્રમાણે વિચાર કરતાં ઘટિકા માત્રનો વિલંબ થયો, એટલે વત્સરાજનુ ગામ આવી ગયું. વેગવતી દોડતી વત્સરાજના ગામમાં પેસી ગઇ. તે વખતે પ્રદ્યોતપુત્ર વિલક્ષ વદનવાળો થઇને તેને છોડી દઈ પાછો વળ્યો. વત્સરાજ વિગેરે વેગવતીની પીઠ ઉપરથી નીચે ઉતરીને થાક ઉતારવા સબંધી કાર્ય કરવા લાગ્યા, તેવામાં એક ક્ષણમાં વેગવતી મરણ પામી. વત્સરાજે વાસવદત્તાની સાથે હર્ષપૂર્વક રાજમંદિરમાં પ્રવેશ કર્યો.

હવે પ્રદ્યોતપુત્રે પાછા જઇને ચંડપ્રદ્યોતને બધી હકીકત જણાવી. તે સાંભળીને ક્રોધથી ધમધમાયમાન થયેલા તેણે યુદ્ધની સામગ્રી એકઠી કરવા માંડી. તે વખતે એક મુખ્ય મંત્રીએ રાજાને વિનંતિ કરી કે–" રાજન્ ! હવે યુદ્ધાદિ કરવું તે અનુચિત છે, કારણ કે વાસવદત્તાએ સ્વેચ્છાથી વત્સરાજને ભર્તારની ભાવનાથી પતિ તરીકે સ્વીકાર્યો છે: તે તેને હવે કેવી રીતે છોડશે ?

વળી કોઇ ઉપાયથી અગર છળથી તેને અત્રે લાવીએ, તોપણ અન્યે અંગીકાર કરેલ અને ભોગવેલ રાજપુત્રીને કોણ કુલીન પુરૂષ પત્ની તરીકે સ્વીકારશે ? ઉલટું તેણે તો તમારી ચિંતા ઓછી કરી, સ્વય પતિને શોધી લઇને લગ્નાદિ નિમિત્તે સ્વયંવરાદિકનો ઘણો ખર્ચ તેણે બચાવ્યો. પોતાને અનુકૂળ અને અનુરૂપ વર જોઇને તેણે તેને ગ્રહણ કર્યો, તેમાં તેણે કાંઈ અયુક્ત કર્યું હોય તેમ લાગતું નથી. વત્સરાજ પણ ઉચ્ચ કુળનો રાજપુત્ર છે, વિદ્યા અને કળાનો ભંડાર છે. શોધવા જતાં પણ આવો વર મળે નહિ, તેથી આ તો યોગ્ય યુગળ સંધાણું છે. હવે યુદ્ધાદિ કરવાથી તો ઉલટો અપયશ થશે અને મૂર્ખતા પ્રકટ થશે. તેથી હવે તો સર્વ સામગ્રી લઈને પ્રધાન પુરૂષોને ત્યાં મોકલો અને આનંદથી બંનેનું પાણિગ્રહણ કરાવો. એમ કરવું તે હવે યુક્ત છે, બીજું કાંઇ પણ કરવું યુક્ત નથી." રાજાએ પણ મંત્રીનાં વચનથી શાંત થઇને વત્સેશની સાથે વાસવદત્તાના લગ્ન કર્યાં, અને સર્વ શાંત-સ્વસ્થ થયું.

એક દિવસે અવંતીમાં અગ્નિનો ભય ઉત્પન્ન થયો. ગૃહ, હાટ વિગેરેની શ્રેણીઓ જોતાં જોતાંમાં બળીને ભસ્મ થઇ જવા લાગી. જળાદિ પુષ્કળ છાંટવા માંડ્યું, તોપણ અગ્નિ શાંત પડ્યો નહિ. એક સ્થળે અગ્નિ ઓલવે તેવામાં તો અનેક સ્થળે જ્વાળા અને ભડકાઓ ઉઠતા હતા—અગ્નિ લાગતી હતી. લોકોએ ઘણા દેવદેવીના ભોગ, પૂજા, ઉત્સવાદિની માનતાઓ કરી, પણ આગ જરા પણ શાંત પડી નહિ, વિશેષ વિશેષ વધવા લાગી; કેટલાક રાજમહેલો વિગેરે પણ બળી ગયાં; આખી રાત્રીમાં કોઈ સુખેથી સુઇ શક્યું નહિ. તે વખતે પ્રદ્યોતરાજાએ બુદ્ધિનું કૌશ-

હ્ય વારંવાર દેખાડનાર અભયકુમારને પૂછ્યું કે—" અરે બુદ્ધિના ભંડાર ! આ અગ્નિ શમાવવાનો કોઈપણ ઉપાય વિદ્યમાન છે કે નહિ?" તે સાંભળીને અભયકુમારે કહ્યું કે—"જે ઉપાય છે તે સાંભળો. અગ્નિનું ઔષધ અગ્નિજ છે, તેથી આપણે નવીન અગ્નિ ઉપજાવીને તેની પૂજાદિક કરી સર્વેએ ગીત, ગાન, વાજીત્રાદિકથી તેને વધાવવી, તેથીજ આ અગ્નિ શાંત થઇ જશે." આ પ્રમાણે કહેવાથી રાજાએ તે પ્રમાણે કર્યું અને શુદ્ધ મંત્રના પ્રયોગથી અગ્નિ શાંત થઇ ગયો. પ્રદ્યોતે આવો પ્રત્યક્ષ બુદ્ધિપ્રભાવ જોઇને સંતુષ્ટ થઇ અભયકુમારને વર માગવાનું કહ્યું. અભયકુમારે પહેલાની માફકજ તે વર પણ થાપણ તરીકે રખાવી મૂક્યો.

એકદા અવંતીમાં મહામારીનો ઉપદ્રવ થયો. તે સાથે અન્ય રોગો અને શોક, ભૂતાદિકનાં અનેક પ્રકારનાં ઉપદ્રવો ઉત્પન્ન થયાં. તેથી નગરજનો બહુજ પીડાથી પીડાવા લાગ્યા, અનેક માણસો સ્મશાન ગૃહમાં જવા લાગ્યા. તે વખતે સમસ્ત નગરજનોને અતિ દુ:ખથી પરાભવ પામેલા જોઇને રાજાએ અભયકુમારને પૂછ્યું કે—"અરે સર્વ વિદ્યા અને કળારૂપી રત્નોના સમુદ્ર ! આ બધા લોકો મહારોગો તથા અશિવોના ઉપદ્રવથી ઉપદ્રવિત થાય છે, તેઓને તે ઉપદ્રવોમાંથી બચાવવાનો કોઇ ઉપાય છે કે નહિ ?" અભયકુમારે તે સાંભળીને કહ્યુ કે—"ઉપાય છે અને તે આ પ્રમાણે છે—સર્વે નગરજનો શૃંગારાદિક ધારણ કરીને રાજાના મહેલ પાસે આવે, તે ઠેકાણે દૃષ્ટિવડે મહારાણી આપને જીતે અને પછી મહારાણી પાસે બળિવિધાન તૈયાર કરાવીને સર્વે નગરના દરવાજાઓમાં અને રસ્તાઓમાં તે બળિ ઉછાળવા; તેમ કરવાથી અશિવોપદ્રવ કરનારા પ્રેતાદિક તૃપ્ત થશે અને ચારે દિશાઓમાંથી અશિવ ઉપદ્રવનો

નાશ થઈ જશે.” બીજે દિવસે રાજાએ તે પ્રમાણે કર્યું અને શિવાદેવીએ દૃષ્ટિથી રાજા ઉપર જય મેળવ્યો. ત્યાર પછી પરમ શીલવ્રતને ધારણ કરનાર શિવાદેવી રાણીએ વિધિપૂર્વક સ્નાનાદિ કરીને બળિબાકુળ તૈયાર કર્યા, શાંતિમંત્રાદિકથી તે બાકુળા મંત્ર્યા. પછી નમસ્કાર તથા વજ્રપંજર સ્તોત્રાદિકથી પોતાની રક્ષા કરીને સર્વ નગરનાં દરવાજાઓમાં બળિનો માણસોએ પ્રક્ષેપ કર્યો અને તીર્થજળાદિકથી નગર ફરતી ચારે તરફ શાંતિજળધારા કરી. આ પ્રમાણે સર્વ ક્ષુદ્ર દેવોને સંતોષીને બધા ઘેર આવ્યા. તરતજ અશિવ તથા રોગાદિક ઉપસર્ગો શાંત થયા. પ્રદ્યોતરાજાએ આખા નગરને આ પ્રમાણે નિરૂપદ્રવિત જોઇને અભયકુમારને ચોથો વર આપ્યો પછી બુદ્ધિમાં કુશળ એવા અભયકુમારે ચારે વર માગવાની રાજાની આજ્ઞા મેળવીને કહ્યું કે—“હુ શિવાદેવીના ખોળામાં અનલગિરિ હાથી ઉપર બેસુ, તમે હસ્તીના ચલાવનાર માવત થઇને બેસો અને અગ્નિભીરૂ રથ ભાંગીને તેના ઇંધિનોથી સળગાવેલી ચિતામાં આપણે પ્રવેશ કરીએ. આ પ્રમાણે મને આપેલા ચારે વર આપો ” અભયકુમારની આ પ્રમાણેની માગણી સાંભળીને પ્રદ્યોતરાજા બહુ ખિન્ન થઈ ગયા, તેણે માગ્યા પ્રમાણે આપવાને તે અસમર્થ થયા, એટલે હાથ જોડીને કહેવા લાગ્યા કે—“અરે અભય ! તારી બુદ્ધિ આગળ બીજા કોઈની બુદ્ધિ ચાલે તેમ નથી, અમે હાર્યા ને તું જીત્યો; તેથી હવે તને જેમ ગોઠે તેમ કર.” તે સાંભળી અભયકુમારે કહ્યુ કે—“ હવે તો ઘેર જવાની ઇચ્છા થાય છે. ” ચંડપ્રદ્યોતે કહ્યુ કે—“ભલે તેમ થાઓ.” પછી ઉત્તમ આભરણ અને વસ્ત્રાદિવડે સત્કાર કરી શિષ્ટાચારપૂર્વક તેને વિસર્જન કર્યો. અભયકુમારે પોતાની માશી શિવાદેવી વિગેરે સર્વેની

રજા લઇને ઘેર જવાને સમયે ચંડપ્રદ્યોત રાજાને નમીને કહ્યું કે—"મહારાજ! તમે તો ધર્મના બ્હાના નીચે મને છેતરીને અત્રે આણ્યો હતો, તે હું વિસરી જવાનો નથી. તેનો બદલો તે કરતાં અધિક હું વાળી આપીશ. તે પણ ધર્મના છળ વગર અને ચૌરવૃત્તિથી છાની રીતે પણ નહિ, પરંતુ ખરે બપોરે તમારા રાજ્યના બધા માણસો અને નગરજનો પણ જોતાં હશે તેવી રીતે તમારા સામંત, સુભટો તથા નગરજનોને તમે કહેશો કે—'અરે સામંતો! અરે સુભટો! અરે પૌરજનો! મને આ અભયકુમાર બળાત્કારથી ગ્રહણ કરીને ઉપાડી જાય છે! શું જુઓ છો? મને છોડાવો! આ પ્રમાણે પોકાર કરશો, તો પણ કોઈ તમને છોડાવવા આવશે નહિ. એવી રીત સર્વજન સમક્ષ તમને પકડીને હું લઇ જઇશ, તેથી તમારે સાવધાનતાપૂર્વક રહેવું, બુદ્ધિવાનો સાથે બુદ્ધિકૌશલ્ય ચલાવી વિચાર કરીને તમારે એવી રીતે રહેવું કે જેથી મેં કહેલા સંકટને તમે ઉલ્લંઘી શકો" તે સાંભળી બહુ અહંકારપૂર્વક પ્રદ્યોતરાજાએ કહ્યું કે—"ભલે! ભલે! જા! જા! હવે બધું જણાશે. એકવાર તો બીલાડીના મુખમાં ઉંદરની જેમ અમે તને લાવ્યા હતા, તે ભૂલી ગયો જણાય છે! વળી ફરીથી કાગડો જેમ ચકલીના બચ્ચાંને લાવે તેમ અમે તને લઈ આવશું. વાણીથી બંધાયેલા મે તને આજે તો છોડ્યો છે, તેથી તું અતિશય ફુલ મારે છે—ગર્વ ધારણ કરે છે, પણ એ તો આ વાંઠી ડોકવાળો મંકોડો ગોળનો ઘડો ગ્રહણ કરવાને ઇચ્છે તેની જેમ સો, હજાર, લાખ અને કરોડો સુભટોની વચ્ચે રહેલા મને ગ્રહણ કરીને પકડી જવાની તું પ્રતિજ્ઞા કરે છે. હવે જાણ્યું તારૂં ડહાપણ અને બળ! વધારે બોલવું રહેવા દે!" પછી અભયકુમારે કહ્યું કે—" કહ્યા

પ્રમાણે કામ કરીનેજ હું મારૂં વચન પ્રમાણ કરી દેખાડીશ, હમણા વધારે બોલવાથી શું ફાયદો ?"

આ પ્રમાણે કહીને તે રાજગ્રહી તરફ ચાલ્યા અને કેટલેક દિવસે મુસાફરી કરતાં મગધ દેશના મંડનરૂપ રાજગ્રહી નગરીએ પહોંચ્યા. આગળ ગયેલા ચરપુરૂષોએ શ્રેણિકમહારાજને વધામણી આપી કે-" બુદ્ધિબળથી પ્રદ્યોતરાજાને જીતીને, માળવ દેશમાં કીર્તિસ્તંભ સ્થાપીને, બહુ લોકો ઉપર ઉપકાર કરીને અભયકુમાર નિર્ભય રીતે અહીં આવે છે." શ્રેણિકરાજા પણ પુત્રનું આવાગમન સાંભળીને ઉલ્લસિત રોમાંચવાળા થયા, તેના હૃદયમાં આનંદ થયો, કહેવા આવનારને સારી રીતે વધામણી આપી અને મ્હોટા મહોત્સવપૂર્વક દાન આપતા અભયકુમારની સામે આવ્યા. પિતાને સામે આવતા જોઇને અભયકુમાર વાહનથી નીચે ઉતરી પગે ચાલતા પિતા પાસે આવીને પિતાના પગમાં પડ્યા. પિતાએ પણ પોતાના બંને હસ્તોથી તેને ઉભા કરીને ગાઢ સ્નેહથી આલિંગન દઈ તથા મસ્તક ચુંબી, હર્ષથી આવેલ અશ્રુજળવડે ભીની આંખોથી અભયકુમાર તરફ જોયું અને ગદ્ગદ વચનોથી કુશળ ક્ષેમની વાર્તા પૂછવા લાગ્યા. પછી હસ્તીના સ્કંધ ઉપર તેને બેસાડીને ધવળમંગળાદિક અનેક માંગળિક ક્રિયાઓપૂર્વક તેને નગરમાં પ્રવેશ કરાવ્યો.

અભયકુમારના આગમનથી ચંદ્રના ઉદયથી સમુદ્રની જેમ મગધાધિપતિ અતિશય આનંદના સમૂહથી ઉભરાઈ જવા લાગ્યા. તે વખતે પુરજન, મહાજન, સ્વજન વિગેરેના ગમનાગમનથી વિશાળ એવો રાજમાર્ગ પણ સાંકડો થઇ ગયો. રાજના લોકો, નગરના લોકો ભેટણા લઇને મળવા આવતા હતા, તે

સર્વને કુશળક્ષેમની વાર્તા પૂછીને હર્ષપૂર્વક પાનબીડાં આપી અભયકુમાર વિસર્જન કરતા હતા. જેવી રીતે જે આવતા તેને તેવી રીતેજ સુખાદિક પૂછીને યથાયોગ્ય માન આપી રજા આપતા હતા. ધન્યકુમાર પણ રાજાની સાથે અભયકુમારને સ્વાગત કરવા સામે આવ્યા હતા, રાજાની સાથે સરખે આસને બેઠેલા હતા. અનુક્રમે અવસર થયો ત્યારે ધન્યકુમાર બહુ મુલ્યવાન્ એવું ભેટણું લઇને અભયકુમાર પાસે આવ્યા. તે વખતે રાજાએ ચક્ષુની સંજ્ઞાથી તે ગ્રહણ કરવાની ના પાડી, અભયકુમારે તે સમજી જઇને ના પાડી પછી ધન્યકુમારે ઘણા શપથ દીધા તથા ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમાંથી જરામાત્ર ગ્રહણ કર્યું, અભયકુમાર વિચારવા લાગ્યા કે–" આ કોઇ નવીન સજ્જન જણાય છે. રાજા પણ બહુ સ્નેહથી તથા બહુ માનથી તેને બોલાવે છે. અવસરે તે સર્વ જણાશે, પરંતુ આ બહુ ગુણવાન્ હોય તેમ જણાય છે. " ત્યાર પછી શિષ્ટાચાર પૂર્વક સર્વને પ્રસન્ન કરીને વિસર્જન કર્યા અને પોતાને ઘેરથી આવેલા નોકરાદિક સેવકવર્ગની સાથે વાર્તાવિનોદ કરીને તેમને પણ રજા આપી. ત્યાર પછી ભોજનનો સમય થતાં સર્વે સભ્યોને વિસર્જીને રાજા ભોજનને માટે ઉઠ્યા. અભયકુમાર સાથે ભોજન કર્યા પછી, એકાંતમાં બેસીને કપટી શ્રાવિકા કપટથી લઇ ગઇ ત્યારથી માંડીને જે થયું અને જે અનુભવ્યું, તે બધું અહી થયેલા આગમન સુધીનું અથેતિ વૃત્તાંત રાજાએ પૂછ્યું. અભયકુમારે પણ બધી હકીકત રાજા પાસે નિવદન કરી. રાજા તે સાંભળી માથું ધુણાવી વિસ્મિત ચિત્તથી કહેવા લાગ્યા કે–" પુત્ર ! આવા સંકટમાંથી નિકળવાને તુંજ સમર્થ થાય, બીજો થઈ શકે નહિ. હાલના કાળમાં બુદ્ધિવડે

આ જગત્માં તુંજ અદ્વિતીય દેખાય છે." આ પ્રમાણે બધી વાતો કહેતાં અને આનંદ કરતાં કેટલાક દિવસો વ્યતીત થઇ ગયા.

એકદા અભયકુમારે પિતાને પૂછ્યું કે—" પૂજ્ય પિતાજી! મારી ગેરહાજરીમાં રાજ્યનો નિર્વાહ સુખેથી થતો હતો? કોઇ-જાતની ચિંતા કે દુઃખ ઉત્પન્ન થયા નહોતા?" રાજાએ કહ્યું કે—" વત્સ! તું ગયા પછી આખા રાજ્યનો નાશ થઇ જાય તેવો પ્રબળ ઉત્પાત થયો હતો પરંતુ અસમાન બુદ્ધિના નિધાન એવા એક સજ્જન પુરૂષ ધન્યકુમારે મહાબુદ્ધિબળવડે તે ઉત્પાતને જીત્યો છે, અને રાજ્યને દેદીપ્યમાન કર્યું છે." અભયકુમારે કહ્યુ કે—" તે ધન્યકુમાર કોણ છે કે જેની આપ આટલી બધી પ્રશસા કરો છો?" રાજાએ કહ્યુ કે—' તું જે દિવસે અત્રે આ-વ્યો તે દિવસે જે મારી પડખે બેઠેલા હતા, તથા ભેટણું કરવાના સમયે જેનું ભેટણુ નહિ લેવાની મેં ભ્રૂસંજ્ઞાથી સૂચના કરી હતી તેજ તે ધન્યકુમાર છે તેના ગુણસમૂહથીરંજિત થઇને મેં મારી પુત્રી તેને આપેલી છે, તે જમાઇ હોવાને લીધે દેવાને યોગ્ય છે, તેનું લેવા લાયક નથી." તે સાંભળી અભયકુમાર બોલ્યો કે—" તેનામાં કયા કયા ગુણો છે?" રાજાએ કહ્યું કે—" વત્સ! સત્પુરૂષોમાં માનનીય ધન્યકુમાર ઔત્પાતિકી બુદ્ધિ-વડે તારી તુલ્ય કક્ષા ઉપર મૂકી શકાય તેવા છે. સૌજન્ય ગુણો-વડે જગત્માં અદ્વિતીય છે, કારણ કે આ મહાપુરૂષે જેવી રીતે કીરણોવડે ચંદ્રમા બધા પર્વતો ઉપર પ્રકાશ કરે છે, તેવીજ રીતે આખા વિશ્વમાં અનેક રાજાઓ ઉપર બુદ્ધિના ગુણોવડે ઉપકાર કર્યો છે. ભાગ્યરૂપી લક્ષ્મીના મિત્રતુલ્ય આ સજ્જને સર્વે અવ-સરમાં સાવધાનપણાવડે કરીને બધી રાજધાનીઓને શરીર—

લક્ષ્મી જેમ મુખથી શોભે તેમ શોભાવી છે. વળી તે ધન્યકુમારે પોતાને ઘેરથી નીકળીને બહાર વિદેશમાં ફરતાં પણ સ્વદેશની માફકજ કોઇ મહાપુન્યના ઉદયથી અદ્ભુત ભોગસુખ ને લક્ષ્મી મેળવી છે. વળી આ સજ્જન પુરૂષે સ્વભાગ્યથી મેળવેલ અપરિમિત ધન અકૃતજ્ઞ અને ધનરહિત એવા પોતાના બંધુઓને અનેક વખત હર્ષપૂર્વક આપી દીધું છે. વળી એ મહાપુરૂષ જ્યારે અત્રે આવ્યા ત્યારે જે શ્રેષ્ઠીની વાડીમાં તેમણે નિવાસ કર્યો હતો તે વાડી તદ્દન સુકાઇ ગયેલી હતી છતાં તેના દૃષ્ટિમાત્રના પ્રસારથીજ નવા પલ્લવ, પુષ્પ, ફળાદિકની ઉત્પત્તિથી શોભનીક થઇ ગઈ હતી. વળી એ સજ્જને તું અવતિ ગયો ત્યારે સૂર્ય પ્રકાશમાન થતાં આકાશને શોભાવે તેમ મારી રાજધાની અને રાજ્યસ્થિતિને દીપાવી છે. વળી એજ મહાપુરૂષે સમસ્ત વ્યવહારીઓમાં શિરોમણિ ગોભદ્ર શ્રેષ્ઠીને એક ધૂર્ત ધૂર્તકળાવડે કપટયુક્તિ કરીને છેતરતો હતો, તેને તેની ઉત્તમ બુદ્ધિકૌશલ્યવડે બચાવી લીધો હતો. વળી એ સત્પુરૂષે આલાનસ્તંભ તોડી નાંખીને દોડતો આપણો સિંચાનક કરિવર જે મદના ઉત્કટપણાથી નગરને ભાંગતો હતો તેને હસ્તીને વશ કરવાની શિક્ષામાં મેળવેલ કુશળતાથી વશ કરીને આલાનસ્તંભે બાંધી દીધો હતો અને સર્વજનોનો ઉપદ્રવ મટાડીને સર્વની ઉપર ઉપકાર કર્યો હતો. ગુણવાન અને ગુણનાં સમૂહરૂપ આ મહાપુરૂષનાં ગુણોનું હું કેટલું વર્ણન કરૂં ? રૂપ, સૌભાગ્ય, વિજ્ઞાન, વિનય, ચતુરાઈ વિગેરે અનેક ગુણોના સમૂહનો એ સ્વામી છે, વળી નિષ્કારણ ઉપકાર કરવાથી તથા નૈમિત્તિકના વચન સાંભળવાથી કુસુમશ્રેષ્ઠીએ, ધૂર્તના વચનરૂપી કારાગારમાંથી છોડાવવાથી ગોભદ્રશ્રેષ્ઠીએ,

તથા તેણે કરેલા અનેક ઉપકારો સંભારીને મેં પણ પ્રીતિની વેલડી વધારવા માટે સ્ત્નપુત્રી તેને પરણાવેલી છે. અરે વહાલા વત્સ! તેના ગુણોની તને ત્યારેજ ખબર પડશે કે જ્યારે તેની સાથે તને વિશેષ સહવાસ અને પરિચય થશે." આ પ્રમાણે પિતાનાં મુખથી ધન્યકુમારનાં ગુણોની પ્રશંસા સાંભળીને ગુણીના અનુરાગીઓમાં શ્રેષ્ઠ તથા પ્રથમ પંક્તિએ આવનાર અભયકુમાર તે વખતથીજ ગુણના હેતુભૂત ધન્યકુમાર ઉપર આનંદથી ઘણોજ પ્રેમ તથા ગાઢ અનુરાગ ધરવા લાગ્યા.

બીજે દિવસે અભયકુમાર પોતેજ પ્રેમની અત્યુચ્ચતા કરવા તથા ભાવી અતિશય સંબંધ સૂચવવા ધન્યકુમારને ઘેર ગયા. ધન્યકુમાર પણ અભયકુમારનું આગમન સાંભળીને તરતજ ઉભા થયા, અને કેટલાંક ડગલાં સામે લેવા ગયા. અભયકુમાર વાહનથી નીચે ઉતર્યા. ગાઢ આલિંગન દઇને બન્ને જણાએ હર્ષપૂર્વક જુહાર અને પ્રણામ કર્યા. પછી ઘરમાં પ્રવેશ કરતાં "આપ આગળ ચાલો—આપ આગળ પધારો" એમ શિષ્ટાચાર તથા બહુમાનપૂર્વક ઘરમાં તેડી ગયા અને ભવ્ય આસન ઉપર બેસાડીને ધન્યકુમાર કહેવા લાગ્યો કે—"આજે આ સેવક ઉપર મોટી કૃપા કરી. આજે મારે ઘેર વાદળાં વગરજ વરસાદની વૃષ્ટિ થઇ. પ્રમાદવતને ઘેર ગંગા પોતાની મેળે ઉતર્યાં. આજે આપ અત્રે પધારવાથી મારા ઘરનું આંગણું પવિત્ર થયું, આજે મારો ધન્ય દિવસ છે, સફળ દિવસ છે કે આપ જેવાનાં મને દર્શન થયાં. પણ આપે આ શ્રમ શામાટે ઉઠાવ્યો? હું તો આપનો સેવક છું, હુકમ ઉઠાવનાર છું, તમે માત્ર હુકમજ કર્યો હોત તો હું આપનો હુકમ માથે ચઢાવીને આપના ચરણ સમીપે તરતજ આવત." આ પ્રમાણે વિજ્ઞપ્તિ ક-

રીને ધન્યકુમાર બોલતા બંધ થયા, એટલે અભયકુમાર ધન્યકુમારનો હાથ ખેંચીને તેને પોતાની સાથેજ આસન ઉપર બેસાડવા લાગ્યા અને બોલ્યા કે—“ અરે ઉત્તમ શ્રેષ્ઠિન્! આ પ્રમાણે બોલો નહિ! તમે તો અમારે લૌકિક અને લોકોત્તર બન્ને રીતે પૂજનિક છો. લૌકિક સંબંધમાં તો તમે અમારી સાથે સગપણથી જોડાંયેલા છો અને લોકોત્તર સંબંધમાં તો જિનેશ્વર ભગવંતની આજ્ઞાને ધારણ કરી તેથી અલંકૃત થયેલા છો, વળી જગત્‌ના લોકોને અને અમને પણ ઉપકાર કરનારા છો. તેથી હે પૂજ્ય બનેવી! તમારા દર્શન કરીને આજે હું કૃતકૃત્ય થયો છું. જે જિનેશ્વરની આજ્ઞા પાળવામાં તત્પર છે અને દ્રઢભક્તિવંત છે તે શિવાર્થીને તો પૂજ્યજ ગણાય છે. લૌકિક સંબંધનો જે સ્નેહ તે તો સંસારની વૃદ્ધિના હેતુભૂત છે અને લોકોત્તર સંબંધવડે થયેલો સ્નેહ મોક્ષના હેતુભૂત અને સમ્યક્ત્વ પવિત્ર થવાના કારણભૂત છે, તેથી તમે અમારે બન્ને રીતે પૂજનીક છો. વળી ગઇ કાલેજ મારા પિતાશ્રી—મહારાજાએ તમારા અત્રેના આગમન પછી શુષ્કવનનું પલ્લવિત થવું, ધૂર્તને દમવો, ગજને વશ કરવો, રાજ્યસ્થિતિ સ્થિર કરવી વિગેરે હકીકત કહી છે, તથા કૃતઘ્ન અને નિર્ભાગી એવા તમારા બંધુઓને વારંવાર ન માપી શકાય તેટલી સમૃદ્ધિ આપીને તે તે સ્થળેથી નીકળી ગયા છો. આ હકીકત મને હર્ષપૂર્વક નિવેદન કરી છે. તે સર્વ હકીકત સાંભળીને મારૂં હૃદય તો વિસ્મય, આનંદ, પ્રમોદ, રોમાંચ, હર્ષ તથા સ્નેહવડે ઉભરાઈ ગયું છે. તે વખતે થયેલો ઉલ્લાસ હજુસુધી પણ હૃદયમાં સમાતો નથી. અમે તો તમારા સંગમને—સંબંધને કલ્પવૃક્ષ, કામધેનુ, ચિંતામણિ, ચિત્રવલ્લી વિગેરે કામ્પિતદાયી વસ્તુઓ કરતાં પણ અધિક માનીએ છીએ. તેથી

આ રાજ્યઋદ્ધિ, આ સમૃદ્ધિ અને હું તે સર્વને તમારે પોતાનાજ ગણવા, તેમાં જરા પણ સંદેહ કરવો નહિ."

આ પ્રમાણેની અભયકુમારની વાણી સાંભળીને ધન્યકુમાર બોલ્યા કે–" મંત્રીરાજ ! આપની જેવા સજ્જનો તો ગુણોથી ભરેલા હોય છે, કૃપાળુ હૃદયવાળા, કૃતજ્ઞ, અને પારકાના પરમાણુ જેવા નાના ગુણને પણ પર્વત જેવા મોટા કરીને બતાવનારા હોય છે. અલ્પ ગુણવાન્‌માં સજ્જન પુરૂષો મોટાઇનો આરોપ કરે છે. હુ તો કોણમાત્ર છુ ? હું તો એક વ્યાપારી વાણિયો માત્ર છું ! મારાથી શુ થઇ શકે તેમ છે ? અપાર પુન્યની ઋદ્ધિથી ભરપૂર એવા આપના પુન્યથીજ સર્વ કાર્યો સિદ્ધ થઈ શકે છે. સેવક પુરૂષો જે જય મેળવે છે તે સ્વામિનુંજ પુન્ય છે તેમ જાણવું."

આ પ્રમાણે પરસ્પર પ્રશંસા કરવાવડે પરસ્પરના હૃદયનું આવર્જન કરવાથી અતિશય ગાઢતર રાગ અને પ્રેમસબંધ બંને વચ્ચે થઇ ગયો. તે દિવસથી હમેશાં મળવુ, જિનયાત્રાદિ સાથે કરવા જવી, રાજસભામાં સાથે બેસવું, વન–ઉપવનાદિ સાથે જોવાં જવુ –આ પ્રમાણે બધાં કૃત્યો તેઓ સાથેજ રહીનેજ કરતા હતા. કોઇ પણ કાર્યની વ્યગ્રતાથી કોઇ દિવસ બન્નેનો મેળાપ ન થાય તો તે દિવસ બન્નેને મહાદુઃખ ઉપજાવનાર થતો હતો. આ પ્રમાણે મહામાત્ય અભયકુમાર ઇશ્વરનો કુબેરની સાથે જેમ પ્રીતિ સંબંધ હતો તેમ ધન્યકુમાર સાથે પ્રીતિ તથા મિત્રતા ધારણ કરીને સુખ અનુભવવા લાગ્યા. છએ પ્રકારના[1] મિત્રતાના લક્ષણ પૂર્ણપણે તેઓ

[1] દેવું, લેવું, ગુહ્ય કહેવું અને સાંભળવું, ખાવું, અને ખવરાવવું આ છ પ્રીતિનાં લક્ષણ નીતિશાસ્ત્રમા કહેલ છે.

વહન કરવા લાગ્યા. એકજ જીવના જાણે બે જુદા જુદા રૂપ હોય તેમ સુખેથી તેઓ કાળ વ્યતીત કરવા લાગ્યા

એક દિવસે પાછલી રાત્રિના વખતે શય્યામાં સુતેલા અભયકુમારે વિચાર્યું કે–'અહો ! મે જ્યારે ઉજ્જયિની છોડયું ત્યારે પ્રદ્યોતરાજા પાસે એક પ્રતિજ્ઞા કરી છે, હજુ સુધી મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થઇ નથી, તે વખતે કહેલા વાક્યની પ્રતિપાલના કરવી તેમાંજ પુરૂષત્વ છે, તેથી તે પ્રતિજ્ઞા પરિપૂર્ણ થાય તેવો ઉદ્યમ કરવો જરૂરનો છે." પછી સવાર થઈ ત્યારે રાજા તથા ધન્યકુમાર પાસે તે સર્વ હકીકત નિવેદન કરીને તે માટે સામગ્રી-તૈયાર કરવા લાગ્યા. પ્રથમ તો ઉત્તમ શરીરવાળી, તરૂણ, સોળ વરસ લગભગની ઊમરવાળી, પુરૂષોને રંજન કરવાની કળામાં અતિશય નિપુણ, નેત્ર મુખાદિના હાવભાવ, વિભ્રમ, કટાક્ષ તથા આકર્ષણ કળામાં અપ્સરાઓને પણ જીતે તેવી, રૂપ તથા યૌવનથી લચી પડતી એવી બે મનોહર કોકિલ કંઠવાળી વેશ્યાઓને તેણે તે કાર્ય પાર પાડવા માટે રાખી લીધી. વળી મુખ, નેત્રાદિકના વિલાસોથી પ્રદ્યોતરાજાને લગભગ મળતી આકૃતિવાળો એક પુરૂષ પણ તેણે શોધી કાઢ્યો. તે સર્વને ઘણું ધન આપીને ભવિષ્યમાં શું કરવાનું છે તે સર્વે છાની રીતે શીખવી દીધું; ત્યારપછી માળવામાં વેચી શકાય તેવાં કરિયાણા, ઉત્તમ વસ્ત્રો અને વિવિધ પ્રકારનાં રત્નો ખરીદી લીધાં: તે બધાં ખરીદીને અનેક ગાડાં, ઉંટ તથા બળદો વિગેરે ઉપર યથાયોગ્ય રીતે તે ગોઠવ્યાં–લાદ્યાં. વળી દેશાંતરની ભાષામાં કુશળ તથા તેવી જાતના વેશ પહેરનારાં માણસો તૈયાર કર્યાં. પોતે પણ તેવોજ વેષ ધારણ કર્યો. આ પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર કરાવીને અને રાજ્યનો ભાર અધો

ધન્યકુમારને માથે રાખીને શ્રેણિક રાજાની રજા લઇ ઉત્તમ દિવસે શુભ મુહૂર્તે શુભ શુકનોથી ઉત્સાહિત થયેલા અભયકુમારે રાજગ્રહીથી માળવા દેશ તરફ પ્રણાય કર્યું.

બન્ને રૂપવંત તરૂણીઓને વસ્ત્રાચ્છાદિત રથમાં બેસાડી. કેટલાક સુભટો આગળ અને પાછળ ચાલવા લાગ્યા. ઘણી દાસીઓને તે રથની રક્ષા કરવા માટે રાખી જ્યારે કોઈ પૂછતું કે આ રથમાં કોણ છે? ત્યારે રથની પાસે રહેનારા સુભટો બોલતા કે—"જનાનો છે." એક ડોળીમાં પ્રદ્યોતરાજાના રૂપને મળતી આકૃતિવાળા પુરૂષને બેસાડ્યો હતો, તે શીખવી રાખ્યા પ્રમાણે ગમે તેવાં વાક્યો બોલતો હતો. અભયકુમાર પોતે ઉત્તમ અશ્વોવાળા રથમાં બહુ દૂર દેશના વસ્ત્રોથી સજ્જ થઇને બેઠા હતા. આગળ અનેક સુભટો ચાલતા હતા. અને તેની પછવાડે કરિયાણાના ભરેલાં ગાડાં, ઉંટ, બળદ વિગેરે સુભટોથી રક્ષિત થયેલા ચાલતા હતા. આ પ્રમાણે અવિચ્છિન્ન પ્રયાણ કરતાં અનુક્રમે તેઓ અવંતીનગરીએ પહોંચ્યા. બહુ મોટું ભેટણું લઇને અનેક દેશાંતરીય વેષધારી સુભટોથી પરવરેલા અભયકુમાર રાજસભામાં રાજા પાસે ગયા. રાજાપાસે ભેટણું મૂકી રાજાને નમસ્કાર કરીને યથાયોગ્ય સ્થાને તેઓ બેઠા. રાજા પણ અદ્ભૂત ભેટણું જોઈને પ્રસન્ન થઇ આદરપૂર્વક તેના તરફ જોઈને બોલ્યા કે—"અહો શ્રેષ્ઠિન્! કયા દેશથી તમે આવો છો?" ત્યારે અભયકુમાર બે હાથવતી મ્હોડું ઢાંકીને અવાજ ફેરવીને બોલ્યા કે—'સ્વામિન્! અમે બહુ દૂર દેશથી આવીએ છીએ. જે સ્થળે રામચંદ્રે સમુદ્રનું ઉલ્લંઘન કરવા સેતુબંધ બાંધ્યો છે તે સ્થળે પૃથ્વીભૂષણ નામે અમારૂં નગર છે. ત્યાં અરિમર્દન નામે રાજા છે, તે પ્રબળ

પ્રતાપવાળો છે, તે નગરના અમે રહેવાસી છીએ. તે નગરીથી વહાણ રસ્તે અનેક પ્રકારનાં કરિયાણાઓ તથા વસ્ત્રો અને પાત્રો વિગેરે અહિં વેચવા આવે છે. એક દિવસે વિધવિધ દેશોની વાર્તા સાંભળીને તે દેશો જોવાની મારી ઉત્કંઠા થઈ. મેં મનમાં વિચાર કર્યો કે–' જો ઘણા કરિયણા લઇને દેશાંતરમાં હું જાઉં તો મને ભવિષ્યમાં ઘણો લાભ થશે, તથા જુદા જુદા દેશોનાં દર્શન થશે. શાસ્ત્રમાં કહ્યું છે કે.—

देशाटनं पण्डितमित्रता च, वारांगना राजसभाप्रवेशः ।
अनेकशास्त्रार्थविलोकनं च, चातुर्यमूलानि भवन्ति पंच ॥

'દેશાટન,[1] પંડિતની[2] મિત્રતા, વારાંગનાનો[3] યોગ, રાજસભામાં[4] પ્રવેશ તથા અનેક શાસ્ત્રોનું[5] ને તેનાં અર્થોનું અવલોકન–આ પાંચે બાબતો ચતુરાઇનાં મૂળ કારણભૂત છે.'

'દેશાંતરમાં જવાથી ચતુરાઈ આવશે ને દ્રવ્ય પણ મળશે એમ બે કાર્ય સાધી શકાશે.' આ પ્રમાણે વિચાર કરીને મેં કરિ-યાણાના ગાડાં ભર્યાં અને તે લઇને અમે તે નગરથી નીકળ્યા. અનેક દેશોમાં ફરતાં ફરતાં બે વરસ વીતી ગયાં, અનેક પૂર, નગર, ઉપવન, પર્વત વિગેરે તથા નવા નવા આચાર, નેપથ્ય, તીર્થાદિક જોતાં જોતાં અમારા મનને બહુજ આનંદ થયો. છ મહિના પહેલાં એક વખત તમારા રાજ્યનું વર્ણન કરતાં કોઇ પથિકે કહ્યું કે–' વર્તમાન સમયમાં જેવી ઉજ્જયિની નગરીની શોભા છે, તેવી શોભા કોઇ નગરીની નથી. સાક્ષાત્ અમરપૂરી તુલ્ય તે નગરી છે. તે નગરમાં અખંડિત શાસનવાળા, સોળ રાજાઓના સ્વામી, પ્રચંડ પ્રદ્યોત હોય તેવા, ચંડપ્રદ્યોત નામે રાજા છે, તે

અતિ ઉત્તમ નીતિવડે રાજ્ય કરે છે. તે નગરમાં કોઈ અશુભ કર્મોદયથી રોગાદિક આવે તેમાં ઉપાય નહીં, પણ તે સિવાય બીજા કોઈ પણ ઉપદ્રવનું નામ પણ સંભળાતું નથી. જો તમારે આશ્ચર્યનાં સ્થાનો જોવાનીજ ઇચ્છા હોય તો ઉજ્જયિનીમાં તમારે જરૂર જવું. તે નગર જોવાથી બીજા સર્વ નગરો માણિક્ય જોયા પછી કાચ જેવા લાગશે ' આ પ્રમાણેની ઉક્તિ સાંભળીને બીજા દેશોમાં જવાની ઇચ્છા હતી તો પણ આ તરફ આવ્યા. અમે જેવું કાને સાંભળ્યું હતું તેવુંજ અત્રે દેખ્યું છે, વળી આજે અતિઉગ્ર પુણ્યવંત, ન્યાયમાંજ એક દૃષ્ટિવાળા આપનું પણ દર્શન થયુ છે. આજે આપના દર્શનથી અમારી આંખો પાવન થઇ છે. પુણ્યવંતના દર્શન મહાન્ ગુણને ઉપજાવનારજ થાય છે.'

આ પ્રમાણે કહીને અભયકુમાર બોલતાં બંધ રહ્યા, એટલે પોતાની પ્રશંસાથી ફૂલાયેલા ચંડપ્રદ્યોતે કહ્યુ કે–' અરે શ્રેષ્ઠિન્ ! તમારી જેવાના આગમનથી અમને પણ બહુ આનંદ થયો છે. તમે સુખેથી અહી રહો, ઇચ્છા હોય તેટલો વ્યાપાર કરો, તમારે જો કાંઈ કામકાજ હોય તો સુખેથી અહી આવીને અમને નિવેદન કરજો ' આ પ્રમાણે કહીને ઉત્તમ વસ્ત્રો તથા પાનબીડાં આપીને જકાત લેનારા અધિકારીને હુકમ કર્યો કે–' આ શ્રેષ્ઠીની અર્ધી જકાત લેજો, વધારે લેશો નહિ.' આ પ્રમાણે કહીને શ્રેષ્ઠીને જવાની રજા આપી. અભયકુમારે રાજમાર્ગ ઉપરજ અનેક ગોખ અને બારીઓવાળુ, નહિ અતિ ગુપ્ત અને નહિ અતિ ખુલ્લું તેવું એક મોટું રાજયમંદિર જેવું મકાન ભાડે લઇને તે સ્થળે નિવાસ કર્યો. 'અભયચંદ્ર શ્રેષ્ઠી ' એવું પોતાનુ નામ પ્રસિદ્ધ કર્યું. તે બહુ મોટું સ્થાન હતું, તેથી ત્યા રહીનેજ તે વ્યાપાર પણ

કરવા લાગ્યા. પોતાની ચતુરાઇની વાર્તાઓથી તે નગરના લોકોને ખુશી કરવા લાગ્યા. ઘરે ઘરે લોકો તેના ગુણોનું વર્ણન કરતાં કહેવા લાગ્યા કે–' પૂર્વે કોઇ વખત નહિ જોયેલો તેવો સજ્જનોમાં શિરોમણિ આ શ્રેષ્ઠી આવેલ છે. તે દેશને ધન્ય છે કે જ્યાં આવા સજ્જનો નિવાસ કરીને રહે છે.' ગૃહનાં મધ્યદ્વારે દ્વારપાળો હમેશાં ઉભા રહેતા, તે કોઇને અંદર પેસવા દેતાં નહિ. કોઇ પૂછે ત્યારે જવાબ આપતાં કે–' અમારા દેશમાં અને કુળમાં આવો રીવાજજ છે.'

પ્રદ્યોત રાજાને મળતા સ્વરૂપવાળા પુરૂષને શીખવવામાં આવ્યું કે–'તું હવે નાસીને બજારમાં જા, રસ્તે ગમે તેવું બોલ્યા કરજે, ગાંડાની જેવી ક્રિયા કરતો આમ તેમ ભટકજે, પછી હું તને પકડવા માટે આવીશ, તે વખતે જોરથી તારે દૂર નાસી જવું, દોડાદોડી કરવી, બે ત્રણ ચાર દહાડા સુધી આ પ્રમાણે દોડાદોડી કરીને અમારા કબજામાં આવવુ, કબજામાં આવ્યા પછી ફરીવાર નાસવા માંડવું. લોકો પાસે તારે બોલવું કે–'હુ તો પ્રદ્યોતરાજા છુ, મને પકડવા માટે આ અભય આવે છે, તેને તમે રોકો' આ પ્રમાણે કહીને ધૂળ વિગેરે ઉડાડવા. પછી હું બળાત્કારથી તને પકડીને ખાટલા સાથે બાંધીને ઘરે લાવીશ તે વખતે સર્વ લોકો અને સુભટો સાંભળે તેમ તારે બોલવું કે–'અરે લોકો! અરે સુભટો! મને પ્રદ્યોતરાજાને બાંધીને તથા પકડીને આ અભય લઇ જાય છે, તેથી તમે મને કેમ છોડાવતા નથી?' આ પ્રમાણે ખાટલામાં રહ્યા રહ્યા તારે બોલ્યા કરવું. આ પ્રમાણેની ક્રિયા હમેશાં કરવી. હું હમેશાં ખાટલામાં બાંધીને તને ઘરે લાવીશ. પછી ઘરમાં આવીને આનંદથી રહેવું, યથેચ્છિત ભોજનાદિક કરવા." આ પ્રમાણે શીખવીને તેને તૈયાર કર્યો.

આ પ્રમાણે સમજાવ્યા પછી સવાર થતાં તે પ્રમાણે કરવાને માટે તે ઘરેથી ભાગીને બજારમાં ભટકવા લાગ્યો. અને પૂર્વે શીખવ્યા પ્રમાણે બોલવા લાગ્યો. લોકો તેની ગાંડા જેવી ક્રિયા દેખીને હસવા લાગ્યા. સેંકડો અને હજારો માણસો તથા બાળકો તેની પછવાડે ભમવા લાગ્યા. જ્યારે કોઇ તેને પૂછતું કે–'તું કોણ છો?' ત્યારે તે પ્રત્યુત્તર આપતો–"હું પ્રદ્યોતરાજા છું, સમસ્ત દેશ, ગ્રામ, નગરનો સ્વામી છું, આ સર્વ મારા સેવકો છે." આ પ્રમાણે જેમ તેમ જવાબ આપતો. તે સાંભળી લોકોએ નક્કી કર્યું કે–'આ તો ગાંડો છે, વાયડો છે, આના હૃદયકમળમાં પ્રાણ-વાયુની વિકૃતિ થઇ ગઇ લાગે છે, તેથી આ ગાંડા જેવો થઇ ગયો છે અને ગમે તેવું બોલે છે.' આ પ્રમાણે ચાર–પાંચ ઘડી સુધી તે નગરમાં રખડ્યો, તેવામાં શ્રેષ્ઠી સેવકોની સાથે પગે ચાલતા અને દોડતા બજારમાં આવ્યા. પોતપોતાની દુકાને બેઠેલા લોકો દેખીને વિસ્મિત મનવાળા થઇને શંકાથી ઉભા થઇને શ્રેષ્ઠી સમીપ જઈ નમીને વિનતિ કરવા લાગ્યા કે–"સ્વામિન્! આપની જેવા મહા ઉત્તમ શ્રેષ્ઠીને આવા તડકાના સમયમાં પગે ચાલીને આવવાનું શું પ્રયોજન પડ્યું? જો એવું કાંઈ ઉતાવળું કામ હોય તો આ સેવકોને હુકમ કરો, તેઓને કહેવા લાયક ન હોય તો અમને હુકમ કરો. આ નગરમાં રહેવાવાળા સર્વે લોકો તમારા ગુણોથી ખરીદાયેલા તમારા દાસોજ છીએ. તમારા હુકમ માત્રથીજ તમારૂં કહેલુ કાર્ય કરવા માટે મન, વચન, કાયાથી અમે તૈયારજ છીએ, તેમાં જરા પણ શંકા કરવા જેવું નથી. એવો કોઇ પણ માણસ નથી, કે જે આપનું કહેલ કાર્ય કરવા પ્રમાદ કરે. આપની જેવા જગદુત્તમ પુરૂષોને ગ્રીષ્મ

ઋતુના આવા મધ્યાહ્‌ન કાળને સમયે આવું કષ્ટ સહન કરવું તે કોઈ રીતે યોગ્ય નથી. અતિ શિતલ છાંયાવાળી અમારી આ દુકાને આપ પધારો અને દુકાનને શોભાવો. આપની જેવા પૂજ્ય પવિત્ર પુરૂષના આગમનથી અમારી દુકાન પવિત્ર થશે; ત્યાં બેસીને આપને જે કાંઈ કાર્ય કરવાનું હોય તે ફરમાવજો. અમારા શરીરબળથી તે કાર્ય અડધી ક્ષણમાં અમે કરી આપશું." આ પ્રમાણે ગુણોથી વશ થયેલા લોકોનાં વચન સાંભળીને આંખમાં અશ્રુ લાવી અભયશ્રેષ્ઠી ગદ્‌ગદ્‌ વચનોવડે કહેવા લાગ્યા કે–"અરે ભાઈઓ! અરે સજ્જનો! તમે જે કહ્યું તે ખરેખર સત્ય છે. હું જાણું છું કે ત્રણે યોગથી તમે સર્વે મારા શુભચિંતકો છો અને મારૂં કહેલ કાર્ય કરવામાં તમે બધા તત્પર છો. તમે બધા મારા ઉપર સંપૂર્ણ કૃપા રાખો છો, પણ મારે એક મોટી દૈવી આપદા આવેલી છે, તે દુઃખથી પ્રેરાયેલો મધ્યાહ્‌ને પણ હું દોડતો અહીં આવ્યો છું. ધન માટે અગર લોભ માટે આવ્યો નથી." લોકોએ પૂછ્યું કે–" એવી તે શું આપત્તિ આવી છે?" શ્રેષ્ઠીએ કહ્યું કે–"બે ત્રણ મહિનાથી મારો પ્રાણપ્રિય, સમસ્ત ગૃહભારની ચિંતા કરનારો, બહુજ શ્રેષ્ઠ વિનય ગુણવાળો, સર્વ કાર્યમાં નિપુણ, ગૃહના શૃંગારભૂત પ્રદ્યોત નામે નાનો ભાઇ કોઇ રોગથી અથવા વાયુના પ્રયોગથી અથવા કોઈ ભૂતાદિ દુષ્ટ દેવના પ્રયોગથી ગાંડો થઇ ગયો છે, તેની પ્રકૃતિમાં ફેરફાર થઇ ગયો છે, તેથી તે સીધી રીતે બોલતો નથી, સીધી રીતે ભોજન પણ કરતો નથી. હમેશાં હું તેનું પડખું મૂકતોજ નથી, પરંતુ કોઇ વખત એક ક્ષણ પણ કોઇ કાર્ય માટે હું બહાર જાઉં છું, તો તે વખતે સેવક વિગેરેને છેતરીને તે બહાર નીકળી જઇ અહીં તહીં ભટકે છે,

ગાંડાની માફક બોલે છે અને ધૂળ ઉડાડે છે. હમેશાં તો ઘરની આસપાસજ ફરે છે, તેથી તેને પકડીને ઘરમાં લઇ જઈને રાખીએ છીએ. આજે તો તે કાંઇક બહાર નાસી ગયો છે, તેનો પત્તોજ લાગતો નથી. તે દુઃખવડે દુઃખિત થયેલો તડકામાં પણ બહાર નીકળીને હુ અહીં આવ્યો છું, બીજું કાંઇ કારણ નથી." તે સાંભળીને કોઇએ કહ્યું કે—"અમુક ચતુષ્પથમાં તમોએ વર્ણવ્યા પ્રમાણેનોજ માણસ પરિભ્રમણ કરે છે અને ગાંડો પણ દેખાય છે. તે બોલે છે કે—'હું પ્રદ્યોતરાજા છું, આ નગરનો સ્વામી છું, આ સર્વે મારા સેવકો છે.' લોકનાં ટોળાં તેની પછવાડે ભમે છે અને તેને હેરાન કરે છે—ખેદ પમાડે છે. તે પણ લોકો ઉપર ધૂળ ઉડાડે છે." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને અશ્રુપાત કરતાં અભયશ્રેષ્ઠી તરતજ સર્વ લોકોની સાથે ત્યાં ગયા. શ્રેષ્ઠીના સેવકો અને લોકોએ મળીને તેને પકડ્યો, વળી જરા સમય મળતાંજ તે ભાગ્યો, વળી ફરીવાર પકડ્યો, ઘણી મહેનત કરી પણ તે આગળ ચાલતો નહોતો, તેથી સેવકો ઘરથી એક ખાટલો લઈ આવ્યા પછી તેને પકડીને ખાટલામાં નાખીને બંધવડે બાંધીને સેવકોએ તે ખાટલો ઉપાડ્યો, અને ઘર તરફ ચાલવા લાગ્યા. તે વખતે ખાટલામાં બેઠેલો તે પૂર્વે શીખવ્યુ હતું તે પ્રમાણે જેમ તેમ બોલવા લાગ્યો. તે દેખીને લોકો કહેવા લાગ્યા કે—"અહો! આવા ગુણવંત શ્રેષ્ઠીને પણ આવું મોટુ દુખ દેખાય છે!! આ અસાર સંસારમાં કોઇ પણ મનુષ્ય પૂર્ણ સુખથી સુખી હોય તેમ દેખાતુ નથી. કોઇ ને કોઇ દુઃખ તો હોયજ છે." આ પ્રમાણે બનાવ બન્યા પછી તેને ઘેર લઇ ગયા અને લોકો વીખરાઈ ગયા. સર્વે લોકો શ્રેષ્ઠીનીજ ચિંતા કરતાં ઘરે ગયા.

આ પ્રમાણે એક દિવસને આંતરે, કોઇ વખત બે દિવસને આંતરે તે પ્રમાણે તે કરતો હતો; ફરીથી પાછા શ્રેષ્ઠી પૂર્વની જેમજ સર્વ ક્રિયા કરીને તેને ઘેર લઈ જતા હતા. આ પ્રમાણે હમેશાં કરતાં કરતાં દરેક ચતુષ્પથ, દરેક ત્રિક, દરેક બજાર, દરેક પોળ, ગૃહ, ગોપુર, ઉપવન અને પ્રત્યેક વાટિકામાં સર્વ લોકોને તે જાણીતો થઇ ગયો. જે જે સ્થળે તે જતો ત્યાં ત્યાં લોકો તેને જોઈને પરસ્પર કર્મની–નશીબની–વિધિની નિંદા કરતા હતા અને શ્રેષ્ઠીની સ્તુતિ કરતા સતા બોલતા કે–" અહો ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે ! સર્વ રીતે સુખી એવા પણ આ શ્રેષ્ઠી જે દુઃખ અનુભવે છે, તે દુઃખ શત્રુને પણ ન હોજો. ધન, ધાન્યાદિક સર્વ સુખોથી પૂર્ણ એવા આ શ્રેષ્ઠી બંધુના દુઃખથી પીડાયલા રાત્રી ગણતા નથી, દિવસ પણ ગણતા નથી, તાપ તડકો કે ઠંડીને પણ ગણતા નથી અને ખાનપાન તથા સુવાના સુખની પણ દરકાર કરતા નથી. ભાઇના દુઃખથી દુઃખી થયેલા તે એકલાજ સામાન્ય માણસની માફક પ્રત્યેક જગ્યાએ--પ્રત્યેક સ્થળે ભટકે છે. કોઇ સ્થળે તેના સેવકો, કોઇ સ્થળે પોતેજ, કોઇ સ્થળે તેના દાસજનો ગ્રહથી પીડાગેલાની જેમ ભટકે છે. દૈવની ગતિ નિવારવાને કોઇ પણ સમર્થ નથી." આ પ્રમાણે સર્વ ઠેકાણે પ્રખ્યાતિ થઇ ગઇ. પ્રથમ તો ને જ્યારે બહાર જતો અને અભયચંદ્ર શ્રેષ્ઠી તેને શોધવા માટે દોડતા પાછળ જતા, ત્યારે સેંકડો અને હજારો માણસો જ્યાંસુધી તેને ઘરે લાવતા ત્યાંસુધી તેમની પછવાડે લાગેલા રહેતા–સાથે આવતા. પછી ઘણા દિવસ થઇ ગયા એટલે હવે કોઇ પાછળ આવતું નહિ. ઘેર બેઠા બેઠાજ શ્રેષ્ઠીના દુઃખની ચિંતા કરતા હતા. કોઇને આ વાતની ખબર ન હોય તો તે પૂછતા કે–'આ શું છે ?' ત્યારે પૂરના લોકો

ઉત્તર આપતા કે-'ભાઇ! કર્મની ગતિ વિચિત્ર છે! પણ એમાં આશ્ચર્ય શું છે? આ શ્રેષ્ઠી હમેશાં કર્મની એવી ગતિનેજ અનુભવે છે.' આમ કહીને પછી શ્રેષ્ઠીના ગુણનું વર્ણન કરતા સતા તેઓ સર્વ વ્યતિકર કહેતા હતા. શ્રેષ્ઠી અને તે ગાંડા હમેશાં રસ્તે અવર જવર કરવા લાગ્યા, તેથી હવે તો રસ્તે જતાં તેઓને જોવાને કોઇ ઉઠતું પણ નહોતું.

આ પ્રમાણે લોકો પરિચિત થઇ ગયા પછી તે શ્રેષ્ઠીએ ઘરમાં રહેલી બન્ને પણ્યાંગનાઓને શિખામણ આપી કે-"આવતી કાલે રાજા ઘોડા ખેલાવવા આ રસ્તે થઇને જવાના છે, તેથી તમે પ્રથમથીજ વસ્ત્રાભૂષણ પહેરવાવડે અદ્ભુત રચના કરીને સોળે શૃંગાર ધારણ કરી તાંબુળવડે મુખને શોભાવી બહુ ઉત્તમ ભદ્રાસન ઉપર ગોખમાં બેસજો. જ્યારે હસ્તિસ્કંધ ઉપર આરૂઢ થયેલ રાજા દૃષ્ટિપથમાં આવે ત્યારે કટાક્ષ બાણોવડે સારી રીતે તેને વીંધજો. અને જેવી રીતે કામરાજ અંગ પ્રત્યંગ ફેલાવે તેવી રીતે હાવ-ભાવ-વિભ્રમ તથા શરીરચલન કરજો, કે જેથી તે તમનેજ વિચારે, તમનેજ ઈચ્છે, તમનેજ ચિંતવે અને તમનેજ દેખે. વધારે શું કહું? તમારી કળા ફેરવીને ગમન અને આગમન સમયે તેને સંપૂર્ણ વશ કરી લેજો." આ પ્રમાણે તેને શીખવીને તૈયાર કરી. પછી બીજે દિવસે રાજાના અશ્વ ખેલાવવાને અવસરે સ્નાન, મર્જ્જનાદિક કરી અને સોળ શૃંગાર ધારણ કરી પાંચ સુગંધીવાળા તાંબુળવડે મુખ શોભાવીને રાજમાર્ગ ઉપર આવેલા ગોખમાં ભવ્ય ભદ્રાસન ઉપર તેઓ બેઠી. બે ઘડી વ્યતીત થઇ એટલામાં રાજા તે માર્ગે નીકળ્યો. ઉત્તમ ગંધહસ્તીના સ્કંધ ઉપર આરૂઢ થયેલો રાજા તે ગોખની સમીપ આવ્યો, એટલે તે

બને યુવતીઓને તેણે દેખી. તેઓએ પણ હાવભાવપૂર્વક રાજા તરફ જોયુ, તે વખતે પરસ્ત્રીલંપટ રાજા ચમત્કાર પામ્યો અને બારીક નજરે તેની સામે જોવા લાગ્યો. પછી તે મનમાં વિચારવા લાગ્યો કે–"સ્વરૂપવડે રંભાને પણ જીતે એવી, કંદર્પના સૈન્યમાં ભભા સમાન (ભંભા જેમ લડાઇ માટે લડવૈયાઓને ઉશ્કેરે છે તેવી રીતે કામભોગ માટે જોનારને ઉશ્કેરનાર) આ બંને ભાગ્યવતી કોની સ્ત્રીઓ હશે ?" આ પ્રમાણે વિચાર કરતો રાજા વારંવાર તેની સામે જોવા લાગ્યો તે બને પણ રાજાને રાગદૃષ્ટિવાળા દેખીને–સમજીને વિશેષ આદરપૂર્વક અનિમેષ નેત્રોથી તેની સામે જોવા લાગી, અર્ધ વીંચેલા ચક્ષુઓથી તેને આકર્ષવા લાગી, મુખ મોટન કરવા લાગી, જરા હાસ્યપૂર્વક, જરા નીચી વળીને, જરા વધારે ઉંચી થઇને તેની સામુ જોવા લાગી, શરીરના અવયવો દેખાય ને ઢંકાય તેવી રીતે જોવા લાગી, નીચી વળી વળીને વારંવાર અંગોપાંગ પ્રગટ દેખાય તેવી રીતે પરસ્પર બંને હાથો ગળા પાસે લગાડીને તથા બીજા પણ અપરિમિત હાવ–ભાવ, વિભ્રમ, કટાક્ષ, વિક્ષેપાદિ સ્ત્રીચરિત્ર વિકુર્વીને રાજાને કામદેવના સંકટમાં તેઓએ નાખ્યો. રાજા પણ કામબાણોથી પૂરેપૂરો વીંધાઈ ગયો. રાજાએ વિચાર્યું કે–"શુ આ બંને નાગકુમારની પત્નીઓ હશે? કે શુ કિન્નરીઓ હશે? શું વિદ્યાધરીઓ હશે? આ બંને કોણ હશે? આ મોટુ ધવળગૃહ કોનું છે? અહીં કોણ રહે છે? આ બંને સ્ત્રીનો સંયોગ મને કેવી રીતે થઈ શકશે? જો આ બને મળે તોજ મારો જન્મ સફળ છે, નહિ તો સફળ નથી." આ પ્રમાણે વિચાર કરતાં માવતને ભ્રૂસંજ્ઞાથી સૂચવ્યું કે–"હાથીને ધીમે ધીમે ચલાવ." તેણે પણ તેમજ કર્યું. આગળ ચાલતાં વાંઝી

ડોક કરીને તેના સંયોગની ચિંતાવડે વિલખો થયેલો રાજા અનિમેષ દૃષ્ટિથી તેને જોવા લાગ્યો. તે બંનેએ પણ તેની તેવી સ્થિતિ જોઇને વિશેષ વિશેષ વિષલિપ્ત કામદેવનાં બાણોવડે તેને માર માર્યો; વળી આળસથી અંગ મરડીને, બગાસાં ખાઇને, પરસ્પર આલિંગનાદિક કરીને, પ્રથમ કોઇ વખત નહિ જોયેલા તેવા સ્ત્રીચરિત્રના વિભ્રમવડે રાજા ઉપર પૂર્ણરાગ—ભાવ તેઓએ દેખાડ્યો. તે જોઇને " આ બંને મારા ઉપર આટલા બધા પૂર્ણ રાગવાળી જણાય છે તો તેઓ કયા ઉપાયવડે મળશે ?" એવા આશાના સંકટમાં રાજા પડ્યો. અને જ્યાં સુધી તેઓ દૃષ્ટિપથમાં આવી ત્યાંસુધી તેઓ તરફ જોયા કર્યું, ત્યારપછી પોતાના પ્રાણને તેની પાસે મૂકીને એકલા દેહમાત્રથીજ તે આગળ ચાલ્યો.

પછી તે બંને વેશ્યાઓએ બધી હકીકત અભયકુમારને નિવેદન કરી. તેણે તેના ઉપર પ્રસન્ન થઇને ભવિષ્યના કાર્ય માટે તેમને શિખામણ આપી કે—" કાલે પાછો તે પરસ્ત્રીલંપટ નૃપતિ આજ રસ્તે નીકળશે, તે વખતે પણ વધારે વધારે કટાક્ષ, વિક્ષેપ, હસ્તસંચલન, અંગોપાંગ દર્શનવડે તેને આકર્ષીને એવું કરજો કે જેથી તે વિશેષ વિહ્વળ થાય અને વિષયાનુરક્ત થઇને એમ જાણે કે—' આ બંને મારોજ વિચાર કરે છે, મારી ઉપર પૂર્ણ રાગવાળી છે.' અને જ્યારે હું તેને કહીશ ત્યારે તેજ વખતે મને અંગીકાર કરશે એવી તેને પ્રતીતિ થાય તેમ વર્તજો. પછી બીજે ત્રીજે દિવસે જ્યારે તે સંપૂર્ણ વિહ્વળ થશે ત્યારે કાંઇક મિષ કરીને તે દૂતીને તમારી પાસે મોકલશે તે વખતે દૂતીકા જે કહે તે સાંભળીને પ્રથમ તો મિષ્ટ વચનવડે તેને તૃપ્ત કરી ખાન—પાનાદિવડે તેને બરોબર આકર્ષી તેના ઘરની શુદ્ધિ સારી રીતે જાણી લેજો.

ત્યાર પછી કોઈ રીને વા કૂચતુરાઇથી તમારો સંગમ અતિ દુર્લભ છે, તેવો ભાસ તે દાસીને થાય તેમ કરજો—તેવી રીતે બોલજો. વળી તેને કહેજો કે—' અમે તો આ જન્મમાં આજ સુધી કોઈની પણ સાથે ચાર આંખ મેળવી નથી, ભર્તાર વિના કોઈની સાથે વાણી-વિલાસ પણ કર્યો નથી, વળી એવા કયા અમારા પૂર્વ કર્મના સબંધથી આટલો આ રાજાની સાથે દૃષ્ટિસબધ થયો તે પણ જાણતી નથી, તેથી બહેન ! અમારો મેળાપ તો અતિ દુષ્કર છે, તે કેવી રીતે બની શકે ? અમારે તો આ અંતપુરમાંજ રહેવાનું છે, અમારા અંતપુરમાં પ્રવેશ તો રાજાના અતપુરથી પણ વિષમ છે ! ' આ પ્રમાણેની વચનરચનાવડે મેળાપની દુષ્કરતા અને રાજા ઉપર પૂર્ણ રાગ દેખાડીને તે વધારે આતુર થાય તેમ કરજો. છેવટે તમારે દૂતીને કહેવું કે—"જો અમારા ઉપર રાજાજીને સપૂર્ણ રાગજ હોય તો અમે કહીએ તે ઉપાયદ્વારા જો અમે કહીએ તેટલુ સંકટ તે સ્વીકારે તો કોઇ રીતે મેળાપ થાય ખરો, નહિતર તો નહિજ થઇ શકે. તારે પણ અવસર જોઇને ક્વચિત્‌જ આવવું, વાર વાર આવવું નહિ"

આ પ્રમાણે અભયકુમારે તે બંનેને શીખવ્યુ અને બંનેએ તે સર્વ બરાબર ગ્રહણ કરી લીધુ

વળી બીજે દિવસે પણ ફરીથી રાજા તે ગવાક્ષની પાસે થઇને નીકળ્યો. તે બંનેએ કટાક્ષાદિ કામદેવના ધનુષ્યના પાંચે બાણો વિવિધ રીતે વાપરીને બહુ સારી રીતે તેને વિંધ્યો—જર્જરીભૂત કરી નાખ્યો. રાજા વિષમ એવી કામાવસ્થામાં પડ્યો અને વિચારવા લાગ્યોકે—"આ બને દેવાંગનાઓથી પણ વિશેષ રૂપ તથા ચતુરાઈ ધારણ કરનારીઓ જો કોઇ રીતે મારા હાથમાં આવેતો ઉત્તમ થાય." આ

પ્રમાણે ક્ષણે ક્ષણે વિરહાગ્નિથી બળતો તે પોતાના મહેલમાં ગયો અને વિચારવા લાગ્યો કે-"જો કોઇ નિપુણ, અવસરની જાણ, વાણીમાં કુશળ એવી વિચક્ષણ દૂતીકા કોઇ મિષ કરીને આ બંનેની પાસે જાય અને તેમનો આશય જાણી લાવે તો કોઇ પણ ઉપાયથી મનોરથની સિદ્ધિ થાય." આ પ્રમાણે ચિંતવીને દૂતીના કાર્યમાં કુશળ એવી એક સ્ત્રીને બોલાવીને તેની આગળ અમુક ચતુષ્પથમાં, અમુક પ્રકારના આકારવાળા મકાનની સમીપમાં, અમુક ઉંચા મહેલમાં, પૂર્વ દિશામાં જે મકાનનું મુખ આવેલ છે વિગેરે નિશાનીઓપૂર્વક પોતે જે અનુભવ્યું હતું અને પોતાને જે ઈચ્છિત હતું તે સર્વ નિવેદન કર્યું અને કહ્યું કે-"તું ચતુરાઇથી કાંઇક મિષ કરીને, તે ઘરે જઇને, તેનું કુળાદિક જાણીને તેમજ તેઓના હૃદયમાં રહેલ પ્રેમનું પરિણામ પીછાનીને પાછી આવજે."

દૂતીએ તે સાંભળીને કહ્યું કે "સ્વામિન્! આ બહુ આકરૂં-વિષમ કાર્ય છે. અપરિચિત એવા ઉત્તમ મનુષ્યના ઘરમાં જવું તે અતિ દુષ્કર છે, તેમાં પણ તેની ગુહ્ય વાર્તા જાણવી તે તો અતિશય દુષ્કર છે. આપે આજે મહા વિષમ કાર્ય મને બતાવ્યું છે, તો પણ આપના ચરણની કૃપાવડે મારી ચતુરાઈ વાપરીને તમારી આજ્ઞાનુસાર તેની સર્વ પ્રકારની ખબર મેળવી આપની પાસે તે સર્વ નિવેદન કરીશ. આપે તે વખત મારો મુજરો સ્વીકારવો."

ઉપર પ્રમાણે કહીને તે દૂતી રાજાની સમીપેથી નીકળી ત્યાંજ ગઇ. રાજાએ કહેલ ચતુષ્પથમાં જઈને આમતેમ ચોતરફ અવલોકન કર્યું. પછી તે સ્થળે રહેનારા લોકોને પૂછ્યું કે-"આ બારીઓની શ્રેણીવાળુ ઘર કોનું છે? અહીં કોણ રહે છે?" તેઓએ કહ્યું કે-"આ મોટી હવેલીનું મુખ તો પશ્ચિમ દિશાએ

અમુક પોળમાં છે, તેમાં દેશાંતરથી આવેલા ગૃહસ્થ રહે છે. એક મોટા દાતા, ભોગી, પરોપકાર પરાયણ શ્રેષ્ઠી છ મહીના પહેલાંજ તે મકાનમાં આવીને રહેલ છે. તેના સૌજન્યનાં કેટલાં વખાણ કરવાં? તેનો મોટો પરિવાર છે. તેઓમાંથી કોઇ તેની આજ્ઞાથી તે તરફ ઉભેલા હોય છે; બાકી અમે કાંઇ વધારે જાણતા નથી. આ બાજુનાં બારીઓની શ્રેણિનાં બારણાં તો પ્રાયે કરીને બંધજ રાખેલા દેખાય છે. આ બાજુ કોઇ ઉભુ રહેતું નથી." આ પ્રમાણે સાંભળીને તે દૂતી વિચારવા લાગી કે—"અહીં કોઇએ તેવી ખબર ન મળી, તેથી જો ઘરના મુખ્ય દરવાજે જઇશ તો બધી બાબતની ખબર પડશે." આ પ્રમાણે વિચાર કરીને પાછી ફરી ધીમે ધીમે તપાસ કરતી તે આવાસના મુખદ્વાર પાસે ગઈ. તે સ્થળે તો રાજદ્વારની જેમ પૂરજન તથા સેવકોથી તે દ્વાર તો તદ્દન રોકાયેલું દીઠું: પછી તેના પાડોશીને ઘેર કાંઇક ઓળખાણ કાઢીને તેની પાસે બેસી વાતો કરતાં કરતાં તેણે પૂછ્યું કે—'અરે! આ મોટા આવાસમાં કોણ વસે છે?' તેણે કહ્યું—"દૂરદેશાંતરથી આવેલા એક શ્રેષ્ઠી અત્રે રહે છે. સર્વ ગુણોથી સંપન્ન, શ્રેષ્ઠીઓમાં શિરોમણિ અને પરોપકારમાં પરાયણ આવો કોઈ સર્જન પુરૂષ હજુ સુધી અમારા દૃષ્ટિપથમાં આવ્યો નથી." વળી ફરીથી દૂતીએ પૂછ્યું કે—"તેના જનાનામાં કોઇ સ્ત્રી છે કે નહિ?" તેણે કહ્યું કે—"હા, સ્ત્રી તો છે, પણ ત્યાં કોઇને પેસવા દેતા નથી. હું તે સજ્જન શ્રેષ્ઠી પાસે સેંકડોવાર ગયો છું, પણ તેના અંતઃપુરમાં ગયો નથી. તેઓના દેશમાં આવોજ રીવાજ જણાય છે. મોટી ઓળખાણ અને ઘણો પ્રેમ હોય તો કોઇ વખત બીજી સ્ત્રીઓ અંતઃપુરમાં જાય છે, પુરૂષ તો કોઇ જઇ શકતુંજ નથી. આ શ્રેષ્ઠીને અહીં રહેવા

આવ્યા છ માસ લગભગ થયા છે, પણ મારી માતા માત્ર એક કે બે વાર તેના અંતઃપુરમાં જઈ શકી છે." આ સર્વ હકીકત જાણીને તે દૂતીએ રાજા પાસે જઇને તે હકીકત કહી સંભળાવી અને કહ્યું કે–"સ્વામિન્! આ કાર્ય તો મહા કષ્ટથી સાધી શકાય તેવુ છે; તેમાં પણ કાર્યની સિદ્ધિની તો ભજનાજ છે. તો પણ આપનો હુકમ મે અંગીકાર કર્યો છે, તેથી હું જેટલુ બનશે તેટલું અવશ્ય કરીશ, પછી જેવું તમારા નશીબનું બળ." રાજાએ તે સાંભળીને કહ્યું કે–"મારૂં ભાગ્ય છેજ, કારણ કે તેઓ રાગવાળી દૃષ્ટિથી મારા તરફ જુએ છે એમ અનુમાનથી કલ્પી શકાય છે, તેથી તું ઉદ્યમ કર, તારો ઉદ્યમ સફળ થશે." દૂતીએ કહ્યુ કે–"મહારાજે કહ્યું તે સર્વ સાચુ છે, પણ તેના અંતઃપુરમાં પ્રવેશ કરવો તેજ પ્રથમ અતિ દુષ્કર છે. વાણિયાની જાતિ બહુ વિચક્ષણ હોય છે, તેને છેતરવી બહુ મુશ્કેલ છે, બાકી ઉદ્યમમાં હું કાંઈ ન્યૂનતા રાખીશ નહિ." એ પ્રમાણે કહીને દૂતી પોતાને ઘેર ગઇ અને વિચારવા લાગી કે–"રાજા પાસે મે પ્રતિજ્ઞા તો કરી છે, પણ ઓળખાણ વગરના ઘરમાં કયા ઉપાયવડે પ્રવેશ થઇ શકશે." આ પ્રમાણે ચિંતા-સમુદ્રમાં પડી. ત્રણ દિવસ ગયા પછી રાજાની સમીપે આવીને અંતઃપુરમાંથી ચાર દાસી અને પાંચ પુરૂષો માગ્યા. તેને લઇને પોતાને ઘેર જઇ એક મોટા વાસણમાં વિવિધ પ્રકારની સુખડીઓ ભરી અને બીજા વાસણો દ્રાક્ષ, અખોડ, બદામ, પસ્તા, નાળિયેર વિગેરેથી ભરીને, બહુ સુંદર રેશમી વસ્ત્રવડે તેને ઢાંકી, સુંદર તરૂણીઓ પાસે તે થાળ ઉપડાવી, પોતે મોટી શેઠાણી બની. પછી દાસીઓ ગીતો ગાતી ગાતી આગળ ચાલતી હતી અને રાજપુરૂષો પાછળ ચાલતા હતા, તે પ્રમાણેના ઠાઠથી તે શ્રેષ્ઠીને

ઘેર ગઈ અને અંતઃપુરનું દ્વાર હતું ત્યાં જઈને બધા ઉભા રહ્યા, એટલે અંતઃપુરનું રક્ષણ કરનારા રક્ષક પુરૂષોએ તેમને પૂછ્યું કે -' આ શું છે ?' ત્યારે તે દૂતી આગળ વધીને બોલવા લાગી કે—" ગઇ કાલે રાજાને ત્યાં કુળક્રમથી આવેલો દેવીનો મહોત્સવ હતો, તેથી તે દેવતાની શેષ સર્વ સ્થળે મોકલી, તે રીતે રાજાએ ઘણી પ્રીતિથી આ શ્રેષ્ઠીના ગૃહે પણ આ શેષ મોકલી છે અને રાજાએ કહેવરાવ્યું છે કે—શ્રેષ્ઠીના અંતઃપુરમાં જઇને તે આપવી, તેથી તે દેવાને માટે હું આવેલી છું." ત્યારે દ્વારપાળે કહ્યું કે— "શ્રેષ્ઠીની રજા વિના અમે તમને અંદર જવા દેશું નહિ, પણ તમે રાજા તરફથી આવ્યા છો, તેથી શ્રેષ્ઠીને પૂછીને તમને અંદર પ્રવેશ કરવા દેશું, માટે એક ક્ષણવાર અત્રેજ ઉભા રહો." એમ કહીને એક સેવકે શ્રેષ્ઠી પાસે જઈને સર્વ હકીકત નિવેદન કરી. તેણે કહ્યું કે—"તેઓને કહો કે—રાજાએ મોટી કૃપા કરી છે, પણ એક મુખ્ય દાસી અંતઃપુરમાં જઇને આપી આવે; સત્કાર તો સર્વનો કરવો યોગ્ય છે પણ અમારા કુળનો રીવાજ હોવાથી બધાને અંદર જવા દેશું નહિ." આ પ્રમાણેનું શ્રેષ્ઠીનું કથન સેવકે જઇને તે દાસીને કહીને કહ્યું કે—' તમારામાંથી એક શ્રેષ્ઠીના આદેશ પ્રમાણે અંતઃપુરમાં જાઓ.'

આવો ઉત્તર સાંભળીને મોટી દાસી પોતે થાળ ઉપાડીને અંતઃપુરમાં ગઇ. દૂરથીજ તે બંનેનું સ્વરૂપ જોઇને તે ચિત્તમાં ચમત્કાર પામી અને વિચારવા લાગી કે—" અહો ! આ બંનેનું સ્વરૂપ, ચાતુર્ય તથા લાવણ્યાદિક જોઇને રાજા મોહમાં પડી ગયા છે તેમાં શું આશ્ચર્ય છે ? આ બંનેના હાવભાવાદિક જોઇને કયો મુનિ કે મૂર્ખેંદ્ર સ્થિર ચિત્તવાળો રહી શકે ? " આ પ્રમાણે વિચાર

કરતી તેઓની સમીપ જઇને તેમની પાસે તે ભરેલો થાળ મૂકી શિષ્ટાચારપૂર્વક પ્રણામ કરીને તે કહેવા લાગી કે—" અહો ભાગ્યશાળી શેઠાણીઓ ! રાજાએ દેવાર્ચન મહોત્સવમાંથી આ શેષ બહુ પ્રીતિથી સ્વયમેવ તમને મોકલાવી છે અને તમારા કુશળક્ષેમ પૂછાવ્યા છે. તમારા ઘરના સ્વામી ઉપર તેઓ બહુ પ્રસન્ન અંતઃકરણવાળા છે, તેમના ઉપર મહારાજનો બહુ રાગ છે. જેનો ગૃહપતિ આવો ઉદાર છે, તેની ગૃહિણીઓ પણ તેવીજ હશે, તેથી બહુમાન પૂર્વક તેમને કુશળ વાર્તા પૂછજે. એમ રાજાએ સ્વમુખે મારી સાથે કહેવરાવ્યુ છે." આ પ્રમાણે સાંભળીને પ્રથમથીજ શીખીને તૈયાર થયેલી તે બને જરા હસીને બોલી કે—" તમે કહ્યુ તે સાચુ છે. રાજાની કૃપાથીજ પ્રજાજન સુખી થાય છે, પરંતુ આ સૃષ્ટિમાં વ્યવહારમાં પુરૂષજ પ્રધાન હોય છે. પુરૂષોને આશ્રીનેજ પ્રશંસાના અથવા સુખસમાચારના વાક્યો બોલાય છે અને તે યોગ્ય દેખાય છે. પણ તમે તો કહ્યું કે—' રાજાએ તમારા સુખ સમાચાર પૂછાવ્યા છે' તમારૂં આ કથન તો 'અવસરોચિત પ્રિય બોલવું' એવું નીતિનિપુણોએ કહેલુ છે તે કથનાનુસાર તમારીજ વાક્ચાતુરીનુ દેખાય છે કારણ કે અમે કોણ ને રાજા કોણ ? કોઇ વખતે અન્યોઅન્ય ઓળખાણ પણ થઇ નથી, તેથી પહેલાં તો પરસ્પરનો મેળાપ થાય, પછી પ્રિય બોલવું, સંદેશાદિ કહેવરાવવા તે સંભવે, તે સિવાય સંદેશા કહેવાં યોગ્ય હોય નહિ; અમારે તો રાજાનું દર્શન પણ થયુ નથી, તેથી અમારા ખુશી ખબર કેવી રીતે તેમણે પૂછાવ્યા ?"

આ પ્રમાણેનું તેઓનું કથન સાંભળીને દૂતીએ જરા હાસ્ય કરીને, આમ તેમ જોઈ કોઈ પણ માણસને નહિ દેખવાથી

તેઓના કાન પાસે જઇને કહ્યું કે-" વાહ ! વાહ ! સાબાશ છે. પરંતુ સજ્જન પુરૂષની વહુઓ થઇને આવું તદ્દન જૂઠું બોલશો તો પછી સત્યનો વ્યવહાર ક્યાં રહેશે ? તે રાંક રાજાને નયનવિલાસના વિભ્રમમાં પાડીને, તેનાં મન, વાણી તથા કાયાદિ સર્વ લુંટી લઇને, તમારે આધીન કરી લઇને 'હવે તે બધું જૂઠું છે. તે વાત બનીજ નથી' તેવી ચતુરાઇ દેખાડો છો ! 'સસલાને ચોથો પગ હોતો નથી' તેવું કથન તો બાળક પાસે હોય. તમે શું મને બાળક જાણો-છો ? મને બધી ખબર છે. સૂયાણીની પાસે પેટ છુપાવવું તે કેમ ચાલે ? જે દિવસથી રાજાને તમારાં દર્શન થયાં છે તે દિવસથીજ તે ખાન, પાન, શયન, નિદ્રાદિક સર્વ છોડી દઇને ધ્યાન કરનાર યોગીને જેમ ધ્યેય પ્રિય હોય તેમ તમારૂંજ ધ્યાન ધરતાં તેઓ હમેશાં ઉદાસી રહે છે, તમારોજ વિચાર કર્યા કરે છે. આગળ, પાછળ, ઉંચે, નીચે, બંને બાજુમાં સર્વત્ર તમનેજ જુએ છે, બીજું કાંઇ જોતાં નથી. આ પ્રમાણે તેમને દુઃખથી શોકાતુર થયેલા અને મ્લાન મુખવાળા જોઇને મેં આગ્રહથી તેમને પૂછ્યું, કારણ કે હું તેમની પાસે રહેનારી દાસી છું. તેમના હૃદયના મર્મને જાણ-નારી છું. તેથી મારી પાસે તેમણે તેમના હૃદયમાં રહેલ સર્વ દુઃખ નિવેદન કર્યું. તે સાંભળીને હું પણ તેના દુઃખમાં ભાગ લેનારી થઇ. આવી દુઃખી અવસ્થા તે અનુભવે છે અને તમારા મનમાં તો તેનો હિસાબ પણ નથી ! ! અરે ! ક્યાં તેનું પ્રેમાળપણું અને ક્યાં તમારા હૃદયની કઠોરતા ? સોળ મુકુટબદ્ધ રાજાઓના નાયક હોવા છતાં પણ તમારા ઉપર આવી રીતે આસક્ત થઇને તે તમારી અતિ-શય ઇચ્છા કરે છે. તેનું દુઃખ નહિ સહન થઇ શકવાથી હું મારૂં બુદ્ધિબળ ચલાવીને તમારા દર્શન માટે અને તમને તે હકીકત કહેવા

માટે આવાં કારણો ઉપસ્થિત કરી મહાપ્રયાસે તમારી પાસે આવી છું; તેથી તમે હવે હૃદયને જરા દયાળુ કરીને હું જે કહું છું તે હૃદયમાં ધારણ કરો. 'જે જેને સંભારે, તેજ સરલતાથી તેને સંભારે છે.' આ પ્રમાણેની સજ્જનની પ્રકૃતિનો ઘોષ સર્વત્ર સ્પષ્ટ દેખાય છે. પરોપકારી સજ્જન દુર્જનની પ્રકૃતિ જાણતો નથી, તેથી હવે કૃપા કરીને તે રાજાના મનોરથ પૂર્ણ થાય તેમ કરો. તેને મન, વચન, કાયા, ધન, જીવિતવ્યાદિ સર્વ કરતાં તમે વધારે વહાલાં છો, તેનું જેવું ધ્યાન તમારા બંને ઉપર છે, તેવું ધ્યાન જો પરમેશ્વર ઉપર હોત અને અધ્યાત્મવાસનામાં તલ્લીનતા લાગી હોત, તો મુક્તિ પણ મળવી મુશ્કેલ નહોતી. વધારે કહેવાથી શું ? મારૂં અત્રેનું આગમન સફળ કરવું તેજ તમને યોગ્ય છે."

આ પ્રમાણેનાં દૂતીનાં વચન સાંભળીને તે બંને પણ દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલી કે—' બહેન ! શું કરવું ? અમારે પણ સાપે છછુંદર ગળ્યાની જેમ મહા દુઃખ આવી પડ્યું છે અમે મોટા શ્રેષ્ઠીને ઘેર જન્મી અને મોટા શ્રેષ્ઠીની સાથે અમારા લગ્ન થયા, અમારા કુળમાં પહેલાં આવું કાર્ય સ્વપ્નમાં પણ કોઇએ કર્યું નથી, અમે પણ અત્યાર સુધીમાં અમારા પ્રાણનાથ સિવાય બીજા કોઇ પુરૂષને જોયો નથી, કોઈની સાથે અમે એક અક્ષર પણ બોલ્યા નથી, અમે બંને ધર્મ અને નીતિમાર્ગ સિવાય બીજું કાંઈ જાણતા નથી, અમારા ઘરમાં દાસી કે નોકર પણ ધર્મ અગર નીતિવિરૂદ્ધ બોલવાની પણ હિંમત કરી શકતા નથી, તો પછી તેવાં કૃત્ય કરવાં તો દૂરજ રહ્યાં. અમે આજ સુધીમાં ઘરનાં દ્વાર સિવાય કોઇ દિવસ બહાર પગ પણ મૂક્યો નથી. રથમાંથી ઉતરીને આ ઘરમાંજ પ્રવેશ કર્યો છે, હવે જ્યારે અહીંના અન્ન અને ઉદકનો

સંબંધ પૂર્ણ થશે અને અમારા સ્વામી સ્વદેશ તરફ જવાનો ઉદ્યમ કરશે, ત્યારે અમારે પણ અત્રેથી બહાર નીકળવાનું થશે. અહીં વળી ધર્મમાંજ રક્ત એક અમારી રક્ષક વૃદ્ધા ડોશી છે, તે ક્ષણમાત્ર પણ અમારૂં પડખું છોડતી નથી, ક્ષણે ક્ષણે ધર્મને રસ્તે લઇ જનારી શીખામણ અમને આપ્યાજ કરે છે. આજે કોઇ શુભ શકુનોએ પ્રેરાયેલા તમે આવ્યા છો, તેથી તે હમણાંજ અમારા પ્રાણનાથના મોકલવાથી કોઇ અતિ પરિચિત ગૃહસ્થને ઘેર લોકાચારાર્થે ગઇ છે, તેથીજ અમારાથી છુટા હૃદયથી તમારી સાથે વાતો થઇ શકી છે; જો તે ઘરમાં હોત તો તો વાતજ કેવી રીતે થઇ શકત? આવી સ્થિતિમાં અમે રહીએ છીએ. એક દિવસ દૈવયોગે બપોરના સમયે ઓછી વસ્તીવાળા આ ઘરના પછવાડેના ભાગમાં ગોખ પાસે અમે અહી તહી ફરતી હતી, તે વખતે તે ડોશી ગૃહકાર્યમાં વ્યગ્ર હતી, તેવે વખતે મહારાજાની સ્વારી નીકળી. ઘોડાઓનો અવાજ સાંભળીને તે જોવાની ઇચ્છાથી અમે ગવાક્ષનું દ્વાર ઉઘાડીને મુખ ઉપરનો પડદો ખોલી નાખી આમ તેમ જોવા લાગી. જો પેલી ડોશી પાસે હોય તો તો જોવા દેજ નહિ, પણ કોઇ પાસે નહિ હોવાથી અમારી ઇચ્છાનુસાર અમે જોવા લાગી. એજ સમયે હાથી ઉપર બેઠેલા મહારાજા ગોખની પાસેથી નીકળ્યા, એટલે અમારી ને રાજાની દૃષ્ટિનો મેળાપ થઇ ગયો. તે વખતે કોઇ પૂર્વકૃત કર્મના ઉદયથી એવો અનિર્વચનીય રાગનો ઉદય થયો, કે તે અમારૂં ચિત્તજ જાણે છે. રાજાએ પણ તેવીજ રીતે અમારી ઉપર અનિમેષ દૃષ્ટિથી લાંબા રસ્તા સુધી જોયા કર્યું. જ્યારે માર્ગનાં અંતરથી આંખે દેખાતું બંધ થયું ત્યારેજ રાજાજીએ દૃષ્ટિ ફેરવી. ત્યારપછી તેમના વિરહથી જે દુઃખ ઉત્પન્ન થયું

છે તેનું વર્ણન કરવાને અમે સમર્થ નથી. કોઈ પૂર્વ જન્મમાં આવો દ્રઢ રાગ થાય તેવું કર્મ બાંધ્યું હશે, તેનો ઉદય થયો જણાય છે. તેઓ અમારા હૃદયમાંથી ક્ષણવાર પણ ભૂલાતા નથી. બીજે દિવસે પણ તેમના દર્શનની ઉત્સુકતા થઇ. તેજ વખતે પાણીમાં સિતોપલા (સાકર) મળે તેમ તેમના દર્શનનું સુખ અનુભવ્યું. વળી પાછો પ્રથમની માફક તેમનો વિયોગ થયો, એટલે ક્ષત ઉપર ક્ષાર નાખવાની જેમ અતિશય દુઃખ ઉત્પન્ન થયું. પ્રખ્યાત ચોરનું ચોરી કરતાં મૃત્યુ થાય ત્યારે તેની મા કોની આગળ તે વાત કહે? તેની માફક રાજાના વિયોગથી થયેલુ દુઃખ અમારે કોની પાસે કહેવું? તે દિવસથી હમેશાં સરસવ જેટલું સુખ પણ મેરૂ જેટલા દુ:ખરૂપે અમે અનુભવીએ છીએ. તે દુઃખને નિવારવા અમારા આત્માને અમે ઘણી શીખામણ આપી કે:—'અરે જીવ! અંતર્ગ-ની તું કેમ આશા કરે છે? સ્વર્ગમાં રહેલ કલ્પવૃક્ષની જેમ આ સર્વ આશા નિષ્ફળ છે. તું કોણ? આ રાજા કોણ! કયા ઉપાયથી તારો અને તેનો મેળાપ થાય? જાતિ, કુળ, સ્વામી, ગૃહ, લોક, વૃદ્ધાદિકના ભયમાં તું પડેલો છે, તેનાથી પણ વિષમ એવી રાજ્ય-સ્થિતિ ઉલ્લંઘી શકાય તેમ નથી, તેથી તારો ને તેનો સંયોગ કેવી રીતે થશે? વળી આ લોકમાં અતિ ગુપ્ત રીતે પાપ કરીએ તો પણ જો અતિ દુર્ગંધી લશનાદિના ભક્ષણની માફક તે વિદિત થાય તો અમારા સ્વામીનાથ અમને ઘર બહાર કાઢી મૂકે, લોકમાં નિંદા થાય અને અનેક દુ:ખો આવી પડે. વળી પરલોકમાં પણ કુંભી-પાકની પીડા, તપેલી લોઢાની પુતળીનું આલિંગન, વૈતરણી ઉતરવી, તથા છેદન, ભેદન, તાડન, તર્જનાદિક અનેક પ્રકારની નરકરક્ષક પરમાધામીએ કરેલી ન ચિંતવી શકાય તેવી પીડા

સહન કરવી પડે, તથા એક ક્ષણ પણ વિરામ-ન પામે તેવી ક્ષુધાદિ દશ પ્રકારની ક્ષેત્રવેદના અવશ્ય સહેવી પડે તેમાંથી કોણ છોડાવે—મૂકાવે? વળી નિગોદમાં જે અનંત દુઃખ ભોગવવું પડે તે તો વર્ણવી શકાય તેવું જ નથી. આ પ્રમાણે ક્ષણમાત્રનાં સુખ માટે દુઃખનો સમૂહ કોણ અજ્ઞાની અંગીકાર કરે?' આ પ્રમાણે હે બ્હેન! અમે અમારા જીવને શીખામણ આપતા, તો પણ તે વિરામ પામતો નહિ. વળી પણ અશ્વક્રીડાના સમયે ઘોડાનો સ્વર સાંભળીને અમારૂં મન રાજાને જોવાને દોડતુ, પણ શું કરીએ? મધ્યમાં રહેલ કાંટાવાળા ચંપકની જેમ વિકલ્પરૂપી કલ્પનાના કલ્લોલની કદર્થનાથી માત્ર અમે કલેશજ અનુભવતા હતા. અમારો મેળાપ ફરીને થશેજ નહિ એવો સિદ્ધાંત અમને તો લાગતો હતો. તેથી હે બ્હેન! તમારા ચિત્તમાં કોઈ નવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે કે જેથી અમારો મનોરથ અને તમારૂં આગમન સફળ થાય?"

આ પ્રમાણેનું તેઓનુ કથન સાંભળીને પ્રકૃતિથી જડ હોવાને લીધે તે દૂતીની બુદ્ધિ ચાલી નહિ તેથી તે કાંઇ બોલી પણ નહિ. પુનઃ પ્રેરણા કરી ત્યારે તેણે કહ્યુ કે—"શેઠાણીઓ! હુ શું ઉપાય બતાવું? રાજા પાસે બીડું ગ્રહણ કરીને અત્રે આવી છું, અહીં તો આવી વિષમતા છે, તેથી મારે તો 'એક તરફ વાઘ અને 'એક તરફ નદી' એવું સંકટ ઉત્પન્ન થયું છે; હવે મારી લાજ રાખવી તે તમારા હાથમાં છે. મારૂં રક્ષણ કરો કે ડુબાડો. શાસ્ત્રમાં પણ ચતુરા સ્ત્રીઓની બુદ્ધિ નિસીમ—અસાધારણ હોય તેમ વર્ણવ્યું છે. કહ્યું છે કે—'અશ્વની દોડ, વરસાદનો ગર્જારવ, સ્ત્રીનું ચરિત્ર, પુરૂષનું નશીબ, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ આ બાબતો દેવો પણ જાણતા નથી તો મનુષ્ય ક્યાંથી જાણે?' તેથી તમને

જેમ યોગ્ય લાગે તેમ કરો, તમારી પાસે હું કોણ માત્ર છું ?"

આ પ્રમાણે દૂતીનાં વચનો સાંભળીને તેઓ બોલી કે-"બ્હેન! આ અતિ દુષ્કર કાર્ય છે. અમે બંને તો ઘરની બહાર પગ પણ મૂકવાને સમર્થ નથી. પાંજરામાં રહેલ પોપટની જેવો અમારો નિવાસ છે. અમારે તો બરોબર મર્યાદા સાચવવી પડે છે. તેથી કોઇ પણ ઉપાય દૃષ્ટિમાં આવતો નથી, કે જેનાથી ધારેલું કાર્ય સફળ થાય. પરંતુ એક ઉપાય છે, તે જો ભાગ્યોદયથી સફળ થાય તો રાજાનો ને અમારો મેળાપ થાય પાંચ દશ કે વીશ દિવસ પછી આ નગરથી પંદર યોજન દૂર અમુક દેવનું તીર્થ-સ્થળ છે, તે સ્થળે અમારા સ્વામી કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રથમ બાધા રાખેલી તે કાર્ય સફળ થવાથી વૃદ્ધા સહિત જવાની ઈચ્છા કરે છે. તે જ્યારે તે સ્થળે જશે ત્યારે સમય મળશે. તે વખતે પણ અમે રાજગૃહે તો આવી શકીશુ જ નહિ; કારણ કે ઘણા વખતથી વિશ્વસનીય સેવકો કોઇને ઘેર તો અમને જવા દેતાજ નથી, અમારાથી ઘર બહાર તો પગ પણ મૂકી શકાય તેમ નથી, પરંતુ આ મહામંદિરમાં એક ગુપ્ત ( બંધ કરેલું )દ્વાર છે, તે દ્વારના તાળાની કુંચી અમારી પાસે રહે છે. તે વખતે રાજા સામાન્ય વણિક્‌ના વેષમાં એકલા તે માર્ગે આવે તો ઇચ્છેલું કાર્ય સફળ થાય, તે સિવાય સંભવ નથી હવે પછી તમારે પણ અમારી પાસે આવવુ નહિ, કારણ કે અમારા સ્વામી અને તે ડોશી બહુ શકિત હૃદયવાળા છે. આ ઘરના માણસોમાં એક અમારૂં હૃદય હરણ કરનારી પ્રિયંવદા નામની અમારી પ્રિય સખી છે, તે બહુ નિપુણ છે. તે ગંભીર રીતે ગુહ્ય સાચવી રાખે છે. પ્રાણાંતે પણ કોઈની પાસે તે કહે તેવી નથી, તેથી યોગ્ય અવસરે તમારી પાસે અમે તેને

મોકલશું અને બધું તેની સાથે કહેવરાવશું, તે તમારે રાજાને કહેવું; પછી યોગ્ય નિપુણતાથી રાજાજી એકલા ગુપ્ત દ્વારવડે અહીં આવે. તે વખતે રાજાજીનો અને અમારો ઇચ્છિત સમાગમ થશે અને પરસ્પરની ધારણા સફળ થશે. વળી અમે પણ તેમની યથોચિત સેવા કરશુ, પરંતુ આ વાત રાજાજી સિવાય બીજા કોઇની આગળ કહેવાની નથી. તમે તો બધી રીતે કુશળ છો, તેથી વધારે કહેવું અનુચિત છે, પણ અમારૂ પરવશપણું ઘણું સખત છે, તે ભયથીજ પુનઃપુનઃ અમે કહીએ છીએ. વિશેષ શું ? અમારી લાજ તમારા હાથમાં છે, જેમ કોઇ ન જાણે તેમ આ કાર્ય સાધ્ય થાય તેવુ કરજો."

આ પ્રમાણે કહીને તેને શ્રેષ્ઠીની અનુજ્ઞાથી વસ્ત્ર, ધનાદિક સારી રીતે આપ્યું. બહાર ઉભા રહેલા રાજાના સેવકો અને દાસીઓને પણ તેઓના ધાર્યા કરતાં વધારે આપીને વિસર્જન કર્યા. તે બધાં પ્રસન્ન થઇને ગયા. દૂતી પણ હર્ષપૂર્વક જતી રસ્તામાં વિચાર કરવા લાગી કે—" મારા ભાગ્યોદયથીજ આવું કાર્ય હાથમાં આવ્યું.આ કાર્યસિદ્ધ થશે એટલે રાજા પણ મોટી મહેરબાની દેખાડશે. આ પણ મોટી શેઠાણીઓ છે, તેથી તેઓ પણ હર્ષપૂર્વક મને ઘણું ધન આપશે." આ પ્રમાણે વિચાર કરતી તે રાજા પાસે ગઈ અને રાજાને કહ્યુ કે—" સ્વમિન્! મેં તમારા હુકમની સિદ્ધિ માટે મોટા પ્રયત્નવડે કાર્યને લગભગ સિદ્ધ કર્યું છે, પણ તેઓ અત્રે આવી શકે તેમ નથી. હું પણ ઘણા પ્રયત્નવડેજ તેના ઘરમાં જઈ શકી હતી. રાજાના અંતઃપુર કરતાં પણ તેઓના ઘરમાંથી નીકળવુ વિષમ છે, પણ તમારી સેવામાં સદા તત્પર એવી મેં તમારા પુણ્યબળથી વચનચાતુર્યવડે તમારા સં-

બ ધમાં તેઓને ગાઢ અનુરાગિણી કરી છે, પરંતુ અમુક દિવસે વણિકના વેષથી એકલાજ તમે જશો તો કાર્યસિદ્ધિ થશે. યોગ્ય સમયે હું આપને ત્યાં જવા માટે જણાવીશ. તેઓનું રૂપ, લાવણ્ય, ચતુરાઇ, સૌભાગ્ય વિગેરે જેવું તમે વર્ણવ્યું તે કરતાં પણ મે અધિક દીઠું છે. તેઓનાં દર્શનથી કોણ મોહ ન પામે? તમારા પુણ્યબળથીજ આ કાર્ય થયું છે."

આ પ્રમાણે દૂતીનાં વચન સાંભળીને રાજાએ તેને ઉત્તર આપ્યો કે—"અરે ડાહી! અરે વિદુષી દૂતી! હું તારી વાણીની ચતુરાઈ જાણું છું, તેમ જાણીનેજ મેં તને ત્યાં મોકલી હતી." આ પ્રમાણે કહીને ઘણુ ધન તથા વસ્ત્રાદિક આપી તેને જવાની રજા આપી. રાજા પણ તે દિવસથી આશારૂપી ગર્દભીના પાશમાં પડ્યો અને મહા અનર્થકારી મનોરથોને કરતો અને કલ્પનાની જાળો ફેલાવતો મનદ્વારા અતિશય ઉગ્ર કર્મબંધન કરવા લાગ્યો.

બ ને વેશ્યાઓએ શ્રેષ્ઠીને બધી હકીકત નિવેદન કરી. શ્રેષ્ઠીએ બીજે દિવસે સર્વે વ્યાપારીઓ તથા શેઠીઆઓને એકઠા કરીને કહ્યું કે—" મારે જે ભાઈનુ દુઃખ છે, તે તમે સર્વ સારી રીતે જાણો છો. ઘણા ઔષધ તથા મંત્રાદિકવડે પણ તે સાજો થતો નથી. એક દિવસ અમારે ઘેર દૂર દેશથી એક બુદ્ધિશાળી અતિથિ ભિક્ષા લેવા માટે આવ્યો હતો. ઉપકારપરાયણ તે અતિથિ મારૂં દુઃખ જોઇને કહેવા લાગ્યો કે—'અરે શ્રેષ્ઠિન્! નકામો પ્રયત્ન શું કરવા કરો છો? આને દુષ્ટ દેવતાએ અધિષ્ઠિત કરેલ છે, તેથી કોઇ પણ ઉપાયવડે આ સાજો થશે નહિ. પણ જો તમારે તેને સાજો કરવોજ હોય, તો તમે અમુક તીર્થે જાઓ. ત્યાં આશાપુરી નામે દેવી છે, તે દેવાલયની પાસે સર્વ દોષને ચૂરનાર સર્વાપહર[1]

૧ સર્વ આપદાને હરણ કરનાર

નામનું એક સરોવર છે. ત્યાં એકવીશ દિવસ સુધી સ્નાન કરીને તે દેવીની પૂજા કરજો, તેમ કરવાથી આ તમારા ભાઇનાં સર્વ દોષો નાશ પામી જશે.' આ પ્રમાણે તેનું વચન સાંભળીને ત્યાં જવાની મેં આકરી બાધા રાખી છે; તેથી મારે ત્યાં તાકીદે જવું જ જોઇએ, ત્યાં જવા–આવવામાં ત્રણ ચાર મહિના લાગશે, તેથી જેનું જે કાંઈ લેણું હોય તે લઇ જજો અને દેવું દઈ જજો." તે સાંભળીને સર્વે વ્યાપારીઓએ કહ્યું કે–"શ્રેષ્ઠિન્! તમે સુખેથી ત્યાં જાઓ, તમારા ભાઇથી તમને થતી વિડંબનાનુ દુઃખ જોવાને અમે પણ સમર્થ નથી. આપની જેવા સજ્જન પુરૂષોને આવી વિડંબણા હોવી ન જોઇએ. અમે તો હમેશાં આશીષ આપીએ છીએ કે–તમારી વિડંબના દૂર થઈ જાઓ. અમારા લેણાની અમારે જરા પણ ચિંતા નથી, કારણ કે તમારી પાસે જે લેણુ છે તે અમારા ઘરમાંજ છે. અમે તો તમારા ગુણોથી ખરીદાયેલા છીએ; તમો બહુ ખુશીથી ત્યાં જઇ મનનું ધારેલ કાર્ય સિદ્ધ કરીને તાકીદે અત્રે આવજો. આપનું દુઃખ ટળવાથી આપને અને અમને બહુ સુખ થશે."

આ પ્રમાણેનાં વ્યાપારી શેઠીઆઓનાં વચનો સાંભળીને ફરીથી અભયશ્રેષ્ઠી બોલ્યા કે–"અહો! સજ્જન બંધુઓ! મને તો ત્રણે યોગથી તમે જે બોલોછો તે સાચુંજ છે તેવો વિશ્વાસ છે. તમે સર્વે મારા શુભચિંતક છો. તમારા શુભચિંતનથી મારૂં કાર્ય અવશ્ય નિર્વિઘ્ને પાર પડશે; પણ આ તો વ્યવહાર છે કે દેવું કોઈનું રાખવું નહિ. જગત્માં ઋણસમાન કોઇ દુઃખ નથી. વળી પરદેશ જતા હોઇએ ત્યારે તો કોઇનું દેવું બાકી રહેવા દેવું નહિ, કારણ કે સમયની કોઇને ખબર પડતી નથી. કાલે શું થશે તે

કોણ જાણે છે ? કાયા અસ્થિર છે, વિદ્યુત્‌ની લતા જેવું જીવિતવ્ય પણ ચંચળ છે, આયુષ્ય સંપૂર્ણ થતાં ભવાંતરમાં દશગુણું, શતગુણું, સહસ્રગુણું કે તેથી પણ અધિક પાછલું દેવું આપવું પડે છે, તેથી તમારૂં જે કાંઇ લેણુ હોય તે લઈ જાઓ. અમારૂં કાર્ય સિદ્ધ થયા પછી પાછા અમે અહીં આવીશું, ત્યારે પાછો આપણો વ્યવહાર તે પ્રમાણેજ ચાલતો રાખશુ." આ પ્રમાણે યોગ્ય શબ્દો કહીને સર્વેનું દેવું આપી દઇ તે શ્રેષ્ઠી નિશ્ચિંત થયા. તેઓ પણ પોતપોતાનું લેણું લઈને શ્રેષ્ઠીની મુક્તકંઠે પ્રશંસા કરતા પેતપોતાને ઘેર ગયા. સર્વત્ર નગરમાં વિદિત થઇ ગયું કે-"અમુક દિવસે શ્રેષ્ઠી બહારગામ જવાના છે, અમુક દિવસે પ્રયાણ કરવાના છે." ત્યારપછી શ્રેષ્ઠીએ મુહૂર્તને દિવસે રથ તથા પાલખી વિગેરે બહાર ઉદ્યાનમાં છોડાવ્યા. રથ, ગાડાં, ઉંટ વિગેરેને બહાર રાખ્યા અને તેની રક્ષા અર્થે સેવકોને પણ ત્યાં રાખ્યા. ખોટા ગાંડાને પણ ત્યાં બહાર રાખવામાં આવ્યો. હમેશાં શ્રેષ્ઠી ત્યાં જતા હતા, અને થોડો વખત ત્યાં રહીને પાછા આવતા હતા, તે ગાંડો પણ નિશ્ચિત સમયે હમેશાં નાશીને નગરમાં આવતો હતો. પ્રથમ કહ્યા પ્રમાણેનાં વાક્યો બોલતો હતો. ગાંડપણની ઘણી ક્રિયાઓ કરતો હતો. બે ત્રણ ઘડી પછી શ્રેષ્ઠી પણ સેવકો પાસે ખાટલો ઉપડાવીને તેની પછવાડે દોડતા જતા હતા, પૂર્વની જેમજ અતિ કષ્ટથી તેને ખાટલામાં નાંખી બાંધીને લાવતા હતા. તે રસ્તે બોલતો કે-"હું પ્રદ્યોત રાજા છું, આ દેશનો અધિપતિ છું, તમારો સ્વામી છુ, મને આ અભય બાંધીને લઇ જાય છે, મને કેમ તમે છોડાવતા નથી ?" આ પ્રમાણે બોલતા તેને પકડીને શ્રેષ્ઠી ગામબહાર લઈ જતા હતા. તે વખતે દુકાને બેઠેલા લોકો બોલતા કે-

"આની પીડાથી પીડિત થયેલા શ્રેષ્ઠી તીર્થયાત્રાએ જાય છે, હમેશાં આવી વિડંબના કોણ સહન કરે ? આ શ્રેષ્ઠીને ધન્ય છે, તેના ભ્રાતૃપ્રેમને પણ ધન્ય છે, કે જેથી તે હમેશાં આવી રીતે નિર્વાહ ચલાવે છે." આ પ્રમાણે સાંભળતા તે શ્રેષ્ઠી બહાર જતા હતા, પણ બહુ દિવસ થવાથી કોઇ ઉભું થતું નહિ, તેમ તે બાબતમાં કોઇ કાંઇ પૂછતું પણ નહિ. જ્યારે કોઇ કાંઈ બોલતું ત્યારે પાસે ઉભેલ બીજો જવાબ આપતો કે–"તેમાં આશ્ચર્ય શું છે? આ તો હંમેશની ક્રિયા છે, સર્વે નગરજનોને તે સુવિદિત છે. પૂર્વ જન્મમાં કરેલા કર્મોનો વિપાક આ ભોગવે છે, માટે મનને સ્થિર કરીને તથા મૌન ધારણ કરીને જે કાંઇ કામકાજ હોય તે કરો." આ પ્રમાણે કરતાં પ્રયાણ દિવસને એક રાત્રી બાકી રહી, તે વખતે તે બંને વેશ્યાઓએ પોતાની પ્રિય સખીને દૂતીને ઘેર મોકલી. તેણે ત્યાં જઈને તે દૂતીને કહ્યું કે–"કાલે પહેલી ચાર ઘડી ગયા પછી અમારો સ્વામી પ્રયાણ કરશે, સર્વે બાહ્ય અને અભ્યતર સ્થળો રક્ષનાર સેવકો કેટલેક સુધી વળાવવા માટે જશે, તેઓ બધા પાછલા પહોરે પાછા આવશે; તેથી સવારે એક પહોર દિવસ ચડે ત્યારે રાજાજી સામાન્ય વણિકના વેષવડે એકલાજ આવે. તે વખતે હું તેડવા માટે આવીશ, આગળ આગળ દૂર દૂર ચાલીશ, તે વખતે મારી પછવાડે મહારાજા બીજા કોઇ ન જાણે તેવી રીતે વસ્ત્રાદિકથી માથું વિગેરે ઢાંકીને ગુપ્ત દ્વાર પાસે આવે. હુ તેની આગળ જઇને દ્વાર ઉઘાડીશ કાલે બે પહોર સુધી ઘર આખું માણસ વગરનું રહેશે. તેથી મનના ધારેલ સર્વે મનોરથો સફળ થશે, તમે મને રાજાની પાસે લઇજાઓ, કે જેથી આ સર્વ હકીકત હું તેમને નિવેદન કરૂં."

આ પ્રમાણે તેનું કથન સાંભળીને હર્ષપૂર્વક રાજાની સમક્ષ તે દૂતી તેને લઇ ગઈ. તેણે રાજા પાસે બધી હકીકત નિવેદન કરી. તે સાંભળીને રાજાએ ખુશી થઇને તેને છાની રીતે વસ્ત્રાભૂષણાદિક આપી વિસર્જન કરી. જતી વખતે તેણે ફરીથી કહ્યું કે—"તમારે જો મેળાપ કરવો હોય તથા બધું ગુપ્ત રાખવું હોય તો કોઇની પાસે આ વાત કહેશો નહિ. તે બે સ્ત્રીઓ, આ દૂતી, હું અને તમે પાંચજ મનુષ્યો આ વાત જાણીએ, છઠ્ઠો કોઇ જાણે નહિ તેમ કરજો." રાજાએ કહ્યું કે—"તેની તારે જરા પણ ચિંતા કરવી નહિ, તે પ્રમાણેજ હું કરીશ."

હવે બીજે દિવસે શ્રેષ્ઠીએ ઘરની અંદર છાની રીતે સેવકોને ગોઠવ્યા પછી પોતે નગરના ચતુષ્પથમાં જવા માટે ચાલ્યા. બારણા પાસે આવીને વિસર્જન સમયે અપાતા વ્યાપારીઓના શ્રીફળ અને રૂપિયા વિગેરે તે શ્રેષ્ઠી લેવા લાગ્યા, અને યાચકાદિકને યથાયોગ્ય દાન આપીને વિસર્જન કર્યા. હવે જ્યારે એક પહોર દિવસ ચઢ્યો ત્યારે તે બંને વેશ્યાઓએ પોતાની પ્રિય સખીને સંકેત કરેલે સ્થળે રાજાને તેડી લાવવા મોકલી. રાજા અગાઉથીજ દૂતીના કહ્યા પ્રમાણે સામાન્ય વ્યાપારીનો વેશ ધારણ કરીને તેઓના મેળાપનો મનોરથ કરતો એકલોજ સંકેતિત સ્થળે બેઠો હતો. તે સખીએ ત્યાં જઇને દૂરથીજ ચક્ષુની સંજ્ઞાવડે આમંત્રણ કર્યું. રાજા પણ તેને દેખતાંજ તે નિર્જન સ્થાનમાંથી નીકળ્યો; તેણી આગળ ચાલતી હતી અને સિંહાવલોકનની જેમ પાછળ જોતી હતી. અનુક્રમે તે પોતાના ઘરના મનુષ્ય રહિત ભાગવાળા સ્થળ પાસે આવી તેણે તાળી વગાડી કે તરતજ તે બંનેએ પ્રથમથી કરેલા સંકેતાનુસાર ખાનગી દ્વાર ઉઘડાવ્યું અને હર્ષપૂર્વક

ઘણો વિનય દેખાડતી રાજાને અંદર લઇ ગઇ. અંદર લઇ જઇને તે બંને બોલી કે–"પધારો સ્વામિ! પધારો પ્રાણનાથ! આજે આપણા સર્વે મનોરથ સફળ થયા. આજે તો ગંગાનદી પોતેજ અમારે ઘેર સ્વતઃ આવી, આજે મોતીનો વરસાદ વરસ્યો, કારણકે તમારો મનશ્ચિંતિત સંયોગ થયો." આ પ્રમાણેનાં શિષ્ટવચનોવડે રાજાને સંતોષીને, તેનો હાથ થોભી બહુમાનપૂર્વક ચિત્રશાળામાં તેઓ તેને લઇ ગઇ અને એક સામાન્ય પલંગ ઉપર બેસાડ્યા. પછી તે બંનેએ અંદર ઘરમાં જઇને સંકેત પ્રમાણે શ્રેષ્ઠીને જણાવી દીધું કે–"કાર્ય થઇ ગયું છે–રાજા આવ્યા છે." આ પ્રમાણે જણાવીને પાછી તેઓ ચિત્રશાળામાં આવી, અને ખાનપાન, તાંબુળાદિક પાસે ધરીને થોડીવાર સુધી તેમની સાથે વાતચિત કરી. પછી ઘરની અંદરના ભાગમાં રાજાને લઇ ગઈ. ત્યાં કોઈ નવીન વસ્તુ હાથમાં લઇને રાજાની પાસે આવી અનેક પ્રકારની વાર્ત્તા અને હાસ્યાદિક તેઓ કરવા લાગી. રાજા તો તેઓનો અતિશય આદર જોઇને રાગાંધજ થઇ ગયો, બીજો કોઇ પણ જાતનો તે વિચારજ કરતો નહોતો.

આ પ્રમાણે શિષ્ટાચાર તથા આનંદની વાતો કરતાં અડધી ઘડી ગઇ, એટલે પૂર્વે સંકેત કરીને રાખેલા માણસો આજુબાજુથી આવ્યા અને કહેવા લાગ્યા–"અરે શેઠાણીઓ! અંદર કોણ છે? તમે કોની સાથે વાતચિત કરોછો? શેઠ હજુ તો ગયા નથી તેવામાં તમે આ શું માંડ્યુ છે?" આમ કહીને આસપાસ દોડવા લાગ્યા અને અંદર આવ્યા. ત્યાં રાજાને બેઠેલા દેખીને તેને વીંટળાઈ વળ્યા, અને બોલ્યા કે–"અરે દુષ્ટ! તું કોણ છો? શું તને મરણપ્રિય છે? અમારા સ્વામીના મંદિરમાં આનંદ કરવા માટે તું કેમ આવ્યો

છે ? હવે તારી શી અવસ્થા થશે ? અરે આ દુષ્ટને બાંધો, બાંધો !" આ પ્રમાણે તેનાં વચનો સાંભળીને રાજા તો દિંગમુઢજ થઈ ગયો; કાંઇ પણ ઉત્તર દેવાને સમર્થ થયો નહિ. એટલામાં તો તે સેવકોએ ખાટલાની સાથે તેને બાંધી લીધો અને મજુરો તેને ઉપાડીને બાહાર લઇ ચાલ્યા. શેરીને નાકે આવ્યા, ત્યાં તો શ્રેષ્ઠી મોટા વ્યાપારીઓથી ઘેરાઈને ઉભેલા હતા. હજારો નગરજનોથી તે વીંટળાયેલા હતા, આગળ પાંચ પ્રકારના વાજીત્રો વાગતા હતા, બંદિજનો બીરૂદાવળી બોલતા હતા, ગંધર્વો મોટે સ્વરે ગીત ગાતા હતા, ત્યાં રાજાને બાંધીને લાવ્યા.

શેરીને નાકે શ્રેષ્ઠીને જોઇને રાજા વિચારવા લાગ્યો કે—" આ શું ? આ કોણ ? આ સમય શો ? " આ પ્રમાણે વિચાર કરતાં તેને આગલા શબ્દો સ્મૃતિમાં આવ્યા 'આ શું અભયકુમારનું કામ તો નહિ હોય કે ?' તે પ્રમાણે વિચારતાં અને વારંવાર શ્રેષ્ઠીને જોતાં રાજાને નિર્ણય થયો કેઃ—" આ તો અભયકુમારે કરેલી પ્રતિજ્ઞાના પાલનનુંજ કાર્ય દેખાય છે. અહો ! તેનું બુદ્ધિકૌશલ્ય કેવું છે ? કેવી દંભ રચના કરીને—કપટ કેળવીને મને બાંધીને તે લઇ જાય છે ? હવે આમાં જો હું લજ્જા ધારણ કરીને મૌન રાખીશ તો કાર્ય બગડશે. આ પુરજન અને સેવકોને હુકમ કરૂં કે—તેઓ મને મુકાવે. પછી જે થવાનું હોય તે થાઓ. આ દુર્બુદ્ધિ અભયે મને છેતર્યો છે, તેથી પોકાર કર્યા વગર મારો આમાંથી છુટકો થશે નહિ." આ પ્રમાણે વિચારીને તે પોકાર કરવા લાગ્યો, એટલે શ્રેષ્ઠી પણ આડંબરપૂર્વક ચાલ્યા. રાજા કહેવા લાગ્યો કે—" અરે અમુક શ્રેષ્ઠી ! અરે અમુક ગ્રામાધિકારી ! અરે નગરજનો ! મને મૂકાવો, મૂકાવો ! આ અભય મને પકડીને લઇ જાય

છે ! શું જુઓ છો ! તાકીદે છોડાવો ! અરે સામંતો ! તમે કેમ કોઇ લક્ષ આપતા નથી ? કપટથી મને પકડીને તે લઇ જાય છે, મૂકાવો ! મૂકાવો !" આ પ્રમાણે તે વારંવાર પોકાર કરવા લાગ્યો, પણ હમેશાં તેવું સાંભળવામાં આવતું હોવાથી તેનાં વાક્યો કોઇ સાંભળતું નહોતું—કાને ધરતું નહોતું. કેટલાક તો ઘણા કોલાહળથી બહેરા થઈ જવા જેવા થવાને લીધે તેનાં વાક્યો તેઓના કાન સુધી પહોંચતાં પણ નહોતાં. શ્રેષ્ઠીએ સર્વથી આગળ થઇને કહ્યું કે—" અરે ! તમે બધા ત્વરાથી નગર બહાર જાઓ, આગળ કુયોગ થવાનો સમય થશે." આ પ્રમાણે કહીને ત્વરિત ગતિથી નગરની બહાર તેને મોકલી દીધા. ખાટલામાં રહેલા પ્રદ્યોતરાજાએ ઘણો પોકાર કર્યો, પરંતુ 'તે તો તેની હમેશની ક્રિયા છે' એમ માનતા લોકોએ જરા પણ તેનો પોકાર કાન ઉપર પણ ધાર્યો નહિ. નગરથી બહાર કેટલીક ભૂમિ ઉલ્લંઘ્યા પછી તે અભયશ્રેષ્ઠી સર્વેને પાછા વાળવાના મિષથી ઉભા રહ્યા. લોકોનો સમૂહ અને કોળાહળ તે વખતે જરા ઓછો થયો. શેઠે સેવકોને હુકમ કર્યો કે—" તમે આ ખાટલામાં રહેલા મારા ભાઈને લઇને ઉતાવળી ગતિથી બે ઘડીની પહેલાંજ આ નગરની સીમા છોડી દેજો, જેથી કુયોગનો સ્પર્શ ન થઇ શકે." તેથી સેવકો તે ખાટલાને ઉપાડીને આગળ દોડતા ચાલ્યા ગયા.

શ્રેષ્ઠીએ સર્વ જનોની સમક્ષ ફરીવાર પણ કહ્યું કે—" મારે તો આ બધું ભાઈને માટે કરવું પડે છે. બીજું કાંઈ કારણ નથી." સર્વેએ કહ્યું કે—" તમે સાચું કહો છો, અમે તે સર્વ જાણીએ છીએ. તમારી જેવા બંધુસ્નેહવાળા બીજા કયા પુરૂષ હોય, કે જે હમેશાં પરિશ્રમ લઇને ઔષધાદિક અગણિત ઉપ ચા

કરે ? હવે તો તમે ધાર્યું છે તે તીર્થે જશો એટલે દેવીની કૃપાથી તમારા ઇચ્છિતની સિદ્ધિ અવશ્ય થશે." આ પ્રમાણે સર્વે એકઠા મળેલા લોકોએ આશીષ દીધી, ત્યારપછી શ્રેષ્ઠીએ વાજીંત્ર વગાડનારાઓને, બંદીજનોને, ભિક્ષુકોને તેમણે મુખે માગ્યું તે પ્રમાણે આપીને અને સર્વ મહેભ્યોને નમસ્કારાદિ યથોચિત વ્યવહાર કરીને મહા કષ્ટવડે પાછા વાળ્યા. શ્રેષ્ઠીને પણ ઇચ્છિત કાર્યની સિદ્ધિ થઇ.

પછી હર્ષપૂર્વક રથઉપર બેસીને અભયકુમાર આગળ ચાલ્યા. પાંચેક યોજન ભૂમિ ઉલ્લંઘી ત્યારે પોતાની સાથેના માણસોનો મેળાપ થઇ ગયો. પ્રથમથીજ એક યોજનને છેટે અને અર્ધા યોજનને છેટે સ્થળે સ્થળે પૂર્વથી સંકેત કરી રાખ્યો હતો તે પ્રમાણે રથ, અશ્વ, સિપાઇ, ઉંટ વિગેરે તૈયાર હતા. તે તે સ્થળે વાહન તથા સિપાઇઓની ફેરબદલી કરીને એક સરખી અવિચ્છિન્ન ધારાથી તેઓ રાજગૃહી તરફ ચાલ્યા. થાકી ગયેલા અશ્વો અને સેવકો પાછળ રહેતા હતા અને સ્થળે સ્થળે રહેલા નવા અશ્વાદિક સાથે ચાલતા હતા. આ રીતે માર્ગ કાપતાં બહુ દૂર ગયા, એટલે અભયકુમારે સેવકોને હુકમ કર્યો કે—"ખાટલામાં રહેલા રાજાના બંધનો દૂર કરો, મોટા અશ્વવાળા સુંદર રથમાં તેમને બેસાડો. અસ્વારો ચારે બાજુ ફરતા રહો, છત્રીઓવડે તેનો તડકો દૂર કરો, અને કોઈ પણ સ્થળે રોકાયા વગર માર્ગ કાપો. વળી તે રાજા જે જે હુકમ કરે તે તે સર્વ તરતજ તેની આજ્ઞાનુસાર કરો. હું પણ પાછળ પાછળ આવું છું" પછી સેવકોને તે પ્રમાણે કરતા જોઇને તેનો આશય જાણતાં છતાં પણ પ્રદ્યોને પૂછ્યું કે—"કોના હુકમથી આ મારા બંધનો છોડી નાખો છો અને મને મોટા રથમાં બેસાડો છો ?" તેઓએ કહ્યું કે—"અમારા

સ્વામીના હુકમથી." તેણે પૂછ્યું–"તમારા સ્વામી ક્યાં છે?" તેઓએ કહ્યું કે–"અમારા સ્વામી આવે છે, બહુ દૂર નથી. આપને જે કાંઇ કામકાજ હોય તેની અમને આજ્ઞા આપજો; અમે બધા આપનાજ સેવકો છીએ તેમ જાણજો." આ પ્રમાણે બોલતાં અને ત્વરિત ગતિથી ચાલતાં સાંજ પડવા આવી, ત્યારે તેઓ વીશ યોજન દૂર નીકળી ગયા.

અભયકુમાર પણ તે વખત નજીક આવી પહોંચ્યા, અને માશીના વર (માસા)ને પ્રણામ કરીને બોલ્યા કે–"મહારાજ! મારા બાળકના આપને પ્રણામ છે. આ બાળકે વચન પાળવા માટે કરેલા અપરાધની ક્ષમા કરશો. આપ તો મારે પૂજનિક, સેવા કરવાને લાયક છો, છતાં જે આ તમારા અવિનયની મેં પ્રવૃત્તિ કરી છે ને આપની મોટી આશાતના કરી છે, તે મેરૂ પર્વત જેવા હૃદયવાળા આપે ખમવી જોઇએ. આપ જેવા વૃદ્ધ અને ગંભીર પુરૂષો હોય છે. તેઓ બાળકનું અજ્ઞાનતાથી કરેલ કાર્ય જોઇને કોપ કરતા નથી, પણ તેનું હિતજ કરે છે. હું તો બાળક આપની પાસે કોણ માત્ર છું? હું તો આપની આજ્ઞાનુસાર વર્તનાર આપનો સેવક છું. જગત્માં માનનો ભંગ કોઇને પ્રિય લાગતો નથી, તેમાં પણ મોટાના માનની હાનિ તો મહા દોષ કરનાર થાય છે, પણ મહારાજ હું શું કરૂં? આપે તો ધર્મછળથી મને ઠગ્યો હતો. 'સંસારી જીવોમાં જે કોઇ પુરૂષ રાગદ્વેષવડે જેવો દંભનો વિલાસ કરે તેને તેવોજ વિલાસ બદલારૂપે બુદ્ધિપ્રપંચવડે સામા માણસે આપવો.' આવું નીતિશાસ્ત્રનું વચન છે; પરંતુ ધર્મછળ સિવાય આવાં બદલો આપવાનાં કાર્ય કરવાં જોઇએ. દંભ તો પ્રાણીઓને સર્વત્ર વર્જવા યોગ્ય કહેલ છે, પણ વ્યવહારનો નિર્વાહ કરવો

હોય ત્યારે શું કરવું ? તેથી આવો દંભ લૌકિક પ્રપંચવડે કરવો, પણ લોકોત્તર પ્રપંચવડે તો કદિ પણ કરવો નહિ. લોકોત્તર પ્રપંચ તો મોટા અને ગુણવંતના ગુણોનો પણ નાશ કરે છે અને નિગોદાદિ દુર્ગતિમાં તે આચરનારને ફેંકી દે છે. આ સર્વ આપને દેખાડવા માટે મે બાળકે આટલી ધૃષ્ટતા—ચપળતા કરી છે." આ પ્રમાણે અભયનું કથન સાંભળીને પ્રદ્યોત રાજા માથું હલાવી જરા હસીને બોલ્યા કે—" હે અભય ! તેં કહ્યું તે બધું સાચું છે. વિધાતાએ સદ્બુદ્ધિ અને દુર્બુદ્ધિનો પાત્ર એક તનેજ બનાવ્યો છે. તારા બુદ્ધિપ્રપંચનો મર્મ જાણવાને દેવો પણ શક્તિવંત થાય તેમ નથી, તો પછી અમારી તો શી વાત ? તારા રોમે રોમે સેંકડો અને હજારો સદ્ અસદ્ બુદ્ધિનો નિવાસ છે. તારી આગળ પોતાની બુદ્ધિનો ગર્વ કરવાને કોણ સમર્થ છે ? તે જે કહ્યું હતું, તે કરતાં પણ વધારે કરી બતાવ્યું છે; હું પણ તારી પાસે હાથ જોડું છું. હવે બહુ થયું ! માટે કૃપા કરીને મને છોડી દે કે જેથી હું માન ત્યજી દઇને સ્વગૃહે જાઉં."

અભયે તે સાંભળીને કહ્યું કે—"સ્વામિન્ ! એમ બોલો નહિ ! આપ તો મારા પૂજ્યના પણ પૂજ્ય છો. હું તો તમારી આજ્ઞા ઉઠાવનારો સેવક છુ, તમારા દાસતુલ્ય છું, કોઇ પણ જાતની આ શંકા મનમાં લાવશો નહિ. અમારે ઘેર આપના પધારવાથી અમે કલ્પવૃક્ષ, સુરગ ગા અને ચિંતામણિ રત્ન કરતાં પણ અધિક માનશું. મારા પિતા પણ આપને મળવાને અત્યંત આતુર છે. વરસાદના આગમનથી કદંબપુષ્પની જેમ આપના પધારવાથી તેઓ બહુ પ્રફુલ્લિત હૃદયવાળા થશે, મારા માતાજી પણ તેના બનેવીના દર્શનવડે ચંદ્રદર્શનથી ચકોરીની જેમ ઘણા રાજી થશે. હું પણ

આવા છલવડે અંતરંગની તો મહદ્ ભક્તિથીજ આપને રાજગ્રહી લઇ જવાને ઈચ્છું છું. આપના આગમનથી શર્કરા ભેળવેલા દુધની જેમ ઘણા વરસના ઈચ્છિત ઇષ્ટની સિદ્ધિનો સંયોગ થશે. તેથી હૃદયમાં કોઇ પણ જાતનું જરાપણ શલ્ય રાખ્યા વગર આપે મારા મનોરથરૂપી તરૂને સફળ કરવા માટે હર્ષપૂર્વક રાજગ્રહી પધારવું. આ બાબતમાં મારા ચિત્તમાં જો જરા પણ ખોટાઈ હોય તો મને આપ પૂજ્યના પાદના શપથ છે. હું રસ્તામાં પણ આપની યથાશક્તિ સેવા કરતો બહુમાનપૂર્વક રાજગ્રહી લઇ જઈશ અને આપની તથા મારા પિતાશ્રીની અરસપરસ નિ:શલ્ય પ્રીતિ કરાવીને કેટલાક દિવસ સુધી આપના ચરણકમળની સેવા કરવાનો મારો મનોરથ પૂર્ણ કરી હું કૃતાર્થ થઇશ, માટે આપે જરાપણ અંતર ગણવો નહિ. મગધના લોકો પણ રાજરાજેશ્વર એવા માલવપતિના દર્શન કરીને પાવન થશે." આ પ્રમાણે મિષ્ટ અને ઇષ્ટ વાણીવડે પ્રદ્યોતરાજાને તૃપ્ત કરીને—આનંદ પમાડીને અને ઉલ્લસાયમાન કરીને તેમજ સ્વસ્થ કરીને તેઓ રાજગૃહીને રસ્તે ચાલ્યા, સાત દિવસે અભયકુમાર રાજગૃહી નગરીની નજીક આવી પહોંચ્યા. અભયકુમારે પ્રથમથી મોકલેલ માણસોએ શ્રેણિક મહારાજને વધામણી આપી હતી. શ્રેણિકે વધામણી આપનારાઓને યથોચિત દાન આપીને રાજી કર્યા હતા; પછી ઠાઠમાઠ અને આડંબર સહિત રાજ્યના સર્વે સજ્યોને અને ધન્યકુમારને સાથે લઇને શ્રેણિકરાજા ચંડપ્રદ્યોત રાજાની સામે આવવા નીકળ્યા. અહીં અભયકુમારે પણ પ્રદ્યોતરાજાને ઉત્તમ અશ્વોવાળા રથમાં બેસાડ્યા, બંને બાજુ ચામરો વીંજાવા લાગ્યા, આગળ હજારો સુભટો ચાલવા લાગ્યા, સેંકડો બંદીજનો બિરૂદાવળી બોલવા

લાગ્યા, અનેક શૃંગારેલા અશ્વોની હારો સાથે ચાલવા લાગી, અનેક પ્રકારના વાજીત્રો વાગવા લાગ્યા અને પ્રદ્યોતરાજાની પછવાડે એક સેવક શ્વેત છત્ર લઈને ઉભો રહ્યો. એ રીતે મગધના લોકો તથા રાજસામંતાદિકથી પરવરેલા ચંડપ્રદ્યોતરાજા બહુ મહોત્સવપૂર્વક રાજગૃહી નગરી તરફ ચાલ્યા. થોડું ચાલ્યા એટલે શ્રેણિક મહારાજ પણ સામે આવ્યા. બંને એક બીજાની દૃષ્ટિપથમાં આવ્યા કે વાહનોમાંથી બંને ઉતરી ગયા. કેટલાક પગલા પગે ચાલીને બંનેએ અન્યોઅન્ય પ્રણામ કર્યા, ગાઢ આલિંગન કરીને, જુહાર કરીને, બહુમાનપૂર્વક એક બીજાના કુશળક્ષેમની વાર્તા પૂછીને બહુ આદરથી બંનેએ શિષ્ટાચાર કર્યો અને બંને એક સરખા હાથી ઉપર બેસીને પરસ્પર વાર્તા કરતા નગરની નજીક આવ્યા. તે વખતે શ્રેણિક અને અભયકુમારે બહુમાન દેખાડવા માટે પ્રદ્યોત રાજાને આગળ કરીને નગરના દ્વારમાં પ્રવેશ કરાવ્યો. સુવર્ણ, રૂપાનાણું તથા ફુલોથી તેમને વધાવ્યા અને બંદીજનોને ઇચ્છિત દાન આપ્યું. ત્રિપથ, ચતુષ્પથ, મહાપથ, રાજપથાદિકમાં બે, ત્રણ, ચાર, પાંચ, યાવત્ સાત માળવાળા દેવના આવાસ જેવા મકાનો અને આવાસો તથા મંદિરો જોતાં, શ્રેષ્ઠી, વ્યાપારી, રાજપુરૂષ અને પ્રાકૃત પુરૂષોના પ્રણામાદિ સ્વીકારતાં અનુક્રમે તેઓ સર્વે રાજદ્વાર પાસે આવ્યા; એટલે વાહન ઉપરથી ઉતરીને શ્રેણિક રાજાએ બહુમાનપૂર્વક પ્રદ્યોતરાજાને રાજદ્વારમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે અંતઃપુરમાં રહેલ સ્ત્રીવર્ગે મણિ તથા મુક્તાફળથી પ્રદ્યોતરાજાને વધાવ્યા. પછી બંને રાજાઓ હાથમાં હાથ મિલાવીને રાજસભામાં આવ્યા. પરસ્પર અતિ આગ્રહથી શિષ્ટાચાર સાચવતાં બંને જણા સમાન આસન ઉપર બેઠા. તે વખતે રાજનાં

નોકરો, તથા ધન્યકુમાર વિગેરે શ્રેષ્ઠીઓ લુંછણું કરીને, ભેટ ધરીને તેમજ પ્રણામ કરીને યથાયોગ્ય સ્થાને બેઠા. તે વખતે પ્રદ્યોત રાજાએ ધન્યકુમારને ઓળખ્યા, એટલે કહ્યું કે–" અરે ધન્યકુમાર ! તમે અમારાથી દૂર કેમ રહ્યા કરો છો ? અમે કાંઈ તમારો અનાદર કર્યો નથી, તેમ તમારૂં વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે–સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો ! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોટું દુઃખ થયું હતુ, તે બધું કેટલુ વર્ણવું ? તમે તો ત્યાંથી અહીં આવીને મગધેશ્વરનું નગર શોભાવ્યુ જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિસેવકભાવ માત્ર કથનમાંજ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનુ સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય ? આ ઉત્તમ જનોની રીતિ નથી."

આ પ્રમાણેનાં પ્રદ્યોતરાજાનાં વચનો સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું કે–" કૃપાનિધિ ! આપે જે કહ્યુ તે સત્યજ છે. હું આપનો અપરાધી છુ, દોષને પાત્ર છું, તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઈ શકું ? આ પ્રમાણે સેવકના દોષોનું આચ્છાદન,

ગુણોનું પ્રગટન, અતિશય ઉદારવૃત્તિથી કોઇ પણ જાતની ઇચ્છા વગર આજીવિકાનું દાન, સેવકનાં કહેલાં વચનોનો સત્ય તરીકે સ્વીકાર, કલ્પવૃક્ષની જેમ વાંછિત પૂરણ, આ સર્વ કોણ કરશે? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું જે ત્યાંથી બહાર નીકળ્યો, તે મારાં માઠાં કર્મોનાં ઉદયથી પ્રેરાઇને નીકળ્યો હતો, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્તવ્યસ્તતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તેથી થતી શરમ–ઇત્યાદિ કારણોથી આ બાળકની તે સ્થળનાં અન્ન પાણી લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહીં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિં આનંદથી રહુ છુ, તમારી જેમજ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે."

ત્યાર પછી પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધુણાવીને કહ્યું કે–"અહો! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધુરાને ધારણ કરનારા કર્યા છતાં પણ આ ધન્યકુમાર અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારા રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારૂં નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ

સ્વપ્નમાં પણ બીજે જવાની ઇચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્દ્ભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોની ભીતિ હોય ? તેને કયા દુઃખની ચિંતા હોય ? તમે તો બહુ મોટા ભાગ્યશાળી છો."

પ્રદ્યોતરાજાનું આ પ્રમાણેનું કથન સાંભળીને મગધાધિપ બોલ્યા કે—"સ્વામિન્ ! આપે જે કહ્યું તે બરોબર છે—સાચુ જ છે—તે પ્રમાણેજ છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને આખા નગરમાં વિડંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઇ સમર્થ નહોતું. તે વખતે આ બુદ્ધિશાળીએ બહાર આવીને તે ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિંત કર્યો. આ એકેજ મારા રાજ્યની આબરૂ સાચવી. મે પણ ઉપકારના મિષથી મારી કન્યા તેને આપીને સ્નેહસંબંધવડે તેમને બાંધીને રાખેલા છે, તોપણ વચમાં કેટલાક વખત સુધી મને તથા ધન કુટુંબાદિક સર્વને ત્યજી દઇને તેઓ કાંઈક ચાલ્યા ગયા હતા, તેથી આપને પણ મનમાં ઓછુ લાવવા જેવું નથી. ત્યારપછી કેટલેક સમય વહી ગયો ત્યારે પાંચ કન્યા પરણીને મોટી વિભૂતિ સહિત અત્રે પાછા આવ્યા છે ત્યારપછી અભય પણ અત્રે આવ્યો. તમારી સાથેના સ્નેહસબંધની વાર્તા કોઇ દિવસ પણ તેમણે મને કહી નથી, તેથી મહારાજે આજે એવી શિખામણ એને આપવી કે જેથી ફરીથી એવું ન કરે !" પ્રદ્યોતરાજાએ કહ્યું કે—"મગધાધિપ ! હવે તે તેવુ કરશેજ નહિં, જગત્‌ને વશીકરણ કરવામાં

કુશળ એવા તમારા અને અભયકુમારના સંગતિના પાશમાં બંધાયેલા તે હવે બીજે કાંઇ જશેજ નહિ એવો મને ત્રણે યોગથી વિશ્વાસ છે." આ પ્રમાણે સભામાં બેઠેલા પ્રદ્યોતરાજાએ તથા શ્રેણિકે ધન્યકુમારની પ્રશંસા કરી. અવસર થયો એટલે સભાજનોને વિસર્જન કર્યાં અને બંને મહારાજાઓ ધન્યકુમારને સાથે લઇને રાજ્યમંદિરમાં ગયા.

અંદરના ભાગમાં રાજસેવકોએ વિવિધ પ્રકારની સ્નાન, મજ્જન તથા ભોજનાદિ સામગ્રી તૈયાર કરી રાખી હતી, તેનો ઉપભોગ લેવાની વિનંતિ કરી; એટલે તે બંનેએ ધન્યકુમાર તથા અભયકુમારની સાથે સ્નાન અને મજ્જનની વિધ્યનુસાર સહસ્રપાક અને લક્ષપાક તૈલાદિકથી મર્દન કરાવીને પુષ્પાદિકથી સુગંધી કરેલા શુદ્ધ પાણીવડે સ્નાન કર્યું. પછી દૂર દેશથી આવેલા અતિ અદ્ભૂત તથા ભવ્ય એવાં રેશમી વસ્ત્રો ધારણ કર્યાં, સર્વ પ્રકારના અલંકારો પહેર્યા, અને અનેક રાજ્યના સામંતોથી પરવરેલા તેઓ ભોજનમંડપમાં આવ્યા. અને યથાયોગ્ય ઉત્તમ આસનો ઉપર તેઓ બેઠા. પછી અઢાર પ્રકારના ભેદવાળી અનેક પ્રકારની સુખડીઓ તથા મીઠાઇઓ પીરસવામાં આવી. તે રસવતીનો આસ્વાદ લઇને આચમનવડે શુદ્ધ થઇ મહેલના અંદરના ભાગમાં આવી તેઓ સુખાસનપર બેઠા. ત્યાં પાંચે પ્રકારના સુગંધીવાળા તાંબુલના બીડાં લવીંગ અને એલચી સહિત આરોગીને મુખ શુદ્ધિ કરી સુખશય્યામાં તેઓ સુઇ ગયા. પછી યોગ્ય અવસરે શય્યાનો ત્યાગ કરી રાજસભામાં આવીને સિંહાસન ઉપર બેઠા અને ગીત, ગાનકળામાં કુશળ અનેક પુરૂષોએ કરેલા ગાયનાદિ સાંભળ્યા.

ત્યારપછી યોગ્ય અવસરે મોટા આંડબરપૂર્વક તેઓ રથવા-

ડીએ આનંદ કરવા ગયા. તે સ્થળે અનેક પ્રકારનાં વિલાસો કરવાપૂર્વક પુષ્પના સમૂહની શોભા જોઇને, ઘોડાઓને ખેલાવીને આનંદ કરી મોટા આડંબરપૂર્વક પાછા ઘરે આવ્યા. સાયંકાળે પણ યથારૂચિ ખાનપાનાદિક લઇને રાત્રે ગંધર્વોએ ગાયેલા ગાયનો સાંભળી સુખશય્યામાં નિદ્રા લેવા માટે સુઇ ગયા. સવારે પ્રભાતિક રાગો વગાડતાં વાજીત્રોના શબ્દો સાંભળીને નિદ્રાને તજી દઇ, પ્રભાતનાં કૃત્યો કરીને ફરી રાજસભામાં આવ્યા. આ પ્રમાણે નવાં નવાં વસ્ત્રો, અલંકાર, વાહન, ગીત, વાજીત્ર, અદ્ભુત રસોઇ વિગેરેની ગોઠવણીથી ઘણી ઘણી રીતે શ્રેણિક રાજાએ તેમનો સત્કાર કરીને પરસ્પરની પ્રિતિલતામાં વૃદ્ધિ કરી; વળી હમેશાં નિઃશલ્યપણે હૃદયમાં રહેલી ગુપ્ત વાર્તાઓ કહીને બંધાયેલી પ્રીતિને વિશેષ દૃઢ કરી. તેઓએ અન્યોઅન્ય કોઇ પણ જાતનો આંતરો રહેવા દીધો નહિ. આ પ્રમાણે ઘણા પ્રકારની સેવા કરીને પ્રદ્યોતરાજાને પ્રસન્ન કર્યા, જેથી બંનેનું એક રાજ્ય હોય તેમ બંનેનેબહુ સ્નેહસંબંધ થયો.

એમ ઘણા દિવસો વ્યતિત થયા ત્યારે પ્રદ્યોતરાજાને પોતાની નગરીએ જવાની ઇચ્છા થઇ. 'ગુપ્ત રીતે મને અત્ર લાવ્યા છે, તેથી હવે ઘેર જવું તે શ્રેષ્ઠ છે' તેમ વિચારીને પ્રદ્યોતરાજાએ શ્રેણિકરાજાને કહ્યું કે–"રાજન્! સજ્જનની સંગતિમાં જતા કાળની ખબર પડતી નથી; તમારો, ધન્યકુમારનો તથા અભયકુમારનો વિરહ કોણ ઇચ્છે? પણ શું કરૂં! ઉજ્જયિનીનું રાજ્ય સુનું પડ્યું છે, કોઇને સોંપીને આવ્યો નથી. વળી છળવડે હું અત્રે લવાયેલો છું, તેથી લોકો પણ અનેક પ્રકારની વાતો કરતા હશે. તેથી હવે આપ રજા આપો, કે જેથી હું સ્વદેશમાં જાઉં." આ પ્રમાણે રજા

માગ્યા છતાં શ્રેણિક અને અભયકુમારે આગ્રહ કરીને કેટલાક દિવસ સુધી તેમને વધારે રાખ્યા. ફરીવાર પ્રદ્યોતરાજાએ જવાની રજા માગી, ત્યારે શ્રેણિકે જવાની તૈયારી કરાવી; અનેક હાથી, તુરંગમ, રથ, આભૂષણ તથા વસ્ત્રાદિક આપીને તથા વિવિધ પ્રકારના જુદા જુદા દેશોમાં ઉત્પન્ન થયેલા પદાર્થો ભેટ કરીને તેમને સંતોષી મોટા આડંબરપૂર્વક જવાની રજા આપી. ધન્યકુમારે પણ પ્રથમ કોઈ વખત નહિ જોયેલાં તેવાં વસ્ત્ર તથા આભૂષણો ભેટ ધર્યાં. ત્યાર પછી પ્રદ્યોતરાજા ધન્યકુમાર તથા અભયકુમારનાં ગુણોનું વર્ણન કરતાં રાજગૃહીથી નીકળ્યા. શ્રેણિક, ધન્ય, અભય વિગેરે ઘણા રાજસેવકો તથા નગરજનો વળાવવા માટે કેટલીક ભૂમિ સુધી સાથે ગયા. તે સ્થળે અભયકુમારે પોતે કરેલ દંભરચનાના અપરાધની ફરીથી ક્ષમા માગી. આંખમાં આંસુ લાવીને પ્રદ્યોતરાજા બોલ્યા કે—"મને તો તારો દંભરચનાનો પ્રકાર સુખ માટે થયો, પણ હવે તારો વિયોગ દુઃખ માટે થાય છે." અભયકુમારે તે સાંભળીને કહ્યું કે—"સ્વામિન્ ! ફરીથી હું આપના ચરણારવિંદના દર્શન કરવા માટે જરૂર આવીશ. મને પણ આપ પૂજ્યના ચરણનો વિરહ બહુ દુષ્કર લાગે છે, પણ હું શું કરૂં ? રાજ્યના ભારથી દબાયેલો હું બહાર નીકળવા સમર્થ થઈ શકતો નથી, તેથી સેવક ઉપર વિશેષ કૃપા રાખજો." આ પ્રમાણે પરસ્પર સ્નેહ દેખાડતાં અને નમસ્કાર કરતાં બહુ સૈન્યના પરિવારવડે પરવરેલા પ્રદ્યોતરાજા ઉજ્જયિની તરફ ચાલ્યા. કેટલેક દિવસે ક્ષેમકુશળ તેઓ ઉજ્જયિની પહોંચ્યા. ભવ્ય દિવસે તેઓએ મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો. તે દિવસથી શ્રેણિક અને પ્રદ્યોતરાજા વચ્ચે પરસ્પર પત્ર લખવા, કુશળ સમાચાર પૂછાવવા, યથાવસરે ભેટ મોકલવી વિગેરે સ્વજન

સંબંધીને લાયક સંબંધ બંધાઇ ગયો. પોતપોતાના રાજ્યમાં બંને ન્યાયપૂર્વક રાજ્ય કરવા લાગ્યા.

## ધનસારનો અધિકાર.

કૌશાંબીમાં ત્રણ પુત્રો સહિત ધનસારને રાખીને ધન્યકુમાર નીકળ્યા હતા, તેનો બાકી રહેલ અધિકાર હવે વર્ણવવામાં આવે છે.

રાજગૃહીમાં ધન્ય અને અભયકુમાર હમેશાં અધિક પ્રેમવડે ત્રણ વર્ગ ( ધર્મ, અર્થ. કામ ) ને સાધતાં સુખેથી કાળ વ્યતિત કરતા હતા. હવે કૌશાંબીમાં ધન્યકુમારના ત્રણે ભાઇઓ ધન્યકુમારે મેળવેલ તથા આપેલ પાંચશે ગામમાં બહુ કઠણ અભાગ્ય રેખા હોય તેમ પોતાની આજ્ઞા સ્થાપન કરવા લાગ્યા. તે વખતે શનિના ગૃહની દૃષ્ટિની જેમ તેઓની આજ્ઞામાં રહેલા ગામોમાં ભાગ્યહીનપણાથી બીજા ગામોમાં વરસાદ થાય તો પણ થતો નહિ. 'ભાગ્યયોગ સીધો હોય ત્યારેજ ઇપ્સિત મેઘવૃષ્ટિ થાય છે.' તેવી સ્થિતિ થવાથી તે ગામમાં રહેવાવાળા કેટલાક લોકો વરસાદના અભાવને લીધે પોતાની આજીવિકા ચલાવવા માટે તથા પોતાના ચતુષ્પદ વિગેરેની આજીવિકા માટે જેવી રીતે ફળ રહિત વૃક્ષોને છોડી દઇને પંખીઓ અન્ય વૃક્ષમાં વાસ કરવા જાય તેવી રીતે બીજા બીજા ગામોમાં જવા લાગ્યા. તૃણ તથા ધાન્યનો ક્ષય થવાથી ઉદરપૂર્તિના અભાવે જેવી રીતે સરોવરમાં પાણીના અભાવે માછલા વિગેરે જળચર જીવો મરી જાય છે તેવી રીતે હાથી, અશ્વાદિક પશુઓ કોઇ ક્ષુધાથી, કોઇ તૃષાથી, કોઇ દુષ્કાળમાં ઉત્પન્ન થયેલા રોગાદિકથી મૃત્યુ પામવા લાગ્યા. 'પૂર્વ સંચિત સુકૃત સિવાય

સંપદાનું રક્ષણ કરવાને કોઇ સમર્થ નથી.' સેવકો પણ આજીવિકા નહિ મળવાથી તેમને છોડી દઇને બીજે ચાલ્યા જવા લાગ્યા. દુષ્કાળો પડવાથી ક્ષુધાતુર થયેલા ભિલ્લાદિકોએ તે ત્રણે ભાઇઓની આજ્ઞામાં રહેલા સર્વ ગામો લુંટવા માંડ્યા. આ પ્રમાણે ગામોને લુંટાતા સાંભળીને કોઈ પણ સાર્થવાહ તે રસ્તે પોતાનો સાર્થ લઇને નીકળતો નહિ. કોઈની પણ અવર જવર—ગમનાગમન બંધ થતાં લોકો કોની સાથે ક્રય વિક્રય કરે? તેથી વ્યાપારીઓ પણ તેનાં ગામડાં છોડીને બીજી મોટી નગરીઓમાં જવા લાગ્યા. કેટલાક રાત્રે ખાતર પાડીને ભિલ્લો ઘર લુંટતા હતા તે ભયથી તેના ગામો છોડી દઇને બીજે નાશી જવા લાગ્યા. કેટલાક સામાન્ય વર્ગના ગરીબ માણસો મજુરી કરીને આજીવિકા ચલાવનારા હતા, તેઓની પાસે વ્યાપારીઓના અભાવે મજુરી કોણ કરાવે? તેથી તેઓ પણ ગામો છોડીને નાશી જવા લાગ્યા. આ પ્રમાણે નિર્ભાગ્યના યોગથી તેઓ સંપૂર્ણ નિર્ધન થઇ ગયા એટલે તેઓ વિચારવા લાગ્યા કે—" આપણે કૌશાંબીમાં શતાનિક રાજા પાસે જઈને સૈન્ય લાવી ભિલ્લાદિકને શિક્ષા કરીએ, કારણકે અહીંથી જતી વખતે ધન્યકુમારે તે રાજાને કહ્યું છે કે—' મારા ગામોનું તથા મારા કુટુંબી જનોનું આપત્તિમાં આપ રક્ષણ કરજો અને સહાય આપજો.' તે હેતુથી તેની પાસે જઈ ઇપ્સિત સહાય લાવીને સુખેથી રહીએ." આ પ્રમાણે વિચારીને કૌશાંબીમાં જવાને તેઓ તૈયાર થયા. તેજ દિવસે તે નગરમાં રાત્રીએ અકસ્માત્ અગ્નિનો ભય ઉત્પન્ન થયો, પ્રબળ વાયુથી પ્રેરાયેલ તે અગ્નિને સમાવવાને કોઇ સમર્થ થયું નહિ. તે અગ્નિના ઉપદ્રવથી તેઓના પિતાના ઘરમાં રહેલ સર્વ વસ્તુઓ ભસ્મસાત્ થઇ ગઇ, ઘરમાંથી કાંઇ પણ નીકળી

શક્યું નહિ, માત્ર ઘણી મહેનતે ધનસાર અને તેની પત્ની બે જણા શરીર ઉપર પહેરેલા વસ્ત્ર સહિત જીવતાં બહાર નીકળ્યા. કોઈના મુખથી સવારે આ વાત સાંભળીને તેઓ ત્રણે જણા ત્યાં આવ્યા, તો સર્વે રાજમહેલો અને નાના મોટા બધા આવાસો બળીને રાખ થઈ ગયેલા તેઓએ જોયા. તે જોઇને તેઓ બહુ ઉદ્વેગ પામ્યા; પરસ્પર એક બીજાનાં મ્હોઢાં સામું જોતાં તેઓ નિઃશ્વાસ મૂકવા લાગ્યા.

આ પ્રમાણે મનમાં દુઃખ ધારણ કરતાં તેઓ તરફ જોઇને તેના પિતાએ કહ્યું કે—"પુત્રો ! હવે તો બહુ થયું ! પાપના ઉદયથી આજે આ બધું ભસ્મસાત્ થઇ ગયું તેથી હવે શું કરવું ? જેના ભાગ્યથકી અચિંતિત રીતે પણ જંગલમાં મંગળ થતું તે ધન્યકુમાર તો ઘર ભરેલું મૂકીને ચાલ્યો ગયો, તે હોત તો આવું થાત નહિ." આ પ્રમાણે પિતાના મુખથી ધન્યની શ્લાઘા સાંભળીને તેઓને ક્રોધ ઉત્પન્ન થયો, અને કઠોર વચનોવડે વૃદ્ધ પિતાનો તિરસ્કાર કરતા તેઓ બોલ્યા કે—"અહો ! જાણ્યું ! જાણ્યું ! હજુ પણ તેના ઉપર તમારો તેવો ને તેવોજ મમત્વ છે. જો તે તમારો ગુણવાન્ પુત્ર હતો તો તે તમને મૂકીને શા માટે ચાલ્યો ગયો? તમારી કૃતઘ્નતા પણ જોવાણી. ભરણપોષણ તો હજુ અમે કરીએ છીએ, છતાં પ્રતિક્ષણે સ્વેચ્છાચારી એવા તેની પ્રશંસા કર્યા કરો છો ! અરે ! તમારો દૃષ્ટિરાગ અને તમારી ધૃષ્ટતા કેટલી છે!" આ પ્રમાણે ઘણા કડવા શબ્દોથી તેની નિર્ભર્ત્સના કરી. પછી કેટલાક દિવસો એવી સ્થિતિમાં વ્યતિક્રમાવ્યા અને સ્ત્રીઓના ઘરેણાં વિગેરે વેચીને નિર્વાહ કરવા લાગ્યા. તેમ કરતાં ધીમે ધીમે જે કાંઇ હતું તેમાંથી પણ કાંઇક ખવાઈ ગયું, કાંઇક પડી ગયું,

કાંઈક ભૂલાઇ ગયું, તથા ભોંયમાં દાટેલું પૃથ્વીરૂપ બની ગયું. આ પ્રમાણે થતાં રાજ્ય અને બળ નષ્ટ થવાથી એક રાત્રે સેંકડો ભિલ્લોએ એકઠા થઈને તેઓના ઘર ઉપર ધાડ પાડી. તેઓ બાકી રહેલાં બધાં વસ્ત્રાભૂષણો લુંટી લઇને ચાલ્યા ગયા. તેથી તેઓ ધન વગરના તથા કપડા વિનાના થઇ ગયા. 'આ સંસારમાં જેટલા દિવસ સુધી પુન્યનો ઉદય રહે ત્યાં સુધીજ મનુષ્ય ઋદ્ધિ પૂર્ણ રહે છે, પણ પાપનો ઉદય થતાં અર્ધ ક્ષણમાંજ સર્વ ઋદ્ધિનો નાશ થઇ જાય છે.' જેવીરીતે પાણીથી ભરવાની ઘડી સાઠ પળ સુધી ભરાય છે, પણ પછી એક ક્ષણમાં ખાલી થઇ જાય છે; તેવીજ રીતે સાંસારિક ઋદ્ધિનું પણ સમજવું

એક દિવસે આજીવિકાનો ઉપાય કાંઇ પણ રહ્યો નહિ, ત્યારે ઘરમાં તે ત્રણે બંધુઓ આમ તેમ શોધવા લાગ્યા. શોધતાં શોધતાં એક વીંટી હાથ આવી. તે વેચીને તેઓ ત્યાંથી આજીવિકા માટે કુટુંબ સહિત નીકળ્યા, અને માળાવદેશમાં ગયા. તે સ્થળે કોઇ કૃષિકારને ઘેર કામ કરવા રહ્યા અને નિર્વાહ કરવા લાગ્યા. ત્યાં રહેતાં કાંઇક ધન મળ્યું. તેથી તેઓ પોતેજ કૃષિકર્મ કરી ધાન્ય ઉપજાવવા લાગ્યા. પછી નિર્વાહ થાય તેટલું ધાન્ય ઘરમાં મૂકીને બાકી રહેલા ધાન્યની ગુણો ભરી બળદો ઉપર લાદીને એક ગામથી બીજે ગામ અને એક નગરથી બીજે નગર તેઓ ભમવા લાગ્યા. પણ નિર્ભાગ્યપણાથી ધારેલ લાભ મળ્યો નહિ. વધુ લાભને ઇચ્છતા તેઓ ફરતાં ફરતાં મગધદેશમાં રાજગૃહી નગરીએ આવ્યા. તે નગરમાં ચતુષ્પથમાં ધાન્યની ગુણો ઉતારીને અનાજનો બજાર શોધવા લાગ્યા ત્યાં પણ અનેક દેશોમાંથી અનાજ વેચાવા આવેલ હોવાથી ધાન્ય સોંઘું થઈ ગયું છે તેમ સાંભળીને તેઓ નિરાશ થઇ ગયા.

'નિર્ભાગીને નશીબે સર્વત્ર અવળુંજ થાય છે.' કહ્યું છે કે:—

अन्यद्विचिन्त्यते लोकैर्भवेदन्यदभाग्यतः ।
कर्णे वसति भूषार्थोत्कीर्णे दरिद्रीणां मलः ॥

'લોકો જેમાં બીજો વિચાર કરે છે તેમાં અભાગીને બીજુ જ થાય છે. શોભા માટે વીંધાવેલ કાન દરિદ્રીને મેલ એકઠો કરવા માટે થાય છે.'

જ્યાં ભાગ્યહીન જાય છે ત્યાં આપદા પણ તેની સાથેજ જાય છે. કહ્યું છે કે:—

छित्त्वा पाशमपास्य कूटरचनां भंक्त्वा बलाद् वागुरां ।
पर्यन्ताग्निशिखाकलापजटिलाद् निःसृत्य दूरं वनात् ।
व्याधानां शरगोचरादतिजवेनोत्प्लुत्य धावन् मृगः ।
कूपान्तः पतितः करोति विमुखे किं वा विधौ पौरुषम् ॥

'કૂટ રચનાથી નાખેલ પાસ છેદીને તથા જોરથી નાંખેલી જાળ તોડીને મૃગલો ત્યાંથી છૂટ્યો, તેવામાં તે ઘણા સમૂહવાળી અગ્નિના ઝપાટામાં આવી પડ્યો, ત્યાંથી પણ નીકળીને અતિ દૂર વનમાં તે ગયો, ત્યાં કોઇ પારાધીએ તેને તીર માર્યું, તેમાંથી પણ બહુ શિઘ્ર ગતિથી દોડીને બચી ગયો, તેવામાં તે મૃગ કુવામાં પડ્યો. જ્યારે વિધિ વિપરિત હોય ત્યારે પુરૂષાર્થ શા કામ આવે છે?"

પછી ભગ્નાશ થઈને તેઓ ધાન્ય વેચવા બેઠા, પણ કોઇની સાથે ભાવની સરખાઈ આવી નહિ, તેથી માર્ગમાં ધાન્યની ગુણોનો સમૂહ ઉત્સાહ વિનાના તેઓનો આમ તેમ પડ્યો રહ્યો. તેવામાં વિવિધ પ્રકારના વાજીંત્રો જેની આગળ વાગી રહ્યા છે, આસપાસ પાયદળ અને ઘોડેસ્વારો વીંટળાઇ વળેલા છે, બંદિજનો અનેક રીતે જેની બીરૂદાવળી બોલી રહ્યા છે તેવી સ્થિતિમાં

અશ્વ ઉપર બેસીને નૃપસભામાં જવાને માટે ધન્યકુમાર તે રસ્તે નીકળ્યા; તે વખતે આગળ ચાલતા સુભટોએ તેના અશ્વની ગતિમાં સ્ખલના થવાની શંકાથી આમ તેમ પડેલી ગુણોને એક સ્થાને ગોઠવવા માટે તથા માર્ગની સરલતા થવા માટે લાકડીવડે પ્રેરાતા, લક્ષ્મીનો નાશ થઈ જવાથી શોભારહિત થયેલા અને દુર્દશાને પામેલા પોતાના ભાઇઓને બ્હીકથી અતિશય ઉતાવળા ગુણોને ફેરવતા ધન્યકુમારે દીઠા. તેમને દેખીને 'આ શું !' એમ સંભ્રમમાં પડીને તે વિચારવા લાગ્યા કે—" અરે ! આ મારા બંધુઓને રાજ્ય, ધન, સુવર્ણ, રૂપું વિગેરે નવે પ્રકારના પરિગ્રહથી ભરેલા ઘરો સાથે, પાંચશે ગામોના અધિપતિપણા સહિત, અનેક સામંતો, સુભટો, ગજ, અશ્વ, પાયદળ વિગેરેથી સેવાતા મૂકીને હું આવ્યો હતો. અરે ! શું આટલા દિવસની અંદરજ તેઓની આવી સ્થિતિ થઇ ગઇ ? આ કેમ સંભવે ? અથવા તો કર્મની ગતિ વિચિત્ર છે ! દ્રઢ રસથી બાંધેલા પૂર્વે કરેલા કર્મનો ઉદય ફેરવવાને કોઇ સમર્થ નથી, એવું જિનેશ્વર ભગવંતનું વચન કોઇ દિવસ અન્યથા થતુંજ નથી. બીજાઓએ પણ કહ્યું છે કેઃ—

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥

' કરોડો કલ્પ જાય તોપણ કરેલા કર્મનો ક્ષય થતો નથી. શુભ અથવા અશુભ જે કાંઇ કર્મ કર્યાં હોય તે અવશ્ય ભોગવવાંજ પડે છે.'

ચક્રવર્ત્યાદિકોએ પણ વિવિધ પ્રકારની દુર્દશા અનુભવી છે, તો આની તો શી વાત ? " આ પ્રમાણે ચિંતવીને વળી વિચારવા લાગ્યા કે—" અરે ! હું આવા સાંસારિક સુખોથી પરિપૂર્ણ

છું, અને મારા બંધુઓ તથા તેમની પત્નીઓ આવી દુર્દશા અનુભવે તે હું કેવી રીતે જોઇ શકું ?" આ પ્રમાણે અંતરમાં રહેલા ભક્તિભાવથી તેણે સેવકોને કહ્યું કે–"અરે સેવકો ! આ પરદેશી વ્યાપારીઓને મારશો નહિ, તેઓને અમારે ઘેર પ્રીતિપૂર્વક લઈ આવજો." તે પ્રમાણે કહીને ઘોડા ઉપર બેઠેલા તે સ્વગૃહ તરફ ચાલ્યા ગયા. પછવાડેથી સેવકોએ તેઓને કહ્યું કે–" અરે પરદેશીઓ ! અમારા સ્વામીને ઘેર તાકીદે ચાલો, અમારા સ્વામીએ હુકમ કર્યો છે કે તમને તેમને ઘેર લઈ જવા." તે સાંભળીને તેઓ ભયભીત થયા અને બોલવા લાગ્યા કે–"અરે ! આ વળી અમને ઘેર લઇ જઇને શું કરશે ?" સેવકોએ તેમને કહ્યું કે–" અરે ! ભય ધરશો નહિ. અમારા સ્વામી ઘરે આવેલાને કોઈ વખત દુઃખ આપતાંજ નથી, તે તો તેનું દુખ હોય તે ફેડી નાખે છે."

આ પ્રમાણે કહ્યાં છતાં પણ તેઓ શકાતા શંકાતા ધન્યકુમારને ઘેર ગયા. સેવકો તેમને સભાસ્થાનમાં લઈ ગયા, અને તેઓએ વિજ્ઞપ્તિ કરીને કહ્યું કે–" સ્વામીના હુકમ અનુસાર આ સર્વને અમે અત્રે લાવ્યા છીએ તે સર્વ આપને પ્રણામ કરે છે." ધન્યકુમારે તેમના તરફ જોઇને કહ્યું કે–" અરે વ્યાપારીઓ ! કયા દેશમાંથી તમે આવો છો ?" તેઓએ કહ્યુ કે–" સ્વામિન્ ! અમે માલવ દેશમાં રહીએ છીએ. આજીવિકાની પ્રાપ્તિ માટે ગોધમની ગુણો ભરી બળદ ઉપર લાદીને અહીં આવ્યા છીએ, પરંતુ આંહિ તો ધાન્ય સોંઘું છે, તેથી લાભ થતો નથી, પણ ખોટ જાય છે." ધન્યકુમારે પૂછ્યું કે–"પ્રથમથીજ તમારો માલવદેશમાં વાસ છે, કે બીજા કોઈ દેશમાં રહેતા હતા." તેઓએ કહ્યું કે–

"અમે મૂળ તો બીજા દેશના રહેવાસી છીએ, માત્ર ઉદરવૃત્તિ માટેજ ત્યાં આવ્યા હતા." ધન્યકુમારે પૂછ્યું કે—"પહેલાં કયાં રહેતા હતા?" તેઓએ કહ્યું કે—"સ્વામિન્! કર્મની ગતિની શી વાત કરીએ? જ્યાં ઉદરવૃત્તિ થાય તેજ સ્વદેશ ગણવો." ધન્યે પૂછ્યું—"તમારા માતપિતા જીવે છે?" તેઓએ કહ્યું કે—"હા, તેઓ જીવે છે" ધન્યકુમારે પૂછ્યું કે—"તેઓ કયાં છે?" તેઓએ કહ્યું કે—"જે ગામમાં અમે રહીએ છીએ તે ગામમાં અમારા માબાપ તથા સ્ત્રીઓ પણ છે, અમારી સાથે નથી." ધન્યકુમારે વિચાર્યું કે—"અરે! જુઓ! દારિદ્રયના દુઃખથી પીડાયેલા એવા આ ત્રણે બંધુઓ પ્રત્યક્ષ પાસે ઉભેલા એવા મને પણ ઓળખતા નથી, ઉલટા મારાથી ભય પામે છે."

પછી ધન્યકુમાર ઉભા થયા, અને મોટા બંધુઓને આગળ કરી પ્રણામ કરીને કહ્યુ કે—"શુ મને ન આળખ્યો? હુ તમારો નાનો ભાઇ ધન્યકુમાર." તે પ્રમાણે કહીને તેમને ઘરમાં લઇ ગયા. સેવકોએ તેમને અભ્યંગ, સ્નાન, મર્જનાદિક કરાવ્યા, અતિ અદ્ભુત એવા વસ્ત્રાલંકાર પહેરાવ્યા, મોટા ભાઇઓને આગળ કરીને હર્ષપૂર્વક વિનય સહિત યથોચિત સ્થાને બેસી વિવિધ પ્રકારની અદ્ભુત રસોઈ સૌ સાથે જમ્યા. પછી આચમન કરીને ઘરના અંદરના ભાગમાં જઈ ભવ્ય આસન ઉપર તેમને બેસાડી, પંચ સુગંધીયુક્ત તાંબુલાદિક આપી, અતિ સત્કારપૂર્વક હાથ જોડીને કૌશાંબી છોડી ત્યારથી માલવદેશમાં આવ્યા ત્યાંસુધીનું સર્વ સ્વરૂપ પૂછ્યુ, એટલે તેનુ ગામ લુટાયા વિગેરેની સર્વ હકીકત તેઓએ યથાસ્થિત કહી, બતાવી તે બરોબર સાંભળીને પછી ધન્યકુમારે તેઓને કહ્યું કે—"અરે! વડીલ બંધુઓ! હવે પૂર્વે

અનુભવેલું દુઃખ સંભારશો નહિ, ચિત્તની પ્રસન્નતાથી અત્રે સુખેથી રહો. આ લક્ષ્મી, આ ઘર, આ અશ્વો, આ બળદો, આ રથો, આ ગ્રામ તે બધાં તમારાંજ છે, હું પણ તમારો અનુચર છું, તેથી જે ઈચ્છા આવે તે ગ્રહણ કરો; કારણ કે જે લક્ષ્મી બંધુઓના ઉપભોગમાં ન આવે, તે લક્ષ્મી વખણાતી નથી. ભરતી વેળાએ ઘણું જળ સમુદ્રમાં આવે છે, પણ કાંઠા ઉપર રહેલાને કશા ઉપયોગમાં આવતું નથી, તેવી રીતે ભાઇઓથી જે લક્ષ્મીનો ઉપભોગ લેવાતો નથી તે લક્ષ્મી નિરર્થક છે. મેરૂની સુવર્ણસંપત્તિની જેમ મળેલી લક્ષ્મી મને પસંદ નથી, કે જે લક્ષ્મી લાંબા કાળ સુધી આસપાસ ફરનાર મિત્ર[1]ને પણ ઉપકાર કરનારી થતી નથી, કોઇનાં ઉપયોગમાં આવતી નથી. તેથી હે પૂજ્ય બંધુઓ! મારા ઉપર કૃપા કરો, તમે અહીં રહો, અને આ લક્ષ્મી દાન તથા ભોગવડે ઈચ્છાનુસાર વાપરીને સફળ કરો આ બાળકની તે ઇચ્છા પૂર્ણ કરો." આ પ્રમાણે વિનય તથા ભક્તિગર્ભિત ધન્યની વાણી સાંભળીને માનદોષથી દોષિત થયેલા તથા ઇર્ષ્યાથી જ્વળિત અંતઃકરણવાળા તેઓ બોલ્યા કે—"ભાઈ! અમે લઘુ ભાઇના ઘરમાં રહેવા ઇચ્છતા નથી, કારણ કે ન્હાના ભાઇના ઘરમાં રહેવાથી અમારા વૃદ્ધત્વમાં ખામી આવે. શું સૂર્ય શુક્રના ઘરમાં વાસ કરે તો હલકો કહેવાતો નથી? તેથી બાપનું ધન વહેંચીને અમને આપો, એટલે અમે જુદું ઘર લઇને ત્યાં નિવાસ કરીએ." આ પ્રમાણેની તેમની વાણી સાંભળીને વિવેકી અને સરલ આશયવાળા ધન્યકુમાર પોતાના

૧ મેરૂને પક્ષે મિત્ર એટલે સૂર્ય—લક્ષ્મીના પક્ષે તેનો ભેગ વટો કરવા ઇચ્છનાર.

મૂળ શુદ્ધ એવા સેંકડો ગુણોને નહિ છોડતાં બોલ્યા કે—" જો તમારૂં અંતઃકરણ તેમજ ખુશી હોય તો બહુ સારૂં. મારે તો તમારી આજ્ઞા પ્રમાણેજ છે." આ પ્રમાણે કહીને ભંડારીને બોલાવીને આજ્ઞા કરી કે—" આ ત્રણે પૂજ્ય વડીલ બંધુઓને દરેકને ચૌદ ચૌદ સુવર્ણ કોટી આપો." તે સાંભળીને તેણે કહ્યું કે—" બહુ સારૂં, સ્વામીની આજ્ઞા મારે પ્રમાણ છે." તે પ્રમાણે કહીને તથા પ્રણામ કરીને તે ત્રણેને ભંડારીએ કહ્યું કે—"આવો, પધારો, સ્વામીની આજ્ઞાનુસાર ચૌદ સુવર્ણ કોટી તમને આપું." તેથી તેઓ ધન ગ્રહણ કરવા ભંડારીની સાથે ચાલ્યા. તે વખતે જે સભાજનો, પરિજનો તથા અન્ય લોકો ત્યાં બેઠેલા હતા તે ધન્યના ગુણોથી તથા બંધુઓના દ્વેષથી ચિત્તમાં ચમત્કાર પામ્યા, અને હાથ ઉંચા કરીને વાદીવૃંદની જેમ પરસ્પર બોલવા લાગ્યા કે—"એક તરફ આ ત્રણે બંધુઓનું માત્સર્ય તથા નિર્ધનતાના દ્વંદ્વની કોટીનું તથા બીજી બાજુ ધન્યકુમારના બંધુસ્નેહ તથા ઉદારતાના દ્વંદ્વની કોટીનુ પ્રમાણ કરો. આ જગતમાં પોતાનું અગર પારકું ધન ગ્રહણ કરવાને તો સર્વ ઇચ્છે છે, તેવા તો ઘણા હોય છે, પરંતુ જેઓ પોતાની ભુજાના બળથી ઉપાર્જન કરેલ પ્રભુત દ્રવ્ય દુશ્મનોને પણ આપી દે છે તેવા જનો બહુ દુર્લભ હોય છે—તેવા માણસો દેખાવા મુશ્કેલ છે."

હવે ધન્યની આજ્ઞાથી ભંડારીએ ત્રણે બંધુને પ્રત્યેકને ચૌદ ચૌદ કોટી સુવર્ણમહોરો આપી. તે લઇને તેઓ બહાર નીકળતા હતા, તેવામાં હાથમાં મુદ્દગર ધારણ કરેલા તે ધનના અધિષ્ઠાયિક દેવોએ વીર સુભટો ચોરને રોકે તેવી રીતે દ્વારમાં તરત જ તેમને રોકયા, અને પ્રત્યક્ષ થઇને બોલ્યા કે—"અરે નિર્ભાગ્ય

શેખરો ! અરે દુર્જનો ! અરે મુર્ખો ! પુણ્યવંત એવા ધન્યકુમારનું આ ધન તમે ભોગવવાને લાયક નથી. આ લક્ષ્મીનો ધન્ય આત્માવાળો ધન્યકુમારજ યથેપ્સિત ભોક્તા છે, જેવી રીતે સર્વ તરંગોનો ભોક્તા સમુદ્રજ હોય તેવી રીતે આનો તે ભોક્તા છે, બીજો કોઇ નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે–'પ્રબળ પુન્યવંત હોય તેનાથીજ લક્ષ્મી ભોગવાય છે તે પ્રસિદ્ધ છે.' જો તમે તેની સેવામાં તત્પર થઇ તેના પુન્યની છાયા નીચે રહેશો, તો ઈચ્છિત સુખ મેળવશો, પણ 'ધન લઇને જુદા ઘરમાં રહી સ્વેચ્છાએ ધન ભોગવીએ' એવી તમારી ઇચ્છા થશે તો તે સંપૂર્ણ થાય એવો દિવસ તો આવ્યો નથી ને આવવાનો પણ નથી. અરે જડ બુદ્ધિવાળા મૂર્ખાઓ ! ચાર વાર અમિત ધન મૂકીને તમને આપી દઈને તે ચાલ્યો ગયો, પછી તે ધન કોણે ભોગવ્યું ? હજુ પણ તમને શિખામણ મળી નથી ! આ સત પુરૂષોમાં શિખર સમાન ધન્યકુમાર તમે અપરાધ કર્યો છે છતાં પણ તેનું સૌજન્ય મૂકતો નથી, છતાં તમે કૃતઘ્નીઓમાં અગ્રેસર અને નિર્લજ છો કે ધન્યકુમારે કરેલા સેંકડો ઉપકારોને બીલકુલ ભૂલી જાઓ છો. પણ જો તમારે સુખની ઈચ્છા હોય તો તેની પાસે રહી તેની સેવા કરો, તોજ તમારૂં શ્રેય થશે."

આ પ્રમાણેના દ્રવ્યના અધિષ્ટાયિક દેવોનાં વચનો સાંભળીને તેમને પ્રતિબોધ થયો, અને તે ધન મૂકી દઈને પાછા ફરી તેઓ ઘરમાં ગયા, અને ધન્યકુમારને કહેવા લાગ્યા કે–" વત્સ ! તુંજ ખરો ભાગ્યવંત છે, તુંજ ખરો ગુણનિધિ છે, અમે તો નિર્ભાગીમાં અગ્રણી છીએ, આજે દેવતાના મુખથી ઉપદેશ સાંભળી અમને પ્રતિબોધ થયો છે. અરે જગન્મિત્ર ! અત્યાર

સુધી માત્સર્યથી ઘેરાયેલા અમોએ અંધકારથી ઘેરાયેલા પક્ષીઓ સૂર્યનો મહિમા ન જાણે તેમ તારો મહિમા જાણ્યો નહિ. હે બંધુ! શરદ્ઋતુના ચંદ્રબિંબની સાથે ખદ્યોતના બચ્ચાં જેમ હરીફાઇ કરે તેમ નિર્ભાગી એવા અમે તારી સાથે નકામી સ્પર્ધા કરી. બુદ્ધિ, વિવેક તથા પુન્ય રહિત એવા અમોએ અંતરમાં અભિમાન વધી જવાથી કુળના કલ્પવૃક્ષ જેવા તને ઓળખ્યો નહિ. ચિંતામણિને કાચના કટકા તુલ્ય ગણ્યો, આ સર્વ અમારા અજ્ઞાનના વિલાસને તારે ખમવો. તું તો ગુણરૂપી રત્નોનો સમુદ્ર છે, અમે તો ખાબોચીઆ જેવા ક્ષુલ્લક છીએ. અત્યાર સુધી તારી સાથે અમે જે જે પ્રતિકૂળ વર્તન કર્યું, તે સંભારતાં અમને બહુ શરમ આવે છે અને તારી પાસે મોઢું શું દેખાડીએ એમ થઈ જાય છે.” આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને ધન્યકુમારે વિનયપૂર્વક કહ્યું કે—“ અરે પૂજ્યો! તમે મારા વડીલો છો, હું તો તમારા અનુચર તુલ્ય છું. આટલા દિવસ સુધી મારાજ દુષ્કર્મનો ઉદય હતો, કે જેથી આપની કૃપા મારા ઉપર નહોતી. હવે આ બાળક ઉપર આપની પ્રસન્નતા થઇ, તેથી મારાં સર્વે મનોવાંછિત સફળ થયાં, હવે મારે કાંઇ પણ ઉણપ રહી નહી. આ ધન, આ ઘર, આ સંપત્તિ બધી તમારીજ છે, હું પણ આપની આજ્ઞાનો પાલન કરનાર છું, તેથી આ ધનનો ઇચ્છાનુસાર દાન, ભોગ, વિલાસાદિકમાં ઉપયોગ કરો, અહી કાંઇ પણ ન્યુનતા નથી, તેથી તમારા મનમાં જરા પણ શંકા લાવશો નહિ.”

આ પ્રમાણે વિનયપૂર્વક મિષ્ટ વચનોવડે તેને સંતોષ્યા, તેઓ પણ મત્સર રહિત થયા, અને ચિત્તની પ્રસન્નતાથી દાન અને ભોગમાં ધનનો વિલાસ કરવા લાગ્યા. ત્યાર પછી ધન્યકુમારે

મોટા ભાઇઓને માલવમંડળમાં પિતાના નિવાસના ગ્રામનું નામાદિક પૂછીને પોતાના વિશ્વાસવાળા પ્રધાન પુરૂષોને અનેક રથ, અશ્વ, પાયદળ વિગેરે પરિવાર સહિત ત્યાં મોકલ્યા. તેઓ અતિ બહુમાન તથા યત્નપૂર્વક ધન્યકુમારના માબાપને તથા તેની ત્રણે ભોજાઇઓને રાજગૃહી લઇ આવ્યા. 'રાજગૃહના ઉપવનમાં તેઓ આવેલા છે' તેવા સમાચાર મળતાં મોટા આડંબર સહિત ચારે ભાઇઓ માબાપની સન્મુખ ગયા, અને માબાપને નમસ્કાર કરીને દાન તથા માનપૂર્વક મહોત્સવ સહિત તેમનો નગરપ્રવેશ કરાવ્યો. મોટી ભક્તિવડે તેમને ઘેર લઇ જઇ ભવ્ય આસન ઉપર બેસાડીને ચારે ભાઇઓએ ચાર પુરૂષાર્થ એકઠા થયા હોય તેમ એકઠા થઇને માબાપને નમસ્કાર કર્યા. તે વખતે ત્રણે મોટા ભાઇઓએ કહ્યું—"પિતાજી ! આટલા દિવસ સુધી આપના હિતશિક્ષાનાં વચનો અમે અંગીકાર કર્યા નથી, ઉલટાં કુળમાં કલ્પતરૂ તુલ્ય નાના બંધુ ઉપર માત્સર્યભાવ ધારણ કર્યો છે, તેથી અમારા અતિશય દ્વેષના દોષથીજ અમને વારંવાર દુ:ખ પ્રાપ્ત થયા કર્યું છે. હેવટે દેવોએ અમને પ્રતિબોધ આપ્યો, ત્યારેજ અમારા હૃદયમાં રહેલ અજ્ઞાનનો દોષ નાશ પામ્યો છે. હવે તેનાજ ભાગ્યબળથી સુખસંપત્તિનો વિલાસ અમે કરીએ છીએ. આજ સુધી અમે આપની આજ્ઞાના ખંડનરૂપ મહાન્ અપરાધ કર્યો છે, તેની આપ ક્ષમા કરશો. આપ ક્ષમા કરવાને યોગ્ય છો. તેથી અમારો અપરાધ ખમશો." ધન્યકુમારે પણ બધું ઘર, ધન, સંપત્તિ વિગેરે પિતાને સ્વાધીન કરી દીધું; પોતે નિશ્ચિંત થઇ જઇને માબાપની ભક્તિ કરવા લાગ્યો ઉદારતા અને માબાપની ભક્તિ તેજ મોટાઓનું કુળવ્રત છે. આખા નગરમાં ધન્યકુમારના ગુણનું વર્ણન થવા

લાગ્યું. તથા પ્રશંસા થવા લાગી. રાજાએ પણ ત્રણે પુત્ર સહિત ધનસાર શ્રેષ્ઠીને બોલાવીને વસ્ત્રાભૂષણાદિકથી તેમનો સત્કાર કરી તેમને બહુમાન આપ્યું. આ પ્રમાણે માતાપિતા અને બંધુઓ સહિત રાજાના જમાઈ અને ગુણોના સમૂહરૂપ, તથા સર્વ લોકોમાં માનનીય ધન્યકુમાર સંપૂર્ણ સુખ ભોગવવા લાગ્યા.

એ પ્રમાણે હમેશાં વૃદ્ધિ પામતી ધન, ધાન્ય, ઋદ્ધિ, સમૃદ્ધિ વિગેરેથી વધતી જતી યશકીર્તિથી ધન્યકુમારે કેટલોક કાળ આનંદમાં પસાર કર્યો. એકદા રાજગૃહી નગરીના ઉપવનમાં અજ્ઞાનનો અંધકારરૂપી ભાર દૂર કર્યો છે જેમણે એવા તથા સર્વ વિશ્વના પદાર્થોને પ્રકાશનાર સાક્ષાત્ સૂર્ય સમાન ધર્મઘોષ નામના સૂરિ મહારાજ મોટા સાધુસમુદાયથી પરવરેલા પધાર્યા. ગુરૂમહારાજના આગમનના સમાચાર સાંભળીને ભક્તિવંત અને સ્વભાવની હલકાઇ જેમણે મૂકી દીધી છે તેવા ધનસારાદિક પૌરજનો કોઇ પણ જાતની ઈચ્છા વગર ગુરૂમહારાજને નમસ્કાર કરવા આવ્યા. પાંચ અભિગમ સાચવી વિધિપૂર્વક ગુરૂને વાંદીને ધર્મ સાંભળવાની ઇચ્છાવાળા તેઓ ગુરૂની સન્મુખ ઉચિત સ્થાને બેઠા, એટલે ગુરૂમહારાજે તેમને ધર્મદેશના સાંભળવાને તત્પર જોઈ ચારે ગતિના કલેશને નિવારનાર ચાર પ્રકારનો ધર્મ કહી સંભળાવ્યો. તેમાં કહ્યુ કે—"સર્વ સમીહિત સંપદાને આપનાર દાનાદિક ધર્મના ચારે ભેદો વિધિપૂર્વક આરાધે તો કલ્પદ્રુમની જેમ તે ફળે છે. તે ચારે ધર્મોમાં પણ દાનધર્મ સર્વથી પ્રથમ છે. જૈનધર્મનું મૂળ દયાજ કહેલ છે, તે તેમાં અભયદાન રૂપે છે. કહ્યું છે કે—

अभयं सुपत्तदाणं, अणुकंपा उच्चिय कित्तिदाणं च ।
दोहिंपि मुक्खो भणिओ, तिन्नि वि भोगाइआ दिन्ति ॥१॥

દાનના પાંચ પ્રકાર કહેલા છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન, તેમાં પ્રથમના બે દાન મોક્ષ આપે છે, જ્યારે બીજા ત્રણ દાનો ભોગાદિક આપે છે.

દાનના ગુણથી આલોક અને પરલોકમાં જીવ જગત્‌વલ્લભ થાય છે. દાની જે કાંઇ ઈચ્છે તે સર્વ તેના મુખાગ્રે હાજર થાય છે. દાનીને ઇચ્છા માત્ર કરવાથી સર્વ સંપદા આવી મળે છે, તે પ્રત્યક્ષ દેખાય છે. દાતાવડેજ નગરી શોભે છે. તેમાં પણ સુપાત્ર-દાનવડે વિશેષ પુણ્ય અને યશ મળે છે. કહ્યું છે કે—

पृथिव्याभरणं पुरुषः, पुरुषाभरणं प्रधानतरा लक्ष्मीः ।
लक्ष्म्याभरणं दानं, दानाभरणं सुपात्रं च ॥

'પૃથ્વીનું આભરણ પુરૂષ છે, પુરૂષનું આભરણ ઉત્તમ લક્ષ્મી છે, લક્ષ્મીનું આભરણ દાન છે, અને દાનનું આભરણ સુપાત્ર છે.'

વળી દાન કોઇ પણ સ્થળે નિષ્ફળ જતું નથી, તે માટે કહ્યું છે. કેઃ—

पात्रे पुण्यनिबंधनं तदितरे प्रोद्यद् दयाख्यापकं ।
मित्रे प्रीतिविवर्धकं रिपुजने वैराऽपहारक्षमम् ॥
भृत्ये भक्तिभरावहं नरपतौ सन्मानपूजाप्रदं ।
भट्टादौ च यशस्करं वितरणं न क्वाप्यहो निष्फलम् ॥

'દાન પાત્રમાં અપાય તો પુણ્યનો બંધ કરાવે છે, તે સિવાય બીજામાં અપાય તો 'દયાળુપણા' નું બિરૂદ આપે છે. મિત્રને અપાય તો પ્રીતિ વધારનાર થાય છે, દુશ્મનને અપાય તો વૈરનો નાશ કરનાર થાય છે, નોકરને અપાય તો ભક્તિની વૃદ્ધિ કરનાર થાય છે, રાજાને અપાય તો સન્માન અને પૂજા અપાવનાર થાય

છે, ભટ્ટાદિકને અપાય તો યશ કરાવનાર થાય છે. અહો ! દાન કોઇ સ્થળે નિષ્ફળ જતું નથી. જ્યાં અપાય ત્યાં ફળ આપનાર થાય છે.'

આ બાબત પ્રસિદ્ધ છે. ચિત્ત, વિત્ત અને પાત્ર તે ત્રણેની શુદ્ધિપૂર્વક જે દાન અપાય તેના ફળનું વર્ણન કરવાને તો કોઈ સમર્થ નથી. કહ્યુ છે કે—

ऋसहेसरसमं पत्तं, निरवज्ज इक्खुरससमं दाणं ।
सेयंससमो भावो, हविज्जइ पुण्णरेहाए ॥ १ ॥
भयवं रसेण भवणं, धणेण भुवणं यसेण पूरियं सयलं ।
अप्पा निरुवम सुक्खेण, सुपत्तदाणं महग्घवियं ॥२॥

'ઋષભદેવની જેવા પાત્ર, નિરવદ્ય શેરડીના રસ જેવી વસ્તુનું દાન અને શ્રેયાંશના સરખો ભાવ તે તો મહાપુણ્યરેખા હોય તોજ એકત્ર થાય છે.'

'ભગવાનને રસવડે, ગૃહને ધનવડે, સકળ લોકને યશવડે, તથા આત્માને નિરૂપમ સુખવડે ભરીને શ્રેયાંશે સુપાત્રદાનને મહા મૂલ્યવાળુ બતાવ્યું છે.'

" વડના બીજથી મોટું વડ થાય છે, તેવી રીતે સુપાત્રદાન થોડું આપ્યું હોય તો પણ મહા ફળદાયી થાય છે, ધનદત્તે માત્ર એકવાર પૂર્વભવમાં સુપાત્રદાન આપ્યું હતું, તો તેને તે દાન સકળ સમૃદ્ધિ અપાવનાર થયું છે."

ગુરૂએ આ પ્રમાણે કહ્યું, એટલે ધનસારાદિકે વિનયપૂર્વક પૂછ્યું કે—" ભગવન્ ! તે ધનદત્ત કોણ હતો ? અને તેણે કેવી રીતે દાન દીધું ? તે કૃપા કરીને કહી સંભળાવો." તેથી ગુરૂમહારાજે કહ્યું કે સાંભળોઃ—

# ધનદત્ત કથા.

પૂર્વે પૃથ્વીભૂષણ નામે નગરમાં કેરલ નામે એક રાજકુમાર હતો. તે એક દિવસ રથવાડી રમવા વનમાં ગયો. તે સમયે તેના મહાભાગ્યના ઉદયથી તે નગરના ઉપવનમાં જગદ્ગુરૂ એવા તીર્થંકર સુર અસુરોએ પરવરેલા સમવસર્યા તે વખતે પ્રાતિહાર્ય અને અતિશયાદિકની શોભા જોઇને હર્ષપૂર્વક તે તેમને વાંદવા ગયો. પાંચ અભિગમ સાચવી જિનેશ્વરને નમસ્કાર કરીને તે ઉચિત સ્થાનકે બેઠો. તે વખતે જગદ્ગુરૂએ ભવ્યજનના ઉપકાર માટે અનાદિનો ભ્રમ નિવારનારી દેશના આપવી શરૂ કરી. ભગવંતે કહ્યું કે—"ચોરાશી લક્ષયોનિથી ગહન એવા આ સંસારમાં પ્રાણીઓને દશ દષ્ટાંતથી દુર્લભ [૧]મનુષ્ય જન્મ મળવો મુશ્કેલ છે. મનુષ્ય જન્મ મળે તોપણ [૨]આર્ય ક્ષેત્ર, [૩]ઉત્તમ કુળ, [૪]પૂર્ણ આયુ, [૫]ઇંદ્રિયની પરિપૂર્ણતા, [૬]નિરોગીપણું, [૭]સદ્ગુરૂનો સંયોગ, [૮]ધર્મશ્રવણની ઇચ્છા, [૯]ધર્મનુ શ્રવણ, [૧૦]કદાગ્રહનો ત્યાગ વિગેરે ધર્મપ્રાપ્તિનાં સયોગો મળવાં બહુ મુશ્કેલ છે. તેવા સંયોગો મળ્યા છતાં પણ આ જીવ અનાદિ કાળના શત્રુ એવા લોભ તથા કામને વશ થઇને નકામો કાળ ગુમાવે છે. તેમાં પણ જેનો લોભ કરે છે તે અર્થ તો સર્વ અનર્થનું મૂળજ છે. કહ્યુ છે કે—

अर्थानामर्जने दुःख-मर्जितानां च रक्षणे ।
आये दुःखं व्यये दुःखं, धिगर्थं दुःखसाधनम् ॥

'ધન મેળવવામાં પણ દુઃખ છે. તેના રક્ષણમાં પણ દુ ખ છે, તેની આવક અને જાવક બનેમાં દુ ખ છે દુ.ખનાજ સાધનભૂત એવા અર્થને ધિક્કાર છે !'

બહુ ક્લેશ તથા ઘણા પાપોવડે કદાચ પૂર્વ પુણ્યના ઉદયથી ધન મળે તોપણ તેને સાચવવામાં ઘણું દુઃખ છે, કારણકે ધનને ઘણા ભય છે. કહ્યું છે કે—

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमीभुजो,
गृह्णंति च्छलमाकलय्य हुतभुग् भस्मीकरोति क्षणात् ।
अम्भः प्लावयते क्षितौ विनिहितं यक्षा हरन्ति ध्रुवं,
दुर्वृत्तास्तनया नयन्ति निधनं धिग् बह्वधीनं धनं ॥

' ગોત્રીઓ તેની ઇચ્છા કરે છે, ચોરો ચોરી જાય છે, રાજાઓ છળ કરીને ગ્રહણ કરે છે, અગ્નિ ક્ષણમાં ભસ્મીભૂત કરે છે, પાણી પલાળીને નાશ કરે છે, ભૂમિમાં ગોપવીને રાખેલું યક્ષો હરી જાય છે અને છોકરાંઓ જો કુમાર્ગગામી થાય છે તો તેનો નાશ કરે છે. અહો ! આવાં બહુ જનોને આધીન ધનને ધિક્કાર છે ! '

કોઇ વખતે પાપના ઉદયથી ધનનો નાશ થાય તો લોકોમાં વ્યવહાર, આજીવિકા, દ્રવ્યથી મળતુ સુખ—તે સર્વનો વિરહ થવાથી તે મનુષ્ય મહા વિષાદ તથા શોકને પામે છે. અનેક કુવિકલ્પોથી આકુળવ્યાકુળ થયેલ નિર્ધન માણસ આર્ત્ત અને રૌદ્રધ્યાન કરતાં દુષ્ટ એવાં આઠે કર્મો બાંધે છે. લક્ષ્મીના નાશથી વિચારશ્રેણિમાં મૂઢ થઈ જઇને સારો માણસ મરણ પણ પામે છે, અને મરણ પામીને નરક નિગોદાદિકમાં અપરિમિત દુઃખ પામે છે. વળી કદાચિત્ સુકૃત્યોનાં ઉદયથી મળેલું ધન જન્મથી માંડીને મરણપર્યંત સ્થિર થઇને રહે છે તો પ્રકૃતિથીજ દુષ્ટ આશયવાળી તે લક્ષ્મી કામ તથા ભોગને માટે ધનવંતને પ્રેરે છે. કામાસક્ત જીવ કામભોગને માટે, વિષયલાલસા તૃપ્ત કરવા માટે

છએ કાયની બહુ પ્રકારે વિરાધના કરે છે, સાતે દુર્વ્યસનો સેવે છે અને તેને સેવતો ફરીથી અનંત સંસારમાં ભ્રમણ કરાવે તેવું કર્મ બાંધી તે ભવ પૂર્ણ કરીને નરકાવાસમાં પડે છે. વળી એકેક ઇંદ્રિયને વશ પડેલ પ્રાણી પણ મહા દુઃખ પામે છે, તો પછી પાંચે ઇંદ્રિયને વશ પડેલ જીવ મહાદુઃખો પામે તેમાં શું આશ્ચર્ય ? તેથી સર્વ દુષ્ટ અર્થને પ્રેરનારી લક્ષ્મી ધનુષ્યનો દંડ જેમ પ્રાણીના પ્રાણ હરનાર થાય છે તેમ સમસ્ત દોષોને નીપજાવનારજ થાય છે."

આ પ્રમાણે ધર્મોપદેશમાં જગદ્ગુરુએ કહ્યું, એટલે કેરલ રાજપુત્રે ઊભા થઇને વિનયપૂર્વક બે હાથ જોડી પ્રણામ કરીને ત્રિજગદ્ગુરુ તીર્થંકર ભગવાનને પ્રશ્ન પૂછ્યો કે-" સ્વામિન્ ! આપે તો લક્ષ્મીને સર્વ દુઃખના નિબંધનરૂપ-હેયરૂપે ઉપદેશી છે; પણ મહારાજ ! હસ્તી, અશ્વ, રથ વિગેરે વિભૂતિઓથી રમણિક, આગળ ચાલતા અનેક પદાતિ તથા ઘોડેશ્વારોના સમૂહથી સંકુચિત થયેલી, સર્વે લોકોને પ્રિય, ચતુર એવા ભોગી પુરૂષો પાસે રહેનારી, સમસ્ત ઐહિક સુખના ભંડાર જેવી લક્ષ્મી કોણ છોડી શકે છે ? કોનાથી છોડાય છે ? " આવો પ્રશ્ન સાંભળી ભગવંત બોલ્યા કે-" રાજકુમાર ! અનાદિ કાળના સહવાસથી ઇંદ્રિયવશ થયેલા સંસારી જીવોને ઇંદ્રિયસુખ ઘણું ઇષ્ટ લાગે છે, અને એ સુખ લક્ષ્મીને આધીન છે, તેથીજ સર્વે સંસારી જીવોને લક્ષ્મી બહુ પ્રિય છે, પણ આ લક્ષ્મી ખળ પુરૂષની માફક અંતે આ જીવને અતિશય દુખદાયીની થાય છે. જેવી રીતે ખળ પુરૂષ પ્રથમ મિષ્ટ વચનાદિકથી પરનું આકર્ષણ કરીને. તેનું સર્વ જાણી લઈને. તેને દુર્બુદ્ધિ આપીને અકાર્યમાં પ્રવર્તાવે છે; ત્યારપછી તેજ ખળ પુરૂષ રાજાદિકની પાસે જઇને તે મનુષ્યના

અકાર્યનું બધું સ્વરૂપ કહી—ચાડી કરીને તેને કારાગૃહમાં નખાવે છે, વળી રાજાદિકની પાસે કાંઈક સારી, માઠી વચનરચના કરીને તેનો કાંઇક દંડ પણ કરાવે છે, અને કારાગૃહમાં ગયેલની પાસે જઇ ભય દેખાડીને તેનું સર્વસ્વ લુંટી લે છે, અને રંકની માફક તેને પોતાને સ્વાધીન કરી લે છે. આ પ્રમાણે કર્યા છતાં પણ પેલો મૂર્ખ મનુષ્ય તો એમ જાણે છે કે—'આજ મારો ખરો હિતકારી પુરૂષ છે.' પેલો ખળ પુરૂષ તો તેને તેવી રીતે આકર્ષીને ઘર વિગેરે તેનુ બધુ લઇ લઇને તેને દરિદ્રી કરી મૂકે છે, અને તેને બહાર કાઢી મૂકે છે, તેની સામું પણ જોતો નથી, અને પેલો સ્થાનભ્રષ્ટ થયેલ મનુષ્ય અનેક દુઃખો અનુભવે છે; તેવીજ રીતે લક્ષ્મી પણ દુઃખ દેનારી છે. તેનું ચરિત્ર—પદ્ધતિ—કાર્યક્રમ આ પ્રમાણે છે. લક્ષ્મી -મરણરૂપી દાન દેવામાં દક્ષ છે. દયા, દાન, સંવરાદિ ધર્મકૃત્યની વિરોધી છે. પહેલાં તો તે મહા કષ્ટથી મેળવાય છે, મળ્યા પછી મહા દુઃખથી તેનુ રક્ષણ કરાય છે. ધનનું સંરક્ષણ તે સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન છે. લક્ષ્મીથી વૃદ્ધિ પામેલા અને લક્ષ્મી ઉપાર્જન કરવામાં તત્પર થયેલા મનુષ્યો કુળમર્યાદાને ગણતા નથી, શીલને આચરતા નથી, શીલવંતને બહુમાન્ય ગણતા નથી, વૃદ્ધ અગર વિદ્વાનની દરકાર કરતા નથી, શ્રુતને અનુસરતા નથી, ધર્મને ઇચ્છતા નથી, આચારની ચિંતા કરતા નથી, જાતિ, કુળ, ધર્મ, દેશાદિકથી વિરૂદ્ધ આચરણ કરતાં તેને લજ્જા થતી નથી, પોતાના અપલક્ષણોને શોધતા નથી, શૌચકર્માદિ આચરતા નથી, પુષ્પમાળાદિકવડે તેમને માન આપ્યું હોય, આસેવના કરી હોય, તોપણ ક્ષણ માત્રમાં તેઓ ફરી જાય છે. ચંડાળની જેમ વિનયાદિ ગુણોથી યુક્ત એવા પુરૂષનો સંસર્ગ કરતા નથી,

મદિરાપાન કરનારની જેમ ઉન્મત્ત થઇને આમતેમ ભટકે છે, અનેક ગુણોથી અલંકૃત હોય છતાં લક્ષ્મીની સંગતિ થતાંજ ઉત્તમ પ્રકૃતિવાળા મનુષ્યોની પ્રકૃતિમાં પણ વિકૃતિ થઇ જાય છે, લક્ષ્મીવંત પુરૂષો જ્વર આવ્યો હોય તેવા માણસની જેમ ગમે તેવું બોલે છે, અતિશય આકુળવ્યાકુળ ચિત્તવાળા થઇને ભમે છે. વળી ધનવંત પુરૂષો પાણીથી કાદવ ધોવાય તેવી રીતે દાક્ષિણ્યતાને ધોઇ નાખે છે. કોઇનુ મોઢું—કોઇનુ કહેણ સાચવતા નથી, કોઇને માનનીય ગણતા નથી. ધૂમાડાના સંચયથી ચિત્ર-વલ્લી જેમ મલિન થઇ જાય છે તેમ ધનવંતનું હૃદય મલિન થઇ જાય છે. કહ્યું છે કે:—

भक्ते द्वेषो जडे प्रीति—रारुचिर्गुरुलंघने ।
मुखे च कटुता नित्यं, धनिनां ज्वरिणामिव ॥

'જ્વરવાળા પુરૂષની અને લક્ષ્મીવંતની એક સરખી સ્થિતિ હોય છે. જ્વરીને ભોજન ઉપર, ત્યારે ધનવંતને ભક્ત એટલે સેવકો ઉપર દ્વેષ થાય છે. જ્વરીને જળની ઉપર પ્રીતિ થાય છે, ત્યારે ધનવંતને મૂર્ખ (જડ) ઉપર પ્રીતિ થાય છે; જ્વરીને મોટી લાંઘણ કરવી પડે છે, ત્યારે ધનવંતને મોટાઓની આજ્ઞા ઉલ્લંઘવાની ઇચ્છા થાય છે. જ્વરીનું મુખ કડવું—ખાટું રહે છે, ત્યારે ધન-વંતના મુખમાં કટુતા હોય છે.'

હે રાજકુમાર! જ્યાં સુધી લક્ષ્મી હોય છે, ત્યાં સુધી રાજ્ય અને શોકનું બંધન રહે છે. વળી રાજ્ય પાતાળની જેવું દુષ્પૂર—કોઇથી ન પૂરી શકાય તેવું છે, ખળ પુરૂષની સંગતિની જેમ વિરસમાં છેડો લાવનાર છે, પણ્યાંગનાની પ્રીતિની જેમ ધનવલ્લભ છે, તરૂણીના આંખના પલકારાની જેમ ચંચળ સ્વભાવી છે,

ક્ષણમાં ઝબકતી વિજળીની જેવું અસ્થિર સ્વભાવી છે, અજ્ઞાનીના વચનની જેમ દારૂણ પરિણામ લાવનાર છે, સંધ્યાના રંગના વિલાસની જેમ અજ્ઞાત રીતે ઉત્પત્તિ અને નાશવાળું છે, સમુદ્રના તરંગોમાં નાંખેલ તેલના વિસ્તારની જેમ અસ્થિર રચનાઓનો વિસ્તાર કરનાર છે, કરંડીઆમાં રાખેલ સર્પની જેમ અપ્રમત્તપણે પળાય તોજ પાળી શકાય તેવું છે અને પ્રત્યેક ક્ષણે રૌદ્રધ્યાનના વિકલ્પનું મૂળ છે. લક્ષ્મીજ વિકાર કરનાર છે, તેમાં પણ રાજ્યલક્ષ્મી તો વિશેષ વિકાર કરનાર ને વિકળતા આણનાર છે; કારણ કે રાજ્યલક્ષ્મીથી સંવૃત્ત થયેલા પુરૂષો વિશાળ લોચનવાળા હોય છતાં પણ અંધ પુરૂષની માફક સન્મુખ આવેલ મનુષ્યને પણ દેખતા નથી, બીજા જણાવે ત્યારેજ જાણે છે. કાન સહિત હોય છતાં પાસે બોલાતું હોય તે પણ બહેરાની માફક સાંભળતા નથી. મુખ તથા સ્પષ્ટ જિહ્વાઇંદ્રિય હોય છતાં પણ મુંગાની માફક સામો ઉત્તર દેતા નથી. વળી રાજ્યમાં રહેનારા મંત્રી વિગેરે પણ રાજાની પાસે રહેવાથી ધૂર્ત અને ધૃષ્ટ બુદ્ધિવાળા થઇ જાય છે; તેઓ અતિશય જૂઠાણાં, કપટ, માયા, શપથ વિગેરે કૃત્યોવડે રાજ્યનો પ્રસાદ મેળવીને મધુલિપ્ત હસ્તમાં જેટલાં તલ ચોંટે તેટલી વખત ખોટા સોગન ખાય છે, અને બોલે છે કે—"શત્રુનો નિગ્રહ કરવો તેજ રાજનીતિ છે." આવાં અધર્મી વાક્યોવડે રાજાને ભમાવે છે. આ ધૂર્તો રાજાને અનેક પ્રકારની દુર્બુદ્ધિ આપે છે. આ પ્રમાણે રાજ્યમદમાં મસ્ત થયેલા ચિત્તવાળા નિરંકુશી જનો સકળ જનોને સંતાપીને તથા વિષયાંધ થઇને ધર્મનો રાગ તથા ધર્મપ્રવૃત્તિની ભજના દેખાડે છે. ઉપરનો ડોળ કરે છે. અર્થના લોભી એવા તે પુરૂષોના અવલંબનથી જેની આજીવિકા

ચાલતી હોય તેવા પુરૂષોથી અસત્ય વચનોવડે ઉપમાના આડં-બરથી તેઓ સ્તવાય છે. આવી સ્તુતિઓથી દેવથી પણ અધિક તેવી પોતાની જાતને તેઓ ગણે છે. આ પ્રમાણે રાજ્યના મહાન્ ગર્વરૂપી ગરલ—વિષથી જેનો વિવેક નાશ થઈ ગયેલો છે તેવા તે પુરૂષો દેવને નમતા નથી તથા પૂજતા નથી, મુનિવરને સેવતા નથી, શાસ્ત્રકથા સાંભળતા નથી, માતા પિતા અગર સજ્જન કે કુળ-વૃદ્ધાદિ પુરૂષની મર્યાદા સાચવતા નથી. વળી હલકુ—ન શોભે-તેવું પણ સ્વકથન અતિ સુંદર ગણાવ્યા કરે છે—ગાઇ બતાવે છે. પોતે કરેલ અમાંગળિક કાર્યને પણ મંગળપણે સ્થાપે છે સુંદર એવાં પણ પારકાનાં વચનોને અસુંદરપણે સ્થાપે છે. વળી જે રાજાની વાણીને 'તહત્તિ' કહીને કબુલ રાખે છે, જે રાજાને દેવ-તાની જેમ સ્તવે છે, તથા જે રાજાની ભુજાના બળ તથા પરાક્ર-મને અને દાનાદિકની ઉદારતાને અતિશયોક્તિપૂર્વક વર્ણવે છે, તેવા ખુશામતખોરોનેજ તેઓ પાસે રાખે છે, તેનુંજ કહેલું સાંભળે છે, તેજ પાસે ઉભા રહીને રાજાઓ પાસે બોલવા સમર્થ થાય છે. નવા નવા પ્રકારની ખાન, પાન, વસ્ત્ર, દ્રવ્યાદિક વસ્તુઓ તેનેજ આપવામાં આવે છે, તેઓનેજ પ્રિયમિત્રપણે, સજ્જનપણે, શુભચિંતકપણે ગણવામાં આવે છે, તેનુંજ બહુમાન કરવામાં આવે છે, તેવાનેજ આપત્તિમાં સહાય કરવામાં આવે છે, તેનીજ સાથે વાતચિત કરવામાં આવે છે. હૃદયમાં રહેલી હકીકત તેનેજ કહેવામાં આવે છે.

વળી આવાં વર્તનવડેજ રાજાઓને વહાલા થઈ શકાય છે, બાકી સત્યવાદીઓ અગર વચને વચને શિખામણ આપનારા તથા પરિણામે હિત કરનારા માણસો વલ્લભ—પ્રિય—વહાલા થઈ શકતા

નથી; તેથી હે કુમાર! આવી રાજ્યલક્ષ્મી કે જે બહુ વિકાર કરવાના સ્વભાવવાળી છે, તે તો અજ્ઞાની માણસોનેજ પ્રતિબંધ કરનાર થાય છે, પણ ડાહ્યા તત્ત્વજ્ઞાની અને પૂર્વાપર લાભાલાભ જોનારને પ્રતિબંધ કરનાર થતી નથી. તેની ઉપર એક કથાનક કહું છું તે સાવધાન થઇને સાંભળો. સુચિવોદ અને શ્રીદેવ નામના બે મિત્રો વ્યવહારી હતા, તેને લક્ષ્મીએ મોટા બનાવીને ઉચ્ચ પદે સ્થાપિત કર્યા, પછીથી તે બંનેએ લક્ષ્મીને સ્થિર કરવા માટે શૌચ, પૂજા, બહુમાન વિગેરે કર્યું, પણ લક્ષ્મીએ તૃણની જેમ તેને નિર્ધન બનાવી દીધા. તેની કથા આ પ્રમાણે છેઃ—

## સુચિવોદ અને શ્રીદેવની કથા.

ભોગપુર નામના નગરમાં સુચિવોદ અને શ્રીદેવ નામના બે વાણીઆ જુદી જુદી પોળમાં રહેતા હતા. તેઓ બંને પરંપરાથી વારસામાં આવેલી મહાલક્ષ્મીને સુખેથી ભોગવતા ગૃહવાસ ચલાવતા હતા. તે બનેમાં જે સુચિવોદ હતો તેને શૌચધર્મ ઉપર બહુ પ્રેમ હતો. હમેશાં હાથમાં પાણીથી ભરેલ તાંબાનું વાસણ રાખીને ફરતો હતો. જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં પહેલાં ભૂમિ અથવા આસન પાણીની અંજળીથી છાંટી પવિત્ર કરીને પછી બેસતો. ગૃહકાર્યને માટે જે જે વસ્તુ લાવતો તે સર્વે જળવડે છાંટી શુદ્ધ કરીને પછીજ તે ઘરમાં મૂકતો.

એક દિવસે તેને ઘેર માતંગો[1] આવ્યા. તે વખતે તેની ગૃહિણી લક્ષ્મીવતીએ તેમને પૂછ્યું કે—"તમે કેમ આવ્યા છો?" તેઓએ કહ્યું—"પ્રથમ ઘણા વર્ષ પહેલાં સુચિવોદના પિતાએ અમને વ્યાજે સોનામહોરો દીધેલી હતી. ઘણો વખત તે વાતને થઇ ગયો,

૧ ઢેઢ.

હવે અમારી પાસે સંપત્તિ થઇ, અમને સોનામહોરો મળી, તેથી તેમનું ઋણ ચુકવવાને માટે વ્યાજ સહિત હિસાબ ગણી તેટલી સોનામહોરો સાથે લઈને અમે અહી આવ્યા છીએ, તે આપવી છે, તો સુચિવોદ શેઠ કયાં ગયા છે ?" લક્ષ્મીવતીએ કહ્યું કે—"હમણા બપોરનો સમય છે, તેથી તેઓ ઉપરના માળે સુખેથી સુતેલા છે, હું તેને ઉઠાડુ છું." તે સાંભળીને માતંગો બોલ્યા કે—"નિદ્રાનો છેદ કરવામાં મહા પાપ છે, કહ્યું છે કે—નિદ્રા છેદનાર તથા પંક્તિભેદ કરનાર બને સરખા પાપી છે. તેથી આ સોનામહોરો તમેજ ગ્રહણ કરો, તેઓ જાગે ત્યારે બધુ નિવેદન કરજો." એમ કહીને એક ભાજનમાં દીનારો મૂકીને તે માતંગો ગયા. હવે જ્યારે સુતેલો સુચિવોદ જાગ્યો, ત્યારે ઉપરને માળેથી તે નીચે આવ્યો. લક્ષ્મીવતીએ સ્વામીને માતંગોની બધી હકીકત કહી સંભળાવી. સુચિવોદે પૂછ્યુ—'તે સોનામહોરો કયાં છે ?" તેણીએ કહ્યુ કે—"અમુક ભાજનમાં મૂકેલી છે." સુચિવોદે સોનામહોરો જોઇને પૂછ્યું કે—"લક્ષ્મીવતિ ! આને જળનો યોગ કરાવ્યો છે કે નહિ ?" તેણીએ કહ્યુ કે—"લક્ષ્મી અને સરસ્વતીના સંયોગવડેજ સોનામહોરો બને છે, તેથી જળયોગ કરવાનું તેમાં શુ કારણ છે ?" આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને વાંકી ભૃકુટી કરી, રાતું મુખ કરી, ક્રોધ કરીને તે બોલ્યો કે—"આ સોનામહોરોનો ભલે નાશ થઇ જાઓ, તેઓ ગુફામાં અથવા પર્વતની ખીણમાં ભલે પડો ! તારે ઘેર ભલે શૌચ ન હોય ! પણ મારૂં પવિત્ર ઘર તે આજે મલીન કર્યું છે " આમ બોલીને ડાબા પગવડે સોનામહોરોના ભાજનને પાટુ મારીને તેણે દૂર ફેંકી દીધું. તેના આ કૃત્યથી તેના ઘરની લક્ષ્મીદેવીએ વિચાર્યું કે—" આને

પાપનો ઉદય થયો છે, તેથી આ અયોગ્ય આચરણ કરે છે. ઘરે આવેલી મને ડાબે પગે તરછોડે છે, તેથી આજથી મારે પણ તેનું ઘર છોડી દેવું, અને હવે એવું કરવું કે જેથી તે ઉદરવૃત્તિ પણ કરવાને સમર્થ રહે નહિ, તેનું ઘર દારિદ્રથી પૂર્ણ કરી દેવું."

આ પ્રમાણે વિચારીને લક્ષ્મીએ સુચિવોદનું ઘર છોડ્યું, એટલે થોડા દિવસમાં તેનું સર્વ ધન ચાલ્યું ગયું, કાંઇ પણ રહ્યું નહિ. આજીવિકાને માટે તે જે જે વ્યાપારાદિક કરે તે તે વિપરીત પડવા લાગ્યા. ધન જવાથી જેની સેવાદિક કરે તેમાં કાંઈ અશુદ્ધિ થાય, અમંગળ થાય તો તેઓ તેને કાઢી મૂકવા લાગ્યા. આ પ્રમાણે સ્વજનવર્ગમાં અને અન્ય સર્વજનોમાં તે અનિષ્ટતર થઈ ગયો. નિર્વાહ ચાલે તેટલું અન્ન પણ તેના ઘરમાં રહ્યું નહિ. ક્ષુધાથી કૃશ થયેલા પેટવાળો તે આમ તેમ ભટકવા લાગ્યો. તેની પત્ની લક્ષ્મીવતી અન્ન પણ દુર્લભ થઇ જવાથી તેના પિતાને ઘેર ચાલી ગઈ. સુચિવોદ દુઃખની પરંપરારૂપ અગ્નિથી જ્વલિત અંતઃકરણવાળો થઇને કોઈ રીતે નિર્વાહ કરવાને પણ શક્તિવંત રહ્યો નહિ, ત્યારે તે ગામ છોડીને દેશાંતરે ગયો. એક ગામથી બીજે ગામ ભટકતાં જે જે સ્થળે તે વ્યાપારાદિ કરતો હતો, તે તે સ્થળે વિપરીત પરિણામ આવવાથી તે મહા દુઃખને પામતો હતો, કોઈને ઘેર સેવા કરવા—નોકરી કરવા રહેતો તો ચૌર્યાદિકનું કલંક ચઢતું, અને તેને રજા આપી દેતા. આ પ્રમાણે બહુ ગામ અને દેશોમાં બહુ કાળ સુધી તેણે ભ્રમણ કર્યું, પણ સર્વત્ર વ્યાપારાદિકમાં અવળા પાસા પડવાથી નાશીપાસ થઇને આશાભંગ થયેલો ફરીથી સ્વદેશ તરફ પાછો વળ્યો.

એક દિવસ તદ્દન ઉપવાસી, કષ્ટથી માર્ગ કાપતો, ક્ષુધાથી

પીડિત થયેલો નગરની નજીકના એક દેવકુળમાં માર્ગના શ્રમથી ખેદિત મનવાળો થઈ બહુ થાક લાગી જવાથી ખેદપૂર્વક તે બેઠો, તેવામાં એક માતંગ ત્યાં દેવકુળમાં આવ્યો તે મૂળમંડપમાં ગયો, અને યક્ષને પ્રણામ કરીને મંડપમાં બેઠો. સુચિવોદ પણ ક્ષુધા અને તૃષાથી ખિન્ન શરીર અને મનવાળો થઇને તે દેવાલયના એક ખુણામાં પડ્યો હતો, અને માતંગ શુ કરે છે તે જોતો હતો. પછી તે માતંગ યક્ષને પ્રણામ કરીને આડંબરથી પૂજા વિધાન કરવા લાગ્યો. તેણે એક મંડળ આળેખીને યક્ષિણીના પૂજા ઉપચાર કર્યા અને પછી મંત્રજાપ કરવા લાગ્યો. થોડીવાર થઇ તેવામાં તે યક્ષિણી પ્રગટ થઈ. માતંગે તેને કહ્યુ કેઃ—"ભગવતિ ! મારી ઇચ્છા પ્રમાણે મારે માટે એક વિલાસભુવન બનાવો." યક્ષિણીએ તે પ્રમાણે ભુવન અને ભોજનાદિ સામગ્રી દેવશક્તિથી તત્કાળ બનાવી દીધી. ત્યારપછી દેવાંગનાના સમૂહે તે માતંગનું સુગંધી તૈલાદિકથી અભ્યંગન કર્યું, સુંદર અને સુગંધી પીઠી ચોળી, પુષ્પાદિકથી સુગંધિત કરેલા જળવડે તેને સ્નાન કરાવ્યું, સુકોમળ એવા સુગંધી વસ્ત્રવડે તેનુ શરીર લુંછ્યું, શુદ્ધ એવા હીરાગળ વસ્ત્રો પહેરાવ્યાં, વિવિધ આભૂષણવડે તેને અલંકૃત કર્યો, ઉત્તમ આસન ઉપર તેને બેસાડ્યો, સુવર્ણ અને રત્નના ભાજનમાં વિવિધ પ્રકારે બનાવેલી દેવનિર્મિત રસોઇ પીરસીને જમાડી આચમનાદિકથી મુખ તથા હસ્તની શુદ્ધિ કરાવી. પછી રત્ન જડેલા સોનાના પલંગ ઉપર સુકુમાર તથા કોમળ એવી શય્યા કરીને તેની ઉપર તેને બેસાડ્યો અને અતિ સુગંધી દ્રવ્યોથી મિશ્રિત ઉત્તમ તાંબુળાદિક આપીને તે માતંગને પ્રસન્ન કર્યો. આ પ્રમાણે સુરરમણીઓ સાથે ગીત

નૃત્યાદિક વિલાસો ભોગવતો તે માતંગ અદ્ભુત સુખમાં નિમગ્ન થઇને ત્યાં રહ્યો. એક ઘડી રાત્રી બાકી રહી ત્યાં સુધી તે પ્રમાણે ભોગવિલાસ ભોગવી તૃપ્ત થઈને તેણે તે સર્વ વિસર્જન કરી અને દેવકુળમાં બેઠો.

આ બધું તે દેવાલયમાં રહેલા સુચિવોદે દીઠું; તે દેખીને વિચારવા લાગ્યો કે—" અહો ! આ માતંગ વિદ્યારત્નોનો સમુદ્ર તથા અચિંત્ય શક્તિવાળો દેખાય છે. હું તેની સેવા કરૂં, સેવા કરીને તેને પ્રસન્ન કરી મારૂં દારિદ્ર મૂળથી ઉખેડી જાય તેમ કરૂં. " આમ વિચારીને તે તેની સેવા કરવા લાગ્યો. તે દિવસથી તે તેની પછવાડે ભમતો, તેને બેસવાની ઇચ્છા થાય ત્યારે મોઢા આગળ આવીને આસન દેતો, તેની પાસે તેની સેવા ઉઠાવવામાં સાવધાન મન રાખીને પોતે બેસતો, તેના મુખમાંથી વચન માત્ર નીકળતાંજ તે કાર્ય નિપુણપણે કરતો. આ પ્રમાણે જેવી રીતે તેનુ ચિત્ત પ્રસન્ન થાય તેવી રીતે વર્તતો હતો. તે માતંગ ઉભો થાય ત્યારે તેના ઉપાનહ પગ પાસે ધરીને તે પહેરાવતો હતો, જ્યારે તે રસ્તે ચાલતો ત્યારે વિનયપૂર્વક સેવકની જેમ પછવાડે રહી સેવા કરતો ચાલતો હતો, તેની પાસે જે સામાન હોય તે પોતે ઉપાડીને પગે પગે ' ખમા–ખમા ' એમ બોલતો તેની પછવાડે ચાલતો હતો. આ પ્રમાણે ઘણા કાળ સુધી સેવા કરવાથી માતંગનું મન તેના તરફ આકર્ષાણું. એક દિવસ માતંગે સુચિવોદને કહ્યું કે:—" ભાઈ ! શું કારણથી આવી અનિર્વચનીય મારી ભક્તિ તું કરે છે ? " ત્યારે સુચિવોદે પ્રણામપૂર્વક બે હાથ જોડીને કહ્યું કે.—" સ્વામિન્ ! હું દારિદ્રના દુઃખથી બહુ પીડાયેલો છું. અતિ દારિદ્રથી પરાભવ

પામીને હું ઘેરથી નીકળ્યો હતો; પણ દારિદ્ર તો મારી પછવાડે લાગેલુંજ રહ્યું છે, કોઇ રીતે મારૂં સાન્નિધ્ય તે છોડતું નથી. એક દરિદ્રીએ દારિદ્રને કહ્યું કે—' અરે વિચક્ષણ દારિદ્ર! એક મારી વાત સાંભળ. હું દેશાંતર જઉં છું. તું ઘરની સંભાળ રાખજે.' તેનું કથન સાંભળીને દારિદ્રે કહ્યું કે—" મોટા પુરૂષનો સંબંધ તો સર્વદા સ્નેહના નિર્વાહ માટેજ હોય છે, તેથી તમે દેશાંતર જશો, તો અમે તમારી પહેલાં ત્યાં જઇને વસશું.[1] "

તેવીજ રીતે હે સ્વામિન્! અર્થનો અર્થી એવો હું આખા પૃથ્વીમંડળમાં ભટક્યો, પણ કોઇ પણ સ્થળે મને દ્રવ્ય મળ્યું નહિ. ધન નહિ મળવાને લીધેજ આશાભંગ થવાથી હું ઘેર પાછો જતો હતો, પણ કોઇ આગલા ભવમાં કરેલા શુભ કર્મના યોગથી તમારા દર્શન થયા. મેં આપે વિકુર્વેલી બધી સંપત્તિ જોઇ, આપનું અતુલ સામર્થ્ય જોઇને હું આપની સેવા કરવામાં પ્રવર્ત્યો, તેથી હવે જો આપના દર્શન અને સેવાવડે પણ મારૂં દારિદ્ર દૂર નહિ જાય તો પછી મને કોણ દારિદ્રસમુદ્રથી તારશે? જો તારશો તો તમેજ તારશો એવો નિશ્ચય કરીને મેં તમારી સેવા કરવાનો આરંભ કર્યો છે. તેથી હે સ્વામિન્! પ્રસાદ કરીને મને દારિદ્રસમુદ્રમાંથી તારો—પાર ઉતારો." આ પ્રમાણેનાં સુવિવેકનાં વચનો સાંભળીને પ્રસન્ન થયેલા તે માતંગે કહ્યું કે—" હું તારા ઉપર તુષ્ટમાન થયો છું તેથી આ યક્ષિણીની આરાધના

---

૧ " રે દારિદ્ર વિચખ્ખણ!. વત્તાં એક સુણિજ્જ:
. અમ્હે દેશાંતર ચાલશ્યું. તું ઘરસાર કરિજ્જ. " ૧
" પરિવિજ્જ્ઞ ગિરૂયાં તણું! નિરવહે નેહ નિવાણ,
તુમ્હે દેશાંતર ચાલને, અમ્હે પિણ અગેવાણ " ૨.

કરવાની વિદ્યા તું ગ્રહણ કર." તે સાંભળીને સુચિવોદે ઉભા થઇને 'મોટી મેહેરબાની' તેમ કહીને પ્રણામ કર્યાં.

પછી તે માતંગે પ્રસન્ન ચિત્તથી યક્ષિણીનો મંત્ર વિધિપૂર્વક તેને આપ્યો. સુચિવોદે તે મંત્ર વિનયપૂર્વક ગ્રહણ કર્યો. પછી માતંગે કહ્યું કે—" અહિં મારી સહાયથીજ આ મંત્ર તું સાધ, કે જેથી નિર્વિઘ્નપણે તે મંત્રની તને સિદ્ધિ થાય." સુચિવોદે તેની સહાયથી આત્માને કૃતાર્થ માનતા તે મંત્રની સાધના કરી. પછી માતંગે કહ્યું કે—" હવે તું તારે ઘેર જા, ત્યાં જઇને તારૂં ઇપ્સિત કરજે." આ પ્રમાણે કહીને ઘેર જવાની રજા આપી, એટલે સુચિવોદ પણ તેને નમસ્કાર કરીને પોતાના ઘર તરફ ચાલ્યો. માર્ગે ચાલતાં અનેક મનોરથો કરતો કેટલેક દિવસે ઘેર પહોંચ્યો. ઘરે આવીને પહેલાં તો તેણે યક્ષિણીની સાધના કરવાની સામગ્રી એકઠી કરી, એક સ્વચ્છ જમીન ઉપર મંડળનો આળેખ કર્યો તે આળેખીને યક્ષિણીનો પૂજા પ્રકાર શરૂ કર્યો, ત્યાં બેસીને મંત્ર સભારવા લાગ્યો, પણ દુર્ભાગ્યના યોગથી તે મંત્રનું મુખ્ય પદ ભૂલી ગયો. 'હવે મારે શી ચિંતા છે?' એવા અતિ હર્ષથી મન ભરાઇ જવાને લીધે સેંકડો મનોરથ કરવામાં ઉત્સાહવંત થયેલ તે મંત્રનું એક પદ ભૂલી ગયો. ઘણી રીતે ઉહાપોહ કર્યો પણ આવરણ ચઢી જવાથી તે મંત્રપદ સ્મૃતિમાં આવ્યું નહિ, તેમ થતાંજ ફાળ ચુકેલા વાંદરાની જેમ તે વિલખો થઇ ગયો. ફરીથી પાછો ગ્રામ, નગર, ઉપવનોમાં ભટકતો તે માતંગને શોધવા લાગ્યો. ઘણે દિવસે તેને તેનો પત્તો મળ્યો કે તે માતંગ અમુક સ્થાને રહે છે. ત્યારપછી તે માતંગની પાસે ગયો. જેવો હતો તેવો તેને જોઇને-દેખીને માતંગે પાછા આવવાનું

કારણ પૂછ્યું, એટલે એક મંત્રપદના વિસ્મરણની હકીકત તેણે કહી સંભળાવી. તે સાંભળી કરૂણા ઉત્પન્ન થવાથી તેણે કહ્યું કે—"અરે ભાઇ ! તું તો ભૂલી જવાના સ્વભાવવાળો દેખાય છે અને એ વિદ્યા તો એકજ વાર અપાય છે, બીજી વાર અપાતી નથી એવી ગુરૂની આજ્ઞા છે. જો બીજીવાર આપું તો મારી અને તારી બંનેની વિદ્યા નિષ્ફળ જાય. તેથી હવે તે વિદ્યા હું તને ફરીથી આપી શકીશ નહિ પરંતુ તારૂં દુઃખ જોવાને હું સમર્થ નથી. તેથી વિદ્યાથી મંત્રીને સિદ્ધ કરેલ આ પટ્ટ લઇ જા, આ પટ્ટ સ્વત સિદ્ધ છે. ધૂપ દિપાદિકથી તેને પૂજીને તેની પાસે જે માગીશ તે તે આપશે, ઇપ્સિત સર્વ પૂરશે, તેથી તે લઇને ઘરે જા અને સુખી થા."

આ પ્રમાણે કહીને માતંગે તે પટ્ટ તેને આપ્યો. તેણે પ્રણામપૂર્વક તે પટ્ટ ગ્રહણ કર્યો. પછી માતંગની રજાથી પોતાના દેશ તરફ ચાલ્યો. સ્વત સિદ્ધ પટ્ટ મળવાથી માર્ગે ચાલતાં મનમાં તે વિચારવા લાગ્યો કે—"હવે તો સર્વ મનોવાંછિત આપનાર આ પટ્ટજ મળ્યો છે. પૂજા વિગેરે કરીશ એટલે ઇપ્સિત તરતજ મળશે, હવે મારા સર્વે મનોરથો ફળવંત થશે, હું દુર્જનના મુખ મલીન કરીશ. નગરમાં ફરીથી મારી મહત્વતા થશે. તેથી જે માણસોએ આપત્તિવાળી દશામાં મને દુર્વચનો કહ્યાં છે, તેને શિક્ષા કરીશ. હવે તો તાકીદે ઘેર જાઉં, અને ચિંતિત ફળ પ્રાપ્ત કરૂં." આ પ્રમાણે મનોરથો કરતો અતિ ઉત્સુકતાથી કોઈ ક્ષુદ્ર સાર્થવાહની સાથે ચાલ્યો, પોતાના ગામથી બે દિવસનો રસ્તો અધુરો રહ્યો, તેટલામાં ચોરો મળ્યા. તેઓએ તે સાથ લુંટ્યો, અને તે પટ્ટ પણ તસ્કરો લઇ ગયા.

સુચિવોદ વળી વિલખો થઈને પાછો વળ્યો. તે માતંગને શોધતો કેટલેક દિવસે તેને મળ્યો, માતંગને પગે લાગ્યો, માતંગે પૂછ્યું કે–"ફરીથી વળી કેમ આવ્યો?" તેણે પટ્ટ ચોરાયાની હકીકત કહી સંભળાવી. તેની દીનતા દેખીને માતંગને કરૂણા આવી. પછી તેણે વિદ્યાથી મંત્રેલો કામઘટ તેને આપ્યો અને તેની પૂજાની વિધિ કહી. સુચિવોદ પણ માતંગને નમસ્કાર કરીને હર્ષપૂર્વક સ્વદેશ તરફ ચાલ્યો. કેટલેક દિવસે ઘેર પહોંચ્યો, ત્યાં ચોખડુ છાણનું મંડળ કરીને ધૂપ, દીપ, પુષ્પ, અક્ષત, ચંદનાદિકથી તે ઘટની પૂજા કરીને ઘટ પાસે પ્રાર્થના કરી. તેણે જે માગ્યુ તે બધું ઘટે તેને આપ્યુ. સુચિવોદ પ્રસન્ન થઇને વિચારવા લાગ્યો કે–"સ્વજનાદિકને બોલાવીને હુ ભોજન કરાવું, જેથી આખા નગરમાં મારી ખ્યાતિ થાય, પછી ઘર તથા ભૂષણાદિકની માગણી કરીશ." એમ વિચારીને ભોજન સામગ્રીની માગણી કરી. દેવકૃપાથી સર્વે સામગ્રી તરતજ પ્રકટ થઈ. પછી સ્વજનાદિકને બોલાવીને ભોજન કરાવ્યું. તે સર્વે અનુપમ દિવ્ય રસવતી જમીને પ્રશંસા કરવા લાગ્યા, પછી કેટલાક સ્વજન સંબંધીએ તથા બંધુવર્ગે બહુમાનપૂર્વક પૂછ્યું કે–"અરે ભાગ્યના ભંડાર સુચિવોદ! આવી પ્રથમ કોઇ વખત નહિ ખાધેલી તેવી અપૂર્વ દિવ્ય રસવતી તે ક્યાંથી મેળવી? આવી રસવતી આજ સુધી કોઇએ ખવરાવી નથી અને ભવિષ્યમાં ખવરાવશે નહિ. મૃત્યુલોકમાં દેવલોકનું સુખ આપે તેવા સ્વાદવાળી રસવતી તેંજ અમને ખવરાવી છે, તુ ધન્ય છે, સર્વજનોમાં અગ્રણી છે, તારી જેવો કોઇ દેખાતો નથી. પણ કહે તો ખરો કે આવી તારી શક્તિ કેવી રીતે થઇ? આ કોનો મહિમા છે?" તે સાંભળીને તેના

વચનોથી સુચિવોદનાં મનમાં અહંકાર થયો, તેથી તે ગર્વના આવેશથી મદમત્ત થયેલો ઘરની અંદર જઇને તે ઘડો ખાંધ ઉપર ઉપાડીને સ્વજનોની વચ્ચે ગયો, અને હર્ષપૂર્વક વિકળ ચેતનાવાળો તે નાચતો નાચતો મુખેથી બોલવા લાગ્યો કે—"આ ઘટના પ્રભાવવડે મારૂ સર્વ દારિદ્ર નાશ પામ્યુ. ભોજન તો કોણ માત્ર છે? આ ઘટના પ્રભાવથી પ્રત્યેક મહિને હુ તમને ભોજન કરાવીશ. હવે મારી તુલના કોણ કરે તેમ છે? જો કોઈ હોય તો તે પ્રકટ થાય, હું તેનું સામર્થ્ય જોઇશ." આ પ્રમાણે ગર્વથી ભરેલા હૃદયથી ઉત્સુકતાપૂર્વક વ્યાકુળ ચિત્તવડે હર્ષપૂર્વક તે નાચવા લાગ્યો, તેવામાં તેના સ્કંધ ઉપરથી તે ઘડો પડી ગયો, ભાંગી ગયો, અને તેના સો કડો કકડા થઇ ગયા. તેથી તે વિલખો થઈ ગયો, આશાભંગ થઇ ગયો અને શોક કરવા લાગ્યો. લોકો તેના મુખ સામું જોઇને ઘેર ઘેર અને દુકાને દુકાને હાંસી કરવા લાગ્યા. મૂર્ખની કથા કહેવાતી હોય ત્યાં તેનીજ કથા કહેવાવા લાગી.

આ પ્રમાણે જોઇને હૃદયમાં બળતો સુચિવોદ ફરીથી પાછો નીકળ્યો અને તે માતંગને શોધવા લાગ્યો. ઘણે દિવસે તે માતંગ મળ્યો, તેને બધી હકીકત કહી. માતંગ પણ તે સાંભળીને જરા હસી કપાળે હાથ દઇ બોલ્યો કે—"ધિક્કાર છે તારી મૂર્ખાઇને! સર્વ સમીહિત દેવાવાળી વસ્તુ તારા જેવા મૂર્ખ વગર બીજો કોણ લોકોની વચ્ચે પ્રગટ કરી દેખાડે? અરે મૂર્ખ! જડબુદ્ધિવાળા! ત્રણ વખત તારો મનોરથ સધાય તેવી રીતે સ્વભાવસિદ્ધ વિદ્યા તથા શિખામણ તથા પાત્રો આપ્યાં, તો પણ તારૂં મૂળનું દારિદ્ર ગયું નહિ. વળી ફરીથી પણ તું આવ્યો. હવે મારી પાસે બીજો કોઇ મંત્રાક્ષર નથી. જે વિદ્યા મારી પાસે હતી તે બધી તને

આપી દીધી હતી, હવે તું મારી પાસે આવીશ નહિ, અહીંથી જ્યાં સુખ ઉપજે ત્યાં તું ચાલ્યો જા."

આમ કહીને સુચિવોદને તે માતંગે કાઢી મૂક્યો, તે પણ વિલક્ષ વદનયુક્ત ઘેર આવ્યો. દિવસ મહા દુઃખથી કાઢીને રાત્રે સુતો જ્યારે નિદ્રા કાંઇક આવી ત્યારે એક મધ્ય વયવાળી, શ્વેત વસ્ત્ર પહેરેલી, ઉત્તમ તરૂણીને ગૃહના મધ્યમાં પોતાની સન્મુખ આવતી તેણે દીઠી. તેને જોતાંજ સસંભ્રમથી તે બેઠો થયો, અને તેના ચરણમાં નમસ્કાર કરીને તેણે પૂછ્યું કે—"અરે ભગવતિ દેવિ! તમે કોણ છો? અહી શા કાર્ય માટે આવ્યા છો?" તેણીએ કહ્યું કે—"તેં વામ પાદથી 'આ અશુચિ છે' તેમ કહીને દુગંછા દેખાડી જેને દૂર ફેંકી દીધી હતી તે હું તારા ઘરની લક્ષ્મી છું." સુચિવોદે કહ્યું કે—"હમણા તુ ક્યાં રહે છે?" તેણે કહ્યું કે—"જેના સ્પર્શથી હું અશુચિવાળી છુ, એમ દુગંછા કરીને તે મને દૂર ફેંકી દીધી હતી તે માતંગના ઘરમાં હું હમણા રહુ છું." તેણે કહ્યું—"કયો માતંગ?" દેવીએ કહ્યું કે—"જેની સેવા કરીને તેં બહુ દિવસો વ્યતિક્રમાવ્યા, જેની સાથે રહીને તેના ઉપાનહ ઉપાડીને તેં તારા આત્માને કલેશ ઉપજાવ્યો, તે માતંગના ઘરમાં હું રહું છું." તેણે કહ્યું—"અહી કેમ આવ્યા છો?" દેવીએ કહ્યું કે—"તારો શૌચધર્મ જોવાને આવી છું કે તું કેવો શૌચધર્મ હજુ સાચવે છે?" આમ કહીને લક્ષ્મીદેવી અદ્રશ્ય થઇ ગઈ. સુચિવોદ લજ્જાથી માથું નીચુ નમાવીને અતિ કલેશથી પ્રાણવૃત્તિ ચલાવતો બધા લોકોને હાંસીનું પાત્ર થયો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેની મૂર્ખાઇ અને કામકુંભના નાશનુ સ્વરૂપ વર્ણવીને લોકો તેની હાંસી કરતા હતા, તે સાંભળીને સુચિવોદ હૃદયમાં બળતો, પણ નિર્ધન

હોવાથી દુઃખે દુઃખે કાળ નિર્ગમન કરવા લાગ્યો. તેથી હે કેરલ કુમાર ! અંતે આવું પરિણામ લાવનારી લક્ષ્મી અતિ શૌચ કરવાથી પણ સ્થિર રહેતી નથી. વળી સેવા પૂજા કરવાથી પણ તે સ્થિર રહેતી નથી તે સંબંધી કથા સાંભળો

તેજ ગામમાં સુચિવોદનો શ્રીદેવ નામનો મિત્ર રહેતો હતો. તેણે અન્ય દેવ–દેવીની સેવા મૂકી દઇને લક્ષ્મી દેવીનીજ મૂર્ત્તિ કરાવી. ગૃહ મધ્યે સુંદર પવિત્ર સ્થાનમાં તેનુ ગૃહ કરાવી મંત્રાહ્વાન, પૂજન અને સંસ્કારાદિક વિધિપૂર્વક તેની સ્થાપના કરી હતી. હમેશાં ત્રણે કાળ ધૂપ, દીપ, પુષ્પાદિકથી તેની પૂજા કરતો હતો. પ્રતિક્ષણે લક્ષ્મીના મંત્રને તથા તેનાજ ધ્યાનાદિકને સંભારતો કાળ વ્યતિક્રમાવતો હતો. એક દિવસે તે લક્ષ્મીદેવીનું હસતું મુખ જોઇને શ્રીદેવે પૂછ્યું કે–" આપ આજે હસો છો તેનું શું કારણ ? " લક્ષ્મીએ કહ્યું કે–" હે શ્રીદેવ ! તું પરમપદને સાધનાર, પરમ કરૂણારૂપી અમૃત રસથી ભરેલા કામકુંભ જેવા, સકળ ચરાચર જીવોનું હિત કરવામાં તત્પર, સર્વ સુર અને નરના અધિપતિઓ જેનાં ચરણકમળમાં નમે છે તેવા, સમસ્ત વાંછિત સુખને દેવાવાળા અને ત્રણ જગત્‌માં ઉત્તમ એવા શ્રી જિનેંદ્રને છોડી દઇને આ લોકમાંજ બંધાઇને રહેનારી મારી બહુ પ્રકારે પૂજા કરે છે ! હું તો પૂર્વજન્મમાં ઉપાર્જન કરેલ પુણ્યના વશથીજ સ્થિરભાવ કરીને રહેવાને શક્તિવંત છું. જ્યાંસુધી પ્રબળ પુણ્યનો ઉદય સ્થિર હોય ત્યાં સુધી રહી શકું છું. મારી પ્રસન્નતાથી હું રહી શકતી નથી. તેથી જેની સેવનાથી કાર્ય ન થાય તેની સેવા કરવી નકામી છે. 'લક્ષ્મી પુણ્યાધીન છે ' તે વાત જગત્‌માં સર્વત્ર પ્રસિદ્ધ છે. પુણ્ય તો શુદ્ધ દેવ, ગુરુ,

ધર્મ અને દાન, શીલ તથા તપ વિગેરેના આરાધનથી થાય છે, મારી સેવાથી થતું નથી, તેથી તું મારી નકામી અત્યંત સેવા કરે છે, તે જોઇને હું તારી હાંસી કરૂં છું." શ્રીદેવે તે સાંભળીને કહ્યું કે—" ભગવતિ ! તારી પૂજામાં પરાયણ રહેનાર મારૂં જે થવાનુ હોય તે થાઓ, હું તો તારી પૂજા પ્રાણાંતે પણ મૂકીશ નહિ." આ પ્રમાણે કહીને નિશ્ચળ ચિત્તવાળો તે હમેશાં લક્ષ્મીનું પૂજન કરતો સતો દિવસો પસાર કરવા લાગ્યો.

એક દિવસે લક્ષ્મીપૂજાના અવસરે લક્ષ્મીનું શ્યામમુખ જોઇને શ્રીદેવે પૂછ્યુ કે—" ભગવતિ ! શા કારણથી આજે તમે વિવર્ણ (અન્ય વર્ણવાળા ) મુખવાળા દેખાઓ છો ? " લક્ષ્મીએ કહ્યું કે—" તારે ત્યાં હમણાં જે પુત્ર જન્મ્યો તે કુલક્ષણો છે, પુણ્ય રહિત છે, પાપ કરીને આવેલો છે, તેથી હુ હવે તારૂં ઘર છોડીને ચાલી જવાની ઇચ્છાવાળી થઇ છુ. હું જો કે અતિ ભક્તિવંત એવા તારી ઉપર અનુરક્ત છુ, પણ હમણાં અહીંથી મારૂં ગમન તો જરૂર થશેજ; તેથી તારા વિયોગદુઃખને લીધે હું વિવર્ણ વદનવાળી થઇ છુ, તુ જાણે છે કે પુણ્ય વિના મારૂં સ્થિરત્વ થઇ શકતું નથી વળી શાસ્ત્રમાં એમ પણ કહ્યુ છે કે—'જો કોઈ સારા લક્ષણવાળો પુત્ર, દાસ, પશુ કે પુત્રવધુ ઘરમાં આવે તો તેના આગમન માત્રથીજ ચારે તરફથી વગર બોલાવેલી લક્ષ્મી સંકેતિત મનુષ્યની જેમ સ્વતઃ આવે છે, થોડાજ કાળમાં ઘર સમૃદ્ધિથી ભરાઈ જાય છે અને જો કોઇ હલકા લક્ષણવાળો પૂર્વે કરેલા પાપના સમૂહવાળો પુત્ર, પુત્રી, સેવક કે પશુ આવે છે, તો તેના આવવાથીજ યત્નવડે સાચવી રાખેલી લક્ષ્મીનો પણ નાશ થઈ જાય છે. પુણ્ય અને પાપના ઉદયથી અણચિંતવી લક્ષ્મી આવે છે અને

અણુચિંતવી ચાલી જાય છે. કહ્યું છે કે—

पुण्योदयाद् भवेल्लक्ष्मीः, नालिकेरफलेऽम्बुवत् ।
अज्ञाता हि पुनर्याति, गजभुक्तकपित्थवत् ॥१॥

'પુણ્યના ઉદયથી નાળિયેરમાં પાણીની જેમ લક્ષ્મી આવે છે, અને હાથીએ ખાધેલ કપિત્થફળની જેમ તે ન જાણીએ તેમ ચાલી જાય છે'

તેથી મારી ઇચ્છા નથી તો પણ મારે અહીંથી ચાલ્યું જવું પડશે. તેથી મારૂં મુખ શ્યામ દેખાય છે." શ્રીદેવે પૂછ્યું કે— 'ભગવતિ! તમે મારે ત્યાંથી ક્યાં જશો?" લક્ષ્મીએ કહ્યું કે—"આજ નગરમાં પૂર્વ જન્મમાં મુનિમહારાજને જેણે દાન દીધું છે, પણ પૂર્વે કરેલ કર્મનો ઉદયકાળ નહિ આવવાથી ઉત્તમ એવા ભોગાદિકથી જે રહિત છે તેવો ભોગદેવ નામે એક સાર્થવાહ રહે છે. તેને કરેલા પુણ્યનો ઉદય થવાનો સમય હવે પ્રાપ્ત થયો છે, તેથી 'ભોગદેવ' એવું તેનું નામ સાન્વર્થ કરવા માટે હું તેને ઘેર જઇશ." એમ કહીને તે દેવી અદૃશ્ય થઇ અને તેને ઘેરથી ચાલની થઇ.

ભોગદેવ સાર્થવાહને ઘેર તેનું આગમન થવાથી થોડા દિવસની અંદર ધન, ધાન્ય, સુવર્ણ, રત્ન, મણિ, માણેક વિગેરે સમૃદ્ધિ તેને ઘેર વધવા માંડી. જે જે સ્થળે તે વ્યાપાર કરતો, તે તે સ્થળેથી ધાર્યા કરતાં અધિક લાભ તેને મળવા લાગ્યો. ચારે તરફથી સમૃદ્ધિથી તેનું ઘર ભરાઇ ગયું. નગરમાં મોટા માણસોમા તેની મહત્વના—ગણત્રી થવા લાગી. રાજ્યદ્વારે રાજાએ પણ સન્માન કર્યું. તેનું ગૃહાંગણ અશ્વ, પાલખી, દાસદાસી, નોકર અને મુનીમોથી વ્યાપ્ત થવાને લીધે તેમાં પ્રવેશ કરવો પણ મુશ્કેલ થાય તેવું સંકીર્ણ થઇ ગયું, અને આખા નગરમાં તેનો યશ અને પ્રતિષ્ટ

ઘણી વધી ગઇ. લક્ષ્મી મળવાથી ભોગદેવ તો યાચનારાઓને તેની ઈચ્છા કરતાં વધારે આપવા લાગ્યો, અને અનેક મનુષ્યો પર ઉપકાર કરવા લાગ્યો, તેથી જગત્‌માં તેની પ્રખ્યાતિ ઘણી થઈ ગઈ. પોતે પણ દેવની માફક બહુ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરીને અશ્વ અગર સુખાસનાદિ વાહનમાં બેસીને અનેક સુભટોથી પરવરેલો ચતુષ્પથમાં જવા લાગ્યો. તે બજારમાં આવતો કે તરતજ સર્વે વ્યાપારીઓ ઉભા થઇ નીચા નમીને તેને પ્રણામ કરવા લાગ્યા અને તે જાય ત્યારે તેનાં ગુણોનુ વર્ણન કરતાં બોલવા લાગ્યા કે—"અહો ! પરદુઃખભંજનનાજ એક સ્વભાવવાળા આનું જીવિતવ્ય સફળ છે, તેણે પ્રાપ્ત કરેલી ઋદ્ધિ બહુ પ્રશંસનીય છે. કારણકે હમેશાં તે પરોપકારપરાયણ રહે છે. તેનું નામ ગ્રહણ કરવાથી પણ સુખ થાય છે અને એ આપણા નગરની શોભા છે."

આ પ્રમાણે ત્રણે વર્ગ સાધવામાં તત્પર ભોગદેવ શ્રેષ્ઠી સુખેથી કાળ નિર્ગમન કરતા હતા તેને **ભોગવતી** નામે પત્ની હતી એક દિવસે તેની પાસે જઇને શેઠ કહેવા લાગ્યા કે—"પ્રિયે ! તુ યથેચ્છ દાન આપ, તેમાં જરા પણ વિલંબ કે કૃપણતા કરીશ નહિ, વળી જેવાં ગમે તેવાં વસ્ત્રો અને આભરણો કરાવ, તેમાં મારી તરફની જરા પણ શંકા કરીશ નહિ, ઐહિક ભોગ અને વિલાસમાં જરા પણ કૃપણતા કરીશ નહિ, વિશેષ શું કહું ? જ્યાં સુધી પુણ્ય હોય ત્યાં સુધીજ લક્ષ્મી રહે છે. પૂણ્ય પૂર્ણ થાય તો પછી સો યત્ન કરીએ તોપણ તે રહેતી નથી, તેથી લક્ષ્મી છે ત્યાં સુધી થાય તેટલુ પુણ્ય અને દાન કરજે. ઉભય લોકના સાધનવડેજ લક્ષ્મી સફળ થાય છે, તેથી પ્રિયે ! દાન તથા ભોગાદિકવડે હાલમાં મળેલી લક્ષ્મીનુ ફળ મેળવજે, આગળ ઉપર પરલોકનુ

હિત થઇ શકે, તેટલા માટે આપણે ચારિત્ર ગ્રહણ કરશું. હે પ્રિયે! હાથીના કાનની જેવી લક્ષ્મી ચપળ છે, તેનો વિશ્વાસ કરવા જેવો નથી. જે દીધું, જે ભોગવ્યું અને જે પરોપકારનાં કાર્યમાં વાપર્યું તેજ ધન પોતાનું જાણવું, બીજુ બધું પારકાનું અને પાપહેતુ માટે એકઠું થયેલું ગણવું; કારણ કે પરભવમાં પણ તે લક્ષ્મી મેળવતાં બાંધેલ પાપથી સતત્ ચાલ્યા આવતા બીજા પાપના ભાગીદાર થવું પડે છે. શ્રેણિબદ્ધ પાપ પછીના ભવમાં પણ ચાલ્યું આવે છે, તેથી અસ્ખલિત રીતે દાન દેજે, અને સ્વેચ્છાનુરૂપ-અનુકૂળ પડે તે રીતે ભોગ ભોગવજે." આ પ્રમાણે દાનમાં રસવાળી એવી ભોગવતીને તેના પતિએ અધિક દાન દેવામાં ઉત્સાહિત કરી, ત્યાર પછીથી તે વિશેષ રીતે સુપાત્રદાનાદિક ઉત્સાહપૂર્વક દેવા લાગી. જે કાંઈ જે કોઇ માગે તેને તે આપતી હતી, કોઇને ના પાડતી નહોતી. આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો

એક દિવસ તે નગરના ઉદ્યાનમાં લોકાલોકના પદાર્થોને પ્રકાશ કરવામાં સૂર્યસમાન કેવળી ભગવંત પધાર્યા. તેને વાંદવા માટે સર્વ લોકો ગયા. ભોગદેવ પણ તેમનું આગમન સાંભળીને ભોગવતીની સાથે તેમને વાંદવા ગયો. કેવળીને દેખતાંજ પાંચ અભિગમન સાચવવા પૂર્વક વંદના કરીને તથા સ્તવીને તેઓ યથોચિત સ્થાને બેઠા. કેવળી ભગવંતે સંસાર ઉપર વૈરાગ્ય ઉપજે તેવી ધર્મદેશના દીધી; પછી સમય મળતાં ભોગદેવે વિનતિ કરી કે-"ભગવન્! દાનનું ફળ શું?" કેવળીએ કહ્યું કે-"હે દેવાનુપ્રિય! તે જાણવા માટે વિશાલપુર નગરે જઈ સંચયશીલ સાર્થવાહના દુર્ગતપતાકા નામના નોકરને પૂછો." ભોગદેવે 'તહત્તિ' કહીને ગુરૂનું વચન પ્રમાણ કર્યું. સમય થયો એટલે દેશના સમાપ્ત થઇ, તેથી

લોકો આવ્યા હતા તેમ સ્વગૃહ તરફ ચાલ્યા ગયા. કેવળી ભગવંત પણ કેટલાક દિવસ સુધી સ્થિરતાથી ત્યાં રહી ભવ્ય જીવોને પ્રતિબોધીને બીજા ક્ષેત્રમાં વિહાર કરી ગયા.

ત્યાર પછી કેવળીનાં વચનની સત્યતા સિદ્ધ કરવા માટે ભોગદેવ ભોગવતીની સાથે રથાદિક વાહનમાં બેસીને ઘણા સેવકોએ પરવરેલો વિશાલપુર નગર તરફ ચાલ્યો. તે નગરમાં પ્રવેશ કરીને ભવિતવ્યતાના યોગથી દુર્ગતપતાકાની પત્ની દુર્ગિલાને કોઈ કામ માટે માર્ગમાં જતી તેણે દીઠી, એટલે તેને બોલાવીને ભોગદેવે પૂછ્યુ કે—" અરે બહેન! તુ સંચયશીલ સાર્થવાહનું ઘર કયાં છે તે જાણે છે?" તેણે કહ્યુ કે—"મારી પછવાડે આવો, હુ તેનુ ઘર દેખાડુ. તેઓ તેની પાછળ ગયા, એટલે તેણીએ સંચયશીલ સાર્થવાહનું ઘર બતાવ્યુ તેના ગૃહદ્વારની વેદિકામાં સંચયશીલ સાર્થવાહની પત્ની ધનસુંદરી બેઠી હતી. તેને જોઇને ભોગદેવે પૂછ્યું કે—" સુભગે! બહેન! આ સંચયશીલ સાર્થવાહનુ ઘર છે?" તેણીએ કહ્યું કે—" હા, આ તેમનું ઘર છે." ભોગદેવે પૂછ્યું કે—" શ્રેષ્ઠી ઘરમાં છે?" તેણીએ કહ્યુ—" ના, તે બજારમાં ગયા છે." ફરીથી ભોગદેવે પૂછ્યું કે—"ભાગ્યવતિ! તમારા ઘરમાં દુર્ગતપતાકા નામનો કોઈ નોકર રહે છે?" તેણીએ કહ્યું કે—" થોડા દિવસ પહેલાં હતો." ભોગદેવે પૂછ્યું કે—" હમણા તે કયાં ગયો છે?" તેણીએ કહ્યુ કે—"તેને મરી ગયા નવ મહિના થયા છે, પણ આપની જેવા શ્રેષ્ઠીને તેનું શું કામ પડ્યું છે?" પછી ભોગદેવે કેવળી ભગવંતે કહેલ વૃત્તાંત કહી બતાવ્યો. તે વખતે સંચયલશીલ સાર્થવાહ પણ ત્યાં આવ્યો. પરસ્પર શિષ્ટાચારપૂર્વક જુહાર કરીને બંને મળ્યા, અને કુશળ ક્ષેમની વાર્તા

પૂછી. ભોગદેવે મનમાં વિચાર્યું કે–"કેવળી ભગવંતનાં વચન અન્યથા થતાંજ નથી, તેથી હું અત્રે નિવાસ કરીશ તો મારો સંદેહ ભાંગશે. તેમનાં વચન સાચાં અને ગુણકારીજ નીવડશે, તેથી અત્રે નિવાસ કરૂં." આ પ્રમાણે મનમાં નક્કી કરીને સંચયશીલને તેણે કહ્યું કે–"હે શેઠ! અમને એક સુંદર ઘર ભાડે લઈ આપો." સંચયશીલે પણ પોતાના ઘરની પાસેનુંજ પોતાનું એક મોટું ઘર બતાવ્યું. ભોગદેવ શેઠ ભાડું ઠરાવીને ત્યાં રહેવા લાગ્યો.

એક દિવસે સંચયશીલની પત્ની ધનસુંદરી કે જેણે ગર્ભ ધારણ કર્યો હતો, તેણે નવ માસની ગર્ભસ્થિતિ પૂર્ણ થતાં એક પુત્રને જન્મ આપ્યો. સર્વે ઘરમાં રહેલા મનુષ્યોને અપુત્રીઆને પુત્ર પ્રાપ્તિ થવાથી ઉત્સાહ થયો. શ્રેષ્ઠી તે વખતે બજારમાં ગયા હતા. ત્યાં એક દાસી મોટા લાભની આશાથી દોડતી ગઇ. અને દુકાને બેઠેલા શ્રેષ્ઠીને હર્ષપૂર્વક વધામણી દીધી. કૃપણમાં અગ્રેસર એવા શ્રેષ્ઠીએ તે સાંભળીને કહ્યું કે–'સારૂં થયું.' પછી તેને કાંઈ પણ આપ્યા વિના વિસર્જન કરી. કેટલાક શેઠીઆઓ તે સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામ્યા, અને મોઢામાં આંગળી નાખીને એક બીજાના કાનની પાસે આવીને કહેવા લાગ્યા કે–"અહો! આનું કૃપણપણું, ધૃષ્ટપણું અને નિર્લજપણું કેટલું છે? તેર કરોડ દ્રવ્યના સ્વામીની આટલી બધી કૃપણતા!! અરે આવી વૃદ્ધાવસ્થામાં કુળક્રમને સાચવી રાખનાર પુત્ર થયો, પણ કાંઇ વધામણી પણ આપી નહિ. આ તે કેવો નિર્લજ? આનું હૃદય કેવું કઠણ હશે?" આમ વાતો કરે છે તેવામાં એક વાચાળ શ્રેષ્ઠી બોલ્યો કે–"અરે શેઠ! પુત્રજન્મની વધામણીમાં શું આપ્યું?" શ્રેષ્ઠીએ કહ્યું કે–"તેમાં શું આપવું? મનુષ્યની સ્ત્રી મનુષ્યને પ્રસવે છે, તેમાં

શું આશ્ચર્ય ? શું એમાં કાંઈ નવીન લાભ થયો ? ઉલટો સુવાવડનો સમય સાચવવા માટે અનેક કરિયાણા તથા ઘી, ગોળ વિગેરેનો ખર્ચ થશે ! ત્યાર પછી પુત્રના પાલનમાં પણ મોટો ખર્ચ થશે. આ દીકરાએ તો ધનખર્ચનું દ્વાર ઉઘાડ્યું." તે સાંભળીને બજારમાં બેઠેલા સર્વે વ્યાપારીઓ હસવા લાગ્યા.

ઘરેથી આવેલી દાસી વિલક્ષ વદનવાળી થઇ આશાભંગ થયેલી ઘેર ગઇ અને તે સર્વ વૃત્તાંત ધનસુંદરી પાસે કહ્યો. સાંજરે શેઠ ઘરે આવ્યા, ત્યારે ઘરનાં બધાં માણસોએ એકઠાં થઈને શેઠને કહ્યું કે–" સ્વામિન્ ! તમે શું કર્યું ? તમારે પુત્ર નહોતો તે થયો, છતાં વધામણી કાંઇ કેમ ન આપી ? બજારમાં બેઠા છતાં કાંઈ લાજ આવી નહિ ? " તે સાંભળીને, ફરીથી ત્યાં પણ પૂર્વની માફકજ ઉત્તર દઈને શેઠ બહાર ચાલ્યા ગયા, એક કોડીનો પણ ખર્ચ કર્યો નહિ. સુવાવડ પૂરી થયા પછી એક દિવસ ધનસુંદરી તથા કુળવૃદ્ધાએ પરસ્પર વિચાર કર્યો કે–"આ શ્રેષ્ઠી તો આવા અવસરે પણ કાંઈ ખર્ચ કરતા નથી, પથ્થરની જેવુ કઠણ હૃદય કરી નિર્લજ થઈને બેઠા છે, પરંતુ આપણે જ્ઞાતિ તથા ગોત્રીઓને જમાડ્યા વગર મોઢું કેવી રીતે દેખાડી શકશું ? વળી ગયેલો અવસર પાછો આવતો નથી." આ પ્રમાણે વિચારીને ધનસુંદરીએ સાર્થવાહને કહ્યું કે–"પ્રિયતમ ! અપુત્રીઆ એવા આપણને મહાભાગ્યના ઉદયથી પુત્ર આવ્યો છે, પણ તમે તો દાન તથા ભોગમાં કૃપણ થઇ જઇને પ્રાપ્ત અવસરે પણ કાંઈ ખર્ચ કરતા નથી. આવી કૃપણતા કરીને આ ભારભૂત લક્ષ્મીવડે તમે શું કરવા ઇચ્છો છો ? આયુષ પૂર્ણ થશે, એટલે આ બધું અત્રેજ પડ્યું રહેશે, સાથે તો માત્ર દ્રવ્ય ઉપાર્જન કરતાં એકઠું કરેલ પાપજ આવશે. અવસરે પણ દ્રવ્યનો વ્યય

કરીએ નહિ તો પછી જ્ઞાતિ તથા સ્વજન સંબંધીમાં કેવી રીતે રહી શકાય ? માટે જો તમે કાંઇ ખર્ચ નહિજ કરો તો હું ઘરેણા વિગેરે વેચીને અવસર આવ્યે ખર્ચ જરૂર કરીશ."

આ પ્રમાણે ધનસુંદરી સાથે ઘરમાં રહેલા બીજા માણસોએ પણ શેઠને ઠપકો દીધો, એટલે સાર્થવાહ સર્વેનો ઠપકો સાંભળીને વ્યાકુળ થઇ ગયો અને મહા ચિંતામાં નિમગ્ન થઇ જઇને વિચારવા લાગ્યો કે–"અરે ! જેવી આ ગૃહિણી છે તેવોજ આખો પરિવાર પણ એકઠો થયેલો છે ! તેઓ શુ જાણે છે ? શું દ્રવ્ય આકાશમાંથી પડે છે? અથવા શું ઘાસની માફક તે ઉગે છે? અથવા શું તે ભૂમિમાથી નીકળે છે? દ્રવ્ય તો મહા કલેશવડે પ્રાપ્ત થાય છે આ બધા દ્રવ્ય પ્રાપ્ત કરવામાં જે કલેશ થાય છે તે બીલકુલ જાણતા નથી ! અરે ગૃહથી ઘેરાયેલા આ સર્વ આટલો દ્રવ્યવ્યય નિર્થક કરી નાંખશે ! એકમત થઈ ગયેલા તે સર્વે તે કરવામાંજ પ્રવર્તેલા છે ! હવે હુ શું કરીશ ? કોણ મને સહાય કરશે? જેની આગળ કહીએ તે સર્વે તો તેમનો પક્ષ કરે છે, સર્વેને ભોજન વહાલું છે, પારકાનું દ્રવ્ય વ્યય કરાવવામાં કોણ તત્પર ન થાય ? આટલુ દ્રવ્ય પાછું ક્યારે મળશે ? હા! શું થયું ?" આ પ્રમાણે મહા આર્ત્તધ્યાનથી પરાભવ પામેલો બહુ દુ ખથી દિવસ નિર્ગમાવીને સંધ્યાકાળે ભોજન કરી રાત્રે સુતો, પણ ચિંતાતપ્ત થયાથી તેને નિદ્રા આવી નહિ: તેથી ભોજનનું તેને અજીર્ણ થયું અને તેને પરિણામે વિસૂચિકા (કોલેરા) થઈ. પ્રાંતે તેની મોટી પીડાથી તે મરણ પામ્યો, અને મરણ પામીને તેજ નગરમાં નાગીલ નામના જન્મદારિદ્રીને ઘેર તેની નાગિલા નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો જન્મથીજ પિતા માતાને અનિષ્ટ

ભોગદેવ સાર્થવાહને ઘેર ગયો, ત્યાં પણ મોટા સ્વરથી તેજ દોધકવૃત્ત બોલતો નાચવા લાગ્યો. આ પ્રમાણે દેખીને તથા સાંભળીને ભોગદેવે કહ્યુ કે–"અરે ધનદત્ત ! તુ આ શું બોલે છે અને તેનો અર્થ શું છે? તેનો જે ભાવાર્થ હોય તે યથાર્થ કહે " ધનદત્તે કહ્યું કે–" તાત ! મારા જીવનનો આમાં ભાવાર્થ રહેલ છે તે હું કહુ છું. આપ સાવધાન થઇને સાંભળો—

આજ નગરમાં દુર્ગતપતાકા નામે મારા પિતાને ઘેર મારો જીવ હલકુ કામકાજ કરનાર નોકર હતો, તે બધાં ગૃહકાર્યો રાત્રિ દિવસ કરતો હતો તેની વહુ પણ તેજ શ્રેષ્ઠીના ઘરમા ખાંડવુ, દળવું વિગેરે કામો કરતી હતી. આ પ્રમાણે મહા પ્રયાસવડે આજીવિકા તેઓ કરતા હતા. હવે તે દુર્ગતપતાકા બીજા શ્રેષ્ઠીઓને ઘેર કોઇ કોઇ કાર્ય પ્રસગે જતો હતો. ત્યાં ભિક્ષાને માટે આવતા સાધુઓને જોતો. તે શ્રેષ્ઠીઓ હમેશાં મોટી ભક્તિથી અશનાદિ ચારે પ્રકારનો આહાર વહોરવા માટે સાધુઓને આમંત્રણ કરતા હતા અને વાર વાર આગ્રહ કરતા હતા, તેમજ અનેક પ્રકારના વસ્ત્ર, પાત્ર, ઔષધ વિગેરે લેવા માટે વિવિધ પ્રકારની ભક્તિયુક્ત વચનોવડે તેઓ વિનંતિ કરતા હતા, પણ સાધુઓ જો નિર્દોષ અને યોગ્ય જાણતા તોજ ગ્રહણ કરતા હતા, નહિ તો લેતા નહોતા, સહજ અયોગ્ય હોય તોપણ નિર્લોભવૃત્તિથી લેતા નહોતા. ગોચરી માટે ભ્રમણ કરતાં ઘેર ઘેર ભિક્ષા લેવા તેમને સર્વે વિનતિ કરતા હતા, માર્ગમાં આડા ઉભા રહીને આહારાદિક માટે નિમંત્રણ કરતા હતા, પંરતુ નિઃસ્પૃહી સાધુઓ કોઇને ઘેર જતા અને કોઇને ઘેર જતા પણ ન હોતા. જેને ઘરેથી સાધુઓ આહાર ગ્રહણ કરતા, તેઓ મનમાં અતિશય આનંદ પામતા અને નિધિના લાભથી પણ

અધિક લાભ માનતા હતા; જેના ઘરેથી તેઓ આહાર નહોતા ગ્રહણ કરતા, તેઓ અતિશય ખેદ કરતા અને આત્માને નિંદતા સતા બોલતા હતા કે–" અહો અમે નિર્ભાગીમાં શેખર છીએ કે જેથી મુનિમહારાજ અમારે ઘેર પધાર્યા નહિ અને આવ્યા તોપણ અમે વહોરાવ્યું તે લીધું નહિ." આ પ્રમાણે વારંવાર પશ્ચાત્તાપ કરતા હતા. તે સર્વ દુર્ગતપતાકા જોતો અને વિચારતો કે– "અહો ! આ મહાપુરૂષો પરમ નિઃસ્પૃહી છે, કારણકે આવા મોટા શેઠીઆઓ બહુમાનવડે આપે છે તોપણ મહા સ્વાદીષ્ટ એવા મોદકો પણ ગ્રહણ કરતા નથી, અને કોઇને ઘેરથી રૂક્ષ, લુખો તથા નિરસ અહાર વહોરે છે. તેમનો અવતાર ધન્ય છે, અને આ દાનરસિક ગૃહસ્થોને પણ ધન્ય છે કે જેઓ પોતાને ખાવા યોગ્ય વસ્તુઓ વહોરાવીને આવા સત્પાત્ર મુનિઓની પાલના કરે છે. મે તો પૂર્વ જન્મમાં કાંઇ આપ્યું નથી, તેથી મારે તો ઉદરપૂર્ત્તિ કરવી પણ દુષ્કર છે. હું મહા પાપી છું, આવો અવસર મને ક્યારે મળશે કે જે વખતે હું દાન આપી શકીશ ? સાધુને દેવા યોગ્ય આહાર મારી પાસે ક્યાંથી હોય ? મારે ઘેર સાધુ મુનિરાજ ક્યાંથી પધારે ? નદી અને નૌકાનો સંયોગ ક્યાંથી થાય ? આહારાદિ સામગ્રીનો સંયોગ હોય ને સાધુઓ તે ગ્રહણ કરે નહિ તો પણ મારા મનનો મનોરથ મનમાંજ રહે ! જો કોઇ મારા મહા ભાગ્યના ઉદયથી આ મારો દાનનો મનોરથ–મારી ઇચ્છા સફળ થાય તો રાજ્યપ્રાપ્તિની જેટલોજ હું આનંદ માનુ; પણ એવું મારૂં ભાગ્ય ક્યાંથી ? હું પુન્યહીન છું, તેથી મારો આ મનોરથ અયોગ્ય છે."

આ પ્રમાણે વચ્ચે વચ્ચે જ્યારે મોટા શેઠીઆઓને ઘેર સાધુને જુએ ત્યારે આવા મનોરથો તે કરતો હતો, અને પોતાના આત્માને

નિંદતો હતો. આ પ્રમાણે વિચારતાં કેટલોક કાળ ચાલ્યો ગયો, તેવા વખતમાં ઘણા ગૃહસ્થોને ઘેર વિવાહાદિક વિવિધ મહોત્સવો આવ્યા. એક દિવસે દુર્ગતપતાક એક પરિચિત ગૃહસ્થના ઘર પાસે થઈને નીકળ્યો. તે વખતે ગૃહસ્વામીએ તેને બોલાવીને કહ્યું કે–" અરે દુર્ગતપતાક! હુ તને ભોજન માટે નોતરૂ આપું છું, પણ તારો શેઠ મારા ઘરનું નોતરૂં તારે માટે માનશે નહિ, 'જો આજે મારા નોકરને જમવા જવાની હું રજા આપીશ, તો મારે ઘેર અવસર આવશે ત્યારે તેના નોકરને પણ ભોજન માટે મારે બોલાવવો પડશે.' એવા આશયથી તારો શેઠ મારે ઘેર તને જમવા મોકલશે નહિ પરંતુ તારી સાથે મારે પ્રીતિ ઘણી છે, તેથી આ ઉત્તમ સુખડી લે, અને ચિત્તની પ્રસન્નતાથી તે ઘેર જઇને ખાજે." આમ કહીને સ્નેહવડે તેણે સારી રીતે તૃપ્ત થાય તેટલી ઉત્તમ સુખડી તેને આપી તે લઇને તે શ્રેષ્ઠીને ઘેરથી નીકળ્યો. માર્ગમાં આવી અદ્દભુત સુખડી જોઇને તે વિચારવા લાગ્યો કે–"અહો ! આજે મારો મનોરથ પૂર્ણ થાય તેવો અવસર છે, કારણકે આ આહાર નિર્દોષ, પ્રશસ્ત અને શુદ્ધ છે; પરંતુ એવું મારૂં ભાગ્ય કયાંથી હોય કે આ અવસરે સાધુમુનિરાજનો સંયોગ મળે, જો યોગ થાય તો ભક્તિથી હું આ પકવાન્ન મુનિરાજને વહોરાવું, અને તે કૃપા કરીને આ વસ્તુને ગ્રહણ કરે. આવું માગ્યા મે વરસવાનું કેવી રીતે બને ? " આ પ્રમાણે વિચારતો અને માર્ગમાં આમ તેમ જોતો દાન દેવાની તીવ્ર ઇચ્છાથી વ્યાકુળ થતો ને ચાલ્યો જતો હતો, તેવામાં તેના પ્રબળ પુણ્યના યોગથી એક મહાતપસ્વી મુનિ તપસ્યાને પારણે ગોચરી માટે નગરમાં ભમતા તેના જોવામાં આવ્યા ચંદ્રને જોઇને ચકોર રાજી થાય અને ચડેલા મેઘને જોઈને મોર રાજી થાય, તેવી રીતે અતિશય હર્ષના સમૂહથી ભરાયેલા હૃદયપૂર્વક ઉલ્લસાયમાન થયેલા

રોમાંચવાળો તે ઉતાવળો સાધુની સમીપે જઇ બે હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યો કે—"સ્વામિન્ ! કૃપાનિધાન ! આ ગરીબ સેવક ઉપર કૃપા કરીને આ શુદ્ધ આહાર ગ્રહણ કરો. શંકાદિક દોષથી રહિત હોવાને લીધે આ આહાર આપને ગ્રહણ કરવા યોગ્ય છે, તેથી પાત્રને પ્રસારો, આહાર ગ્રહણ કરો અને મારો નિસ્તાર કરો." તેની આવી વિનંતિ સાંભળીને તે સાધુએ પણ નિર્દુષિત આહાર જાણીને તથા તેના ઉગ્ર ભાવ દેખીને પાત્ર પ્રસાર્યું. તેણે પણ નિધાન મળ્યું હોય તેમ અતિશય હર્ષના ભારથી ભરેલા હૃદયવાળા થઇને તે બધી સુખડી એક સાથેજ વહોરાવી દીધી. પછી તે સ્તુતિ કરવા લાગ્યો કે—" કૃપાનિધાન ! તમે ધન્ય છો, તમારો અવતાર પણ ધન્ય છે, તમારૂ ચરિત્ર પણ પ્રશંસનીય છે. આજે આ મારી જેવા ગરીબ ઉપર મોટી કૃપા કરી છે, સંસારકૂપમાંથી મને તમે આજે તાર્યો છે, કારણકે મુનિના દર્શનથીજ કરોડો ભવમાં કરેલાં પાપનો નાશ થઈ જાય છે, વળી ફરીથી મારાપર કૃપા કરશો."

આ પ્રમાણે સ્તવીને તથા નમીને સંપૂર્ણ મનોરથવાળો તે થયો. સાધુ મહારાજ પણ 'ધર્મલાભ' રૂપ આશીષ આપીને પાછા વળ્યા. દુર્ગતપતાક પણ વારંવાર મુનિદાનને અનુમોદતો ઘેર આવ્યો. ત્યાં ગૃહકાર્યમાં પ્રવૃત્ત થયો, પરંતુ પુલકિત હૃદયવાળો થઇને મુનિદાનને વારંવાર સંભારવા લાગ્યો. આશ્ચર્યથી ચકિત થયો હોય તેમ મનમાં વારંવાર તેનું ધ્યાન કરવા લાગ્યો અને વિચારવા લાગ્યો કેઃ—"અહો મારા ભાગ્યના યોગથી અચિંતિત અને ન સંભવે તેવો કેવો બનાવ બની ગયો ? આ નિસ્પૃહીમાં અગ્રેસર મુનિ મહારાજાઓને ઘણા મોટા શેઠીઆઓ ભિક્ષા માટે નિમંત્રે છે તોપણ કોઈકને ઘેરજ જાય છે, તેમાં પણ ઘણાને ત્યાંથી તો કાંઇ ગ્રહણ કરતા નથી, કોઇ ભાગ્યવંતને ઘેરથી ભિક્ષા ગ્રહણ કરે છે, કોઇની તો

સામુંજ જોતા નથી. આવા મહાપુરૂષે મારી જેવા રંકના આમંત્રણ માત્રથીજ મારૂ વચન સ્વીકાર્યું અને મે આપેલ દાન પ્રસન્નતાથી ગ્રહણ કર્યું. અહો ! મારા મહાભાગ્યનો ઉદય થયો, આજથી મારૂં દુર્ગતપણું નાશ પામ્યુ " આ પ્રમાણે સુપાત્ર દાનની વારંવાર અનુમોદના કરતાં તેણે ઘણું વિશેષ પુણ્ય બાંધ્યું. તે વખતે તે શ્રેષ્ઠીને ત્યાં ધનસુંદરીના પિયરીઆના સંબંધીને ઘરે વિવાહ ઉત્સવ હતો, ત્યાંથી જમવાનું નોત્રું આવ્યું હતુ; વળી તેનાં કુટુંબમાં પણ લગ્ન હોવાથી તેને ઘેર જમવા જવાનું પણ આમંત્રણ હતુ, તેથી શ્રેષ્ઠી વિગેરે પોતાના કુટુંબીને ઘરે જમવા જવા તૈયાર થયા, ત્યારે ધનસુંદરીએ કહ્યુ કે–"હુ તો મારા પિયરીઆના સંબંધીને ઘરે જઈશ, પણ તેનું ઘર બહુ દૂર છે, તેથી દુર્ગતપતાકને સાથે લઇને જઇશ." તે સાંભળીને શ્રેષ્ઠીએ તેને લઇ જવાની રજા આપી, તેથી તેણી દુર્ગતપતાકને સાથે લઇને તેને ઘરે ગઇ. તે વખતે તે સંબંધીઓ 'અહો ! ઘણે દિવસે બ્હેન આવી' એમ કહીને અતિ આદર અને ભક્તિવડે ભોજન માટે તેને બેસાડી, અને તે સંબંધીએ કહ્યુ કે–'બ્હેન ! આ તારી સાથે આવેલા તારા નોકરને જમવા બેસવાની રજા આપ, તે તારી રજા હશે તોજ જમવા બેસશે, નહિ તો બેસશે નહિ. મારે ઘરે કોઇ જાતની ન્યૂનતા નથી, હજારો જમે છે, દિવસ પણ ઘણો ચઢી ગયો છે, તારી સાથે દૂરથી આવેલો છે, તેને જમ્યા વિના હું જવા દઇશ નહિ.' તે સાંભળીને ધનસુંદરીએ વિચાર્યું કે–"જો તે ઘેર ભુખ્યો જાય, તો પછી મારી સાથે આવવાનું પ્રયોજન શું ?" તે પ્રમાણે વિચારીને રજા આપી કે–" સુખેથી તેને યથેચ્છ રીતે જમાડો." ત્યારે તેઓએ દુર્ગતપતાકને પણ જમવા બેસાડ્યો. ગૃહપતિએ તેને ધનસુંદરીનો આજ્ઞાકારક જાણીને બહુ પ્રીતિથી અતિ સુંદર

સુખડી વિગેરે પદાર્થો ખવરાવ્યા. તે નોકરે પણ ઘણે દિવસે ધારેલું ભવ્ય ભોજન મળવાથી ચિત્તની પ્રસન્નતાથી કંઠ સુધી ભોજન કર્યું. ભોજન પછી તાંબુલાદિક ખાઇને શેઠાણી સાથે ઘેર આવ્યો અને તેને ઘેર મૂકીને પોતાની ઝુંપડીએ ગયો, ત્યાં પણ પોતે આપેલ દાનધર્મની અનુમોદના કરવા લાગ્યો.

ભોજન અતિમાત્રાએ લીધેલું હોવાથી તે રાત્રીએ તેને અજીર્ણ થયુ અને રાત્રીનો પહેલો પહોર ગયો, ત્યાં તો તેને વિસૂચિકા થઇ તેની મહાવેદનાવડે પરાભવ પામેલો તે વિચારવા લાગ્યો કે—"આ પ્રાણને હરણ કરવાવાળી વેદના ઉપડી છે, તેથી તે જરૂર મારા પ્રાણ હરણ કરશે." આમ નિર્ણય થવાથી તે વિચારવા લાગ્યો કે—"આ ભવમાં મેં તો માત્ર પારકી નોકરી કરી છે, અને તેના કાર્યો કરીને માત્ર પાપનો બંધ કર્યો છે. એવું કોઇ પણ સુકૃત કર્યું નથી, કે જે મારી સાથે આવે. માત્ર એકજવાર મુનિમહારાજને દાન આપ્યું છે, બીજુ કાંઈ પણ પુણ્ય ઉપાર્જન કર્યું નથી. તે શ્રેષ્ઠીઓને ધન્ય છે કે જેઓ હમેશાં મુનિદાનમાં પ્રવર્તે છે. મેં તો આ જન્મમાં એકજવાર દાન આપ્યું છે, તે મારૂં દાન સફળ થાઓ, મારે તો તે મુનિમહારાજનુંજ શરણ છે." આ પ્રમાણે ધ્યાન ધરતો તે દુર્ગતપતાક મૃત્યુ પામ્યો. અને મરીને તેજ ધનસુંદરી શેઠાણીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. જન્મ્યા પછી કુમારવય પ્રાપ્ત થતાં મેં પૂર્વે અનુભવેલ—દેખેલ ઘર, વસ્તુ, મનુષ્યાદિક જોઇને મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. મહર્ષિને દાન દેવાના ફળરૂપે હુ આ ઘરનો સ્વામી થયો છુ, તેથી હુ હમેશાં બોલું છું કે—"દાન જો દિન્નં મુનિવરહ" ઈત્યાદિ

આ પ્રમાણે ધનદત્તે કહેલ સર્વ વાત સાંભળી ચિત્તમાં ચમત્કાર પામી ભોગદેવ ચિંતવવા લાગ્યો કે—" અહો ! કેવળી ભગ-

વંતનું જ્ઞાન કેવું છે! અહો! સંસારનું આ ન ચિંતવી શકાય તેવું સ્વરૂપ કેવું છે! અહો સંચયશીલ શ્રેષ્ઠીની મૂઢતા તથા કૃપણતા કેવી છે!" આ પ્રમાણે સંસાર ભાવના ભાવતાં કેવળી ભગવંતનાં વચન ઉપર તેને બહુ વિશ્વાસ આવ્યો, અને સુપાત્રદાનમાં તેને અતિ આદર થયો. ત્યાર પછી ભોગવતીને તેણે કહ્યું કે–" હે સુભગે! કેવળી ભગવંતનાં વચનની પ્રતીતી થઇ. જો જગત્‌ની સ્થિતિ બદલાઇ જાય, તો પણ કેવળીનાં વચન અન્યથા થતાંજ નથી."

એક દિવસ કોઈ ગણધર નામે અતિશય જ્ઞાનવંત સાધુ સંચયશીલ શ્રેષ્ઠીને ઘરે ભિક્ષા માટે પધાર્યા તેણે તે ધનદત્ત કુમારને નાચતો અને તે દોધકવૃત્તની ગાથા બોલતો દેખ્યો. અતિશય જ્ઞાની એવા તે મુનિએ જ્ઞાનવડે તે સર્વ વૃત્તાંત જાણીને કહ્યું કે-- "અરે કુમાર! હર્ષની ઉત્સુક્તા એટલી બધી કરવી નહિ. કહ્યું છે કે–

विपदि धैर्यमथाभ्युदये क्षमा, सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्॥

'વિપત્તિમાં ધૈર્ય, અભ્યુદયમાં ક્ષમા, સભામાં વાચાળપણું, યુદ્ધમાં બળ–શૂરવીરતા, યશની રૂચિ, અને શ્રુત–જ્ઞાનનું વ્યસન આ પ્રકૃતિથી સિદ્ધ થયેલા મહાત્માના ગુણો છે.' ઇંદ્ર પણ પોતાના પુણ્યનું વર્ણન કરે તો લઘુતા પામે છે. કહ્યું છે કે —

'આપ વડાઇ જે કરે, તે નર લઘુઆ હુંત,
ફીકા લાગે ચટકમેં, જ્યું સ્ત્રીકુચ આપ ગ્રહંત.'

શાસ્ત્રમાં કહ્યું છે કે પોતાના ગુણનું અને પરના દોષોનું વર્ણન ત્યજવું તેજ યોગ્ય છે. વળી તારા પિતા સંચયશીલે કાંઇ પણ દાન આપ્યા વગર અને ધનના સમૂહને ભોગવ્યા વગર અનેક પાપો કરીને- પાપસ્થાનકો આચરીને ધન એકઠું કર્યું અને તે ધનના સંરક્ષણમાંજ એકરૂપ થયેલ ને આર્તધ્યાનથી આયુકર્મની

અપવર્તના[1] કરીને મૃત્યુ પામી આજ નગરમાં નાગિલ નામના આજન્મ દરીદ્રીને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયેલ છે. પુણ્ય નહિ કરેલ હોવાથી ને સ્થળે પણ તે મા બાપ બંનેને અનિષ્ટ થયો છે, ઉદર-પૂર્તિ થાય તેટલુ પણ અન્ન નહિ મળવાથી અતિ દુઃખવડે કાળ ગુમાવે છે કહ્યું છે કે–'સ્વપુણ્ય માટે મળેલું ધન જે ખર્ચતો નથી, પણ ખાડામાં સંતાડીને ગોપવી રાખે છે, અને ભોગવતો પણ નથી, તે આ ભવ અને પરભવ બનેના સુખથી ઠગાય છે–વંચિત થાય છે." વળી કહ્યુ છે કે–"કાર્ય કરનાર નોકર હોય તે ઘરનો સ્વામી થાય, અને ગૃહસ્વામી હોય તે નોકર થાય. આ વાતને કોણ સદ્દહે ? અહો ! વિધિના વિલાસ વિષમ છે."

આ પ્રમાણે તે કૃપાળુ મુનિરાજે ધનદત્તને હિતકારી શિખામણ આપી તે સાંભળીને 'પોતાનો પતિ પાપના ખાડામાં પડ્યો' તે હકીકતથી ધનસુંદરી બહુ ગાઢ સ્વરથી રૂદન કરવા લાગી. સાધુએ ફરીથી પણ ઉપદેશદ્વારા શિખામણ આપી કે–"અરે મહાનુભાવ ! શા માટે તારા આત્માને ખેદ પમાડે છે ? સંસારનો સ્વભાવજ એવો છે. ભવાંતરમાં ગયેલી વસ્તુને પોતાની વસ્તુપણે વિચારવી તે કોઇને કામ આવતુંજ નથી. અનેક દેવોથી સેવાતાં ચક્રવર્તીઓ પણ જયારે ભવાંતરમાં જાય, મૃત્યુ પામે, ત્યારે તેને કોઈ પણ સંભારતું નથી. આ જીવ કોઇ વખત મનમાં વિચાર આવતાંજ કાર્ય સાધે છે, ઘણા દેવોનું આધિપત્ય કરે છે; વળી ફરીથી તેજ જીવ જડરૂપ એકેંદ્રિયપણામાં અથવા તિર્યંચ યોનિમાં અશ્વ, ગર્દભાદિ રૂપે ઉત્પન્ન થઇને મહાદુ:ખ પ્રાપ્ત કરે છે, તે વખતે કોઈ પણ દેવ તેને સહાય કરવા આવતો નથી. વળી તે તિર્યંચ યોનિમાંથી પાછો દેવ થાય છે. ચારે ગતિમાં ભટ-

૧ આયુકર્મના દળીયાં તાકીદે ખપાવીને

કતા જીવો પરસ્પર ભવસંતતિને લીધે દરેક જીવની સાથે અનેક પ્રકારનાં સંબંધોથી જોડાય છે, તેથી તેમાં કાંઇ વિસ્મય પામવા જેવું નથી. સર્વ જીવો સર્વ સંબંધવડે પોતાના થઈ ગયા હોય છે, પોતે પણ સર્વ સંબંધવડે તેનો થયો હોય છે, માટે સંસારનું એવું સ્વરૂપ જાણીને સંસારસમુદ્રમાંથી તારવાને સમર્થ એવા ધર્મમાંજ એકમતિ–એકધ્યાન કરવું. જે ધન પોતાને હાથેજ ધર્મ અને દાનમાં વાપર્યું, તે ધન ભવાંતરમાં સાથે આવે છે, જઘન્યથી પણ સન્માર્ગે વાપરેલ દ્રવ્યનું દશ ગણું ફળ તો મળેજ. અતિ શુદ્ધ પરિણામથી ખર્ચેલ દ્રવ્ય તો સહસ્રગણું, દશ સહસ્રગણું, લક્ષગણું, કોટી ગણું, અથવા તેથી પણ અધિક ફળ આપે છે. પાપમતિ પણ તેવીજ રીતે ફળ આપે છે. જેવી રીતે દહીં, ઘૃત, માખણ વિગેરેનું કારણ દુધ છે, તેવીજ રીતે સર્વ સુખોનું અવંધ્ય કારણ ધર્મજ છે, અને તેનો આશ્રય કરનાર અવશ્ય સુખીજ થાય છે." આ પ્રમાણે ભવોદધિ તારનાર ધર્મોપદેશ રૂપી શિખામણ આપીને સાધુમુનિરાજ બીજે સ્થળે ચાલ્યા ગયા.

ત્યારપછી ધનસુંદરીએ તે નાગિલને બોલાવીને કહ્યું કે–"અરે નાગિલ! તારે હમેશાં મારે ઘેર રહી મારા ઘર સંબંધીનું કાર્ય હોય તે કરવું, હું તને આજીવિકા આપીશ; પણ તારા આ પુત્રને તારે અહીં લાવવો નહિ. જ્યારે તે ઉમર લાયક થશે, ત્યારે મારા ઘરનાં કાર્યો તારો પુત્રજ કરશે, પણ ત્યાં સુધી અમારે ઘેર તારે કામ કરવું, અને આજીવિકા લઇ જવી." તેણે પણ ઉત્સાહથી તે સ્વીકાર્યું.

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો. એક દિવસ સુખે સુતેલા બોગદેવે બે સ્ત્રીઓને પરસ્પર વાત કરતાં સાંભળી. તેઓની એક અન્યને કહ્યું કે–"તું કોણ છે?" બીજીએ કહ્યું કે–"હું બોગ-

દેવ સાર્થવાહની લક્ષ્મી છું" પહેલીએ પૂછ્યું કે–"તને કુશળ ક્ષેમ છે ?" બીજીએ કહ્યુ કે–"બ્હેન ! નવા નવા ભોગવિલાસનાં કાર્યોમાં આસક્ત એવો ભોગદેવ મને ઇચ્છાનુસાર વાપરે છે, અને હું સ્વામીની આજ્ઞાનુસાર વર્તનાર, તે કહે તે કામ કરનારી છું, તેથી મને કુશળક્ષેમ અને સુખ ક્યાંથી હોય ? પ્રત્યેક ક્ષણે દાસી-ની માફક તેનું ઇચ્છિત પૂર્ણ કરવામાં મારી રાત્રિ અને દિવસ ચા-લ્યા જાય છે, મને ઘડી એકનો પણ વિસામો મળતો નથી, પણ બ્હેન ! તું કોણ છે ?" પ્રથમાએ કહ્યું કે–"હું સંચયશીલ સાર્થ વાહની ગૃહલક્ષ્મી છું." ભોગદેવની લક્ષ્મીદેવીએ પૂછ્યું કે— તને તો રહેવાનો આનંદ છે કે ?" તેણે કહ્યુ–"બ્હેન ! નરકના અંધારા કુવાની માફક મહા અંધકારના ખાડામાં મને ગોપવી રાખી છે, બંદીની જેમ સૂર્ય ચંદ્રના કીરણના પણ મને દર્શન થતા નથી. મહા અંધકારવાળા કારાગૃહમાં પૂરેલી મને સુખ કેવી રીતે હોય ? હમેશાં બંદીખાનાનાં દુઃખથી દુ.ખિત થયેલ હું તો દુઃખેથી ત્યાં વસુ છુ. વળી તું પણ દુંખિની છે, પણ મારા કરતાં તું સુખી છે, કારણકે તારા સ્વામીએ ઉત્સાહથી કરેલા દાન, ભોગ, વિલાસ વિગેરેમાં દ્રવ્યનો વ્યય થતો જોઇને લોકો બોલે છે કે–"ધન્ય છે આ શ્રેષ્ઠીને, ધન્ય છે તેની લક્ષ્મીને, કે જેનાવડે અનેક જીવોનો દુંખમાંથી ઉદ્ધાર થાય છે, વળી હમેશાં નેત્રને આનંદ થાય તેવા ઉત્સવો પણ તે કરે છે. આની લક્ષ્મીએ ઉત્તમ સ્થાન ગ્રહણ કર્યું છે." આ પ્રમાણે સર્વે લોકો તારા વખાણ કરે છે. મારા સ્વામીની ત્યાગ ભોગરહિત પ્રવૃત્તિ દેખીને લોકો બોલે છે કે–"ધિક્કાર છે આ શ્રેષ્ઠીને ! ધિક્કાર છે તેની લક્ષ્મીને ! આ લક્ષ્મીજ મલીન છે, તે કોઇના ઉપયોગમાં આવતી નથી. આની લક્ષ્મી દુષ્ટ અને નિષ્ફળ છે, તે મળી તે કરતાં ન મળી હોત તોજ ઉત્તમ હતું. કારણકે તેનું

નામ લેવાથી પણ કાંઈ અશુભ અનુભવવું પડશે.' આ પ્રમાણે ક્ષત ઉપર ક્ષારની જેવાં વાક્યો સાંભળવા હું શક્તિવંત નથી. તારે તેવું દુઃખ નથી, કાનને પ્રિય લાગે તેવી વાણી અને સુખ તારે માટે છે!"

આ પ્રમાણે તે બંનેની વાતો સાંભળીને ભોગદેવે વિચાર્યું કે—"અહો! આ બંને દુખી છે. આતુ ચપળા એવું જે નામ છે તે અર્થ સહિત છે, કારણકે તેને સ્થિર કરે તેવો જગતમાં કોઈ ઉપાય નથી. આ લક્ષ્મી શૌચધર્મથી પણ સધાતી નથી, શૌચ કરતાં પણ તેનો નાશ થઇ જાય છે. તે ભક્તિથી પણ સાધ્ય નથી, ભક્તિ કરતાં પણ તે ચાલી જાય છે યત્નપૂર્વક સંચય કરીને રાખીએ તોપણ સ્થિર થઇને તે રહેતી નથી. અર્થાત્ લક્ષ્મી પુણ્યાધીનજ છે, તે આ સર્વનુ તાત્પર્ય છે, તેથી જ્યાં સુધી પુણ્યનો અનુદય ન થાય ત્યાં સુધીમાં તેની પહેલાંજ તેનો ત્યાગ કરવો—તેને વાપરી નાખવી તેમાંજ શોભા છે." આ પ્રમાણે વિચારીને બીજી સવારે સકળ સામગ્રી લઇને ભોગવતીની સાથે રથમાં બેસી દાસ, નોકર વિગેરેથી પરવરેલો તે સ્વનગર પ્રતિ ચાલ્યો, કેટલેક દિવસે પોતાને ઘેર પહોંચ્યો. બીજે દિવસે તેણે ભોગવતીને કહ્યુ કે—"સુભગે! અમૂલ્ય મનુષ્યભવ પામીને પૂર્વ પુણ્યના ઉદયથી આપણને અપરિમિત ધન પ્રાપ્ત થયું છે, તેમાંથી યથાયોગ્ય સમયે ઇચ્છાનુસાર આપણે ખાધુ, પીધું, ભોગવ્યુ, સ્વેચ્છાપૂર્વક આપ્યું, વિલાસાદિમાં વ્યય કર્યો. આપણી કોઈ પણ ઇચ્છા અપૂર્ણ નથી, સંસાર વૈભવમાં કાંઇ પણ ન્યૂનતા નથી, તેથી હવે પુણ્યનો ક્ષય થાય તે પહેલાંજ તે લક્ષ્મીને ત્યજી દઇને આપણે ચારિત્ર ગ્રહણ કરીએ, કે જેથી સંસારઅટવીમાં આપણે રખડવું ન પડે. પુણ્ય ક્ષીણ થતાંજ સેંકડો યત્નોથી રક્ષા કરીએ તો પણ લક્ષ્મી

ચાલી જાય છે; તેથી તે જતી રહે તે પહેલાંજ આપણે તેને ત્યજી દેવી તે બહુ ઉત્તમ છે."

આ પ્રમાણેનાં પતિનાં વચન સાંભળીને ભોગવતી બોલી કે—"સ્વામિન્! આપે જે કહ્યું તે મારે પ્રમાણ છે. હવે સંયમ ગ્રહણ કરવાનો અવસર પણ છે, તેથી લોકોમાં પણ આપણી પ્રશંસા થશે, અને ઉચિત કાર્ય કરવાથી આપણી ઉભય લોકની સિદ્ધિ થશે. તેથી આપે જે ચિંતવ્યું તે સફળ થાઓ. હું પણ આપની સાથેજ ચારિત્ર ગ્રહણ કરીશ. કુળવંતી સ્ત્રીને પતિ વગર ઘરમાં રહેવું તે સ્મશાનમાં રહેવા બરોબરજ છે, તેથી શિઘ્રતાથી ઈચ્છા પ્રમાણે કરજો." આ પ્રમાણેનાં પ્રિયાનાં વચન સાંભળીને તેનો વૈરાગ્યરંગ બેવડો થવાથી તેણે આખા નગરમાં સર્વ જિનેશ્વરનાં મંદિરોમાં દ્રવ્યાદિક આપીને અઠ્ઠાઇમહોત્સવો શરૂ કરાવ્યા. ભંભા, ભેરિ વિગેરે વાજીત્રોના ધ્વનિથી બધી દિશાઓ પૂરી દીધી. આખી નગરીમાં અમારિપટહ વગડાવ્યો. સાતે ક્ષેત્રોમાં અપરિમિત ધન વાપર્યું ઘણા દીન, હીન, દુખિત જનોને પુષ્કળ ધનનું દાન આપીને તેઓનું દારિદ્ર કાપી નાખ્યું. સ્વજન, કુટુંબીઓને ઇચ્છાનુસાર આપીને સંતોષ્યા. પછી સ્વજન, મિત્ર, જ્ઞાતિવર્ગના માણસોને બોલાવીને ઉત્તમ ભોજન, તાંબુલ, વસ્ત્ર, આભરણાદિકવડે તેમને સંતોષી તેઓની સમક્ષ કુટુંબનો ભાર પોતાના મોટા પુત્રને માથે નાખીને સર્વની સમક્ષ ભોગદેવે કહ્યુ કે—"મારે સ્થાને આ મારા પુત્રને આપની સમક્ષ હુ બધું સોંપું છુ. આપ સર્વે તેને મારી જેવોજ ગણજો, કારણકે તેનું મહત્વ તમારાજ હાથમાં છે. જો કોઇ વખત તે સ્ખલના કરે તો એકાંતમાં તેને શિખામણ આપીને તેને સમ્યક્ પ્રકારે સાચવજો." આ પ્રમાણે સ્વજનાદિકને કહીને પુત્ર સામુ જોઇ તે બોલ્યો કે—

"વત્સ! આ સર્વે તારા હિતચિંતક, તારા પક્ષનું પોષણ કરનારા છે; તેથી તેમની અનુકૂળતા પ્રમાણે હમેશાં વર્તજે, તેમનાથી પ્રતિકૂળપણે કદિ વર્તીશ નહિ, હમેશાં દાન, પુણ્ય અને પરોપકારપરાયણ રહેજે. વ્રત, નિયમાદિકથી આત્માને સાચવજે; અને જ્યારે અમારી જેટલી અવસ્થા થાય ત્યારે તું પણ આજ રીતે શ્રીમદ્ ભાગવતી[1] દીક્ષા ગ્રહણ કરજે."

આ પ્રમાણે સર્વની સમક્ષ શિખામણ આપીને વધતા જતા શુભ પરિણામવાળા અને શુભ ધ્યાનથી ઉલ્લસાયમાન થયેલા મનવાળા શેઠ શુભ અધ્યવસાયના યોગે શુભ મનોરથ કરવા લાગ્યા કે—"હું આવતી કાલે સવારે જન્મ, જરા મરણાદિનાં દુઃખોથી રહિત એવું મુક્તિસ્થાન મેળવવાના અવશ્ય કારણરૂપ અને સકળ કલ્યાણના એક ભાજનરૂપ સંયમ ગ્રહણ કરીશ અને સંયમ ગ્રહણ કરીને વિવિધ પ્રકારના તપ, સંયમ, વિનયાદિવડે ચારિત્રને આરાધી સંસારનો પાર પામીશ." આ પ્રમાણે ભાવના ભાવતા શયનગૃહમાં રાત્રે સુતા અર્ધરાત્રિ જતાં મહિલાનું રૂપ ધારણ કરેલી લક્ષ્મીદેવીએ ભોગદેવ પાસે આવીને કહ્યું કે—"તમે મને ઇચ્છાનુસાર આપી, ખાધી, ભોગવી અને છુટી મૂકી દીધી, વળી મારા ઉપર વિરક્ત મનવાળા થઇને સંયમમાં રસવંત થયા. તેથી તમે તો મને છેતરી છે મે અનેક પુરૂષોને છેતર્યા છે, પણ તમે મને છેતરી છે! કહો હવે હું તમારૂં શું કાર્ય કરૂં?" ભોગદેવે કહ્યું કે—"હવે મારૂં કાંઈ પણ કરવાનુ નથી, તમારી ઇચ્છા હોય ત્યાં તમે સુખે જાઓ." તે સાંભળીને લક્ષ્મી અદૃશ્ય થઇ. અઠ્ઠાઇમહોત્સવાદિ સંપૂર્ણ થતાં આડંબરપૂર્વક શિબિકામાં બેસીને ભાગવતીની સાથે **પ્રશાંત** નામના આચાર્યની

૧ અરિહંત ભગવંતે પ્રરૂપેલી.

સમિપે તેઓ ગયા. ગુરૂનાં દર્શન થયાં એટલે શિબિકામાંથી નીચે ઉતરી બંને હાથ જોડીને ગુરૂની પાસે જઈ, વિધિપૂર્વક તેમને વંદના કરી વિનંતિ કરી કે—" હે કૃપાના ભંડાર ! અમે બને રાગ, દ્વેષ, પ્રમાદ વિગેરેથી વિડંબિત થયેલા અને જન્મ, જરા, મરણ, શોકાદિક અગ્નિથી બળતા લોકોને જોઇને સંસારના ભયથી ઉદ્વિગ્ન મનવાળા થયા છીએ, અને રત્નના કરંડીઆ જેવા આત્માને લઈને આપને શરણે આવ્યા છીએ, તેથી ચાર ગતિનું દુ:ખ નાશ કરવામાં સમર્થ એવું ચારિત્ર અમને આપો." ગુરૂએ કહ્યું કે—" હે દેવાનુપ્રિય ! જેમ આત્માનું હિત થાય તેમ કરો, તેમાં કોઇનો પણ પ્રતિબંધ ગણશો નહિ." ત્યાર પછી ઉત્તર તથા પૂર્વ દિશાની વચ્ચે અશોક વૃક્ષની નીચે જઇને આભરણ અલંકારાદિક મૂકી દઇને સ્વયં પંચમુષ્ટિ લોચ કરવાના મિષે પાંચ પ્રમાદ અને શબ્દાદિ પાંચ વિષયને મૂળથી ઉખેડી નાખીને ફરીવાર ગુરૂ પાસે આવ્યા. પછી ગુરૂએ વિધિ અનુસાર પાંચે મહાવ્રતો ગ્રહણ કરાવ્યા. પછી રોહિણીની કથા સંભળાવીને ચારિત્રમાર્ગમાં દૃઢ કર્યા અને આનંદ પમાડ્યો. ભોગવતીને સંયમ આપીને 'આને સંયમમાર્ગમાં પ્રવીણ કરજો' તેમ કહીને મહત્તરા સાધ્વીને સોંપી દીધી. ભોગદેવ મુનિ વિવિધ પ્રકારના શ્રુત, સંયમ, અને તપ ધ્યાનાદિકના યોગથી નિરતિચારપણે ચારિત્ર પાળી અંતે અનશન કરીને સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહમાં મનુષ્યપણે જન્મ્યા. તે ભવમાં પણ યોગ્ય અવસરે સંયમ ગ્રહણ કરી, ઘાતિ કર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાન પામીને અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરી, અંતે અનશન કરીને પંચ હ્રસ્વાક્ષર માત્ર કાળમાં યોગનો નિરોધ કરી સકળ કર્મનો ક્ષય થવાથી

મોક્ષે ગયા. ભોગવતી પણ તેવીજ રીતે મોક્ષે ગઇ.

હવે લક્ષ્મી રહિત થયેલો શ્રીદેવ દારિદ્રાવસ્થા પામીને દ્રવ્ય વિના વ્યાપારાદિક આજીવિકાના ઉપાય રહિત થયેલો ઉદરવૃત્તિ કરવા માટે પારકાને ઘેર ઉચ્ચ નીચ કર્મો કરવા લાગ્યો, તે ગમે તેમ આજીવિકા કરતો હતો, પણ ત્રણે કાળ લક્ષ્મીની પૂજા કરતો હતો. લોકોએ શ્રીદેવની સધન અને નિર્ધન બંને અવસ્થા જોઈને તેને કહ્યું કે-"અરે શ્રીદેવ ! તેં ત્રણે કાળ ત્રિકરણ શુદ્ધિથી અન્ય દેવોને ત્યજી દઇને ભક્તિના સમૂહથી જે દેવીને પૂજી, અર્ચી તે તારી લક્ષ્મીદેવી ક્યાં ગઇ ? કેમ તે તને સહાય કરતી નથી ? પહેલાં તો તું ઉંચા હાથ કરીને બોલતો હતો કે-'મારે તો એક લક્ષ્મીદેવીજ માનનીય પૂજનીય છે, બીજા કોઇ દેવોને હુ નમસ્કાર પણ કરીશ નહિ.' તે લક્ષ્મીદેવી ક્યાં ગઈ ?" આ પ્રમાણે એક મશ્કરી કરી, એટલે બીજો બોલવા લાગ્યો કે-"અરે ભાઈ ! તુ એમ કેમ બોલે છે ? તેના ઉપર તો લક્ષ્મીએ મોટી મહેરબાની કરી છે. ઘણા વ્યાપારાદિકમાં વ્યગ્રતાથી લક્ષ્મીનું ધ્યાન કરવામાં અંતરાય થતો હતો, તે દેખીને લક્ષ્મીએ વિચાર્યું કે-"મારી ભક્તિમાં પરાયણ થયેલ આ શ્રીદેવને આ સર્વ વ્યાપાર વિગેરે ધ્યાનમાં અંતરાય કરાવનાર થાય છે, તેથી તેને અંતરાય કરનાર સર્વ મારે હરી લેવુ, જેથી તે મારૂ અવિરહિતપણે વિલંબ વગર ધ્યાન કર્યા કરે." તેથી શ્રીદેવી તો તેના ઉપર બહુજ પ્રસન્ન છે. તેની કૃપાથી તો તેનું સર્વ નાશ પામ્યુ ! તું તે શું જાણે ? લક્ષ્મી તો આની પરીક્ષા કરે છે. થોડા દિવસમાંજ મોટા વરસાદની જેમ તેને ઘેર ધનની વૃષ્ટિ થશે !!"

આ પ્રમાણે લોકો મશ્કરી કરતા હતા તે શ્રીદેવ સાંભળતો હતો. નિર્ધનપણાથી કાંઇ ઉત્તર દેવાને શક્તિમાન નહોતો, પણ મનમાં મહા ખેદ ધારણ કરતો હતો. આ પ્રમાણે દુઃખથી નિર્વાહ

કરતાં ઘણો કાળ ગયો, ત્યારે શ્રીદેવને ઘેર એક સુલક્ષણવાળો પુત્ર જન્મ્યો. તેના પુણ્યબળથી પાછી લક્ષ્મી ધીમે ધીમે આવવા લાગી; તેથી પૂર્વની જેમ વ્યાપારાદિ કરવા લાગ્યો, અને તેજ પ્રમાણે લક્ષ્મીનું પૂજન કરવા લાગ્યો, વળી પાછું લક્ષ્મીના આગમનથી ફરીથી લોકોમાં તે માનનીય થયો. લોકોની પાસે તે બોલતો કે–"જુઓ, લક્ષ્મીદેવીની ભક્તિનું ફળ !"

આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી ભોગાસક્ત એવા શ્રીદેવે બીજી સ્ત્રી સાથે પાણિગ્રહણ કર્યું. તે સ્ત્રીને ઘેર લાવ્યો, ત્યારબાદ બે દિવસ પછી રાત્રિએ એક ઉત્તમ પલંગમાં સુતો હતો ત્યારે એક ઉત્તમ તરૂણીને તેણે રોતી દીઠી. ત્યારે શ્રીદેવે તેની પાસે જઈને પૂછ્યું કે–"તું કોણ છે? તારે શું દુઃખ છે? શા કારણથી તું રૂદન કરે છે?" તેણીએ કહ્યું કે–"હું તારી ગૃહલક્ષ્મી છું. મારી ઇચ્છા નહિ છતા પણ મારે તારો વિયોગ કરવો પડશે, તે મારા રૂદનનું કારણ છે." શ્રીદેવે પૂછ્યું કે–"કેમ?" લક્ષ્મી બોલી–"જે તું બીજી સ્ત્રી પરણી લાવ્યો છે, તે સ્ત્રી પુણ્ય રહિત, લક્ષ્મીનો અભાવ કરાવે તેવી નિર્ભાગી છે. તેની સાથે હું તારે ઘેર વાસ કરીને રહી શકીશ નહિ. તેના પાપોદયથી મારામાં તારે ઘેર રહેવાની શક્તિ રહેતી નથી. નહિ ઇચ્છા છતાં પણ મારે તારૂં ઘર છોડવું પડશે." તેમ કહીને લક્ષ્મીદેવી અદૃશ્ય થઇ ગઇ. ત્યાર પછી થોડા દિવસમાં ધીમે ધીમે લક્ષ્મી નાશ પામવા લાગી. ફરી વાર પાછું દારિદ્ર આવ્યુ, ફરીવાર પાછો પૂર્વની જેમ લોકોમાં હાંસીનું કારણ થયો પરસેવા વિગેરે મહા દુખરૂપી સંકટમાં તે પડ્યો અને ઉદરપૂર્તિ પણ કષ્ટથી કરવા લાગ્યો. આ પ્રમાણે દુઃખે આયુ પૂર્ણ કરીને સંસારઅટવીમાં તેણે અનેકશઃ પરિભ્રમણ કર્યું.

ઇતિ શ્રીદેવ કથા.

હે કેરલકુમાર ! લક્ષ્મીની સ્થિતિ તથા ચરિત્ર આવાં છે. મતિવંત પુરૂષે અનુકૂળતા હોય તેટલી જીરવી શકાય તે પ્રમાણે લક્ષ્મી ભોગવવી, અને કોઈને ભોગમાં પ્રતિબંધ કરવો નહિ; કારણકે ઇંદ્રિયજન્ય સુખ પૂર્વકૃત કર્મના ઉદયથીજ મળે છે. 'ભાવી ઉદય ફેડવાને કોણ સમર્થ છે ? વળી કરેલ કર્મ ભોગવ્યા વગર છુટતા નથી.' આ આગમનું વાક્ય સંભારીને કોઇને પણ પ્રતિબંધ કરવો નહિ. વળી જે સ્વઉદય માટે ચિંતા કરે છે, તે પોતાની મૂઢતાજ પ્રગટ કરે છે. ઉત્તમ પુરૂષોએ બંધની ચિંતા કરવી, પણ ઉદયની ચિંતા કરવી નહિ, કારણકે તે તો પ્રથમથી કરેલ હોય તેજ ઉદયમાં આવે છે. વળી સત્પુરૂષોએ પરપુરૂષમાં આસક્તિ રાખવાના સ્વભાવવાળી લક્ષ્મી તથા યુવતિ ઉપર અતિશય મૂર્છા કદિ પણ કરવી નહિ. શૌચનો આગ્રહ રાખનાર સુચિવોદને પણ લક્ષ્મીએ રોષથી ત્યજી દીધો, અશુચિની ખાણ જેવા માતંગની સેવા તથા ઉપાસનાથી પણ તેનું દારિદ્ર ગયું નહિ; અહીં અને પરભવ દુઃખી થયો. બીજા શ્રીદેવે ત્રણે યોગથી લક્ષ્મીને પૂજી, અર્ચી, તોપણ તેને છોડીને ચાલી ગઈ, લક્ષ્મીએ તેને પણ ઠગ્યો. ત્રીજો સંચયશીલ, તેણે મહારક્ષણ કરીને મહાયત્નથી લક્ષ્મીને સાચવી, તોપણ તે તેનાથી વિમુખ થઈ, ક્રોધે ભરાણી, અને તેને દુર્ગતિના કારણરૂપ થઈ. ચોથો ભોગદેવ, તેણે દાન દીધું, પરોપકાર કર્યો, અને યથેચ્છ ઉપભોગ પણ કર્યો, તેની ઉપર પણ લક્ષ્મી પ્રસન્ન થઇ નહિ, પરંતુ તેની સેવનાથી શ્રમિત થઇ ગયેલી તે ઉદાસીનતા દેખાડવા લાગી; તેથી લક્ષ્મી સ્વભાવથીજ ચપળ છે તે કોઇનો પણ પક્ષ કરતી નથી જ્યાં સુધી પૂર્વે કરેલ પુણ્યનો બંધ હોય ત્યાં સુધીજ તે ટકે છે, પછી ટકતી નથી. જિનેશ્વર ભગવંતના સિદ્ધાંતના તત્ત્વો જેણે સાંભળ્યા નથી, તેવા મનુ-

ષ્યોને લક્ષ્મી અનેક પ્રકારનાં સંકટમાં પાડે છે, જેવી રીતે સુચિ-વોદાદિક ત્રણે જીવો સંસારઅટવીમાં પડ્યા તથા દુઃખના સમુદ્રરૂપ સંસારમા રવડ્યા અને ભટક્યા. સર્વે સંસારી જીવો પ્રત્યેક ક્ષણે લક્ષ્મીને માટે દોડાદોડી કરે છે. ' આજ, કાલ, પરમદિવસ મળશે' તે પ્રમાણે આશારૂપી પાસથી જકડાયેલા મનુષ્યો લક્ષ્મીનો આગ્રહ છોડતા નથી, અને લક્ષ્મી તો પુણ્ય કરેલ હોય તે પુરૂષ વિના બીજા કોઇનો સંગ કરતી નથી; જેવી રીતે વેશ્યા ધનિક વિના અન્યને ઇચ્છતી નથી, તેવીજ રીતે લક્ષ્મીનું પણ છે. આ ચારે પુરૂષોમાં ભોગદેવજ વખાણવા લાયક છે, કે જેણે ઇચ્છાનુસાર ત્યાગ, ભોગ, વિલાસાદિકથી લક્ષ્મીનુ ફળ લીધું–લ્હાવો લીધો, અને પુણ્યના બળથી મળેલી લક્ષ્મી વિદ્યમાન હતી તો પણ તૃણની માફક તેને તજી દીધી. જે લક્ષ્મીએ સર્વને છેતર્યા, તે લક્ષ્મીને તેણે છેતરી, તેથી તે પ્રશંસનીય છે.

હે કેરલકુમાર ! જે ધન હોય છતાં પણ તેનો નાશ થઈ જશે તેવા ભયથી તેને ભોગવતો નથી, આપતો નથી, ઉચિત સ્થાને ખર્ચતો નથી, બીજા કોઈના ઉપકાર માટે અથવા ખ્યાતિના કાર્ય માટે પણ જે ખર્ચ કરતો નથી, તેને સંચયશીલની જેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. ભવે ભવમાં દારિદ્રાદિ દુઃખથી દુઃખિત થઇને તે ભટકે છે–રખડે છે. જે કોઇ આ લોકમાં સંચયશીલ જેવા દાન તથા ભોગાદિકથી રહિત–તેનાથી પરાઙ્મુખ રહે છે, તેઓ હાથીના કાનની જેવી ચપળ લક્ષ્મીવડે છેતરાય છે, અને ચાર ગતિના ફેરામાં પડીને દુઃખને અનુભવે છે. વળી જે સત્પુરૂષો લક્ષ્મી પ્રાપ્તિને અનુકૂળ દાન તથા ભોગ કરે છે, અને પોતાના સુખની અપેક્ષા વગર જે પરોપકાર કરે છે, તેઓ ઉદયવંત પુરૂષોની ગણનામાં આ લોકમાં ગણાય છે, તથા માન, પ્રતિષ્ઠા, આબરૂ અને મહત્ત્વને

તેઓ પ્રાપ્ત કરે છે અને પરલોકમાં મહાર્દ્ધિક દેવપણે દેવલોકમાં ઉત્પન્ન થાય છે અને પછી થોડા વખતમાંજ સંસારનો અંત કરી મોક્ષમાર્ગ સાધ્ય કરે છે. આ જગતમાં આવા પુરૂષો વિરલ હોયછે—થોડા હોય છે, કે જેઓ ભોગદેવની જેમ ચપળ—ચંચળ ગતિવાળી લક્ષ્મીથી પણ છેતરાતા નથી. જેઓ ત્યાગ, ભોગ, વિલાસ તથા ઉપકારોવડે લક્ષ્મીનો રસ ચાખીને પછી તે નિર્માલ્ય છે તેમ ગણી તેને ત્યજી દે છે, તેઓના ગુણો દીર્ઘ કાળ પર્યંત ગવાયા કરે છે. તેથી હે કેરલકુમાર ! જ્યાં સુધી અનર્થમાં તત્પર એવી લક્ષ્મી પોતાને છોડે નહિ, ત્યાં સુધીમાં જેઓ તેને છોડી દે છે તેઓ મહત્વતા પામે છે, પણ જેઓને લક્ષ્મી છોડી દે છે, તે પુરૂષો આ લોકમાં લઘુતા પામે છે, કે જે વર્ણવવી પણ મુશ્કેલ છે. તેથી જો નિરાબાધ સુખની ઇચ્છા હોય તો સર્વ અનર્થના મૂળભૂત રાજ્યાદિક પરભાવવાળી વસ્તુ ઉપરની મૂર્છા ત્યજી દઇને સંયમમાર્ગમાં પ્રીતિ કર.”

આ પ્રમાણેની કેવળી ભગવંતની દેશના સાંભળીને તરતમાં રાજ્ય ત્યજવાને અશક્ત હોવાથી આત્માને સંયમમાં રાખવા માટે તેણે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો. પછી અરિહંત ભગવંતને નમસ્કાર કરીને કેરલકુમાર ઘેર ગયો. અને ઘણા કાળ સુધી સમ્યક્ત્વ સહિત શ્રાવકધર્મને કસોટીએ કસીને સંયમ લેવાને તે ઉજમાળ થયો. એકદા પાછલી રાત્રિએ ધર્મજાગરણ કરતાં તે ચિંતવવા લાગ્યો કે—“પ્રથમ તો શ્રી જિનેશ્વર ભગવંતે ઉપદેશદ્વારા મને જાગ્રત કર્યો હતો, પણ સંયમ લેવાને અશક્ત એવા મેં તે સમયે ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો હતો, તે વ્રતો યથાશક્તિ મેં આજ સુધી પાળ્યા, ઇંદ્રિયસુખ પણ ઇચ્છાનુસાર ભોગવ્યું, હવે કોઈ જાતની ન્યૂનતા રહી નથી. હવે જો મારા પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય વર્તતો હોય

અને પોતાના જયેષ્ઠ પુત્રને રાજ્ય આપીને અને બીજી બધી રાજ્ય-વ્યવસ્થા કરીને, મોટા આડંબરપૂર્વક શ્રીજિનેશ્વર પાસે આવી તેમના ચરણારવિંદને નમસ્કાર કરીને બહુ વીર્યોલ્લાસવડે તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું; પછી ગ્રહણા ને આસેવના શિક્ષા ગ્રહણ કરીને નિર્દૂષણપણે ચારિત્ર આરાધીને ઘનઘાતિ ચારે કર્મોનો નાશ થતાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરી અંતે અનશન સ્વીકારી સમસ્ત કર્મમળ દૂર કરીને તે કેરલ-રાજર્ષિ મોક્ષનગરીએ પધાર્યા.

**ઇતિ દાનાદિ ત્રિવર્ગ સાધવામાં અગ્રેસર**
**કેરલ કુમાર, ભોગદેવ અને ધનદત્તની કથા.**

આચાર્ય મહારાજ ધનસારાદિક સમક્ષ આ લાંબી કથા વર્ણવીને ઉપદેશ આપતાં કહેવા લાગ્યા કે—"હે ભવ્ય જીવો! પુણ્યથીજ બંધાઇને રહેનારી, સંસાર અટવીમાં રખડાવવામાં કુશળ, ભવરૂપી સમુદ્રમાં ડુબવામાટે શિલા સમાન, અધિક તૃષ્ણા વધારવામાંજ એકતાન થયેલી, રાજ ચોર અગ્નિ તથા જળાદિકના ભયથી ભરેલી, અઢારે પાપસ્થાનક સેવરાવનારી, મહા આરંભ તથા દંભ વિગેરે કરાવનારી, અવિરતિરૂપ દોષોની તો એક ખાણ તુલ્ય, દુર્જનની જેવા ચરિત્ર તથા સ્વભાવ દર્શાવનારી અને બહુ કલેશથીજ પ્રાપ્ત થઇ શકે તેવી, તેમજ ગૂઢ રીતે આત્માનો ઘાત કરનારી લક્ષ્મી પામીને કોણ બુદ્ધિશાળી માણસ હર્ષ પામે? કારણકે જીવો ઘણા પાપોવડે પરદેશ ગમન કરીને તથા ક્ષુધા તૃષા સહીને, પર-સેવા કરીને, ઘણા કલેશો સહીને, અને ધર્મ અધર્મની વિચારણામાં મૂઢ બનીને લક્ષ્મીને મેળવવામાં ઉદ્યમી રહે છે, પરંતુ જો પૂર્વે કરેલા પુણ્યનો ઉદય હોય તોજ તે મળે છે, નહિ તો તો ઉલટાં મન, વચન, કાયાવડે બહુ ખેદ માત્રજ તે મેળવે છે, કદાચિત્

પૂર્વ પુણ્યના ઉદયની સહાયવડે લક્ષ્મી મળે છે, તો પણ તેના સંરક્ષણાદિક માટે રૌદ્રધ્યાનમાં પ્રવૃત્તિ કરવી પડે છે, તેનાથી નરકના અંધારા કુવામાં પડવાનોજ સમય આવે છે. આ પ્રમાણે પ્રાણી આ સંસારી કુટુંબના પોષણની ચિંતાથી ઘણું ધન મેળવવાનો પ્રયાસ કરી અંતે મરીને અધોગતિમાં ઉપજે છે, અને ત્યારપછી પુણ્યહીન એવા પુત્રાદિકના હાથમાંથી ઓચિંતા કોઇ શત્રુઓ લક્ષ્મી લઇ લે છે, અને એ લક્ષ્મીવડે તે જે જે પાપ કર્મો આચરે છે તેનું પાપને આલોવ્યાવગર પરભવમાં ગયેલા જીવને કડવું ફળ મળે છે, તેથી આલોક અને પરલોકમા લક્ષ્મી–ધન સમૃદ્ધિ દુઃખનાજ કારણભૂત છે, તે મળે તેમાં કોણ આનંદ પામે ? જો સદ્ગુરૂનાં વચનથી સાતે ક્ષેત્રમાં લક્ષ્મીને વાપરે, તો તે સંસ્કારિત કરેલા વિષની માફક સફળ, ઇચ્છિત અને હિતકારી કર્મબંધ કરાવનાર થાય છે. જેવી રીતે રૂપું જળમાં ડુબે છે ને રૂપાનું પાત્ર જળમાં તરે છે, તેવી રીતે લક્ષ્મી પણ પાત્ર પ્રમાણે પહોળી કરીને ખર્ચી હોય તો તે સંસારસમુદ્ર તરવામાં નાવ સમાન થાય છે. લક્ષ્મી દાનાદિકમાં ખર્ચવાથી ઉપકાર અને પુણ્યના નિમિત્તભૂત થાય છે એવી જિનેશ્વરની આજ્ઞા છે. વિતરાગની સેવા કરતાં પણ વીતરાગની આજ્ઞાનું પાલન કરવું તે વધારે શ્રેષ્ઠ છે, કારણ કે સેવાનું ફળ સ્વર્ગ છે, અને આજ્ઞાપાલનનું ફળ તો અવશ્ય મુક્તિજ છે. તેથી જિનેશ્વરની આજ્ઞાનુસાર દાનાદિક ધર્મના પાલનમાં યથાશક્તિ પ્રયત્ન કરવો, તે આ સર્વ વાતનું રહસ્ય–હાર્દ–ગૂઢાર્થ છે."

આમ કહીને મુનિ મહારાજ અટક્યા, એટલે ધનસાર શ્રેષ્ઠી મસ્તક ઉપર અંજલિ જોડીને હૃદયમાં રહેલા અનેક સંશયો પૂછવા લાગ્યા, અને બોલ્યા કે–"ભગવન્ ! કયા કર્મથી મારો આ પુત્ર

ધન્યકુમાર અદ્ભુત એવી આ સંપત્તિ કઈ રીતે પામ્યા? વળી મારા ધનદત્તાદિક ત્રણે પુત્રો ધનવંત છતાં પણ અને ચા-તુર્યાદિ ગુણવાળા છતાં પણ નિર્ધન કેમ થઈ ગયા? ધન્યકુમારની સાથે તેમને સંયોગવિયોગ કેમ થયો? વળી લોકને આની સાથે સંયોગ વિયોગ થયો તેમ કર્મપ્રમાણે તેઓને લક્ષ્મી કેમ મળી અને કેમ તેનો નાશ થઈ ગયો? સતીઓમાં નામ ગણાવે તેવી આ શાલિભદ્રની બેનને શીત, આતપ વિગેરે વેદના કેમ સહેવી પડી? વળી તેને માથે માટી કેમ વહેવી પડી?" આ પ્રમાણે ધનસારે પ્રશ્નો પૂછ્યા, એટલે સૂરિમહારાજ શુદ્ધ વાણીવડે બોલ્યા—"અરે ભદ્ર! કર્મની ગતિ વિચિત્ર અને અચિંત્ય-નીય છે. કર્મથી શું શું નથી થતું? જીવોની ગતિ, કર્મની પરિણતિ, પુદ્ગલ પર્યાયોના આવિર્ભાવ તથા તિરોભાવ વિગેરે જિનેશ્વર અને જિનેશ્વરના આગમ વગર કોણ જાણવાને સમર્થ છે? હવે હું તેઓના પૂર્વ ભવનું વર્ણન કહું છું તે ધ્યાન દઈને સાંભળો:-

## ધન્યકુમારાદિકના પૂર્વ ભવની કથા.

આ ભરતક્ષેત્રમાં પ્રતિષ્ઠાનપુર નગરમાં કોઈ વિશ્વના દારિદ્રથીજ ઘડાયેલી હોય તેવી એક અતિ દુઃખી ડોશી રહેતી હતી. તે પારકા ઘરમાં ખાંડવું, દળવું, લીંપવું, પાણી ભરવું વિગેરે કાર્યો કરીને અતિ દુઃખથી પોતાનો નિર્વાહ ચલાવતી હતી. આ ડોશીને નિર્મળ આશયવાળો, વિનયી, ન્યાયવંત, દાનદેવાની રૂચિવાળો એક પુત્ર હતો, તે લોકોના વાછરડાઓને ચારીને આજી-વિકા ચલાવતો હતો. આ પ્રમાણે અતિકષ્ટથી તેઓ બંને નિર્વાહ કરતા હતા. એકદા કોઈ પર્વને દિવસે વાછરડાને ચારીને તે બાળક ઘેર પાછો આવતો હતો, તે વખતે કેટલાક ઘરમાં ખીરનું ભોજન બનાવેલું તે નાના બાળકો ખાતાં હતાં અને સ્પર્ધા કરતાં હતાં. એવું

તેણે દીઠું. તેનાજ આંગણા પાસે રહેનાર એક બાળકને ખીર ખાતો દેખીને આ બાળકની દાઢ ગળવા લાગી-મોઢામાંથી પાણી છુટવા લાગ્યું. પછી પોતપોતાના ઘેરથી બહાર નીકળેલા બાળકો પરસ્પર વાતો કરવા લાગ્યા કે–"અરે ભાઇ! તેં શું ખાધું?" તેણે કહ્યું–'ખીર ખાધી.' બીજો બોલ્યો-'આજે અમુક પર્વનો દિવસ છે, તેથી ખીરજ ખાવી જોઇએ.' ત્યાર પછી વળી એક જણાએ તે ડોશીના બાળકને પૂછ્યું કે–'તેં શું ખાધું?' તેણે કહ્યું કે–'ઘેંશ વિગેરે મને મારી માએ જે આપ્યું તે ખાધું.' ત્યારે તે બધા બાળકો હસતા હસતા કહેવા લાગ્યા કે "આજે ખીર વિના કેમ ચાલે?" તે વૃદ્ધાનો પુત્ર બોલ્યો કે "મને તો મારી માએ જે દીધું તે ખાધું." ત્યારે એક બોલ્યો કે–"તારી મા પાસે જા અને તેને કહે કે આજે પર્વનો દિવસ છે, તેથી મને ખીરનું ભોજન કરાવો." આ પ્રમાણે તે બાળકોની વાત સાંભળીને ખીર ખાવાની ઇચ્છા થવાથી તે બાળક ઘેર ગયો અને માને કહ્યું કે–"અરે પુત્રવત્સલ માતા! ઘી તથા ખાંડ વિગેરે સહિત ખીરનું ભોજન આજે મને તું આપ." માતાએ કહ્યું કે–"અરે વત્સ! નિર્ધનને ખીર ક્યાંથી મળે?" બાળક બોલ્યો કે–"ગમે તેમ કરીને પણ આજે તો જરૂર દે." આ પ્રમાણેનાં બાળકનાં વચન સાંભળીને તે ડોશી વિચારવા લાગી કે–"બાળકને સાચા ખોટાનું જ્ઞાન હોતું નથી." શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

बालको[1] दुर्जन[2]श्चौरो[3] वैद्यो[4] विप्र[5]श्च पुत्रिका[6]।
अर्थी[7] नृपो[8]ऽतिथि[9]र्वेश्या[10] न विदुः सदसद्गणम् ॥ १ ॥

"બાળક, દુર્જન, ચોર, વૈદ્ય, વિપ્ર, પુત્રી, ભીખારી, રાજા, અતિથિ અને વેશ્યા આ–દશ જણાઓ પારકી સારી નઠારી દશાને

સ્થિતિને સમજતા નથી–જાણતા નથી–વિચારતા નથી.'

અરે પુત્ર ! આપણા ઘરમાં તો પેટ પૂરૂં ભરાય તેટલું ભોજન મળે તો તે ખીરજ છે. નિર્ધનોનું વાંછિત ક્યાંથી સફળ થાય ?" બાળકે કહ્યું કે–"આજે પર્વને દિવસે ખીર વિના બીજુ કાંઇ ખાવાનું હોયજ નહિ, તેથી ગમે તેમ કરીને ખીર દે." વૃદ્ધાએ વિચાર્યું કે–" અહો ! આજે મારા મોટા પાપનો ઉદય થયો છે, આ બાળક કોઈ દિવસ કાંઈ પણ ચીજ હઠથી માગતો નથી, તેને જે હું આપું છું તેજ ખાઇને જાય છે. આજે કોઇ સ્થળે દેખીને અથવા સાંભળીને તેને તેવી ઇચ્છા ઉત્પન્ન થઇ છે, તેથી મારી પાસે આવીને માગણી કરે છે, પરંતુ હું કેવી નિર્ભાગીમાં પણ શેખરતુલ્ય છુ કે હું આંધળીની એક લાકડીની જેવા આ બાળકની ક્ષીર માત્રના ભોજનની ઈચ્છા પૂર્ણ કરવાને પણ સમર્થ નથી; ધિક્કાર છે મારા અવતારને ! !" આ પ્રમાણે વિચાર કરીને રાંકની જેમ પુત્રની સામુ જોઇને તે રોવા લાગી, કારણ કે અબળા અને બાળકોને ઇચ્છા પૂર્ણ ન થાય ત્યારે રૂદન કરવું તેજ તેનું બળ છે. માતાને રોતી જોઈને બાળક પણ રોવા લાગ્યો. તે બંનેને રોતાં સાંભળીને પાડોશીઓ ત્યાં આવ્યા. તેઓએ પૂછ્યું કે–"તમે બંને કેમ રૂઓ છો ? તમારૂં દુ:ખ શું છે તે કહો, જો તે દૂર થાય તેવું હશે તો અમે તમારૂં દુ:ખ જરૂર ફેડી નાખશું." ત્યારે તે વૃદ્ધ ડોશી પોતાનુ દુઃખ કહીને બોલી કે–"ભાગ્યવંતી બ્હેનો ! નિર્ભાગીઓની ઈચ્છા અપૂર્ણ રહે ત્યારે રોવું તેજ તેઓનું અવલ બન છે." આ પ્રમાણેનાં તે વૃદ્ધાનાં વચનો સાંભળીને તેના દુ:ખથી દુઃખી થતાં તેઓ બોલ્યા કે–"ડોશી ! તમારા પુત્રને ક્ષીર માત્ર જોતી હોય તો તેની અપ્રાપ્તિના દુ:ખથી તમે રોશો નહી, તે તો અમારાથી સાધી શકાય તેવુ કાર્ય છે." પછી તેમાંથી એક બોલી કે–

દુધ મારે ઘેર છે, તારે જોઈએ તેટલું લઈજા." બીજી બોલી—"નિર્મળ અખંડ એવા શાલીના ચોખા મારે ઘેર છે. તે હું આપીશ, તે લઈ બાળકની ઇચ્છા પૂર્ણ કર." ત્રીજી બોલી કે—"અતિ ચોખી ગંગા નદીના કિનારાની રેતી જેવી ખાંડ હું આપીશ, તે લે." ચોથી બોલી કે—"આજેજ લાવેલું સ્વચ્છ ઘી મારે ઘેર તૈયાર છે, તે હું આપીશ, ને લઈને આ બાળકની ઇચ્છા પૂર્ણ કર.' આ પ્રમાણેનાં તેમનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલી તે ડોસી બોલી કે—"અરે ભાગ્યવંતીઓ! કલ્પવૃક્ષતુલ્ય તમારી મારા ઉપર કૃપા થઈ તેથી મારો મનોરથ સફળજ થયો એમ હું માનું છું." તેઓએ કહ્યું કે—"હવે બધી સામગ્રી લઈ જાઓ અને તાકીદે ખીર બનાવીને આ બાળકની ઇચ્છા પૂરી કરો કે જેથી તે બાળકનું મન પ્રસન્ન થાય."

પછી તે વૃદ્ધ ડોસી તેઓ પાસેથી દુધ વિગેરે સામગ્રી લઈ આવી અને ઘૃત–ખાંડ–તાંદુલ વિગેરે એકઠાં કરીને તેણે ખીર બનાવી. 'પુત્રનું હિત જોવામાં વત્સલ એવી માતા બાળકની ઇચ્છા પૂર્ણ કરવામાં વિલંબ કરતી નથી.' પછી બાળકને બોલાવીને ભોજન કરવા માટે તેને બેસાડ્યો અને ખીરથી થાળી ભરી દઈને બાળકની આગળ મૂક્યો. બાળક પણ તે ક્ષીર બહુ ગરમ છે તેમ જાણીને હાથ વતી વાયરો નાખીને તેને ઠંડી કરવા લાગ્યો. માએ વિચાર્યું કે—"આ મારો પુત્ર ઉજ્જવલ એવી ક્ષીર ખાય છે, તેથી મારો દૃષ્ટિદોષ તેને લાગો નહિં." એમ વિચારીને સ્નેહથી પાડોશીને ઘેર ચાલી ગઈ. બાળક જ્યારે તે ધૂમાડા નીકળતી ગરમ ખીરને શીતળ કરતો હતો તેટલામાં તેના ઘરની પડખે થઈને એક માસક્ષપણનું પારણું કરવાની ઇચ્છાવાળા મહા ગુણના સમુદ્ર મુનિ ભિક્ષામાટે નીકળ્યા. બાળકે તેને ઘર પાસે થઈને

જતા જોયા. મુનિના દર્શન થતાંજ તે બાળકને દાન આપવાની રૂચિ ઉત્પન્ન થઇ, તેથી તે વિચારવા લાગ્યો કે—"અહો ! આજે સમસ્ત પાપ તથા સંતાપનો નાશ કરવામાં સમર્થ એવા આ મહામુનિ મારા ઘરના આંગણાની નજીક થઇને નીકળ્યા છે. જો મારા ભાગ્ય જાગ્યા હોય તો મારા આમંત્રણ વડે તેઓ અહીં પધારે. સેંકડો વાર વિનંતિ કર્યા છતાં અને ભિક્ષા માટે અનેક શ્રેષ્ઠીઓ આમંત્રે છે તે છતાં સાધુઓ તેમને ઘેર જતા નથી; જેનાં ભાગ્યનો ઉદય થયો હોય તેમને ઘેરજ તેઓ જાય છે. મારા આમંત્રણથી જો મારૂં ઘર પવિત્ર કરે તો તો બહુ ઉત્તમ થાય. જો મારા ભાગ્ય-વડે કોઇ રીતે તેઓ અત્રે પધારે તો ધન્ય પુરૂષોમાં પણ હું વિશેષ ધન્ય થાઉં."

આ પ્રમાણે બાળકપણામાં વર્તતા એવા તે બાળકનો કુદરતી રીતેજ બહુમાનપૂર્વક દાન દેવાનો ભાવ ઉલ્લસાયમાન થયો. પછી હર્ષપૂર્વક તે મુનિની સન્મુખ જઇને અતિ ભક્તિથી તેમને અંજળી જોડીને તે વિનંતિ કરવા લાગ્યો કે—"હે સ્વામિન્ ! મારા ઘરમાં શુદ્ધ અને નિર્દોષ આહાર છે, તેથી કૃપા કરીને આપના ચરણ કરવા વડે મારૂં ગૃહાંગણ પવિત્ર કરો." આ પ્રમાણે તે બાળકની અતિશય દાનભક્તિ જોઇને મુનિમહારાજે તેની વિનંતિ સ્વીકારી. પછી તે બાળક મુનિમહારાજને પોતાને ઘરે લઇ ગયો, અને બહુ આનંદ તથા ભક્તિ વડે તે ખીરની ભરેલી થાળી ઉપાડીને મુનિએ ધરેલા પાત્રમાં એક ધારાથી બધી ખીર વહોરાવી દીધી. પછી મુનિ પાછા વળ્યા એટલે આઠ પગલા મુનિની પછવાડે જઇને, ફરીથી તે મુનિને નમસ્કાર કરી તે અધિક સત્ત્વવંત બાળક પોતાના આત્માને કૃતકૃત્ય માનતો પાછો ફર્યો. પછી આનંદના સમૂહથી ઉભરાઈ જતા અંતઃકરણવાળા

તે બાળકની દાનના આનંદથી ક્ષુધા–તૃષા નાશ પામી ગઇ, એટલે તે ઘરમાં આવી થાળીના કાંઠા ઉપર ચોંટેલી ખીર ચાટવા લાગ્યો, અને આપેલ દાનની તે બાળક અનુમોદના કરવા લાગ્યો. 'અહો ! આજે બહુ સારૂં થયું, આજે મારા મહાન્ ભાગ્યનો ઉદય થયો, નહિં તો મારી જેવા રંકને ઘેર મુનિને દેવા યોગ્ય ઉત્તમ ખીર ક્યાંથી હોય ? વળી બરોબર સમયે મુનિનું આગમન ક્યાંથી હોય ? કદાચ આ તરફ પધારે તોપણ આવા મહાન્ શ્રેષ્ટીઓને છોડીને મારે ઘેર તેઓ ક્યાંથી પધારે ? વળી મારા બાળકના નિમંત્રણ માત્રથીજ મારી વિનંતિ સ્વીકારીને તેઓ પધાર્યા. આવું અસંભવનીય ક્યાંથી બને ? ખરેખર ! આજે કોઈ મારા મહા પુણ્યનો ઉદય થયો કે જેથી વાદળાં વગર વૃષ્ટિ થઈ.'

આ પ્રમાણે વારંવાર અનુમોદન કરતાં તેણે મુનિદાનથી થયેલું પુણ્ય અનંતગણું વધાર્યું. પછી અત્યંત પ્રમોદથી પાસે પડેલી થાળી તે ચાટતો હતો, તેવામાં પાડોશીને ઘેર ગયેલી તેની માતા આવી. તે થાળીને ચાટતા બાળકને જોઇને વિચારવા લાગી કે–" અહો ! મારો બાળક એક થાળી ભરીને ખીર ખાઇ ગયો, તો પણ હજુ સુધી તેને તૃપ્તિ થઇ નહિ. હમેશાં મારો પુત્ર આટલી ભુખ સહન કરતો હશે ? " આ પ્રમાણે તેને ભુખ્યો જાણીને ફરીથી તેણે ખીર પીરસી, પરંતુ તે બાળક તો ભોજન કરતાં જે દાન અપાયું હતું તેનેજ બહુ માનવા લાગ્યો. જેવી રીતે ધનવંત પુરૂષ વ્યાપારમાં રોકાયેલ મુંડી કરતાં વ્યાજે મૂકેલ ધનને વધારે માને છે તેમ તે દાનને અધિક માનવા લાગ્યો. તે બાળકે અતિ બહુમાનપૂર્વક આપેલ દાન અને તેની અનુમોદનાથી મોક્ષનગરમાં જવા યોગ્ય તીવ્ર રસવાળું અને મંગળ ફળ આપનારૂં કર્મ બાંધ્યું. તે બાળકને અતિ માદક આહાર

જમવાથી તે રાત્રેજ અજીર્ણ થયું; અજીર્ણના દોષથી તેને તે રાત્રેજ વિસૂચિકા ઉત્પન્ન થઈ; તે વિસૂચિકાની પીડાથી મુનિદાનને સંભારતો તે બાળક મૃત્યુ પામીને આ તારો પુત્ર ધન્યકુમાર થયો છે મુનિદાનના પ્રભાવવડે તે યશ, માહાત્મ્ય તથા અદ્ભુત સંપદાનું ક્રીડાસ્થાન થયો છે. કહ્યું છે કે—" સારા ક્ષેત્રમાં વાવેલ ધાન્ય તો શતગણું થાય છે, પણ પાત્રમાં વાવેલું બીજ તો વડના બીજથી વડવૃક્ષની જેમ અનંતગણું થાય છે "

"હવે ધન્યકુમારના ત્રણે બંધુઓએ કરેલા કર્મના પરિણામની વિચિત્રતા દેખાડનારો તેમના પૂર્વભવનો વૃત્તાંત સાંભળો." કેવળીનું તે વચન સાંભળીને ન વર્ણવી શકાય તેવી વિચિત્રતાવાળા કર્મવિપાકથી ચિત્તમાં ચમત્કાર પામી ધનસાર વિગેરે 'તહત્તિ' કહીને બન્ને હાથ જોડી કેવળી ભગવંતનું કથન સાંભળવા લાગ્યા. ગુરૂએ કહ્યું કે—" એક સુગ્રામ નામના ગામમાં પડખે પડખે જેઓનાં ઘરો આવેલાં છે તેવા સંપત્તિરહિત થઈ ગયેલા ત્રણ કુળપુત્રો રહેતા હતા, કે જેઓ પરસ્પરના મિત્રો હતા. તે ત્રણે ધનના અભાવથી અને અન્ય વ્યાપારાદિકમાં કાંઈ લાભ નહિ મળવાથી વગડામાં જઇને ત્યાંથી કાષ્ઠના ભારા લાવી આજીવિકા ચલાવતા હતા. એક દિવસે ત્રણે જણા કાષ્ઠ લાવવાને માટે પોતપોતાને ઘેરથી ભાતું લઇને કાંબળ ઓઢી વગડામાં ગયા. તે વખત ત્રીજા પહોરનો આરંભ થયો ત્યારે ગ્રીષ્મ ઋતુ ચાલતી હોવાથી ઘણો સખ્ત તાપ પડતો હતો, તેથી ભૂમિ તપી ગઇ હતી અને ઉગ્ર કિરણોથી લોકો આકુળવ્યાકુળ થઈ જતા હતા. તે વખતે કોઇ મહાનુભાવ ક્ષમાના સાગર એવા ક્ષમાસાગર નામના મુનિ સંસારતાપનું નિવારણ કરવા કરેલા માસક્ષપણનું પારણુ કરવા માટે કોઇ પણ ગામમાં જવા સારૂ તે વનને રસ્તે થઈને નીકળ્યા.

તાપથી શોષિત થઇ ગયેલા અંગોપાંગવાળા, માત્ર હાડકા અને ચામડીજ બાકી રહી છે તેવા અને ધર્મસ્વરૂપ એવા તે મુનિને દેખીને નટના વૈરાગ્યની જેમ તે ત્રણેને દાન આપવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ. તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે—"અહો ! આ મુનિ દૂરના વનમાંથી આવે છે. આવા સખ્ત તડકામાં મધ્યાન્હ સમયે રેતી બધી તપી ગઇ છે તેવે વખતે અતિ દૂર ગામમાં તેઓ કેવી રીતે જશે ? ત્યાં પણ ઘેર ઘેર ભમતાં જો નિર્દૂષણ આહાર મળશે તો તે ગ્રહણ કરશે, નહિ તો ગ્રહણ કરશે નહિ, તેથી આપણી પાસે જે ભાતું છે તે જો તેમને આપીએ તો બહુ ઉત્તમ થાય" આ પ્રમાણે વિચારીને વિનયપૂર્વક મુનિને બોલાવી તે સર્વ ભાતું તેઓએ મુનિને વહોરાવ્યું. મુનિએ પણ શુદ્ધ આહાર જાણીને તે ગ્રહણ કર્યું અને 'ધર્મલાભ'રૂપી આશીષ આપીને સ્વસ્થાને ચાલ્યા ગયા.

હવે તે ત્રણેનું સાંજ સુધી કાષ્ઠ લેવાના શ્રમથી સવારે ખાધેલું બધું પચી ગયું, અને બહુ ભારે ક્ષુધાની વેદના થઇ એટલે તેઓ પરસ્પર પૂછવા લાગ્યા કે—"અરે ભાઇ! કાંઇ ખાવાનું રહ્યું છે કે નહિ ?" ત્યારે એક બોલ્યો કે—"મુનિને બધું આપી દીધું છે." પછી પેટમાં અત્યંત ક્ષુધા લાગેલી હતી છતાં તે સર્વે લાકડાં ઉપાડીને પોતપોતાના ઘર તરફ ચાલ્યા. ત્યાં પણ નવો આહાર તૈયાર કર્યા વગર શું ખાય ? તેથી તે ત્રણે ક્ષુધાથી અત્યંત આકુળવ્યાકુળ થઇને બોલવા લાગ્યા કે—"અહો ! આપણને તો મુનિને આપેલ દાનનું આજે આ ફળ પ્રાપ્ત થયું, કારણ કે આજે હમણાજ મુનિદાનના પ્રભાવથી ક્ષુધાવડે આપણે મરણ પામશું. હવે પછી શું થશે તે તો અમે જાણતા નથી ! હા ! હા ! અમને તો આ સાધુએ નકામા ઠગ્યા (છેતર્યા). તે વખતે ત્રણમાંથી એકને પણ એવી બુદ્ધિ ઉત્પન્ન ન થઇ કે જ્યારે પ્રબળ ક્ષુધા લાગશે ત્યારે

આપણે શું ખાશું ? આ મુનિ તો હમેશાં તપસ્યા કરવાના સ્વભાવવાળા–નિત્યના અભ્યાસી હોવાથી એકાદ દિવસ વધારે થયો હોત તો પણ સુકાઇ જાત નહીં. અને અનભ્યાસી–નહિ ટેવાયેલા એવા આપણને તો આજે મોટું દુઃખ ઉત્પન્ન થયું ! હાથે કરીને પેટ ચોળીને શૂળ ઉભું કર્યું. આપણી જેવા કોણ મૂર્ખ હોય કે જે ઘર બાળીને તીર્થ કરે ? " આ પ્રમાણે દાન આપ્યા પછી ચાર વખત સત્ત્વ રહિત એવા તેઓએ પશ્ચાત્તાપ કરવાવડે મુનિદાનનું ફળ અલ્પ કરી નાંખ્યું. હે ધનસાર શ્રેષ્ઠી ! તે ત્રણે આયુ સમાપ્ત થયે મરણ પામીને તમારા પુત્રો થયા, પણ ધન તથા વૈભવાદિકથી રહિત થયા. દાન આપ્યા પછી પશ્ચાત્તાપાદિ દોષથી તેઓ દોષિત થયા હતા તેથી અહીં વારંવાર લક્ષ્મી મળી, પણ પાછા નિર્ધન થઇ ગયા. સર્વ અર્થને સાધનાર દાનધર્મ દૂષિત થાય તો પણ મૂળથી તેનો નાશ થતો નથી, તેથી ધન્યકુમારની સાથે તેઓ જોડાયા ત્યારે તેમની લક્ષ્મી સ્થિર થઇ.

જે પાડોશી સ્ત્રીઓએ ધન્યકુમારના પૂર્વભવની માતાને અખંડ એવા અનુકંપાના અધ્યવસાયથી બાળકનું દુઃખ મટાડવાને માટે દુધ, તાંદુલ, ખાંડ ને ઘી વિગેરે આપ્યાં હતાં, તેઓ તે બાળકને સાધુને દાન આપતો દેખીને મનમાં આનંદ પામી હતી. અને "અહો ! આ બાળકની કેવી દાનરૂચિ છે ? કારણ કે અતિ મુશ્કેલીથી મળેલી ખીર પણ અખંડ ધારાએ તે મુનિમહારાજને વહોરાવી દે છે, તેથી આ બાળકને ધન્ય છે." આ પ્રમાણે અનુમોદના કરી હતી પણ બાળકની માતા પાસે તેઓએ તે વાત કરી નહોતી, તેઓ ધન્યકુમારની લક્ષ્મીની ભોગવનારી પત્નીઓ થઈ છે. વળી આગલા ભવમાં વૈભવના ગર્વમાં સુભદ્રાએ પોતાની પ્રિય સખીને રોષથી કહ્યું હતું કે–"અરે ! દાસી ! માટી ઉપાડ." આ

પ્રમાણે આક્રોશ કર્યો હતો, તે કર્મના વિપાકથી તે શાલિભદ્રની બ્હેન થઇ, છતાં માટી વહન કરવાનું દુઃખ ભોગવવું પડ્યું. કહ્યું છે કે–'ભોગવ્યા વગર કર્મ છુટી શકતા નથી.' અન્ય શાસ્ત્રકારો પણ કહે છે કે–"આ ભવથી એકાણુમા ભવમાં મેં મારી શક્તિથી એક પુરૂષને હણ્યો હતો, તે કર્મના ઉદયથી હે ભિક્ષુઓ ! મારો પગ વીંધાણો છે!"

આ પ્રમાણે ગુરૂમહારાજનાં વચનો સાંભળીને વૈરાગ્ય થવાથી કેટલાએક ભવ્ય જીવોએ વેગથી ચારિત્ર અંગીકાર કર્યું; કેટલાએક ગૃહસ્થ ધર્મ સ્વીકાર્યો, કેટલાએક સમકિતનો સ્વીકાર કર્યો, કેટલાએક રાત્રિભોજન, અભક્ષ્યવર્જન, બ્રહ્મચર્યાદિકની બાધાઓ લીધી. આ પ્રમાણે મુનિમહારાજની દેશના અતિ ફળવતી થઇ.

દ્રઢ મિથ્યાત્વવાસિત મનુષ્યો પાસે ધર્મદેશના વનમાં વિલાપતુલ્ય ખાલી જાય છે. કહ્યું છે કે–"જેનો અર્થ સર્યો હોય તેને કહેવું, જે સાંભળીને ધારણ ન કરે અથવા સાંભળેજ નહિ તેને કહેવું, જેનું ચિત્ત ડોળાઇ ગયું હોય તેને કહેવું, અને જેમને ઘણા કુશિષ્યો હોય તેને કહેવું તે વિલાપતુલ્ય છે." તેથી તેઓને ઉપદેશ આપવો નહિ. નિપુણ શ્રોતાઓનો સંયોગ મળે તો બંનેનું ચિત્ત ઉલ્લાસાયમાન થાય છે.

હવે ધનસાર શ્રેષ્ઠી દેશના સાંભળી, કર્મના વિપાકને સમજીને સંસાર ઉપર વૈરાગ્ય ભાવ આવવાથી સૂરિમહારાજને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે–"હે ગુણના ભંડાર ! સંસારમાં ઘણા ભવભ્રમણથી ઉદ્વિગ્ન થયેલો હું આપને શરણે આવ્યો છું, તેથી મારા ઉપર કૃપા કરીને મને ચારિત્રરૂપી પ્રવહણ આપો, કે જેથી તેના ઉપર બેસીને હું સંસારસમુદ્રનો પાર પામું, તેમ થવાથી આપને પણ મહાન્ યશ મળશે." મુનિએ કહ્યું કે–

"દેવાનુપ્રિય ! જેમ સુખ ઉપજે તેમ કરો. ધર્મકૃત્યમાં કોઇને કોઇ જાતિનો પ્રતિબંધ નથી." પછી સર્વ પરિગ્રહને તજી દઇને પોતાની પત્ની સહિત ધનસાર શેઠે તથા તેના ત્રણે પુત્રોએ ચારિત્ર અંગીકાર કર્યું. પ્રિયાઓ સહિત ત્યાં આવેલા ધન્યકુમારે આચાર્ય, માબાપ, બંધુઓ વિગેરે મુનિઓને નમસ્કાર કરીને દુષ્ટ કર્મને નાશ કરવાવાળો શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો. પછી ભક્તિથી મુનિઓને વારંવાર નમીને તેઓ પોતાને ઘેર આવ્યા.

હવે ધન્યકુમાર ગુરૂએ કહેલ પૂર્વ જન્મના દાનધર્મને સંભારતો વિશેષ વિશેષ ધર્મપ્રવૃત્તિ કરવા લાગ્યો અને મુનિધર્મ સ્વીકારેલ માતા પિતા તથા તપમાં મગ્ન થયેલા જ્યેષ્ઠ બાંધવોને સ્તવતાં, સ્મરતાં અને પુણ્યના વિપાકને ભોગવતાં કાળ નિર્ગમન કરવા લાગ્યો. હે ભવ્ય જીવો ! મુનીશ્વરને આપેલ દાનનું ફળ જુઓ ! જે દાનના પ્રભાવથી ધન્યકુમાર જ્યાં ગયા ત્યાં આગળથીજ મૂકી રાખેલા હોય તેમ અઢળક ભોગવિલાસો તેમને પ્રાપ્ત થયા. વળી નહિ બોલાવેલ છતાં પણ દેવતાઓએ ધન્યકુમારના મોટા ભાઇઓ પાસેથી ધન લઇ લીધું, ધન લઇને જતાં તેમને રોકયા, શિખામણ આપી, અનુકૂળ કર્યા, અને ન્યાયમાર્ગે પ્રવર્તાવ્યા. તેથી આ લોક અને પરલોકમાં સુખ ઇચ્છતા મનુષ્યોએ જિનેશ્વરોના કહેલા દાનધર્મના આરાધનમાં ઉદ્યમ કરવો, કે જેથી સકળ અર્થની સિદ્ધિ થાય.

ઇતિ શ્રી જિનકીર્તિ સૂરિના રચેલા પદ્યબંધ શ્રી દાનકલ્પદ્રુમ ઉપરથી રચેલા ગદ્યબંધ શ્રી ધન્યચરિત્રના અષ્ટમ પલ્લવનું ગુજરાતી ભાષાંતર.



# નવમ પલ્લવ.



એકદા રાજગ્રહી નગરીમાં નેપાળ દેશથી કેટલાક વ્યાપારીઓ નેપાળ દેશમાં બનેલી એક એક લક્ષ સોનામહોરોની કિંમતવાળી રત્નકંબળો લઈને વેચવા માટે આવ્યા 'આ વસ્તુ રાજાને ભોગવવા લાયક છે' તેમ જાણીને તેઓ તે રત્નકંબળો લઇને શ્રેણિક મહારાજા પાસે ગયા. તેમને નમસ્કાર કરીને તેઓએ તે કંબળો તેને દેખાડી અને વિજ્ઞપ્તિ કરી કે—"સ્વામિન્! આ રત્નકંબળો ત્રણે ઋતુમાં ઉપભોગમાં—વપરાશમાં આવી શકે છે. વર્ષાઋતુમાં આ કંબળનાં તાગડાઓ પરસ્પર મળી જાય છે, તેથી વરસાદનું પાણી તેની ઉપર પડીને તરતજ ભૂમિ ઉપર પડી જાય છે, તેનાથી શરીરનો એક વાળ પણ ભીંજાતો નથી: વળી આ રત્નકંબળો કમળપત્રની માફક પાણીથી ભીંજાયેલી પણ રહેતી નથી—નિર્લેપ રહે છે. વળી શીતઋતુમાં તથા હેમંતઋતુમાં આ કંબળો ગરમી ધારણ કરે છે, એકજ વખત પહેરવાથી ક્ષણમાત્રમાં શરીર ઉપર પરસેવો થાય છે. વળી ઉન્હાળાની ઋતુમાં તે શીતળપણાને પામે છે. જ્યારે શરીરે પરસેવો થાય છે, ત્યારે ચંદનના વિલેપનની જેમ શરીરમાં શીતળતા ઉત્પન્ન કરે છે. જ્યારે આ કંબળો મેલી થઇ જાય છે, ત્યારે સોનાની જેમ અગ્નિમાં નાખવાથી ચોખ્ખી અને નિર્મળ થાય છે, તેથીજ વસ્ત્રોમાં આ રત્ન તુલ્ય છે તેવી તેની ખ્યાતિ થયેલી છે."

રાજાએ રત્નકંબળોની આ પ્રમાણેની હકીકત સાંભળીને પૂછ્યું કે—"તેનું મૂલ્ય શું છે?" તેઓએ કહ્યું કે—"એકેકની કિંમત સવા લાખ સોનામહોરો છે." આ પ્રમાણે તે વ્યાપારીઓના મુખેથી તેની કિંમત સાંભળીને રાજાના મનમાં આશ્ચર્ય થયું, તેથી તે બોલ્યા કે—"અરે પરદેશી વ્યાપારીઓ! બહુ મૂલ્યવાળી આ કંબળો અમે ખરીદશું નહિ, કારણકે જ્યારે આ કંબળો પહેરીએ ત્યારે ભરવાડ જેવો વેશ લાગે, તેથી ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલાઓને આ રત્નકંબળો પહેરવી તે શોભા આપનારૂં નથી. તેના ગુણો તો જે જાણતા હોય તેજ જાણે, પણ તે પહેરવાથી બધા લોકો તુચ્છ જાતિપણું તો કહેજ, તેથી તે કંબળો લેવાથી સર્યું—અમારી તે વેચાતી લેવાની ઈચ્છા નથી. વળી કરોડો સોનામહોરોવડે અશ્વ, હાથી અને નરરત્નાદિકનો જો સંગ્રહ કરીએ તો તે લડાઇમાં વિજય અપાવે, રાજ્યની રક્ષા કરે, આ કંબળોમાં શું બળ છે? તે શા કામની? તે કાંઇ પણ અમારે ઉપયોગની નથી."

આ પ્રમાણેનાં શ્રેણિક મહારાજાનાં વચનો સાંભળીને તે વ્યાપારીઓ વિલખા વદનવાળા થઈ ગયા, અને રાજાને નમસ્કાર કરીને ઉત્સાહ રહિત થયેલા ઉઠ્યા, ત્યાંથી પોતાને ઉતારે જતાં પરસ્પર વ્યાપારની વાતો કરતાં શાલિભદ્રના મહેલની નીચે થઇને તેઓ નીકળ્યા. તેઓ પરસ્પર બોલતા હતા કે—"ભાઇઓ! આવા મોટા નગરમાં પણ આ કંબળો વેચાણી નહિ, તો પછી આનાથી મોટું નગર બીજું કયું છે કે જયાં આ રત્નકંબળો વેચી શકાશે? મહારાજાધિરાજ શ્રેણિક જેવા પણ આ ખરીદવાને અશક્ત દેખાયા, તો પછી આ દેશમાં હવે કોણ ખરીદવાનું હતું?" આ પ્રમાણે બોલતા તેઓ જતા હતા. આ અવસરે શાલિભદ્રની માતા ભદ્રા શેઠાણી દાસીનાં સમૂહથી પરવરેલા ગોખમાં બેઠા હતા, અને નગરચર્ચા

જોતા હતા. આ વ્યાપારીઓનાં વચનો સાંભળીને તેમણે દાસીને કહ્યું કે–" અરે દાસી ! સત્વર જા અને આ પરદેશી વ્યાપારીઓ જાય છે તે બધાને અહીં લઇ આવ." આ પ્રમાણે ભદ્રા શેઠાણીની આજ્ઞા થવાથી તે દાસી દોડતી જઈને તે વ્યાપારીઓને કહેવા લાગી કે–"અરે વ્યાપારીઓ ! મારી શેઠાણી તમને બોલાવે છે, તેથી તમે તેમની પાસે ચાલો." તે સાંભળી એક વાચાળ વ્યાપારી બોલ્યો કે–"શા કામે તારી શેઠાણી અમને બોલાવે છે ? અમે ત્યાં આવીને શું કરીએ ? અમારી વસ્તુઓ તમારા રાજા પણ ખરીદવાને શક્તિવંત થયા નહિ, તો તારી શેઠાણી શું ખરીદવાની હતી ?" દાસીએ કહ્યું કે–"તમારી જેવા ઘણા વ્યાપારીઓ અમારી શેઠાણીના મહેલમાં આવ્યા છે અને આવે છે તે બધાઓ પોતપોતાના ભાગ્ય પ્રમાણે લાભ મેળવીને જાય છે, કોઇ ખાલી હાથે પાછા જતા નથી. તમે તો કોઇ નવીન જાતિના વ્યાપારી દેખાઓ છો, વ્યાપારની રીતિ પણ જાણતા નથી. અનેકને દેખાડીએ, ત્યારે કોઇ એક ઘરાક મળે, પણ માલ ન દેખાડીએ તો કોઇ ઘરાક મળતું જ નથી." તે સાંભળીને તેમાંથી એક બીજો વ્યાપારી પેલા વ્યાપારી પ્રત્યે બોલ્યો કે–" શું બકબક કરે છે ? આપણે તો વ્યાપારી છીએ, વેચવા કાઢેલી ચીજો સેંકડો માણસો જુએ ત્યારેજ કોઇ ઘરાક મળે, તેમાં રોષ શો ?" પછી દાસીને કહ્યું કે–" બહેન ! આગળ ચાલ ! તારી શેઠાણીની પાસે અમે આવીએ છીએ."

આમ કહીને દાસી સાથે તેઓ ભદ્રા શેઠાણીને ઘેર આવ્યા. તેઓ શેઠાણીના મંદિરમાં પેઠા અને અહીંતહીં સુવર્ણ, રૂપું તથા રત્નાદિકના ગૃહને શોભાવનારા તોરણો તથા પુતળીઓ વિગેરે જોઇને તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા. તેઓ વિચારવા લાગ્યા કે–"શું આ તે મનુષ્યને રહેવાનો મહેલ છે કે શું આ તે દેવમંદિર-

છે ? ઘરના પ્રવેશદ્વારમાંજ આવી ઋદ્ધિનો વિસ્તાર કરેલો છે, તો પછી ઘરની અંદરના ભાગમાં કેવી શોભા હશે ? ખરેખર આ બાઇ રત્નકંબળો જરૂર ખરીદશે." આ પ્રમાણે વિચારતાં તેઓ બીજે માળે ગયા. સ્થળે સ્થળે સૂર્યના તાપની જેમ રત્નથી શોભતું ઘર જોતાં જોતાં તેઓ ભદ્રા માતા પાસે ગયા. ભદ્રાએ પણ આદરપૂર્વક શિષ્ટાચાર કરીને તેમને બેસાડ્યા અને પૂછ્યું કે—"તમે શું લાવ્યા છો ?" તેઓએ કહ્યું કે—"રત્નકંબળો" ભદ્રાએ પૂછ્યું—"તે કેવી છે ?" તેઓએ ખભેથી ગાંસડી ઉતારીને તે દેખાડી. તે જોઇ ભદ્રામાતાએ પૂછ્યું કે—"આનાં કેવાં ગુણો છે ?" તેઓએ પ્રથમની માફક તેનાં ગુણો વર્ણવી બતાવ્યા. ભદ્રાએ પૂછ્યું કે—"આની કિંમત શું છે ?" તેઓએ કહ્યુ કે—"એકેકની સવા લાખ સોનામહોર કિંમત છે." ભદ્રાએ પૂછ્યું કે—"મારા પુત્રને બત્રીશ પત્ની છે, તે દરેકને એકેક આપવા માટે મારે આવી બત્રીશ જોઇએ છીએ અને તમો તો સોળજ લાવ્યા છો તેથી શુ કરૂં ? હવે તેને ફાડીને બે બે કકડા કરી આપો, તેથી મારી ૩૨ વહુરૂઓને એકેક આપીશ."

આ પ્રમાણે ભદ્રા શેઠાણીનાં વચન સાંભળીને તેઓ વિસ્મય પામ્યા અને પરસ્પરના કાનને અડીને તેઓ બોલવા લાગ્યાં કે—"શું આને વાયુ થયું હશે કે આ ગાંડી થઈ ગઇ હશે ? રાજા જેવો પણ એક રત્નકંબળ ખરીદવાને સમર્થ થયો નહિ, ત્યારે આ ડોસી તો બોલે છે કે બત્રીશ કેમ ન લાવ્યા ? હવે આના એકેકના બે બે ખંડ કરો. આ શું બોલે છે ? આનાં વચન ઉપર કોણ વિશ્વાસ લાવે ?" તે વખતે એક વ્યાપારી બોલ્યો કે—"તેમાં ચિંતા શું કરો છો ? તેના કહેવા માત્રથીજ આપણે ક્યાં કકડા કરી નાંખીએ છીએ ? પ્રથમતો પૈસા ક્યાં છે ? તે જ્યારે આપણને મુલ્ય જેટલા પૈસા આપશે, એટલે પછી જેમ તે કહેશે તેમ આપણે

કરશું." આ પ્રમાણે વાતો કરીને તેઓ બોલ્યા કે–"માતાજી ! અમે પરદેશી છીએ, ઘેર જવાને આતુર છીએ, તેથી ઉધારે વ્યાપાર કરતા નથી, રોકડે રૂપિયેજ વ્યાપાર કરીએ છીએ, તેથી અમને એનું મૂલ્ય આપો; પછી તમને જેમ અનૂકુળતા હશે તેમ કકડા કરી આપશું." તે સાંભળીને વ્યાપારીઓની અધીરાઇ જાણી ભદ્રાશેઠાણી જરાક હસ્યા અને ભંડારીને હુકમ કર્યો કે–"તેઓ પ્રસન્ન થાય તે પ્રમાણે વીશ લાખ સોનામહોરો આ રત્નકંબળોના મુલ્ય માટે તેને આપો." ભંડારીએ તેમને બોલાવી લક્ષ્મીગૃહમાં જઇને લક્ષ્મીગૃહનું દ્વાર ઉઘાડ્યું. વ્યાપારીઓ અંદર જઇને આસપાસ જોવા લાગ્યા. તેઓએ જોયું તો એક તરફ રૂપિયાના અગણિત ઢગલા પડેલા હતા, બીજી બાજુ સોનામહોરોના ઢગલા હતા, ત્રીજી બાજુ રત્નોના ઢગલા આમ તેમ પડેલા હતા, વળી ઠેકાણે ઠેકાણે માણિક્યાદિકના અનેક ઢગલા પડેલા હતા, વળી એક બાજુ મોતીના કોઠારો ભરેલા હતા, બીજી બાજુ સોનાના, વળી એક બાજુ નીલમ–માણિક્યાદિ રત્નોના તથા એક બાજુ વૈડુર્ય, વિદ્રુમ, પીરોજા તથા મરકત મણિના કોઠારો ભરેલા હતા. આ પ્રમાણે ચોરાશી જાતિનાં રત્નોની અગણિત સંખ્યા દેખીને વિસ્મય પામેલા તેઓ વિચારવા લાગ્યા કે–"શુ આ ને સાચું છે, સ્વપ્ન છે, ઇંદ્રજાળ છે કે દેવ માયા છે ? આ શું છે ? આ લક્ષ્મીનો જે સ્વામી હશે તે કેવો હશે ? અહો ! તેનું પુણ્યપ્રાબલ્ય કેવુ હશે ? આ ધનનો સ્વામી જે વિચારે તે કરી શકે છે ! આ રાજગૃહી નગરીને ધન્ય છે કે જ્યાં આવા વ્યાપારીઓ વસે છે. આ શહેરનું 'રાજગૃહ'[1] એવું નામ સાર્થક છે." પછી તેઓએ ઇચ્છાનુસાર દ્રવ્ય માગ્યું અને ભંડારીએ તે પ્રમાણે તેમને દ્રવ્ય આપ્યું. ધન લઇને તેઓ મનમાં

૧ રાજાનું ઘર.

વિચારવા લાગ્યા કે—"આપણે અજ્ઞાનતાથી નાણાની અધીરાઈ બતાવી તે સારૂં કર્યું નથી." આ પ્રમાણે મનમાં શરમાતા તેઓ ભદ્રામાતા પાસે ગયા. ભદ્રાએ પૂછ્યું કે—"તમને ઇચ્છિત દ્રવ્ય મળ્યું ?" તેઓએ કહ્યું કે—"તમારી મહેરબાનીથી શું મળતું નથી ?" ભદ્રાએ ફરીથી કહ્યું કે—"એકેક રત્નકંબળના બે બે ખંડ કરી આપો, કારણ કે મારા પુત્રને બત્રીશ પત્નીઓ છે, અને રત્નકંબળ સોળ છે, તેથી તેઓ સર્વને કેવી રીતે થઇ રહે ? તેથી હું તેના બે બે ખંડ કરાવું છું." તે સાંભળીને વ્યાપારીઓ ચિત્તમાં ચમત્કાર પામ્યા અને વિચારવા લાગ્યા કે—"અહો આનું પુણ્યબળ કેવું છે ! જો કોઈ મહા મહેનતે એક રત્નકંબળ ખરીદે, તો જીવની માફક તેની રક્ષા કરે, અને પર્વાદિકને દિવસે તે વાપરે. આ તો પહેલેથીજ કટકા કરાવી નાખે છે, તેમાં તેને કાંઈ વિચાર પણ થતો નથી ! ! અહો ! આ જગત્‌માં પુણ્ય અને પાપવચ્ચે મોટું અંતર દેખાય છે. 'બહુ રત્ના વસુધરા' એ ઉક્તિ ખરેખરી સાચી છે." પછી તે રત્નકંબળોના બે બે ખંડ કરી દઇને તેઓ શાલિભદ્રના પુણ્યનું વર્ણન કરતા પોતાને ઉતારે ગયા.

હવે ભદ્રાએ તો ન્હાવાના સમયે બત્રીશ રત્નકંબળનાં ખંડો બત્રીશ વહુઓ માટે દાસીના હાથમાં આપ્યા. દાસી તે કટકાઓ લઈને ન્હાવાના સ્થળે ગઇ. દરેક વહુને એકેક કટકો આપ્યો. તેઓએ પૂછ્યું કે—"આ શું છે ? આને અમે શું કરીએ ?" દાસીએ કહ્યું કે—"શેઠાણીઓ ! આજે પરદેશી વ્યાપારીઓ સવા સવા લાખ સોનામહોરોની કિંમતવાળા સોળ રત્નકંબળો લઇને માતાની પાસે આવ્યા હતા. તેઓએ આ કંબળો માતાને દેખાડી; માતાએ પૂછ્યુ કે—'બત્રીશ લાવી આપો.' તેઓએ કહ્યું કે—' માતા ! આ કાંઇ જ્યાં ત્યાં બનતી નથી. નેપાળ દેશમાં બળતા લાકડાઓમાં

કોઈ વખત ઉષ્ણ યોનિવાળા ઉંદરો ઉત્પન્ન થાય છે. તેઓનાં રોમ–વાળ ગ્રહણ કરીને આ બનાવાય છે. આખા દેશમાં તપાસ કરતાં અમને આટલીજ કંબળો મળી, વધારે મળી નહિ. આ તો કોઇ કોઇ સમયેજ બને છે. હમેશાં બનતી નથી. તેના ગુણો ત્રણે ૠતુમાં સુખ આપનારા છે, અને અગ્નિમાં ધોવાથી તે નિર્મળ થાય છે.' આ પ્રમાણે માતાએ તદ્દન નવીન પ્રકારની અદ્ભૂત વસ્તુ જાણીને દરેક કંબળના સવા લાખ મૂલ્ય આપીને સોળે વેચાતી લીધી છે અને પછી તેના બે બે કટકા કરીને તમારા વપરાશને માટે આ કટકાઓ મોકલ્યા છે." આ પ્રમાણેનાં દાસીનાં વચનો સાંભળીને તે રત્નકંબળનાં ખંડો તેઓએ ગ્રહણ કર્યા. પછી ઓઢવા જતાં તેનો સ્પર્શ કર્કશ લાગવાથી મોઢું મરડીને તેઓ બોલી કે–"અમે આ પહેરી શકીશું નહીં. આ તો પગ લુંછવાનાજ કામમાં આવશે, બીજા કામમાં આવશે નહીં." તેમ કહીને તે રત્નકંબળના કકડાઓવડે પગનાં તળિયા લુંછી નાંખીને તે બધીને નિર્માલ્ય કુવામાં તેઓએ નાંખી દીધી. ચેટીએ ભદ્રા પાસે જઇને આ સર્વ હકીકત જણાવી. ભદ્રા હસીને બોલ્યા કે–"દેવદૂષ્ય વસ્ત્રો પાસે આ કંબળો શા હિસાબમાં છે?"

અહીં શ્રેણીકરાજાની ચિલ્લણા નામની પટ્ટરાણીએ રત્નકંબળની વાત સાંભળીને રાજાને આક્રોશપૂર્વક કહ્યું કે–"મારો અને તમારો સ્નેહસંબંધ જોયો! જે જે નવી વસ્તુ પરદેશથી તમારી પાસે આવે છે તે તમે જોઇને દ્રવ્ય ખર્ચવાના ભીરૂપણાથી બહારથીજ તેને પાછી મોકલી આપો છો. અહીં અંતપુરમાં તો જોવા માટે પણ મોકલતા નથી. આમ કરવાનું તાત્પર્ય હું જાણું છું. તમે એમ ધારો છો કે–'જો અંતઃપુરમાં દેખાડીશ તો અંતપુરની સ્ત્રીઓ તે માગશે, ત્યારે વળી ખર્ચ કરવો પડશે.' આ પ્રમાણે કૃપણ

તાના દ્વીપથી બહારથીજ તમે તેવી વસ્તુઓ પાછી મોકલાવી આપો છો; પણ સ્નેહની આ રીતિ નથી! કારણ કે છએ ઋતુમાં સુખ આપનાર રત્નકંબળો વેચાવા આવી હતી, તે પણ તમેજ જોઇને પાછી મોકલાવી દીધી. તેમાંથી અમારે માટે એક પણ કંબળ વેચાતી લીધી નહિ, તેથી તમારો મારા ઉપરનો સ્નેહ કૃત્રિમજ છે એમ જણાય છે." રાજાએ કહ્યું કે—"અરે! એમાં કૃપણતા બીલકુલ નથી. મે તો એમ વિચાર્યું કે—'તે વસ્તુ નવી છે તે સાચું છે પણ તેનો સ્પર્શ કર્કશ હોવાથી રાણીને પહેરવામાં અને ઉપભોગ લેવામાં તે કંબળ ચિત્તને પ્રસન્નકારી નહિ થાય.' તે હેતુથી મેં તે પાછી વાળી હતી, દ્રવ્યવ્યયના ભીરૂપણાથી પાછી મોકલી નહોતી" રાણીએ તે સાંભળીને કહ્યું કે—"જો તમારા અંતઃકરણમાં તેમજ હોય તો એક તો મંગાવીને મને આપો, તે નહિ આવે ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ." આ પ્રમાણે હઠથી આગ્રહ ધરીને તે રીસાઇને બેઠી. રાજાએ પણ તેનો અત્યાગ્રહ જાણીને ફરીથી સભામાં આવી અભયકુમારને કહ્યું કે—"બાળક તથા સ્ત્રીનો હઠ દુર્નિવાર્ય હોય છે, તેથી ગમે તેમ કરીને એક રત્નકંબળ લઈ આવો"

આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી તેમણે એક વાક્ચાતુર્યવાળા પ્રતિહારીને તે વ્યાપારીઓ પાસે મોકલ્યો. તે કંબળના વ્યાપારીઓ પાસે જઇને બોલ્યો કે—"અરે વ્યાપારીઓ! મગધાધિપ સ્વમુખે આજ્ઞા કરે છે કે—સવા લાખ દ્રવ્ય લઇને એક રત્નકંબળ અમને આપો. હું રોકડુ મૂલ્ય લઇનેજ લેવા આવ્યો છુ." તે સાંભળીને સન્માનપૂર્વક વ્યાપારીઓએ ઉત્તર આપ્યો કે—"અરે ભાઈ! રાજાને અમારા બહુમાનપૂર્વક પ્રણામ કહેજો અને વિનંતિપૂર્વક જણાવજો કે—'સ્વામીએ જે એક રત્નકંબળ મંગાવી તે અમારા

ઉપર મોટી કૃપા કરી છે; પરંતુ અમે સ્વામીને નમન કરીને ઉતારે જતા હતા, ત્યારે શાલિભદ્ર શ્રેષ્ઠિના મંદિરની નીચે થઇને જતાં 'અમો પરદેશી વ્યાપારીઓ છીએ' તેમ જાણીને શાલિભદ્રની માતાએ અમને બોલાવ્યા અને પૂછ્યું કે—"તમે શું વસ્તુઓ વેચવા આવ્યા છો? તેમના પૂછવાથી અમે તેમને રત્નકંબળો દેખાડી. તે શેઠાણીએ અમે માગ્યું તેટલું મૂલ્ય આપીને તે સર્વે ખરીદી લીધી છે. હવે અમારી પાસે એક પણ કંબળ રહી નથી, તેથી શું આપીએ? આ સેવકો તો પહેલેથીજ આશા રાખીને આપના ચરણ પાસે આવ્યા હતા, તે વખતે આપે જરા પણ ઇચ્છા દેખાડી નહિ, તેથી અમે તે કંબળો તેને વેચાતી આપી દીધી; પરંતુ આવા રાજાની છત્રછાયાને પણ ધન્ય છે કે જ્યાં આવાં મોટા શ્રેષ્ઠિઓ—શ્રીમંતો વસે છે. કારણકે એકલા તેણેજ પરદેશથી મહા મૂલ્યવાન્ વસ્તુઓ અમે લાવ્યા, તે અમારો પ્રયાસ સફળ કર્યો. બીજી જે કાંઇ મહારાજા આજ્ઞા કરે તે અમે સ્વીકારવાને તૈયાર છીએ." આ પ્રમાણે પ્રત્યુત્તર આપીને અને સન્માન કરીને તે પ્રતિહારીને તેઓએ વિસર્જન કર્યો. પ્રતિહારીએ રાજા પાસે જઇને સાંભળેલી બધી હકીકત નિવેદન કરી તે સાંભળીને શ્રેણિક મહારાજ અને અભયકુમારે એક પ્રધાનને શાલિભદ્રની માતા પાસે મોકલ્યો. દેવભુવનના જેવું તે ઘર જોતો વિસ્મિત ચિત્તવાળો તે પ્રધાન ભદ્રા શેઠાણી પાસે ગયો તેણીએ અત્યાદર અને સન્માનપૂર્વક યોગ્ય આસન ઉપર તેને બેસાડ્યો અને આવવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું કે—"તમે જે રત્નકંબળો ખરીદી છે, તેમાથી એક કંબળ 'જે દ્રવ્ય બેઠું હોય તે લઇને આપો' તેમ મહારાજે કહેવરાવ્યું છે. પટ્ટરાણીના દુરાગ્રહને પૂરો કરવા માટે તેની ખાસ જરૂરીઆત છે."

આ પ્રમાણેનાં પ્રધાનપુરૂષનાં વાક્યો સાંભળીને ભદ્રામાતાએ કહ્યું કે–"આ ધન, ધાન્ય, ગૃહાદિક બધું મહારાજાનું જ છે, તેથી મૂલ્યનું શું પ્રયોજન છે? મૂલ્ય માગવું તે પણ અનુચિત છે. જો કોઇ પારકો હોત તો તો મૂલ્ય કહેવાપણું રહે. જો મહારાજાના કામમાં અમારી કોઇ પણ વસ્તુ આવે તો અમારો મોટો ભાગ્યોદય કહેવાય. મહારાજાની આજ્ઞાને અનુકૂળ રહીનેજ જો સેવકો કાર્ય સાધે, તો તેનાં સર્વ કાર્યો સફળ થાય છે. આવી સેંકડો રત્નકંબળો મહારાજાને લુંછણું કરીને ફેંકી દેવાય. સેવકના ઘરમાં રહેલી કોઈ પણ વસ્તુ જો સ્વામીના ઉપયોગમાં આવે, તો તેથી વધારે સારૂં શું? તે દિવસ ધન્ય છે કે જે દિવસે અમારી વસ્તુ સ્વામીના ચિત્તને પ્રસન્ન કરનારી થાય, પણ હું શું કરૂં? આ રત્નકબળનો મહારાજને ખપ પડશે એવું મેં પૂર્વે જાણ્યું નહોતું. તે રત્નકબળ દરેકનાં બે બે ખંડ કરીને મેં વહુરૂઓને આપી દીધા છે. તેઓએ પણ 'આ રત્નકંબળમાં શુ શોભા છે?' એમ જાણી તેનો અનાદર કરીને જ્યારે સ્નાન કરીને તેઓ ઉઠી ત્યારે તે કટકાઓવડે પગ લુછીને તેઓએ ફેંકી દીધા છે. આપ આવો અને જુઓ, નિર્માલ્ય કુઇમાં તે હજુ પણ પડેલા છે. હજુ પણ જો તેને અગ્નિમાં તપાવીએ, તો તે મળ રહિત શુદ્ધ થાય તેમ છે, પરંતુ નિર્માલ્યપણાને પામેલી–ભોગથી ઉતરેલી વસ્તુની હું મહારાજાને ભેટ કેમ કરી શકું? જે ચીજ વાપરેલી ન હોય તેજ રાજા પાસે ધરાય, વાપરેલી વસ્તુ ધરવી તે યોગ્ય નથી; તેથી પ્રણામપૂર્વક રાજા પાસે મેં કહેલી વિજ્ઞપ્તિ કરજો. વળી બીજી જે કોઇ વસ્તુનો મહારાજાને ખપ હોય, તે ખુશીથી મગાવે; બધી વસ્તુ મહારાજાનેજ આધીન છે." આ પ્રમાણેનો પ્રત્યુત્તર આપીને ઉત્તમ તાંબુળ તથા વસ્ત્રાદિકવડે તેનું સન્માન કરી

તથા શિષ્ટાચારપૂર્વક તેને પ્રસન્ન કરી તેને વિસર્જન કર્યો. પ્રધાને ભૂપ તથા અભયકુમાર પાસે જઈને વિનયપૂર્વક બધી હકીકત નિવેદન કરી. તે સાંભળીને રાજા અને અભયકુમાર વિસ્મિત થયા અને ચિત્તમાં ચમત્કાર પામ્યા. શ્રેણિક રાજા પોતાના મનમાં વિચારવા લાગ્યા કે—"અહો ! કેવી અનિર્વચનીય પુણ્યની ગતિ છે ! પુણ્ય પુણ્યમાં પણ મોટું અંતર છે. હું સ્વામી રાજા છું, આ મારા સેવક છે, પણ મારા ને તેના પુણ્યમાં મોટું અંતર છે: કારણ કે આ સેવક થઇને પણ એક દિવસ માત્રમાં જે ભોગવી શકે છે, તે આખા વરસે પણ હું ભોગવવા સમર્થ નથી. મારે એક રત્નકંબળ લેવાનો વિચાર થઇ પડતો હતો અને આ શ્રેષ્ઠિએ સોળે રત્નકંબળો ખરીદીને જીર્ણ વસ્ત્રની જેમ તેનાં પગલુંછણાં કરીને તે ફેંકી પણ દીધાં અને અસ્પૃશ્ય કરી દીધાં. પરંતુ એક વાતે હું પણ ધન્ય–કૃતાર્થ છું કે મારા રાજ્યમાં આવા ભોગેંદ્રો રહે છે, અને સુખ વિલાસ કરે છે, તેથી હું પણ સફળ જીવિતવ્ય વડેજ જીવું છું. આવું ભોગેંદ્રપણું તો પૂર્વ જન્મમાં કરેલી શ્રી જિનમાર્ગને અનુસરતારી શુદ્ધ તપસ્યા અને દાનાદિકના ફળરૂપ હોય છે, તેથી એવી આરાધના કરનારના હું દર્શન કરું, તે કેવો છે તેને જોઉં. અતિ પુણ્યવંતના દર્શન કરવાથી પણ દિવસ સફળ થાય છે." આ પ્રમાણે ચિંતવીને તેણે અભયકુમારને કહ્યું કે—"તું તેને ઘેર જા. અને મિષ્ટ વચનોવડે તેને આનંદિત કરીને સન્માનપૂર્વક બહુ પ્રયત્નવડે. તેને સુખ ઉપજે તેવા સુખાસનમાં બેસાડીને દિવ્ય વાજિંત્ર આગળ વાગતાં હોય તેમ આડંબરપૂર્વક તેને અહીં તેડી લાવ, કે જેથી પુણ્યવંત એવા તે ધર્મી પુરૂષનાં હું દર્શન કરૂં."

આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી કેટલાક પરિવારને સાથે લઇને અભયકુમાર હર્ષપૂર્વક શાલિભદ્રને ઘેર ગયા. પ્રથમથીજ સેવ-

કોઇએ અભયકુમારના આવાગમનની હકીકત ભદ્રા શેઠાણીને જણાવી દીધી. ભદ્રા પણ તેની શેરીમાં અભયકુમાર આવ્યા કે તરતજ ઘણી સખીઓ તથા દાસીઓથી પરવરેલા પોતાના ઘરના આંગણાથી સો પગલા સામા ગયા. ત્યાં જઈ અતિ આદરપૂર્વક લુંછણું કરીને અભયકુમારને ઘરમાં તેડી ગયા. પછી ભવ્ય આસન ઉપર બેસાડીને અદ્દભુત એવી જુદા જુદા દેશોમાં બનેલી વસ્તુઓ ભેટણામાં ધરી અને પુષ્પ, તાંબુલ, અત્તર વિગેરેથી શિષ્ટાચાર દેખાડીને બે હાથ જોડી ભદ્રાએ કહ્યું કે—"આજે અમારા મહાન્ પુણ્યનો ઉદય થયો છે, આજનો દિવસ સુંદર છે, આજે અમારા મનોરથ પૂર્ણ થયા છે, કારણ કે આપ અમાત્યે પોતે પોતાના ચરણની સ્થાપનાવડે અમારૂ ઘર પાવન કર્યું છે. આપ સ્વામીએ આટલો શ્રમ શામાટે લીધો ? ત્યાં રાજદ્વારે રહીનેજ આજ્ઞા કેમ ન કરી ? સ્વામીના હુકમ સાંભળવા માત્રથીજ આદેશેલ કાર્ય હું કરત. સ્વામીએ નિર્દિષ્ટ કાર્ય કરવામાં સેવકોને તો આજ્ઞા માત્રનોજ વિલંબ હોય છે." આ પ્રમાણેનાં ભદ્રાનાં વચન સાંભળીને અભયકુમારે કહ્યુ કે—"તમે કહ્યું તે સાચુ છે, હું જાણું છું કે તમારી જેવા કુલીનોની તેજ રીતિ છે, પરંતુ મારે પણ મહારાજાનો હુકમ પ્રમાણ કરવાનો છે. મહા પ્રસન્ન ચિત્તવાળા મહારાજાએ મને કહ્યુ કે—'તુ પરિવાર સહિત શાલિભદ્રને ઘેર જા, ત્યાં જઇને કુશળ સમાચાર પૂછીને અતિ આદર તથા પ્રયત્નપૂર્વક તેને અહીં તેડી લાવ, કે જેથી હું તે પુણ્યવંત એવા શાલિભદ્રના મુખને જોઉ.' આ પ્રમાણે રાજાનો હુકમ મળવાથી શાલિભદ્રને તેડવા માટે હું આવ્યો છું. શાલિભદ્રને આપ મારી સાથે મોકલો, કે જેથી અતિ ઉત્સુક એવા મહારાજાનો મનોરથ સફળ થાય. પ્રસન્ન થયેલા રાજા તેની મહત્વતા વધારશે અને મોટી કૃપા દેખાડશે;

વળી તેમ થવાથી આખા નગરમાં તમારા ઘરની કીર્તિ અને પ્રતિષ્ઠામાં ઘણો વધારો થશે, અને દુર્જનોનાં મુખ કાળાં થશે. હું અશ્વવાહી સુખાસનમાં મારી સાથેજ તેને બેસાડીને લઇ જઇશ, અને રાજા તરફનું સન્માન અપાવીને હુ જ અહીં લાવીશ, તેથી તાર્ઠીદે મારી સાથે તેને મોકલો બીજા ઘણા શ્રેષ્ઠીઓ રાજાને મળવા માટે રાજદ્વારે આવીને ઘણા દ્રવ્યનો વ્યય કરે છે, વાર વાર આવીને પાછા જાય છે, પણ રાજાના દર્શન તેઓ મેળવી શકતા નથી. અમારી જેવાને વિજ્ઞપ્તિ કરે છે, તથાપિ કોઇકનેજ મેળાપ થાય છે, અને કોઈને નથી પણ થતો. પુણ્યવંત એવા તમારા પુત્રને મળવા માટે તો ઉલટા મહારાજા અતિ આતુર છે, તેથી તેમાં તમારે કોઈ જાતની શંકા કરવા જેવુ નથી. "

આ પ્રમાણેનાં અભયકુમારનાં વચનો સાંભળી ભદ્રાએ કહ્યું કે— "આપે જે કહ્યુ તે બરાબર સાચું જ છે. જગતમાં રત્ન એવા આપના વચનમાં અશ્રદ્ધા—અધીરતા શેની હોય ? કોણ મૂર્ખ તેમાં વિકલ્પ કરે ? હું પણ આપની કૃપાથી જાણુ છુ કે આ લોકમાં લાજ, પ્રતિષ્ઠા, માન, મોટાઈ, યશ, ખ્યાતિ, શોભા, સમૃદ્ધિ, સુખ, સૌભાગ્ય, અને શત્રુનો જય તે સર્વમાં રાજાનું સન્માન તે અવશ્ય મુખ્ય કારણરૂપ છે રાજ્યદ્વારમાં જવાથીજ કુદરતી રીતે ઘણા વિઘ્નોનો નાશ થઇ જાય છે. કહ્યું છે કે—

गन्तव्या राजसभा, द्रष्टव्या राजपूजिता लोकाः
यद्यपि न भवन्त्यर्थास्तथाप्यनर्था विलीयन्ते ॥

'રાજસભામાં જવુ, અને રાજ સન્માનિત લોકોને મળવું. તેમના મેળાપથી દ્રવ્ય નિષ્પત્તિ કદાચ ન થાય, તોપણ અનર્થોનો નાશ તો જરૂર થાયજ છે.'

તો પછી જ્યારે મહારાજા કૃપાવડે બોલાવે ત્યારે તો શું ક

હેવું ? તે તો પરમ પુણ્યના ઉદયને સૂચવનાર અને સકળ ઇચ્છિત આપનાર થાય છે તે હું જાણું છું. પણ આ મારો શાલિભદ્ર રાજસભાનો વ્યવહાર જાણતો નથી. તે કોઇ દિવસ રાજસભામાં ગયો નથી. રાજસભામાં છત્રીશ રાજકુળનાં માણસો હોય છે, તેમાં આ શાલિભદ્ર જાણતો નથી કે પહેલાં કોને નમવું ? પછી કોને નમવું ? વળી રાજસભામાં આમ બોલાય, આમ ન બોલાય, અહી બેસાય, અહીં ન બેસાય, તેવું કાંઈ પણ તે જાણતો નથી. વળી ત્યાં ઘણા ધનવંત શ્રેષ્ઠીઓ, ઘણા મંત્રીઓ, ઘણા ઉત્તમ કુળોવાળા ક્ષત્રિયો બેઠા હોય છે, તેમાં આગળ બેઠેલા કોણ? પાછળ બેઠેલા કોણ? દક્ષિણ દિશામાં બેઠેલા કોણ ? મોટા કોણ? નાના કોણ ? તેમની વચ્ચે કેવી રીતે બેસવું ? આ સર્વનો અભ્યાસ નહિ હોવાથી મારો શાલિભદ્ર તેવું કાંઇ જાણતો નથી, તેથી ત્યાં આવીને તે પ્રશંસનીય કેવી રીતે થાય ? મહારાજાની કૃપાથી આજસુધીમાં એક ઘડી માત્ર પણ પરતંત્રપણામાં તે રહેલો નથી. વળી રાજ્યદ્વારે આવવામાંજ એક હજાર કોશ જવામાં થાય તેટલો તેને પરિશ્રમ થશે, તેથી જો સેવક ઉપર મહારાજાની મહેબાની હોય, 'મારો સેવક ક્ષણ માત્ર પણ દુઃખી ન થાઓ' એવી મોટી કૃપા મહારાજાની હોય, તો સેવકની માનવૃદ્ધિ માટે તેઓ પોતેજ શ્રમ લઇને અહી પધારે અને પોતાના ચરણની સ્થાપનાવડે આ સેવકનુ ઘર પવિત્ર કરે. તેમ થશે તોજ અમારા બધા મનોરથો સંપૂર્ણ થશે, અને આ સેવક સર્વે શ્રેષ્ઠીઓમાં વિશેષ પ્રશંસનીય થશે. સ્વામીના માત્ર ચાર ઘડીના શ્રમ માત્રથીજ આ સેવકને બહુ સુખ પ્રાપ્ત થશે અને તેના માનની વૃદ્ધિ થશે. આ મેં વિનંતિ કરી છે તે આપની કૃપાવડેજ પાર પડશે; નહિ તો પાર નહિ પડે, કારણ કે રાજાઓ તો મંત્રીનેજ આધીન હોય છે. આ-

પની જેવા પરદુઃખભંજન કૃપાળુ સજ્જનો તો પરની ઇચ્છાનુસારજ વર્તે છે. આ મહાન્ નગરમાં સર્વ પુરૂષો મધ્યે હાલ બેજ પુરૂષો ઉત્તમ છે, એક મારા જમાઇ અને આપના ભગીનીપતિ ધન્યકુમાર અને બીજા આપ, કે જેઓ પારકાના મનોરથને પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ જેવા છો. તેથી જો આપ કૃપા કરીને 'આ કરવા યોગ્યજ છે' એટલું હૃદયમાં ધારણ કરશો, તોજ તે કાર્ય થશે, નહિ તો થશે નહિ. અમારી જેવા વ્યાપારીમાત્રને ઘેર મહારાજના આગમનનો સંભવ ક્યાંથી હોય ? તેથી અમારા ઘરની આબરૂ પણ તમારેજ આધીન છે, પછી જેમ ઠીક પડે તેમ કરો."

આ પ્રમાણેનાં ભદ્રાનાં વચનો સાંભળીને અભયકુમારે કહ્યું કે–"તમે જે કહ્યું તે સત્ય છે. તમારો મનોરથ પૂર્ણ કરવામાં હું વિલંબ કરીશ એવી બીલકુલ અશ્રદ્ધા કરશો નહિ; કારણ કે તમારી સાથે અમારે ઘણો સંબંધ છે. પહેલાં તો આપણે બન્ને શ્રી જિનેશ્વરના ચરણના ઉપાસક છીએ. શાલિભદ્રની બ્હેન અને મારી બ્હેન એકજ ઘેર પરણેલ છે તે બીજો સંબંધ છે. વળી ત્રીજો સંબંધ એ છે કે મહારાજ ને ગોભદ્ર શ્રેષ્ઠી પરમપ્રિય મિત્ર હતા, તેથી તમારા ઘર ઉપર તો મહારાજની પ્રથમથીજ મહેરબાની છે, વળી તમારૂં કાર્ય તે હું મારૂંજ જાણું છું, તેમાં જરાપણ આંતરો હું ગણતો નથી; પરંતુ જો હું એકલોજ જઇને ત્યાં વિજ્ઞપ્તિ કરીશ તો સભામાં કેટલાક નાદાન લોકો પણ હોય છે તેઓ એમ બોલશે કે–'મંત્રીને કોઇ પ્રકારે ભદ્રાએ વશ કર્યા જણાય છે, તેથી તેને ઘેર જવાની તે પ્રેરણા કરે છે, તેના ઘરનો કોઇ પ્રધાન માણસ તો કહેવા માટે પણ આવ્યો નથી.' વળી કોઈ વાચાળ બોલશે કે–'મહારાજની આજ્ઞા આવીજ પળે છે ને? તેમની આજ્ઞા સાંભળીને તે તો ઇચ્છાપૂર્વક અહીં આવ્યા નહિ, પણ ઉલટા રાજાને ત્યાં બોલાવે છે ! જો રાજા

પોતે ત્યાં જશે, તો પછી તેમની મ્હોટાઇ ક્યાં રહેશે ?' વળી કોઇ બોલશે કે–'જો મહારાજા થઇને વાણિયાને ઘેર જશે, તો પછી અમારી જેવાને ઘેર તેઓ કેમ નહિ આવે ? અને પ્રત્યેકને ઘેર જવાથી રાજાની હલકાઇ દેખાશે.' આ પ્રમાણે જુદા જુદા લોકોની જુદી જુદી વાણી સાંભળવાથી જો કે રાજાની તમારી ઉપર મોટી કૃપા છે તોપણ કોને ખબર પડે કે શું થશે ? રાજાઓનાં મન ક્ષણસ્થાયી અને અસ્થિર હોય છે, તેથી કદાચ તેમના મનમાં જુદો ખ્યાલ આવી જાય તો મારૂં કથન સિદ્ધ થાય અગર ન પણ થાય. તેથી જો ધાર્યા પ્રમાણેજ કરવાની ઇચ્છા હોય તો તો મારી સાથે સુખાસનમાં બેસીને તમેજ રાજા પાસે ચાલો. ત્યાં આવીને જેવી રીતે મારી પાસે વિજ્ઞપ્તિ કરી છે તેવીજ રીતે તેની પાસે પણ કરજો તે વખતે હુ તમારાથી જુદો પડીને અવસરયોગ્ય કથનવડે તમારૂં કાર્ય કરી આપીશ. ધન્યકુમાર પણ ત્યાંજ બેઠેલા હશે, તે પણ તે કાર્યમાં પ્રેરણા કરનાર થશે. ત્યાં આવવાથી તમારૂં કાર્ય અવશ્ય સિદ્ધ થશે એમજ જાણજો."

આ પ્રમાણેનાં અભયકુમારનાં વચનો સાંભળ્યા, એટલે અતિ અદ્ભુત ભેટણું સાથે લઇને ભદ્રા સુખાસનમાં બેઠી અને ઘણા દાસ દાસીઓને સાથે લઇ અભયકુમારની સાથે રાજ્યદ્વારે ગયા. જેવા સુખાસનમાંથી ઉતરીને સભામાં તે પ્રવેશ કરતા હતા તેટલામાં તો અભયકુમારે આગળ થઇને રાજાના કાનમા કહ્યુ કે–"સ્વામિન્ ! શાલિભદ્રની માતા વિજ્ઞપ્તિ કરવાને આવે છે, તે સ્વામીએ સ્વીકારવી" પછી ભદ્રા રાજા પાસે આવ્યા, અને ભેટણું ધરીને પ્રણામ કરી ઉભા રહ્યા. રાજાએ આદરપૂર્વક હસ્તની સંજ્ઞાથી બેસવા માટે ઉચિત સ્થાન દેખાડીને કહ્યુ કે–"ભાગ્યવંત શેઠાણી ! તમે ભલે આવ્યા; લીલાપતિ એવો તમારો પુત્ર ખુશી

આનંદમાં છે ? " ભદ્રાએ કહ્યું કે–' સ્વામીની કૃપાવડેજ સુખ અને લીલાપતિપણું મેળવી શકાય છે. જેના ઉપર આપ સ્વામી-ની મીઠી દૃષ્ટિ થાય તેને હેરાન કરવાને કોણ સમર્થ છે ? વળી જેના ઉપર આપની સંપૂર્ણ કૃપાદૃષ્ટિ થાય તેને ઐહિક સુખ-વિલાસ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ? તેને કોણ વિઘ્ન કરનાર થાય ?" ફરીથી રાજાએ પૂછ્યું કે–" હે ભદ્રા ! તેડાવ્યા છતાં તમારો લીલાપતિ પુત્ર કેમ ન આવ્યો ?" ભદ્રાએ કહ્યું કે–" મહારાજ ! જન્મથી આજ સુધી આપની કૃપાથી તેણે લીલાપતિપણુંજ કર્યું છે. તે ક્રીડા કરવાનુંજ માત્ર જાણે છે, બીજું કાંઇ જાણતો નથી. તેના સ્વરૂપનું સર્વ રહસ્ય બુદ્ધિનિધાન અભયકુમાર મંત્રીશ્વર પાસે મેં કહી દીધેલું છે. હવે સ્વામીની કૃપા તો અમારી ઉપર છેજ, પણ વિશેષ કૃપા કરીને આપ અમારે મંદિરે પધારો અને સેવ-કને પવિત્ર કરો. જ્યારે સ્વામીની સંપૂર્ણ કૃપા થાય છે, ત્યારે કાંઇ વિચારવાનું રહેતુંજ નથી. જેવી રીતે શ્રીમદ્ રામચંદ્ર મો-ચીની પુત્રીનો મનોરથ પૂર્ણ કરવા માટે બોલાવ્યા નહોતા તોપણ સ્વયમેવ તેને ઘેર ગયા, અને તેના સાસરાના ઘરસુધી પોતે સાથે જઇને તેને ત્યાં મૂકી આવ્યા; આ પ્રમાણે અનેક રીતે તેમણે પ્રજાનું લાલનપાલન કર્યું છે, તેવી રીતે આપની જેવા મહાન્ પુરૂષો હોય છે તે પારકાના મનોરથ પૂર્ણ કરવા સિવાય બીજો કાંઇ વિચાર કર-તાજ નથી. અમારી જેવા પરમાણુ તુલ્ય સેવકના મનોરથ પૂર્ણ થવાથી આપની જેવાની ગુરૂતામાં ઘણી વૃદ્ધિ થશે, કાંઇ પણ હાનિ થશે નહિ. 'અહો ! આનું કૃપાળુપણું ! અહો ! આની સરલતા ! અહો ! આનું પ્રજાનું લાલનપાલન !' આ પ્રમાણે અનેક યુગ સુધી તમારી કીર્તિ સ્થિર થશે; તેથી કૃપા કરીને મારી વિનંતિ સ્વીકારી આપના ચરણની સ્થાપનાવડે મારૂં મંદિર આપને જેમ સુખ

ઉપજે તેવી રીતે પાવન કરો આપના અમારે ઘેર પધારવાથી આપના સેવક લીલાપતિને યથાર્થ ફળની પ્રાપ્તિ થશે. તેને અહીં આવતાં હજારો કોશનો પંથ કરવાના શ્રમતુલ્ય શ્રમ થશે, પછી તો આપની ઇચ્છા પ્રમાણે છે. તમારી આજ્ઞા કોણ માનતું નથી ? આપ જેમ સુખ ઉપજે તેમ કરો. અમારે તો આપની આજ્ઞા શિરોધાર્ય છે ”

આ પ્રમાણેનાં ભદ્રાનાં વચનો સાંભળીને રાજાએ અભયની સામે જોયું. તે જોઇને અભયકુમાર બોલ્યા કે—“ પ્રજાપાલનમાં તત્પર એવા આપની જેવાને તેમને ઘેર જવું યુક્તજ છે, તેમાં કાંઇ હલકાઇ નથી. આપ ત્યાં પધારશો તો તેમનો મનોરથ પૂર્ણ થશે, તેઓને અનિર્વચનીય આનંદ થશે અને લોકોમાં પ્રજાવાત્સલ્યપણાની તમારી કીર્તિનો ઘણો પ્રસાર થશે, પછી તો આપને જેમ રૂચે તેમ કરો. ” તે વખતે ધન્યકુમારે પણ અભયકુમારનાં વચનને ટેકો આપ્યો કે—“ મહારાજ ! મંત્રીશ્વર બરોબર કહે છે. તમે ત્યાં જશો તો પ્રજાનું વાત્સલ્ય કરવાની આપની કીર્તિમાં ઘણી વૃદ્ધિ થશે.” આમ સાંભળીને રાજાએ ભદ્રાને કહ્યું કે—“અરે ભદ્રા ! તમે સુખેથી ઘેર જાઓ, અમે તમારે ઘેર આવશું. ” આ પ્રમાણેનાં રાજાનાં વચન સાભળીને હર્ષપૂર્વક સુવર્ણ તથા રત્નોવડે રાજાનું લુંછણું કરી સુખાસનમાં બેસીને ભદ્રા ઘેર ગયા. પછી પોતાના પ્રધાનપુરૂષોને બોલાવીને ભદ્રાએ આજ્ઞા કરી કે—“ આપણા ઘરથી રાજ્યદ્વાર સુધીના માર્ગમાંથી કચરો સાફ કરાવી નાખો, સુગંધી જળ છંટાવો, વિચિત્ર પુષ્પાદિક પથરાવીને રસ્તાઓ મનોહર કરો, ત્રીપથ, ચતુષ્પથ તથા મહામંડપને ધ્વજા, પતાકા ને તોરણાદિકવડે અતિ રમણીય બનાવો, માર્ગમાં રહેલી દુકાનની શ્રેણીઓને સુવર્ણના કસબી વસ્ત્રોવડે આશ્ચર્યકારી બનાવો, સ્થળે સ્થળે કૃષ્ણાગરૂ, મૃગમદ, અંબર વિગેરેથી ધૂપની શ્રેણીઓ

કરીને આખો રસ્તો સુગંધવાસિત કરો, વળી સ્થાને સ્થાને દુકાનો ઉપર ફુલનાં લાંબાં તોરણો બંધાવો." આ પ્રમાણે ભદ્રા શેઠાણીનો હુકમ થવાથી તેઓ તે પ્રમાણે કરવા પ્રવર્ત્યા, તેટલામાં તો પુત્રના મોહથી મોહિત થયેલા તેના ઉપરજ હમેશાં ધ્યાન આપનારા ગોભદ્રદેવે પોતાની શક્તિથીજ ભૂમિ ઉપર રહેલ રાજગૃહી નગરીને સ્વર્ગના નગરતુલ્ય એવું બનાવી દીધું કે બધા લોકો ઘણા દિવસ સુધી જુએ તોપણ તૃપ્તિ પામે નહિ

પછી રાજા અભયાદિ પ્રધાનો તથા રાજના માનનીય સામંતો તથા મોટી સેનાથી પરવરેલા, ગીત વાદિત્રના નાદ તથા બંદિજનોની બિરૂદાવળી વિગેરે આડંબર સહિત રાજ્યદ્વારથી નીકળ્યા, અને માર્ગમાં કરેલી નગરશોભા જોવા લાગ્યા. એ શોભા જોઇને તેઓ ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યા અને સંભ્રમપૂર્વક પાસે ઉભેલાને પૂછવા લાગ્યા કે-"અહો ! આવું અતિશય સુંદર નગર કોણે બનાવ્યું ?" તે સાંભળીને પ્રતિહારી પુરૂષો બોલ્યા કે-"આપ સ્વામીને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ કરેલું હોવાથી ભદ્રાએ આ પ્રમાણે કરાવ્યું છે. આમાં કાંઇ નવાઇ જેવું નથી. હજુ આગળ તો ન વર્ણવી શકાય તેવી રચના કરેલી છે. તે તો જુએ તેજ જાણે તેમ છે. મોઢેથી તેનું વર્ણન થઇ શકે તેમ નથી" રાજા આ સર્વે હકીકત સાંભળીને અતિશય વિસ્મય પામ્યા અને બોલ્યા કે-"આટલા ટુંક સમયમાં કોણ આ પ્રમાણે કરી શકે ? આ તો દેવકૃત્યજ દેખાય છે." પછી જેમ જેમ આગળ ચાલવા લાગ્યા તેમ તેમ નવી-પૂર્વે નહિ જોયેલી-અનિર્વચનીય રચના તેઓ જોવા લાગ્યા. ક્ષણે ક્ષણે સૈન્યના લોકો અને પૂરજનો અતિ અદ્ભુત રચના દેખવાના કૌતુકથી ચિત્ત ખેંચાઇ જવાને લીધે આશ્ચર્યમાં નિમગ્ન થયેલા સ્તંભિત થયા હોય તેમ આગળ ચાલવાને સમર્થ થતા

નહોતા. જ્યારે કોઈ આવીને પ્રેરતું કે-"ચાલો, ચાલો, આગળ આથી પણ વિશેષ રમણિકતા છે." ત્યારે તેઓ આગળ ચાલતા હતા. આગળ ચાલતાં ચિત્તમાં અતિ ચમત્કાર ઉપજાવે તેવી રચના જોતા ત્યારે અનિમેષ દૃષ્ટિ થઇ જવાથી તેઓ મનુષ્યો છતાં દેવતા જેવા લાગતા હતા. હસ્તિના સ્કંધ ઉપર બેઠેલા રાજા પણ આમ તેમ જોતા હતા, અને સર્વ ઠેકાણે નિરૂપમ અને પૂર્વે નહિ જોયેલી કે સાંભળેલી રચના જોઇને ચિત્તમાં અત્યંત આશ્ચર્યને ધારણ કરતા આગળ ચાલતા હતા. વળી જ્યારે એક બાજુની રચના તેઓ જોતા, ત્યારે બીજી બાજુની જોયા વગર રહી જતી, ત્યારે પાસે રહેલ સેવક કહેતો કે-"મહારાજ ! આ બાજુ તો જુઓ, અહીં બહુ જોવા જેવું છે." તે સાંભળીને વાંકું મોઢું કરીને રાજા તે બાજુ જોતા, ત્યારે સેવક કહેતો કે-"મહારાજ ! આ આગળ રહેલું કૌતુક તો જુઓ." ત્યારે વળી રાજા આગ્રહથી દૃષ્ટિને સીધી કરીને આગળ જોતા હતા.

આ પ્રમાણે ક્ષણે ક્ષણે સ્ફાર અને ઉદાર ગોભદ્રદેવે કરેલી શોભા જોતા, વારવાર આશ્ચર્યમાં નિમગ્ન થતા અને ઉંચા ચક્ષુ કરીને આમ તેમ નિહાળતાં સર્વ વિભ્રમમાં પડી જતા હતા. 'આ કેવી રીતે બનાવ્યુ હશે ?' તેની પગલે પગલે શંકા કરતા, વળી આગળ નવું આશ્ચર્ય જોતા ત્યારે તે કરતાં પણ વિશેષ બુદ્ધિ વાપરીને વિચાર કરતા, પણ તેઓ કાંઇ રહસ્ય મેળવી શકતા નહોતા. આ પ્રમાણેનો વૈભવ જોતાં રાજાને વિચાર આવતો કે-"શું આ સત્ય છે? કે શું આ સ્વપ્ન છે? કે શુ આ ઇંદ્રજાળ છે? આવી આશ્ચર્યકારી વસ્તુઓ કોણે બનાવી હશે ? કેવી રીતે બનાવી હશે ? કેટલો દ્રવ્યવ્યય થયો હશે ? આશ્રય વિના તે રહી કેમ શકતી હશે ? અહો ! પુદ્ગળની વિચિત્રતા પણ કેવી છે ? જિનેશ્વરના

મત સિવાય આનો હાર્દ કોણ જાણી શકે તેમ છે ? તેથી જિન વચનજ સત્ય છે. કારણ કે આગમમાં કહ્યું છે કે—' જીવોની ગતિની વિચિત્રતા, પુદ્ગળનાં પર્યાયોની આવિર્ભાવ તથા તિરોભાવ સબંધી વિચિત્રતા, અને કર્મનાં બંધ તથા ઉદયની વિચિત્રતાઃ આ સર્વ વિચિત્રતાનું હાર્દ જિનેશ્વર અગર જિનેશ્વરના આગમોજ જાણે છે, બીજું કોઇ જાણતું નથી, તેથી ખરેખર તેજ સત્ય છે."

આ પ્રમાણે વિચારતા અને સ્થાને સ્થાને નવી નવી રચનાઓ મંડપો, તથા પૂતળીઓથી કરાતાં નૃત્યાદિ મહા આશ્ચર્યો જોતા 'શું આ સચેતન દેવીનું રૂપ છે કે અચેતન દેવીનુ રૂપ છે ?' તેમ વારંવાર વિચારતા, વાર વાર જિનેશ્વરના માર્ગ અને જ્ઞાનને સત્યપણે સદ્દહતા તેઓ આનંદ પામતા હતા. 'જો હું આ શ્રેષ્ઠીને ઘેર ન આવ્યો હોત તો આવા વિચિત્ર અને કોઇ વખતે નહિ જોયેલા અને સાંભળેલા કૌતુકો ક્યાંથી જોત?' આ પ્રમાણેની આનંદપૂર્વક કલ્પના કરતાં પરિવાર સહિત શ્રેણિક મહારાજા ઉત્તમ દેવીશોભાથી શોભતાં શાલિભદ્રના મહેલે પહોંચ્યા. ત્યાં પહેલા દ્વારમાં પ્રવેશ કરતાં લીલા રત્નનાં દળોથી શોભતા સુવર્ણ કળશોથી કાંતિવાળા થયેલા, અનેક ઉત્તમ રત્નો જેમાં આંતરે આંતરે ટાંગ્યા હતા તેવાં ત્રણ તોરણો રાજાએ દીઠા. પછી મંદિરમાં પેસીને આગળ જતા હતા તે વખતે પાણીનો ભ્રમ કરાવતું સ્ફટિક રત્નથી બનાવેલુ ભૂમિતળ જોઇને કેટલાક ભોળા માણસો પાણીના ભ્રમથી વસ્ત્ર સંકોચવા લાગ્યા, તે વખતે બુદ્ધિવંત અભયકુમારે પોતાની નિપુણતા દેખાડવા માટે તથા અજ્ઞાતાનું હાસ્ય નિવારવા માટે હાથમાંથી સોપારી નીચે નાખ્યું. તે સોપારી ભૂમિ ઉપર પડ્યું. તેનો શબ્દ થતાંજ 'આ સ્ફટિક રત્નનું ભૂમિતળ છે' તેમ જાણી

થવાથી તેઓ તેના ઉપર થઇને આગળ ચાલ્યા. પછી આગળ દિવ્ય એવા મણિનિર્મિત સ્તંભોવાળું અતિ સુંદર સ્થાન જોઈને રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યા, અને ત્યાં તેઓ બેસવા જાય છે તેવામાં તેમનો તેવો આશય ઇંગિતાકારથી જાણીને પ્રણામ કરીને ભદ્રા શેઠાણી કુળવધુઓ સહિત મણિ તથા મુક્તાફળથી તેમને વધાવી અને લાખોગમે સુવર્ણ તથા રત્નોથી તેમનું લુંછણું કરીને વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે—"મહારાજ ! ઉપરનો માળ પવિત્ર કરો. આ સ્વામીને બેસવા લાયક સ્થળ નથી. આ તો દ્વારપાળને બેસવાનું તથા પશુઓને બાંધવાનું સ્થાન છે " તે સાંભળીને રાજા વિચારવા લાગ્યા કે—"અહો ! પુન્યપ્રકૃતિમાં કેવો ભેદ છે ? આવું સુંદર તો મારૂં શયનાલય પણ નથી ! શુદ્ધ આશય તથા બહુમાન યુક્ત સત્પાત્ર દાનાદિવડે ધર્મ સેવવાનું આ ફળ છે. જિનાગમમાં કહ્યું છે કે—'અસંખ્યાત અધ્યવસાયવડે એક પ્રકૃતિસ્થાન બંધાય છે, તે પણ અસંખ્યાત ભેદથી ભિન્ન કહેલ છે, તેમાં પણ રસભેદ અનંતા છે.' આ પ્રમાણે પાપપુન્યના વિચિત્ર ભેદો જિનેશ્વરે કહેલા છે, તેથી તેમનુ વચનજ સત્ય છે."

આ પ્રમાણે વિચારી શુદ્ધ ઉપયોગવાળા થઇને નિસરણીવડે રાજા ઉપરના માળે પરિવાર સહિત ચઢ્યા. તે માળ વિવિધ પ્રકારના રત્નોથી જડેલા ગોખોવાળો, મોતીઓથી ગુંથેલી જાળીઓવાળો, સ્થાને સ્થાને સુગંધી ધૂપાદિકથી વાસિત, વિવિધ પ્રકારના વાજિત્રોથી ગાજી રહેલો અને બહુ જોવા લાયક હતો. ત્યાં આવ્યા એટલે ફરી ભદ્રાએ વિજ્ઞપ્તિ કરી કે—"આપ મહારાજાએ તો કૃપા કરીને હજુ ઉપરને માળે પધારવું, આ સ્થાન દાસી, દાસ, સિપાઇ. તલવાર ભાલા વિગેરે આયુધો રાખનારાઓ અને વાજિત્રો વગાડનારાઓ માટે છે. આ સ્થાન સ્વામીને બેસવા લાયક

નથી." વળી રાજા ચિત્તમાં અતિશય ચમત્કાર પામીને વિચારવા લાગ્યા કે—" અહો ! આનો પુણ્યવિલાસ તો જુઓ ! મારા સ્થાનથી પણ અધિક સુંદર દાસી વિગેરેને બેસવાનું સ્થાન છે. અહો ! આ બધો અતિ આદરપૂર્વક આપેલ સત્પાત્ર દાનાદિકનોજ ચમત્કાર છે." આ પ્રમાણે વિચારતાં મહારાજા ત્રીજે માળે પધાર્યા. તે સ્થાનનું ભૂમિતળ જુદા જુદા દેશમાં બનેલ રેશમી વસ્ત્રો વિગેરેથી ચંદ્રના ઉદય સમયે સંધ્યાના રંગની જેવું અતિ રમ્ય, મનોહર, સ્ફટિક વિગેરેના જુદા જુદા તેજથી શોભતું અતિ સુંદર અને ઘણુ દેદીપ્યમાન હતું. તે જોઇને રાજાને ત્યાં બેસવાની ઇચ્છા થઈ. તે જાણીને ભદ્રાએ કહ્યું કે—" સ્વામિન્ ! આપ ચોથે માળ પધારો. આ સ્થાન સ્વામીને બેસવા યોગ્ય નથી. આતો વ્યાપારીઓ, મુનિમો, ગ્રાહકો તથા નોકરોને બેસવાનું સ્થાન છે." તે સાંભળીને રાજા વિચારવા લાગ્યા કે—" અહો ! કેવું આનું પુણ્યબળ ? હું રાજા છુ, આ મારી પ્રજા છે, પણ બંનેના પુણ્યમાં મોટો અંતર છે. આમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. પૂર્વે કરેલ વિશેષ ભાવયુક્ત દાનાદિકનું વિશેષ ફળ શ્રીમન્ જિનેશ્વરોએ અપૂર્વ કહેલું છે તે સત્યજ છે"

આ પ્રમાણે વિચારીને રાજા ચોથે માળે ચઢ્યા. તે સ્થળ રત્નોથી બનાવેલ અતિ સુદર સ્થંભોની શ્રેણીથી શોભતું, આસપાસની ભીંતો ઉપર જડેલ રત્નના સમૂહનો અરસપરસ પ્રતિબિંબ પડવાથી માર્ગની ભ્રાંતિ કરાવનાર, અને સ્થાને સ્થાને બાવનાચંદન, અગર, કસ્તુરી, અંબર વિગેરેના ધુમાડાથી અતિશય સુગંધિત હોવાને લીધે ઘ્રાણેન્દ્રિયને પ્રસન્ન કરનાર હતું. તે સ્થાન જોઇને સર્વે માણસો વારંવાર મસ્તક ધુણાવવા લાગ્યા. વળી મંદારના પુષ્પોથી ગુંથેલી માળાઓવડે ત્યાં જાળીઓ ગાટેલી હતી,

તેને સ્પર્શીને આવતો મંદ મંદ પવન બહુ સુગંધી લાગતો હતો. ઉંચે છત ઉપર લગાડેલા ચંદ્રના ઉદય તુલ્ય રત્નની વલ્લીના વલયવાળા રત્નમય પત્ર તથા પુષ્પોનું વર્ણન કોણ કરવા સમર્થ હતું ? વળી ઝુમણામાં લટકતા મણિ અને મુક્તાફળ વિગેરેના વિચિત્ર રંગો જોતી ચક્ષુ તે સ્થળેથી પાછીજ ફરતી નહોતી. સ્થાને સ્થાને અનેક પ્રકારની નવી નવી રચનાઓ હતી, તેમાં શું જોવું અને શું ન જોવું તેમ થતું હતું જ્યાં જ્યાં જે જે જોતાં ત્યાં ત્યાં દૃષ્ટિ સ્થિર થઈ જતી હતી; પછી રાજાદિક બોલ્યા કે–"અમે તો અહીંજ બેસશું, અને અહીં સ્થિરતાથી બેસીને બધું જોશું." ત્યારે ભદ્રા શેઠાણીએ રાજાનો આશય જાણીને રત્નમય ભવ્ય સિંહાસન મંગાવી ઉંચે સ્થાને તે મૂકાવીને ઉત્તમ ગાલમસુરીઆ વિગેરેથી તે શોભાવી રાજાને વિનંતિ કરી કે-"હે દેવ ! આ આસન ઉપર આપ વિરાજો." રાજાએ તે સિંહાસન દેખીને વિચાર્યું કે–"આ તે ઇંદ્રનું આસન છે કે ચંદ્રનું આસન છે ? " આ પ્રમાણે વિચારતાં તે સિંહાસન ઉપર બેસીને રાજાએ પૂછ્યું કે–"ભાગ્યવતિ ! તમારો લીલાપતિ પુત્ર ક્યાં છે ? તેને અહીં બોલાવો, કે જેથી પુણ્યવંત એવા તેનું હું દર્શન કરૂં."

આ પ્રમાણેનો રાજાનો આદેશ થવાથી ભદ્રાએ સાતમે માળે જઇને શાલિભદ્રને કહ્યું કે-" પુત્ર ! નીચેને માળે ચાલ અને આપણા ઘરમાં આવેલા શ્રેણિકને ઓળખ." આ પ્રમાણેનાં માતાનાં વચન સાંભળીને શાલિભદ્રે કહ્યું કે–" માતા ! તેમાં મને શું કહેવા આવ્યા છો ? દેવા લાયક ધન આપીને શ્રેણિક નામના કરીઆણાને તમે ખરીદી લ્યો. તમારાથી શું હું વધારે નિપુણ છું ?" માતાએ તે સાંભળીને કહ્યું કે–"વત્સ! તે કાંઈ પૃથ્વીપર વેચાય તેવી મૂલ્યવાન્ વસ્તુ નથી, તે તો અમૂ-

સ્ય છે, ભાગ્યથીજ તે વસ્તુ તો મળે તેમ છે.” શાલિભદ્રે કહ્યું કે–“જો તેમ હોય તો મુખે માગે તેટલું ધન આપીને તે ખરીદો કે જેથી તે બીજાના હાથમાં જાય નહિ.” આ પ્રમાણેની વાણીથી આખા જગતમાં અદ્ભુત એવી પુત્રની ઐશ્વર્ય લીલા જોઇને માતા વિચારવા લાગી કે–“અહો ! આ મારો લીલાપતિ પુત્ર શું બોલે છે ?” આ પ્રમાણે વિચારતી ભદ્રામાતા મનમાં બહુજ આનંદ પામવા લાગી. વળી તેને વિચાર આવ્યો કે–“આ પ્રમાણેનું એકલુ અતિ ભદ્રકપણું અને સરલતા શોભા આપનાર નથી. જે અવસરોચિત જાણે તેજ નિપુણ ગણાય છે, તેથી આને કાંઇક નીતિનાં વચનો સંભળાવીને હું જાગ્રત કરૂં.” આમ વિચારીને ભદ્રાએ કહ્યું કે–“વત્સ ! શ્રેણિક તે કાંઈ કરિયાણું નથી, પણ તે તો આપણો સ્વામી આખા દેશનો અધિપતિ છે. આપણી જેવા અનેક તેની સેવામાં હમેશાં તત્પર રહે છે. અનેક માંડળિક રાજા, સામંતો, શ્રેષ્ઠી વિગેરે આઠે પહોર જાગૃત રહીને તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહે છે તે શું બોલે છે તે સાંભળવાને તેની સેવામાં તત્પર એવા લોકો બે હાથ જોડીને ઉભા રહેલા દેખાય છે. તું પણ તેની સારી દૃષ્ટિવડેજ યથેચ્છ સુખવિલાસ કરી શકે છે. જો તેની દૃષ્ટિ ફરે તો કોઇ તારી છાયા નજીક પણ ઉભો રહે નહિ. તે તુષ્ટમાન થાય તો સર્વે તુષ્ટમાન થયેલા જાણવા અને તે જો કોપે તો કોઈ સ્વજન સંબંધી વાત સાંભળવાને પણ ઉત્સાહવંત રહે નહિ તેથી તું પોતે નીચેને માળે આવીને વિનયપૂર્વક પ્રણામ કરી તેને પ્રસન્ન કર. તે અદ્ય આપણે ઘેર પધાર્યા, તેથી તારા ઘરની શોભા ઘણી વૃદ્ધિ પામી છે, તેથી તું નીચે આવીને વિનયાદિ ગુણ દેખાડી તેમને નમીને તારી ઉન્નતિ કર. તે પણ તારા દર્શન માટેજ ઉત્સુક છે; તારા આ-

ગમનથી તેનું ચિત્ત બહુ પ્રસન્ન થશે, અને જગતને અનુકૂળ એવું તે તને બહુમાન આપશે, માટે તાકીદે ચાલ."

આ પ્રમાણેનાં માતાનાં વચનો સાંભળીને શાલિભદ્ર હૃદયમાં બહુ ખેદ પામ્યા, અને વિચારવા લાગ્યા કે—"અહો ! મારે માથે પણ શું સ્વામી છે? અહો ! હું તો આટલા દિવસથી અરિહંતનેજ સ્વામીપણે જાણું છું. તેની વિના બીજા કોઇને હું સ્વામીપણે જાણતોજ નથી. તેનું નામજ હમેશાં સવારે ઉઠીને હું ગ્રહણ કરૂં છું, અને ભક્તિ તથા સ્તુતિપૂર્વક હું તેનેજ પ્રણામ કરૂં છું. જો માતાએ કહ્યું તેમ મારી જેવાજ હાથ પગવાળો છતાં મારાથી મોટો એવો મારે માથે સ્વામી હોય તો તેનું પુન્ય મારા પુન્યથી ઘણું વધારે ગણાય, અને મારૂં પુન્ય તેનાથી હીન ગણાય; તો પછી એવા પરાધીનપણામાં શું સુખ ? આ સંસારમાં પરાધીનપણા જેવું બીજું એકે દુઃખ નથી. મેં પૂર્વ જન્મમાં થોડું પુન્ય ઉપાર્જન કર્યું, કે જેથી આધીનતાપૂર્વક અન્યને નમનાદિક કરવાનું મારે પ્રાપ્ત થયું. હવે મારે એવું કરવુ કે જેથી કોઇ પણ અંશે પરાધીનપણું પ્રાપ્ત નજ થાય." આ પ્રમાણે વિચારીને 'માતાની આજ્ઞા અનુલ્લંઘનીય છે' તેવી કુળવાન્ પુરૂષની રીતિને અનુસરીને 'માતાની ભક્તિમાં હાનિ ન થાઓ' તેમ ધારી આસનથી ઉઠીને તે માતાની સાથે સાતમે માળથી નીચે ઉતરવા લાગ્યા.

તે વખતે શ્રેણિક અને અભયકુમાર વિગેરે ઉંચે મુખે જોવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે—"અરે ! આ તે શું ઇંદ્ર છે? કે દોગંદુક દેવ છે ? કે મુર્તિમાન્ પુન્યનો સમૂહજ છે ?" એ વખતે દેહની કાંતિથી ગૃહને ઉજ્વળ કરતા, ચળાયમાન કુંડળાદિક આભરણોથી સેંકડો વિજળીના જેવું તેજ વિસ્તારતા અને વા-

ણી, નેત્ર તથા મનની ચપળતાને નિવારતા શાલિભદ્રે રાજા પાસે આવીને વિનયપૂર્વક લીલાવડે તેમને પ્રણામ કર્યા; કારણ કે ઉત્તમ પુરૂષોનો તે ક્રમજ છે. શાલિભદ્રનું આગમન થતાંજ રાજાએ અતિ આદરપૂર્વક પરમ પ્રીતિવડે તેનો હસ્ત ઝાલીને પોતાની પાસે સિંહાસન ઉપર બેસાડ્યા. શાલિભદ્રનું રૂપ, આભરણ, સુકુમારતા, મધુર વાણી, હાથના અભિનય વિગેરેથી તેનો ઉત્કૃષ્ટ પુન્યોદય જોઇને સૌ વિભ્રમમાં પડી ગયા, અને બધા સભ્યો ચિત્રમાં ચિત્રેલ હોય તે પ્રમાણે નિશ્ચેષ્ટ થઇ ગયા; પરસ્પર વાતો કરવાને પણ શક્તિવંત ન રહ્યા. માથું હલાવવા જેટલીજ ક્રિયા કરતા તેઓ બધા શાંત બેસી રહ્યા. રાજા પણ કેટલાક વખત સુધી તેને જોતાં સ્તંભિત થઈ ગયા; પછી શિષ્ટાચાર પાળવા માટે ધીરજ ધરીને હૃદયને દ્રઢ કરી પ્રીતિપૂર્વક શાલિભદ્રને કુશળસમાચાર પૂછવા લાગ્યા કે—"વત્સ! તારો લીલાવિલાસ અવિચ્છિન્ન સુખરૂપ યથેપ્સિત રીતે હમેશાં વર્તે છે?" શાલિભદ્રે કહ્યું કે—"શ્રીમદ્ દેવગુરૂની પ્રસન્નતાથી તથા આપ પૂજ્યપાદની કૃપાથી કેમ ન વર્તે?" આ પ્રમાણે ચંદન જેવું શીતળ મધુર વાક્ય સાંભળીને ઉલ્લાસપૂર્વક રાજાએ કહ્યું કે—"વત્સ! તારે અમારી કોઇ પણ જાતની શંકા રાખવી નહિ. યથેચ્છ તારા મનને અનુકૂળતા ઉપજે તેવા વિલાસો ભોગવવા; કારણ કે તું અમને પ્રાણથી પણ વધારે પ્રિય છે. તું નેત્રની જેમ રક્ષણ કરવા લાયક છે. મારૂં રાજ્ય, મારૂં નગર, અને મારા ઐશ્વર્યનો સાર માત્ર તુંજ છે. રંકના હાથમાં આવેલ રત્નની માફક તું પ્રતિક્ષણે સ્મરવા લાયક છે. તેથી તું ઇપ્સિત વિલાસ કરજે; કોઈ પણ જાતની અધીરતા રાખીશ નહિ. જો કાંઈ કામ હોય તો મને જણાવજે. જે એક ઘડીએ સધાય તેવું કાર્ય હશે તે એક ક્ષણ માત્રમાં હું સાધી આપીશ. મારા પ-

ઉષ્ણ તીર્થજળ વડે રાજસ્નાનની વિધિવડે રાજાએ સ્નાન કર્યું. ન્હાતાં ન્હાતાં રાજાના હાથમાંથી રીસાયેલી સ્ત્રીની માફક મણિમુદ્રિકા નિર્માલ્ય કુઇમાં પડી ગઇ. સ્નાન કરીને શુદ્ધ રક્ત વસ્ત્ર વડે અંગ લુંછી બાવનાચંદનના રસવડે તેના ગાત્રો ઉપર સેવકોએ વિલેપન કર્યું; પછી શૃંગાર કરવાને અવસરે આભૂષણ પહેરતાં રાજાએ આંગળી ઉપર મુદ્રિકા દેખી નહિ, ત્યારે તે શોધવા માટે આમ તેમ જોવા લાગ્યા. વારંવાર હાથની આંગળી સામું તે જોતા હતા, અને વિચારતા હતા કે—"રાજ્યના સારભૂત મારૂં મુદ્રારત્ન ગુમ થઈ ગયું. હવે શું કરૂં ? કોની આગળ વાત કરૂં ? પારકાને ઘેર આવીને આળ આપવું યુક્ત નથી." આ પ્રમાણે તે વિચારતા હતા ત્યાં ભદ્રાએ નિપુણતાથી જાણી લીધું કે—" રાજાનું મુદ્રાદિ કાંઈ આભૂષણ ખોવાયું લાગે છે." તેથી ભ્રકુટીની સંજ્ઞાવડે દાસીને કહ્યું કે—" જળયંત્રવડે કુઇમાંથી આભૂષણો બધા બહાર કાઢ, જેથી રાજાની મુદ્રિકા નીકળશે." દાસીએ તે પ્રમાણે કર્યું, એટલે મોટા નગરના શ્રીમંતો પાસે આવેલ નિર્ધન ગામડીઆની જેમ સર્વ ઉચા અલંકારોમા રહેલા પોતાના નિર્માલ્ય મુદ્રારત્નને જોઇને રાજાએ દાસીને પૂછ્યું કે—"આ બધા ઉત્તમ અલંકારો કોનાં છે ?" દાસીએ કહ્યું કે—" મહારાજ ! અમારા સ્વામી શાલિભદ્રના હમેશાં ત્યજી દીધેલા આ નિર્માલ્ય અલંકારો છે." તે સાંભળીને વિસ્મિત થયેલા રાજા ચિંતવવા લાગ્યા કે—"અહો ! પુન્યની ગતિ અનિર્વચનીય છે. અહો ! સ્વામી સેવકના પુન્યનો અંતર જુઓ. પોતપોતાના વિચિત્ર અધ્યવસાયની પ્રબળતાથી કરેલી ધર્મકરણીના વિચિત્ર ફળ મળે છે, એવી જૈન આગમની વાણી મિથ્યા થતી નથી."

ત્યારપછી પોતાની મુદ્રિકા ગ્રહણ કરીને શુદ્ધ વસ્ત્રો પહેરી

ગણજો, કોઇ જાતની શંકા કરશો નહિ. શાલિભદ્ર તો મારા દેશ, નગર અને રાજ્યનું મંડન ( આભૂષણ ) છે, તેથી તે મને પ્રાણથી પણ અધિક વ્હાલો છે." આ પ્રમાણે કહી બહુમાન કરીને રાજા સ્વસ્થાનકે ગયા.

હવે શાલિભદ્ર તો મુખ નીચું રાખી ઉદાસ મનથી વિચારતા હતા કે–" મેં પૂર્વ જન્મમાં પૂરૂં સુકૃત કર્યું નથી, શ્રીમત્ જિનેશ્વરની આજ્ઞા પૂર્ણ ભાવથી આરાધી નથી, તેથીજ આ ભવમાં વિષમિશ્રિત મિષ્ટાન્નની જેમ પરાધીનપણા સહિત સુખ પ્રાપ્ત થયું છે. પરતંત્રતા સહિત જે સુખ તે દુઃખતુલ્યજ જાણવું. મેં તો પૂર્વે મુક્તિના સ્થાનરૂપ શ્રીમત્ જિનેશ્વર વગર બીજા કોઇને સ્વામી તરીકે જાણ્યાં નહોતા તે આજે જાણ્યા. આવું પરાધીન વૃત્તિથી જીવવુ તે નિરર્થક છે; તેથી હવે હું મારા આત્માને સ્વાધીન કરીને, સ્વાધીન સુખની સિદ્ધિ માટે શ્રીમત્ જિનેશ્વરની આજ્ઞાનેજ આગળ કરીને, ગુરૂના ચરણની ઉપાસનાપૂર્વક શ્રીમદ્ રત્નત્રયની પ્રાપ્તિ કરાવનાર ચારિત્રધર્મનીજ આરાધના કરીશ તે ચારિત્રની આરાધનાથી સ્વાધીન અને સ્વરૂપરમણ સુખ મેળવી શકાય છે. હવે તો મારે તેજ કરવું, તેને વિસરવુ નહિ. મુખે અમૃત અને ભીતરમાં ભરેલ વિષવાળા ઘડાની જેવા રતિરૂપ રાક્ષસનો હવે વિશ્વાસજ કરવો નહિ. આ બધું ઇંદ્રજાળ તુલ્ય છે, તેમાં કોનો વિશ્વાસ કરવો ?"

શાલિભદ્ર આ પ્રમાણે ભાવના ભાવે છે તેવામાં તેણે દેવદુંદુભિનો નાદ સાંભળ્યો. તે સાંભળીને સેવકોને તેણે પૃછ્યું કે–"અરે સેવકો ! આ દેવદુંદુભિ ક્યાં વાગે છે ?" તેઓએ કહ્યુ કે–"સ્વામિન્ ! ભવ્યજીવોના પ્રબળ ભાગ્યના ઉદયવડે વૈભારગિરિ ઉપર મોહતિમિરનો નાશ કરવામાં સૂર્યસમાન શ્રીમન્ મહાવીર સ્વામી

છે. તેમનાં પોષણ માટે અઢારે પાપસ્થાનકો સેવે છે. તેના દુ:ખથી દુ:ખી અને તેના સુખથી સુખી દેખાય છે. 'આ મારા પુત્ર, બાંધવાદિક ભવિષ્યમાં મને સુખ આપનારા થશે' તેમ માનતો જીવ તેઓનું પોષણ કરવામાં કાળ ગુમાવે છે, કર્મની લાંબી સ્થિતિ બાંધે છે, પરંતુ સુખ–દુ:ખની પ્રાપ્તિ તો પોતાના કરેલા પુન્ય–પાપના ઉદયના બળથીજ થાય છે. જો પુન્યનો ઉદય હોય તો સર્વે અજાણ્યા, નહિ ઓળખીતા, જેની ઇચ્છા તર્ક કે સંભાવના પણ ન કરીએ તેવા આવીને સેવા કરે છે, અને પાપનો ઉદય હોય તો ઘણા વખતના પરિચિત, ઘણા દિવસના પોષેલા અને પ્રાણવ્યયથી જેને પાળેલા હોય તેવા પણ સુખ આપનારા થતા નથી, પરંતુ દુ:ખ આપનારા–દિલગીરી કરાવનારા થાય છે જેવી રીતે સુભૂમ ચક્રવર્તી પાપનો ઉદય થયો ત્યારે છ ખંડનો ભોક્તા, ચૌદ રત્નનો સ્વામી, નવ નિધાનનો અધિપતિ, બે હજાર યક્ષો જેની સેવા કરવામાં તત્પર હતા તેવો છતાં પણ સમુદ્રમાં ડુબી ગયો. વળી જે સુભૂમ ચક્રવર્તીના એકેક હાથમાં ચાલીશ લાખ અષ્ટાપદ પ્રાણી જેટલું બળ હતું, જે ચક્રવર્તી જેવી રીતે સ્થળ ઉપર તેવીજ રીતે જળ પર પગે વિહાર કરી શકે તેવો હતો, જે હાથમાં આવેલ જળના પણ બે ભાગ કરી શકતો હતો, હાથે કરીને પક્ષીની માફક જે આકાશમાં ઉડી શકતો હતો, વળી ભૂમિમાં પેસીને ઇચ્છિત સ્થળે જે નીકળી શકતો હતો, મત્સ્યની માફક જળમાં ગતિ કરી શકતો હતો, વળી અનેક પ્રકારના વિવિધ મહિમાવાળા રત્નૌષધ્યાદિક તથા મંત્ર, યંત્ર, તંત્રાદિક જેના ભંડારમાં રહેલા હતા, જેને દક્ષિણ અને ઉત્તર શ્રેણિની સ્વામિની ગૌરી, ગાંધારી, રોહિણી, પ્રજ્ઞપ્તિ વિગેરે મહાવિદ્યાઓ સિદ્ધ થયેલી હતી, જેના વિમાન ચલાવનારા દેવો સદા સેવકની માફક તેના હુકમમાત્રથીજ કાર્ય કરનારા હતા; જેની પાસે જળમાં ગતિ કરવામાં કુશળ

"અરે પોકાર કરનારા! ખરેખરૂં બોલ. તારો આવો આકાર અને દારિદ્રયમૂર્તિરૂપ તને જોતાં સુવર્ણપુરૂષને તું લાયક દેખાતો નથી. જેને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો હોય તેની આવી અવસ્થા ન હોય; કારણ કે મહા ભાગ્યવંતનેજ તેની પ્રાપ્તિ થાય છે. જેને સુવર્ણપુરૂષ મળ્યો હોય તેના લક્ષણો તો બધા પ્રકટપણેજ દેખાય છે. કહ્યું છે કે:—

कुचेलिनं दंतमलाऽवधारिणं, बह्वाशिनं निष्ठुरवाक्यभाषणम् ।
सूर्योदये चास्तमने च शायिनं, विमुञ्चति श्रीर्यदि चक्रपाणिनम् ॥

'ખરાબ વસ્ત્રવાળો, દાંતઉપર મેલ રાખનારો, બહુ ખાનારો, નિષ્ઠુર વાકય બોલનારો, સૂર્યોદય પછી અને સૂર્યાસ્ત પહેલાં શયન કરનારો—તેટલા ચક્રવર્તી હોય તોપણ લક્ષ્મી તેને તજી દે છે.' વળી કહ્યું છે કે—

दक्षिणाभिमुखं शेते, क्षालयत्यङ्घ्रिमंघ्रिणा ।
मूत्रमास्त्रूत्रयत्यूर्ध्वो, निष्ठीवति चतुष्पथे ॥१॥

'દક્ષિણ સામે માથુ રાખી સુનારો, પગવડે પગ ધોનારો; ઉભો ઉભો મુતરનારો અને ચોકમાં થુકનારો—તેને પણ લક્ષ્મી તજી દે છે.'

આ પ્રમાણે હીન પુન્યવંતનાં ઘણાંલક્ષણો શાસ્ત્રમાં કહેલાં છે 'જે પુરૂષ બે હાથે શરીર ખંજવાળે, દાંત અને મૂછ ચાવ્યા કરે, આવા દરિદ્રતા સૂચવનારા લક્ષણો જેના અંગ ઉપર દેખાય તેને મહાલબ્ધિ અને સિદ્ધિ વિગેરે મળે નહિ અને તેની પાસે બહુ ધન ન હોય.' તારામાં તેવાં લક્ષણો સ્પષ્ટ દેખાય છે, તે ધન સૂચવનારા નથી, તેથી સાચું કહે. જે કાંઈ બીજુ સાચું દુ:ખ હોય તે કહે, નકામી બડાઇ મારવાથી શું ?" તે વખતે સભ્યોએ કહ્યું કે—"મહારાજ! આપે જે કહ્યું તે સાચુ છે, પણ આને પ્ર-

થમ પૂછવું જોઈએ કે ' કેવા ઉપાયવડે તને સુવર્ણપુરૂષ મળ્યો ? તેના ઉત્તરથી સર્વ જણાઇ આવશે. " આ પ્રમાણે સભ્યોનું કથન સાંભળીને રાજાએ પૂછ્યું કે—"અરે પુરૂષ ! કયા ઉપાયવડે અને કોની સહાયથી તને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો તે કહે." તે સાંભળી તે પુરૂષે કહ્યું કે—" મહારાજ ! સાંભળો:—

આજ નગરમાં શ્રીપતિ નામે શ્રેષ્ઠી રહેતો હતો. તેને ઘેર લક્ષ્મીનો વિલાસ હતો. લક્ષ્મીનો તે આવાસ થવાથી લક્ષ્મીનો ' કમળાવાસ' ભૂલાઈ ગયો હતો. તેને શ્રીમતિ નામની પત્ની હતી. તેની સાથે શ્રીપતિ સુખેથી રહેતો હતો. એક દિવસે તે શ્રીમતિ પોતાને ઘેર આવેલી સ્વસખીને પુત્રના લાલનપાલનમાં તત્પર દેખી પોતાના અપુત્રપણાના દુ:ખથી દુ:ખી થઇ. કહ્યું છે કે.—

अपुत्रस्य गृहं शून्यं, दिशा शून्या अबांधवाः ।
मूर्खस्य हृदयं शून्यं, सर्वं शून्यं दरिद्रता ॥ १ ॥

' અપુત્રનું ગૃહ શૂન્ય, બાંધવ ન હોય તેની દિશા શૂન્ય, મૂર્ખનું હૃદય શૂન્ય અને દારિદ્રીનું સર્વ શૂન્ય જાણવું.'

ભોજનના સમયે શ્રેષ્ઠી ઘેર આવ્યા ત્યારે તેને દુ:ખી જોઇ તેના દુ:ખનું કારણ પૂછ્યું. તેણીએ પણ ભોજન પછી દુ:ખનું કારણ કહ્યું. તે સાંભળી દુ:ખી થયો સતો શ્રેષ્ઠી વિચારવા લાગ્યો કે—

गेहं पि तं मसाणं, जत्थ न दीसन्ति धूलिधूसरं निच्चं ।
उठन्त्ति पडन्ति रडन्ति दो तिन्नि डिंभाइं ॥

'જેના ઘરમાં ધૂળથી મલીન થયેલા બે ત્રણ બાળકો ઉઠતા નથી, પડતા નથી, રડતા નથી તે ઘર સ્મશાનતુલ્ય છે.' વળી કહ્યું છે કે—

पियमहिलामुहकमलं, बालमुहं धूलिधूसरच्छायं ।
सामीमुहं सुप्पसन्नं, तिन्नि वि पुण्णेहिं पावन्ति ॥

' વહાલી પત્નીનું મુખકમળ, ધૂલિથી મલીન થયેલ ચ-

રીરવાળું બાળકનું મુખ, કોમળ અને સુપ્રસન્ન એવું સ્વામીનું મુખ—આ ત્રણે પુન્યથીજ પ્રાપ્ત થાય છે.'

આ પ્રમાણે વિચારીને તેણે સ્વપત્નીને કહ્યું કે—"પ્રિયા! વિષાદ કરીશ નહિ. પુત્રપ્રાપ્તિ માટે હું પ્રયાસ કરીશ." ત્યારપછી શ્રેષ્ઠી મંત્ર, તંત્ર, યંત્ર, દેવ—દેવી પૂજન વિગેરે મિથ્યાત્વના કાર્યમાં પ્રવર્ત્યા. દુઃખી માણસો શું શું કરતા નથી? કહ્યું છે કે—

आर्ताः देवान् नमस्यन्ति, तपः कुर्वंति रोगिणः ।
निर्धना विनयं यान्ति, क्षीणदेहाः सुशीलिनः ॥

'આર્ત માણસો સર્વ દેવને નમે છે, રોગી તપસ્યા (લાંઘણ) કરે છે, નિર્ધન મનુષ્યો વિનય આચરે છે અને શક્તિ વગરના માણસો સુશીલ થાય છે.' વળી કહ્યું છે કે—

इहलोइयम्मि कज्जे, सव्वारंभेण जह जणो कुणइ ।
ता जइ लक्खंसेण वि, परलोए तहा सुही होइ ॥

'આ લોક સંબંધી કાર્યમાં જેટલો પ્રયાસ લોકો કરે છે, તેનો લક્ષાંશ પ્રયાસ પણ જો પરલોક માટે કરે તો તે સર્વત્ર સુખી થાય.'

એક દિવસ તે શેઠના મિત્ર ધનમિત્રે તેને કહ્યું કે—"ભાઈ! તું મિથ્યાત્વ આચરીશ નહિ. મિથ્યાત્વ આચરવાથી આપણેજ ભવરૂપી અંધારા કુવામાં પડીએ છીએ. વળી આપણી પછી આપણા પુત્રાદિક પણ આપણને અનુસરીને ગાઢ મિથ્યાત્વ સેવે છે, તેથી તેઓ પણ પરંપરાએ સંસારમાં ડુબે છે. કહ્યું છે કે—

सम्मतं उच्छिंदीय, मिच्छत्तारोवणं कुणइ निअकुलस्स ।
तेण सयलोवि वंसो, दुग्गइमुहसम्मुहं नीओ ॥

'સમ્યકત્વને ઉચ્છેદીને જે પોતાના કુળમાં મિથ્યાત્વનું આરોપણ કરે છે, તેણે તેનો આખો વંશ દુર્ગતિની સન્મુખ કર્યો એમ સમજવું' અને—

मिच्छत्तं उच्छिंदीय, सम्मत्तारोवणं कुणइ निअकुलस्य ।
तेण सयलो वि वंसो, सिद्धिपुरीसंमुहं नीओ ॥ २ ॥

'જે પુરૂષે મિથ્યાત્વને ઉચ્છેદીને પોતાના કુળમાં સમકિતનું આરોપણ કર્યું તેણે પોતાના આખા વંશને સિદ્ધિપૂરીની સન્મુખ કર્યો એમ સમજવું.'

વળી જો કદી મિથ્યાત્વના આચરણથી પુત્ર થાય તોપણ દેવશર્મા બ્રાહ્મણની માફક પરિણામે તે દુ:ખીજ થાય છે. તેની કથા આ પ્રમાણે—

## દેવશર્મા દ્વિજ કથા.

એક ગામમાં દેવશર્મા નામે બ્રાહ્મણે પુત્રપ્રાપ્તિ માટે પાદરદેવતાની આરાધના કરી, અને તેને કહ્યું કે—"ભગવતિ ! જો મારે પુત્ર થશે તો તારા દેવકુળના ભવ્ય દ્વારો કરાવીશ, મંદિરની પાસે અનેક વૃક્ષોથી શોભતું તળાવ કરાવીશ, અને પ્રતિવર્ષ એક બોકડાનું બળીદાન આપીશ." આ પ્રમાણે યાચના અને નિયમ કર્યા પછી દૈવસંયોગથી તેને પુત્ર થયો. હર્ષથી ભરેલા હૃદયવડે તેણે મહોત્સવ કરીને તે પુત્રનું 'દેવીદત્ત' એવું નામ પાડ્યું. પછી દેવશર્માએ ભક્તિવડે દેવીના ભવનનો ઉદ્ધાર કરાવ્યો, તેની નજીકમાં તળાવ કરાવ્યું, તેની ફરતી પાળ ઉપર વૃક્ષો રોપાવ્યા, અને બ્રાહ્મણોને બોલાવીને મોટી પૂજા કરાવી, દેવીની આગળ એક બોકડાનો વધ કર્યો અને બ્રાહ્મણોને જમાડ્યા. આ પ્રમાણે તે પ્રતિવર્ષ કરતો હતો. અનુક્રમે તે પુત્ર યૌવન વય પામ્યો, એટલે તેને પરણાવ્યો. અનુક્રમે આયુષ્યનો ક્ષય થતાં ગૃહ અને પુત્રાદિની ચિંતામાં આર્તધ્યાનથી મરીને તે દ્વિજ તેજ નગરમાં બોકડો થયો. તેના પુત્રે વર્ષને છેડે તેજ બોકડાને દ્રવ્યથી ખરીદો અને ઘરે આણ્યો. તે બોકડાને પોતાનું ઘર જોઇને જાતિસ્મરણ જ્ઞાન

ઉત્પન્ન થયું. પૂર્વનું બધું સ્વરૂપ તેણે જાણ્યું. પછી મનમાં બીધેલા તે બોકડાને જ્યારે વધ કરવા દેવી પાસે લઇ જવા લાગ્યા ત્યારે તે ચાલતો નહોતો. તેનો પુત્ર બળાત્કારે ખેંચતો હતો, પણ તે ચાલતો નહોતો. તે સમયે માર્ગે જતાં એક સાધુ જ્ઞાનથી તેનું સ્વરૂપ જાણી તે બોકડાને પ્રતિબોધવા એક ગાથા બોલ્યા કે—

ખડ્ડુ ખણાવિય તેં છગલ, તેં આરોવિય રૂખ્ખ;
પવત્તિઅ જન્નવહ, અહ કાં બુબરૂં મુક્ક ॥ ૧ ॥

'હે બોકડા ! તેંજ ખાડો ખણાવ્યો, તેંજ વૃક્ષો આરોપણ કર્યાં અને તેંજ બોકડાનો વધ પ્રવર્તાવ્યો. હવે તું બુંબારવ શા માટે કરે છે ?'

આ પ્રમાણેનું મુનિનું વાક્ય સાંભળીને સાહસ ધારણ કરી તે બોકડો ચાલ્યો, તે દેખીને સર્વે લોકો ચમત્કાર પામ્યા. પછી વિસ્મિત ચિત્તવાળા દેવીદત્તે સાધુને પૂછ્યું કે—' મને બોકડાને ચલાવવાનો મંત્ર શીખવો.' સાધુએ કહ્યું કે—" શા માટે ?" બ્રાહ્મણે કહ્યું કે—" આવા કાર્યમાં કોઇ વખત કામ આવે." સાધુએ કહ્યું કે—" ભો ભદ્ર ! અજ્ઞાન વશ થઇને તું શું બોલે છે ?" દ્વિજે કહ્યું કે—"અજ્ઞાનવશ કેમ ?" સાધુએ કહ્યું કે—"આ બોકડો તારો પિતા છે, જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી પોતાનું મરણ જાણીને તે ચાલતો નહોતો. પૂર્વે આ જીવેજ મિથ્યાત્વની શ્રદ્ધાથી અનેક બોકડા હણ્યા છે. તે કર્મના ઉદયથી તે પણ બોકડો થયો છે; જો મારા વચનમાં શંકા રહેતી હોય તો આ બોકડાને છુટો મૂક, એટલે તારા પિતાએ જે વાત તને કહેલ નથી, તેથી જે દ્રવ્ય તેં મેળવ્યું નથી તે આ બોકડો દેખાડશે. પછી આ વાત સાચી માનજે." આ પ્રમાણે સાંભળીને દેવીદત્તે તે પ્રમાણે કર્યું

એટલે તરતજ તે બોકડો દ્રવ્યના સ્થાન પાસે જઇને પોતાની ખરીવતી ખણવા અને દ્રવ્ય બતાવવા લાગ્યો. તે દેખીને તે બ્રાહ્મણને સાધુનાં વચનમાં વિશ્વાસ આવ્યો; પછી મિથ્યાત્વને તજીને તે પરમ શ્રાવક થયો અને ધર્મને આરાધ્યો.

ઇતિ દેવશર્મા દ્વિજ કથા.

તેથી હે શ્રીપતિ ! તું પણ દેવશર્મા દ્વિજની માફક મિથ્યાત્વ સેવવાથી મહા ઉંડા ભવકૂપમાં પડીને સંસારભ્રમણ કરીશ." આ પ્રમાણેની ધનમિત્રની વાણી સાંભળીને શ્રીપતિએ મિથ્યાત્વ છોડી દઈને મિત્રને પૂછ્યું કે—" હે મિત્ર ! શું ઉપાય કરૂં ? તે કહે." તેણે કહ્યું—

वीतरागसदृशो न हि देवो, जैनधर्मसदृशो न हि धर्मः ।
कल्पवृक्षसदृशो न हि वृक्षः, कामधेनुसदृशी न हि धेनुः ॥१॥

'વીતરાગ જેવો કોઈ દેવ નથી, જૈનધર્મ જેવો કોઈ ધર્મ નથી, કલ્પવૃક્ષ જેવું કોઇ વૃક્ષ નથી અને કામધેનુ જેવી કોઇ ગાય નથી.'

આ કારણથી તું જૈનધર્મને દ્રઢપણે આરાધ, જેથી તારા વાંચ્છિત માત્ર પૂર્ણ થશે." આ પ્રમાણેનાં મિત્રનાં વચનો સાંભળીને શ્રીપતિએ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. ત્રણ કાળ જિનેશ્વરની પૂજા કરવા લાગ્યો, ઉભય કાળ પ્રતિક્રમણ તથા સામાયિક કરવા લાગ્યો, હમેશાં પંચપરમેષ્ઠી મહામંત્રનું સ્મરણ કરવા લાગ્યો, સાતે ક્ષેત્રમાં ધન વ્યય કરવા લાગ્યો અને દીન તથા હીનનો ઉદ્ધાર કરવા લાગ્યો. આ પ્રમાણે કરતાં છ માસ વીતી ગયા. પછી એક દિવસે શય્યામાં સુતેલ તે શેઠ પાછલી રાત્રે જાગીને વિચારવા લાગ્યો કે—" અહો ! જૈનધર્મને સેવતાં પણ કાંઈ ફળ સિદ્ધિ દેખાણી નહિ. શું આ ધર્મનું આરાધન પણ નિષ્ફળ જશે ? " આ પ્-

માણે તે વિચારતો હતો તેવામાં શાસનદેવીએ તેને કહ્યું કે–“અરે મૂઢ! મેળવેલ ફળને હાર નહિ. ધર્મના ફળમાં શંકા ન કર. કહ્યું છે કેઃ—

आरंभे नत्थि दया, महिलासंगेण नासए बंभं ।
संकाए सम्मत्तं, पव्वज्जा अत्थगहणेण ॥ १ ॥

‘આરંભમાં દયા નથી, મહિલાના સંગથી બ્રહ્મચર્ય નાશ પામે છે, શંકા કરવાથી સમ્યક્ત્વ નાશ પામે છે અને ધન રાખવાથી પ્રવ્રજ્યાનો નાશ થાય છે.’ વળી કહ્યું છે કે—

धर्मो मंगलमुत्तमं नरसुरश्रीभुक्तिमुक्तिप्रदो ।
धर्मः पाति पितेव वत्सलतया मातेव पुष्णाति च ॥
धर्मः सद्गुणसंग्रहे गुरुरिव स्वामीव राज्यप्रदो ।
धर्मः स्निह्यति बंधुवद् दिशति वा कल्पद्रुवद् वांछितम् ॥२॥

‘ધર્મ સર્વોત્કૃષ્ટ મંગલ છે; તે મનુષ્યની અને દેવતાની લક્ષ્મી તથા ભોગવિલાસ અને મોક્ષસુખ આપે છે, પિતાની જેમ પાલન કરે છે, વત્સલપણાથી માતાની જેમ પોષે છે, ગુરૂની માફક સદ્‌ગુણનો સંગ્રહ કરાવે છે, સ્વામીની જેમ રાજ્ય આપે છે, બંધુની જેમ સ્નેહ દેખાડે છે અને કલ્પવૃક્ષની જેમ વાંછિત માત્રને આપે છે.’ તેથી હે વિચારમૂઢ! દીન હીનનો ઉદ્ધાર કરવા રૂપ લૌકિક ધર્મ પણ જો નિષ્ફળ જતો નથી, તો પછી અગણ્ય પુણ્ય હોય તોજ પ્રાપ્ત થાય તેવો સર્વજ્ઞભાષિત લોકોત્તર ધર્મ આરાધ્યો છતો નિષ્ફળ કેમ જાય? કદિ પણ જાયજ નહિ. તારે એક ગુણવાન્ પુત્ર થશે, પરંતુ ધર્મમાં શંકા કરવાથી તું પુત્રનું સુખ જોઇશ નહિ, તેથી હવે ધર્મમાં સ્થિર બુદ્ધિ કર.”

આ પ્રમાણે કહીને શાસનદેવી અંતર્ધાન થઈ. શ્રેષ્ઠી તે સાંભળીને હૃદયમાં હર્ષ પામ્યો, અને વિચારવા લાગ્યો કે–“જો પુ-

ત્ર થશે તો જ્યારે તે મોટો થશે ત્યારે સુખ-દુઃખનો આપનાર થશે તે જોઈ લેશું, તેની પહેલાના કાળમાં જન્મોત્સવ, લાલનપાલન, તેનાં કાલાં કાલાં વાક્યોનું શ્રવણ, વિવિધ પ્રકારનાં આભૂષણ વસ્ત્રાદિક તેને પહેરાવવાના મનોરથનું સુખ-તે તો હુ અનુભવીશ. વળી હું 'વાંઝીઓ છું' તેવી ગાળ તો ઉતરશે. વળી ઉત્તમ ગૃહમાં વિવાહાદિક કરવાથી પરસ્પર લેવું-દેવું વિગેરે ઉત્સવોમાં મારા મનોરથો તો સફળ થશે ! વળી અવિચ્છિન્ન સંતાનની પરંપરા પણ વધશે. સુખ કે અસુખ દેવાની વાર્તા તો ત્યારપછી યૌવન વય પ્રાપ્ત થશે ત્યારે જણાશે, પ્રથમનું ફળ તો હાથમાં આવશે." આ પ્રમાણે વિચારતાં બાકીની રાત્રી પૂરી થઈ. સવારે ઉઠી શ્રી જિનેશ્વરના નામગ્રહણપૂર્વક ચૈત્યવંદનાદિક કરીને તથા પચ્ચખ્ખાણ ધારીને તે ઘરમાં નીચે ગયો. તે વખતે શ્રીમતીએ આવીને પ્રણામપૂર્વક કહ્યું કે-"સ્વામિન્ ! આજે રાત્રે હું સુખનિદ્રાએ સૂતી હતી તે વખતે સ્વપ્નમાં પૂર્ણ ભરેલા કળશને મારા મુખમાં પેસતો મેં દીઠો છે." શ્રેષ્ઠીએ તે સાંભળીને કહ્યું કે-"ગુણથી પૂર્ણ એવો તારે પુત્ર થશે. મને પણ આજે શાસનદેવતાએ તેજ અર્થ સૂચવનારી હકીકત કહી છે, તેથી કોઇ ઉત્તમ જીવ તારી કુક્ષિમાં અવતરેલ છે." આ પ્રમાણે શ્રેષ્ઠીનાં વચન સાભળીને તે હર્ષપૂર્વક ગર્ભને પાળવા લાગી. પૂરા દિવસ થતાં એક પુત્રને તેણે જન્મ આપ્યો. શ્રેષ્ઠીએ બાર દિવસનો મહોત્સવ કરીને સ્વજન કુટુંબીઓને જમાડી સર્વની સમક્ષ 'ધર્મદત્ત' એવું તેનું નામ પાડ્યું.

અનુક્રમે બીજના ચંદ્રની માફક તે વધવા લાગ્યો, અને સાત આઠ વરસની ઉમરનો થયો, ત્યારે પિતાએ લેખશાળામાં ભણવા મોકલ્યો. તેણે સ્વકુળને ઉચિત સર્વ કળા શીખી લીધી. પછી

ધર્મકળામાં કુશળ થાય તેવા હેતુથી તેના પિતાએ સાધુઓની પાસે તેને ભણવા માટે રાખ્યો, કહ્યું છે કે—"બહોંતેર કળામાં કુશળ એવા પંડિત પુરૂષો સર્વ કળામાં કુશળ હોય પણ જો તેઓ ધર્મકળાને જાણતા નથી તો તેઓ અપંડિતજ છે." પછી ધર્મદત્ત અનુક્રમે યૌવન વય પામ્યો. પિતાએ એક શ્રીદેવી નામની શ્રેષ્ઠીપુત્રી સાથે તેને પરણાવ્યો, પરંતુ શાસ્ત્રમાં ઘણો કુશળ અને શાસ્ત્રરસમાં અત્યંત મસ્ત થયેલો હોવાથી તે એક ક્ષણ પણ પુસ્તક હાથમાંથી મૂકતો નહોતો. નવા નવા શાસ્ત્રના વિનોદમાં જતા કાળને પણ તે જાણતો નહોતો. કોઈ દિવસ સ્ત્રીવિલાસ તથા ઉપભોગાદિ તેના સ્મરણમાં પણ આવતા નહિ. સ્વપ્નામાં પણ સ્ત્રીનું નામ તે સંભારતો નહી. સ્ત્રી ઉપર તેની દ્વેષબુદ્ધિ નહોતી પણ શાસ્ત્રરસના આસ્વાદમાં તે અતિ મગ્ન થઇ જવાથી તેની સ્ત્રી તેને સાંભરતી નહોતી. આ પ્રમાણે કેટલોક કાળ વ્યતિત થયો, એટલે તેની માતાએ તે સર્વ જાણ્યું. પછી એકાંતમાં તેને બોલાવીને કહ્યું કે—"આપણું ઘર મોટું છે, તેમ જાણીને તે શ્રેષ્ઠીએ પોતાની પુત્રીનો સાંસારિક સુખ મેળવવા માટે તારી સાથે વિવાહ કર્યો છે, આપણે પારકી પુત્રી લાવ્યા છીએ, છતાં તું તો તેની સંભાળ પણ લેતો નથી. સ્ત્રીને તો સર્વ સુખમાં ભર્તારનું માન તેજ પરમ સુખ છે, તે સુખ વિનાના બીજા બધા સુખ તે ભાડુતી સુખ જેવા માને છે." આ પ્રમાણે બહુ રીતે વીનવ્યો પરંતુ મૌન ધારણ કરી સર્વ સાંભળીને 'સારૂ, સારૂં,' કહીને તે તો પાછો વાંચવાના ઉદ્યમમાંજ લાગી ગયો. તેથી શ્રીમતીએ તે બધી હકીકત પોતાના ભર્ત્તારને નિવેદન કરી અને કહ્યુ કે—"આ તમારો પુત્ર સર્વ શાસ્ત્રમાં કુશળ છે, પણ ગૃહવ્યવહારમાં મૂર્ખ હોવાથી મૂર્ખ જેવો દેખાય છે. કહ્યું છે કે—

काव्यं करोतु परिजल्पतु संस्कृतं वा,
सर्वाः कला समधिगच्छतु वाच्यमानाः।
लोकस्थितिं यदि न वेत्ति यथानुरूपां,
सर्वस्य मूर्खनिकरस्य स चक्रवर्ती ॥ १ ॥

'કાવ્ય કરો, અગર સંસ્કૃત બોલો, અને બોલાય તેવી સર્વ કળા શીખો, પણ જો યથાયોગ્ય લોકવ્યવહાર આવડે નહિ તો તે સર્વ મૂર્ખના સમૂહમાં ચક્રવર્તી છે.' આ કારણથી આ ભણેલો મૂર્ખ સાક્ષાત્ શીંગ અને પુંછ વગરનો પશુજ છે. જેવી રીતે લોકમાં વેદ, વૈદક, વ્યાકરણ, પ્રમાણ, લક્ષણ અને જ્યોતિષ શાસ્ત્રના અભ્યાસી ભણેલામૂર્ખ તરીકે ઓળખાય છે, તેની જેવો આ તમારો પુત્ર છે; તેથી જો તમારા પુત્રને મનુષ્યની ગણનામાં લાવવાની ઇચ્છા હોય તો તેને જુગારીઓને સોંપો, જેથી થોડા દિવસમાંજ તેને તેઓ નિપુણ કરશે, નહિ તો તે હાથમાંથી ગયો તેમ જાણજો." શ્રેષ્ઠીએ કહ્યું કે—"પ્રિયા આવી બુદ્ધિ સારી નથી. કહ્યું છે કે–

काके शौचं द्यूतकारे च सत्यं, सर्पे क्षान्तिः स्त्रीषु कामोपशान्तिः।
क्लीबे धैर्यं मद्यपे तत्त्वचिन्ता, राजा मित्रं केन दृष्टं श्रुतं वा ? ॥२॥

'કાગમાં શુચિપણું, દ્યુતકારમાં સત્યવક્તાપણું, સર્પમાં ક્ષમા, સ્ત્રીમાં કામાગ્નિની શાંતિ, નપુંસકમાં ધૈર્ય, મદ્ય પિનારમાં તત્ત્વની વિચારણા અને રાજામાં મિત્રતા કોઇએ દેખી કે સાંભળી છે ?"

આ પ્રમાણે જુગારીઓમાં અનેક દોષો કહેલા છે. કારણ કે તે દુષ્ટો પાપી અને કુમાર્ગે જનારા હોય છે. આપણા સ્વચ્છ જળ જેવા સ્વભાવવાળા પુત્રને તેની સોબત કરાવવી તે યોગ્ય નથી. જેવા નિમિત્તમાં જોડી દેશું તેવો તે થશે; પણ પછી આપણને શોચ કરવો પડશે. હમણાં આ ગુણવાન્ છે, પછી આ દોષના સમૂહરૂપ અને આપણા ઘરને વગોવનાર થશે. હે પ્રિયે!

પદાર્થના ગુણદોષના પ્રબળપણાને લીધે તેના સંસર્ગને મળતા ગુણવાળો મનુષ્ય થાય છે. તેમાં તાપસે અને ભીલ્લે લીધેલ શુક-યુગળ ઉદાહરણરૂપ છે. માટે આપણો સન્માર્ગગામી પુત્ર કુમાર્ગગામી થશે, કારણ કે કુસંગતિથી ઉત્પન્ન થયેલ દોષ દૂર કરવાને કોઇ પણ સમર્થ થઇ શકતું નથી." આ પ્રમાણે શેઠીએ ઘણી રીતે તેને શીખામણ આપી—સમજાવી, પરંતુ સ્ત્રીની તુચ્છ મતિ હોવાથી તથા તેવીજ ભવિતવ્યતાના યોગથી શેઠાણીએ તે માન્યું નહિ. તે વારંવાર તેની તેજ પ્રેરણા કરવા લાગી. તેના બહુ આગ્રહથી શેઠનું ચિત્ત પણ આખરે ભરમાયું. કહ્યું છે કેઃ—

जे गिरुया गंभीर थीर, मोटा जेह मरट्ट,
महिला ते वि भमाडिया, जिम कर धरिय घरट्ट ॥ १ ॥
रे रे यन्त्रक मा रोदी, कं कं न भ्रामयन्त्यमूः ।
भ्रुवःप्रक्षेपमात्रेण, कराकृष्टस्य का कथा ? ॥ २ ॥

'જેઓ ગિરૂઆ, ગંભીર, સ્થિર, મોટા અને મરડવાળા હોય તેઓને પણ હાથમાં રાખેલી ઘંટીની માફક સ્ત્રીઓ ભમાડે છે.' 'અરે યંત્ર[1] ! તું રૂદન કર નહિ. માત્ર આંખના પ્રક્ષેપમાત્રથી પણ સ્ત્રીઓએ કોને કોને ભમાડેલા નથી ? તો પછી હાથે ખેંચી તેને ભમાવવામાં તો શું કહેવું ?'

પછી શેઠાણીના અતિ આગ્રહથી શેઠે જુગારીઓને બોલાવીને કહ્યું કે—"આ મારો પુત્ર મુનિરાજની સોબતથી માત્ર ધર્મશાસ્ત્રનું શ્રવણ, પઠન, પાઠન, પરાવર્તનાદિકમાંજ કાળ ગુમાવે છે, પરંતુ ખાનપાન, કૌતુક જોવા, સ્ત્રી સાથે વિલાસ ભોગવવા, વસ્ત્રાભૂષણ પહેરવા, વન—ઉપવનમાં જવું, ઉત્તમ રાગવાળા ગાયનો સાંભળવા વિગેરે સાંસારિક સુખ લેશમાત્ર પણ જાણતો નથી.

૧-કુવામાંથી પાણી ખેંચવાનો રેંટ

આંખો દિવસ શાસ્ત્રનો અભ્યાસજ કર્યા કરે છે; પરંતુ ગૃહસ્થને કોઈ એક ધર્મવર્ગ સાધવાથી ગૃહસ્થ ધર્મનો નિર્વાહ થઇ શકતો નથી, ગુરૂએ પણ ગૃહસ્થને ત્રણે વર્ગ સાધવાના કહ્યા છે. માટે તમે નિપુણ છો, શાસ્ત્ર અભ્યાસના મિષથી તમે તેની પાસે રહો; પછી યોગ્ય અવસરે અનુકૂળ વાર્તાઓ વિગેરે કહીને તેનુ ચિત્ત આકર્ષી વન–ઉપવનમાં લઇ જવામાં–રાગરંગાદિ સાંભળવામાં તેને રસિક બનાવો. તેને સર્વ શાસ્ત્રનો બહુ સારી રીતે પરિચય છે, તેથી જે જે સ્થળે તેને લઇ જશો, ત્યાં ત્યાં તેનું ચિત્ત હાર્દ ગ્રહણ કરીને નિપુણ હોવાથી આનંદ અનુભવશે. વળી તમે તમારી કળામાં ઘણા કુશળ છો. વિશેષ શું કહું ? આજથી ધર્મદત્તને તમારા હાથમાં સોપું છું. કોઈ પણ પ્રકારથી તેને ભોગરસિક કરજો. દ્રવ્યના ખર્ચની ચિંતા ન કરવી, તે બધો ખર્ચ હું આપીશ. ”

આ પ્રમાણેનાં શ્રેષ્ઠીનાં વચન સાંભળીને તે જુગારીઓ બહુ આનંદ પામ્યા. 'ભાવતું હતું ને વૈદ્યે કીધું' તે ન્યાયથી તેઓને ઇચ્છિત મળ્યું; પછી તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે– "આપણે આ કુમારને સમસ્ત કળાઓમાં પ્રવીણ એવી વેશ્યાના ઘરમાં લઈ જઇએ, તે આને શ્રેષ્ઠીપુત્ર જાણીને તેના ચિત્તનું રંજન કરવા માટે પોતાની કળા દેખાડશે. તે વખતે આપણને પણ પારકા દ્રવ્યવડે અપૂર્વ અપૂર્વ કૌતુકો જોવાનો પ્રસંગ મળશે. દ્રવ્યવ્યય તો આ શ્રેષ્ઠીનો થશે. આપણે તો મનુષ્યત્વ પામીને તેના ફળો ગ્રહણ કરીશું. વળી આપણા ખાનપાનાદિક તો આપણા ચિત્તને અનુકૂળ આવે તેવો પ્રબંધ તે શ્રેષ્ઠી પાસે કરાવશું. મહાનિધિ આપણા હાથમાં આવ્યો છે. તેમાં કાંઇ શંકા કરવા જેવું નથી. ” આ પ્રમાણે પરસ્પર વિચાર કરીને શ્રેષ્ઠીનો હુકમ મેળ-

વી ઉત્તમ વસ્ત્રાદિકની શોભા કરીને તેઓ કુમારની પાસે ગયા, અને જુહારપ્રણામાદિ કરીને તેઓ બેઠા, પછી બોલ્યા કે-"સ્વામિન્ ! તમારી શાસ્ત્રમાં અતિ નિપુણતાની ખ્યાતિ સ્થાને સ્થાને સાંભળીને અમને મનોરથ થયો કે-'અમે કુમારની પાસે જઈએ, અને કાંઇક અભ્યાસ કરીને શાસ્ત્રબોધ પામીએ.' તેથી કર્ણ પવિત્ર કરવા માટે તમારી પાસે આવ્યા છીએ, માટે આપ કૃપા કરીને અમારાં કર્ણોને પવિત્ર કરો." આ પ્રમાણે કહીને વિનયપૂર્વક કુમાર પાસે બેઠા. કુમારે પણ શાસ્ત્રાભ્યાસના અર્થી દેખીને તેમનો બહુ આદર કર્યો, અને કહ્યું કે-"હમેશાં સુખેથી આવજો." પછી તે સર્વે જુગટીઆ હમેશાં કુમાર પાસે જઇને બેસવા લાગ્યા અને કુમાર જે જે કહે તે તે વિસ્મયતાપૂર્વક માથું ધુણાવીને સાંભળવા લાગ્યા. તેમજ તેની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કેટલેક દિવસે તેઓએ કુમારનું ચિત્ત તેમના તરફ આકર્ષ્યું.

એક દિવસે સંગીતશાસ્ત્રની વાત નીકળતાં એક જુગટીઆએ કહ્યું કે-" અરે કુમાર ! આ શાસ્ત્રમાં એક અદ્વિતીય કુશળ માણસ અત્રે આવેલ છે. અમે તેનું સંગીત સાંભળીને બહુ આનંદ પામ્યા હતા, પરંતુ અમે તેનું રહસ્ય જાણવાને કે કહેવાને સમર્થ નથી. તે સંગીત શાસ્ત્રમાં કુશળ માણસે પૂછ્યુ કે-'આ નગરમાં આ શાસ્ત્રના મર્મને જાણનાર કોઇ છે, કે જે મેં કહેલ હાર્દને ગ્રહણ કરીને ઉત્તર આપે ?' અમે કહ્યું-"હા છે." તેણે કહ્યું-" તો તમે તેનો મને મેળાપ કરાવો." તેથી જો આપની ઇચ્છા હોય તો આવતી કાલે ત્યાં પધારો. તમે તો સર્વ શાસ્ત્રના અર્થનો પાર પામેલા છો, તે પણ મહાન્ સજ્જન છે, મનુષ્યને ઓળખનાર છે, ગુણગ્રાહી છે, ઉત્તમ મનુષ્ય છે, તમને જોઇને બહુ પ્રસન્ન થશે, આપ પણ તેને જોશો ત્યારે જાણશો કે તે નિપુણ

પુરૂષોમાં અગ્રેસર છે." તે સાંભળીને શાસ્ત્રવિનોદમાં રસિક કુમારે પૂછ્યું કે–'તે ક્યાં રહે છે?' તેઓએ કહ્યું કે–"સમીપે રહેલી અમુક વાડીમાં રહે છે." કુમારે કહ્યું–"આવતી કાલે આપણે તેની પાસે જશું." તે સાંભળીને તેઓ આનંદ પામ્યા.

પછી શ્રેષ્ઠી પાસે જઇને તેઓએ કહ્યું કે–"શ્રેષ્ઠિન્! અમે તેને કાંઇક અનુકૂળ કર્યો છે. સવારે તેને અમે સાથે લઇ જશું, તેથી દ્રવ્યનો હુકમ કરો. દ્રવ્ય વગર રસના રંગની વાર્તા થઈ શકતી નથી." શ્રેષ્ઠીએ દ્રવ્યરક્ષકને કહ્યું કે–"તેઓ જે માગે તે આપજો." પછી તેઓ કેટલુંક ધન લઇને એક રાજાને માનનીય ગવૈયો સંગીતશાસ્ત્રમાં કુશળ હતો તેની સમીપે જઇ કાંઇક ઉત્તમ વસ્તુ તેની પાસે મુકીને બોલ્યા કે–"આવતી કાલે અમુક વાડીમાં તમે આવજો. અમે તે સ્થળે નગરના મુખ્ય શ્રેષ્ઠીનો પુત્ર કે જે સંગીતશાસ્ત્રમાં કુશળ અને પંડિતોને પ્રિય છે તેને સાથે લઇને તમારી પાસે આવશું. તમારે તેના ચિત્તનું રંજન કરવું; તે રંજીત થશે તો બહુ દ્રવ્ય આપશે. તેની પાસે અપરિમિત ધન છે. વિશેષ શું? જંગમ કલ્પવૃક્ષ જેવો તે છે".તેણે કહ્યું કે–"બહુ સારૂં, જરૂર લાવજો." પછી તેઓ સવારે ધર્મદત્તની પાસે આવ્યા. ત્યાં વિનય–વાર્તાદિકથી કુમારને રાજી કરીને, અવસર મેળવી આગલે દિવસે કરેલો સંકેત યાદ આપ્યો. કુમારે કહ્યું કે–"ચાલો જઇએ." પછી સેવકોએ રથ તૈયાર કરીને હાજર કર્યો. તે રથમાં જુગારીઓની સાથે બેસીને અનેક સેવકોથી પરવરેલો કુમાર નગરચર્ચા જોતા જોતા સંગીતકારને ઘેર આવ્યો. તેણે પણ બહુ આદરસત્કાર આપી અતિ રમણીય એવા ઘરની પછવાડેના ભાગમાં વાડીમાં ઉત્તમ આસન ઉપર બેસાડીને પુષ્પ અને તાંબુળાદિક આગળ ધરી પરિવાર સહિત તેનું

બહુ સન્માન કર્યું. પછી વિવિધ પ્રકારના તાલ, તાન, માન, લય, ગ્રહ, માત્રા, મુર્ચ્છના વિગેરે ભેદોથી જુદું જુદું પડતું અનેક રસો અને અલંકારોવાળું ગીતગાન કરવામાં તે પ્રવર્ત્યો. કુમાર પણ સુંદર આસન ઉપર બેસીને સાંભળવા લાગ્યો. વચ્ચે વચ્ચે ગીત, ગાન તથા અલંકારો અને નાયક નાયિકાના ભેદ તથા સ્થાયિ, સાત્વિક વિગેરે રસ ઉત્પન્ન કરનારા વિભાવ તથા અનુભાવ વિગેરે ભેદો પ્રગટ કરીને તે કહેવા લાગ્યો, અને તેનું રહસ્ય કુમારને પૂછવા લાગ્યો. કુમાર પણ સંગીત શાસ્ત્રના દૃઢ અભ્યાસથી તેનું રૂપ કહી બતાવતો, તે વખતે તે સંગીત કરનાર ઉભો થઈ પ્રણામ કરીને તેના વખાણ કરતો અને કહેતો કે—"અહો ! આપ સાહેબની બુદ્ધિનું કૌશલ્ય કેવું છે ?" આ પ્રમાણે વારંવાર તેમની ચતુરાઈ વખાણીને કુમારના ચિત્તનું તેણે રંજન કર્યું. કુમાર કાન દઈને એકતાનથી હર્ષપૂર્વક સાંભળવા લાગ્યો. આ પ્રમાણે બે પ્રહર સુધી તેણે તેની કળા દેખાડી. કુમાર ધર્મદત્ત પણ રાજી થયો. પછી જુગારીઓએ કુમારના કાન પાસે જઇને કહ્યું કે—"આને કાંઇક આપવું જોઇએ." કુમારે કહ્યું કે—"બહુ સારૂં, દાનની તો પ્રથમજ જરૂર છે." પછી તે દ્યુતકારોએ શ્રેષ્ઠીને ઘેરથી કુમારનું નામ આપીને ધન લાવી તેની પાસે ધર્યું. ચાતુર્યપ્રિય કુમાર પણ ઉદારતા ગુણ યુક્ત હોવાથી બધું તેને આપીને 'ફરીથી આવશું' તેમ કહી ત્યાંથી ઉઠ્યો. પછી તે વાટિકા જોતો ઘેર આવ્યો.

માર્ગમાં જુગટીઆઓએ પૂછ્યું કે—"સ્વામિન્ ! આ ગવૈયો કેવો હતો ?" કુમારે કહ્યું કે—"સંગીતકળામાં બહુ કુશળ હતો, આપણે ફરીથી જઇશું." પછી ઘેર આવીને ભોજનાદિક કરી કુમાર સ્વસ્થાને બેઠો. દ્યુતકારોએ સંગીતની વાતો કાઢી, કુમારે

તેની કળાના વખાણ કર્યાં. પછી ધુતકારો બોલ્યા કે–" કુમાર ! એક ઉત્તમ સ્ત્રી છે, તે પણ સંગીત–નાટક વિગેરેમાં અતિશય કુશળ છે, ખાસ જોવા લાયક છે." કુમારે કહ્યું કે–"કોઇ દિવસ તેને ઘેર આપણે જશું " આ પ્રમાણે સાંજ સુધી કુમારની પાસે રહીને સાંજે કુમારની રજા લઈ શેઠાણી પાસે જઇને બધી હકીકત શેઠાણીને કહી સંભળાવી. તેણી પણ તે હકીકત સાંભળીને આનંદ પામી અને તેઓને ઘણું ધન આપીને બોલી કે–" યથેચ્છ દ્રવ્ય વ્યય કરજો, કોઇ જાતની શંકા રાખશો નહિ, બધું ધન હું આપીશ, પરંતુ મારા પુત્રને ભોગરસિક કરજો. " તેઓએ કહ્યું કે–"તમારા પુન્યબળથી થોડાજ કાળમાં તમારી ઇચ્છાનુસાર થઇ જશે, ત્યારે અમારી મહેનત જાણજો. " આ પ્રમાણે કહીને તેઓ પોતપોતાને ઘેર ગયા. કુમાર પણ સુખશય્યામાં સુતો સુતો દિવસે જોયેલ સંભારીને આનંદિત ચિત્તથી સંગીતના ગ્રંથોમાં રહેલા, ઉત્તમ ભાવવાળા ઉલ્લેખોને પોતાના ક્ષયોપશમની પ્રબળતાથી વિચારવા લાગ્યો. આ પ્રમાણે આખી રાત્રી પૂર્ણ કરીને, સવારે પ્રાતઃકર્માદિક કરી પોતાના બેસવાના સ્થળે તે આવ્યો, તે વખતે ધુતકારો પણ એકઠા થઈને ત્યાં આવ્યા.

પછી કુમારને પ્રેરણા કરીને બીજીવાર સંગીતકારને ઘેર લઇ ગયા, અને ત્રણ ચાર ઘડી સુધી ત્યાં રહીને કુમારને પ્રેરણા કરી ત્યાંથી ઉઠાડ્યા, અને કહ્યું કે–"સ્વામિન્ ! આજે અમુક પર્વનો દિવસ છે, અમુક સ્થળે મેળો છે, ત્યાં મોટાં આશ્ચર્યો જોવા લાયક છે, ચાલો ત્યાં જઇએ. " સંગીતકારે પણ કુમારને ઉત્સાહિત કર્યો. એટલે ધુતકાર તથા સંગીતકારને સાથે લઈને નદીને કિનારે લૌકિક દેવાલયમાં અનેક મનુષ્યોના ટોળાંને જોતા, કોઇ કોઇ સ્થળે હાસ્યરસ ઉત્પન્ન કરનાર વાર્તાવિનોદ સાંભળતા, કોઇ કોઇ સ્થળે

વિવિધ વેષવાળાં નાટકો જોતાં, કોઈ કોઈ સ્થળે વિવિધ પ્રકારનાં વાજીત્રના નાદ સાથે સ્ત્રીઓનો સમૂહ નાચતો હતો તેના હાવભાવાદિ જોતા, કોઈ ઠેકાણે નટ નટીની ક્રિડા જોતા, નદીના પ્રવાહમાં નૌકા ઉપર તેઓ સર્વ બેઠા. કુમારને ઉચ્ચ સ્થાન ઉપર બેસાડ્યા, ફરતાં ધુતકારો વિનયપૂર્વક બેઠા. પછી આગળ સંગીતકારે તાલ, તંત્રી, મૃદંગ, વીણા વિગેરે વગાડવાપૂર્વક સંગીતનો આરંભ કર્યો, કાંઠે રહેલા લોકો ચારે તરફથી જોવા લાગ્યા. નદીના પ્રવાહમાં નૌકા આમ તેમ ડોલતી ભ્રમણ કરતી હતી. તે વખત એક તરફ વસંતઋતુમાં ખીલેલા વૃક્ષોની શોભા જોતાં, એક તરફ રસ રંગ ઉત્પન્ન કરતા કોયલ જેવા મધુર શબ્દો સાંભળતાં કુમારનું હૃદય બહુ આનંદિત થયું.

આ પ્રમાણે અદ્‌ભુત રસનો આસ્વાદ અનુભવતાં કુમારને ભોજન સમયે ધુતકારોએ કહ્યું કે—"સ્વામિન્ ! આજ તો બહુ આનંદરસની નિષ્પત્તિનો દિવસ છે. જો તમારી આજ્ઞા હોય તો ભોજનની સામગ્રી અત્રેજ કરાવીએ." કુમારે કહ્યું કે—"બહુ સારૂં, તાકીદે તૈયારી કરાવો." પછી તેઓએ હર્ષપૂર્વક વિવિધ પ્રકારની રસોઈ રસોયા પાસે તૈયાર કરાવી, અને ઉત્તમ રાજદ્રવ્યો તેમાં મેળવીને તેમજ ઉત્તમ રસો મેળવીને રસોઇ બહુ સ્વાદિષ્ટ બનાવી. જમવાનો વખત પણ પૂર્ણ ભરાઈ ગયો. મધ્યાહ્ન પછી બે ઘડી દિવસ ચઢ્યો ત્યારે કુમારાદિ સર્વને ભુખ પણ બહુ લાગી ત્યારે કુમારે પૂછ્યું કે—"રસોઇ તૈયાર થઇ ગઇ છે કે નહિ ? મને તો બહુ ક્ષુધા લાગી છે." તેઓએ કહ્યું કે—"સ્વામીના હુકમથી તરતજ તૈયાર થઈ ગઇ છે." પછી કુમાર બેઠો થયો, અને તે સર્વેની સાથે વિવિધ રસવાળી રસોઇ તેઓ જમ્યા.

રસોઇ જમ્યા પછી નંદનવનની ઉપમા લાયક તે વાડીમાં

જઇને, ઉત્તમ સ્થાને બેસી તાંબુળાદિકથી મુખશુદ્ધિ કરીને ફરીથી ગીતાદિકનો આરંભ કર્યો. આ અવસરે એક નૃત્યકળામાં કુશળ પરદેશી નાચ કરનારી ત્યાં આવી. લોકોના સમૂહે તથા ધુતકારોએ પ્રેરેલી તે નર્તકી ત્યાં આવી કુમારને પ્રણામ કરી તેની પાસે ઉભી રહી, અને નૃત્ય કરવા લાગી. વિવિધ પ્રકારના હાવભાવ, વિભ્રમ, કટાક્ષ, અંગવિક્ષેપાદિકથી અતિ અદ્ભુત એવા સ્વર, ગ્રામ, તથા મૂર્ચ્છનાવડે તેણે કુમારના મનને બહુ રંજિત કર્યું. કુમાર પણ અનિમેષ દ્રષ્ટિથી તેના તરફ જોવા લાગ્યો. આ પ્રમાણે એક મૂહુર્ત માત્ર દિવસ બાકી રહ્યો ત્યાંસુધી તેણે નૃત્ય કર્યું, લોકોએ તેના બહુ વખાણ કર્યા અને બોલ્યા કે—" આવું ભવ્ય નાટક શ્રેષ્ઠીપુત્ર વગર અમને કોણ બતાવત ? " આ-પ્રમાણે લોકોની પ્રશંસા સાંભળીને આનંદિત ચિત્તવાળા થઇને કુમારે તેને બહુ ધન આપી વિસર્જન કરી. અને વાહનપર સ્વારી કરીને ઘેર આવવા ચાલ્યા. માર્ગમાં તેઓ કહેવા લાગ્યા કે--"સ્વામિન્ ! આજે અમારૂં ચિત્ત આપની કૃપાથી બહુ આનંદ પામ્યું. પરંતુ તમારા ચિત્તમાં સારૂં લાગ્યું કે ન લાગ્યું ?" ધર્મદત્ત કુમારે કહ્યુ કે-" આવું નૃત્ય હૃદયને આલ્હાદ કેમ ન કરે ? વળી ફરીથી કોઇ વખત એની પાસે નૃત્ય કરાવશું. " તે સાંભળીને તે ધુતકારમાંથી એક બોલ્યો કે"—આ નર્તકીએ નાટક તો સારૂં કર્યું, પરંતુ કામપતાકા ગણિકાના નાટક આગળ તો આ સોળમો ભાગ પણ ગણાય નહિ. (એક આની પણ નહિ. )" કુમારે પૂછ્યું—" તે ક્યાં રહે છે ?" તેણે કહ્યું કે--"આપણા નગરમાં રાજમંદિર જેવા મોટા મહેલમાં રહે છે. સ્ત્રીમા જે ગુણો હોય તે સર્વે તેના અંગમાં ખાસ કરીને રહેલા છે તેના દર્શન માત્રથીજ દેવાંગનાનો ભ્રમ ચિત્તમાં થાય છે. તે પણ આપની જેવા

ગુણવંતની આગળજ પોતાની કળા દેખાડે છે, જેને તેને દેખાડતી નથી. સ્વામિન્ ! તેનું બહુ વર્ણન શું કરૂં ? તમારી જેવા જોનારાઓ પાસે જ્યારે તે નૃત્ય કરે છે, ત્યારે જે રસ ઉત્પન્ન થાય છે તેનું વર્ણન કરવાને કોણ સમર્થ છે ? જો તેનો સંગ ક્ષણમાત્ર પણ કરશો તો સ્વામીને પણ તે વાતની ખાત્રી થશે." કુમારે કહ્યું કે—"પહેલા તમે તેનું નાટક કોઇ વખત જોયું છે ?" તેણે કહ્યું કે—"અમારી જેવા મંદ ભાગ્યવાળાને તે જોવાનો વખત ક્યાંથી આવે ? પરંતુ એક વખતે બે વરસ પહેલાં રાજાએ અતિ આદરપૂર્વક તેનું નૃત્ય કરાવ્યું હતું, તે વખતે આપની જેવા પુન્યવંતની પાછળ પાછળ જઇને અમે જોયું હતું, તે હજુ પણ ભૂલી ગયા નથી. હવે આપના ચરણની સેવાની પ્રસાદીથી ઘણા દિવસના અમારા અભિલાષ અને મનોરથ પૂર્ણ થશે એવી આશા છે. આપ સ્વામી અમારો આ મનોરથ પૂરો કરો. તે પણ તમારી ચતુરાઇ અને વિદ્વત્તા જોઇને ઘણી પ્રસન્ન થશે, જો આપની ઇચ્છા હોય તો આવતી કાલે તેને ઘેર આપણે જઈએ. આપની જવાને જવા લાયક સ્થળ છે, પછી જેમ ઈચ્છામાં આવે તેમ કરો."

આ પ્રમાણે આશ્ચર્યવાળી વાર્તા સાંભળીને આનંદપૂર્વક કુમાર બોલ્યો કે—"કાલે આપણે ત્યાં જશું." તેઓએ કહ્યું—"બહુ સારૂં, બહુ સારૂં, મોટી કૃપા કરી. અમારી જેવા ગરીબના મનોરથો પૂર્ણ થશે." આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ ઘરે ગયા. રાત્રે પણ કુમારની પાસે બેસીને તેનુંજ રૂપ, સૌંદર્ય, ચાતુર્ય, ગીતગાનમાં કુશળતા વિગેરેનું વર્ણન કર્યું અને કુમારનુ ચિત્ત તેને મળવામા વિશેષ તત્પર કર્યું. "સવારે અવશ્ય આપણે જશું" તે પ્રમાણે નિશ્ચય કરીને તેઓ સુઇ ગયા. સવાર થઇ એટલે પ્રાતઃકાર્યો કરીને કુમારેજ સ્વયમ્ કહ્યું કે—"રથ તૈયાર કરાવો."

તેનું કથન સાંભળીને એક જુગટીઆએ ઘરમાં જઇને શેઠને બધી હકીકત નિવેદન કરી, અને કહ્યું કે–"આપ આ સેવકોનો પ્રયાસ જુઓ. જે ભોગનું નામ પણ લેતો નહોતો, તે થોડા દિવસમાં તો તમે મેળવેલી આખી સંપદાને સફળ કરશે. તે જોઈને આપની ઇચ્છા પૂર્ણ થશે, તે વખતે આ સેવકોના પ્રયાસને વખાણજો અને યોગ્ય બદલો આપજો." તે સાંભળીને દંપતી હર્ષ પામ્યા.

પેલા જુગટીઆઓમાંથી એક આગળ જઇને કામપતાકા ગણિકાને નિવેદન કર્યું કે–"આજે નગરશેઠના પુત્રને તારે ઘેર અમે લાવશું; તારે તેની પાસે તારૂં પૂર્ણ કળાકૌશલ્ય દેખાડીને તેના ચિત્તને આકર્ષવું. કુમાર જેવો તેવો નથી, સર્વ કળામાં કુશળ છે, સર્વ શાસ્ત્રના હાર્દને જાણનાર છે, તેથી બરોબર ધ્યાન દઇને સર્વ કળા બતાવજે. જો પ્રસન્ન થશે તો એ જ ગમ કલ્પવૃક્ષ છે. ઇચ્છિત કરતાં પણ અધિક આપે તેવો છે". તેણીએ કહ્યુ કે–"તાકીદે લાવો, પછી બધુ જણાશે. મુનિમાર્ગમાં રહેલા, મુક્તિપુરમાં પ્રવેશ કરવાને લાયક થયેલા એવા પુરૂષોને પણ વેશ્યાઓએ સર્વ ત્યજાવ્યુ છે, અને કામભોગમાં એકતાન કર્યા છે, તો તેની પાસે આ કોણમાત્ર છે? આ તો વણિકપુત્ર છે, બધુ સારૂં થશે." આમ કહીને તેને રજા આપી. પછી કુમાર પણ રથમાં બેસીને તે સર્વને સાથે લઈ કામપતાકાને આવાસે આવ્યો. કુમારનું આગમન સાંભળતાંજ તેણી ઉઠી. સુવર્ણ, રત્ન, મોતી વિગેરેથી બંને હાથો ભરીને બારણા સુધી આવી કુમારને તેણે વધાવ્યા અને "અહીં આપના ચરણ ધરો, આપ ભલે પધાર્યા, આપના ચરણોવડે મારા આ રંકગૃહને પવિત્ર કરો, આપની આજે મારા ઉપર મોટી કૃપા થઇ, આજે મારે આંગણે વાદળાં વગર અમૃતમેઘની વૃષ્ટિ થઈ, આજે મારે આંગણે કલ્પવૃક્ષ ફળ્યો, વગર બોલા-

વેલી સ્વર્ગગંગા આજે મારે ઘેર ઉતરી, કારણ કે નગરશ્રેષ્ઠીના કુળદીપક કુમારે મારૂં ઘર આજે અલંકૃત કર્યું.” આ પ્રમાણેનાં વચનામૃતથી તેને સંતોષીને “ખમા ખમા” એમ બોલતી કુમારને ઘરના અંદરના ભાગમાં લઇ ગઇ ત્યાં પણ ફરીથી મધુર વચનોવડે તેને સંતોષીને ઉપરના માળે ચિત્રશાળામાં દેવતાના શયન જેવા પલ્યંક ઉપર બહુમાનપૂર્વક તેને બેસાડ્યો. કુમાર જ્યાં જ્યાં જોતો હતો ત્યાં ત્યાં કાચ વિગેરેની શોભાથી સાક્ષાત્ વિમાન હોય તેવી ભ્રાંતિ થતી હતી. પછી પ્રથમ તો કામસેનાએ કસ્તુરી, ચંદન, અત્તર વિગેરે બહુ મૂલ્યવાન્ પદાર્થોથી કુમારનું શરીર સુવાસિત કર્યું, ગુલાબજળ વિગેરે સુગંધી જળનાં છાંટણાં કર્યા; પછી નારંગી, આંબા, દાડિમ, અંજીર વિગેરે તાજાં પકેલાં, મધુર સ્વાદવાળાં ફળો તેની પાસે ધર્યાં. પછી દ્રાક્ષ, અખોડ, બદામ વિગેરે વિવિધ દેશમાંથી આવેલા મેવા તેની પાસે મૂક્યા. પછી માદક પદાર્થો જેમાં આવેલા છે એવા જાયફળ, અગર, કસ્તુરી, અબરખ, કેશર, સિતોપલાદિકથી બનાવેલ કામ વૃદ્ધિ કરનાર કઢેલ દુધનો કટોરો ભરીને તેની પાસે મૂક્યો, પછી પુષ્પ, તાંબુળ વિગેરે પાંચ સુગંધીવાળા પાનના બીડા તૈયાર કર્યા, અને વચ્ચે વચ્ચે મીઠી અને પ્રીતિ વધારનાર કામોદ્દિપક વચનો બોલતી, સોળે શૃંગાર સજેલ હોવાથી સુંદર લાગતી અને હાવભાવ પ્રગટ દેખાડતી તે વેશ્યાએ ને બીડાં તેની પાસે ધર્યાં. પછી તે કુમારની આગળ આવીને ઉભી રહી. કુમાર પણ તેના હાવભાવ, સેવા તથા ચતુરાઇથી મગ્ન થઇ ગયો. પછી તે અતિ મિષ્ટ, લલિત, સુકોમળ, કોકિલાની જેવા મધુર વચનોવડે કહેવા લાગી કે—“ સ્વામિન્ ! આ ગ્રહણ કરો, આ સુંદર છે, આ તેજ કરનાર છે, આ બળવૃદ્ધિ કરનાર છે, આ બુદ્ધિ વધારનાર છે, આ માંગળિક છે,

આ પ્રથમ સમાગમમાં શુકનરૂપ છે, આ ખાવા લાયક છે." આ પ્રમાણે મિષ્ટ વચનોથી તૃપ્ત થતા કુમારે યથારૂચિ તે આરોગ્યું. પછી સ્વસ્થ થયા એટલે તેણે નાટારંભ શરૂ કર્યો. અનેક રાગ, તાન અને નવા નવા કામોદ્દિપક હાવભાવોવડે કુમારને તેણે તેના રસમાં મગ્ન કરી દીધો. તે વખતે કુમારને પ્રથમના યૌવનમાં ઉપજેલા વિકારોથી, અતિ માદક દ્રવ્યથી બનાવેલા પાકાદિકના ભક્ષણથી તથા અંતર્ધર્મને ભેદનારા કટાક્ષ બાણોથી કામોદ્દિપન થયુ, વેશ્યાએ તે સમજી જઇને ભ્રકુટીની સંજ્ઞાથી સર્વે જુગારીઓને ત્યાંથી રજા આપી, તેઓ પણ કાંઇ કાંઈ બ્હાનાં કરીને ચિત્રશાળાની બહાર નીકળી ગયા. એકાંત થવાથી તે વેશ્યાએ આલિંગનાદિ સ્પર્શસુખવડે કુમારને અતિશય વિહ્વળ કર્યો. પછી કુમારે સ્ત્રીસમાગમનું સુખ પહેલીજવાર ત્યાં અનુભવ્યું.

કામરસ અનુભવવાથી કુમારનું ચિત્ત તે વેશ્યામાંજ એકરસ થઇ ગયું; તેથી તેને ત્યાંથી ક્ષણમાત્ર પણ ઉઠવા દેતો નહિ, તેનેજ એકને જોતો હતો. વળી તે વેશ્યાએ અવસર જોઇને જુદા જુદા પ્રકારની વિચિત્ર એવી દિવ્ય ભોજનસામગ્રી તૈયાર કરાવી. વળી પાછા તે જુગટીઆ બધા એકઠા થયા, પરંતુ તેઓ કુમારના ચિત્તમાં તો અંતરાય કરનારા હોય તેવાજ લાગ્યા. તે સર્વેએ પણ જાણ્યું કે–"કુમારનું ચિત્ત હવે વેશ્યાના પાશમાં પડ્યું છે, હવે આપણી સાથે પ્રસન્નતાથી તે વાત પણ કરતો નથી. આપણે જે માટે ઉદ્યમ કર્યો હતો તે સફળ થયો. સાંજરે કુમાર તો અત્રેજ રહેશે. આપણે શેઠની પાસે જઇને વધામણી આપી ઘણું દ્રવ્ય ગ્રહણ કરીએ." આ પ્રમાણે તેઓ પરસ્પર એકાંતમાં વિચાર કરતા હતા, તેવામાં વેશ્યાના સેવકોએ આવીને કહ્યું કે–"રસોઈ તૈયાર થઇ ગઇ છે." પછી કુમારને સ્નાનમંડપમાં લઇ જઇને,

શતપાકાદિ તેલવડે અભ્યંગ કરાવી, સુગંધી ઉષ્ણ જળવડે વેશ્યાએ તેને સ્નાન કરાવ્યું, અને ચંદનાદિકવડે તેને વિલેપન કરીને ભવ્ય વસ્ત્ર અને અલંકારોવડે શોભાવી ભોજન માટે બેસાડ્યો. દુરોદરિકા જુગટીઆ પણ જરા દૂર જમવા બેઠા; વેશ્યા પણ કુમારની સામે બેઠી; પછી કુમારે જુદા જુદા સંસ્કારવાળી જુદા જુદા રસ અને સ્વાદવાળી રસોઈ વેશ્યાની સાથે આનંદથી ખાધી. જુગટીઆઓ પણ સાથે જમ્યા. પછી ફરીથી ચિત્રશાળામાં આવીને બેઠા, તે સર્વે પણ સાથે આવ્યા. પછી તે વેશ્યાએ વિવિધ પ્રકારના માદક દ્રવ્યોથી ભરેલા તાંબુળના બીડા યથાયોગ્ય તે સર્વને આપ્યા, તે સમયે સાંજ પણ પડવા આવી. પછી તેઓએ કુમારના ચિત્તની પરીક્ષા કરવા માટે કહ્યું કે—"સ્વામિન્ ! દિવસનો અંત આવ્યો છે, સાંજ પડી છે." આ વચન કુમારના કર્ણમાં તપાવેલ સીસું રેડે તેવા લાગ્યા. કુમારે તે સાંભળીને ઉદાસ મુખ કર્યું, અને કાંઈ ઉત્તર દીધો નહિ. તેઓએ જાણ્યું કે—"આપણે જે કહ્યું તે કુમારને પ્રતિકૂળ લાગ્યું છે, તેથી હમણા તેને અહીં રાખીનેજ આપણે જઈએ." પછી તેઓએ વેશ્યાને કહ્યું કે—"કુમારનું ચિત્ત તો તેં એકજ દિવસમાં વશ કર્યું હવે તું વિચારીને તેને વિજ્ઞપ્તિ કરીને અહીં જ રાખજે, અમે જઈએ છીએ."

પછી તેઓ ફરીથી પણ કુમારને ઘેર જવાનો અવસર થવાનું જણાવવા લાગ્યા. તે વખતે તે વેશ્યાએ ત્યાં આવીને આક્રોશપૂર્વક કહ્યું કે—"કુમાર તો અહીં જ રહેશે, શુ તમે મને મારી નાખવાને તત્પર થયા છો ? હવે તો મારે કુમાર વિના એક ક્ષણ માત્ર પણ ચાલશે નહિ, તેથી તમે બધા ચાલ્યા જાઓ. આ તો મારા જીવનહાર—પ્રાણાધાર છે, કુમાર કદાપિ તમારા કહેવાથી તમારી સાથે આવવાનું મન કરે, પરંતુ હું જવા કેમ દઇશ ?"

પછી તે જુગટીઆઓએ કુમારને કહ્યું કે—"કુમાર ! આ વેશ્યા અતિશય આગ્રહ કરે છે તો આજે રાત્રિ અહીંજ રહો. તમારા વિયોગથી દુઃખી થતી આને દુઃખ દેવું યોગ્ય નથી. સવારે પાછા અમે આવશું." કુમારે કહ્યું કે—"ભલે ! તમે જાઓ, હું અહીંજ રહીશ." પછી તે જુગટીઆઓ બધા કુમારને પ્રણામ કરીને શ્રેષ્ઠીને ઘેર ગયા, અને તે દંપતીને વધામણી આપી કે—"સ્વામિન્ ! આપનું કાર્ય થયું છે. આપનો પુત્ર સ્વેચ્છાથીજ કામપતાકાને ઘેર રહ્યો છે. તેને કામભોગની અતિ તીવ્ર વાસના થઇ છે, તેથી કેટલાક દિવસ સુધી સાંજ રાખજો " તે સાંભળીને શેઠે તેમને ઘણું દ્રવ્ય આપીને વિસર્જન કર્યા.

સુખમાં લીન થયેલ કુમાર વેશ્યાને ઘેરજ રહ્યો. રાત્રે વેશ્યા અને કુમારે વિવિધ પ્રકારનાં ભોગ ભોગવ્યા; અને વિષય ભોગમાં આખી રાત્રીનું જાગરણ કર્યું; પાછલી રાત્રે નિદ્રાવશ થયા. પ્રભાતની નિદ્રા અતિશય મીઠી લાગે છે, તેથી ચાર ઘડી દિવસ ચઢ્યો ત્યારે તે બંને ઉંઘમાંથી ઉઠ્યા. કુમાર દેહચિંતાદિ કાર્યો કરીને આળસથી ભરેલા શરીરવડે ગોખમાં બેઠો હતો, અને આવાસની આસપાસ રહેલ વાડીમાંના પુષ્પાદિક જોતો હતો, તેટલામાં તે વેશ્યા સુંદર ઝારીમાં શુદ્ધ પાણી અને દાતણ લાવી, અને કુમારની પાસે આવીને બોલી કે—"સ્વામિન્ ! દાતણ કરો " તે પ્રમાણે સ્મિતપૂર્વક બોલીને તે આગળ ઉભી રહી. તેવામાં કુમારની માતાએ ઘરના નોકરને તેની તપાસ કરવા મોકલ્યો. તેણે ત્યાં આવીને ખુશી સમાચાર પૂછ્યા અને કહ્યું કે—"જે કાંઈ દ્રવ્યાદિકનો ખપ હોય તો લાવી આપું." કુમારે કહ્યું કે—"જ્યાં સુધી હું અહીં રહું ત્યાંસુધી તારે હમેશાં સો સોનામહોર આપી જવી." સેવકે જઇને તે વાત માતાને જણાવી. તેણીએ

ખુશી થઈને સો સોનામહોરો મોકલી. પછી દ્યુતકારો પણ ત્યાં આવ્યા. તે વખતે કુમાર વેશ્યાની સાથે પાસા ખેલતો હતો, તેણે તેઓને દીઠા, તો પણ રમવામાં બહુ રંગ આવેલો હોવાથી મર્યાદા છોડીને તે ક્રીડા ચાલુજ રાખી. તેઓ પણ તે દેખીને થોડો વખત ત્યાં ઉભા રહીને સ્વગૃહે ગયા. આ પ્રમાણે તેઓ હમેશાં આવતા હતા અને ચાલ્યા જતા હતા. કેટલાક દિવસ પછી તે વેશ્યાએ દ્યુતકારોને આવતા બંધ કર્યા. કુમારના માબાપ હમેશાં સો સોના-મહોરો નિયમિત રીતે મોકલતા હતા.

આ પ્રમાણે કેટલાક દિવસ ગયા એટલે શેઠે શેઠાણીને કહ્યું કે—"હવે કુમારને ઘેર બોલાવીએ, કે જેથી ઘેર રહીને સુખ ભોગવે. તેની વહુ પણ તેથી પ્રસન્ન થશે. આપણે પણ ઘણા દિવસથી તેને જોયેં નથી તે આપણે જોઇએ." આ પ્રમાણે કહીને શેઠે ગૃહ-વ્યાપારના મોટા અધિકારી મુનીમને તેને તેડવા મોકલ્યો. તે ત્યાં ગયો, બહુમાનપૂર્વક ઘેર આવવાનું આમંત્રણ કર્યું અને કહ્યું કે—"સ્વામિન્ ! આપના પિતા આપના દર્શન માટે બહુ આતુર થયા છે અને આપને મળવાની ઇચ્છા કરે છે. આપની માતા પણ તમારા દર્શન માટે ઉત્કંઠિત થઇ છે અને પ્રતિક્ષણે તમારૂંજ નામ જપે છે. તમારા આવાગમનથી ઘરની શોભામાં બહુ વૃદ્ધિ થશે. મારી જેવા સેવકો પણ આપની રાહ જુએ છે કે કયારે આપણા સ્વામી ભદ્રાસનને શોભાવશે. નાની શેઠાણી પણ સ્વામીના આગમનની ઈચ્છા કરે છે, તેથી આપને ઘેર આવવું સારૂં છે. પછી જેમ ઈચ્છા આવે તેમ કરો." તે સાંભળીને કુમારે ક્રોધપૂર્વક વક્ર દ્રષ્ટિ કરીને કહ્યું કે—"બહુ સારૂ, બહુ સારૂ, હમણા તુ ચાલ્યો જા, કોણ ત્યાં આવે છે ? અહીં મને રહ્યાને હજુ કેટલા બધા દિવસો થઈ ગયા કે તું યુક્તિપ્રયુક્તિવડે ઘેર આવવાની મને પ્રેરણા કરે

છે; તેથી જા જા જ્યારે અમારી આવવાની ઇચ્છા થશે ત્યારે આવશું. બધામાં તું બહુ ડાહ્યો જણાય છે કે અમને શિખામણ આપવાને આવ્યો છે, તેથી જા, તું તારા કામમાંજ નિપુણ છે. અમારે ખર્ચવાનું દ્રવ્ય તાકીદે મોકલજે." તેમ કહીને તે મુનીમને રજા આપી. તે નિરાશ થઇને શ્રેષ્ઠીને ઘેર આવ્યો.

પછી તેણે તે દંપતીને કહ્યું કે—"તેનું મન તો ચારે ભાગે તે વેશ્યામાંજ લુબ્ધ થઇ ગયું છે. હમણા તો તે આવે તેમ જણાતું નથી." તે સાંભળીને શ્રેષ્ઠી દુ ખપામ્યો અને શેઠાણીને કહેવા લાગ્યો કે—"વહાલી ! જે મેં પહેલાં કહ્યું હતું તે આગળ આવ્યુ. ગમે તેવો નિપુણ પુરૂષ હોય, તોપણ જો તે વેશ્યાસકત થાય તો તેના બધા ગુણો હરાઇ જાય છે અને દુર્બુદ્ધિ અને દુષ્કર્મનેજ તે એકઠું કરે છે." શેઠાણીએ પુત્રના મોહથી કહ્યું કે—"અહો ! આમાં શું થઇ ગયું ? નવો શીખાઉ છે. તાજો રંગ લાગેલો છે. કેટલેક દિવસે તે સ્વત જ આવશે. માર્ગે આવ્યો છે તો સર્વ સારૂં થશે. દ્રવ્યના વ્યયમાં બીકણ તમે ભયથી વ્યાકુળ થાઓ નહિ, કારણકે તે દ્રવ્ય તો જેને માટે એકઠું કર્યું છે તેજ તેનો વિલાસ કરે છે, તેમાં શું હાનિ થઇ ? ધન તો ઘણુ છે, હમણાંજ હૃદય સંકોચીને શું બેઠા છે ? આ પ્રમાણેનાં શેઠાણીનાં શબ્દો સાંભળીને શેઠે મૌન ધારણ કર્યું અને ગૃહકાર્યમાં પ્રવર્ત્યા. તેઓ હમેશાં ભોગનુ દ્રવ્ય પૂરતા હતા. કુમાર ઘેર આવવાનુ નામ પણ લેતો નહોતો. વળી કેટલોક કાળ ગયો એટલે ઉત્તમ પુરૂષોને તેને બોલાવવા મોકલ્યા, પરંતુ પહેલાનીજ માફક ગમે તેવા ઇર્ષાયુકત જવાબો આપીને તેણે તેમને વિસર્જ્યા. આ પ્રમાણે ઘણીવાર તેડવા મોકલ્યો તોપણ આવ્યો નહિ ત્યારે દંપતી બંને નિરાશ થયા. તેના વિયોગદુ:ખથી દુખિત થયેલા તેઓ દિવસો ગુમાવવા લાગ્યા, પણ પુત્રમોહથી હમેશાં ધન

મોકલ્યા કરતા હતા. એક દિવસ તે શેઠને દેવવચન યાદ આવ્યું. ત્યારે તેણે શેઠાણીને કહ્યું કે-"પ્રિયે! દેવવચન કદિ મિથ્યા થતું નથી, હવે પુત્રની ઘેર આવવાની આશાજ કરીશ નહિ. હવે તો આત્મચિંતા કર, કે જેથી સદ્ગતિ થાય."

આ પ્રમાણે વિચારીને તે દંપતી ધર્મકાર્યમાં તત્પર થયા. દાનાદિ ચારે પ્રકારનો ધર્મ યથાશક્તિ આરાધવા લાગ્યા, સાતે ક્ષેત્રમાં હર્ષપૂર્વક વિત્ત વાપરવા લાગ્યા. ઘરબાર સોંપવા માટે પ્રધાનપુરૂષોને કુમારને તેડવા મોકલ્યા, તોપણ તે આવ્યો નહિ. પછી ધર્મ આરાધીને પુત્રવિયોગથી શલ્ય સહિત તે દંપતી મૃત્યુ પામ્યા, તેનું પ્રેતકાર્ય કરવા માટે આખા નગરના લોકો એકઠા થયા, પણ ધર્મદત્ત આવ્યો નહિ. !! ઘેર એકલી ધર્મદત્ત ની પત્નીજ રહી. તે પણ સુકુળમાં જન્મેલી હોવાથી કેટલાક દિવસ સુધી તો ધન મોકલતી હતી રોકડું દ્રવ્ય પૂરૂં થઇ ગયું, ત્યાર પછી સાસરા અને પિયરના અલંકારો મોકલતી હતી. તે પણ મોકલાઇ ગયા. એટલે રૂપાના તથા પીતળના ભાજનો તેણે મોકલ્યા, કારણ કે કુળવંતી સ્ત્રીઓ પતિ તરફની પ્રીતિનો ત્યાગ કદિ પણ કરતી નથી. કહ્યું છે કે-"પંગુ, અંધ, કુબ્જ, કુષ્ટી, વ્યાધિથી પીડાયેલ, ધન રહિત અને આપદામાં આવી પડેલ પતિને પણ મહાસતી ત્યજતી નથી." હવે વેશ્યાની માતા અક્કાએ વાસણાદિ દેખીને જાણ્યું કે-'આના ઘરમાંથી હવે ધન ખાલી થઇ ગયું દેખાય છે, તેથી હવે આને કાઢી મૂકવો." તેમ વિચારીને તેણે દાસીને શિખવી રાખ્યું કે-"આ હવે નિર્ધન થઇ ગયો છે, તેથી તેના માથા ઉપર ધૂળ નાખવાના મિષથી તેને કાઢી મૂકવો." દાસીએ પણ ઘરનો કચરો વાળવાને સમયે ધર્મદત્તને કહ્યું કે-"તમે બહાર બેસો, ઘરમાં વાસીદુ કાઢવું છે." તે સાંભળીને તે

બહાર બેઠો. દાસીએ પણ શયનગૃહ પ્રમાર્જીને તેની ધૂળ કુમારના માથા ઉપર નાખી, ત્યારે કુમારે કોપપૂર્વક દાસીને કહ્યું કે—"અરે કુટિલા! હું અહીં બેઠો છું તે તું દેખતી નથી? શું બન્ને આંખે આંધળી થઇ ગઇ છો? દેખાતું નથી?" દાસીએ કહ્યું કે—"મારી આંખમાં અંધાપો આવ્યો નથી, પણ તારા હૃદયમાં અંધાપો આવી ગયો દેખાય છે! કારણકે નિર્ધન પુરૂષ વેશ્યાને ઘેર વિલાસને ઇચ્છે તે હૃદયાંધજ સમજવો. ગઈ કાલે તારે ઘેરથી ભાજનાદિક આવ્યા તે તેં દીઠા હતા કે નહિ? હવે અહીં રહેવાની આશા કરવી તે ફોકટ છે, ગમે ત્યાં જા, હવે આ ઘરમાં તને કોઇ રહેવા દેવાનું નથી." કહ્યું છે કેઃ—

वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसाः ।
निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टं नृपं मन्त्रिणः ॥
पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा दग्धं वनान्तं मृगाः ।
सर्वं कार्यवशाज्जनो ऽभिरमते तत् कस्य को वल्लभः ॥१॥

"વૃક્ષ ઉપરથી ફળ ઓછાં થઇ જાય ત્યારે પક્ષીઓ તેને ત્યજી દે છે, પાણી રહીત સરોવરને સારસ ત્યજી દે છે, નિર્દ્રવ્ય પુરૂષને ગણિકા, ભ્રષ્ટ નૃપને મંત્રીઓ, ચુસાઇ ગયેલા પુષ્પને ભ્રમરાઓ તથા બળેલ વનને મૃગલાઓ ત્યજી દે છે. બધા લોકો કાર્યવશ એક બીજાની સાથે રહે છે તેમાં કોણ કોનો વલ્લભ છે?"

આમ સમજીને અહીંથી બીજે સ્થળે ચાલ્યા જાઓ." તે સાંભળીને ધર્મદત્ત વિલખો થઇ ગયો. ને ત્યાંથી નીકળીને વિચારવા લાગ્યો કે—"અહો! વેશ્યાના સ્નેહને ધિક્કાર છે! કહ્યું છે કે—

અધમ મધ્યમ તેડે, અર્થ[1] લેતી ન જેડે,[2]
તરૂણ મનને ખેડે,[3] એકસ્યું એક ભેડે;[4]

૧ ધન. ૨ ન લાજે. ૩ આકર્ષે. ૪ ભેદ પડાવે. લડાવે.

પ્રિયશિર રજ[1] રેડે, વેશ પાડે ખભેડે,[2]
વિલગે જેહુની કેડે,[3] તેહનું નામ ફેડે.[4] ॥ ૧ ॥

कः कोपः का प्रीति–र्नटविटपुरुषहतासु वेश्यासु ।
रजकशिलातलसदृशं, यासां वदनं च जघनं च ॥२॥

'જે વેશ્યાઓનું મુખ અને જઘન ધોબીના શિલાતલ જેવું એટલે સર્વ કોઈ વાપરે તેવું છે, તેવી વેશ્યાઓ કે જેને નટવીટ પુરૂષો પણ તુચ્છકારે છે તેની ઉપર શો કોપ અને શી પ્રીતિ ?'

આ પ્રમાણે વિચારતો તે પોતાનેજ વારંવાર નિંદવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "હુ શાસ્ત્રનો અભ્યાસી છતાં પણ મૂર્ખ જડની માફક આનાથી ઠગાયો. આ પાપીણીને માટે વૃદ્ધ–સેવવા લાયક માતા પિતાની સેવા પણ ન કરી, નિર્લજ્જ થઇને વ્યવહાર પણ છોડી દીધો, કેવળ હું અપયશનોજ ભાજન થયો, હવે કેવી રીતે શાહુકારોની વચ્ચે હુ મ્હોડુ દેખાડીશ ?" આ પ્રમાણે પોતાનું અજ્ઞાન વારંવાર સ્મરતો અને શ્રીપતિના ઘરની પૃચ્છા કરતો તે ઘેર આવ્યો. ઘર શિથિલ થઇ ગયેલું અને પડી ગયેલું દેખાયું અને પાડોશી પાસેથી માબાપના મૃત્યુ પામ્યાના ખબર સાંભળ્યા; તે સાંભળીને તે અત્યંત ખેદ પામ્યો અને ઉદાસીન મનવાળો થઇને ઘરમાં ગયો, ત્યાં આગળ એક ખુણામાં માંચી ઉપર બેઠેલી પોતાની પત્નીને સુતર કાંતતી તેણે જોઇ; કારણ કે પ્રિય પતિથી ત્યજાયેલી અબળાઓની તેના ઉપરજ આજીવિકા હોય છે. પછી તેણીએ પણ તેને જોઈને અનુમાનથી પોતાના પતિ તરીકે ઓળખ્યા. કુળવંતી સ્ત્રીના લક્ષણ આ પ્રમાણે કહેલ છે.

प्रहृष्टमानसा नित्यं, स्थानमानविचक्षणा ।
भर्तुः प्रीतिकरा नित्यं, सा नारी न परा८परा ॥१॥

૧ ધૂળ નાખે. ૨ અપમાન કરે. ૩ જેની પાછળ લાગે. ૪ નાશ કરે.

'આનંદિત મનથી હમેશાં પતિનુ સ્થાન તથા માન જોયા કરે અને હમેશાં ભર્તારને પ્રીતિ ઉત્પન્ન કરનાર થાય તેજ નારી, બીજી નારીજ નહિ.'

પછી તેણીએ બહુમાનથી તેને ભદ્રાસન આપ્યું, ત્યાં તે બેઠો. ઘરની બધી સ્થિતિ પૂછી. તેણીએ પણ જેવો બન્યો હતો તેવો બધો વૃત્તાંત તેની આગળ કહી સંભળાવ્યો, તેથી દુઃખી થઇને તે વિચારવા લાગ્યો કે—

सौरभ्याय भवन्त्येके, नन्दना चंदना इव ।
मूलोच्छित्यै कुलस्याऽन्ये, वालका वालका इव ॥१॥

'કેટલાક પુત્રો ચંદનની જેમ કુટુંબને શોભા આપનાર થાય છે, ત્યારે બીજા વળી વાલકની જેમ કુળનું મૂળથી છેદન કરનાર થાય છે.'

स एव रम्यः पुत्रो यः, कुलमेव न केवलम् ।
पितुः कीर्तिं च धर्मं च, गुरुणां चाऽपि वर्धयेत् ॥२॥

'તેજ ખરો સુંદર પુત્ર છે કે જે કેવળ કુળનેજ નહિ પણ બાપની કીર્તિને, ગુરૂને તથા ધર્મને પણ વધારે છે'

આ પ્રમાણે ખેદ કરતો જોઇને તેની પત્નીએ તેને કહ્યું કે—"સ્વામિન્! હવે શોક કરવાથી શું ફાયદો? કહ્યું છે કે—

का मुंडित्ते मूर्ध्नि मुहूर्तपृच्छा?, गते च जीवे कील का चिकित्सा? ।
पक्के घटे का विघटा घटन्ते?, प्रतिक्रिया काऽऽयुषि बद्धपूर्वे ॥१॥

'માથુ મુંડાવ્યા પછી મુહૂર્તની પૃચ્છા શા કામની? જીવ ગયા પછી ચિકિત્સા શા કામની? પાકા ઘડા ઉપર કાંઠા કેવી રીતે ચઢે? અને આયુષ્ય બંધાયા પછી તેમાં ફેરફાર કેવી રીતે થાય?'

તેથી હે પ્રાણેશ! હજુ પણ જો તમે સાવધાન થશો, તો સર્વ સારૂં થશે." પતિએ કહ્યું—"પ્રિયે! દ્રવ્ય વિના સાવધાન

થઈને પણ શું કરીશ ?" કહ્યું છે કે—

धनैर्दुष्कुलीनाः कुलिना भवन्ति, धनैरापदं मानवा निस्तरन्ति।
धनेभ्यः परो बांधवो नास्ति लोके, धनान्यर्जयध्वं धनान्यर्जयध्वम् ॥१॥

'ધનથી દુષ્કુલિન હોય તે કુલીન થાય છે, ધનવડે માણસો આપદા તરી જાય છે, ધન જેવો બીજો કોઇ બાંધવ આ લોકમાં નથી, તેથી ધન ઉપાર્જન કરો, ધન ઉપાર્જન કરો.'

તેણીએ કહ્યું—"સ્વામિન્ ! સ્નાન ભોજનાદિ તો કરો, પછી તેનો ઉપાય હું બતાવીશ." તેણે વિચાર્યું કે—"આ કાંઇ નિધાનાદિ મને બતાવશે." પછી તેણે સ્નાન કરીને ભોજન કર્યું અને બેઠો. થોડીવાર વિચાર કરીને કહ્યું કે—"પ્રિયે ! હવે ઉપાય બતાવ." તે વખતે તેણીએ પોતાના લક્ષમૂલ્યના આભારણ મધ્યેથી પચાસ હજારના આભરણો તેને અર્પણ કર્યાં; તે દેખીને તે આનંદ પામ્યો અને વિચારવા લાગ્યો કે :—"કુળવંત સ્ત્રીઓનાં લક્ષણો વિપત્તિ સમયેજ માલુમ પડે છે. કારણ કે—

जानीयात् प्रेषणे भृत्यान्, बान्धवान् व्यसनागमे।
आपत्कालेषु मित्राणि, भार्यां च विभवक्षये ॥१॥

"કામ પડયે નોકરોની, દુઃખ આવ્યે બાંધવોની, આપત્તિમાં મિત્રની અને વૈભવનો ક્ષય થાય ત્યારે પત્નીની ખબર પડે છે."

અહો ! આનો સ્નેહ સંબંધ કેવો ઉચ્ચ છે ?" પછી તે દ્રવ્ય વડે ધર્મદત્ત વ્યાપાર કરવા લાગ્યો, પણ કોટિધ્વજનો પુત્ર હોવાથી થોડા દ્રવ્યવડે વ્યાપાર કરવાથી લોકોનાં આવાં વચનો તેને સાંભળવાં પડતાં હતાં કે—"અરે આ ધર્મદત્ત આટલો થોડો વ્યાપાર કેમ કરે છે ? પણ દ્રવ્યનો નાશ થાય ત્યારે શું કરે ? પહેલાં આના બાપના વખતમાં તો એક સાથે કરોડોની કિંમતના કરિ-

યાણાની લેવડદેવડ ચાલતી હતી, હાલ તો અવસરને અનુકૂળ વ્યાપાર કરે છે." આ પ્રમાણે લોકોની વાતો સાંભળીને તે મનમાં લજવાતો અને બોલતો કે :–હું પિતા કરતા અતિશય પુન્યહીન દેખાઉં છું, તે મારા દોષથીજ થયો છું."

એક દિવસ ઉદાસ થઇ ઘેર જઇને તેણે સ્વપત્નીને કહ્યું કે–"પ્રિયે! હું વ્યાપાર કરવા માટે સમુદ્ર રસ્તે જવા ઇચ્છું છું." કહ્યું છે કે–શેરડીનું ક્ષેત્ર, સમુદ્ર, જાતિવંત પાષાણ તથા રાજાની કૃપા તે દારિદ્રયનો શિઘ્રતાથી નાશ કરે છે." તેણીએ કહ્યું કે–"વહાલા! સમુદ્ર ગમન અતિ દુષ્કર છે અને દ્રવ્યની પ્રાપ્તિ તો સર્વ સ્થળે પુન્યાનુસારેજ થાય છે; સમુદ્રમાં સમુદ્ર જેટલું, સરોવરમાં સરોવર જેટલું, અને ઘડામાં ઘડા જેટલુંજ પાણી સમાય છે." આ પ્રમાણેનાં પત્નીનાં વચનો સાંભળીને ધર્મદત્તે કહ્યું કે:—

विद्या वित्तं च सत्त्वं च, तावन्नाप्नोति मानवः।
यावद् भ्रमति नो भूमौ, देशाद् देशान्तरं भृशम् ॥१॥

'જ્યાં સુધી એક દેશથી બીજા દેશમાં તેમજ જુદી જુદી ભૂમિમાં માણસ ભમતો નથી, ત્યાં સુધી વિદ્યા, ધન તથા બળ તે મેળવી શકતો નથી.'

તેથી સમુદ્ર તરીને હું અન્ય દેશમાં જઇશ. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી બંધાયેલ હોય તે તો તેનું તેજ રહે છે, પણ અન્ય દ્રવ્યાદિનો સંયોગ થતા ભાગ્ય ફળે છે, નહિ તો ફળતું નથી; તેથી તે ક્ષેત્રમાં જે પ્રાપ્ત થવાનું હોય તે અહીં કેવી રીતે મળે." આ પ્રમાણે તેણે પ્રિયાને ઉત્તર આપીને અને સ્વજનાદિકને ઘર સાચવવાનું કહીને તે તે દેશને લાયક કરિયાણા લઇ એક વહાણ તૈયાર કરાવીને તેના ઉપર તે બેઠો. પ્રથમ કર્કોટક દ્વીપ તરફ વ-

હાણ ચલાવ્યું. સુખે સુખે તેઓ જતા હતા, તેવામાં એક દિવસે પ્રતિકૂળ પવનના યોગથી વહાણ ભાંગી ગયું, પરંતુ ધર્મદત્તનાં હાથમાં એક પાટિયું આવી ગયું, તેના આધારથી સમુદ્રને ઓળંગીને પત્નીની શિખામણ સંભારતો કેટલેક દિવસે તે કિનારે આવ્યો; પછી બહાર નીકળીને ભયંકર સમુદ્રને જોતો તૃષિત થયેલો તે બોલ્યો કે—

वेलोल्लालितकल्लोल !, धिक् ते सागर ! गर्जितम् ।
यस्य तीरे तृषाक्रान्तः, पान्थः पृच्छति कूपिकाम् ॥१॥

'ભરતીની છોળોથી કલ્લોલને ઉછાળતા હે સાગર ! તને ધિક્કાર છે, કે જેને કિનારે ઉભા રહેલા તૃષાતુર મુસાફરને કુવો શોધવો પડે છે.[१]'

આ પ્રમાણે કહીને પાણી માટે કાંઠા ઉપરના વનમાં ભટકતાં એક જળથી ભરેલ તળાવ જોઇને તે આનંદ પામ્યો. અને વિચારવા લાગ્યો કે—

पृथिव्यां त्रीणि रत्नानि, जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखंडेषु, रत्नसंज्ञा विधीयते ॥ १ ॥

'પૃથ્વીમાં ત્રણ રત્નોજ ખરા છે, જળ, અન્ન અને સુભાષિત. પાષાણના ટુકડામાં રત્નની સંજ્ઞા તો મૂઢ લોકોજ લગાડે છે.'

પછી વસ્ત્રવડે ગળીને તેણે મીઠું જળ પીધું અને તેના કાંઠા ઉપરના વૃક્ષોની છાયા નીચે સમુદ્ર ઉલ્લંઘનથી લાગેલ શ્રમથી વિધિચિંતા કરતો તે બેઠો. નિદ્રાથી તેના નેત્ર મળી ગયા, તે ઉંઘી ગયો. તેવામાં કોઈએ તેને ઉપાડ્યો. તે જાગી ગયો, અને પોતાને ઉપાડેલ જાણીને તે જોવા લાગ્યો, ત્યારે એક મોટા શરીરવાળા ભયંકર રાક્ષસને જોઈને તે ભય પામ્યો, અને આંખો વીં-

૧ અનાથની કૃપણ પ્રત્યેની ઉક્તિ પણ આવીજ હોય છે.

ચીને તે વિચારવા લાગ્યો કે—"અહો! કર્મની વિચિત્ર અને દુર્નિવાર્ય ગતિ છે. કહ્યું છે કે.—

छित्त्वा पाशमपास्य कूटरचनां भङ्क्त्वा बलाद् वागुरां।
पर्यंताऽग्निशिखाकलापजटिलाद् निःसृत्य दूरं वनात्॥
व्याधानां शरगोचरादतिजवेनोत्प्लुत्य धावन् मृगः।
कूपान्तः पतितः करोति विमुखे किं वा विधौ पौरुषम्? ।१।

'કૂટ રચનાવાળા પાશને છેદીને, બળથી જાળને તોડીને મૃગલો ભાગ્યો, અગ્નિશિખાથી ભયંકર વનમાં તે આવ્યો, ત્યાંથી પણ ભાગ્યો, તેવામાં પારાધીએ બાણ માર્યું, તેમાંથી પણ અતિ ઉતાવળથી દોડીને છૂટી ગયો, તો તે કુવામાં પડ્યો. જ્યારે દૈવ વાંકો થયો હોય ત્યારે ઉદ્યમ શું કરી શકે?' વળી કહ્યુ છે કે—

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके।
वाच्छन् देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः॥
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः।
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रापदां भाजनम्।१।

'માથામાં જેને ખાલ (તાલ) પડી છે તેવો કોઈ એક પુરૂષ સૂર્યના તાપથી સંતપ્ત થયેલો શીળામાં જવાની ઈચ્છાથી વિધિયોગે એક તાલવૃક્ષની નીચે ગયો, તો ત્યાં એક મોટુ તાડનું ફળ તેના માથા ઉપર પડ્યું અને મોટા અવાજ કરીને તેનું માથું ભાંગી નાખ્યું. ઘણુ કરીને ભાગ્ય રહિત પુરૂષ જ્યાં જાય છે ત્યાં તે આપત્તિનુંજ ભાજન થાય છે!'

'તે પ્રમાણે જ્યારે હું સમુદ્રમાંથી નીકળ્યો ત્યારે રાક્ષસના પંજામાં પડ્યો, તેથી હવે હું શું કરૂં? હવે જે થવાનું હોય તે થાઓ, બીવાથી શું? કહ્યુ છે કે—જ્યાંસુધી ભય ન આવ્યો હોય ત્યાં સુધીજ તેનાથી બીવું, ભયને આવેલો જોઈને નહિ બીધેલા થઈને

ભયને મટાડવાનોજ પ્રયત્ન કરવો; કારણકે જે જિનેશ્વરે-કેવળી ભગવંતે દીઠું હોય છે તેજ બને છે." આ પ્રમાણે દ્રઢ ચિતવાળો થઇને તે વિચાર કરતો હતો એટલામાં તો કોઈ સ્થળે પોતાને મૂકયો છે તેમ જાણીને આંખો ઉઘાડીને તે આમતેમ જોવા લાગ્યો તો તેણે રાક્ષસને દીઠો નહિ; પરંતુ વૃક્ષની છાયા નીચે બેઠેલી એક દિવ્ય રૂપવાળી કન્યા તેણે જોઇ; તેને જોઇને તે વિસ્મિત થઇ વિચારવા લાગ્યો કે-" શું રાક્ષસ કન્યારૂપ થઈ ગયો ? અથવા આ કોઇ બીજી કન્યા છે ? આ શું પાતાળકુમારી છે ? ખેચરી છે ? અથવા દેવી છે ?" આ પ્રમાણે વિચારીને સાહસ ધારણ કરી તે બોલ્યો કે-"અરે બાળા ! તું કોણ છો ?" તેણીએ પૂછ્યું કે-" તમે કોણ છો ?" કુમારે કહ્યું કે-" હું માણસ છું." તેણીએ કહ્યું-" હું પણ માણસ છું." ધનદત્તે પૂછ્યું કે-" શા માટે આ વિષમ વનમાં એકલી રહે છે ?" તેણીએ કહ્યું કે-"દૈવની ગતિ વિચિત્ર છે. કહ્યું છે કે—

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्मांडभांडोदरे,<br>
विष्णुर्येन दशावतारगहने क्षिप्तः सदा संकटे ।<br>
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारित्तः,<br>
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ।१।

'જે કર્મે બ્રહ્માને કુંભારની માફક બ્રહ્માંડરૂપી પાત્રો બનાવનાર કર્યો, જેનાવડે વિષ્ણુને દશ અવતારરૂપી ગહન સંકટમાં પડવું પડયું, જે કર્મે હાથમાં ખોપરી લઇને રૂદ્રને ભિક્ષા મંગાવી અને જે કર્મવડે સૂર્યને હમેશાં આકાશમાં ભટકવું પડે છે તે કર્મને નમસ્કાર છે."

अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।<br>
विधिरेव तानि घटयति, यानि पुमान्नैव चिन्तयति ॥ १ ॥

'વિધિ અઘટિત ઘટના ઘટાવે છે, સુઘટિત ઘટનાને જર્જરીભૂત કરી નાખે છે; જે ઘટનાનો પુરૂષ વિચાર પણ કરી શકતો નથી તેવી ઘટનાઓ વિધિ ઘટાવે છે.'

તેણે કહ્યું–"તે કેવી રીતે બન્યું ?" તે બોલી "સાંભળો:—

"સિંહલદ્વીપમાં કમળપુર નામે નગર છે. ત્યાં યથાર્થ નામવાળો ધનસાગર શ્રેષ્ઠી રહેતો હતો. તેને ધનશ્રી નામે પ્રિયા હતી, તેની હું પુત્રી છું. માબાપને પ્રાણથી પણ વધારે વહાલી હતી. હું અનુક્રમે મોટી થઇ અને યૌવનવય પામી. તે વખતે પિતાએ વિચાર્યું કે–"આને અનુરૂપ શ્રેષ્ઠીપુત્ર શોધવો, વળી આ મારી પુત્રી તેનેજ આપવી કે જેની જન્મપત્રિકા આ પુત્રીની જન્મપત્રિકા સાથે રાશી, ગણ, વર્ગ, નાડી, સ્વામી વિગેરેથી સરખી હોય તથા જે ભાગ્યવાળો હોય, તેની સાથે આ પુત્રીને જોડવી–પરણાવવી." આ પ્રમાણે વિચારીને ઘણા શ્રેષ્ઠીપુત્રોની જન્મપત્રિકા તેઓએ જોઈ; પણ કોઈ સાથે નવે સ્થાનકનો મેળ મળ્યો નહિ.

એક દિવસે ચંદ્રપુરથી એક જ્યોતિર્વિદ્ ગણિતશાસ્ત્રી આવ્યો; તેનો મારા પિતા સાથે મેળાપ થયો, તેને જ્યોતિષી જાણીને પાસે ઉભેલ મને ઉદ્દેશીને મારા પિતાએ પૂછ્યું કે–"આ મારી પુત્રી છે, તેની જન્મપત્રિકા સાથે ઘણાની જન્મપત્રિકા મેળવતાં બધામા વિરોધી ગ્રહો દેખાય છે, આને અનુકૂળ ગ્રહોવાળી કોઇની જન્મપત્રિકા જણાતી નથી. તો આપના ધ્યાનમાં કોઈ આને અનુકળ ગ્રહોવાળી જન્મપત્રિકાવાળો વર છે? હોય તો કહો." ત્યારે તે જ્યોતિષીએ તેની જન્મપત્રિકા જોઇને કહ્યું કે–"શ્રેષ્ઠિન્ ચંદ્રપુરમા શ્રીપતિ શ્રેષ્ઠીનો પુત્ર ધર્મદત્ત નામે છે, તેની જન્મપત્રિકા મેં કરેલી છે, તેના જન્માક્ષરોની સાથે આ જન્માક્ષર બધી રીતે મળતા આવે છે." પછી ભોજપત્ર ઉપર તેની જન્મ-

પત્રિકા લખીને દેખાડી. મારા પિતા પણ તે જોઈને બહુ રાજી થયા; પરંતુ તેના ભાગ્યોદયનો નાશ થયેલો દેખીને તે ખિન્ન થયા, તે જોઇને તે જ્યોતિષી બોલ્યો કે–'આ ધર્મદત્ત સોળ કોટી સુવર્ણનો સ્વામી થશે, તેમાં જરાપણ સંદેહ નથી.' તે સાંભળીને શ્રેષ્ઠીએ કહ્યું કે–" તેની સાથે આ મારી પુત્રીને પરણાવવા ધારૂં છું. કહ્યું છે કે—

कुलं च शीलं च सनाथता च, विद्या च वित्तं च वपुर्वयश्च ।
वरे गुणाः सप्त विलोकनीया–स्ततः परं भाग्यवशा हि कन्या ॥

'કુળ, શીળ, સનાથતા, વિદ્યા, વિત્ત, શરીર અને વય એ સાત ગુણો વરમાં જોવા પછી તો કન્યાનું જોવું નશીબ.' વળી કહ્યું છે કે–"મૂર્ખ, નિર્ધન, દૂર રહેલ, શૂર, મોક્ષનો અભિલાષી અને કન્યાથી ત્રણ ગણી વધારે ઉમરવાળાને કન્યા આપવી નહિ."

પછી તે જ્યોતિષીએ લગ્ન જોયું અને નિર્ણય કરીને કહ્યું કે–" આ વર્ષમાં શુદ્ધ અને અઢારે દોષોથી રહિત એવો એકજ લગ્નનો સમય છે, તે માહ શુદિ પંચમીને દિવસે બે પહોર ઓછેરા દિવસ ચઢે તે વખતે છે." શ્રેષ્ઠીએ કહ્યું કે–"તે લગ્નને તો બહુ થોડા દિવસ આડા છે. તેને આમંત્રણ કરીએ, તે સ્વીકારે ને અહીં આવે તેટલો પણ સમય નથી; પરંતુ આવું સારૂં લગ્ન જવા દેવું નહિ, તેથી પુત્રીને લઈને હુંજ ત્યાં જાઉં." આમ કહીને તે જ્યોતિષીને પ્રીતિપૂર્વક ઘણું દાન આપીને વિસર્જન કર્યો; પછી વહાણ તૈયાર કરાવી પોતાની સ્ત્રી તથા પુત્રીને સાથે લઈને તે વહાણમાં બેઠો. પ્રવહણ પણ પવનથી પ્રેરાયેલું શીઘ્ર ગતિથી ચાલવા લાગ્યું. અનુક્રમે અર્ધે રસ્તે ગયા, તેવામાં દૈવયોગથી પ્રતિકૂળ પવનને લઇને વહાણ ખડકસાથે અથડાવાથી ભાંગી ગયું. આયુષ્યના સંબંધથી મને પાટિયું હાથમાં આવી ગયું, તેના આધારથી તરીને સાતમે

દિવસે હું કાંઠે આવી. વનના મધ્ય ભાગમાં સરોવરનું જળ પીને શ્રમથી ખિન્ન થયેલી વૃક્ષની નીચે હું સુતી હતી, તેવામાં રાક્ષસે ઉપાડીને મને અહીં મૂકી; પછી મને ભયથી કંપતી દેખીને રાક્ષસે કહ્યુ કે–"તું બીશ નહિ. સાત દિવસથી હું ભુખ્યો છુ, તો પણ મને તને જોઇને દયા આવી છે, તેથી જ્યાં સુધી બીજું ભક્ષ્ય મળી જશે ત્યાં સુધી તને હુ ખાઇશ નહિ." આમ કહીને તે ચાલ્યો ગયો; પછી તે તમને પકડી લાવ્યો. હે સત્ પુરૂષ! તમને જોઇને હું વિચારતી હતી કે–' અરે વિધાતા ! મને કેવી અભાગ્યવતી નીપજાવી છે ? પ્રથમ પિતાદિકનો વિયોગ જોયો; હવે આ પુરૂષના વિનાશનો સમય જોવા માટે મને અત્રે લાવીને જીવતી રાખી.' આમ કહીને ફરીથી તેણે પૂછ્યુ કે–"હે સત્પુરૂષ! તમે કયાંથી આવો છો? સાચુ કહેજો." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને ધર્મદત્ત હસીને બોલ્યો કે–"ભદ્રે!જેને તું પરણવાની હતી તેજ હું છું. મારૂ નામ, સ્થાન વિગેરે તેંજ કહેલું છે, તેથી હું શું કહું?" તે સાંભળીને તે કન્યા સંભ્રાંત થઈ, તેવામાં તેની વામ ભુજા ફરકી, તેથી તેણી રાજી થઇને વિચારવા લાગી કે–"આ શુભ ઉદય સૂચવનાર ચિન્હ છે, તેથી આ ઇષ્ટનો સંયોગ પણ કુશળપણુંજ સૂચવે છે, પરંતુ તેનું રહસ્ય તો કેવળી ભગવંતજ જાણી શકે છે."આ પ્રમાણે વિચારીને તે ધીરજ પામી અને 'આ મારા ધારેલા પતિ ધર્મદત્તને વિધાતાએ મેળવી આપ્યો.' તેમ નિશ્ચય કરીને તેણી તેનાથી લજ્જા પામી. ધર્મદત્તે કહ્યું કે–"હે ભદ્રે ! જો કે આપણો યોગ દૈવે કોઈ પણ રીતે મેળવ્યો છે, પરંતુ વિચારીને કહે કે તે લગ્નનો દિવસ કયે વખતે કહેલો છે?" તેણે પણ યાદ લાવી વ્યતીત દિવસોનો નિર્ણય કરીને કહ્યુ કે–"તે દિવસ તો આજનોજ છે. સમય પણ અત્યારનોજ છે." તેણે કહ્યું કે–"તો પછી

કલ્યાણનો સમય કોણ મૂકે ?". તેણીએ કહ્યું કે—"તેમજ થાઓ." પછી ધનદત્ત તેણીને સારા યોગમાં પરણ્યો.

પછી તેણીએ કહ્યુ કે—"પ્રાણેશ! મારૂં પાણિગ્રહણ તો આપે કર્યું ઘણા દિવસનું ધારેલ કાર્ય સિદ્ધ થયું, પરંતુ રાક્ષસની બીક તો હજુ જેવી ને તેવીજ ઉભી છે." તેણે કહ્યું કે—"તે રાક્ષસ ક્યાં છે ?" તેણીએ કહ્યુ કે—"તે સરોવરમાં સ્નાન કરીને ખડ્ગ બાજુમાં મૂકી દેવાર્ચા કરતો કોઇ દેવની સ્તવના કરે છે. તે દેવસેવા પૂર્ણ થતાં સુધી મરણાંતે પણ સેવા છોડતો નથી." ત્યારે ધર્મદત્તે કહ્યુ કે—"હું ત્યાં જઇને રાક્ષસને હણી નાખું." તેણીએ કહ્યું કે—"જો એટલુ ધૈર્ય હોય તો તે માટે આજ સમય યોગ્ય છે." એમ સાંભળીને ધર્મદત્ત ઉઠ્યો અને ચાલ્યો. પછવાડે તે સ્ત્રી પણ ધીમે ધીમે ચાલી. ધર્મદત્તે દૂરથીજ સેવા કરતા તે રાક્ષસને દીઠો; એટલે તે ન દેખે તેવી રીતે ધીમે ધીમે પગ મૂકતો તેની પછવાડે ગયો અને અચાનક તેનુ ખડ્ગ ઉપાડી લઈને, ધૈર્ય ધારણ કરી તેની સન્મુખ આવીને તેણે હાક મારી કે—"અરે પાપીષ્ટ ! અરે બહુ જીવ ઘાતક ! આજે તારા પાપનો ઉદય થયો છે, તને હવે છોડીશ નહિ, મારીજ નાખીશ, માટે સાવધાન થઇ જા." તે સાંભળીને રાક્ષસ કોપાક્રાંત થઇને ઉઠવા જતો હતો તેવામાં તેજ ખડ્ગવડે ધર્મદત્તે તેને મારી નાખ્યો તે દેખીને ચમત્કાર પામેલી ધનવતીએ તેના હાથની પુષ્પવડે પુજા કરી, પછી ત્યાંથી તે બંને જણા નિઃશંકપણે વનમાં ફરવા લાગ્યા અને તેમાં ઉત્પન્ન થયેલા કદલી, દ્રાક્ષ, જાંબુ વિગેરે ફળોનો આહાર કરતાં યુગલીઆની જેમ સુખેથી રહેવા લાગ્યા. એક દિવસ ધનવતીએ તેમને કહ્યુ કે—"પ્રાણેશ ! ધર્મ વિના આપણો જન્મ નિરર્થક ચાલ્યો જાય છે." કહ્યુ છે કે—

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तइ ।
अहमं कुणमाणस्स, अहला जन्ति यासो ॥ १ ॥

'જે જે રાત્રીઓ જાય છે તે પાછી આવતી નથી, અધર્મને આચરતાં અથવા ધર્મને નહીં આચરતાં, જે જે રાત્રીઓ જાય છે તે બધી નિષ્ફળ સમજવી.' વળી કહ્યું છે કે –

येपां न विद्या न तपो न दानं, ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता, मनुष्यरुपेण मृगाश्चरन्ति ॥ १ ॥

'જેની પાસે વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ, કે ધર્મ નથી તે બધા આ મૃત્યુલોકમાં ભારભૂત છે અને મનુષ્યના રૂપમાં તે મૃગોની જેવા જ ચરે છે'. માટે હે સ્વામી! આપણી નિવાસભૂમિમાં જઈએ તો ઉત્તમ થાય, ત્યાં જઈએ તો દેવ ગુરૂ વિગેરેનાં દર્શન થાય અને ધર્મ પણ થઇ શકે. કહ્યું છે કે :–

यस्मिन् देशे न सन्मानं, न वृत्तिर्न च बांधवाः ।
न च विद्यागमं कश्चित्, न तत्र दिवसं वसेत् ॥ १ ॥

'જે સ્થળમાં સન્માન, આજીવિકા, બાંધવો તથા વિદ્યાગમ[1] ન થાય તે સ્થળમાં એક દિવસ પણ રહેવું નહિ.'

પછી તે બન્ને તે સ્થાનેથી ચાલ્યા. અનુક્રમે કાશ્મીર દેશમાં ચંદ્રપુર નગરની પાસેના વનમાં આવ્યા. સંધ્યાકાળ થવા આવેલો હોવાથી વનના મધ્ય ભાગમાં થાકી ગયેલા તેઓ સુતા અને નિદ્રાવશ થયા. ધર્મદત્ત પાછલી રાત્રે સુર્યોદયની પહેલાં જાગી ગયો અને લીલાવતી પ્રિયાને જગાડતાં બોલવા લાગ્યો કે -

प्रोज्जृम्भते परिमलः कमलावलीना, [illegible] ताम्रचूडः ।
शृंगं पवित्रयति मेरुगिरेः विवस्वान्, [illegible] रजनी जगाम ॥

१ વિદ્યા મળે તેવુ ન હોય.

"કમલની આવળીનો પરિમલ આસપાસ ફેલાવા માંડ્યો છે, વૃક્ષો ઉપર કુકડાઓ બોલવા માંડ્યા છે, સૂર્ય મેરૂપર્વતના શિખરને પવિત્ર કરે છે; તેથી હે સુનયને ! હવે ઉઠ, રાત્રી પૂર્ણ થઇ ગઇ છે.'

આ પ્રમાણે બોલાવી પણ તે બોલી નહી; વળી થોડીવાર રાહ જોઇને તે બોલ્યો કે—" આ હરિણો તૃણ ભક્ષણ કરવા જાય છે, પક્ષીઓ પણ ચારો કરવા માટે જાય છે, વળી માર્ગ પણ સુખેથી ચલાય તેવો અને શીતળ થયો છે, તેથી હે પ્રિયતમે ! તું ઉઠ, રાત્રી પૂર્ણ થઈ ગઇ છે." આમ કહ્યું તો પણ ધનવતી બોલી નહિ, તેથી તેની સન્મુખ થઈને તે તેની સામું જોવા લાગ્યો, ત્યાં તેને સુતેલી દીઠી નહિ, એટલે થોડીવાર રાહ જોઇને તે બોલ્યો કે—"હે પ્રિયે ! આવ આવ!" પણ કોઈ આવ્યું નહિ; પછી ઉઠીને આસપાસ જોયું, તો કોઇ સ્થળે તેને દીઠી નહિ. તેના પગલાં પણ પડેલાં જોયાં નહિ; તેથી મનમાં ચિંતા થવા લાગી. વનમાં ભટકી ભટકીને થાક્યો પરંતુ કોઇ સ્થળે, તેનો પત્તો લાગ્યો નહિ. ત્યારે પ્રિયાના વિયોગથી મૂઢ થયેલ તે બોલવા લાગ્યો કે—"અરે હંસો ! અરે હરિણો ! રે ચંપક ! રે અશોક ! રે સહકાર ! મારી પ્રિયાની શોધ કરી આપો, તેને બતાવો." આમ બોલતો સ્નેહથી વ્યાકુળ થઇ જઇને તે ફરતો હતો અને વાર વાર સુવાને સ્થળે આવીને તે જોતો હતો.'આ જગતમાં મોહને જીતવો મુશ્કેલ છે.'

આ પ્રમાણે સ્નેહથી મૂઢ થયેલ તે આમતેમ ભટકતો હતો અને વિચારતો હતો કે—" જે સેંકડો મનોરથોને પણ અગોચર છે, જેને કવિની વાણી પણ સ્પર્શી શકતી નથી, જે સ્વપ્નમાં પણ દુર્લભ છે, તેવાં કાર્યો પણ વિધિ લીલામાત્રમાં બનાવે છે." વળી કહ્યું છે કે—" પુન્યવંત અથવા પાપી પ્રાણી દેશ દેશાંતરમાં ગમે ત્યાં જાય, પરંતુ સંપદા અને વિપદા તો તેની પહેલાંજ ત્યાં

જાય છે.” આ પ્રમાણે વિચારીને ‘ હું હવે ઘેર જાઉં ’ એમ વિચારી તે ચંદ્રપુર તરફ ચાલ્યો. પુરદ્વારમાં પ્રવેશ કરતો હતો, તે વામાં ફરીથી તેના મનમાં ચિંતા થઇ કે–“ અરે મૂઢબુદ્ધિ ધમંદત્ત ! શું કરે છે ? ક્યાં જાય છે ? પહેલાં તો ભોગમાં લંપટ થઇને તેં બાપના ધનને ગુમાવ્યું. અહો ! તારી મૂઢતા કેવી છે ? માબાપના મરણને પણ તે જાણ્યું નહિ; ત્યાર પછી એક નિર્લંજ્જ નિઃસ્નેહ સ્વભાવવાળી સાધારણ સ્ત્રીએ ( વેશ્યાએ ) અપમાન કરીને તને કાઢી મૂકયો, ત્યારે તુ ઘેર આવ્યો તારી કુલવતી પત્નીએ પચાસ હજાર દ્રવ્ય તને આપ્યું, તે પણ પોતાની કુબુદ્ધિથી તે ગુમાવ્યુ ! ! હવે વળી ઘેર જઇને તું તારૂં મુખ શું દેખાડીશ ? જો નિર્લજ્જ થઇને ઘરમાં જઇશ તો સ્વજનો અને પરજનો નિર્ધન, ભાગ્યહીન તથા મૂર્ખના શેખર એવા તને હસશે. તેનાં વચનો તું કેવી રીતે સહન કરી શકીશ ? કહ્યુ છે કે—

वरं वन व्याघ्रगजेन्द्रसेवितं, द्रुमालयः पत्रफलाऽम्बुभोजनम् ।
तृणानि शय्या वसन चं वल्कलं, न वधुमध्ये धनहीनजीवनम् ॥१॥

‘વાઘ અને હાથીઓથી સેવાયેલ વનમાં વાસ, ઝાડના કુંપળ, પત્ર ફળ અને પાણીનું ભોજન, તૃણની શય્યા ને વલ્કલનાં વસ્ત્રો–તે બધું સારૂં, પણ ધન વગર બંધુઓની વચ્ચે રહેવું તે સારૂ નહિ.’

તેથી હમણા તો વનમાં રહેવું તેજ ઉત્તમ છે.” આ પ્રમાણે નિશ્ચય કરી પાછો વળીને તે વનમા ગયો. પછી ફળ તથા જળના આહારથી તે પ્રાણવૃત્તિ કરવા લાગ્યો. આ પ્રમાણે વનમાં રહેતાં એક દિવસ એક વિદ્યાસિદ્ધ યોગીએ તેને દીઠો. તેને સુલક્ષણવંત જાણીને તે યોગી બોલ્યો કે–“ભાઇ ! તું ચિંતાતુર કેમ દેખાય છે ?” તેણે કહ્યું કે–“ નિર્ધનને નિશ્ચિંતપણું કયાથી હોય ? ” કહ્યું છે કે—

निर्द्रव्यो ह्रियमेति ह्रीपरीगतः प्रभ्रश्यते तेजसा,
निस्तेजाः परिभूयते परिभवाद् निर्वेदमागच्छति ।
निर्विण्णः शुचमेति शोकसहितो बुध्येः परिभ्रश्यते ।
निर्बुद्धिः क्षयमेत्यहो अधनता सर्वापदामास्पदम् ॥१॥

'નિર્ધનને લાજ આવે છે, લાજથી તેજ જાય છે, તેજ ચાલ્યું જવાથી પરાભવ પામે છે, પરાભવથી ખેદ પામે છે, ખેદથી શોક પામે છે, શોકથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી મૃત્યુ થાય છે અહો ! નિર્ધનતા સર્વ આપદાનું મૂળ છે.'

जीवन्तोपि मृताः पंच, व्यासेन परिकीर्तिताः ।
दरिद्रो व्याधितो मूर्खः, प्रवासी नित्यसेवकः ॥ १ ॥

'વ્યાસ ભગવાને દરિદ્રી, વ્યાધિગ્રસ્ત, મૂર્ખ, નિત્ય પ્રવાસી અને સદા નોકરી કરનારને જીવતાં છતાં પણ મરણ પામેલા કહ્યા છે.'

આ પ્રમાણે સાંભળીને તે યોગી બોલ્યો કે—" અહો ! હું દારિદ્ર્ય કંદ કુદ્દાલ[1]" એવું બિરૂદ ધારણ કરૂં છું, તેથી હું એમ વિચારૂં છું કે—

મયણદેવ[2] ઇશ્વર દહ્યો, લંક દહિ હણુએણ[3];
પાંડુવન અરજુન દહ્યું, પુણ દાલિદ્દ[4] ન કેણ. ૧.

તેથી હું એવો થાઉં કે—" દારિદ્ર્યને હું બાળી નાખું !" તે સાંભળીને ધર્મદત્ત આનંદ પામ્યો અને કહેવા લાગ્યો કે—" કહો તમે કેવી રીતે દારિદ્ર્યનો મૂળથી નાશ કરશો ?" યોગીએ કહ્યું કે— " સુવર્ણપુરૂષની હું સાધના કરીશ અને તેનાવડે પછી સર્વના દારિદ્ર્યનો નાશ કરીશ." ધર્મદત્તે વિચાર્યું કે—" જીવહિંસા વગર સુવર્ણપુરૂષની સિદ્ધિ થતી હોય તો તો સારૂં, નહિતો મારે

૧ દારિદ્રને મૂળથી કાપનાર. ૨ કામદેવ, ૩ હનુમાનજી. ૪ દારિદ્રતા.

તેની જરૂર નથી." આમ વિચારીને તે બોલ્યો કે–"અરે યોગીંદ્ર ! મેં પહેલાં સાંભળ્યું હતું કે સુવર્ણપુરૂષ તો જીવવધથી નિષ્પન્ન થાય છે, તે સાચું કે ખોટું ? " આ પ્રમાણે તેનાં વચન સાંભળીને યોગી 'હા ધિક્ ! હા ધિક્ !' તેમ શબ્દો બોલતો અને થુ થુ કરતો બોલ્યો કેઃ—

तत्श्रुतं यातु पाताले, तच्चातुर्यं विलीयताम् ।
ते विशन्तु गुणा वन्हौ, यत्र जीवदया न हि ॥ १ ॥

'તે શાસ્ત્ર પાતાળમાં જાઓ, તે ચતુરાઈ લય પામો અને તે ગુણો અગ્નિમાં પડો, કે જેમાં જીવદયા હોય નહિ'

ददातु दानं विदधातु मौनं, वेदादिकं चापि विदांकरोतु ।
देवादिकं ध्यायतु नित्यमेव, न चेद् दया निष्फलमेव सर्वम् ॥१॥

'દાન આપો, મૌન ધારણ કરો, અથવા વેદાદિને ભણો, દેવાદિકની હમેશાં પૂજા કરો, પણ જો જીવદયા ન હોય તો તે બધું નિષ્ફળછે'

આ પ્રમાણે કહ્યા પછી તે યોગી વીણા હાથમાં લઇને તે વગાડતો ગુર્જરી લોકભાષામાં ગોરખ વાકયો ગાવા લાગ્યો. તે બોલ્યો કે—

કંથ જગોટી હાથ લગોટી, એ નહિ યોગીમુદ્રા,
જીવદયા વિણુ ધર્મ નહિ હે, કરે પાખંડી મુદ્રા.
જપે ગોરખ સુણરે બાબુ ! ૧

અથિર એહ સંસાર અસારા, દેખત સબ જગ જોઇ;
પુત્ર કલત્ર પરિવારે મોહ્યો, મરણ ન દેખે કોઇ. જપે૦ ૨
ભાર વહો કઇ જટા જનોઇ, વિણદયા ધર્મ ન હોઈ;
જીવદયા તુમે પાળો બાબુ, હિયડું નિર્મળ હોઇ. જપે૦ ૩
સોના કે પુરૂસા કયા કીજે ? જો નહિ દયા પ્રધાન;

તિણ સોના પહિરે કયા માચે ? જિણસેં તુટે કાન. જંપે૦ ૪
ગોરખ જંપે સુણરે બાચ્ચુ, મ ગણિશ આગ પરાયા;
જીવદયા એક અવિચળ પાળો, અવર ધર્મ સવિ માયા. જંપે૦ ૫

આવાં વચનોથી ધર્મદત્ત રાજી થયો અને યોગીને કહેવા લાગ્યો કે–" ત્યારે સુવર્ણપુરૂષ કેવી રીતે નીપજે છે ? " યોગીએ કહ્યું કે–"રાતા ચંદનના લાકડાનું પુરૂષપ્રમાણ એક પુતળું કરવું, મંત્રના પ્રભાવથી સરસવવડે તેને છાંટી છાંટીને પછી તેને કુંડમાં નાખવું, પછી શીત અને ઉષ્ણ પાણીથી તેના ઉપર છંટકાવ કરવો, એટલે સુવર્ણપુરૂષ સિદ્ધ થાય; તેમાં જરા પણ સંદેહ નથી." ધર્મદત્તે કહ્યું કે–" તો પછી તેને માટે તૈયાર થઇને ઉદ્યમ કરો, કારણ કે 'સત્પુરૂષની વિભૂતિ પરોપકાર માટેજ હોય છે' હે યોગીંદ્ર ! આપ સુવર્ણપુરૂષ બનાવો કે જેથી તમારી કૃપાથી મારૂં દારિદ્રય પણ નાશ પામે અને અન્યનો પણ ઉદ્ધાર થાય હાથીના મુખમાંથી પડેલા દાણાના કણિયાઓમાંથી કીડીઓના કુટુંબનું પોષણ થાય છે." યોગીએ કહ્યું કે–"ભાઇ ! અમે તો યોગી છીએ, સુવર્ણપુરૂષનું અમારે શું કામ છે ? ગુરૂની કૃપાથી અમારે તેવી કશાની ઇચ્છા કરવી પડે તેમ નથી. માત્ર તારૂં દારિદ્રય દેખીને મને કરૂણા ઉત્પન્ન થઇ છે, તેથી તારે માટેજ આ ઉદ્યમ હું કરીશ." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને ધર્મદત્તે કહ્યું કે–"તમે સાચું કહો છો. આપની જેવા તો પરોપકારમાંજ સદા તત્પર હોય છે. સજ્જન પુરૂષો તો કર્પાસની[1] માફક પોતાને શરીરે દુઃખ સેવીને પણ પારકા ઉપર ઉપકાર કરે છે. કહ્યું છે કે—

કપ્પાસહ સારિચ્છડાં, વિરલા જણણી જણંત;
નિયદેહ ફટ્ટેવિ પુણ, પર ગુજ્ઝક ઢંકંત. ૧.

૧ રૂ ઉત્પન્ન થાય તે.

'કપાસની જેવા પુત્રને તો કોઇક માતાઓજ જણે છે, કે જે પોતાના દેહને ફાડી નાખીને પણ પારકાના ગુહ્યને[1] ઢાંકે છે.' યોગીએ કહ્યું કે–"ભદ્ર! પહેલાં તો 'સપાદ લક્ષ' પર્વતમાંથી શીતોષ્ણ પાણી લાવવાની જરૂર છે." આમ કહીને તે બંને તે લેવા માટે ત્યાંથી ચાલ્યા; અને ત્યાં જઇને શીત તથા ઉષ્ણ કુંડમાંથી પાણી લાવ્યા. પછી રક્તચંદનના[2] લાકડામાંથી એક પુરૂષપ્રમાણ પુતળું તે યોગીએ બનાવ્યું, અને આહુતિ આપવાના સર્વ સાધનો એકઠા કર્યા. પછી કાળી ચૌદશની રાત્રે બંને સ્મશાનમાં ગયા. ત્યાં અગ્નિકુંડ બનાવીને અગ્નિ સળગાવ્યો. પછી યોગીએ લોહરક્ષાના[3] નિમિત્તે તે બ્હાના નીચે પોતાની પાસે એક ખડ્ગ રાખ્યું, અને ધર્મદત્તને તેણે કહ્યું કે-"તારી પાસે લોહરક્ષા છે?" તેણે કહ્યું કે–"કાંઇક છે, પણ તમારી કૃપા છે, તો પછી મારે રક્ષાની શું જરૂર છે?" આ પ્રમાણે કહીને 'આગળબુદ્ધિ વાણીઆ' તે કથનાનુસાર કાંઇક હૃદયમાં ચિંતવીને તેણે ગુપ્ત રીતે સ્વરક્ષા માટે એક ખડ્ગ પાસે રાખી લીધું. પછી તે યોગીએ ધર્મદત્તને પોતાની પાસે ઉંધે મુખે (તેનાથી ઉલટી દિશાએ દૃષ્ટિ કરતો) બેસાડ્યો અને કહ્યું કે–"તારે પછવાડે જોવું નહિ." પછી તેની વચ્ચે રક્તચંદનનું પુતળું મૂક્યું અને યોગીએ પૂર્વની બધી ક્રિયાઓ કરી; પછી યોગીએ પોતાના ઈચ્છિત ફળની સિદ્ધિ માટે સરસવના દાણા મંત્રીને ધર્મદત્તની પીઠ ઉપર નાખવા માંડ્યા. આ પ્રમાણે દાણા છાંટતાં કેટલોક વખત વીતી ગયો, તે વખતે ધર્મદત્તના મનમાં વિચાર ગયો કે–"આ યોગીએ પહેલાં મને કહ્યું હતું કે–' રક્તચંદનના ઘડેલા પુરૂષને મંત્રીને દાણા છાંટવાથી

૧ પારકા શરીરને. ૨ રતાંજળી ૩ અમુક પ્રસંગમા રક્ષા માટે લોઢાનો કકડો પાસે રખાય છે તે.

તેનો સુવર્ણપુરૂષ બનશે અને હમણાં તો ને કાષ્ઠપુરૂષને મૂકી દઈને મારી પીઠ ઉપરજ દાણા નાખે છે, તેથી શું સમજવું ?, મારા મરણ માટેજ કદાચ આ પ્રવૃત્તિ કેમ કરતો નહિ હોય ? આનું કથન જો સાચું હોય તો જેનો સુવર્ણપુરૂષ બનાવવો હોય તેના ઉપરજ–તે લાકડાના પુરૂષ ઉપરજ દાણા છાંટવા જોઇએ; પરંતુ આ તો મારા ઉપર દાણા નાંખે છે, તેથી એના વિચાર સારા દેખાતા નથી. વળી 'જટિલનો વિશ્વાસ કરવો નહિ.' એવું નીતિશાસ્ત્રમાં કહેલું છે" આ પ્રમાણે વિચારીને સર્વ આપત્તિનું નિવારણ કરવામાં સમર્થ, સકળ શ્રુતના સારરૂપ અને નમસ્કાર મહામંત્રવડે ગુંથેલું 'ॐ नमो अरिहंताणं. शिरस्कं शिरसि स्थितम्' એ પ્રથમ પદવાળું વજ્રપંજર સ્તોત્ર ગણીને તેનાવડે તેણે પોતાની આત્મરક્ષા કરી. પોતાના સર્વે અંગોને વજ્રપંજર સ્તોત્રમાં આવેલા અંગન્યાસવડે અભેદ્ય બનાવીને પછી તેનુંજ ધ્યાન કરતો તે શાંત થઈને બેઠો. યોગી પણ એકસો આઠ વખત દાણા નાખવાની વિધિ પૂર્ણ કરીને ખડ્ગ તૈયાર કરવા લાગ્યો, તેવારે ધર્મદત્તે વક્ર દૃષ્ટિથી તેને ખડ્ગ તૈયાર કરતો જોયો. એટલે તેણે વિચાર્યું કે–"આ જરૂર મારા વધને માટેજ ખડ્ગ તયાર કરે છે, માટે હવે કાંઇ વિલંબ કરવા જેવું નથી." આ પ્રમાણે વિચારીને તાત્કાળિક બુદ્ધિ ઉત્પન્ન થવાથી તરતજ ગુપ્ત રાખેલ ખડ્ગ ઉપાડીને યોગીની સામે જઇ ખડ્ગવડે તેને હણીને કુંડમાં નાખ્યો; એટલે મંત્રક્રિયાના પ્રભાવથી યોગીનું શરીર સુવર્ણપુરૂષરૂપ થઇ ગયું, કારણ કે 'જે નિરપરાધી એવા પરની ઉપર દુષ્ટતા ચિંતવે છે, તે પોતેજ દુઃખમાં પડે છે, તેમાં જરા પણ સંદેહ નથી.' પછી ધર્મદત્તે વિચાર કર્યો કે–"આ પાપીએ પહેલેથીજ કપટકળાવડે ધર્મમાર્ગની વચનરચનાથી મને ઠગ્યો છે; પરંતુ અતિ પાપ

પ્રવૃત્તિ કરવાથી તેનું જ શસ્ત્ર તેના ઘાત માટે થયું છે, માટે તેવા લોભને ધિક્કાર છે. કહ્યું છે કે—

लोभस्त्यक्तो नचेत्तर्हि, तपस्तीर्थफलैरलम् ।
लोभस्त्यक्तो भवेत्तर्हि, तपस्तीर्थफलैरलम् ॥१॥

'જો લોભ ન તજ્યો હોય, તો પછી તપ તથા તીર્થયાત્રાદિનું શું પ્રયોજન છે? અને જો લોભ છોડી દીધો તો પછી તપ તથા તીર્થફળની જરૂરજ નથી.'

આ જીવ લોભવશ થઇને પોતાના ઈષ્ટની સિદ્ધિ માટે મહાન્ પાપો કરે છે, પરંતુ પુણ્યોદય વિના પોતાની ઇચ્છાથી વિપરીત ફળજ મળે છે. ધર્મ વગર આવતું દુઃખ અટકાવવાને કોઇ સમર્થ નથી. આ સુવર્ણપુરૂષ અચિન્ત્ય વિધિથી બનેલ છે, હવે તેને શીતોષ્ણ પાણીવડે હું સિંચું." તે પ્રમાણે વિચારીને પ્રથમ લાવી રાખેલ શીતોષ્ણ જળ લેવા માટે જે સ્થળે તે રાખ્યું હતું ત્યાં તે ગયો. તે જળ લાવીને તે કુંડ સમીપે આવ્યો, ત્યાં સુવર્ણપુરૂષને તેણે દીઠો નહિ. તેના વિયોગથી મૂર્છિત થઇને તે ભૂમિ ઉપર પડી ગયો. પછી પવનવડે સચેત થયો એટલે તે વિચારવા લાગ્યો કે— "અહો મેં મહાપાપ કર્યું પરંતુ ફળ તો મળ્યું નહિ. નહિ જવાને લાયક તેવા ચંડાળના પાડામાં ગયો, પરંતુ પોતાના ઉદરપૂર્તિ જેટલું પણ મળ્યું નહિ અરે દૈવ! પરમાન્નથી ભરેલું પાત્ર ક્ષુધિતના હાથમાં આપીને, જ્યારે તે ક્ષુધાતુર તેને મુખમાં નાખવા પ્રવર્ત્યો, ત્યારે તરતજ તે પાત્ર તે પાછું ખેંચી લીધું. અરે દૈવ! તેં મારી ઉપેક્ષાજ કરવા માંડી છે! પરંતુ પડેલા ઉપર પાટુનો પ્રહાર શો? જો તારે મને નહોતુંજ આપવું, તો પછી તે તેને બતાવીને દુઃખ ઉપર દુઃખ—ઘા ઉપર ક્ષારક્ષેપની જેમ શા માટે આપ્યું? તને જરા પણ દયા આવી નહિ? મેં તારો શો અપરાધ

કર્યો છે ?" આ પ્રમાણે વિલાપ કરતાં બાકીની રાત્રિ મહા દુઃખથી સમાપ્ત કરી. સવારે વિચાર્યું કે—"આ ઉત્પન્ન થયેલ સુવર્ણપુરૂષ આજ વનમાં રહેનાર કોઇ ચોરી ગયું હશે, તેથી હું રાજા પાસે જઇને તેનો પોકાર કરૂં. કહ્યું છે કે–'દુર્બળ, અનાથ, સગાસંબંધીઓથી પીડાયેલ, વૈરીઓથી હણાયેલ સર્વને રાજાજ શરણભૂત થાય છે.' હે નરાધિપ! તે હું શ્રીપતિ શ્રેષ્ઠીનો પુત્ર ધર્મદત્ત અહીંનો રહેવાસી છું. મેં તમારી પાસે સુવર્ણપુરૂષની સિદ્ધિ વિગેરેનો મારો બધો વૃત્તાંત કહ્યો છે. આપની જેવા ઉત્તમ રાજાઓના રાજ્યમાં માબાપ તો કેવળ જન્મ દેનારાજ છે, પરંતુ સમગ્ર જીવન અને સર્વ સુખસામગ્રી તો ઉત્તમ રાજા પાસેથીજ મળે છે. હું તેમ વિચારીનેજ તમારી પાસે આવ્યો છું, હવે જે તમને ઠીક લાગે તે કરો, હું બીજા કોઇની પાસે જવાનો નથી; કારણકે રાજાથી બીજો વધારે કોણ હોય ? કહ્યું છે કે—શઠને દમવો, અશઠનું પાલન કરવું અને આશ્રિતનું ભરણપોષણ કરવું તેજ ખરા રાજ્યચિન્હો છે; તે સિવાય તો ગુમડા ઉપર પાટો બાંધીએ તેવોજ રાજ્યાભિષેકનો પટ્ટબંધ સમજવો.

હે સ્વામિન્ ! હું અતિ દુઃખસમુદ્રમાં પડેલો છું, તેથી દુઃખથી વિહ્વળ થયેલા હૃદયવાળો હું જે કાંઇ યોગ્યાયોગ્ય બોલું તે સ્વામીએ મનમાં લાવવું નહિ; કારણકે-'અતિ દુઃખથી પીડાયેલની બુદ્ધિ જડી થઇ જાય છે, દુઃખિત મનવાળાને સર્વ અસહ્ય લાગે છે, તેવું નીતિવાક્ય છે. દુઃખસમુદ્રમાં પડેલ મને તમારૂં શરણ છે, તમેજ મારા આધાર છો, મારે તમારૂંજ આલંબન છે, તેથી આપ કૃપા કરીને મને દુઃખમાથી તારો—ઉગારો–મારો ઉદ્ધાર કરો."

આ પ્રમાણે ધર્મદત્તની વિજ્ઞપ્તિ સાંભળીને સર્વ સભાજનો

રાજાની સામું જોવા લાગ્યા, અને અંદરઅંદર બોલવા લાગ્યા કે- અહો ! શ્રીપતિશેઠના પુત્રની આવી અવસ્થા થઈ ગઇ ? અહો! કોઇએ ધનાદિકનો ગર્વ કરવો નહિ." હવે રાજા ધર્મદત્ત સામું જોઈને બોલ્યો કે—" અરે ભાઇ ! મહાસિદ્ધિરૂપ તે સુવર્ણપુરૂષનું કોઈ સિદ્ધ પુરૂષે, ગંધર્વે, વિદ્યાધરે અથવા તો વ્યંતરે હરણ કર્યું હશે, તે અલ્પ પુણ્યવંત એવા તારા હાથમાં કેવી રીતે આવશે ? વળી એવો કોણ ભાગ્યશાળી દૈવતવાળો-બળવાળો સાહસિક શિરોમણિ પુરૂષ હોય, કે જે બળવંત એવા પરના હસ્તમાં ગયેલ તે પુરૂષને લાવીને તને આપે ? તારૂં દુઃખ જોવાને અમે અસમર્થ છીએ, તેથી લક્ષ, અથવા કરોડ સ્વેચ્છાપૂર્વક દ્રવ્ય માગ, તેટલું દ્રવ્ય મારા ભંડારમાંથી તને અપાવું, તે લઇને તું સુખી થા " ધર્મદત્ત તે સાંભળીને બોલ્યો કે—" હે દેવ ! તે સુવર્ણપુરૂષ પ્રાપ્ત થશે ત્યારેજ મને નિવૃત્તિ થશે, હું બીજાનું આપેલ સુવર્ણ ગ્રહણ કરીશ નહિ, હું કાંઇ ભીખારી નથી, તેથી 'બીજુ સોનુ ગ્રહણ કર' તેવુ કૃપા કરીને મને ફરીવાર કહેશો નહિ. મારી ભુજાથી ઉપાર્જન કરેલ સુવર્ણપુરૂષ પરદુઃખભંજનમાંજ સર્વદા તત્પર એવા આપના ચરણને શરણે આવ્યા પછી પણ જો મને ન મળે તો બીજું સુવર્ણ ગ્રહણ કરવાથી શું ફળ ? તેથી જે થવાનુ હોય તે થાઓ, પણ હું બીજાનું સુવર્ણ ગ્રહણ કરીશ નહિ બીજાનુ આપેલ સોનું લઇને શ્રેષ્ઠીપુત્રનું બિરૂદ હુ કેવી રીતે લજાવું ? મારો સુવર્ણપુરૂષ તમારાજ નગરના ઉપવનમાં ચોરાણો છે, બીજે ચોરાયેલ નથી. આગલા કાળમાં પરદુઃખભંજકનું બિરૂદ ધરાવનારા રાજાઓએ દેવતાઓ જે કાઇ વસ્ત્ર, કાંચળી, આભુષણાદિ ઉપાડી ગયેલા તે પણ સાહસ, ધૈર્ય, બુદ્ધિ વિગેરેના બળથી દેવાદિક પાસેથી લાવી આપેલ છે. આ સમયમાં તમે પણ પરદુઃખભંજક

છો, તમારા પિતા કરતાં પણ અધિક રીતે તમે પ્રજાના પાળનારા બિરાજો છો; જો મને દુઃખાબ્ધિમાંથી પાર ઉતારવા માટે બુદ્ધિબળથી અથવા કાંઇ છળકપટથી મારા સુવર્ણપુરૂષને પ્રગટ કરી કોઈ મને દેખાડશે તો તો આપના ચરણ પાસે રહીને હું તમારી સેવા કરીશ. નહિ તો પછી તમારૂં કલ્યાણ થાઓ, હું પાછો દેશાંતરમાં જઈશ."

આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે—"અહો! આ મારી નગરીનોજ રહેવાસી દુઃખથી સંતપ્ત થઇને મારી પાસે આવ્યો છે. જો આનુ દુઃખ હું નહિ ભાંગુ, તો પછી મારી આગળ પોકાર કર્યો નકામો જશે, જો આનું દુઃખ સાંભળીને હું વીર્ય ન ફેરવુ તો મારા નાયકપણામાં ક્ષતિ થશે, અને બંદિલોકો પાસેથી એકઠો કરેલ યશ નિષ્ફળ જશે. હું જે દ્રવ્ય આપું છુ તે તો તે લેતો નથી અને એની ગયેલી વસ્તુ મળવી તે તો દૈવાધીન છે. હવે હુ શું કરૂ ? જો આ સર્વ સભાસદોમાંથી કોઇ પણ મારૂ કાર્ય સાધી આપે તો તેમાં પણ મારીજ મહત્વના છે." આમ વિચારીને પોતાના હાથમાં બીડું ઉપાડીને આખી સભા સમક્ષ તેણે કહ્યું કે—"છે એવો કોઈ મારી સભામાં માડીજાયો પુત્ર, કે જે આનો સુવર્ણપુરૂષ શોધી લાવીને પોતાની, મારી અને આ સભાની લાજનુ રક્ષણ કરે ? તે કાર્ય કરવા માટે કોઇ આ બીડું ગ્રહણ કરે છે ?" આ પ્રમાણે બોલી રાજાએ તે બીડું સર્વને દેખાડયું, પરંતુ કાર્ય દુઃસાધ્ય હોવાથી કોઇએ હાથ લાંબો કર્યો નહિ. તેવું દેખીને ચંદ્રધવળ કુમારે વિચાર્યું કે—"સુવર્ણપુરૂષ તો મારા કબજામાંજ છે અને પિતાએ આપેલ બીડું કોઇ ગ્રહણ કરતું નથી, તેથી મારેજ તે ગ્રહણ કરવું યોગ્ય છે, કે જેથી પિતાના મહત્વની હાનિ ન થાય, અને આનુ દુઃખ ભાંગે.

પિતાનું મહત્ત્વ અખંડ રહે તેમાં મારાજ મહત્વની વૃદ્ધિ છે. પિતાની અપકીર્તિનો નાશ થવાથી સુપુત્રપણા માટે મારી ખ્યાતિ થશે." આ પ્રમાણે વિચારીને કુમારે પ્રણામપૂર્વક તે બીડું ગ્રહણ કર્યું. તે દેખીને રાજા અને લોકો ચમત્કાર પામ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે—"આ રાજકુમાર દેવાદિકે કરેલા છળથી જેની હકીકત અજ્ઞાન છે, તથા જેના સ્થાનનો નિર્ણય જણાતો નથી તેવા સુવર્ણપુરૂષને કયા ઉપાયવડે અથવા કોની સહાયથી પાછો વાળી લાવશે? કેવી રીતે પોતાની પ્રતિજ્ઞાનો નિર્વાહ કરશે?" આ પ્રમાણે મહા આશ્ચર્યથી તથા કાર્યના દુઃસાધ્યપણાથી અનેક રીતે તેઓ વિચાર કરવા લાગ્યા.

હવે કુમાર તો બીડું ગ્રહણ કરીને ધર્મદત્તની સાથે સભામાંથી નીકળ્યો. કુમારે વિચાર્યું કે—"જો આને હમણાજ સુવર્ણપુરૂષ આપીશ, તો આના મનમાં કેટલીક શંકા ઉત્પન્ન થશે, અને કાર્યનું દુઃસાધ્યપણું દેખાશે નહિ. વળી વિચિત્ર વાતો કરનારા લોકો પણ અસદ્ભૂત વાતો ઉપજાવીને ખોટાં આળો આપશે. આ પણ મારા ઉપકારના પ્રૌઢપણાની શ્રદ્ધા કરશે નહિ, વળી આ મોટા યશપ્રાપ્તિવાળા સ્થળમાં અલ્પ યશ મળશે, તેથી જેવું કાર્ય હોય તેને અનુરૂપ આડંબર પણ કરવો જોઈએ, તેથી આની કાર્યસિદ્ધિ કરી આપવામાં વિલંબ કરવો તેજ યુક્ત છે." આ પ્રમાણે વિચાર કરીને તેણે ધર્મદત્તને કહ્યું કે—"તેં સુવર્ણપુરૂષ કયે સ્થાને નીપજાવ્યો હતો તે સ્થળ મને બતાવ." પછી ધર્મદત્તે તે સ્થાનાદિ દેખાડ્યું. રાજકુમાર પણ માથું ધુણાવતો કહેવા લાગ્યો કે—"અરે ભદ્ર! કોઈ પ્રબળ શક્તિવાળા દેવ, દાનવ અગર વિદ્યાધરે તારો સુવર્ણપુરૂષ લઇ લીધો જણાય છે, સામાન્ય શક્તિવાળા દેવાદિકે લીધો જણાતો નથી, તેથી આજે રાત્રે જો અહીં રહીએ તો

કોઇ રીતે તેનું સ્વરૂપ સમજી શકાય." ધર્મદત્તે કહ્યું કે—"જેવી આજ્ઞા, હું તો તમારો અનુચર છું." કુમારે કહ્યું કે—"તારા સુવર્ણપુરૂષની પ્રાપ્તિ થયા વગર હું નગરમાં પ્રવેશ કરીશ નહિ, તેથી અધૈર્ય કરીશ નહિ."

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓએ ચોતરફ ભમતાં ભમતાં દિવસ પૂર્ણ કર્યો, અને રાત્રે કોઇ સારા સ્થળમાં તેઓ સુતા. પ્રથમ પહોર ગયો એટલે ધર્મદત્ત તો નિદ્રાવશ થઇ ગયો. કુમાર જાગતો હતો તેણે દિવ્ય ગાયનનો નાદ સાંભળ્યો; તેથી કૌતુકથી ચિત્ત ખેંચાવાથી તે કુમાર ધર્મદત્તને ઉંઘતો મુકીને, ખડ્ગ હાથમાં લઇ, માર્ગમાં નિશાનીઓ કરતો આગળ ચાલ્યો. સ્વરને અનુસરીને ચાલતાં દૂર વનની અંદરના ભાગમાં એક મોટું યક્ષનું મંદિર તેણે દેખ્યું. તે ભવનમાં વાજીત્રના નાદ સાથે નાટક થતું જાણીને કુમાર સાહસ કરી તેની નજીક ગયો; પરંતુ તે દેવગૃહનાં દ્વાર બંધ કરેલા દેખીને તે વિસ્મય પામી બહાર ઉભો રહ્યો. જરા થોભીને આમ તેમ જોતાં તે દ્વારમાં એક છિદ્ર તેણે દીઠું. તે છિદ્ર દ્વારા અંદર જોતાં એકસો આઠ દેવીઓના સમૂહનો તેણે નાચ થતો દીઠો. તેઓની વચ્ચે એક દેવીને રૂપ લાવણ્યમાં સૌથી અધિક 'જોઇને તે વિસ્મીત થયો, પરંતુ લક્ષણોથી તેને માનુષી સ્ત્રી તરીકે નિરધારીને ચિત્તમાં ચમત્કાર પામી તે વિચારવા લાગ્યો કે—"આ માનુષી સ્ત્રી દેવીઓ સાથે કેમ રહેતી હશે ? અહો ! વિધિની રચના જુઓ, મનુષ્યણી થઇ છે, છતાં રૂપાદિકથી દેવીવૃંદને પણ હઠાવે તેવી છે." આ પ્રમાણે વિચારીને ફરીથી ધ્યાનપૂર્વક જોતાં તે 'માનુષી સ્ત્રીજ છે' એમ નિર્ણય કરીને તે એક ઘડી સુધી ત્યાં ઉભો રહ્યો. તેટલામાં તેને ધર્મદત્ત સાંભર્યો. તે વિચારવા લાગ્યો કે—"મેં ત્યાં નિદ્રા લેતા

ધર્મદત્તને મુકીને અહીં આગમન કર્યું છે, પરંતુ કોઈ હિંસક પશુ ભટકતાં ભટકતાં ત્યાં આવશે તો ઉંઘતાં એવા તેની શી ગતિ થશે? આવાં કૌતુકો તો જગત્‌માં બહુ હોય છે, તેથી હું તાકીદે ત્યાં પાછો જાઉં."

આ પ્રમાણે વિચાર કરીને નિશાનીઓ મુકેલી હતી તદનુસાર તે ધર્મદત્તની પાસે ગયો. તે પણ તેજ વખતે જાગ્યો. કુમારે તેને પૂછ્યું કે–"અરે ભદ્ર! તે કાંઇ સાભળ્યું નહિ?" તેણે કહ્યું કે–"સ્વામિન્! આ શિયાળીઆ શબ્દ કરે છે, અને ભૈરવી કલકલ કરે છે તે સંભળાય છે, બીજું કાંઇ સંભળાતું નથી." આ પ્રમાણે ધર્મદત્તની ઉક્તિ સાંભળીને કુમાર જરા હસીને બોલ્યો કે–"ભદ્ર! તેં તો ભરનિદ્રામાં રાત્રી પસાર કરી અને મેં તો જીવતાં સુધી ન ભૂલાય તેવું કૌતુક દીઠું." ધર્મદત્તે પૂછ્યું કે–"તેવું શુ કૌતુક દીઠું?" કુમારે કહ્યું કે–"આજે એક પહોર રાત્રી ગયા પછી વાજિત્ર તથા ગીતનાં મેં અવાજ સાંભળ્યા. તેને અનુસારે હું ત્યાં ગયો. ત્યાં એક દેવમંદિરને બંધ કરેલા બારણાવાળું મેં દીઠું. તે બારણાના છિદ્રમાંથી મેં જોયું તો અંદર એકસો ને આઠ દેવકન્યાઓને મેં નાચ કરતાં જોઇ; અને તેઓની વચ્ચે દેવકન્યાઓને પણ જીતે તેવી રૂપવતી એક મનુષ્યની સ્ત્રીને નાચતી જોઇ. ઘડી માત્ર ત્યાં ઉભા રહીને તું એકલો હતો, તેથી તારી ચિંતા થવાથી હું અત્રે પાછો આવ્યો, પરંતુ તે નાટક હજુ પણ હું ભૂલી શકતો નથી." તે સાંભળીને ધર્મદત્ત બોલ્યો કે–"સ્વામિન્! તમે જે માનવી સ્રી જોઈ તે મારી પ્રિયાજ હશે. આ વનમાં મારી પત્ની કોઇ હરણ કરીને લઇ ગયું છે; તેથી આપ તાકીદે ચાલો, ત્યાં જઈને હું તેને જોઉં." પછી તે બંને જણા ત્યાંથી સત્વર ચાલ્યા. જ્યારે તેઓ યક્ષભુવન પાસે પહોંચ્યા

ત્યારે નાટક વિસર્જન થયું હતું; ત્યાં કોઇ નહોતું. તેથી ધર્મદત્ત હાથ ઘસતો રાજકુમારને વારંવાર પૂછવા લાગ્યો કે–" તે સ્ત્રી કેટલી ઉમરવાળી હતી? તેનો વર્ણ કેવો હતો? મુખાદિકની આકૃતિ કેવી હતી?" કુમારે જેવું સ્વરૂપ દીઠું હતું તેવું કહી દેખાડ્યું. તે સાંભળીને ધર્મદત્તે કહ્યું કે:- "સ્વામિન! મારે સુવર્ણ-પુરૂષનું કામ નથી, તેનાથી સર્યું. પરંતુ મારી પ્રિયાને આપ પાછી વાળી આપો" રાજકુમારે કહ્યું કે–"ચિંતા કરીશ નહિં, મારા પિંડમાં જીવ હશે ત્યાં સુધી હું તને તેને મેળવી આપીશ એવી હુ પ્રતિજ્ઞા કરૂં છું."

પ્રભાત થયુ એટલે પૂજારીએ આવીને તે ભવનનું દ્વાર ઉઘાડ્યું, તે વખતે તે બંને તે મંદિરમાં ગયા, અને યક્ષને નમસ્કાર કરીને ત્યાં બેઠા. કુમારે તે વખતે વિચાર્યું કે–" મેં આની પ્રિયાને પાછી લાવી આપવાની પ્રતિજ્ઞા કરી છે, તે દેવસહાય વિના સફળ થશે નહિ, તેથી હું આ યક્ષનીજ આરાધના કરૂં. જો આ યક્ષ પ્રસન્ન થશે તો ઇપ્સિતાર્થની પ્રાપ્તિ સત્વર થશે" પછી તે આશય ધર્મદત્તને જણાવીને કુમારે તે યક્ષની પાસે દર્ભાંકુરનો સંથારો કરીને 'જ્યાં સુધી ઇષ્ટસિદ્ધિ થાય ત્યાં સુધી તમારૂંજ શરણ છે.' તેમ નિશ્ચય કરી નિશ્ચળ ચિત્તવાળો થઇને તેજ યક્ષનું ધ્યાન કરવા માંડ્યું. ત્રીજે ઉપવાસે રાત્રિએ સિંહ, વાઘ, સર્પ વિગેરેના ભયંકર રૂપોથી કુમારને ક્ષોભ પમાડવાનો પ્રયત્ન થયો, પરંતુ કુમાર ધ્યાનથી ચળ્યો નહિ. પછી તેનું અતિ અદ્ભુત સાહસિકપણું જોઇને યક્ષે પ્રત્યક્ષ થઇને કહ્યું કે–" હું તારા ધૈર્યથી તુષ્ટમાન થયો છું, તારે શેની ઇચ્છા છે માગ" ત્યારે કુમારે કહ્યું કે–"દેવ! મારા મિત્ર ધર્મદત્તની પત્ની અપાવો." યક્ષે કહ્યું કે–" તે બાબતમાં મારો અધિકાર નથી. તેને મેં મારી પ્રિયાને

આપી છે; તેથી હું તમને તે આપી શકીશ નહિ." કુમારે કહ્યું કે–"તે હકીકત કેવી રીતે બની છે!" યક્ષે કહ્યુ કે–"સાંભળ.—

એક દિવસ હું મારી પત્ની સહિત એક વનમાં ગયો હતો, ત્યાં સ્વેચ્છાનુસાર પરિભ્રમણ કરતાં મેં દિવ્ય રૂપવાળી, મેનકાથી પણ અતિ સુંદર એવી એક સ્ત્રીને સુતેલી દીઠી. મે વિચાર્યું કે, 'અહો ! માનવી સ્ત્રી આવી કોઇ દ્રષ્ટિપથમાં આવી નથી; તેથી મહા આશ્ચર્ય કરનારી આ સ્ત્રીને જો હું મારી પત્નીને આપું તો તે તેને જોઇને પ્રસન્ન ચિતવાળી થશે.' આ પ્રમાણે વિચારીને મેં તેનુ હરણ કર્યું, અને મારી પત્ની પાસે તેને મૂકી તેણી તેને જોઇને બહુ ખુશી થઇ. ત્યારથી અતિ યત્નપૂર્વક તે તેની રક્ષા કરે છે. એક ક્ષણ પણ તેને છોડતી નથી, માટે તે મારા સ્વાધીનમાં નથી." કુમારે કહ્યું કે;–"હે યક્ષરાજ ! મેં તો તે સ્ત્રીને માટેજ તમારૂં આરાધન કર્યું છે, તેથી ગમે તે રીતે મને તે સ્ત્રી પાછી સોંપો." યક્ષે કહ્યુ કે–"તેને તો મેં મારી પ્રિયાને આપી દીધી છે, તેથી તેમાં મારૂં જોર નથી. ગૃહક્લેશની કોણ ઉદીરણા કરે ? બીજું જે કાંઇ તુ માગ, તે તને આપું, પરંતુ આ સ્ત્રીને આપીશ નહિ." આ પ્રમાણે કહીને યક્ષ અદ્રશ્ય થઈ ગયો. કુમાર પણ યક્ષનાં વચન સાંભળીને હર્ષ, વિષાદ, આશ્ચર્યાદિના મિશ્રભાવથી વિચાર કરતો ચિંતવવા લાગ્યો કે–"ધિક્ ! ધિક! દેવો પણ સ્ત્રીને આધીન થઇ ગયેલા દેખાય છે અથવા તો મોહનીય કર્મ કોને મુંઝવતું નથી ? જે કોઈ જીવો જિનેશ્વરના આગમનું તાત્પર્ય જાણતા નથી, તેઓ કર્મને આધીનજ વર્તે છે, તેમાં જરા પણ વિસ્મય પામવા જેવું નથી; પરંતુ હવે મારે કરેલી પ્રતિજ્ઞા પાળવા માટે શો ઉપાય કરવો ?" આ પ્રમાણે એક ક્ષણવાર વિચારીને તેણે નિર્ણય કર્યો કે–" તપ કર્યા વિના બીજો કાંઈ

ઉપાય નથી, કારણકે દુઃસાધ્ય તેવું કાર્ય પણ તપથી સિદ્ધ થાય છે. કહ્યું છે કે;—

यद्दूरं यद्दुराराध्यं, यच्च दूरे व्यवस्थितम् ।
तत्सर्वं तपसा साध्यं, तपो हि दुरतिक्रमम् ॥ १ ॥

'જે દૂર હોય, દુરારાધ્ય હોય, જે દૂર ગોઠવાયેલ હોય, તે સર્વ તપથી સાધ્ય થાય છે, તપને કાંઇ પણ દુષ્કર નથી.'

આ પ્રમાણે વિચારીને તે યક્ષિણીને ઉદ્દેશીને નિશ્ચળ ચિત્તથી તેણે છ ઉપવાસ કર્યાં. પૂર્વની માફક ધીરજ અને બળથી યક્ષિણીનું આસન કંપાયમાન થતાં પ્રત્યક્ષ થઇને તે બોલી કે—"વત્સ! આ સાહસ શા માટે કરે છે?" કુમારે કહ્યું કે—"માતાજી! ધર્મદત્તની પ્રિયાને આપો." યક્ષિણીએ કહ્યું કે;—"તેને તો કલ્પાંતે પણ હું આપુ તેમ નહોતું, પરંતુ તારૂં ઉત્કૃષ્ટ સાહસ નિષેધવાને અશક્ત છું, તેથી આપ્યા વિના મારો છુટકો નથી!" આમ તેને કહીને ઇચ્છા નહોતી તોપણ વસ્ત્રાભરણથી સત્કારીને ધનવતીને તેને સોંપી. કુમારે પણ ધર્મદત્તને બોલાવીને કહ્યું કે—"આ તારી પ્રિયા ખરી કે નહિ?" તે પણ દિવ્યાભરણથી ભૂષિત થયેલી રેશમી વસ્ત્રોથી શોભતી પોતાની પત્નીને જોઇને અત્યંત હર્ષ પામ્યો; અને કુમારને કહેવા લાગ્યો કે,—"આપની કૃપાથી મારૂં ઇચ્છિત સિદ્ધ થયું." પછી કુમારે કહ્યું કે—"આગળ ચાલ, તારો સુવર્ણપુરૂષ પણ તને આપું." આમ કહીને પ્રિયા સહિત ધર્મદત્ત સાથે લઇ તે સ્મશાનમાં ગયો. પછી નિશાનીવડે ઓળખીને એક વૃક્ષ પાસેની ભૂમિ તેણે ધર્મદત્તને દેખાડી અને કહ્યું કે;—"હે ભદ્ર! અહીં તું ખોદ." તેના વચનથી તેણે તે ભોંય ખોદી, એટલે ત્યાં દાટેલો દેદીપ્યમાન સુવર્ણપુરૂષ નીકળ્યો. પછી ધર્મદત્તે વિચાર્યું કે—"અહો, આ પ્રમાણે નિષ્કારણ ઉપકાર

કરનાર આ કુમાર સમાન બીજું કોઇ જણાતું નથી. હવે હું તેના ઉપર સેંકડો ઉપકાર કરૂં, તોપણ તેનો પ્રત્યુપકાર થાય તેમ નથી; પરંતુ યથાશકિત તેની સેવામાં હું પ્રવર્તીશ, હમેશાં તેને અનુ-કૂળ વર્તન હું કરીશ, અને વારંવાર મારા મુખથી તેની સ્તુતિ કરીશ." આ પ્રમાણે વિચારીને તે બોલ્યો કે-" અરે કુમાર! તમે તો મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો, તેનું વર્ણન મારા એક મુખથી હજાર વરસો સુધી કરવાને પણ હું અશકત છું, હવે હું આપની પાસે શું યાચું?" કુમારે કહ્યું કે-"મારી પ્રતિજ્ઞાનો નિ-ર્વાહ થવાથી મારા ચિત્તમાં બહુજ આનંદ થયોછે. પુરૂષ પોતાનું વચન પાળે છે ત્યારેજ તેનું પુરૂષત્વ વખણાય છે. કહ્યું છે કે—

अर्थः सुखं कीर्तिरपीह माऽभू-दनर्थएवास्तु तथापि धीराः।
निजप्रतिज्ञामनुरुध्यमाना, महोद्यमाः कर्म समारभन्ते ॥१॥

" અર્થ, સુખ અને કીર્તિ બીલકુલ ન મળે, અને અનર્થ જ માત્ર થાય, તોપણ ધીર પુરૂષો પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે મોટા ઉદ્યમનાં કાર્યો કરે છે."

તારા મનોરથની પૂર્તિ થઇ તેથી મને બધું મળ્યુ છે." આમ કહીને કુમાર બોલતો બંધ થયો, એટલે ધર્મદત્તે કહ્યું કે-" સ્વામિન્! આ સુવર્ણપુરૂષ તો આપજ ગ્રહણ કરો. મને મારી પ્રિયા મળી એટલે સેંકડો સુવર્ણપુરૂષો મળ્યા છે." કુમારે કહ્યું કે-" શું તારૂં ચિત્ત ખસી ગયું છે? કે વાયુ થઈ ગયું છે? કે શું પ્રિયાના દર્શનથી મતિનો ભ્રમ ગઈ ગયો છે? કે જેથી બહુ પ્રયત્નથી સાધ્ય અને દુષ્પ્રાપ્ય એવા સુવર્ણપુરૂષને તું ગ્રહણ કરતો નથી? અને મને આપી દેવા ધારે છે." તે સાંભળીને ધર્મદત્તે કહ્યું કેઃ-" સ્વામિન્! હું વણિક છું, તેથી આ સુવર્ણપુરૂષ મારા ઘરમાં શોભે નહિ, તેથી આપજ ગ્રહણ

કરો, મારે તો તમારી કૃપાથી સર્વ સારૂં થશે. આ તમારેજ યોગ્ય છે, મારે યોગ્ય નથી." કુમારે તે સાંભળીને કહ્યું કે—"એવું કોઈ સ્થળે સાંભળ્યું છે કે કષ્ટ કોઈ કરે અને તેનું ફળ અન્ય ભોગવે ? તું તેને માટે દરેક વનમાં ભટક્યો છે, તેંજ આતપાદિ મહાન્ કષ્ટો સહન કર્યાં છે અને મરણાંત ઉપસર્ગાદિ અતિ ક્લેશવડે આ સુવર્ણપુરૂષ તેં પ્રાપ્ત કર્યો છે, તે મારાથી કેમ ગ્રહણ થાય ? તે મેળવેલું તુંજ ગ્રહણ કર."

ધર્મદત્તે તે સાંભળીને કહ્યું કે—"હે સ્વામિન્ ! આ સુવર્ણપુરૂષ ગ્રહણ કરવા જેટલું મારૂં ભાગ્ય નથી. મેં મારી ભાગ્યની પ્રથમથીજ પરીક્ષા કરેલી છે. જો એ મારા નસીબમાં હોત તો એક ક્ષણવારમાં તે કેમ ચાલ્યો જાત ? તે ગયેલાને તમે તમાર વીર્યવડે અને પુન્યબળવડે પ્રગટ કરેલ છે, હું કાંઇ તમને આપતો નથી. તમે પ્રકટ કર્યું તે તમેજ ગ્રહણ કરો, મારે તો તે લેવામાં આપના ચરણના શપથ છે, મેં તો આ તમને ભેટ કરેલ છે." આ પ્રમાણે તેણે અતિ આગ્રહ કર્યો, એટલે કુમારે તેનું વચન માન્ય રાખ્યું, અને કહ્યું કે;—"અરે ભદ્ર ! તેમાંથી ઈચ્છાનુસાર સોનું તું ગ્રહણ કર, જેથી તને વ્યાપાર કરવામાં ઉપયોગમાં આવે, તું સુવર્ણ ગ્રહણ કરીશ તો મારૂં ચિત્ત ઘણુંજ આનંદિત થશે." તે સાંભળીને ધર્મદતે બે પગ અને બે હાથ કાપીને તેટલુ સોનું ગ્રહણ કર્યું, અને કુમારને કહ્યું કે—"આપની કૃપાથી મેં વ્યાપાર માટે જોઈતું સુવર્ણ ગ્રહણ કર્યું છે, હવે બાકીનું તમે ગ્રહણ કરો અને નગરને શોભાવો." પછી કુમારે તેના અત્યાગ્રહથી સુવર્ણપુરૂષનો બાકી રહેલ ભાગ કોઇ સ્થળે ગોપવ્યો અને તેઓ નગર તરફ ચાલ્યા, રાજાને મળ્યા. રાજાએ પૂછ્યું કે—"તે દુઃખિતનું ઇપ્સિત સિદ્ધ થયું ?" કુમારે કહ્યું કે—

" આપના ચરણની પ્રસાદીથી તેનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થયું છે." રાજાએ કહ્યું કે–" બહુ સારૂં થયું." રાજા નિર્લોભી સ્વભાવવાળો હોવાથી તથા ધન સમૃધ્યાદિકવડે ભરપૂર હોવાથી બીજું કાંઇ પણ તેણે પૂછ્યું નહિ. કુમારે પણ પોતે ગર્વિત દેખાય તેવા ભયથી કાંઇ પણ વિસ્તારથી કહ્યું નહિ. પછી રાજા અને કુમાર પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થયા.

હવે ધર્મદત્ત કોઇ નજીકના ગામમાં જઇને ઉત્તમ ઘર ખરીદી ત્યાં રહ્યો. ત્યાં રહીને તે સુવર્ણવડે વ્યાપાર કરવા લાગ્યો. અનેક ગાડી, ગધેડા, શકટ વિગેરે કરિયાણાથી ભરીને તેણે દેશાંતરમાં મોકલ્યા. ત્યાં તેના પુન્યસમૂહના ઉદયથી વીશગણે નફે તે વેચાયા; વળી તે સ્થળે રહેલા કરિયાણા પોતાને ગામ તે લાવ્યો, ત્યાં પણ દશગણા મૂલ્યથી તે વેચાયા. આ પ્રમાણે ગમનાગમન કરતાં તેણે થોડાજ કાળમાં સોળ કરોડ ધન એકઠું કર્યું. એક દિવસ ધર્મદત્તે વિચાર્યું કે–"સોળ કરોડ ધન મળ્યું, હવે અહીં રહેવું યોગ્ય નથી, હવે તો મારા ગામ તરફ જાઉં, અને ત્યાં જઇને મારા બાપનું નામ ઉદ્યોતિત કરૂં, તેમજ પ્રથમની ભાર્યાનાં મનોરથો પૂર્ણ કરૂં. સ્વજનાદિકને સંતોષું. વળી સુપાત્ર દાન અને પૂજા પ્રભાવના વિગેરે કરીને પ્રાપ્ત થયેલ નરભવને સફળ કરૂં." આ પ્રમાણે વિચારીને તે સ્થળનો વ્યાપાર બંધ કરી મોટા સાર્થ સાથે લઇ પત્નીને સુખાસનમાં બેસાડી પોતે અશ્વ રથાદિ વાહન ઉપર ઇચ્છાનુસાર બેસી સેંકડો સુભટોથી પરવરેલો તે પોતાના ગામ તરફ ચાલ્યો. થોડા દિવસમાં તે પોતાના નગરપાસે આવી પહોંચ્યો.

પોતાને ઘેર વધામણી મોકલી કે–" ધર્મદત્ત શ્રેષ્ઠી ઘણું ધન ઉપાર્જીને મોટી સમૃદ્ધિ સહિત આવે છે." તે સાંભળીને પ્રથમની પત્નીએ વધામણી લાવનારને વસ્ત્ર, ધન, આભૂષણ વિગેરે

આવ્યાં; પછી સ્વજનો વિવિધ પ્રકારના સુખાસન, રથ તથા ગાડીઓમાં બેસીને સુંદર વસ્ત્રાલંકારો પહેરીને, વિવિધ પ્રકારના વાજીંત્રો વગડાવતાં, એક યોજન સુધી સામે લેવા ગયા. ધર્મદત્ત સ્વજનાદિકને જુહાર કરવા પૂર્વક ગાઢ આલિંગન દઈને મળ્યા. પરસ્પર કુશળક્ષેમની વાર્તા પૂછવા લાગ્યા. પછી કુળવૃદ્ધો તથા અતિપરિચિત સબંધીઓને સન્માનપૂર્વક પોતાના રથમાં બેસાડ્યા, બીજાઓને પણ યથાયોગ્ય વાહન, અશ્વ વિગેરે ઉપર બેસાડીને, બહુ પ્રકારના આડંબર સહિત, હજારો લોકોથી પરવરેલો, અનેક વાજીત્રોના નાદથી સ્વાગત કરાતો, સધવા કુળવધુઓએ ધવળમંગળોથી ગવાતો, ઘણા ઉત્સાહપૂર્વક યાચક લોકોને દાન આપતો, ત્રિપથ ચતુષ્પથ તથા રાજપથમાં પગલે પગલે નગરના રહેવાસી શ્રેષ્ઠીઓ સાથે જુહાર કરતો ધર્મદત્ત પોતાને ઘેર આવ્યો પૂર્વની પત્ની અક્ષત પુષ્પાદિકથી વધાવીને તેને ઘરમાં લઈ ગઇ પછી બેસવાના સ્થાનમાં સૌ બેઠા, તે વખતે સ્વજનોએ તથા બીજા પરિચિત અને અપરિચિત લોકોએ આવીને વસ્ત્ર, આભરણ, સુવર્ણ, રૂપુ, રોકડનાણું, રૂપિયા વિગેરે ભેટ કર્યા. ધર્મદત્તે ઘરની મર્યાદા પ્રમાણે લેવા લાયક હતી તેની ભેટ સ્વીકારી, પછી કુમારે વિવિધ દેશમાં ઉત્પન્ન થયેલા વસ્ત્રાદિકથી યથાયોગ્ય રીતે તે સર્વનો સત્કાર કર્યો.

હવે ધનવતી પણ સુખાસનથી ઉતરીને બહુ પ્રકારના વસ્ત્ર દ્રવ્યાદિ આપવાપૂર્વક પૂર્વ પત્નીના પગમાં પડી. તેણીએ પણ આશિર્વાદ આપીને તેને ગાઢ આલિંગન કર્યું: પરસ્પર કુશળક્ષેમની વાતો પૂછવા લાગી. નગરમાં પૂર્વના આશ્રિત લોકો હતા તેઓ પણ મળવાને આવી ગયા. ધર્મદત્તે મધુર શબ્દથી તેઓને પણ સન્માનીને તૃપ્ત કર્યા. આખા નગરમાં ઘણો યશ વિસ્તરી

ગયો; સર્વ લોકો બોલવા લાગ્યા કે–"જુઓ, શ્રીપતિશ્રેષ્ઠીનો પુત્ર કેવો થયો ? પિતાનું નામ કેવું વધાર્યું ? પૂર્વે તે ક્ષીણ થઈ ગયો હતો, પરંતુ પોતાની ભુજબળથી ઘણું ધન ઉપાર્જીને તે આવ્યો અને કુળને દીપાવ્યું. જે સુપુત્ર થાય તેજ કુળને અજવાળે છે. કહ્યું છે કે–

एकेनापि सुपुत्रेण, जायमाने च सत्कुलम् ।
शशिना चैव गगनं, सर्वथैवोज्ज्वलीकृतम् ॥१॥

'જેવીરીતે એકજ ચંદ્ર આકાશને ઉજ્વલિત કરે છે, તેમ એકજ પુત્ર પણ સત્કુળને શોભાવે છે–ઉજ્વલિત કરે છે.'

આ પ્રમાણે દરેક ઘરમાં દરેકને મુખે તેના યશ બોલાવા લાગ્યો. હવે બીજે દિવસે સ્વજન, મિત્ર, જ્ઞાતિજનોને નિમંત્રીને અતિ સુંદર મુખડી સહિત રસવતીથી તેમને ભોજન કરાવી પુષ્પ તાંબુળાદિ આપી તેઓનું વસ્ત્રાભરણોથી સન્માન કર્યું; પછી પૂર્વની પત્ની પાસે વહાણમાં બેઠા ત્યારથી ઘેર પાછા આવ્યા ત્યાં સુધીનો બધો વૃત્તાંત કહ્યો. તેણી પણ આંખમાં આંસુ લાવીને બોલી કે–"સ્વામિન્ ! પૂર્વજોના ધર્મપસાયથીજ આપના દર્શન થયા છે. આટલા દિવસો મેં મહાદુઃખમાં પસાર કર્યા છે; તે દુઃખ મારું મનજ જાણે છે, અથવા જિનેશ્વર જાણે છે. આવું દુઃખ શત્રુને પણ ન હોજો, પરંતુ આપના દર્શનથી મેં સર્વ દુઃખ વિસરાઇ ગયું છે. હવે તો ભાગ્યવંતી સ્ત્રીઓમાં હું અગ્રેસર થઇ છું, અને સર્વે સ્વજનોને હર્ષ અને સંતોષ થયો છે." ત્યારપછી ધર્મદત્ત તેના પિતાની માફક વ્યાપાર કરવામાં પ્રવર્ત્યો.

હવે યશોધવલ રાજાએ એકદા માથું સાફ કરાવતાં તેમાં પળી આવેલાં દેખીને અદ્ભૂત વૈરાગ્યોદય થવાથી ચંદ્રધવલને રાજ્ય આપીને દીક્ષા ગ્રહણ કરી. અને દુસ્તર તપ તપી, ઘાતી

કર્મ ખપાવી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, પૃથ્વી ઉપર વિચરી ઘણા ભવ્યજીવોને પ્રતિબોધી, અંતે એક માસની સંલેખના કરી, અઘાતી કર્મોને પણ યોગનું રૂંધન કરવાવડે ખપાવી દઇ મહાનંદ પદને પ્રાપ્ત કર્યું.

ચંદ્રધવળને રાજ્ય મળ્યા પછી તે ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો. તેણે યુક્તિથી મૂકેલા પેલા સુવર્ણપુરૂષના હાથ, પગ છેદ્યા હતા છતાં તે નવા ઉત્પન્ન થયા. આ પ્રમાણે પ્રતિદિવસ થવાથી સુવર્ણવડે તેનો ભંડાર અક્ષય થઇ ગયો. એક દિવસ દારિદ્રયપીડિત લોકોને દેખીને કરૂણા આવવાથી ચંદ્રધવળ રાજાએ તે સુવર્ણપુરૂષમાંથી ઉત્પન્ન થયેલ સુવર્ણવડે આખા વિશ્વને દારિદ્રય રહિત કરીને આખી પૃથ્વીને અનૃણી કરી અને પોતાનો ચંદ્ર નામનો સંવત્સર પ્રવર્તાવ્યો.

તે રાજાને એક દિવસ પાછલી રાત્રે જાગ્યા પછી રાજ્યચિંતા કરતાં ધર્મદત્ત સાંભર્યો. "અહો ! પ્રમાદની બહોળતાથી તથા રાજ્યકાર્યમાં મગ્ન થવાથી પરમોપકારી, કૃતકાર્યને જાણવામાં શિરોમણિ એવા મારા પરમમિત્ર ધર્મદત્તને મેં કોઇ દિવસ સંભાર્યો પણ નથી, તેથી આજે સવારેજ તેની તપાસ કરાવીને તેને સભામાં બોલાવી, અતિ આદરપૂર્વક સન્માન આપું અને પ્રીતિલતાની વૃદ્ધિ કરૂં." આ પ્રમાણે વિચારતાં પ્રભાત થયું. પછી રાજાએ શય્યામાંથી ઉઠી પ્રભાતનાં કૃત્યો કરીને, રાજસભામાં આવી, નગરમાં રહેનારા લોકોને પૂછ્યું કે—"શ્રીપતિશ્રેષ્ઠીનો પુત્ર ધર્મદત્ત અહીં છે કે દેશાંતરે ગયેલ છે ?" તેઓએ કહ્યું કે—"સ્વામિન્ ! તેણે દેશાંતરમાં જઇને ઘણું દ્રવ્ય ઉપાર્જી, ઘેર આવીને તેના પિતાનું નામ ઉજ્વલિત કર્યું છે. હાલ તો નગરમાં તેની જેવો બીજો કોઇ શ્રેષ્ઠી નથી, આખા નગરમાં તેજ મુ-

ધ્ય છે.'' તે સાંભળીને હર્ષિત થઈ મુખ્ય મંત્રીને મોકલીને બહુમાનપૂર્વક તેને બોલાવ્યો. ધર્મદત્ત પણ અદ્ભૂત ભેટણું લઈને મંત્રીની સાથે રથમાં બેસીને રાજસભામાં આવ્યો અને રાજાને નમસ્કાર કરીને ભેટણું આગળ ધર્યું. રાજાએ પણ તેને બહુમાન આપીને પોતાની પાસેનાજ પ્રદેશમાં બેસાડ્યો અને કુશળક્ષેમના સમાચાર પૂછ્યા. પછી રાજાએ કહ્યુ કે—'' તેં મને જે સુવર્ણપુરૂષ આપ્યો તેનાવડે સમસ્ત પૃથ્વીના લોકોને અનૃણી કર્યા છે, અને તેથી મારો યશ સર્વત્ર ફેલાયેલ છે, તે સર્વ તારોજ ઉપકાર છે. '' ધર્મદત્તે કહ્યું કે—'' સ્વામિન્ ! શા માટે મને ચઢાવો છો ? ગર્વિત કરો છો ? સુવર્ણપુરૂષ તો તમેજ પ્રકટ કરેલ છે. જો મારા ભાગ્યમાં તે હોત તો શા માટે એક ક્ષણમાં મારા હાથમાંથી તે ચાલ્યો જાત ? વળી આપે તો મારૂં વિયોગદુઃખ દૂર કર્યું, અને સુવર્ણ આપીને દારિદ્ર્યનો નાશ કર્યો. મનુષ્યની પંક્તિમાં તમેજ મને મૂક્યો છે. '' આ પ્રમાણે બંને જણાએ સજ્જનસ્વભાવથી પરસ્પરના ગુણ ગ્રહણ કર્યા પછી રાજાએ ધર્મદત્તને નગરશેઠની પદવી આપી અને પટ્ટબંધપૂર્વક ઘણા વસ્ત્રાભરણાદિ આપીને રાજના સામંતો અને સર્વ શ્રેષ્ઠીઓ સાથે મોટી વિભૂતિપૂર્વક, ગીત, નૃત્ય, બંદીજનની બિરૂદાવળી વિગેરે મોટા ઉત્સવ સહિત તેને ઘેર મોકલ્યો. ધર્મદત્તે પણ યથાયોગ્ય રીતે તાંબુળ, વસ્ત્રાદિક આપીને તે સર્વને વિસર્જન કર્યા. પછી હમેશાં તે રાજસભામાં જવા લાગ્યો અને રાજા પણ તેના માનની વૃદ્ધિ કરવા લાગ્યો.

એક દિવસ તેને રાજાએ પૂછ્યું કે—''તારી પાસે કેટલું ધન છે ? '' ધર્મદત્તે કહ્યું કે—'' સ્વામિન્ ! આપની કૃપાથી સોળ કરોડ દ્રવ્ય છે, પરંતુ એક મોટું કૌતુક છે તે સાંભળો—પૂર્વે

વનના અંતરમાં આપના આદેશથી સુવર્ણપુરૂષ મળેલી વધેલું સોનું ઇચ્છાપૂર્વક મેં ગ્રહણ કર્યું. પછી આપનાથી જુદા પડીને તે સુવર્ણવડે વ્યવસાય કરતાં મેં સોળ કરોડ દ્રવ્ય ઉપાર્જ્યું, પછી હું અહીં આવ્યો. અહીં પણ જળમાર્ગે અને સ્થળમાર્ગે વ્યવહાર કર્યો, પરંતુ ચોમાસાને અંતે લાભ શોધવા માટે નામું મેળવતા તેટલા ને તેટલાજ સોળ કરોડજ દેખાય છે, કાંઇ પણ અધિક થતું નથી. વધારે-ઓછો ખર્ચ કરૂં તો પણ તેટલાજ રહે છે. તેની વૃદ્ધિ માટે બહુ પ્રકારે નિપુણતાથી વ્યાપાર કર્યો, સર્વ વ્યાપારીઓ ઘણો વ્યાપાર દેખીને પોતપોતાના અંતઃકરણમાં ધારતા હતા કે આ વર્ષે તો ધર્મદત્તને અવશ્ય ચાર-પાંચ કરોડ ધનની વૃદ્ધિ થશે, પરંતુ મેં લેખુ કરીને નામુ મેળવ્યું તો તેટલુંજ દ્રવ્ય રહ્યું-કાંઇ પણ વધારો થયો નહિ. વળી ફરીથી અતિ સંકુચિત રીતે ખચ કરીને વ્યાપાર કર્યો ત્યારે પણ તેટલુંજ દ્રવ્ય રહ્યુ, વળી ઘણો ખર્ચ કર્યો ત્યારે પણ તેટલીજ મુડી રહી, તેથી હવે ઉત્સાહમાં ભંગ થયેલો હું યથાયોગ્ય સામાન્ય વ્યાપારજ કરૂં છું, વધારે કરતો નથી. આ પ્રમાણે દેખીને મારા ચિત્તમાં મોટું કૌતુક થયું છે પરતુ અતિશય જ્ઞાની વગર તેનો ખુલાસો કરવા કોણ સમર્થ છે ?"

આ પ્રમાણે રાજાની આગળ દંભ વગર વાતો કરે છે, તેટલામાં પ્રતિહારીની સાથે વનપાળક આવીને પ્રણામપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે-"સ્વામિન્ ! આજે વસંતવિલાસ નામના ઉદ્યાનમાં ઘણા મુનિઓ સાથે શ્રીમત્ ધર્મસાગર સુરિ સમવસરેલા છે. પોતાના અતિશય જ્ઞાનથી ભવ્ય જીવો ઉપર ઉપકાર કરતાં તેઓ સર્વત્ર વિહાર કરે છે." તેનુ કથન સાંભળીને રાજા અને ધર્મદત્ત બંને પર્ષદાની સાથે ગુરૂને વાંદવા માટે વનમાં ગયા, ગુરૂ દષ્ટિપથમાં

આવ્યા કે તરતજ પાંચ અભિગમનપૂર્વક રાજાએ અને ધર્મદત્તે ગુરૂને વંદન કર્યું. ગુરૂએ ઉપદેશ આપ્યો કેઃ—

दुल्लहं माणुस्सं जम्मं, लद्धूण रोहणं व रोरेण ।
रयणं व धम्मरयणं, बुद्धिमया हंदि चित्तव्वं ॥ १ ॥

'દુર્લભ મનુષ્ય જન્મ પામીને ગરીબ માણસ રોહણાચળને પામીને રત્નને ગ્રહણ કરે તેવી રીતે બુદ્ધિવંત પ્રાણીએ ધર્મરત્નને ગ્રહણ કરી લેવું.'

जिणगुरुभत्ति जत्ता, पभावणा सत्तखित्तधणचाओ ।
सम्मत्तं छावस्सय, धम्मो सयलड्ड सुहहेऊ ॥ २ ॥

'જિનેશ્વર તથા ગુરૂની ભક્તિ, યાત્રા, પ્રભાવના, સાતે ક્ષેત્રમાં દ્રવ્યનો વ્યય, સમ્યક્ત્વ, છ આવશ્યક—આ પ્રમાણે આરાધેલો ધર્મ સુખના હેતુભૂત થાય છે.'

આ પ્રમાણે રૂડી રીતે અપાયેલી ધર્મદેશના સાંભળીને અવસર મળ્યો ત્યારે રાજાએ પૂછ્યું કે—'પ્રભો! આ ધર્મદત્તે મહા ઉદ્યમ કરીને તથા ઘણું કષ્ટ સહન કરીને સુવર્ણપુરૂષ મેળવ્યો. તે સુવર્ણપુરૂષ અવિચ્છિન્ન એવો મારે ઘેર આવ્યો. વળી તે ઘણો વ્યાપાર કરે છે, પણ સોળ કરોડજ દ્રવ્ય રહે છે, અધિક વધતું નથી, તેનું શું કારણ? કૃપા કરીને તે જણાવો." આ પ્રમાણે રાજાએ પ્રશ્ન કર્યો એટલે તેનો ઉત્તર ગુરૂમહારાજ આપતા હતા, તેવામાં એક વાંદરી વૃક્ષ ઉપરથી ઉતરીને ગુરૂને વાંદી આસપાસ વારંવાર ભમતી નૃત્ય કરવા લાગી. તે દેખીને રાજાએ કહ્યું કે—"પ્રભો! પૂર્વે પૂછેલ પ્રશ્નનો ઉત્તર પછી કહેજો, પરંતુ આ વાંદરી નૃત્ય કેમ કરે છે અને કેમ નમસ્કાર કરે છે? એનું કારણ પ્રથમ કહો." પછી ગુરૂએ કહ્યું કે—"રાજન્! જગતમાં મોહનીય કર્મની વિષમ ગતિ છે. ભવિતવ્યતા અવર્ણનીય—ન કહી શકાય તેવી છે.

આ પાસે બેઠેલ ધર્મદત્ત મારો જમાઇ છે, હું તેનો સાસરો છું, આ વાંદરી આગલા ભવની મારી પત્ની છે, ધર્મદત્તની સ્ત્રી ધનવતી તે અમારી પુત્રી છે, આ તેની માતા છે." આ પ્રમાણે ગુરૂ મહારાજ કહેતા હતા તે કોઇ ધર્મદત્તની પાસે બેઠેલા મનુષ્યે સાંભળ્યુ, એટલે તે ઉઠીને ફોડનો નગરમાં ધર્મદત્તને ઘેર જઇને તેની પત્ની ધનવતીને કહેવા લાગ્યો કે—"તારા પિતા ધનસાગર મુનિવેષ ગ્રહણ કરી આચાર્ય પદ પ્રાપ્ત કરીને અહીં આવેલા છે, પરમ અતિશય જ્ઞાનવંત થયેલા છે, અને સર્વે લોકોનાં સંદેહનું નિવારણ કરે છે" ધનવતી પિતાને આવેલ જાણીને તરતજ ત્યાં આવી, તે વખતે મુનિમહારાજ પુત્રીના વિવાહ માટે વહાણ ઉપર ચડ્યાની હકીકત કહેતા હતા. તેણીએ પિતાના દર્શનથી આંસુ પાડતાં વંદના કરી. પછી ધનવતીએ પૂછ્યું કે—"હે પિતાજી! આ બધી હકીકતનું ખરૂં સ્વરૂપ શું છે? અને આ બધું કેમ થયું છે?" ગુરૂએ કહ્યું કે—"તેજ કહું છુ તે સાંભળ—

"જ્યારે વહાણ ભાંગ્યુ તે વખતે મારા હાથમાં એક પાટીઉ આવી ગયું. તેના આધારથી તરી નવમે દિવસે હું કાંઠે આવ્યો. પાટીઆને છોડી દઇને કાંઠે ઉતરી હું આગળ ચાલ્યો, તે વખતે દૂરથી એક નગર દેખીને તે તરફ હું ચાલ્યો આ વખતે માર્ગમાં એક બ્રાહ્મણ મળ્યો. તેણે મને કહ્યું કે—"અહો ધનસાગર! આવો, આવો, મારે ઘેર પધારો." મેં પૂછ્યું કે—"તું કોણ છો? અને મને ક્યાંથી ઓળખે છે?" તેણે કહ્યું કે—"મારે ઘેર આવો, ત્યાં બધી હકીકત હું કહીશ." એમ કહીને આગ્રહપૂર્વક તે મને તેને ઘેર લઇ ગયો. પછી તેણે તૈલાદિકવડે અભ્યંગ કરીને ગરમ પાણીથી સ્નાન કરાવી મારો માર્ગનો શ્રમ ઉતરાવ્યો, પછી વિવિધ પ્રકારના સ્વાદવાળી રસોઈ બનાવરાવીને

મોટી ભક્તિથી તેણે મને જમાડ્યો, આચમન કરીને શુદ્ધ થયા પછી તાંબુળાદિકથી મુખશુદ્ધિ કરીને ઘરને ઉપરને માળે અમે બંને બેઠા, એટલે મેં તેને પૂછ્યું કે–"હે દ્વિજવર ! નહિ ઓળખાણવાળા એવા મારી શા માટે તમે બહુ ભક્તિ કરો છો ? હું તમને બીલકુલ ઓળખતો નથી." તેણે કહ્યું કે–" તે વાત વિસ્મયકારી છે અને હું તમને કહું છું તે સાંભળો —

"આ શંખપુર નામે નગર છે. અહીં હું જિનધર્મમાં દ્રઢ ચિત્તવાળો થઈને રહું છું. જિનશર્મા મારૂં નામ છે. શ્રીમદ્ જિનેશ્વરની આજ્ઞાનુસાર યથાશક્તિ હું ધર્મમાં પ્રવૃત્તિ કરૂં છું. સદ્ગુરૂ અને સુસજ્જનોની સેવાથી શાસ્ત્રમાં રહેલા ઘણા રહસ્યો મેં પ્રાપ્ત કર્યાં છે, મારે આજીવિકા પણ સુલભ છે. અન્યદા કુલવૃદ્ધિ કરનાર એક પુત્ર મારે ન હોવાથી તે માટે મેં કુળદેવતાની આરાધના કરી, તેથી સેવાવડે પ્રત્યક્ષ થઈને તે બોલી કે,–'મને શા માટે આરાધી છે?" મેં કહ્યું કે–"મને પુત્ર આપો." તેણીએ કહ્યું કે–" વત્સ ! તારે અંતરાય કર્મનો નિકાચિત ઉદય છે, તેથી પુત્ર થશે નહિ." મેં કહ્યું કે–"અપુત્રીઆની શુભ ગતિ થતી નથી, તેવી શ્રદ્ધા તો સદ્ગુરૂની કૃપાથી મને નથી, સદ્ગતિ તો શુદ્ધ અધ્યવસાયથીજ થાય છે, અન્યથા થતી નથી, પરંતુ મેં અનેક ઉત્તમ મહાપુરૂષોની સેવાવડે તેમનું ચિત્ત પ્રસન્ન કરીને ઘણી ચમત્કાર ઉપજાવે તેવી વિદ્યાઓ પ્રાપ્ત કરી છે, તેનો મારા મૃત્યુ બાદ નાશ થશે, તે કારણથી મને બહુ ખેદ થાય છે." તે સાંભળીને તેણે કહ્યું કે–" કમલપુરનો રહેવાસી ધનસાગર શ્રેષ્ઠી વહાણ ભાંગવાથી આજથી નવમે દિવસે અહીંના સમુદ્રને કાંઠે નીકળશે. તેને તારે ઘેર લાવજે અને નિઃશંક રીતે તારે બધી વિદ્યાઓ તેને આપવી. તે તેને માટે લાયક છે, જે વાત કે યુક્ત

એકવાર સાંભળશે તે તરતજ સમજી જશે એવી તેની બુદ્ધિ છે. તેને તારી વિદ્યાઓ આપવાથી તું અનૃણી થઇશ; પછી તારે તારી પુત્રી સાથે તેનુ પાણિગ્રહણ કરાવવુ." આ પ્રમાણે કહીને દેવી અદ્રશ્ય થઇ ગઇ. તે દેવીએ કહેલી બધી હકીકત આજે મળી, તેથી હું તમારી ભક્તિ કરૂં છું. હે સજ્જન! હવે તમામ સંકલ્પ વિકલ્પો છોડી દઇને સ્વગૃહની જેમજ તમે સુખેથી મારા ઘરમાં રહો, વહાણ ભાંગવાથી થયેલ હાનિની ચિંતા છોડી ઘો. જ્ઞાનીએ જે દેખ્યુ હોય છે તેજ થાય છે. શુદ્ધ શ્રદ્ધાવંત જૈનોને ઉદયની ચિંતા બહુ પ્રબળ હોતી નથી, કારણકે ઉદયમાં આપણું સ્વાધીનપણુ નથી, ત્યારે પછી તેની ચિંતા કરવાથી શું ફળ! તેમ છતાં આર્તધ્યાનને વશ થવાથી જીવો પાપકર્મજ બાંધે છે. ભવ્યપુરૂષોએ પ્રતિક્ષણે હેય અને ઉપાદેય વડે સારી રીતે કર્મના બંધની ચિતા કરવી, કારણકે કર્મનો બંધ કરવો તે તો સ્વાધિન છે, હેયોપાદેયના જ્ઞાનથી પ્રાયે પાપકર્મનો બંધ થતો નથી અને પુન્ય કર્મનો બધ થાય છે, વળી શુભ ઉપયોગથી પૂર્વે કરેલા અશુભ કર્મનો રસબંધ મદસ્થિતિવાળો થાય છે અને સ્વલ્પ રસવાળા કર્મોની નિર્જરા થાય છે, તેથી શુભોપયોગવડેજ કાલક્ષેપ કરવો એવી જિનેશ્વરની આજ્ઞા છે. વળી આપ તો આગમવાસિત અંતઃકરણવાળા છો, તેથી તમારે અધૈર્ય—ખેદ હોયજ નહિ.

આ પ્રમાણે આશ્વાસન આપીને તેણે પોતાના ઘરમાં મને રાખ્યો. હું પણ જિનેશ્વરની આજ્ઞાને ધારણ કરીને કર્મના ઉદયની ચિંતા ત્યજી દઇ તેને ઘેર રહ્યો. પછી તેણે સારે દિવસે ગુપ્ત સ્થળે બેસાડી પોતાના ઘટમાં રહેલી બધી વિદ્યા ચિત્તની પ્રસન્નતાથી મને આપી, મેં પણ વિધિપૂર્વક તે ગ્રહણ કરી; પછી સારા મુહૂર્તવાળે દિવસે પોતાની શક્તિ અનુસાર મહોત્સવ કરીને તેની પુત્રી

મને પરણાવી; પછી ગૃહભાર બધો મને સોંપીને પોતે નિશ્ચિંત થઇ ઘરમાંજ રહીને ધર્મારાધન કરતાં કાળ નિર્ગમવા લાગ્યા. એક દિવસ પોતાની આયુષ્ય સ્થિતિ સંપૂર્ણ થયેલી જાણીને સમાધિ-વડે વિધિપૂર્વક આરાધના કરી તે મૃત્યુ પામ્યા હું પણ તેના મૃત્યુકાર્યો કરીને ધર્મ અર્થ અને કામ ત્રણે વર્ગની સાધના કરવામાં તત્પર થયો સતો ત્યાં રહેવા લાગ્યો. મારી સાથે સાંસારિક સુખ ભોગવતાં દ્વિજપુત્રીએ ગર્ભ ધારણ કર્યો. સમય થયે તેણે પુત્રને જન્મ આપ્યો, તેનું ધનદત્ત એવું નામ પાડ્યું. પ્રતિપાલન કરતો તે પુત્ર આઠ વર્ષનો થયો. પછી તેને વિદ્યા શિખવવા માંડી, પ્રાયે ઘણી વિદ્યાઓ તે ભણ્યો. એ પ્રમાણે કેટલેક કાળ ગયા પછી તે નગરમાં શ્રીઅજિતસિંહ સૂરિ પધાર્યા લોકોના મુખેથી તે હકીકત સાંભળીને પુત્ર સહિત અમે તપની વંદન કરવા માટે ગયા. પાંચ અભિગમ સાચવીને તેમને વાંદી સમીપે બેઠા. તેમણે દેશના આપી. અમૃતના રસને ઝરતી તેમની દેશના સાંભળીને વૈરાગ્યરંગથી રંગાયેલા અમારા અંતઃકરણ પીગળી જવાથી અમે બુઝયા એટલે ગૃહસ્થપણું છોડી દઇને તે સૂરિની પાસે પુત્ર સહિત અમે વ્રત ગ્રહણ કર્યું. ગ્રહણા, આસેવનારૂપ શિક્ષા હું શીખ્યો અને ગુરૂની કૃપાથી યથામતિ અનેક શાસ્ત્રોના તાત્પર્યને પ્રાપ્ત કર્યો. ગુરૂપાસે રહીને તપ ક્રિયા કરતાં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમવડે મને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. પછી ગુરૂએ કૃપા કરીને મને સૂરિપદ આપ્યું, અને અનેક સાધુનો સમુદાય મને સોંપ્યો. હું પૃથ્વી ઉપર વિહાર કરતો આજે અહીં આવ્યો છું.

આ તારી માતા વહાણ ભાગવાથી જળમાં બુડી ગઇ. આર્તધ્યાનથી મરીને તે માછલી થઇ અને ફરીવાર મૃત્યુ પામીને તે આ વાંદરી થઇ છે. આર્તધ્યાનથી તિર્યંચની ગતિ, રૌદ્રધ્યાનથી

નરકગતિ, ધર્મધ્યાનથી દેવગતિ અને શુક્લધ્યાનથી મોક્ષગતિ મળે છે. શુભ તથા અશુભધ્યાનના મધ્યમ પરિણામથી જીવો મનુષ્ય ગતિમાં જાય છે. જ્યારે અહીં હું આવ્યો ત્યારે મને દેખીને પૂર્વભવના સ્નેહના ઉદયથી તે વાંદરી અહીં ભમે છે અને નાચે છે."

આ પ્રમાણેનાં ગુરૂના વાક્યો સાંભળીને ધનવતી વાંદરીને જોઇને વારંવાર રોવા લાગી અને "હા ! માત ! તને શું થયું ?" આ પ્રમાણે વાર વાર બોલતી આંખોમાંથી આંસુ પાડવા લાગી. ગુરૂએ કહ્યું કે-" વત્સ ! કર્મની ગતિ વિચિત્ર છે અને સંસાર સમુદ્ર તરવો મુશ્કેલ છે. કહ્યું છે કે –

न सा जाइ न सा जोणी, न तं ठाणं न तं कुलं ।
न जाया न मुआ जत्थ. सव्वे जीवा अनंतसो ॥ १ ॥

'એવી કોઇ જાતિ નથી, યોનિ નથી, સ્થાન નથી ને કુળ નથી, કે જ્યાં સર્વે જીવો અનંતીવાર જન્મ્યા ન હોય તેમજ મરણ પામેલા ન હોય.'

घणकम्मपासबद्धो, भवनयरचउप्पहेसु विविहाओ ।
पावइ विडंबणाओ, जीवो को इत्थ सरणं से ॥ २ ॥

'ઘન કર્મના પાશથી બંધાયેલ આ જીવ ભવનગરના ચતુષ્પથમાં વિવિધ પ્રકારની વિડંબના પામે છે, તેમાં તેને કોનું શરણ છે?'

સંસારના દુઃખથી ઉદ્ધરવાને એક ધર્મજ સમર્થ છે, બીજું કોઇ સમર્થ નથી. કહ્યું છે કે-" ધર્મથી સુકુળમાં જન્મ થાય છે, વિગેરે.' તેથી દુર્લભ મનુષ્ય ભવ પામીને જે ત્રિકરણ શુદ્ધિથી જિનધર્મને આરાધે છે તે તરતજ જન્મમરણાદિ સાંસારિક દુઃખને ત્યજી દઇને-ઉખેડી નાખીને સિદ્ધિગતિમાં ચિદાનંદ પદ અનુભવે છે."

પછી તે વાંદરીને વારંવાર ધનવતીની સામે જોતાં અને ગુરૂનું

કથન સાંભળતાં તેમજ પૂર્વે આચરેલ ધર્મકર્માદિકની પ્રવૃત્તિ ધનવતીના તથા ગુરૂના મુખેથી સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, એટલે ધનવતી તરફ તથા પોતાના પતિ ગુરૂ તરફ વાર વાર જોતી તે અત્યંત વિષાદ કરવા લાગી. ગુરૂએ તેને પ્રતિબોધ આપ્યો કે—'ભદ્રે! હવે નકામો વિષાદ કરવાથી શું? મોહની ગતિ આવીજ છે. તેં મૃત્યુ સમયે પતિ તથા પુત્રીની ચિંતાવડે આર્ત ધ્યાન કર્યું તેથી તારી તિર્યંચગતિ થઇ. પોતાના દોષથીજ જીવો દુર્ગતિમાં ભમે છે સર્વે જીવો પોતાના કરેલા કર્મને અનુસારેજ જેવું કર્મ બાંધ્યુ હોય તેવુ ફળ અનુભવે છે પૂર્વનાં કર્મો ભોગવ્યા વગર અગર ઉગ્ર તપસ્યા કર્યા વગર કોઇ ખપાવવા સમર્થ થતું નથી. જે સંસારનુ સ્વરૂપ જાણીને તેનાથી ત્રાસ પામી મુક્તિને માટેજ એકાંતે તૈયાર થાય છે તે નવાં કર્મો બાંધતો નથી, પરંતુ પૂર્વે બાંધેલા કર્મો તો તે પણ ભોગવીને તથા ઉગ્ર તપસ્યા કરીને ખપાવે છે. તું પણ પંચેન્દ્રિય છુ. પાંચમા ગુણસ્થાનક સુધીની પ્રાપ્તિ કરવાને યોગ્ય છે, તેથી યથાશક્તિ તપ અંગીકાર કર અને નમસ્કારમંત્રનું અવિચ્છિન્ન ધ્યાન કર, તેથી તારો દુર્ગતિમાથી છુટકારો થશે અને તે બીજવડે પરંપરાએ તું સિદ્ધિસુખને પણ પ્રાપ્ત કરી શકીશ. આ તારી પુત્રી તારી પ્રતિપાલના કરશે અને તને સહાય આપશે"

આ પ્રમાણેનાં ગુરૂનાં વચન સાંભળીને તે મર્કટીએ એકાંતર ઉપવાસનો નિયમ ગુરૂસાક્ષીએ ગ્રહણ કર્યો. ગુરૂએ પણ તે બધું ધનવતીને જણાવ્યુ અને કહ્યુ કે—"તારે આ વાંદરીને ઘેર રાખીને તેને સહાય કરવી. આ તારી માતા છે, તેનો પ્રત્યુપકાર કરવાને તુ કરોડો ભવે પણ શક્તિવંત થાત નહિ. માતાનો પ્રત્યુપકાર કરવાનો આ એકજ માર્ગ છે કે તે ધર્મથી ચ્યુત થયેલ

હોય તો તેને ફરીથી ધર્મમાં જોડવી; તેમ કરવાથી તમારો માતા પુત્રીનો સંબંધ સફળ થશે ”

ધનવતીએ ગુરૂનાં વચન અંગીકાર કર્યાં અને વાંદરીને પોતાની દેખરેખ નીચે રાખી. રાજાએ ફરીથી પૂછ્યું કે—“સ્વામિન્ ! સોળ કરોડ દ્રવ્ય ધર્મદત્તને મળ્યું, વધારે મળ્યું નહિ, તેનું તાત્પર્ય આપ કહેવા જતા હતા, તેવામાં નાચતી વાંદરીની વચ્ચે વાત આવી જવાથી અટકી ગયેલ છો, તો હવે કૃપા કરીને તે કહો. ત્યારે ગુરૂએ કહ્યું કે—“ સાવધાન થઇને સાંભળો:—

## ધર્મદત્ત અને ચંદ્રધવળના પૂર્વ ભવનો વૃત્તાંત.

કલિંગ દેશમાં કાંચનપુર નામે નગર છે. ત્યાં લક્ષ્મીસાગર નામે વ્યાપારી રહેતો હતો. તેને લક્ષ્મીવતી નામે પત્ની હતી. તેના ઘરમાં લક્ષ્મી નહોતી, તથાપિ પરંપરાથી જિનધર્મવાસીત કુળ હોવાથી ભક્તિથી તે જિનેશ્વરે કહેલ ધર્મ આચરતો હતો. તેની પત્ની પણ તે પ્રમાણે ધર્મસાધનમાં તત્પર હતી. શ્રેષ્ઠી બંને સંધ્યા વખતે પ્રતિક્રમણ કરતો, વળી સમય મળે સામાયિક પણ કરતો હતો. પર્વને દિવસે પૌષધ કરતો હતો, પારણાને દિવસે અતિથિસંવિભાગ કરતો હતો. અને, વ્રતને છોડતો નહોતો. એ પ્રમાણે ધર્મ કરતો હતો, પરંતુ અતિથિ સંવિભાગ વ્રતને અતિચાર સહિત આચરતો હતો. કોઈ વખત શર્કરાદિક સચિત્ત વસ્તુ ઉપર પડેલી હોય તોપણ ‘ આ નિર્દોષ આહાર છે ’ તેમ કહીને તે સાધુઓને વહોરાવતો હતો, કોઇ વખત દેવાંની ઇચ્છા ન હોય ત્યારે અચિત્ત વસ્તુને પણ કુટિલતાથી સચિત્ત વસ્તુ ઉપર મૂકી દેતો હતો; કોઇ વખત કાળ વીતી ગયા પછી સાધુને આમંત્રણ કરતો હતો, વળી ગોચરી ગયેલા સાધુઓ પોતાના નિવા-

હને યોગ્ય આહાર મેળવીને ઉપાશ્રય તરફ પાછા જતા હોય ત્યારે ઘેરથી બહાર નીકળીને બહુ મોટા સ્વરથી બહુ માન દેખાડતો વિવિધ રીતે આમંત્રણ કરતો હતો. તે સાંભળીને લોકો જાણતા કે-" અહો ! આની દાનરૂચિ કેવી સરસ છે ? સાધુઓને તો નિર્વાહયોગ્ય મળ્યું એટલે તેઓ વધારે લેના નથી, તેઓ તો નિઃસ્પૃહી છે. " કોઇ વખત સાધુને પોતે આહાર કર્યા પછી આમંત્રણ કરવા જતો હતો. કોઇ વખતે આપવાની ઇચ્છા ન હોય ત્યારે બોલતો કે-" આ આહાર કરવા લાયક શુદ્ધ વસ્તુ છે, પરંતુ પારકી છે. તે ધણી દાનની રૂચિવાળો છે તેથી 'અપાયેલ છે ' તેમ સાંભળીને ખુશી થશે, તેથી જો આપને કલ્પતું હોય તો સુખેથી ગ્રહણ કરો. " તેમ સાંભળીને જિતેંદ્રિય સાધુઓ બોલતા કે-" એ અમારે કલ્પતું નથી. " ત્યારે તે કહેતો કે-" તમને આપ્યા વગર હું કેવી રીતે તે વસ્તુ ખાઇશ અને તે આવશે એટલે આગ્રહપૂર્વક તે મને ખાવાનું કહેશે, તેને નિષેધવાને-ના પાડવાને હું સમર્થ નથી, તે વખતે શું વ્યવસ્થા થશે ? " ત્યારે સાધુઓ કહેતાં કે-" તેમ થાય તો તમને યથારૂચિ ખાવાની છુટ છે. " ત્યારે તે વસ્તુ ખાતો. કોઇ વખ " અમુક પુરૂષ આપે છે, શું હું તેનાથી હીન છું ? " તે પ્રમાણે અભિમાન તથા માત્સર્યથી પારકાની ઇર્ષ્યા કરતો હતો; અથવા " નહિ ઇચ્છતા છતાં સાધુઓ આવ્યા, જે વસ્તુની સાધુઓ યાચના કરવા નીકળ્યા છે, તે વસ્તુ મુખ નજીકજ પડેલી છે, તેઓ દેખેલી વસ્તુ માગે, પછી તે વહોરાવ્યા વિના કેમ ચાલે ? માટે તેમની દ્રષ્ટિએ પડવા દેવી તેજ સારૂ નથી. સાધુઓ દેખે તો તરતજ યાચના કરે છે, તેથી વસ્તુ દેખાડવીજ નહિ. " આમ બોલતો હતો. આ પ્રમાણે કોઈ કોઇ વખત કૃપણતાના દોષથી તથા

માત્સર્યથી અતિચાર સહિત અતિથિસંવિભાગ વ્રત તે આચરતો હતો. એ પ્રમાણે ધર્મને આચરતાં તેના ઘણા દિવસો વ્યતિત થયા.

એક દિવસ તે ગામમાંથી કોઇ સાર્થ વસંતપુર તરફ જવાને તૈયાર થયો, સર્વ લોકો રસ્તાની સામગ્રી તૈયાર કરવા લાગ્યા. તે વખતે વસુદેવ નામના તેના મિત્રે લક્ષ્મીસાગરને કહ્યું કે—"અરે મિત્ર ! હું વસંતપુર જવાનો છું, તેથી તું પણ વસંતપુરે આવવા તૈયાર થા" લક્ષ્મીસાગરે કહ્યું કે,—"મિત્ર ! ગાડું બળદ વિગેરે મારે નથી; તેથી કેવી રીતે તૈયાર થાઉં ?" વસુદેવે કહ્યું કે—"બળદ વિગેરેનો જોગ હું કરી આપીશ, તારાથી બીજી જે કાંઇ તૈયારી થાય તે કરજે." આ પ્રમાણે મિત્રે ઉત્સાહિત કર્યો એટલે તે પણ તૈયાર થઇ ગયો સાર્થેશ ચાલ્યો, પછવાડે તે બંને પણ ગાડું ભરીને બળદ વિગેરે સહિત ચાલ્યા. તેઓ કોઇ જળ તથા ઘાસવાળા પ્રદેશમાં સાર્થની સાથે રાતવાસો રહ્યા. લક્ષ્મીસાગર પણ સારૂં સ્થળ જોઇને ઉતર્યો. રાત્રે નિદ્રાનો અવસર થયો ત્યારે સુઇ ગયો. પાછલી રાત્રે ઉઠીને નિદ્રા છોડી સામાયિક લઇને પરમેષ્ટીનું સ્મરણ કરવા લાગ્યો; તેટલામાં રાત્રિનો સમય જુજ બાકી રહેલો જાણીને જેઓ પગે ચાલનારા હતા તેઓએ સાર્થેશને વિનંતિ કરી કે—"શ્રેષ્ઠિન્ ! આ ઉન્હાળાનો સમય છે, દિવસ ચઢશે તો તડકામાં અમે દુઃખી થઇશું; તેથી શીતળ સમયમાં પંથ કાપવો સારો છે." તે સાંભળીને સાર્થેશે સેવકોને હુકમ કર્યો કે— "તાકીદે સાર્થને માર્ગે વહેતો કરો." તેથી સેવકોએ પોકાર કર્યો કે—"અરે સાર્થ લોકો ! સાર્થ ચાલે છે, સર્વ તૈયાર થઇ જાઓ." ત્યારે બધા પોતપોતાનાં ગાડાં જોડવા લાગ્યાં; તે વખતે લક્ષ્મીસાગરે પોતાનો નિયમ જણાવવાને માટે અને વિલંબ કરવા માટે બે ત્રણવાર 'હું, હું' એમ કર્યું, ઉધરસ ખાધી; તો પણ તેઓ

તો ચાલ્યા, ત્યારે તેણે વચનથી કહ્યું કે–'અરે અમુક! મેં સામાયિક લીધેલ છે.' તે સાંભળીને સ્વાર્થપ્રિય કેટલાક લોકો બોલવા લાગ્યા કે–'શેઠની નિપુણતા જુઓ, સામાયિક માટે કેવો વખત પસંદ કર્યો છે, દૂર પ્રયાણ કરવું છે. અરૂણોદય થયે તડકો થશે, લોકો અને બળદો તડકામાં પીડા પામશે, પશુઓ ભાર વહેતાં ભૂખ્યા થશે તોપણ ઉતારો કરશુ ત્યારેજ આહાર મેળવશે, છતાં આ તો પોતાનું ધર્મરસિકપણું જણાવવા માટે સામાયિક લઇને બેઠેલ છે.' તે પ્રમાણે બોલતાં ગાડાં જોડીને તેઓ ચાલવા લાગ્યા. કોઇ મુખે દાક્ષિણ્યતા દેખાડતા 'અરે શ્રેષ્ઠિન્! અમે જતા નથી, ગાડાં જોડીને માર્ગે ઉભા રાખીએ છીએ, તમે તાકીદે આવજો, વિલંબ કરશો નહિ.' તેમ કહીને આગળ ચાલ્યા. શેઠના શકટ અને બળદો ત્યાંજ રહ્યા. બીજું કોઇ રહ્યું નહિ. તે વખતે શ્રેષ્ઠીએ વિચાર્યું કે–"આવા પાપબુદ્ધિવાળાની મિત્રતાને ધિક્કાર છે, સર્વે એકલા સ્વાર્થમાંજ તત્પર છે. મારે તો ખરો ધર્મજ સહાયભૂત છે. તે કાંઇ ગયો નથી. હવે પછી આવાની સાથે મિત્રતા કરવી નહિ. કહ્યું છે કે—

सो च्चिय मित्तो किज्जइ, जो किर पत्तम्मि वसणसमयम्मि ।
न हु होइ परामूओ, सेलसीलाघडिअपुरिसुव्व ॥ १ ॥

'તેવોજ મિત્ર કરવો કે જે આપત્તિનો સમય પ્રાપ્ત થાય તો પણ પથ્થરથી ઘડેલા પુરૂષની જેમ કદિપણ પરાઙ્મુખ થતો નથી.' વળી–

'ઉત્તમની સાથે સંગતિ, પંડિતની સાથે વાતચિત અને લોભી ન હોય તેવાની સાથે મિત્રતા કરવાથી કોઇ પણ વખત દુઃખ થતું નથી.'

હવે તો મારે "પુન્યોદયજ સર્વત્ર બળવાન છે.' એ લોકોક્તિજ માનવી." પછી સામાયિક પૂર્ણ થયે તેણે પાર્યું. અને બધો સરસામાન તૈયાર કરીને તે ચાલવાની તૈયારી કરતો હતો,

તેવામાં શુંખારવ થયો. થોડો આગળ તે ચાલ્યો; તેટલામાં આગળ ગયેલા સાર્થના લોકોને વસ્ત્રરહિત. પ્રાયે નાગી સ્થિતિમાં સામે દોડીને આવતા તેણે દીઠા. તે દેખીને વિસ્મિત થઈ તેણે પૂછયું કે–" તમારી આવી અવસ્થા કેમ થઇ ? " તેઓએ કહ્યું કે,–" તું ધન્ય છે, તારા ધર્મને ધન્ય છે, તારી આસ્થાને ધન્ય છે ! જેવી તારી ધર્મમાં સ્થિરતા છે તેવુંજ તારૂં પુન્ય તને પ્રત્યક્ષ રીતે ફળેલું દેખાય છે. અમે ઉતાવળા થઇને આગળ ચાલ્યા, અરધો ગાઉ ગયા, તેવામાં ધાડી ઝાડીમાંથી ધાડ પડી, ચોરોએ બધું લુંટી લઇ આવા કરીને અમને છોડ્યા. આખા સાર્થને તેઓએ લુંટી લીધો છે, કોઇને છોડ્યા નથી." તે સાંભળીને શ્રેષ્ઠીએ તેઓને વસ્ત્રાદિ આપ્યા, તેથી તેના યશની વૃદ્ધિ થઇ. શેઠે વિચાર્યું કે–"હવે આગળ જવું યુક્ત નથી, હું પુન્યથી ઉગર્યો છું, સર્વત્ર પુન્યબળનો પ્રભાવજ જાગૃત છે. જો પુન્યબળ હોય તો ઘેરબેઠાજ લાભ થાય છે. આજથી હવે બળદાદિવડે દેશાંતર જઇને ખરકર્માદિ વ્યાપાર કરવો મને યોગ્ય નથી, કારણકે શાસ્ત્રમાં તેનું મોટું પ્રાયશ્ચિત કહ્યું છે. આજથી એવા વ્યાપારનો હું યાવજ્જીવ ત્યાગ કરૂં છું. " આ પ્રમાણે નિયમ કરીને પાછો વળી તે ઘેર આવ્યો, તે વખતે તેના પુન્યબળથી કાંચનપુરમાંથી વસંતપુર જઇને વેચવા માટે જે કરિયાણું તેણે લીધું હતું, તેની કાંચનપુરમાંજ કિંમત વધી ગઇ, શ્રેષ્ઠીએ તે વેચીને વસંતપુરમાં મળત તે કરતાં અધિક લાભ મળ્યો. એ રીતે શેઠને લાભ, યશ અને ધર્મ ત્રણેની વૃદ્ધિ થઇ. લોકો પ્રશંસા કરવા લાગ્યા કે–" આ શેઠને ધન્ય છે ! જેવી તેની ધર્મમાં દ્રઢતા છે, તેવીજ ગૃહમાં રહેલા તેના ધનની વૃદ્ધિ થઈ છે." પછી તે ધનવડે ધીમે ધીમે તે ઘણો વ્યાપાર કરવા લાગ્યો, અને પુન્યબળથી ધીમે ધીમે તેની લક્ષ્મી

પણ વધવા લાગી. અનુક્રમે તે મોટા શ્રેષ્ઠી થયો અને સર્વત્ર તેની ખ્યાતિ થઇ.

કેટલેક વખતે તેને ઘેર પુત્ર અવતર્યો, તેનું 'લક્ષ્મીચંદ્ર' નામ પાડયું. અનુક્રમે તે મોટો થયો. એટલે તેને ભણવા મોકલ્યો. થોડા વખતમાં બધી કળા તે શીખ્યો. પિતાની સંગતિમાં ધર્મક્રિયામાં તે કુશળ અને રૂચિવંત થયો, અનુક્રમે તે યૌવન પામ્યો. વ્યાપારકાર્યમાં નિપુણ થવાથી લોકોમાં અગ્રેસર થયો. તેનું વચન બધા પ્રમાણભૂત ગણવા લાગ્યા. પછી શેઠે તેને ઉમ્મર લાયક જાણીને અને તેની નિપુણતા જોઇને એક શ્રેષ્ઠીપુત્રીસાથે તેનું સગપણ કર્યું, અને વિવાહ કરવાની તૈયારી કરવા લાગ્યો. જ્ઞાતિના લોકોને, સ્વજનોને, તથા પરિચિત જનોને ખવડાવવા માટે ઘણાં દ્રવ્યો મેળવીને જુદી જુદી જાતનાં મોદકો બનાવરાવીને પહેલેથીજ તેણે ઓરડા ભરી રાખ્યા એક દિવસ શ્રેષ્ઠી જિનેશ્વરની પૂજા કરતો હતો, તે વખતે મધ્યાન્હ સમયે તે શ્રેષ્ઠીને ઘેર કોઇ સાધુઓ એષણીય આહારની ગવેષણા કરતા આવ્યા. દેવગૃહમાં રહેલ શ્રેષ્ઠીએ 'ધર્મલાભ' એવો શબ્દ સાંભળીને કહ્યું કે-"ઘરમાં કોણ વહોરાવનાર છે?" ત્યારે નીચે રહેલા લક્ષ્મીચંદ્રે કહ્યું કે-'પિતાજી! હું અહીં છું' ત્યારે શેઠે કહ્યું-'અહીં આવ." ત્યારે લક્ષ્મીચંદ્ર તેના બાપની પાસે આવ્યો. શેઠે કહ્યું કે-"વત્સ! તું પૂછ, કોણ સુરિમહારાજ પધાર્યા છે? અને તે કેટલા પરિવારથી પરવરેલા છે!" ત્યારે લક્ષ્મીચંદ્રે બહાર આવીને પિતાએ કહ્યા પ્રમાણે પૂછ્યું. સાધુઓએ કહ્યું કે;-"દેવાનુપ્રિય! આજે શ્રી ધર્મઘોષસૂરિ પાંચસે સાધુઓના પરિવાર સહિત પધારેલા છે, અમે તેના શિષ્યો છીએ, ગુરૂની આજ્ઞાથી

એષણીય આહારની ગવેષણા કરવા આવ્યા છીએ." ત્યારે લક્ષ્મીચંદ્રે તે સર્વ શ્રેષ્ઠીને જણાવ્યું.

શ્રેષ્ઠીએ તે સાંભળીને પુત્રને કહ્યું:—"વત્સ! આ તપોધન મુનિઓ પાંચસેના પરિવારથી પરવરેલા છે, તેમાં કોઇ વૃદ્ધ હશે, કોઈ ઉગ્ર તપસ્વી હશે, કોઇ બહુશ્રુત હશે, કોઈ પ્રતિમાધારી હશે, કોઈ વૃદ્ધાવસ્થાથી જર્જરિત દેહવાળા હશે, કોઇ વિવિધ અભિગ્રહધારી હશે, કોઇ જુદા જુદા આગમના અભ્યાસમાં તત્પર હશે, કોઈ ગ્લાન હશે તોપણ શરીર ઉપર મૂર્છા રહિત હશે. તેઓને ભક્તિથી પ્રતિલાભવાથી ઘણું પુન્ય થશે. કહ્યું છે કે:—

पहसन्तगिलाणेसुं, आगमगाहीसुं तहय कयलोए ।
उत्तरपारणगम्मिय, दिन्नं दानं बहुफलं होइ ॥ १ ॥

'પંથથી શ્રાંત થયેલા, ગ્લાન, આગમ અવગાહવાવાળા, લોચ કરાવ્યો હોય તેવા તથા ઉત્તરપારણાવાળાને વહોરાવવાથી બહુ ફળ થાય છે.'

આ કારણથી હે વત્સ! એ સાધુઓને સોળ મોદક વહોરાવ; વળી સાધુઓ ઘણા છે, તેથી ચાર—પાંચ સાધુઓને થાય તેટલો આહાર દે, આપણા ઘરને યોગ્ય દાન દેવું જોઇએ." પછી લક્ષ્મીચંદ્રે 'ઓમ્' કહીને નીચે જઇ વિચાર્યું કે—'પિતાએ તો સોળ મોદક વહોરાવવાનીજ આજ્ઞા આપી છે પરંતુ સાધુઓ તો ઘણા છે. મારા વિવાહને માટે હજારો મોદકો કરાવેલા છે, ને તો અવિરતિ, મિથ્યાત્વી, સંસારી જીવો ખાઈ જશે. આ નિઃસ્પૃહી તપસ્વીઓ રત્નપાત્રતુલ્ય છે, મહાપુન્યના ઉદયવડેજ તેઓનો યોગ મળે છે. સાધુઓ તો આહાર કરીને સ્વાધ્યાય, ધ્યાન, તપ જપાદિકમાં પ્રવર્તશે. સંસારી જીવો તો ભારે આહાર ખાઇને વિશેષ રીતે વિષયાદિકમાં પ્રવર્તશે, તેથી મારા વિવાહ માટે કરાવેલા મોદકો જો

હું આ સાધુઓને વહોરાવીશ તો તે આભવ પરભવ બનેમાં મને ઘણો લાભ આપનારા થશે; ભક્તિથી હું અધિક આપીશ તો લાભ મનેજ થશે, વૃદ્ધો તો પ્રાયે કૃપણ હસ્તવાળા હોય છે. આજે મારા મહાભાગ્યનો ઉદય થયો કે જેથી વિવાહના અવસરે મોદકથી ભરેલા ગૃહમાં નહિ આમંત્રેલા પણ જંગમ કલ્પવૃક્ષ જેવા સાધુઓ કોઇ સ્થળેથી પધાર્યા. જન્મદરિદ્રીના ઘરમાં કામધેનુનું આગમન થાય તેવી રીતે આવું અતર્કિત લાભનું સ્થાન મળે તેને કોણ મુકી દે?' આ પ્રમાણે વીર્યોલ્લાસની વૃદ્ધિથી પ્રફુલ્લ હૃદયવાળા અને રોમાંચિત શરીરવાળા તેણે હર્ષપૂર્વક સંખ્યા ગણ્યા વગર મોદકવડે શિખા સુધી થાળ ભરીને બંને હાથોવતી તે ઉપાડીને સાધુ પાસે આવી હસતા મુખથી કહ્યું કે-"સ્વામિન્! આ મોદકો ગ્રહણ કરો." ત્યારે સાધુએ ઉપયોગ દઇને આગમાનુસારી શુદ્ધ આહાર જાણી કહ્યું કે—"દેવાનુપ્રિય! આટલા બધા મોદકો શું કામ લાવ્યો? આ મોદકોમાંથી યથાયોગ્ય અમને વહોરાવ. વધારેનું અમારે પ્રયોજન નથી. કોઇને અંતરાય થાય નહિ તેમ કરજે." લક્ષ્મીચંદ્રે કહ્યું કે-"સ્વામિન્! અંતરાય તો હવે તુટેલો છે, કેમકે મારી જેવા રંકનું ઘર આપના ચરણન્યાસથી પવિત્ર થયું છે; વળી મારા મોટા ભાગ્યોદયવડે ઘણા સાધુઓ સાથે શ્રી ધર્મઘોષ સૂરિ પધારેલા છે. આ મોદકો આપે રુચિ પ્રમાણે આહારમાં લેવા અને બીજા અન્ય સાધુઓને આપવા. મારી હોંશ કૃપા કરીને પૂર્ણ કરો, પાત્ર પ્રસારો અને મને આપ ભવસમુદ્રમાંથી તારો."

આ પ્રમાણે તેનો અતિ ભાવનો ઉલ્લાસ જાણીને તે નિઃસ્પૃહી મુનિઓએ 'આના ભાવનો વ્યાઘાત ન થાઓ' એવા હેતુથી પાત્ર પ્રસાર્યું. પછી કુમારે પોતાના બંને હાથવડે થાળ ઉપાડીને પરમ પ્રીતિવડે પાત્રમાં તથા ઝોળીમાં તે મોદકો નાખવા માંડ્યા.

સાધુઓએ "ઘણા થયા-ઘણા થયા" તેમ કહ્યું, તોપણ સર્વે મોદકો તેણે વહોરાવી દીધા. કુમારના હૃદયમાં હર્ષ સમાતો નહોતો. પ્રસન્ન વદનથી તે વિનંતિ કરવા લાગ્યો કે-"સ્વામીએ મારી જેવા બાળક ઉપર આજે મોટી કૃપા કરી, કેમકે મારો ભાવ ખંડિત કર્યો નહિ. હું સારી રીતે જાણું છું કે આપને તેની સ્પૃહા નથી, સાધુને તો તુચ્છ ધાન્ય ઉપર અથવા ઘેબર ઉપર કાંઇ ન્યૂનાધિકપણું હોતું નથી. કેવળ આ બાળકની ઈચ્છા પૂરવા માટેજ કૃપાળુ એવા તમે મારી વિજ્ઞપ્તિ સ્વીકારી છે; આપનો ઉપકાર જન્મપર્યંત હું વિસરીશ નહિ, વળી ફરીથી આવો દિવસ કયારે આવશે?" આ પ્રમાણે બોલીને તે કુમારે સાધુઓને વંદના કરી. પછી સાધુઓ ધર્મલાભ આપીને પાછા વળ્યા. કુમાર પણ સાત આઠ પગલા સુધી વળાવવા જઇને વંદના કરી દાનની અનુમોદના કરતો ઘેર આવી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થયો. કુમારે એ વખતે ભાવોલ્લાસવડે ઘણું પુન્ય ઉપાર્જન કર્યું. દૂષણ રહિત અને ભૂષણ સહિત આપેલું દાન અનંત ગણુ ફળે છે. દાનના આ દૂષણો છે.

अनादरो विलंबश्च, वैमुख्यं विप्रियं वचः ।
पश्चात्तापश्च पंचाऽमी, सद्दानं दूषयन्त्यहो ॥१॥

'અનાદર, વિલંબ, વિમુખતા, કટુ વચન અને પશ્ચાત્તાપ એ પાંચ દાનના દૂષણો છે.' સુદાનના ભૂષણો આ પ્રમાણે છે:—

आनंदाश्रूणि रोमांचो, बहुमानं प्रियं वचः ।
किञ्चानुमोदना काले, दानभूषणपंचकम् ॥१॥

'આનંદના અશ્રુ, રોમાંચ, બહુમાન, પ્રિય વચન તથા અનુમોદના તે દાનનાં પાંચ ભૂષણો છે.'

પૂજા પૂર્ણ થતાં શ્રેષ્ઠીએ પૂછ્યુ કે-'કહેલા મોદકો આપ્યા?' કુમારે કહ્યુ કે-'હા આપ્યા' શ્રેષ્ઠીએ તે વખતે સ્મિત ભાવથી

તેટલુંજ પુન્ય ઉપાર્જન કર્યું. અધ્યવસાયની વિચિત્ર ગતિ છે. પુત્રે અપરિમિત ભાવોલ્લાસથી તથા પાત્રના બહુમાનથી અમિત પુન્ય ઉપાર્જન કર્યું. ગંભીરપણાથી તેણે તે કોઇને કહ્યું નહિ. યથાઅવસરે તેની અનુમોદના કરી. મુહૂર્તને દિવસે લક્ષ્મીચંદ્રનો વિવાહ થયો. કેટલાક દિવસ સુધી ભવ્ય જીવોને પ્રતિબોધીને ગુરૂએ અન્યત્ર વિહાર કર્યો; પછી તે પિતાપુત્ર જીવિતપર્યંત ધર્મની પ્રતિપાલના કરીને આયુ પૂર્ણ થયું ત્યારે મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવ થયા. ત્યાંથી ચ્યવીને પિતાનો જીવ આ ધર્મદત્ત થયોછે. પૂર્વ જન્મમાં અતિથિ સંવિભાગ વ્રતમાં આંતરે આંતરે અતિચાર લગાડવાથી આંતરે આંતરે દુઃખ પ્રાપ્ત થયું; વળી સોળજ મોદકનું દાન દેવાના અભિપ્રાયથી સોળ કરોડ સોનૈયાનોજ તે નાયક થયો, વધારે મળ્યું નહિ. પુત્રનો જીવ તું રાજા થયો. પૂર્ણ ભક્તિથી દાન આપવાવડે અધિકતર પુન્ય ઉપાર્જન કરવાથી અક્ષય સુવર્ણપુરૂષ તને પ્રાપ્ત થયો.

## ઇતિ ધર્મદત્ત-ચંદ્રધવલ પૂર્વ ભવ વૃત્તાંત.

આ પ્રમાણે પૂર્વ ભવની વાર્તા સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે—" શાસ્ત્રમાં જે કહ્યું છે તે પ્રમાણેજ થતું દેખાય છે. કહ્યું છે કે—

धर्म एव सदा येषां, दर्शनप्रतिभूरभूत् ।
कचित् त्यजति किं नाम, तेषां मंदिरमिन्दिरा ॥ १ ॥

'જેઓની દૃષ્ટિએ ધર્મજ હમેશાં સાક્ષીરૂપે રહેલ છે, તેઓના મંદિરને લક્ષ્મી શામાટે થોડો વખત પણ ત્યજે ?'

જો કે આમ છે તોપણ મોક્ષ વગર અક્ષયસુખ મળતું નથી." આ પ્રમાણે વિચારીને તેણે ગુરૂને કહ્યું કે—"પ્રભો ! અપાર એવા

ભવરૂપી સમુદ્રને તરવા માટે ચારિત્રરૂપી પ્રવહણ મને આપો. આપની કૃપાથી મારૂં કાર્ય સિદ્ધ થશે. હું ઘેર જઇને જનવ્યવહારની નિશ્રાએ રાજ્યની વ્યવસ્થા કરીને [1]આજીવિતવ્ય આપના ચરણની સેવા કરવા માટે આવું છું, ત્યાં સુધી આપે આ ઉપર કૃપા કરીને અહીં રોકાવું." ગુરૂએ કહ્યું છે કે—"જેમ માનુ હિત થાય તેમ કરો, પરંતુ પ્રમાદ કરશો નહિ." રાજાએ કહ્યું કે—"તહત્તિ." પછી રાજાએ ગુરૂને નમસ્કાર કર્યા અને ઘેર આવીને ભોજન કરી સભામંડપમાં આવી અમાત્યને બોલાવીને કહ્યું કે—" અરે મન્ત્રિન્ ! રાજ્ય કોને આપવું ?" તેણે કહ્યું કે—સ્વામિન્ ! જગત્માં વિધિની ગતિ વિપરિત છે, કહ્યું છે કે—

शशिनि खलु कलंकं, कंटकं पद्मनाले,
जलधिजलमपेयं, पंडिते निर्धनत्वम् ।
दयितजनवियोगो, दुर्भगत्वं सुरूपे,
धनवति कृपणत्वं, रत्नदोपी कृतान्तः ॥ १ ॥

"ચંદ્રમાં કલંક, કમલિનીની નાળમાં કાંટા, સમુદ્રનું પાણી ખારૂં, પંડિતમાં નિર્ધનપણું, વહાલામાં વિયોગ, સુરૂપમાં દુર્ભાગ્યપણું અને ધનવંતમાં કૃપણપણું—આ પ્રમાણે વિધિએ રત્નોને દૂષિત કરેલા છે.'

જે જે ઉત્તમ પદાર્થો છે તે બધા એકક દોષથી દૂષિત થયેલા જણાય છે. કારણ કે શુદ્ધ ન્યાય પ્રવર્તાવનાર, સુવર્ણ આપીને સમસ્ત લોકનું ઋણ છેદનાર, સંવત્સર પ્રવર્તાવનાર, શ્રીમત્ જિનેશ્વરના કહેલ ધર્મમાંજ રક્ત, પરોપકાર કરવામાં અગ્રેસર એવા આપને પુત્ર થયો નથી. વળી જેવા તેવા નિપુણતા વગરનાને રાજ્ય આપવું તે યુક્ત નથી; તેથી હાલ તો જ્યાં સુધી

[1] ૧ જીવિત પર્યંત.

રાજ્યને લાયક પુરૂષનો સંયોગ ન થાય ત્યાં સુધી આપજ રાજ્ય કરો. ન્યાયમાં એકનિષ્ઠ અને દુષ્કર્મથી વિમુખ થયેલા આપની જેવાને રાજ્યની પ્રતિપાલનામાં પણ મોટું પુન્યજ છે. કારણકે- "રાજા શુદ્ધ ધર્મમાં તત્પર હોય છે" તેવું શ્રુતિવાક્ય છે. ગૃહસ્થોએ પણ અનેક પ્રકારના દાનદયાદિ ધર્મકર્મો કરીને સંસારનો અંત કર્યો સંભળાય છે, પરંતુ અયોગ્યને રાજ્ય આપ્યું સંભળાતું નથી. પ્રથમના સમયમાં ગૃહસ્થો પણ જિનેશ્વરની આજ્ઞા પાળીને જીવનમુક્ત એવું બિરૂદ મેળવતા હતા. વળી સિદ્ધાંતમાં પણ ગૃહસ્થલિંગે અનંતા સિદ્ધ થયા છે તેમ કહેલું સંભળાય છે, તેથી જ્યાં સુધી ચારિત્રનો અંતરાય હોય ત્યાં સુધી તો આપજ રાજ્ય કરો. જગત્‌માં પરોપકાર કરવા જેવો અન્ય ધર્મ નથી."

આ પ્રમાણેનાં મંત્રીનાં વચનો સાંભળીને જરા હસી ચંદ્રધવળે કહ્યું કે-"મંત્રિન્! તેં વચનરચનાવડે રાજ્યપાલનનો ધર્મ મને દેખાડ્યો, પણ તે કોને માટે છે? જે પાંચ મહાવ્રત પાળવામાં અશક્ત હોય, મંદ વીર્યવાળા હોય, શિવકુમારની જેમ પિતાએ જેને રજા આપી ન હોય, પૂર્વે કરેલ પ્રશસ્ત ભક્તિના રાગથી જેને અતિશય પુન્યપ્રકૃતિનો ઉદય હોય, અથવા અવિરતિના ઉદય સાથે પૂર્વે સંચય કરેલ પુન્યના સમૂહનો ઉદય હોય તેને ચારિત્રધર્મ પ્રિય હોય, તોપણ ગૃહસ્થપણામાં રહીને ન્યાયથી રાજ્ય કરતો તે જિનાજ્ઞા પાળે છે. વળી તેં કહ્યું કે-'ગૃહસ્થ લિંગે અનંતા સિધ્યા છે તેમ સંભળાય છે,' તે સાચું છે; પરંતુ તેઓને તથાપ્રકારની ભવિતવ્યતાના યોગથી, કર્મના પરિપાકના યોગથી, ઘણા ભોગ્ય કર્મોના ઉદયથી, અથવા બાધક કર્મની અલ્પતાથી તે પ્રમાણે બનેલું હોય છે, તે તો એકાંત અપવાદ માર્ગ છે, તે રાજપંથ નથી. અને તેવા સિદ્ધોનું અનંતપણું તે

કાગળો' ' ગુણઠાણે છે. કોઇ મૂર્ખ તે પ્રમાણે જાણીને ગૃહસ્થધર્મમાં રહીને મોક્ષને સાધ્ય કરવા ઇચ્છે છે તેને ઇચ્છિતની સિદ્ધિ થતી નથી. જેને ઘણાં કર્મો સ્થિતિમાં તથા સત્તામાં હોય તેવા અમારી જેવાને, ગુરૂની કૃપાથી સંસારનું સ્વરૂપ જાણીને જન્મ, જરા, મરણ, રોગ, શોક વિગેરેની પ્રાપ્તિથી જેનો વૈરાગ્ય રંગ ઉલ્લસાયમાન થયો છે તેવાઓને તો શિઘ્રતાથી ચારિત્ર લેવું તેજ ઉત્તમ છે, તેમાં વિલંબ કરવો તે મુર્ખાઇ છે; કારણ કે—' ધર્મની ત્વરિત ગતિ છે.' સંસારમાં તો શ્રેયમાં ઘણા વિઘ્નો આવે છે. જો કદાચિત્ વિલંબ કરીએ તો અધ્યવસાયાદિના નિમિત્તયોગથી આયુકર્મની અપવર્તના થઇ જાય તો, મરણ આવે ત્યારે કલ્પેલ ધારણા નિષ્ફળ થાય છે અને પછી અન્ય ગતિમાં ગયેલા જીવને પૂર્વ ભવમાં કરેલ સંયમ, તપ, શ્રુતાદિ કાંઇ સાંભરતું નથી, જેના કુળમાં ઉપજે તેનીજ શ્રદ્ધા કરે છે, બીજાની કરતો નથી. કોઈકને સુમંગલાચાર્ય, આર્દ્રકુમાર વિગેરેની માફક કથંચિત પૂર્વે બાંધેલ પ્રબળ આરાધક પુન્યના ઉદયથી કોઇ સહાય કરનાર મળે છે, તો તો ધર્માદિ સાંભરે છે, પરંતુ આત્મીય સ્વભાવથી તેમ બનતું નથી, હાથમાંથી ગયા પછી ફરીથી પામવું મુશ્કેલ છે. વળી તેં કહ્યું કે—' પરોપકાર જેવો બીજો ધર્મ નથી ' તે સાચુ છે, પરંતુ પહેલા સ્વ આત્માને તારીને પછીજ બીજાને તારી શકાય છે. આ સાધકનું લક્ષણ છે અને જિનેશ્વરની આજ્ઞા તેજ જાણવી; પરંતુ આત્માને સંસારપથમાં વિચરતો રાખીને અન્ય ઉપર ઉપકાર કરવા જવું તેમાં શું ડહાપણ ? શી મોટાઇ ? જેવી રીતે ઘેર છોકરાઓ ભુખ્યા રહે અને બજારમાં દાનશાળા કરવી તે વ્યર્થ છે, તેમજ તેવું કરનારની મૂર્ખાઇ કહેવાય છે, તેવીજ રીતે પોતાને સંસારમાં રખડાવી અન્યને તારવા જનાર—પરોપકાર કરવા જનાર

મૂર્ખ છે. હું કાંઈ તેવો મૂર્ખ નથી, તેથી જે થવાનું હોય તે થાઓ, પરંતુ હું તો અવશ્ય ચારિત્ર ગ્રહણ કરીશ. કારણકે જિનેશ્વરે ધર્મમાં ઉદ્યમનેજ મુખ્યપણે જણાવ્યો છે અને ઉદયમાં નિયત કર્મોની મુખ્યતા કહેલી છે, તેથી આવતી કાલે હું તો અવશ્ય ચારિત્ર ગ્રહણ કરીશ."

આ પ્રમાણે કહી મંત્રીને રજા આપીને સંયમ લેવાની ચિંતામાં તત્પર રાજકુમાર શય્યામાં સુતો. તે વખતે પાછલી રાત્રે તેને સ્વપ્ન આવ્યું, તેમાં તેણે જોયું કે—"કોઈ દિવ્ય રૂપધારી દિવ્ય આભરણોથી શોભતી સ્ત્રી રાજા પાસે આવીને કહેવા લાગી કે—'રાજન્! રાજ્યની ચિંતા કરીશ નહિ. તારૂં રાજ્ય ન્યાયમાં એકનિષ્ટ વીરધવલને આપ્યું છે, તેથી ઉત્સાહપૂર્વક સુખે તું સંયમ ગ્રહણ કરજે. સંયમશ્રીને સહાય કરનાર આ વરમાળા તારા કંઠમાં હું નાખું છું.' આમ કહીને તે અદ્રશ્ય થઈ ગઈ." પછી રાજા ઉઠીને વિચારવા લાગ્યો કે—"આ શું? એનો શો અર્થ? વીરધવળ કોણ? મેં તો તેનું નામ પણ સાંભળ્યું નથી" આ પ્રમાણે વિચારતાં પ્રભાત થયું; ત્યારે મંત્રીને બોલાવીને તેમનો વૃત્તાંત કહ્યો, અને પૂછ્યું કે—"વીરધવળ કોણ? પૂર્વે કોઈ દિવસ જાણ્યો નથી! સાંભળ્યો નથી! તે આ ભાગ્ય રાજ્યને યોગ્ય છે કે નહિ તેની શી ખબર?" મંત્રીએ કહ્યું કે—"અમે પણ તેને ઓળખતા નથી માટે શ્રી ગુરૂમહારાજ પાસે જઈને પૂછીએ; પછી રાજા અલ્પ પરિવારને લઈને ગુરૂપાસે ગયો, અને નમીને રાત્રીએ આવેલ સ્વપ્નનું સ્વરૂપ કહી બતાવ્યું. પછી પૂછ્યું કે—"સ્વામિન્! એ વીરધવળ કોણ છે? પૂર્વે અમે કોઈ દિવસ તેને જાણ્યો નથી, તેમ સાંભળ્યો પણ નથી." ત્યારે ગુરૂએ કહ્યું કે—"હે રાજન્! તું સંયમ માટે તૈયાર થા. જ્યારે તું દીક્ષા લેવાને

અહીં આવીશ, ત્યારે પૂર્વ દિશામાંથી તેનું આગમન થશે; તે તારો દીક્ષા ઉત્સવ કરશે."

આ પ્રમાણે સાંભળીને નિશ્ચિંત થઇ ઘેર જઇને સેવક વિગેરેને યથાયોગ્ય ધન આપી, ધનની અધિક પુષ્ટિ કરનાર સાધન સંયમ લક્ષ્મીને જાણી તેને ગ્રહણ કરવાને ઇચ્છતા તેણે જિનભવન, જિનબિંબ વિગેરે સાતે ક્ષેત્રોમાં ઉલ્લાસપૂર્વક પુષ્કળ ધન વાપર્યું અને ધન્ય તેમજ કૃતકૃત્ય થયો. તે વખતે ધર્મદત્ત પણ ધનવતીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ રત્નસિંહ નામના પુત્રને ગૃહનો ભાર સોંપીને ધનવતીની સાથે સંયમ લેવાને તત્પર થઇ ગયો. તે પણ સ્વજન પરિવારાદિકને યથોચિત દાનઆપી, સર્વેની સાથે ક્ષામણા કરી, તેઓની આશિષ લઇને પત્ની સાથે નીકળ્યો. પછી ભૂપાળ અને ધર્મદત્ત મહોત્સવપૂર્વક સર્વ ઋદ્ધિ સહિત ગુરૂની પાસે આવ્યા. લોકો તે વખતે વિચારવા લાગ્યા કે–" રાજા તો દીક્ષા લે છે, પણ આપણી પાલના કરવા માટે કોઇને રાજ્ય ઉપર સ્થાપિત તો કર્યો નથી, તેથી આપણી શું ગતિ થશે ? " રાજા પણ " ગુરૂએ કહેલ રાજ્યયોગ્ય પુરૂષ હજુ સુધી આવ્યો નહિ; શ્રીમદ્ ગુરૂનું વચન અન્યથા થાયજ નહિ." આ પ્રમાણે વિચારતો હતો, તેટલામાં તો પૂર્વ દિશાને માર્ગે દિવ્ય વાજીત્રોના ધ્વનિ સંભળાવા લાગ્યા. રાજા તથા સર્વે લોકો વિસ્મિત થઇને જોવા લાગ્યા, અને ' આ શું ? આ શું ?' તેમ બોલવા લાગ્યા, તેટલામાં તો શ્વેત હસ્તી ઉપર બેઠેલ, શ્વેત છત્ર ધારણ કરાયેલ બંને બાજુ ચામરોથી વીંજાતો, દિવ્ય આભરણોથી શોભતો કોઇ પુરૂષ દિવ્ય વાદિત્ર, ગીત, નૃત્યાદિ સહિત ઘણા દેવો સાથે ત્યાં આવ્યો. આવીને તરતજ શ્વેત હસ્તી ઉપરથી ઉતરી ગુરૂને નમસ્કાર કરીને તે બેઠો. તે વખતે ગુરૂએ રાજાને કહ્યું કે–"આ

તે વીરધવળ છે." રાજાએ પુછ્યું કે–"સ્વામિન્ ! આ કોણ છે ? ક્યાંથી આવ્યા છે? તેમણે મારો દીક્ષા અવસર કેવી રીતે જાણ્યો ? આ બધું કૃપા કરીને કહો." ગુરૂએ કહ્યું કે–"તેનું વૃત્તાંત સાંભળો.

## વીરધવળનું વૃત્તાંત.

સિંધુદેશમાં વીરપુર નામે નગર છે, ત્યાં જયસિંહ નામે રાજા રાજ્ય કરે છે. તેનો વીરધવળ નામે આ પુત્ર છે. તે મૃગયાનો વ્યસની હોવાથી હમેશાં શિકાર કરવામાં તત્પર રહેતો હતો. એક દિવસ બાણવડે એક સગર્ભા મૃગલીને તેણે મારી. તેનો ગર્ભ તડફડતો ભૂમિ ઉપર પડતો દેખીને ભવિતવ્યતાના યોગથી કુમારને કરૂણા ઉત્પન્ન થઈ તેથી તે પોતાનેજ નિંદવા લાગ્યો. અને વિચારવા લાગ્યો કે-"અહો ! મેં સગર્ભા હરણીનો વધ કર્યો તે બહુ માઠું કર્યું. આ વનચર પશુઓ અનાથ, અશરણ અને નિરપરાધિત હોય છે, તેને અમારી જેવા રાજાઓ નિઃશંક રીતે હણે તેનો તે રાંકડાઓ કોની આગળ પોકાર કરે ? કહ્યું છે કે;–

रसातलं यातु यदत्र पौरुषं, कुनीतिरेषा ऽशरणो ह्यदोषवान् ।
निहन्यते यद्बलिनापि दुर्बलो, हहा ! महा कष्टमराजकं जगत् ॥१॥

'જેનાથી બળવાન્, અદોષી અને અશરણ એવા દુર્બળને મરાય છે, તે સામર્થ્ય રસાતળમાં જાઓ. અહો ! આખુ જગત્ અરાજક થઈ ગયું છે તે મહા કષ્ટની વાત છે."

इक्कस्स कए नियजीवियस्स, बहुयाओ जीवकोडिओ ।
दुःखे ठवन्ति जे केवि, ताणं किं सासयं जीयं ॥ १ ॥

'જેઓ પોતાના એક જીવને માટે ઘણા કરોડ જીવોને દુઃખમાં નાખે છે તેઓનું જીવિતવ્ય શું શાશ્વતું છે !'

આ પ્રમાણે વિચારીને હિંસામાં કેવળ અપરિમિત દોષો દેખીને અને દયામાં અપરિમિત ગુણો દેખીને કરૂણાની પુષ્ટિ

થવાથી પોતાના મનમાં જીવોના ઘાતનો નિયમ દ્રઢપણે ગ્રહણ કરી નિવૃત્ત થઇને તે ઘેર આવ્યો. મૃગલીનો ઘાત સ્મરણમાં આવતાં તે વારંવાર પોતાના આત્માને નિંદતો હતો અને તેમ કરીને પૂર્વે કરેલા ઘણા પાપોને તે ખપાવતો હતો.

એક દિવસ કેટલાક લોકો રાજસભામાં પોકાર કરતા આવ્યા કે—"દેવ ! કોઇ અપૂર્વ નિપુણ ચોર ઉત્પન્ન થયો છે, તે નગરને લુંટી જાય છે, ઘણા ધનવંત શ્રેષ્ઠી તેથી દરિદ્રભાવને પામી ગયા છે, અને અનિર્વચનીય કષ્ટ પામે છે." તે વખતે રાજાએ કોટવાળને તથા સિપાઈઓને બોલાવીને કહ્યું કે:—"અરે આરક્ષકો ! કેમ ગામની રક્ષા કરતા નથી ?" તેઓએ કહ્યું કે—"દેવ ! નગર મોટું છે, સિપાઇઓ થોડા છે, થોડા માણસોથી રક્ષણ થઇ શકતું નથી, તે ચોર થોડા માણસોથી પકડાતો નથી, કારણકે બહુ બુદ્ધિનો ભંડાર છે, ઘણા ઉપાયો કર્યા, પણ તે હાથમાં આવતો નથી." ત્યારે રાજાએ કહ્યું કે—"આજે હું જ તે ચોરને પકડી લાવીશ." તે સાંભળીને લોકો બહુ રાજી થયા અને પોતપોતાને ઘેર ગયા. સાંજરે વીરધવળને બોલાવીને રાજાએ કહ્યું કે;—"વત્સ ! ચોરે ઘણા લોકોને સંતાપ્યા છે, તેની શરમ આપણને પણ લાગે છે. તેથી આજે સર્વ લશ્કર સાથે બજારમાં અપ્રમાદવંત થઇને મૌનપણે રહેવું કે જેથી એ ધૂર્ત હાથમાં આવી જાય. અમુક દિશામાં તું જજે, બીજી દિશામાં હું જઇશ." તે પ્રમાણે વિભાગ કરીને સ્થાને સ્થાને ચોકી મુકી. સર્વે ચોકીદારો રાજાએ હુકમ કરેલ સ્થાને ગુપ્ત રીતે છુપાઇને રહ્યા. હવે તે રાત્રે તે ચોર દૈવવશથી કુમારની ચોકી હતી તે વિભાગમાં આવ્યો. તે વખતે કુમારની આજ્ઞાથી તેના નોકરોએ ઘણા લોકો ન જાણે તેમ તેને બાંધી લીધો. પછી કુમારે વિચાર્યું કે—"સવારે

આને રાજા હણી નાખશે, અને પંચેન્દ્રિયના વધથી ખરેખર મને પાપ લાગશે; તેથી મેં ગ્રહણ કરેલ નિયમ મલિન થશે, પાપથી ઉપાર્જન કરેલ યશ દુર્ગતિના હેતુભૂત થાય છે. તેથી આને જીવતો છોડી મૂકવો તેજ ઉત્તમ છે.”

આ પ્રમાણે વિચારીને તેને જીવતો છોડી દીધો. તેજ ક્ષણે તે ચોર કોઇ સ્થળે નાશી ગયો. કુમારે આ વાત ગુપ્ત રાખવા માટે નોકરોને કહ્યું કે–“ તમારે રાજાની પાસે ચોરને મૂકી દીધો, તે વાત ન કહેવી.” સવારે સર્વે નોકરોને બોલાવ્યા, તે વખતે સર્વે ચોર હાથમાં નહીં આવવાથી વિલખા થઇને રાજાને નમીને ઉભા રહ્યા. રાજાએ કહ્યું કે–“ અરે સિપાઇઓ ! ચોર હાથમાં ન આવ્યો ? ” તે સર્વેએ કહ્યું કે–“ સ્વામિન્ ! ન આવ્યો. ” સભા જ્યારે વિસર્જન થઈ ત્યારે કુમારના કોઇ નોકરે રાજા પાસે વહાલા થવાને તથા રાજાના દંડના ભયથી રાજા પાસે કુમારે ચોરને છોડી દીધાની બધી હકીકત છાની રીતે કહી દીધી. તે સાભળીને કોપાયમાન થયેલા રાજાએ વસ્ત્ર આભરણાદિ લઈલઇને કુમારને દેશવટો આપ્યો. તે પોતાના કર્મની નિંદા કરતો માર્ગે ચાલવા લાગ્યો, અને વિચારવા લાગ્યો કે–“મેં પૂર્વે દુષ્ટ ભાવથી ઘણા પંચેન્દ્રિય જીવોનું મારણ, તાડન વિગેરે દ્વારા બહુ પાપ કર્યું છે તેનાં આ ફળ છે. આટલાથી હું હજુ કેમ છુટીશ ? કારણકે આગળ શું થશે તે હું જાણતો નથી ! કહ્યું છે કે–અતિ ઉગ્ર પુન્ય પાપનું ફળ આ ભવમાંજ મળે છે. ” આ પ્રમાણે આત્મનિંદા કરતો તે વનમાં ફરવા લાગ્યો. ફળાદિકવડે પ્રાણવૃત્તિ કરતાં કેટલાક દિવસ સુધી ફરીને તે ભદ્રીલપુર નામે ગામ પાસે આવ્યો અને ક્ષુધાથી પીડાયેલા તે કુમારે નગરમાં પ્રવેશ કર્યો. ‘ભવ્ય જીવો ! જુઓ ! રૂષ્ટ થયેલ વિધિ શું કરતો નથી ? કહ્યું છે કે–

यस्य पादयुगपर्युपासनाद्. नो कदापि रमया विरम्यते ।
सोऽपि यत् परिदधाति कंबलं, तद्विधेरधिकतोऽधिकं बलम् ॥

'જેના પાદની સેવા કરવામાં લક્ષ્મી એક ક્ષણ પણ વિરામ પામતી નથી, તેને પણ કંબળ ધારણ કરવું પડે છે; તેથી જાણવું કે વિધિથી અધિક બળવાન્ કોઇ નથી.'

હવે તે કુમારને તે દિવસ પર્વનો હોવાથી એક શ્રેષ્ઠીને ઘરેથી સાથવો અને ગોળની ભિક્ષા મળી. તે ભિક્ષા લઇને તે સરોવરને કાંઠે ગયો. ત્યાં સાથવાને જળવતી પલાળીને તેમાં ગોળ ભેળવી તેને ખાવા યોગ્ય બનાવ્યો. પછી કુમારે વિચાર્યું કે—"હમણા કોઈ અન્નાર્થી આવે તો ઉત્તમ થાય ! તેને કાંઇક આપીને પછી હું ભોજન કરૂં. 'થોડામાંથી પણ થોડું દેવું' તેવું શાસ્ત્રવચન છે." આ પ્રમાણે તે વિચારે છે, તેવામાં તેના મહા પુન્યસમૂહના ઉદયથી કોઇ એક માસોપવાસી સાધુને તે માર્ગે થઇને જતા તેણે જોયા. તે મુનિ પારણા માટે ગોચરી લેવાને ગામમાં ગયા હતા. તેમને પ્રાસુક જળ મળ્યું હતું, પરંતુ એષણીય આહાર મળ્યો ન હતો, તેથી જળ માત્ર ગ્રહણ કરીને 'અન્ન ન મળે તો તપની વૃદ્ધિ અને મળે તો દેહધારણા થાય' એમ વિચારતા સમતામાં લીન થયેલા સંતોષરૂપી અમૃતના ભાજન તુલ્ય તે મુનિ બહાર ઉપવનમાં પાછા જતા હતા, તેમને દેખીને તે કુમાર અંતઃકરણમાં અત્યંત આનંદ પામી વિચારવા લાગ્યો કે—'અહો! હજુ મારા ભાગ્ય જાગતા છે, કારણકે આ મૂર્તિમાન્ ધર્મજ હોય તેવા સાધુ અણચિંત્યા મળી ગયા' એ પ્રમાણે વિચારીને, સાત આઠ પગલા સામા જઇને તેણે કહ્યું કે;-

अद्य पूर्वसुकृतं फलितं मे, लब्धमद्य वहनं भववार्धौ ।
अद्य चिन्तितमपि करमागाद्, वीक्षितो यदि भवान् मुनिराज ॥१॥

"આજે આપ મુનિરાજના મને દર્શન થયા છે, તેથી આજેજ મને સુકૃત ફળ્યું, ભવસમુદ્ર તરવાને આજે વહાણ મળ્યું, અને ચિંતામણિ રત્ન આજે હાથમાં આવ્યું એમ હું માનું છું.' આજે મને અનાથને પરમ નેતા મળ્યા. હે કરૂણાનિધિ ! આ મારી જેવા ગરીબ રાંક ઉપર કૃપા કરીને પાત્ર પ્રસારો, આ નિર્દૂષણ આહારને ગ્રહણ કરો, અને મને ભવથી પાર ઉતારો." આ પ્રમાણે બોલતા તે કુમાર સમગ્ર પિંડ ઉપાડી સાધુપાસે બે હાથમાં ધરીને ઉભો રહ્યો. સાધુએ પણ તે આહારને એષણીય જાણીને કહ્યું કે–" દેવાનુપ્રિય ! એમાંથી થોડું આપો, અમે બધું ગ્રહણ કરશું નહિ." કુમારે કહ્યું કે -" સ્વામિન્ ! જો થોડા સંસારના દુઃખસમૂહમાંથી રક્ષાવાની ઈચ્છા હોય તો તે થોડું આપે, પણ મારે તો સમૂળ સંસારનું ઉન્મૂલન કરવાની ઇચ્છા છે, તેથી આ બધુ આપવાની ઉત્કંઠા છે. વળી આપ પરમ ઉપકારી–નિષ્કારણ જગત ઉપર એકાંત વાત્સલ્ય ધારણ કરનારા છો. તો મારી જેવા દીન ઉપર કૃપા કરીને આ બધો પિંડ ગ્રહણ કરી ઘણા દિવસની ધારેલી મારી દાન દેવાની ઇચ્છા પૂર્ણ કરો, જેથી મને નિરૂપાધિક સુખની સાચી પ્રાપ્તિ થાય." આ પ્રમાણે તેનો ભક્તિના સમૂહથી ભરેલો ભાવોલ્લાસ જાણીને તેની ભક્તિના ખંડનના ભયથી મુનિએ પાત્ર ધર્યું; એટલે કુમારે તે બધો પિંડ પાત્રમાં વહોરાવ્યો. તે સમયે કુમારનો હર્ષોલ્લાસ પગથી શિખા પર્યંત સમુદ્રની ભરતીની જેમ અતિશય વૃદ્ધિ પામ્યો, કે જે તેના હૃદયમાં તથા ચિત્તમાં સમાતો પણ નહોતો જેવી રીતે આજન્મથી દરિદ્રીને અકસ્માત્ કોટિ મૂલ્યવાળુ નિધાન ઘેર બેઠા મળે અને તેથી તે હર્ષઘેલો થઇ જાય તેની માફક હર્ષના પ્રકર્ષથી અને આનંદથી ગાંડો થઇ ગયો હોય તેવો તે દેખાવા લાગ્યો. હર્ષથી વ્યાકુળ

થવાને લીધે તે એક વચન પણ બોલી શક્યો નહિ.

હવે તે દાનને સમયે માર્ગે જતી શાસનદેવીએ કુમારની અતિશય દાન ભક્તિ જોઈ તેથી ચિત્તમાં બહુ ચમત્કાર પામી કુમારની ઉપર ગુણના રાગથી તેનું હૃદય ખેંચાણું, એટલે તેણે ઉચ્ચ નાદ સાથે દેવદુંદુભિ વગાડી અને બોલી કે—“ તું ધન્ય છે, તું ધન્ય છે, બહુ સારૂં દાન આપ્યું, હું આ તારા ધર્મવૃક્ષના પુષ્પરૂપ ચંદ્રધવળ રાજાનું રાજ્ય તને આપું છું.” આ પ્રમાણે વર આપીને તે દેવી અંતર્ધાન થઈ ગઇ. કુમાર પણ સાધુની પછવાડે સાત—આઠ પગલાં જઇ ફરીથી તેમને નમીને પોતાને સ્થાને પાછો આવ્યો; પરંતુ દાનના સમયે પ્રાપ્ત થયેલ હર્ષથી તે વારંવાર પુલકિત થવા લાગ્યો. કેટલોક વખત સુધી તે મહાદાનની અનુમોદના કરીને, પછી બીજે ગામ જઇ ભિક્ષાવડે સાથવો મેળવીને તેણે પ્રાણવૃત્તિ કરી. હે ચંદ્રધવળ રાજા ! તે શાસનદેવીએ તને સ્વપ્ન આપ્યું અને બીજે દિવસે તે દેવી અતિ ભક્તિપૂર્વક કરેલા દાનધર્મનું ફળ પ્રત્યક્ષ બતાવવા માટે અને તેના યશ કીર્તિ વિસ્તારવા માટે દેવવર્ગની સાથે બહુમાનપૂર્વક તેને અત્રે લાવી. હે રાજન્ ! તે આ વીરધવળ છે.”

પછી રાજાએ કુશલક્ષેમ વિગેરે પૂછીને શિષ્ટાચારપૂર્વક તિલક કરી સાતે અંગે યુક્ત પોતાનું રાજ્ય તેને આપ્યું અને શિખામણ આપી કે—“ તમારે આ રાજ્ય શુદ્ધ પરિણતિથી ન્યાયપૂર્વક પાળવું કે જેથી કોઇ મને સંભારે નહિ અને પ્રાંતે મારી જેમ તમારે પણ ચારિત્ર ગ્રહણ કરવું; પરંતુ શ્લેષ્મમાં લિપ્ત થયેલ માખીની જેમ સંસારમાં ચોંટી જવું નહિ.” વીરધવળે તે બધું વિનયપૂર્વક સાંભળીને અંગીકાર કર્યું; પછી વીરધવળે મહોત્સવપૂર્વક ચંદ્રધવળ અને ધર્મદત્ત વિગેરેને અનુમોદના

કરતાં દીક્ષા અપાવી તેઓએ પાંચ મહાવ્રતો અંગીકાર કર્યા, વિધિપુર્વક શિક્ષા ગ્રહણ કરી અને યથાયોગ્ય રીતે મુનિમંડળમાં રહ્યા. ગુરૂએ ઉપદેશ આપ્યો કે–

**चारित्ररत्नान्न परं हि रत्नं, चारित्रलाभान्न परो हि लाभः।**
**चारित्रवित्तान्न परं हि वित्तं, चारित्र योगान्न परो हि योगः॥१॥**

"ચારિત્ર રત્ન જેવું કોઇ રત્ન નથી, ચારિત્રના લાભ જેવો કોઇ લાભ નથી, ચારિત્ર ધન જેવું કોઇ ધન નથી અને ચારિત્ર યોગ જેવો કોઈ યોગ નથી"

**न च राजभय न च चौरभयं, इहलोकसुखं परलोकहितम्।**
**नरदेवनतं वरकीर्तिकरं, श्रमणत्वमिदं रमणीयतरम् ॥ २ ॥**

'રાજના કે ચોરના ભયવગરનું, ઇહલોકમાં સુખ તથા પરલોકમાં હિત કરનારૂં, નર તથા દેવોએ નમસ્કાર કરેલું અને ઉત્તમ કીર્તિને ફેલાવનારૂં સાધુપણું ખરેખર બહુજ સુંદર છે.'

**तावद् भ्रमन्ति संसारे, पितरः पिण्डकांक्षिणः।**
**यावत्कुले विशुद्धात्मा, यति पुत्रो न जायते ॥ ३ ॥**

'પિંડના ઇચ્છક માબાપો ત્યાંસુધી સંસારમાં ભટકે છે, કે જ્યાંસુધી વિશુદ્ધ આત્માવાળો યતિ પુત્ર તરીકે જન્મતો નથી.'

આ પ્રમાણે ધર્મદેશના સાંભળીને વીરધવળ વિગેરેએ ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો.

જાતિસ્મરણવાળી વાંદરીને ગુરૂની આજ્ઞાથી ધનવતી ઘરે લઇ ગઈ, અને પોતાના પુત્ર તથા પુત્રવધુને પૂર્વભવના સ્નેહ સંબંધની હકીકત સંભળાવીને કહ્યું કે–"આની પ્રતિપાલના કરજો. આ મર્કટી જાતિસ્મરણવાળી છે, વળી એને એકાંતર ઉપવાસ કરવાનો નિયમ છે, તેથી તેને ઉચિત પારણાદિકની સંભાળ પણ જરૂર કરજો. કિં બહુના ! મારી તુલ્યજ તેને ગણજો, બીલકુલ આં-

તરો રાખશો નહિ." આ પ્રમાણે કહીને ધનવતી સંયમ લેવામાં સાવધાન મનવાળી થઈ. ચાંદરી પણ સંયમને આરાધીને મોટા કાળમાં મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવી થઈ અને જ્ઞાનથી ગુરુનો ઉપકાર જાણીને તે સૂરિને પ્રણામ કરનારી થઈ. ગુરુ પણ નવા દીક્ષિત સાધુઓ સાથે પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. અનુક્રમે સંયમ આરાધીને ચંદ્રધવળ રાજર્ષિ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા. ધર્મદત્ત અને ધનવતી પણ સંયમને આરાધીને એક માસની સંલેખના કરી સમાધિપૂર્વક મૃત્યુ પામી અનુત્તર વિમાનમાં દેવ થયા. ત્યાં તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવીને મહાવિદેહમાં મનુષ્ય થઈ તેઓ હવે પછી મોક્ષે જશે.

હવે વીરધવળ મોટા આડંબર સાથે નગરમાં પ્રવેશ કરીને ન્યાયની ઘંટા વગાડવાપૂર્વક રાજ્યની પ્રતિપાલના કરવા લાગ્યો. કેટલેક દિવસે તેના પિતાએ તે વૃત્તાંત સાંભળીને હર્ષ તથા બહુમાનપૂર્વક તેને બોલાવ્યો અને તેને રાજ્ય આપીને તે આત્મસાધનમાં તત્પર થયો. વીરધવળે પણ રાજ્ય બહુકાળ સુધી સાચવીને સમય આવ્યે શ્રીદત્ત નામના સ્વપુત્રને રાજ્ય આપી ચારિત્ર ગ્રહણ કર્યું અને ઘણું શુદ્ધિપૂર્વક ચારિત્ર આરાધીને મોક્ષપદ પ્રાપ્ત કર્યું.

ઇતિ ધર્મદત્ત તદંતર્ગત ચંદ્રધવળ–વીરધવળ કથા.

મહાવીર ભગવંત શાળિભદ્રાદિને ઉદ્દેશીને કહે છે કે–" હે ભવ્ય જીવો ! ધર્મદત્તનું મોહના મેલથી મલીન થયેલ વિચિત્ર વિપાકવાળું અને પરમ ઉદાસી ભાવ લાવનારૂં ચરિત્ર સાંભળીને મોહને જીતવાના ઉપાયભૂત પરમ વૈરાગ્યના રસની શાળા જેવી સંસાર ભાવનાને ભાવો. સંસારમાં પરિભ્રમણ કરતાં વિવિધ કર્મને લઇને જીવો ચારે ગતિમાં કયા કયા પર્યાયને પામતા નથી ?

જેમકે—" રાજા થઇને રંક થાય છે, રંક થઇને રાજા થાય છે, દરિદ્રી થઇને ધનપતિ થાય છે, ધનપતિ થઇને દરિદ્રી થાય છે, ઇંદ્રિ મરીને ગધેડો થાય છે, ગધેડો મરીને ઇંદ્રિ થાય છે, કીડી મરીને હાથી થાય છે, હાથી મરીને કીડી થાય છે, આ પ્રમાણે ભવાંતરમાં અનેક પર્યાયો પ્રાપ્ત થાય છે; પરંતુ પૂર્વ ભવોમાં અનુભવેલું આ જીવ કાંઇ પણ સંભારતો નથી. પ્રસ્તુત ભવમાં પ્રાપ્ત થયેલા વૈભવના અભિમાનથી મસ્ત થઇને તે ફરે છે. જે જીવ રાજા થઈને આ ભવમાં અખંડશાસનવાળો સાતે અંગે રાજ્ય પાળતો આંખના ફરકવા માત્રથી કરોડો જીવોને કંપાવે છે, હમેશાં પ્રબળ સૈન્ય યુક્ત થઇને અનેક રાજાઓને નમાવે છે, જેના મુખમાંથી નીકળેલું વાક્ય વ્યર્થ થતું નથી, શિકારની ક્રિડામાં હજારો જીવોને જે પીડે છે, ગીત–નૃત્યાદિમાં મગ્ન થઈને જે જગતના અન્ય જીવોને તૃણ સમાન લેખે છે, તેજ રાજાનો જીવ મૃત્યુ પામીને નરકમાં ઉત્પન્ન થાય છે અને એકલોજ ક્ષેત્ર વેદના, પરમાધામીએ કરેલી વેદના અને પરસ્પર કરેલી વેદના સહન કરે છે. ત્યાં કોઇ પણ તેનું રક્ષણ કરતું નથી અસંખ્ય કાળ સુધી વારંવાર મૃત્યુ પામીને તિર્યગ્યોનિમાં તે ઉપજે છે, ત્યાં પણ અનેક જીવોને હણીને ફરીથી પાછો નરકમાં ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે ભટકયાજ કરે છે. વળી પરભવ તો દૂર રહો, આ ભવમાંજ વિચિત્ર કર્મવિપાકના ઉદયથી જીવ અનેક અવસ્થા અનુભવે છે ચક્રી જેવા પણ રંક થઇને રોળાતો સાંભળીએ છીએ. જ્યાંસુધી જીવ કર્માધીન છે ત્યાંસુધી તે સંસારમાં ભટકે છે. જ્યારે શુદ્ધ શ્રદ્ધાથી શ્રીમન્ જિનેશ્વરની વાણીવડે કુશળ થઈને મોહનીયાદિ કર્મને ખપાવતો નથી, ત્યાંસુધી તે જીવને સંપૂર્ણ સુખ કયાંથી હોય? આ દેખાતું જે સુખ છે તે તો ચોરને વધને સમયે ખાવા આપેલ મિષ્ટાન્ન જેવું

છે. મરણના ભયથી અત્યંત ભયભીત થયેલ ચોરને જેમ મિષ્ટાન્ન પ્રિય લાગતું નથી તેમ આગમાદિદ્વારાં પૌદ્ગલિક સુખના આસ્વાદના કડવા ફળરૂપે મળતું નરક-નિગોદાદિ દુઃખ જે જાણે છે તેને સાંસારિક સુખ પ્રિય લાગતું નથી, પરંતુ તેને વૈરાગ્યનો ઉદય થાય છે. કહ્યુ છે કેઃ—

**मधुरं रसमाप्य स्पन्दते, रसनायां रसलोभिनां जलम् ।**
**परिभाव्य विपाकसाध्वसं, विरतानां तु ततो दृशि जलम् ॥१॥**

"રસનાના રસના લોભીને મધુર સ્વાદવાળી વસ્તુ દેખીને મુખમાંથી પાણી છુટે છે તેવીજ રીતે વિરક્ત જીવોને તેનાં માઠાં વિપાકનો વિચાર આવવાથી આંખમાંથી પાણી છુટે છે."

આ પ્રમાણેની શ્રીવીર ભગવતની ઉત્તમ પ્રભાવશાળી દેશના સાંભળીને શાલિભદ્રનો સંવેગનો રંગ દ્વિગુણ ઉલ્લસિત થયો. પછી પ્રભુને નમીને, વેગથી પોતાને ઘેર આવી, વાહનમાંથી ઉતરી ઘરને ઉપરને માળે જઈ જ્યાં તેની માતા હતી ત્યાં આવીને તે કહેવા લાગ્યા કે—"માતા ! આજે હું વીર ભગવંતને વંદન કરવા ગયો હતો, ત્યાંમેં ધર્મદેશના સાંભળી, તે દેશના મને રૂચિ છે." માતાએ કહ્યુ કે—"તું ધન્ય છે. હે પુત્ર! તું કૃતપુણ્ય છે ! શ્રીમત્ જગન્નાથને તું વાંદવા ગયો તે બહુ સારૂ કર્યું." પછી શાલિભદ્રે કહ્યું કે— "માતા ! તે દેશના સાંભળીને મારી અનાદિ ભવની ભ્રાંતિ નાશ પામી છે, ચતુર્ગતિરૂપ સંસારમાં ભટકવાની પ્રવૃત્તિના હેતુઓ મેં જાણ્યા છે, વિષયો પરમ અનર્થ દેવાવાળાં છે તે સ્પષ્ટપણે મે જાણ્યુ છે. જન્મ-જરા-મરણ-રોગ-શોક વિગેરેથી ભરેલા આ સંસારને મેં સારી રીતે ઓળખ્યો છે, તેથી હવે આ સંસાર ઉપર મને બીલકુલ પ્રેમ રહ્યો નથી. જ્યારે આવે ત્યારે સુંદર લાગતા કામભોગો અનંત કાળ સુધી દુઃખ આપવાના

હેતુભૂત હોવાથી તે હવે મને રૂચતા નથી. આ સંસારમાં જરા મરણ વિગેરે દુઃખ આવે ત્યારે કોઈ શરણભૂત થતું નથી, દુષ્કર્મના વિપાકના અનુભવને સમયે એકાકી ભટકતો આ જીવ ઉદયાનુસાર ગતિ પ્રાપ્ત કરે છે. કરોડોની સંખ્યામાં સેવકો અને સ્વજનવર્ગ હોય તો પણ જીવ તો એકલોજ જાય છે અને એકલોજ આવે છે, તે વખતે શુભ અને અશુભ કર્મપ્રકૃતિ સિવાય બીજું કોઇ તેની સાથે જતું કે આવતું નથી. જ્યાં સુધી જન્મમરણાદિનાં ભય ન જાય ત્યાં સુધી જીવને સુખ નથી. મધુલિપ્ત ખડ્ગધારાને ચાટવાની જેમ આ વિષયો દેખતાં મીઠાં લાગે છે પણ પરિણામે અતિ દુષ્ટ છે. તે દુર્જન અને ચોરને જેમ શૂળિ દુઃખ આપે તેમ અવશ્ય દુઃખજ આપે છે; તેથી જો તમારી રજા હોય તો જન્માદિ સમસ્ત દુઃખના સમૂહને કાપવામાં પરમ ઔષધિરૂપ ચારિત્ર હું ગ્રહણ કરૂં. આ પરમ ઔષધવડે મારી જેવા અનંતા જીવો પરમાનંદ પદ પામ્યા છે, તેથી મને ચારિત્ર લેવાની ઇચ્છા થઇ છે, માટે મને રજા આપો."

આ પ્રમાણેનાં શાલિભદ્રના વચન સાંભળીને સ્નેહથી ઘેલી થયેલી માતા તત્કાળ મૂર્છા આવવાથી ભૂમિ ઉપર પડી ગઇ. પછી દાસી વિગેરેએ વાતાદિ શીતળ ઉપચારવડે તેને સજ્જ કરી, તે વખતે વિયોગદુઃખની કલ્પનાથી ફાટતાં હૃદયવડે આક્રંદ કરતી તે બોલવા લાગી કે—"અરે પુત્ર ! કાનમાં નખાતા તપાવેલ સીસાની જેવું આ તું શું બોલ્યો ? તારે વ્રત લેવાની વાત શી ! વ્રત તો તારૂં અશુભ ચિંતવનારા પાડોશીઓ ગ્રહણ કરશે ! તારે વળી ચારિત્ર કેવું ?" તે વખતે શાળિભદ્રે કહ્યું કે—"માતા ! તેમ બોલો નહિ, જે ચારિત્ર ગ્રહણ કરે છે તેઓ કોઇનું અશુભ ચિંતવનારા હોતાજ નથી. તેઓ તો જગત્‌ના જીવો ઉપર મૈત્રીભા-

"વવાળા હોય છે, સકળ જીવોનું હિત કરનારા તેઓ તો જગત્ સર્વને વંદન કરવા યોગ્ય હોય છે " ત્યારે માતાએ કહ્યું કે– "વત્સ ! તારૂં શરીર અતિશય સુકોમળ છે, આ શરીરથી સંયમનો નિર્વાહ ન થાય, ચારિત્ર તો વજ્ર જેવું કઠીન છે, તારૂં શરીર કમળપુષ્પ જેવું સુકોમળ છે, જેઓ અતિ દઢ શરીરવાળા હોય છે, તેઓને પણ જિનેશ્વરની દીક્ષા પાળવી દુષ્કર છે, તો પછી તારાથી તો તેનો નિર્વાહ કેમજ થાય?" શાલિભદ્રે કહ્યું કે–" મારી કરતાં પણ અતિ સુકોમળ રાજાઓ પણ એકછત્ર તુલ્ય રાજ્યને છોડી દઇને દુષ્કર ચારિત્ર લઈ શ્રીવીર ભગવંતનાં ચરણકમળની ઉપાસના કરે છે. " માતાએ કહ્યું કે–" વત્સ ! જ્યારે રાજા આપણે ઘેર આવ્યા, ત્યારેજ તે વખતે તારા શરીરની દ્રઢતા જણાઇ હતી. તેણે બહુમાનપૂર્વક તને ઉત્સંગમાં બેસાડ્યો, સ્નેહવડે તારા પૃષ્ટ ઉપર હસ્ત સ્પર્શ કર્યો ત્યારે તારા શરીરમાંથી ગિરિમાંથી નિર્ઝરણની જેમ પરસેવાની ધારા થઇ હતી, પછી મે વિજ્ઞપ્તિ કરીને તને મૂકાવ્યો હતો. આવો તુ સુકોમળ છો, તેવો તુ જિનેશ્વરની દીક્ષા લેવાને ઉત્સુક થયો છે, તો તું કોને હાસ્યાસ્પદ થઈશ નહિ? મંકોડો ગોળનો ઘડો ઉપાડવા ઇચ્છે તે કેમ બને? "

તે સાંભળીને શાળિભદ્રે કહ્યુ કે– "માતા ! દ્વીન્દ્રિયાદિ જીવો અતિ કોમળ હોય છે, તો પણ ઉદ્યમથી ધારેલ કાષ્ઠને પોલું કરે છે, ને તેનો રસ ખાય છે, તેથી કાર્યની સાધના–અસાધનામાં કઠિનતા અને કોમળતા એકાંત રીતે નિશ્ચિતપણું દેખાડતી નથી, પરંતુ તીવ્ર શ્રદ્ધાપૂર્વક કરેલા ઉદ્યમવડેજ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. વળી મહાન્ રાજાઓ કે જેઓ પરમ સુખના આસ્વાદમાં નિમગ્ન હોય, સુખના સ્વાદમાંજ તત્પર હોય, છત્ર

છાયાથીજ શરીરને ઢાંકી રાખતા હોય, અતિ કોમળ સિંહાસન ઉપર બેસતા હોય, પાસે બેઠેલા ગંધર્વાદિકના સમૂહે વગાડેલા સુસ્વરોદ્વારા ઉત્પન્ન થયેલ મધુર રાગની મૂર્છામાં મૂર્છિત હૃદયવાળા હોય, ભૂમિ ઉપર પગ પણ મૂકતા ન હોય, ગૃહમાં ફરતાં પણ સેવકો "ખમા ખમા" એ શબ્દો જેની આસપાસ બોલતા હોય, રાજ્યસુખ અનુભવતા હોય, ઋતુ ઋતુના ભિન્નભિન્ન સુખો ભોગવતાં જતો કાળ પણ જેઓ જાણતા ન હોય, તેઓ પણ શત્રુનો ભય ઉત્પન્ન થતાંજ સર્વ સુખ છોડીદઇને, બહુ ભારે લોઢાનું બખ્તર ધારણ કરી, માથાઉપર વજ્રના કાંટાઓથી વ્યાપ્ત લોઢાનો મુકુટ ધારણ કરી, અતિવેગવાળા અશ્વ ઉપર બેસી, ખડ્ગ, ખેટક, તોમર, ધનુષ્ય, બાણાદિ વિગેરે છત્રીશે આયુધો ધારણ કરી લશ્કરમાં શૌર્ય-ઉત્સાહ પ્રગટાવવા માટે આગળ થાય છે વળી ગ્રીષ્મના સૂર્યનો અતિ પ્રચંડ તાપ તપતો હોય, છાયા તથા જળ રહિત રણભૂમિ હોય, તેમાં મરણનો ભય તજી દઇને ઘોડાને ચક્કર ખવરાવી, ઉતાવળો દોડાવવો વિગેરે જુદી જુદી રીતે ખેલાવીને, વજ્રની જેવું કઠિન હૃદય કરી, ધનુષ્ય અને બાણાદિની કળાવડે શત્રુઓને હણીને, શત્રુએ કરેલા ઘાને ભૂલાવી તેને જીતીને જય પ્રાપ્ત કરે છે. આ પ્રકારે મારી જેવા સંસારી જીવો પણ મૂર્ખપણાથી સંસારમાં ભોગજ ખરા સારરૂપ છે તેમ માનતા, પૂર્વકૃત પુન્યવડે પ્રાપ્ત થયેલ ભોગોને ભોગવતા, પરાધીન વસ્તુને સ્વાધીન માને છે; તેઓ પણ અસ્થિરને સ્થિરની જેમ, પરાધીનને સ્વાધીનની જેમ, ભવિષ્ય કાળમાં દુઃખ આપનારને સુખ આપનારની જેમ અને ઔપચારિકને સાચા પ્રમાણે માને છે અને તેમાં લાલસાને બાંધી લઈને જતા કાળને મુદ્દલ જાણતા નથી. પછી કદાચિત્ કોઈ પુન્યાનુબંધી પુન્યના ઉદયથી સદ્ગુરૂનો

સંયોગ થઈ જાય છે તો તે વખતે દુઃખના એકાંત કારણભૂત કષાયોને સુખ આપનાર ગણતા, ત્યાજ્ય પદાર્થોને ઉપાદેય તરીકે ગણતા, પૂર્વે સંચય કરેલ પુન્યધનને લુંટી જનાર વિષય-પ્રમાદોને 'અતિ વલ્લભ-પરમ હિતેચ્છુ' એમ વિચારતા વિપરીત શ્રદ્ધાવાળા સંસારી જીવોને દેખીને નિષ્કારણ પરમોપકારી જગદેકબંધુ એવા સદ્ગુરૂનું હૃદય કૃપાર્દ્ર થઇ જાય છે. પછી 'અહો ! આ રાંકડાઓ પ્રમાદ સેવવામાંજ તત્પર થયેલા ચતુર્ગતિરૂપ સંસારમાં ન ભટકો' તેવા પરમ ભાવથી-દયાર્દ્ર ચિત્તથી તેઓ ઉપદેશ આપે છે કે-" અરે ભવ્ય જીવો ! 'આ પાંચે પ્રમાદો સુખનાજ હેતુભૂત છે' તેમ તમે જાણો છો; પણ તેની જેવા તમારા કોઇ શત્રુ નથી એ બધા જગતના એકલા વૈરી એવા મોહરાજાના સુભટો છે. પૂર્વકાળમાં તમે જે ચારે ગતિમાં દુઃખ પ્રાપ્ત કર્યું છે તે બધું મોહરાજાની આજ્ઞાથી આ સર્વ પ્રમાદોએ ફેરવેલા તેના પ્રભાવથીજ થયું હતું; આગળ ઉપર પણ જો તમારે તેવાજ ચતુર્ગતિરૂપ દુઃખ ભોગવવાની ઇચ્છા હોય, તો તો જેમ રૂચે તેમ-જેમ ચિત્તમાં આવે તેમ કરો, પણ જો સુખ મેળવવાની ઇચ્છા હોય તો આ ચારિત્રરૂપ ચિંતામણિને ગ્રહણ કરો, કે જેના પ્રભાવથી અનાદિના શત્રુ મોહરાજાને પરિવાર સહિત શિઘ્રતાથી જીતીને, જન્મ, જરા, મરણ, રોગ, શોકાદિ સમગ્ર દુઃખોથી રહિત પરમાનંદ પદને સાદિ અનંત સ્થિતિએ પામો, એટલે કે પુનરાગમન રહિત, અકૃત્રિમ, નિરૂપાધિક, અપ્રયાસી એવું શાશ્વત અનંત સુખ તમે પામો." હે માતા ! હું પણ પરમ ઉપકારી વીર ભગવતનાં આવાં વચનથી તેના રહસ્યને સમજ્યો છું, તેથી તે પ્રમાણેજ કરવા ઇચ્છું છું."

માતાએ કહ્યું કે-" વત્સ ! ચારિત્ર અતિ દુષ્કર છે, ગહન

એવા વન, ગિરિ, ગુફામાં રહેવાનું હોય છે, ત્યાં તારી સંભાળ કોણ કરશે ? ઘેર તો ક્ષણે ક્ષણે સાવધાન એવા સેવકો વિગેરે અનુકૂળતા પ્રમાણે વર્તે છે, ચારિત્રમાં કોઇ સાથે હોતું નથી, ઉલટું સંયમ ને શ્રુતનું આરાધન અને તપોવૃદ્ધ તથા વયોવૃદ્ધ વિગેરેની સેવા કરવાનું હોય છે." શાલિભદ્રે કહ્યું કે–"માતા ! વનમાં મૃગાદિ સુકોમળ પશુઓની કોણ સંભાળ રાખે છે ? ને કરતાં તો હું પુન્યવાન્ છું, કારણ કે પરમ કરૂણાવંત એવા આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, ગણાવચ્છેદક તથા અન્ય રત્નાધિકોની સહાયથી મને શું દુઃખ થવાનું છે ? હવે આ વાતની એકજ વાત હું કહું છું કે મારે અવશ્ય ચારિત્ર ગ્રહણ કરવું છે, તેમાં જરાપણ સંદેહ નથી.' આ પ્રમાણે સાંભળીને માતાએ જાણ્યું કે 'આ વચનવડે આ ખરેખર ઘર તજશેજ, તેથી હવે કાળનો વિલંબજ આમાં કરાવવો." તેમ વિચારીને તેણે કહ્યું કે–"વત્સ ! જો તારે અવશ્ય ચારિત્ર લેવુંજ હોય તો તું સાહસ કર નહિ, દશ દિવસ જો, કાંઇક કાંઇક ત્યાગ કર, કે જેથી તારી શક્તિની પરીક્ષા થાય. પછી ધર્મમાં સ્થિરતાથી મનને દોરજે, કે જેથી અખંડ રીતે તેનો નિર્વાહ થાય " આ પ્રમાણેનાં માતાનાં વચન સાંભળીને શાલિભદ્રે વિચાર્યું કે–" સ્નેહથી મુંઝાયેલ માતા તાકીદે આજ્ઞા આપશે નહિ અને માતાની આજ્ઞા વગર કોઇ ચારિત્ર પણ આપશે નહિ, તેથી માતા કહે છે કે–" દશ દિવસ સુધી ચારિત્રની તુલના કર.' ને માતાનું વચન અંગીકાર કરવું, જેથી માતા પણ પ્રસન્ન થશે, અને મેં જે મનમાં ધાર્યું છે તે તો ચળાયમાન થવાનું નથી, તેથી માતાનાં વચન પ્રમાણે વર્તવું યોગ્ય છે, મેં જે ધાર્યું છે તે તો અવસરે હું જરૂર કરીશ." આ પ્રમાણે વિચારીને માતાને નમી ઉપરને માળે

વાસગૃહમાં ગયો. માતા પણ આનંદ પામી કે—" આ સુપુત્રે મારૂં વચન અંગીકાર કર્યું, લોપ્યું નહિ."

જિનેશ્વરની વાણીથી પરિકર્મિત મતિવાળા શાલિભદ્રે સંસારસ્વરૂપની વિચારમગ્નતામાં આખી રાત્રી પસાર કરી. બીજા દિવસનુ પ્રભાત થયું ત્યારે પ્રથમની સ્ત્રીને આજ્ઞા આપી કે—" આજથી તારે નીચેને માળે રહેવું, આજ્ઞા વગર ઉપર આવવું નહિ " તે સાંભળીને 'કુળવંત સ્ત્રીઓએ પતિનું વચન ઉલ્લંઘવું નહિ' તે હેતુથી તે વિષાદપૂર્વક અધોભૂમિમાં જઇને રહી અને વિચારવા લાગી કે—" અહો ! મારા સ્વામીએ આ શું કર્યું? નિરપરાધી એવી મને શા કારણથી તેમણે તજી ? શું મને પહેલી ત્યજવા માટેજ મારી સાથે પહેલું પાણિગ્રહણ કર્યું હતું ? લજ્જા અને વિનયથી યુક્ત એવી હું કાંઇપણ પ્રશ્ન પૂછવાને શક્તિમાન નથી, હવે શું થશે ? દિવસ-રાત્રિનો નિર્વાહ કેવી રીતે થશે ? સર્વમાં હું અગ્રસર છું, તેને ભર્તારે એક ક્ષણવારમાં ગણત્રી બહાર કરી દીધી, તેથી અનુમાન કરતાં જણાય છે કે અનુક્રમે સર્વેની આજ ગતિ થશે ! જો બીજીઓનું ત્યજન નહિ થાય, તો તો મારા દુષ્કર્મોનો ઉદય થયો એમજ સમજવું, તો સર્વે દુર્ભાગ્યવંતીઓમાં હુ અગ્રેસર ઠરીશ. "

આ પ્રમાણે વિકલ્પની કલ્પનાના સમૂહથી ઉદ્ભવેલાં કષ્ટમાં પડેલી અને મુખે નિઃશ્વાસ મૂકતી તે મલીન દર્પણની જેમ ખિન્ન વદનવાળી થઇ ગઇ અને મહાકષ્ટથી તે રાત્રી અને દિવસ તેણે પસાર કર્યા. ત્રીજે દિવસે સવારે વળી બીજી પત્નીને આજ્ઞા આપી કે—" તારો આજથી ત્યાગ કરવામાં આવ્યો છે, તેથી તારે પ્રથમની પત્ની પાસે જઇને રહેવું. " તેથી તે પણ ખિન્ન વદનવાળી થઇને તેની પાસે ગઇ. તે પણ તેને આવતી દેખીને જરા હસી,

ઉઠીને સામી ગઇ અને હાથતાળી દઇને કહેવા લાગી કે–"સખી! આવ, આવ! તું પણ મારી ગતિનેજ પામી દેખાય છે! બહુ ચિંતા કરીશ નહિ. સર્વેની આવીજ ગતિ ભવિષ્યમાં થવાની હોય તેમ દેખાય છે, તેથી આપણી ચિંતા નિરર્થક છે, 'પંચને દુઃખ નાહિ' તેવું શ્રુતિવાક્ય છે." અહીં ઉપર રહેલી ત્રીજી સ્ત્રી વિચારવા લાગી કે–"આવતી કાલે મારી પણ આજ દશા થશે." પછી તેણી જેમ જેમ દિવસ ચઢવા લાગ્યો, તેમ તેમ ચિંતા તથા શોકથી આકુળવ્યાકુળ થઇ સતી આનંદ પામી નહિ. ચોથે દિવસે ત્રીજી સ્ત્રીને પણ આજ્ઞા આપીને વિસર્જન કરી. આ વાત ભદ્રાએ જાણી, તેથી તે શાલિભદ્રની પાસે આવીને વિવિધ સ્નેહયુક્ત વચનો અને યુક્તિઓવડે વિનવવા લાગી–સમજાવવા લાગી, પરંતુ વ્રતના આશયમાંથી તે જરાપણ પાછા હઠ્યા નહિ. આ પ્રમાણે હમેશાં મોહની રાજધાની જેવી એકેક સ્ત્રીને તજવા લાગ્યા, અને મોહની ઉત્પત્તિનું તેને કારણ જાણીને તેઓની ઉપરથી સર્વથા રાગ તજી દીધો.

હવે શાલિભદ્રની બ્હેન સુભદ્રા પોતાના પતિ ધન્યકુમારનું મસ્તક સુગંધી જળવડે ધોઇને, અતિ સુગંધી તૈલાદિ નાખવા પૂર્વક કાંચકીથી વેણી ગુંથતી હતી, બીજી બધીઓ પણ યથાસ્થાને બેઠેલી હતી, તે વખતે સુભદ્રાની આંખમાંથી બંધુના વિયોગદુઃખના સ્મરણને લઇને ચિત્ત અસ્વસ્થ થવાથી થયેલી શૂન્યતાને લીધે આવેલા કાંઇક ઉષ્ણ અશ્રુઓ ધન્યકુમારના બંને સ્કંધ ઉપર પડ્યા ધન્યકુમારે ઉષ્ણ અશ્રુબિંદુના સ્પર્શથી ઉંચુ જોયુ, અને પ્રિયાના નેત્રમાં આંસુ જોઇ કહ્યું કે–"પ્રિયે! આ અશ્રુપાતનું શું કારણ છે? શું કોઇએ તારી આજ્ઞાનું ખંડન કર્યું છે? અથવા કોઇએ તને મર્મ વચનો કહ્યા છે? અથવા કોઇએ હલકાં વચનો

કહ્યાં છે ? પૂર્વે કરેલ પુન્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલ, સકળ સુખથી ભરેલા મારા ઘરમાં તને દુઃખનો ઉદય કેવી રીતે થયો કે જેથી તું આ અકાળે ઉત્પાત કરાવનાર વરસાદના કણીઆની જેવાં આંસુઓ પાડે છે ?"

ત્યારે સુભદ્રા ગદ્‌ગદિત થઈને બોલી કે—"સ્વામિન્ ! આપના ભુવનમાં મને લેશ માત્ર પણ દુઃખ નથી, પરંતુ મારો ભાઈ શાલિભદ્ર રાજા ઘેર આવ્યા તે દિવસથી ઉદાસ થઇ ગયો છે. વીર ભગવાનના વચનશ્રવણથી પરમ વૈરાગ્યવડે તેનું અંતઃકરણ વાસિત થયું છે, તે વ્રત લેવાને ઇચ્છે છે, અને હમેશાં એકએક પત્નીનો ત્યાગ કરે છે. એક મહિનામાં તે બધી સ્ત્રીઓને તજી દેશે અને પછી વ્રત ગ્રહણ કરશે. તે વખતે મારા પિતાનું ઘર ભાઈ વગરનું અરણ્ય જેવું ઉદ્વેગ કરનારૂં થઈ પડશે. ભાઈ જશે એટલે પછી પ્રતિવર્ષ રક્ષાબંધન હું કોને કરીશ ? કોણ મારી પસલી આપશે ? કોણ મને પર્વમાં અને શુભ દિવસોમાં આમંત્રણ કરશે ? કયા શુભ હેતુથી ઉત્સાહપૂર્વક હું પિતાને ઘેર જાઇશ ? જો કોઇ વખત પિતાને ઘેર જઇશ તો પણ ઉલટું દુઃખથી ભરાયેલા હૃદયવડે હુ પાછી આવીશ. સ્ત્રીઓને પિતાના ઘરની સુખવાર્તા સાંભળવાથી અમૃતથી ભરાયું હોય તેમ તેનું હૃદય શીતળ અને પ્રસન્નતાયુક્ત થાય છે. શ્વસુરના ઘરે ઉદાસ થયેલ સ્ત્રી પિતાને ઘેર જઇને સુખ મેળવે છે, પણ પિતા વગરના અને ભાઇ વગરના ઘરે હું શી રીતે જઇશ ? આ ભાઇનો ભાવી વિયોગ સાંભરવાથી મને ચક્ષુમાંથી અશ્રુપાત થાય છે, બીજું કાંઇ પણ મને દુઃખ નથી." આ પ્રમાણેનાં સુભદ્રાનાં વચનો સાંભળીને જરા હસી સાહસના સમુદ્ર જેવા ધન્યકુમાર બોલ્યા કે—"પ્રિયે ! તે જે તારા પિતાના ગૃહની શૂન્યતાની વાત કરી

તે સાચી છે. સ્ત્રીનું પિતાના ઘરના સુખના ઉદયની વાર્તા સાંભળીને હૃદય ઉલ્લસાયમાન થાય છે, સ્ત્રીઓ હમેશાં પીયરીઆના ગૃહનું શુભ ચિંતન કરે છે, હમેશાં આશિર્વાદ આપે છે, તે બધું યુક્તજ છે. પરંતુ તેં જે કહ્યું કે– 'તે હમેશાં એકએક સ્ત્રીને ત્યજે છે.' તેમ કરવાથી તો તારો ભાઇ મ્હને બહુ બ્હીકણ જણાય છે. પ્રિયે! કાતર પુરૂષ હોય તે ધીર પુરૂષે કરેલી વાર્તા સાંભળીને ઉલ્લસાયમાન થાય છે, ધીરના આચરણાનુસાર કરવાને ઇચ્છે છે, તે પ્રમાણે આદરવાને તૈયાર થાય છે, પરંતુ પછી અલ્પ સત્ત્વવંત હોવાથી મંદ થઇ જાય છે. નહિ તો શ્રીમદ્ વીરભગવંતનાં વચનામૃતથી સીંચાયેલ અને વ્રત લેવાના પરિણામરૂપી અંકુર જેને ઉદ્ભવેલ છે તે મંદ કેવી રીતે થાય? ધીરપુરૂષ તો જે નિર્ણય કરે તદનુસાર વર્તેજ છે, પ્રાણાંતે પણ તે નિર્ણયને તજતા નથી. પ્રિયે! પહેલાં તો પ્રાણીઓ અલ્પકાળમાં કાર્ય કરવાની ઇચ્છાવાળા થાય છે, પરંતુ પછીથી નિસત્વ પ્રાણીઓ વિલંબ કરવાથી કાર્યસિદ્ધિ કરી શકતા નથી. તેથી તત્ત્વજ્ઞ એવા સાત્વિક પ્રાણીઓ વિલંબ વગર કાર્ય સાધવામાંજ વિશિષ્ટતા માને છે કોઇ પણ કાર્ય કરવા ધારે છે તો પછી જેમ તાકીદે થાય તેમજ કરે છે, તેમાં વિલંબ કરતા નથી."

આ પ્રમાણે પોતાના પતિના ગર્વયુક્ત વચનો સાંભળીને સર્વે સ્ત્રીઓ પણ શાલિભદ્રના વૈરાગ્યથી વિસ્મિત થતી કહેવા લાગી કે–" પ્રાણેશ! સત્વવંત પુરૂષોને પોતાના હસ્તથી સાગર તરવો સહેલો છે, પરતું શુભ ધ્યાનવડે પુરૂષોએ જિનાજ્ઞાને અનુરૂપ તપ કરવો તે દુષ્કર છે, કારણ કે સર્વ આગમમાં કુશળ અને જિનકલ્પ પાળનારા ચૌદપૂર્વધરો પણ પતિત થયેલા સંભળાય છે, તો પછી બીજાની શી વાત! આ જગતમાં દુઃખિત

થતાં સાંસારિક જીવો આજીવિકાના દુ:ખથી સંતાપ પામે છે, અને 'મોક્ષસુખના એકાંત કારણભૂત તપ સંયમ છે' તેમ કથંચિત્ જાણે છે તો પણ ચારિત્ર ગ્રહણ કરતા નથી; તો પછી આ જન્મમાં પણ દેવતાના ભોગવિલાસ ભોગવનાર, વળી રત્નના તથા સુવર્ણના આભરણો ચક્રવર્તી અથવા તો ત્રૈલોકયાધિપતિ શ્રીમત્ જિનેશ્વરને ઘેર પણ ફેંકી દીધેલા પુષ્પની માળાની માફક નિર્માલ્યતા પામતા નથી, તે આભરણો જેને ઘેર હમેશાં નિર્માલ્યપણું પામીને ફેંકી દેવાય છે, અને પછીથી તેની કોઇ સંભાળ પણ કરતું નથી, વળી જેને ઘેર સુવર્ણ તથા રત્નમય દેવદૂષ્ય વસ્ત્રો પણ શ્લેષ્માદિની માફક જુગુપ્સા કરવા લાયક ગણાય છે, ઉદ્યમવંત પુરૂષો જગતમાં પરિભ્રમણ કરે ત્યારે તેમાંના રત્નના વ્યાપારીઓને જેવું એક રત્ન પણ મળી શકતું નથી, તેવા રત્નોના સમૂહ જેના પગની આગળ રખડે છે, અને તેવા રત્નોવડે જેના ઘરનું ભૂમિતળ બાંધેલું છે, વળી જેને મેનકા-રંભા-તિલોત્તમા વિગેરે રૂપસુંદરીઓનો તિરસ્કાર કરે તેવી બત્રીશ પત્નીઓ છે, વળી જે કૃમીના રંગની જેમ હમેશાં રાગમાં રંગાયેલ છે, જેની સ્ત્રીઓ પતિનાં વચનને અનુકૂળપણે વર્તનારી છે, સ્ત્રીઓની ચોસઠ કળામાં નિપુણ છે, હમેશાં પ્રતિક્ષણે પતિના ચરણની સેવામાં જેઓ તત્પર છે, જેના હાવભાવ તથા વિલાસોવડે દેવો પણ સ્નેહ પામે—મોહી જાય તેવા હાવભાવવાળી છે, જેઓના અંગમાં જરાપણ દોષ નથી, કામદેવે સર્વ શક્તિનો ઉપયોગ કરી વહેંચી દઇને જાણે આ બત્રીશ સ્ત્રીઓ બનાવી હોય તેવી જે દેખાય છે, તેવી સ્ત્રીઓમાંથી એકેકને જે ત્યજે છે, તેવાને તમે કાતર—બ્હીકણ કહો છો, તેથી તમારૂં નિપુણપણું અને નિપુણતાનું જ્ઞાન જાણ્યું! તમે પણ બહુ નિપુણ દેખાઓ

છો ! પરંતુ તમે શું કરો ? અનાદિના મોહથી આવૃત્ત થયેલ જીવોની આવીજ પ્રકૃતિ હોય છે કે તેઓ વગર બોલાવ્યા પણ બળાત્કારે મુંઝાઇ જઇ પરના અનેક ગુણોને છોડી દઇને અછતાં એવા દોષોને ઉપજાવી કાઢી બોલ્યા કરે છે. આ જગત્‌માં ગૃહશૂર કલીબ પુરૂષો તો હજારો હોય છે. કહ્યું છે કે–

परोपदेशकुशलाः, दृश्यन्ते बहवो जनाः ।
स्वयं करणकाले तैश्छलं कृत्वा प्रणश्यते ॥ १ ॥

'પરોપદેશમાં કુશળ ઘણા માણસો દેખાય છે, પણ પોતાને કરવાનો સમય આવે છે ત્યારે છળ કરીને તેઓ છટકી જાય છે'

પરંતુ રણમાં વીરપુરૂષોની જેમ લડાઈને સમયે સન્મુખ ભાવથી દ્રઢ હૃદયવાળા થઇને કર્તવ્યમાંજ એક સાધ્ય રાખનાર બહુ સ્વલ્પ હોય છે. લૌકિક વ્યવહારમાં પણ દુષ્કર કાર્યની વાતો કહેતી વખતે વાતો કરનાર ઘણા દેખાય છે, પરંતુ તે કાર્ય કરવાનું હોય ત્યારે કોઈ ઉભું રહેતું નથી, તેમ અહીં પણ દીક્ષાની શિક્ષા દેવા માટે કોણ હુશીયારી ન દેખાડે ? પરંતુ સ્વામીન્ ! અગ્નિને પીવાની જેમ દીક્ષા ગ્રહણ કરવી અતિ દુષ્કર છે. શાલિભદ્રની માતાએ શાલિભદ્ર એકનેજ જણ્યો છે, કે જે આવું દુષ્કર વ્રત ગ્રહણ કરવાને તત્પર થયો છે. જો તમારા હૃદયમાં દીક્ષા લેવી સહેલી લાગે છે તો પછી ભોગોને રોગની જેમ તજીને તમે કેમ દીક્ષા લેતા નથી ?"

આ પ્રમાણેની પત્નીઓની ઉત્તમ વાણી સાંભળીને ધન્યકુમાર ઉત્સાહપૂર્વક બોલ્યા કે–"અહો ! તમે ધન્ય છો, ધન્ય છો, કારણ કે તમોએ અવસરને ઉચિત આવાં શુભ વાકયો બોલીને તમારી ઉત્તમ કુળની પ્રસૂતિ પ્રકટ કરી દેખાડી છે. કુળવંતી સ્ત્રીઓ વગર બીજી કોણ આવું બોલવા સમર્થ થાય ? હું ધન્ય છું, આજે

મારૂં નામ યથાર્થ થયું છે હવે મારા ભાગ્ય જાગૃત થયા છે. હું શાલિભદ્રથી પણ અધિક ભાગ્યવાન્ છું, કારણકે અંતગત કરનાર સ્રીસમૂહ પણ આ પ્રકારે શિખામણનાં વચનોદ્વારા મને સહાય્ય કરનાર થયો છે. હું તમારૂં કલ્યાણકારી વાક્ય શ્રુતિની જેમ સ્વીકારીને વ્રત ગ્રહણ કરવા જાઉં છું, તેથી હે સ્રીઓ ! તમે પણ હવે શાંત આશયવાળી થજો." આ પ્રમાણે સર્વ પત્નીઓને ઉદીરણા કરીને, યોગીઓને પણ આશ્ચર્ય પમાડતા શુદ્ધ બુદ્ધિવાળા ધન્યકુમાર પત્નીઓને પણ વ્રત લેવામાં સાવધાન કરવા લાગ્યા.

ધન્યકુમારની લક્ષ્મીનો વિસ્તાર આ પ્રમાણે હતો—ઋદ્ધિ અને સમૃદ્ધિથી ભરેલાં પંદરસો ગામ તેની માલેકીમાં હતા. પાંચસે રથ, પાંચસે ઘોડા, પાંચસે ઉત્તમ મોટા ધવળમંદિરો, પાંચસે દુકાનો, પોતાની બુધ્યનુસાર ક્રય–વિક્રય વિગેરે સર્વ વ્યાપારની ક્રિયા કરવામાં કુશળ એવા પાંચ હજાર વણિક્પુત્રો (વાણોતરો), સમુદ્રમાં વ્યાપાર કરવાના સાધનભૂત પાંચસે વહાણો, અતિ અદ્ભુત રાજમંદિરને પણ જીતે એવા દેવવિમાનનો ભ્રમ કરાવનારા સાતભૂમિવાળા આઠ મહેલો, આઠ પત્નીઓ, પ્રત્યેક પત્નીની નિશ્રાએ એકેક ગોકુળ[1] એટલે આઠ ગોકુળ, આટલાના તે સ્વામી હતા. વળી ભંડારમાં, વ્યાપારમાં, વ્યાજમાં, વસ્રમાં, આભરણમાં અને ઠામવાસણ વિગેરે ઘરની ઘરવકરીમાં—એ પ્રત્યેકમાં છપ્પન સુવર્ણ કોટી દ્રવ્ય તેમણે પ્રતિષ્ઠિત કરેલું હતું. વળી આઠે પત્નીઓની નિશ્રાએ એકેક કરોડની કિંમતનું સુવર્ણ હતું, તે પ્રમાણે આઠે પત્ની પાસે આઠ કરોડનુ સોનું હતું. વળી ધાન્યના કોઠારો હજારો હતા, તેમાંથી અનેક ગામોમાં દીન, હીન, દુઃખિત જનના ઉદ્ધાર માટે દાનશાળાઓ ચાલતી

૧ એકેક ગોકુળમાં દશ દશ હજાર ગાયો હોય છે.

હતી, વળી મનમાં ચિંતવેલા ભોગ સંભોગાદિકને, ઇંદ્રિયનાં સુખોને, યશકીર્તિને તથા ઐહિક સર્વ ઇચ્છિત સુખોને આપવાના સ્વભાવવાળો ચિંતામણિ રત્નતુલ્ય મણિ[1] તેની પાસે હતો. બીજી પણ અમૂલ્ય વિવિધ ગુણ તથા સ્વભાવવાળી રત્નૌષધિ વિગેરે સખ્યાબંધ વસ્તુઓ તેની પાસે હતી. અનેક દેશાંતરમાંથી આવેલ રાજાઓને પણ દુર્લભ એવા મણિ રસાયણાદિક ગણત્રી વગરનાં તેની પાસે હતા. વળી પ્રતિમાસે અને પ્રતિવર્ષે સાર્થવાહ, મોટા શ્રેષ્ઠીઓ અને રાજાદિકો સ્વદેશ પરદેશમાંથી આણેલી વસ્તુઓ કે જે શોધવા જતાં પણ મળે નહિ તેવી વસ્તુઓ હર્ષપૂર્વક લાવીને ધન્યકુમારને ભેટ આપતા હતા. વળી તેના સ્વજન તથા મિત્રાદિક પાસે પણ પુષ્કળ સંપદા હતી. અતિ ઉત્કૃષ્ટ પુન્યોદયનું આ પ્રત્યક્ષ લક્ષણ હતું.

આવી મહાઋદ્ધિના વિસ્તારવાળા અધિક સત્ત્વવંત ધન્યકુમાર તે સર્વને તૃણતુલ્ય ગણીને વ્રત ગ્રહણ કરવાને ઉદ્યત થઇ ગયા, કારણકે 'સત્ત્વવંત પ્રાણીઓ ઉત્તમ અર્થ સાધવામાં ઢીલ કરતા નથી—લંબાણ કરતા નથી.' પછી રત્નત્રયના અર્થની સાધનામાં વિઘ્નનો નાશ થવા માટે સર્વ તીર્થોમાં તેણે અઠ્ઠાઇ મહોત્સવ કરાવ્યો. સાતે ક્ષેત્રમાં ઘણું ધન વાપર્યું. કેટલુંક ધન દીન—હીનના ઉદ્ધારમાં વાપર્યું, કેટલુંક ધન ઉદાર ભાવથી સ્વજનાદિકને આપ્યું, હમેશાં સેવા કરનારાઓને જીવિત પર્યંત આજીવિકા ચાલે તેટલું ધન આપ્યું કે જેથી તેમને કોઇની સેવા કરવાનું રહે નહિ. કેટલુંક ધન અખંડ યશની પ્રાપ્તિમાટે શાસનની ઉન્નતિમાં આપ્યું, કેટલુંક ધન યાચકોને આપ્યું, કેટ-

1 ગંગાદેવીએ આપેલ હતો તે

લું કે ધન સ્વજ્ઞાતિવાળા જ્ઞાતિજનોના પોષણ માટે વાપર્યું, કેટલુંક ધન રાજાને ભેટ કરીને અવસરોચિત વ્યયની પ્રવૃત્તિ દેખાડવા તથા પ્રમાદી પુરૂષોને જાગૃત કરવા માટે વાપર્યું. આ પ્રમાણે ઘણું ધન ધર્મનાં, પુન્યનાં, પ્રીતિનાં તેમજ યશનાં કાર્યોમાં વાપર્યું તથા આપ્યું. બાકીના ધનની યથાયોગ્ય રીતે વ્યવસ્થા કરીને ધન્યકુમાર નિશ્ચિંત થયા.

હવે સુભદ્રાએ પણ પોતાનો આશય માતા પાસે જણાવ્યો. તે વખતે માતાએ કહ્યું કે—"પુત્રી! હજુ તો પુત્રના વિયોગની વાર્તાથી બળતા અંતઃકરણવાળી હું થઇ છું, તેવામાં તું પણ વ્રત ગ્રહણ કરવામાં તત્પર થઇ! આ પ્રમાણે ક્ષત ઉપર ક્ષારની જેમ તું દુઃખ કેમ આપે છે? તમે બને જશો, પછી મારે કોનું આલંબન? કોની સહાય? કોનો આધાર? તને પણ સહસા આ શું થઇ ગયું?" પુત્રીએ કહ્યું કે—"માતા! અમે આઠે બહેનોએ નિર્ધાર કર્યો છે કે પતિની સાથે અવશ્ય સંયમ ગ્રહણ કરવું. આ જગતની સ્થિતિ પલટાઇ જાય તો પણ અમે આ પ્રતિજ્ઞા મૂકવાના નથી. જે અમને સંયમ ગ્રહણ કરવામાં વારશે તેને અમે અમારા શત્રુતુલ્ય ગણશું. કદાપિ અમારા સ્વામી વિલંબ કરશે, તોપણ અમે વિલંબ કરશું નહિ. વળી સંયમમાં એકતાન થયેલા મારા ભાઇને પણ તમારે રોકવો નહિ"

આ પ્રમાણે કહીને તે પોતાને ઘેર ગઈ. ભદ્રા માતા સ્નેહથી બંધાયેલા જ્યાં ધન્યકુમાર હતા ત્યાં આવીને કહેવા લાગ્યા કે—"ભો ભદ્ર! પુત્ર તો દુઃખ દેવાને તૈયાર થયો છે, તેટલામાં તમે પણ દાઝયા ઉપર ડામની જેમ ઘર ત્યજવાને તૈયાર થયા છો! પરંતુ મારી ચિંતા તો કોઇ કરતા નથી! આ વૃદ્ધા શું કરશે? કોને ઘેર રહેશે? નિર્દોષ અને નિરપરાધી એવી આ બત્રીશ

" મારા પુત્રની અને આઠ તમારી કુળવંતી સ્ત્રીઓને કોણ પાળશે ?" આ પ્રમાણે અશ્રુપૂર્ણ ગદ્ગદ્ વચનો સાંભળીને ધન્યકુમાર બોલ્યા કે—"આ જગતમાં કોણ કોની પાલના કરે છે ? સર્વેનું સ્વકૃત પુન્યજ પરિપાલના કરે છે, બીજાએ કરેલી પ્રતિપાલના તો ઔપચારિક છે. સર્વે સંસારી જીવો સ્વાર્થવડેજ સ્નેહ રાખે છે, પરંતુ પરમાર્થની અપેક્ષાવાળા તો એક સાધુજ હોય છે, તે વિના બીજા કોઇ હોતા નથી. તમે તમારા સ્વાર્થની પૂર્તિ માટે પુત્રને વ્રત ગ્રહણ કરવામાં અંતરાય કરવાની ઇચ્છા કરો છો, પરંતુ ' મારો પુત્ર અવિરતિના બળથી વિષયો સેવીને ચારે ગતિમાં પરિભ્રમણ કરશે, નરકાદિકમાં અતિ દારૂણ કર્મના વિપાકો ભોગવીને દુ:ખ પામશે તેવી ચિંતા તો કરતાજ નથી !' માતા—પુત્રનો સંબંધ તે એક ભવ આશ્રીને છે અને તેના વિપાક તો અનેક ભવમાં અસંખ્ય કાળ સુધી પીડા કરે છે. આ સંસારમાં આટલા કાળ સુધીમાં પરસ્પર ઉલટપાલટ ભાવવાળા ઘણા સંબંધો થયા, ઘણા વિષયો ભોગવ્યા, તેને દેખીને તેને તથા તમને ઘણો હર્ષ ઉત્પન્ન થયો, પરંતુ તેના વિપાક ભોગવવાને સમયે તમે તેનો ઉદ્ધાર કરવાને જરા પણ શક્તિવંત થવાના નથી, તેમજ તમને ઉદ્ધરવાને તે સમર્થ થવાના નથી. આ જગતમાં અતિ વલ્લભ પુત્રને પણ તમે સ્વહસ્તેજ અનંતીવાર મારેલ હોય છે, તેણે તમને પણ મારેલ હોય છે, તેથી આ ભવના સ્નેહવડે વિયોગનો ખેદ શા માટે કરવો ? આવો દુઃખદાયી સ્નેહસંબંધ તો અનંતીવાર થયો છે, પરંતુ આવો જિનેશ્વરના ચરણકમળની સનાથતા નીચે ચારિત્ર ગ્રહણ કરવા માટે તમારો આદેશ માગવાનો પ્રસંગ કોઇ વખત પ્રાપ્ત થયો નથી તે તમારા ભાગ્યયોગે હમણાંજ પ્રાપ્ત થયો છે. માટે તે સંયોગને સફળ કેમ કરતા નથી ? આ પ્રમાણે શા માટે વિચારતા

નથી કે-'મારા શરીરથી જન્મેલો પુત્ર અરિહંતની પર્ષદામાં સુર, અસુર અને રાજાઓના સમૂહથી જોવાતો પંચની સાક્ષીએ ચારિત્ર ગ્રહણ કરે છે, અહો ! હું તો દ્રમકની પેઠે કાંઇ ત્યજતી નથી, પરંતુ મારો પુત્ર સર્વ તજીને પરમ અભયદાન દેનારા શ્રી વીરભગવંતના સ્વહસ્તે દીક્ષા લે છે, તેમનો શિષ્ય થાય છે, તેને શું ભય છે ? તે તો સંસારસાગરને શિઘ્ર તરશે, તેમાં શું અશુભ થાય છે કે તમે દુઃખી થઇને ખેદાઓ છો ? શ્રીમત્ જિનેશ્વરના ધર્મને જાણનારા હોવા છતાં આવાં અશુદ્ધ વચનો તમારા મુખમાંથી કેમ નીકળે છે? તેના વિવાહાદિ મહોત્સવો તો અનંતીવાર તમે કર્યા, તો પણ તૃપ્તિ થઇ નહિ, પરંતુ આ ભવમાં તમને બંનેને પરમ સુખના હેતુભૂત ચારિત્રોત્સવ કેમ કરતા નથી ? સંસારમાં જે સંબંધો ધર્મના આરાધનમાં સહાય કરનારા થાય તેજ સંબધો સફળ છે, બીજા સંબધો તો વિડંબનારૂપ છે, તેથી ઘેર જઈને ચિત્તની પ્રસન્નતાથી પુત્રના મનોરથની પૂર્તિ કરો, કે જેથી તમારો સંસાર પણ અલ્પ થાય. મેં તો ચારિત્ર ગ્રહણ કરવાનો નિરધારજ કર્યો છે, તે જગત્‌ની સ્થિતિ પલટાઈ જાય તોપણ કોઈ અન્યથા કરવાને સમર્થ નથી. સંસારના પાશમાં નાખવાના ગુણવાળા તમારા સ્નેહગર્ભિત દીન વચનો સાંભળીને હું ચળાયમાન થાઉં તેમ નથી. સંસારના સ્વાર્થમાં એકનિષ્ઠ થયેલાઓ વિવિધ રચનાવડે વિલાપ કરે છે, પરંતુ હું તેવો મૂર્ખ નથી કે ધતુરો વાવવા માટે કલ્પવૃક્ષને છેદી નાખું ! તમારાં સ્નેહવચનો પરમ આનંદ આપનારા થતાં હતાં તે દિવસો હવે ગયા છે, હવે તો શ્રી વીરભગવંતનાં ચરણ એજ શરણ છે, હવે સ્વપ્નમાં પણ બીજા વિકલ્પો આવવાના નથી; તેથી હવે તાકીદે ઘેર જાઓ, અને પુત્રને સંયમ ગ્રહણમાં વિઘ્ન કરનારા ન

થતાં મદદગાર થાઓ." આ પ્રમાણેનાં ધન્યકુમારનાં નિશ્ચળ ચિત્ત બતાવનારાં વચનો સાંભળીને તદ્દન નિરાશ થઈ ભદ્રામાતા પોતાને ઘરે આવ્યા.

પછી ધન્યકુમાર હર્ષના સમૂહથી ભરેલા હૃદયવડે મોટા આડંબર સાથે વ્રત ગ્રહણ કરવા માટે ચાલ્યા. તે વખતે જેવીરીતે લક્ષ્મી પુન્યને, ગૃહો સૂર્યને અને સિદ્ધિઓ સત્ત્વને અનુસરે છે તેવી રીતે તેની સર્વ પતિવ્રતા સ્ત્રીઓ પણ સ્વ સ્વ વિભૂતિ સાથે સુખાસનમાં બેસીને ધન્યકુમારને અનુસરી-તેની સાથે દીક્ષા લેવા ચાલી. આ વાર્તા અચાનક સાંભળીને આનંદપૂર્વક વિસ્મિત થયેલા અભયકુમારાદિ સર્વે માથું ધુણાવતાં ધન્યકુમારની પ્રશંસા કરવા લાગ્યા. તે વખતે અભયકુમાર અને બીજા બુદ્ધિવંત સભાસદો શ્રેણિક મહારાજાને કહેવા લાગ્યા કે-"આપ શ્રીમાને વ્રત લેવાને માટે જેમણે ઉદ્યમ કર્યો છે તેમને નિવારવા યોગ્ય નથી, પરંતુ તેમને દીક્ષા લેવામા સહાય કરવી તે યોગ્ય છે.' તે વખતે શ્રેણિકે પોતાની પુત્રીની સ્થિતિ જાણવા માટે પૂછ્યું કે-"સોમશ્રી પ્રમુખ તેની આઠ સ્ત્રીઓની શી ગતિ થશે ?" અભયકુમારે કહ્યું કે-"તે બધી પણ ધન્યકુમારને અનુસરશે." તે સાંભળીને શ્રેણિકરાજાવિસ્મયપૂર્વક બોલ્યા કે-"આ સબંધને ધન્ય છે, તેઓનો સંબંધ સફળ છે. જે સ્ત્રીઓનો સમૂહ મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનાર થાય છે, તેજ તેને સહાય કરનાર થયો એજ મોટું આશ્ચર્ય છે!"

અહીં ધન્યકુમારે મોટી વિભૂતિ સહિત અસ્ખલિત રીતે દીન હીનને દાન દીધું. પછી સિંહની માફક સિંહનાદ સહિત ઇંદ્રિયના સમૂહને વશ કરીને પ્રિયાઓ સહિત તે નીકળ્યા. માર્ગમાં સર્વ પૌરજનો આવું સાહસ તથા દુષ્કર કાર્ય કરતા તેમને દેખીને

વિસ્મય તથા હર્ષથી પૂરાયલા મનવાળા થયા સતા તેની સ્તુતિ કરવા લાગ્યા કે—" અહો ! આનો વૈરાગ્ય રંગ ! અહો આનો નિઃસંગતાનો રંગ ! અહો ! આનું સત્ત્વ ! અહો ! આની તત્ત્વ દ્રષ્ટિ ! અહો આની ઉદાસીનતા ! અહો ! આની સંસાર ઉપ-રથી સહસા પરાઙ્મુખતા ! અહો ! આનું સંયમમાં ઉત્સાહ પ્રાગલ્ભ્ય ! અહો ! સુરલોકની ઉપમાવાળી ઋદ્ધિના વિસ્તાર ઉપર આનો નિરભિલાષ ! અહો ! આનું બુદ્ધિશાળીપણું ! એના જન્મને ધન્ય છે, તેનું ધન્ય નામ તેણે સાર્થક કર્યું છે. યુવાવસ્થામાં પણ વ્રત લેવાની તેની શક્તિને ધન્ય છે, આ પતિપત્નીનાં સં-યોગને ધન્ય છે, નિર્વિઘ્નકારી એવા તેમના ધર્મના ઉદયને ધન્ય છે, તેમના પુણ્યાનુબંધી પુણ્યનાં ઉદયને પણ ધન્ય છે, લોકો-ત્તર અને ઉપમા ન આપી શકાય તેવા એના ભાગ્યને પણ ધન્ય છે કે, જગન્નાથ શ્રી વીરભગવતના હાથે તેઓ દીક્ષા ગ્રહણ કરશે. તેમના જીવિતને પણ ધન્ય છે, આપણા આજના દિવસને અને આપણા જન્મને પણ ધન્ય છે કે, ધર્મમૂર્ત્તિ એવા ધન્યકુમારના આપણને દર્શન થશે. તેવા મહત પુરૂષોનાં નામગ્રહણથી પણ પાપનો નાશ થાય છે."

આ પ્રમાણે સ્તુતિ કરતા હજારો પૌરજનો તેમને નમસ્કાર કરવા લાગ્યા. પૌરજનોથી કરાતી તેવી પ્રસંશા સાંભળતા ધન્ય-કુમાર ગુણશીલ વનમાં આવ્યા. પૌરજનનાં તથા ઘરનાં માણસો ના મુખેથી તે વૃત્તાંત સાંભળીને લીલાશાળી શાલિભદ્ર પણ સં-વેગથી વ્રત લેવામાં ઉત્સુક થયા; પછી માતાની પાસે જઈને યુ-ક્તિપૂર્વક માતાને સમજાવી. માતા પ્રત્યુત્તર દેવાનેજ શક્તિવં-ત થઈ નહિ. પૂર્વે ધન્યકુમારે વચનની યુક્તિથી તેને શિથિળ કરી દીધી હતી; એટલે શાલિભદ્રનો વ્રત ગ્રહણ કરવાનો નિ-

શ્રળ અભિપ્રાય જાણીને તે બોલી કે–" હે વત્સ ! જે પોતાનો આશય સંપૂર્ણ કરવામાં હઠ કરે અને એકાંતે ગૃહના વ્યાપારથી પરાઙ્મુખ થઈને બેસે તેને હું શું કહું ? તને જે રૂચે તે કર ! તું તથા તારા બનેવી એક આશયવાળા થયા છો, તેમાં હવે મારૂં શું બળ ? તમારો ધારેલ આશય સંપૂર્ણ કરો. " આ પ્રમાણે બોધ પામેલી માતાની આજ્ઞા મેળવીને તરતજ સર્વ સ્ત્રીઓને ત્યજી દઇ વિષમિશ્રિત અન્નની જેમ રૌદ્ર એવા ભોગોપભોગને પણ ત્યજી દઈ વ્રતગ્રહણના ઉદ્યમમાં તે તૈયાર થઇ ગયા. તે વખતે શ્રેણિક મહારાજાએ તથા ગોભદ્રદેવે તેમની દીક્ષા નિમિત્તે અપૂર્વ મહોત્સવ કર્યો. એ રીતે શાલિભદ્ર પણ જિનેશ્વરની પાસે આવ્યા. પછી તે બંને સમવસરણ પાસે આવી પાંચે અભિગમ સાચવી શ્રીજિનેશ્વરને નમીને બોલ્યા કે–"હે ભગવંત ! જન્મ–જરા ને મૃત્યુથી આલોક બળી રહ્યો છે, પ્રદીપ્ત થઈ ગયેલો છે, બળી ઝળી રહ્યો છે, જેવી રીતે કોઇ ગૃહસ્થ ઘરમાં આગ લાગે ત્યારે જે વસ્તુ ( હિરણ્ય રત્નાદિ ) ઓછા ભારવાળી અને બહુ મૂલ્યવાળી હોય તે લઇને એકાંતમાં ચાલ્યો જાય છે, પછી તેજ વસ્તુ લોકમાં તેના હિત માટે. સુખ માટે અને સામર્થ્ય માટે ભવિષ્યકાળમાં થાય છે, તેવી રીતેજ મેં પણ અદ્વીતિય એવા ઇષ્ટ, કાંત, પ્રિય, મનોજ્ઞ, અને મનને પ્રિય તેવા મારા આત્મરૂપ ભાંડને સંસારઅગ્નિમાંથી બહાર કાઢી લીધો છે–બળતામાંથી બહાર લાવ્યો છું; તેથી તે મારા સંસારનો નાશ કરનાર–ઘટાડનાર અવશ્ય થશે, એમ હું ધારૂં છું. તેથી હું ઈચ્છું છું કે આપ દેવાનુપ્રિય તેને દીક્ષા આપો, આપજ તેને મુંડિત કરો, ( પ્રત્યુપેક્ષણાદિ શીખવીને ) આપજ તેને ઉત્તમ કરો, (સૂત્રાર્થાદિ ગ્રહણ કરાવીને ) આપજ તેને ભણાવો, અને આપજ આચાર, ગોચરી,

વિનય, કર્મક્ષયાદિરૂપ ફળવાળું ચારિત્ર, પિંડવિશુદ્ધ્યાદિ તેમજ સંયમયાત્રા તેને શીખવો અને તે માટેજ આહાર વિગેરે ધર્મો કરવાના બતાવો."

આ પ્રમાણે સિદ્ધાંતમાં પ્રસિદ્ધ છે તે વિજ્ઞપ્તિ તેમણે ભગવંતને કરી. તે વખતે શ્રીવીરે તેમને કહ્યું કે,–"જેવી રીતે આત્મહિત થાય તેમ કરો, તેમાં કોઇનો પ્રતિબંધ ગણશો નહિ." આ પ્રમાણે જિનેશ્વરની આજ્ઞા મળવાથી તે બંને ઇશાન ખુણામાં અશોકવૃક્ષની નીચે ગયા, અને ત્યાં જઇને પોતાની મેળેજ આભરણો ઉતારી નાખ્યા. કુળવૃદ્ધ સ્ત્રીઓએ તે ધવળ વસ્ત્રમાં ગ્રહણ કરી લીધા; પછી કહ્યું કે–"હે વત્સો ! તમે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા છો. આ વ્રત પાળવું અતિ દુષ્કર છે, ગંગાના પ્રવાહની સન્મુખ જવા જેવું છે, તરવારની ધાર ઉપર ચાલવા જેવું છે, લોઢાના ચણા ચાવવા જેવું છે, ભાલાના અગ્રભાગથી ખરજ ખંજવાળવા જેવું છે, તેથી હે પુત્રો ! તમે સ્વાર્થ સાધવામાં બીલકુલ પ્રમાદ કરશો નહિ." આ પ્રમાણે કહીને અશ્રુ સારતી તે બંને વૃદ્ધાઓ એકાંતમાં ચાલી ગઇ. પછી તે બંનેએ પોતપોતાને મસ્તકે સ્વયં પંચમુષ્ટિ લોચ કર્યો; શ્રેણિક તથા અભયકુમાર વિગેરેએ તેમને મુનિવેશ આપ્યો, તે વેશ પહેરીને તે બંને શ્રીવીર ભગવંતની પાસે આવ્યા. પછી મહાવીર પરમાત્માએ તે બંનેને મહાવ્રત ઉચ્ચરાવી દીક્ષા આપી. સુભદ્રાદિ આઠેને પણ દીક્ષા આપીને આર્ય મહત્તરા પાસે મોકલી; ત્યાં તેઓ ગ્રહણા અને આસેવના–એ બને પ્રકારની શિક્ષા વિગેરે શીખવા લાગી.

હવે તે બંને પાંચે મહાવ્રતોને વિધિપૂર્વક ગ્રહણ કરીને દેવેંદ્ર તથા નરેંદ્રોથી પ્રશંસા કરાતા મહામુનિ થયા. શ્રીવીર ભગવંતે સુવિહિત સ્થવિર પાસે તે બંનેને મોકલ્યા. પછી શ્રેણિક,

અભયકુમાર વિગેરે શ્રી જિનેશ્વરને નમીને તથા સર્વ સાધુઓને વંદન કરીને તે બંને મુનિની પ્રશંસા કરતા સ્વસ્થાને ગયા. અહીં તે બંને મુનિ સ્થવિરોની પાસે ગ્રહણા ને આસેવના શિક્ષા અપ્રમત્ત ભાવથી શીખ્યા અને સ્થવિરની સાથે ઘણા વખત સુધી પૃથ્વી ઉપર વિચર્યા. જ્ઞપરિજ્ઞાથી માંડીને સંપૂર્ણ અગ્યારે અંગો તેઓ ભણ્યા અને તેના સૂત્રાર્થોના અધ્યયનમાં લીન થયા સતા ગીતાર્થ થયા. પ્રત્યાખ્યાનપરિજ્ઞાવડે તીવ્ર તપસ્યાઓ કરીને થોડાજ વખતમાં તેઓ મુનિપુંગવ થયા. અપ્રમત્ત ભાવથી ઇચ્છારોધ કરીને એક, બે, ત્રણ, ચાર માસક્ષપણાદિ વિવિધ તપસ્યાઓ કરીને એ બંને મહર્ષિઓ બાર વરસ સુધી સ્થવિરની સાથે વિવિધ દેશોમાં વિહાર કરી શ્રીવીર ભગવંતની પાસે આવ્યા.

શ્રી વીર પરમાત્મા પણ ભૂમિપીઠને પવિત્ર કરતાં ફરીને રાજગૃહીએ પધાર્યા. દેવોએ અષ્ટ મહાપ્રાતિહાર્યાદિકની રચના કરી. તે દિવસે તે બંને મહર્ષિઓને માસખમણનું પારણું હતું, પરંતુ અહંકાર રહિત તથા ખાવાની ઈચ્છા વગરના તેઓ ગોચરી કરવા જવાની રજા લેવા માટે શ્રી વીરભગવંત પાસે આવ્યા અને વિનયપૂર્વક તેમણે પ્રણામ કર્યો. તે વખતે વીરભગવંતે શાલિભદ્ર તરફ આદરપૂર્વક જોઈને કહ્યું કે-"વત્સ ! આજે તને તારી માતા પારણું કરાવશે." આ પ્રમાણેનાં વીરભગવંતનાં વચન સાંભળીને તેમની પાસેથી અનુજ્ઞા લઇ ધન્ય અને શાલિભદ્ર રાજગૃહીમાં આવ્યા. શ્રી વીરના વચનના વશવર્તીપણાથી અન્ય સ્થાન છોડીને 'શ્રીવીરના વચનમાં શું સંદેહ હોય ?' તેમ મનમાં નિર્ધાર કરી તેઓ ભદ્રાના આવાસે ગયા અને તે બંનેએ ધર્મલાભરૂપ આશિર્વાદ આપ્યો, પરંતુ ત્યાં કોઇ બોલ્યું નહિ, તેમ આદર પણ આપ્યો નહિ, તેઓ અન્ય ભિક્ષાચરને

ઉચિત આંગણામાં ઉભા રહ્યા, એક પગલું પણ આગળ વધ્યા નહિ, તેમ બીજું કાંઇ બોલ્યા પણ નહિ, માત્ર સર્વાર્થની સિદ્ધિ કરનાર મૌન ધારણ કરીને ઉભા રહ્યા.

અહીં ભદ્રામાતા વિચાર કરે છે—"અહો ! હજુ પણ મારા ભાગ્ય જાગતા છે, કે જેથી મારો પુત્ર અને જમાઈ બંને આજે શ્રીજિનેશ્વરની સાથે અહીં આવેલા છે; તેથી ત્યાં જઇને તેમને નમસ્કાર કરીને અતિ ભક્તિપૂર્વક આમંત્રણ કરૂ અને જો તેઓ પધારે તો આનંદથી ભાતપાણીવડે પડીલાભું. પુર્વે સંસાર અવસ્થામાં જે વિવિધ રસ દ્રવ્યના સંયોગવડે નિષ્પન્ન કરેલી રસોઇવડે પોષણ કરેલ છે, તે તો ઐહિક મનોરથની સિદ્ધિ કરનારે, સંસાર પરિભ્રમણના એક ફળરૂપ હતું, હમણા તો જે ભક્તિવડે અન્ન–પાનાદિથી પોષણ થશે તે ઉભય લોકમાં સુખાવહ અને પ્રાંતે મુક્તિપદને આપનારે થશે." આ પ્રમાણે વિચારતા ભદ્રામાતાની ચક્ષુઓ હર્ષના અશ્રુથી પૂરાઈ જવાથી તેણે તેમને દેખ્યા નહિ. તપસ્યાએ ઇર્ષ્યાવડે કરેલ હોય તેમ તેનું રૂપ પરાવર્તન થઇ ગયેલ હોવાથી શાલિભદ્ર દ્રષ્ટિપથમાં આવ્યા છતાં તેમની સ્ત્રીઓએ પણ તેમને ઓળખ્યા નહિ. વીરવચનની સત્યતા કરવા માટે ક્ષણભર ત્યાં ઉભા રહીને, વ્રતનો આચાર પાળવામાં તત્પર તે બંને ત્યાંથી પાછા વળી ચાલી નીકળ્યા, પણ વિકારની જેમ સ્વ આકારને તેઓએ ઓળખાવ્યો કે બતાવ્યો નહિ. શ્રીવીર વચનમાં દ્રઢ વિશ્વાસ હોવાથી અન્ય સ્થાનને નહિ ઇચ્છતા તે બંને સમતા ભાવ સહિત ગોચરીની ચર્યાથી પાછા ફર્યા પોતાને સ્થાને પાછા આવતાં તેમને માર્ગમાં એક ભરવાડ સામી આવતી મળી. ઇર્યાસમિતિવાળા તે મુનિને દેખીને તે અતિશય હર્ષિત થઇ, પરમ પ્રમોદ પામી, તેના હૃદયમાં અત્યંત હર્ષોલ્લાસ થયો. તેણીએ

ભક્તિવડે મુનિઓને પ્રણામ કરીને પ્રીતિયુક્ત મનથી પોતાના ભાંડમાં રહેલ દહીં વહોરવાની વિનંતિ કરતાં કહ્યું કે—"હે સ્વામિન્ ! આ શુદ્ધ દહીં લેવા માટે પાત્ર પ્રસારો અને મારો નિસ્તાર કરો." આ પ્રમાણે તેનો અત્યાદર દેખીને તે બંને વિચારવા લાગ્યા કે 'વીરભગવંતે તો માતા પારણું કરાવનાર થશે, તેમ કહેલું છે, પરંતુ બીજાનું ન વહોરવું તેમ કહેલ નથી. વળી વિચિત્ર આશયયુક્ત જિનેશ્વરની વાણી હોય છે, આપણે છદ્મસ્થ તેનો ભાવ શું જાણીએ ? શ્રીવીરના ચરણે જઈને એ બાબત પ્રશ્ન પૂછશું, પરંતુ આ અતિભક્તિના ઉલ્લાસથી દેવાને ઉદ્યત થઇ છે, તો તેના ભાવનું ખંડન કેવી રીતે કરવું ? પ્રભુ પાસે જઇને તેમની આજ્ઞા પ્રમાણે કરશું."

આ પ્રમાણે વિચારીને પાત્ર પ્રસારી તેઓએ તેમાં દહીં વહોર્યું. તેણે પણ અત્યંત હર્ષથી વહોરાવ્યું અને વંદના કરીને તે ચાલી ગઇ;પછી તે બંને સ્વસ્થાનકે આવ્યા. શ્રીમત્ જિનેશ્વરની પાસે આવીને ગોચરી આળોવી, ઉત્પન્ન થયેલા સંશયરૂપ શલ્યને દૂર કરવા શાલિભદ્રે જિનેશ્વરને નમીને પૂછ્યું કે—"સ્વામીન્! અમે જ્યારે ગોચરી કરવા જતા હતા ત્યારે આપે કહ્યું હતું કે 'આજે તારી માતા પારણું કરાવશે.' તે કથનનુ હાર્દ અમે મંદ બુદ્ધિપણાથી જાણ્યું નથી. અમને આહાર સામગ્રી માતાને ઘેરથી મળી નથી. પરંતુ એક આભીરી પાસેથી મળી છે, તેથી અમને શંકા થઇ છે માટે અમારા અજ્ઞાના તે શંકારૂપ શલ્યનું નિવારણ કરો." તે સાંભળીને શ્રીમત્ જગન્નાથ બોલ્યા કે—"હે શાલિભદ્રમુનિ! જાણે તને દહીંવી પ્રતિલાભિત કર્યા, તે તારી પૂર્વ જન્મની માતા જ હતી." આ પ્રમાણે જિનેશ્વરને મોઢેથી સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામી તેમણે પૂછ્યું કે—"સ્વામિન્! તે કેવી રીતે ?" ને

વખતે સ્વામીએ પૂર્વ ભવનું સર્વ સ્વરૂપ કહી બતાવ્યું. તેમાં કહ્યું કે—'તે તારી પૂર્વ ભવની માતા છે, તેનો તો તેનો તેજ ભવ છે, તારો બીજો ભવ થયો છે.' આ પ્રમાણે જિનેશ્વરે કહેલ પૂર્વ ભવનું સ્વરૂપ સાંભળીને અજ્ઞાન અંધકાર દૂર થવાથી શાલિભદ્રને સંવેગ રંગ દ્વિગુણિત થયો. પછી પ્રભુની આજ્ઞા લઇને ધન્યમુનિની સાથે તેમણે પારણું કર્યું.

ત્યારપછી ભવવિરક્ત બુદ્ધિવાળા શાલિભદ્ર મુનિ ભગવંત શ્રીમહાવીરના મુખેથી સાંભળેલી પૂર્વ ભવની માંતાને સંભારતા પોતાના મનમાં ચિંતવવા લાગ્યા કે—"અહો ! આ સંસારમાં મહા આશ્ચર્ય પમાડે તેવા વિચિત્ર પ્રકારના કર્મજન્ય અનુભવો થાય છે, જુઓ પૂર્વભવમાં સદસદ્ વિવેક રહિત, મારૂં ગામડીયાપણું ક્યાં ? અને આ જન્મમાં ગુણસમુહવાળું, ગૌરવના મંદિરભૂત અને અવસરને ઉચિત કરણ—ભાષણવાળું શહેરીપણું ક્યાં ? પૂર્વભવમાં સકળ આપદાના નિવાસરૂપ હું પશુનો પણ દાસ હતો, ત્યારે આ ભવમાં હું રાજાને પણ કરિયાણાની જેમ માનનારો થયો. પૂર્વ ભવમાં જીર્ણ, ખંડિત, દંડિત અને શરીર ઢાંકવા માટે પણ અપૂર્ણ વસ્ત્ર હતું; ત્યારે આ જન્મમાં સવાલાખ સવાલાખ મૂલ્યવાળી રત્નકંબળોના બે બે ખંડો કરીને પ્રિયાઓને મેં આપ્યા હતા, અને તેઓએ તેના પગલુછણા કરીને નિર્માલ્ય કુઇમાં નાખી દીધા હતા. પૂર્વ જન્મમાં મારે રૂપાના પણ આભૂષણ નહોતા, ત્યારે આ જન્મમાં વિવિધ રત્નથી જડેલા સુવર્ણના આભૂષણો પણ પુષ્પમાળાની માફક હમેશાં નિર્માલ્યપણાની બુદ્ધિથી હુ ફેંકી દેતો હતો. પૂર્વ જન્મમાં રૂપાનાણું પણ મારા હસ્તમાં કદિ સ્પર્શ્યું નહોતું, ત્યારે આ જન્મમાં સોનામહોર અને રત્નાદિકના

ઢગલાઓની પણ મેં તપાસ કરી નથી; અર્થાત્ તેના પાગલાર ઢગલા હતા. અહો ! આ ભવ નાટકની વિચિત્રતા ! અહો ! આ ભવનાટકમાં કર્મરાજાના હુકમથી મોહ આ સર્વ સંસારી જીવોને વિવિધ પ્રકારના વેશો લેવરાવીને નાચ કરાવે છે. જિનેશ્વરના આગમનો હાર્દ પામેલા પુરૂષ વગર કોઇ તેમાંથી બચી શકતો નથી; તેથી જગત્માત્રનો દ્રોહ કરનાર અને અતિ ઉત્કટ મલ્લ એવા મોહને મહા પ્રચંડ વીર્ય તથા ઉલ્લાસના બળથી જીતીને આજ સુધી નહિ પ્રાપ્ત કરેલી એવી જયપતાકા પ્રાપ્ત કરૂં, કારણકે ઉદ્યમ કરતાં સર્વ સફળ થાય છે."

આ પ્રમાણે વિચાર કરીને મહાસત્ત્વવંત એવા ધન્યકુમારની સાથે શાલિભદ્ર મુનિ શ્રીમન્ મહાવીર ભગવંતની પાસે આવ્યા અને તેમને નમીને તેઓએ આ પ્રમાણે વિનંતિ કરી કે—" હે સ્વામિન્ ! અનાદિના શત્રુ એવા આ શરીરથી તપસ્યાદિ ક્રિયા બની શકતી નથી. 'જીવ જીવવડે ઓળખાય છે' તે સર્વ ભગવંતને વિદિત છે. તેથી આ શરીરને લાંચ આપવાથી શું ફાયદો ? માટે જો આપની આજ્ઞા હોય તો આપની કૃપાવડે અંત્ય આરાધના કરીને જયપતાકાને અમે વરીએ" શ્રીમત્ જિનેશ્વરે કહ્યું કે—"જેમ આત્મહિત થાય તેમ કરો, તેમાં મારો પ્રતિબંધ નથી." આ જિનેશ્વરની આજ્ઞા મળવાથી અડતાળીશ મુનિ તથા ગૌતમ ગણધરની સાથે તે બંને મુનિ વૈભારગિરિએ પધાર્યા. ત્યાં પર્વત ઉપર શુદ્ધ અને નિરવદ્ય શિલાપટ્ટને પ્રમાર્જીને, અનશન માટે ઇર્યાપથિકી આલોચી, શ્રીમત્ ગૌતમ ગુરૂ પાસે વિધિપૂર્વક અર્ત્તીચાર દોષોવડે આલોચનાની ક્રિયા કરી અને તે બંને મુનિઓએ હર્ષપૂર્વક પાદપોપગમન અનશન અંગીકાર કર્યું. અડતાળીશ મુનિઓ પણ પરિકર્મિત મતિવાળા, શુભ ધ્યાન પરાયણ, જીવિતમરણમાં અવ્યા

અને મરણનો ભય મૂકી દીધો છે જેણે તેવા, સમતામાં એકલીન ચિત્તવાળા અને સમાધિમાં મગ્ન એવા તે બંનેની પાસે રહ્યા.

હવે ભદ્રાએ પુત્ર અને જમાઇના આગમન ઉત્સવ નિમિત્તે ઘરમાં સ્વસ્તિક, તોરણ, રત્નવલ્લી વિગેરેની શોભાવડે અદ્ભુત રચના તૈયાર કરાવી. પછી ભદ્રાની સાથે કૃશાંગી તથા રંગરહિત, ધવળતા રહિત ચંદ્રકળાની જેવી શાલિભદ્રની પત્નીઓ પણ તીર્થંકરને નમવા જવાને ચાલી. તે વખતે અંતઃપુરની સ્ત્રીઓ તથા પર્ષદા સહિત વિમળ આશયવાળા શ્રેણિકરાજા પણ હર્ષપૂર્વક શ્રીવીરભગવંતને નમસ્કાર કરવા ચાલ્યા. પંચાભિગમપૂર્વક ભક્તિના સમૂહથી ભરેલા અંગવાળા સર્વેએ જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને, ત્રણવાર પંચાંગ પ્રણિપાતવડે નમસ્કાર કર્યા અને પોતપોતાને ઉચિત સ્થાને તેઓ બેઠા. પછી સર્વે લોકો પાપને હરણ કરનારી અરિહંત ભગવાનની વાણી સાંભળવા લાગ્યા. ભદ્રામાતા દેશના સાંભળતાં આમતેમ સાધુસમૂહ તરફ જોવા લાગ્યા, પરંતુ તેઓની મધ્યમાં ધન્યકુમાર તથા શાલિભદ્ર મુનિને નહિ દેખીને તે ચિંતવવા લાગ્યા કે–" ગુરૂની આજ્ઞાથી તે કોઈ સ્થળે ગયા હશે, અથવા કોઇ સ્થળે પઠન–પાઠન સ્વાધ્યાયાદિ ક્રિયામાં તત્પર થઈને અભ્યાસ કરતા હશે; કેમકે દેશના સમયે નિકટ સ્થળે સ્વાધ્યાયાદિ કરે તો દેશનાનો વ્યાઘાત થાય. દેશના સમાપ્ત થશે ત્યારે શ્રી જિનેશ્વરને પૂછીને, જ્યાં તેઓ બેઠેલા હશે ત્યાં જઇને હું તેમને વાંદીશ, અને આહાર માટે નિમંત્રણ કરીશ."

પછી દેશના સંપૂર્ણ થઇ ત્યારે અરિહંતની પર્ષદા જમાઇ તથા પુત્રથી રહિત દેખીને શ્રીજિનેશ્વરને તેણે પૂછ્યું કે–"પ્રભો! ધન્ય તથા શાલિભદ્ર મુનિ કેમ દેખાતા નથી?" આ પ્રમાણે ભદ્રાએ પૂછ્યું, એટલે શ્રીવીરપરમાત્માએ જવાબ આપ્યો કે–"ભદ્રે!

આજે તેમને માસખમણનું પારણું હતું, તેથી અમારી આજ્ઞા મેળવીને તમારે આંગણે ગોચરી માટે તેઓ આવ્યા હતા. ત્યાં આહાર નહિ મળવાથી તમારે આવાસેથી પાછા વળ્યા. માર્ગમાં શાલિભદ્રની પૂર્વ ભવની માતા આભીરી ધન્યાએ અતિભક્તિથી દહીં વહોરાવ્યું. અહીં આવીને તે બંનેએ યથાવિધિ તે દહીંથી માસખમણનું પારણું કર્યું. પછી અમે કહેલ પૂર્વભવનું સ્વરૂપ સાંભળીને શ્રીમંત શાલિભદ્ર વૈરાગ્યરંગથી રંગાયા અને ધન્યકુમારની સાથે અમારી આજ્ઞાથી આજેજ અર્ધા પહોર પહેલાં ગૌતમાદિ મુનિઓની સાથે વૈભારગિરિ ઉપર જઈને યથાવિધિ પાદપોપગમન અનશન તેઓએ અંગીકાર કર્યું છે." આ પ્રમાણે શ્રી વીરભગવંતના મુખેથી સાંભળીને ભદ્રા, શાલિભદ્રની પત્નીઓ, શ્રેણિક, અભયકુમાર વિગેરે વજ્રપાતની જેમ અવાચ્ય દુ-ખથી સંતપ્ત થયા, અને વિદારતા હૃદયપૂર્વક આક્રંદ કરતાં તેઓ વૈભારપર્વતપર ગયા. ત્યાં સૂર્યના તાપથી તપેલી શીલાતળ ઉપર તે બંનેને સુતેલા જોઈને મોહથી ભદ્રા ભૂમિપીઠ ઉપર પડી ગયા અને મૂર્છા પામ્યા. શીતવાતાદિના ઉપચારથી સજ્જ થયા ત્યારે વહુરૂઓ સાથે ભદ્રા દુઃખથી આર્ત થઈને અન્યને પણ રોવરાવે તેવા મોટા સ્વરથી રોવા લાગ્યા. ઘણા દિવસથી કરેલ મનોરથ અપૂર્ણ રહેવાથી તેઓ વિલાપ કરવા લાગ્યા કે—"હા! મેં પાપિણીએ પુન્યબળ ચાલ્યું જવાથી સામાન્ય ભિક્ષુકની ગણનામાં પણ આ બંનેને ન ગણ્યા, કારણ કે મારે ઘેરથી પ્રાયે કોઈપણ ભિક્ષુક ભિક્ષા લીધા વગર ખાલી હાથે પાછો જતો નથી; પરંતુ મૂઢ બુદ્ધિવંત એવી મેં જંગમ કલ્પદ્રુમની જેવા ઘેર આવેલા સુત તથા જમાઇને પણ ઓળખ્યા નહિ. હમેશાં વાત્સ-રૂની જેમ સાધુઓ પણ ભિક્ષાને માટે મારે ઘેર આવે છે, તેઓને

હું સન્માનપૂર્વક આહારની નિમંત્રણા કરું છું, પછી તે સાધુઓ નિર્દોષ આહાર ગ્રહણ કરે છે અને ધર્મલાભની આશિષ આપીને જાય છે; પણ નિર્ભાગીમાં શેખર તુલ્ય મૂર્ખની શિરોમણિ એવી મે આમને મારે ઘેર આવ્યા છતાં કાંઇપણ આપ્યું નહી. સાધુને દેવા યોગ્ય ઉચિત આહાર વિદ્યમાન હતો, છતાં પણ હા! હા! મેં દીધો નહિ, તેમ દેવરાવ્યો પણ નહિ!! જો સામાન્ય સાધુની બુદ્ધિથી પણ આહાર વહોરાવ્યો હોત તો 'અચિંતિત પણ સ્થાને પડ્યું' તે ન્યાયથી બહુ સારૂં થાત, પરંતુ તેમ પણ બન્યું નહિ! હા! મે શું કર્યું? હા! મારી બુદ્ધિ ક્યાં ગઇ? હા! સાધુદર્શનની મારી પ્રબળ વલ્લભતા કયા ગઇ! હા! મારી અવસર ઉચિત ભાષા અને સુખપ્રશ્નના આલાપની ચતુરાઇ ક્યાં ગઇ? કારણકે મેં એ બંને સાધુઓને કાંઈ પૂછ્યુ પણ નહિ. 'તમે કોના શિષ્યો? પહેલા કયા ગામમા રહેતા હતા? તમને સંયમ ગ્રહણ કર્યાને કેટલા વર્ષ થયા છે? હાલ તમારા માતા, પિતા, ભાર્યા, બાંધવો છે કે નહિ? હાલ કયે ગામથી આવ્યા છો? તમારે મારા પુત્ર શાલિભદ્ર મુનિ તથા મારા જમાઈ ધન્ય મુનિનો પરિચય છે કે નહી?' તે વિગેરે કાંઇ પણ પૂછ્યુ નહિ! જો આ પ્રમાણે મેં પ્રશ્નો કર્યા હોત તો બધું જાણત! હા! હા! મારૂ વાક્કૌશલ્ય કયા ગયું! હા! મે પણ મિથ્યાત્વથી કરાયેલ જડ અંતઃકરણની જેમ ઘેર આવેલ સાધુઓને વંદના પણ ન કરી! કુળને ઉચિત વ્યવહાર પણ હુ ભૂલી ગઇ! જો કોઇ આંગણામા એક ક્ષણ માત્ર પણ સ્થિતિ કરે તો સેવકો મને સૂચવે, એટલે 'ક્ષણ માત્ર સ્થિતિ કરી તેથી કાંઇ પૂછવાનુ નિમિત્ત હશે' તેવી બુદ્ધિ થાય અને પૂછવાથી સર્વ હકીકત વિદિત થાય; પરંતુ આ બંનેના આગમન વખતે તેવી કાંઇ પણ બુદ્ધિ ઉત્પન્ન થઇ નહિ; કાંઇ

ઉચિત કર્યું નહિ, કેવળ અનાદર કરીને હાથમાં આવેલ સુર-મણિને ગુમાવ્યો. હા! સર્વે કુળવધુઓની મતિ–કૌશલ્યતા ક્યાં ગઇ કે તેઓએ પોતાના પતિને પણ ઓળખ્યા નહિ! બહુ દિવસના પરિચિત સેવકોએ પણ તેમને ઓળખ્યા નહિ! એક વખત તે સમયે સર્વેની મતિમૂઢતા થઇ ગઇ. અયાચિત વાંચ્છિત અર્થને દેનાર મુનિ વગર બોલાવ્યા ઘેર પધાર્યા, ઇહલોક પરલોકમાં ઇપ્સિત આપનાર, અતુલ પુન્યનો બંધ કરાવનાર, ઘણા દિવસથી ઘણા મનોરથવડે જેની ઇચ્છા કરાતી હતી તેઓ સ્વયમેવ સન્મુખ આવ્યા, પણ તેમને મેં બોલાવ્યા નહિ, વંદના પણ કરી નહિ, પડિલાભ્યા નહિ, ઓળખ્યા પણ નહિ અને તેઓ પાછા ગયા. મુખમાં આવેલ કોળીઓ પડી જાય તે ન્યાય પ્રમાણે તેમજ ગોવાળનો બાળક હાથમાં આવેલ સુરમણિ છોડી દે તે ન્યાયથી મારા સર્વે મનોરથો નિષ્ફળ ગયા. હવે ભાવી કાળમાં મારા મનોરથની આશા પૂર્ણ થાય તેવો સંભવ પણ નથી, કારણ કે તે બંનેએ અનશન કર્યું છે, હવે તેમની શી આશા? મારા ચારે હાથે ભૂમિએ પડ્યા. હવે પુત્ર તથા જમાઇનું મુખ ક્યારે જોઇશ? સર્વ સ્ત્રીઓની વચ્ચે નિર્ભાગીઓના શેખરભૂત હું થઇ!"

આ પ્રમાણે વિષાદના વિષથી મૂર્છિત થયેલ ભદ્રાને જોઇને શ્રેણિક તથા અભયકુમારે વચનામૃતવડે તેને સિંચન કરીને સચેતન કર્યા, પછી અભયકુમારે કહ્યું કે—"માતા ભદ્રા! હવે આવો વિષાદ કરવો તે તમને યુક્ત નથી. કારણ કે મોટાઓમાં તમે માનનીય છો, સર્વ માનવંતોમાં માનનીય છો, તેથી નકામો શોક કરો નહીં. આ સંસારમાં અનેક સ્ત્રીઓ અનેક પુત્રોને પ્રસવે છે, તે પુત્રોમાં કેટલાક બહોંતેર કળામાં કુશળ થઇને ઘણી સ્ત્રીઓ સાથે પાણિગ્રહણ કરે છે. પૂર્વના પુન્યથી ધન ધાન્યાદિકથી સંપન્ન થઇને

જાણે કે પૂર્વે કોઇવાર મેળવ્યા ન હોય તેવી રીતે કામભોગમાં મૂર્છિત થાય છે. ભોગમાં રસિક થયેલા તેઓ ભોગ ભોગવે છે, એક ક્ષણ માત્ર પણ વિષયોને છોડતા નથી, પોતાના આયુષ્યના પર્યંત ભાગ સુધી ભોગો ભોગવીને પછી નરક નિગોદાદિમાં ભટકે છે; અને જેઓ પુન્યરહિત હોય છે, તેઓ જન્મથીજ નિર્ધન હોય છે. તેઓ વિષયરૂપી આશાના પિપાસિત થઇને અઢાર પાપસ્થાનકો સેવે છે; પરંતુ પુન્ય વિના દ્રવ્યાદિ પામતા નથી; તે બહુ પાપ ઉપાર્જીને નરક-નિગોદાદિમાં ભટકે છે. તમે તો રત્નને કુક્ષિમાં ધારણ કરનાર છો, વીર પુરૂષોને જન્મ આપનાર છો, કારણ કે તમારો કુળદીપક તો પુન્યના એક નિધિરૂપ થયો છે. જિનેશ્વર તથા ચક્રીપણું—ને પદથી વિભૂષિત પુરૂષોત્તમ હોય તે પણ તમારા પુત્રની જેવા ભોગ ભોગવતા નથી, કારણકે સુવર્ણ અને રત્નોને નિર્માલ્ય ગણીને કોઇએ ફેંકી દીધા હોય-તજી દીધા હોય તેવું કોઇ સ્થળે સંભળાતું નથી, તેવું બન્યું પણ નથી; તે તમારા પુત્રે નિઃશંકપણે કરેલુ છે, તથા ઇચ્છિત ભોગ ભોગવ્યા છે, અવસર પામીને તૃણની માફક ભોગોને તજી દીધા છે. શ્રીવીરપ્રભુની પાસે સુરેંદ્ર નરેંદ્રાદિ કોટિ પ્રાણીઓને દુર્જય તથા જગતનાં લોકોને દુઃખ આપનાર મોહનરેંદ્રને એક ક્ષણમાત્રમાં તમારા પુત્રે જીતી લીધો છે. આ સામર્થ્ય તમારા પુત્રનુંજ છે, બીજાનું નથી. વળી મોહનું ઉન્મૂલન કરીને સિંહની માફક ચારિત્ર લઇ, સિંહની માફક તે પાળી, અશેષ કર્મમળને ઉન્મૂલન કરવા માટે આરાધનારૂપ જયપતાકા તેમણે ગ્રહણ કરી છે શ્રી ગૌતમ ગણધરની સહાયથી અજરામર પદની તે પ્રાપ્તિ કરશે, હવે શા માટે દુઃખ ધારણ કરો છો ? જો તે સંસારઅરણ્યમાં પડ્યો હોત તો તેની ચિંતા કરવાની હતી, એમણે તો સમસ્ત જન્મ-જરા-મરણ-રોગ-શોકાદિથી

રહિત સચ્ચિદાનંદ સુખની સંપત્તિ પ્રાપ્ત કરી છે. પછી શામાટે દુઃખ ધારણ કરો છો ? તમારા પુત્રે તો શ્રીજિનેશ્વરનું શાસન તથા તમારૂં કુળ બંને ઉદ્યોતિત કર્યું છે. વળી તમારા જમાઇ નામથી ધન્ય, ઉપકારથી ધન્ય, સમ્યગ્ બુદ્ધિથી પણ ધન્ય, અનુપમ ધર્મ આચરણાથી પણ ધન્ય, દુર્જનતાના દોષથી દુષ્ટ એવા તેના બાંધવોએ અનેક વખત ઇર્ષ્યા કરી તો પણ પોતાના સૌજન્ય સ્વભાવથી સવિનય તેમની પ્રતિપાલના કરી તેથી પણ તેઓ ધન્ય થયા છે. તે ધન્ય મુનિના ધૈર્યની કેટલી પ્રશંસા કરીએ ? જેણે ઉપદેશાદિ પુષ્ટ કારણ વગર પણ આઠે પત્નીઓને સમકાળે ત્યજી દીધી, સમસ્ત ઐહિક સુખસંદોહોને પૂરવામાં સમર્થ છતાં જડ એવા ચિંતામણિ રત્નને ત્યજી દઇને ચારિત્રરૂપ ચિંતામણિ રત્નને એક લીલામાત્રમાં તેણે ગ્રહણ કર્યું. વળી જેવી રીતે ગ્રહણ કર્યું તેવીજ રીતે પ્રતિક્ષણે વધતા પરિણામવડે તેનું પરિપાલન કર્યું; અને નિઃશેષ કર્મસમૂહને હણવા માટે આરાધનારૂપ જયપતાકા તેમણે ગ્રહણ કરી; તેથી આ ધન્ય મુનિ ધન્ય પુરૂષોમાં પણ ધન્યતમ છે; જે આ મુનિનું નામ સ્મરે તે પણ ધન્ય છે, જે ક્ષણે એમનું સ્વરૂપ સ્મૃતિપથમાં આવે તે ક્ષણને પણ ધન્ય છે. તેથી હે વૃદ્ધે ! ઉત્સાહને સ્થાને તમે વિષાદ કેમ કરો છો ? વળી પૂર્વે અનેકવાર માતા પુત્રનો સંબંધ થયો, પણ તે સંસારનો અંત કરાવનાર નહિ નીવડવાથી વ્યર્થ ગયો છે, સાચો તો આ ભવનોજ તમારો સંબંધ છે કે તમારા ગર્ભમાં આવીને શાલિભદ્ર સુરનરેંદ્રાદિકથી સેવાતા મોહશત્રુનું ઉન્મૂલન કરીને નિર્ગ્રંથ થયેલ છે તેથી તમારે તો તેના ચારિત્રની અનુમોદના કરવાપૂર્વક અને હર્ષ સહિત બહુમાનપૂર્વક વંદન-નમન સ્તવનાદિક કરવાં, કે જેથી તમારા અર્થની પણ સિદ્ધિ થાય." આ પ્રમાણે અભયકુમારે પો-

તાના વચનામૃતના સિંચનથી ભદ્રાના વિષમ મોહના વિષપ્રસારને ઉતાર્યો; તેથી શોકને ઓછો કરીને ભદ્રા પણ ધર્મની સન્મુખ થઈ. પછી શ્રેણિક મહારાજ તથા અભયકુમાર અને વધુઓ સહિત ભદ્રા ભાવથી તે બંને મુનિઓને વાંદીને તેઓના ગુણનું સ્મરણ કરતાં પોતપોતાને ઘેર ગયા.

હવે તે બંને મહામુનિ એક માસ પર્યંત સંલેખના આરાધીને અંતે શુદ્ધ ઉપયોગમાં લીન ચિત્તવાળા થઇ સમાધિપૂર્વક કાળ કરી, અનુત્તર સુખથી ભરેલા સર્વાર્થસિદ્ધ નામના પાંચમા અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં દેવોનું તેત્રીશ સાગરોપમનું આયુષ્ય છે. તેત્રીશ હજાર વર્ષે આહારની રૂચિ થાય છે, તે વખતે અમૃતના ઉદ્ગારથી ક્ષુધા શાંત થઇ જાય છે તેત્રીશ પખવાડીએ એક શ્વાસોશ્વાસ ગ્રહણ કરે છે. જો માત્ર સાત લવ જેટલું તેમનું આયુષ્ય અધિક હોત તો તેઓ મુક્તિમાં જાત, અથવા છઠ્ઠ તપ વધારે કરી શકત તો પણ મુક્તિ પામત, કારણ કે અનુત્તર વિમાન કરતાં વધારે સુખ મોક્ષ સિવાય કોઇ સ્થળે નથી. હવે પછી ધન્ય અને શાલિભદ્ર ત્યાં આયુષ્ય પૂર્ણ કરીને મહાવિદેહમાં સુખથી ભરેલા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ, ભોગો ભોગવી, યથા અવસરે સદ્ગુરૂનો સંયોગ મળશે કે તરતજ સંયમ ગ્રહણ કરીને, દુસ્તપ તપયુક્ત ક્રિયા કરી ઘનઘાતી કર્મો ખપાવી કેવળજ્ઞાન પામશે. પછી પૃથિવી ઉપર વિહાર કરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધીને, અંતે યોગસમાધિવડે, નામ–ગોત્રાદિ ભવોપગ્રાહી અઘાતી કર્મો ખપાવીને, પંચહ્રસ્વાક્ષર ઉચ્ચારના કાળમાન સુધીજ માત્ર અયોગીપણું પામી, અસ્પૃશત્ ગતિવડે એકજ સમયે પૂર્વપ્રયોગાદિ ચારે કારણના ન્યાયવડે લોકાંતને અગ્રભાગે મુક્તિપદને પ્રાપ્ત કરશે, સાદિ અનંત

ભાંગાવડે ચિદાનંદ સુખને તેઓ અનુભવશે.

× × × × × × ×

આ ધન્ય અને શાલિભદ્ર બંને ચારે પ્રકારના અનુત્તરપણાવડે ઉત્કૃષ્ટપદ પામ્યા છે. તે આ પ્રમાણે—પહેલાં તો પૂર્વભવમાં અનુત્તર દાન દીધું; કારણ કે મોટા કષ્ટવડે ક્ષીર સ્વયં તેમના ભોગમાં આવી, સાધુદાનનો અભ્યાસ પણ નહોતો, છતાં સાધુના દર્શનથીજ તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન થવાથી પોતાનુ સર્વ દુઃખ ભૂલી જઇને ભક્તિના સમૂહથી ભરેલા અગવાળા તે બંનેએ ઉઠીને "સ્વામિન્! અહીં આપના પદો સ્થાપો અને આ શુદ્ધ આહાર ગ્રહણ કરવાની કૃપા કરો" આ પ્રમાણે ભક્તિનાં વચન સહિત સાધુને બોલાવીને થાળ ઉપાડી એકીજ સાથે સર્વે ખીર વહોરાવી દીધી. મનોરથ સંપૂર્ણ થવાથી સાત આઠ પગલા સાધુની સાથે જઇને ફરીથી સાધુને વાંદી હર્ષિત હૃદયથી વારંવાર અનુમોદના કરતાં ઘરની અંદર આવી થાળાની પાસે બેસી અવસર નહિ જાણીને પોતપોતાની મા પાસે પણ ગાભીર્ય ગુણથી કાંઈ પણ બોલ્યા નહિ. આવું દાન કોઈથી પણ અપાતું નથી. હવે બીજો તેમનો તપ પણ અનુત્તર છે, કારણકે બાર વરસને અંતરે ઘેર આવેલ તે બંનેને શાલિભદ્રની માતા, તેની પત્ની તથા હમેશાં સેવાની પ્રવૃત્તિ કરનારા ચાકરોએ પણ ઓળખ્યા નહિ, આવો દુષ્કર મહાતપ તેઓએ કર્યો. ત્રીજું શાલિભદ્રે રાજાને નમસ્કાર માત્ર કરવાથી આ જન્મમાં ભોગવેલ અનિર્વચનીય ભોગલીલાને વ્યર્થ કરી નાખીને વિચાર્યું કે—"હજુ પણ પરવશતા ન ગઈ, પરવશતાનું સુખ તે તો દુઃખરૂપજ છે. તેથી સ્વમાનની રક્ષા માટે સ્વાધીન સુખ મેળવવા સકળ સુર–અસુર તથા મનુષ્યોથી વંદાતું ચારિત્ર હું ગ્રહણ કરૂં." વળી ધન્યકુમારે પોતાની પત્ની

પાસેથી શાલિભદ્ર એકેક પ્રિયા ત્યજે છે તે સાંભળીને એકેક પ્રિયાનું ત્યજન તો કાતરપણું છે તેમ કહીને પ્રિયાની મશ્કરીની વાણી પણ અનુકૂળ રીતે સ્વીકારી અને એક સાથે આઠે સ્ત્રીઓને તજી દીધી. અનર્ગલ સમૃદ્ધિ તૃણવત્ અવગણીને ચારિત્ર લેવામાં સન્મુખ થયા તે પણ અનુત્તર ગણાયેલ છે. ચોથું હજુ પણ લૌકિક તથા લોકોત્તરમાં તેઓનો યશપટહ વાગેજ છે. કારણ કે—જ્યારે કોઇ ધન સંપત્તિ વિગેરે મેળવીને ફુલાય છે, ગર્વ વહન કરે છે, ત્યારે સભ્ય પુરૂષ તેને તરતજ કહે છે કે—"તું શું ધન્ય અથવા શાલિભદ્ર જેવો થયો છે કે અંતરમાં આટલો બધો ગર્વ રાખે છે ?" હજુ આજે પણ સર્વે વ્યાપારીઓ દીવાળીના પર્વમાં વહીપૂજન કરવાને સમયે પ્રથમ આ બંને મહાપુરૂષોનાંજ નામ[1] લખે છે અને તેમને સ્મરે છે. આ પ્રમાણે તેઓનોજ યશ પ્રવર્તેલો છે, બીજાનો નહિ.

વળી શાલિભદ્રને અંગે ચાર મોટા આશ્ચર્યો થયા છે તે આ પ્રમાણે—પ્રથમ તો નરભવમાં સ્વર્ગના ભોગ ભોગવ્યા. બીજું—ઘેર આવેલા શ્રેણિકરાજાને સુખમાંજ મગ્ન શાલિભદ્રે કરિયાણારૂપે જાણીને કરિયાણા તરીકે વખારમાં નાખવાનો આદેશ કર્યો. આ પ્રમાણે લીલાશાલિપણું કોને થાય છે! ત્રીજું—સુવર્ણ તથા રત્નથી ભરેલા બીજાને અલભ્ય એવા વસ્ત્રાભરણ વિગેરે હમેશાં સામાન્ય પુષ્પમાળાની જેમ નિર્માલ્યપણે ફેંકી દીધા તે પણ આશ્ચર્ય છે. ચોથું—જેની સામે જોઇને રાજા 'આવો' તેટલુંજ વચનમાત્ર કહીને જરા પણ માન આપે તો તે પુરૂષ મનમાં ઘણો ફુલાય છે કે—"અહો ! આજે તો રાજાએ મોટા આદર સહિત

૧ 'ધન્નાશાલિભદ્રની ઋદ્ધિ હજો' તેમ આજે પણ ચોપડામાં લખાય છે.

મને બોલાવ્યો, આજે મારે શુભનો ઉદય થયો. આજે મારૂં ભાગ્ય સ્ફુરાયમાન થયું.' તે પ્રમાણે મનમાં હર્ષ ધારણ કરે છે; અને આને તો રાજાએ પોતે પરિવાર સહિત તેને ઘેર આવીને ઘણું વધારે માન આપ્યું, તે ઉલટું તેણે અપમાનપણે વિચાર્યું ! " અહો ! હું અધન્ય છું, મે પૂર્વ જન્મમાં પૂર્ણ પુન્ય કર્યું નથી, તેથી હું આના સેવકપણે જન્મ્યો. આટલા દિવસ સુધી હું મનમાં ફુલાતો હતો કે હું સર્વથી સુખી છું, પરંતુ આ મારૂં સર્વ સુખ વેધથી મણિની જેમ પરવશતાના દોષથી દૂષિત છે, અને સર્વ વિફળ છે ! અહો ! આ સંસાર ખોટી રચનાવાળો છે ! આમાં જે ગર્વ કરે–ફુલાય તેને મુર્ખશેખર જાણવો, તેથી હું આ જન્મમાં મળેલા મૃગતૃષ્ણાતુલ્ય ભોગોને તજીને સ્વાધીનપણાનું સુખ સાધવામાં ઉદ્યત થાઉં." આ પ્રમાણે વિચારીને સમગ્ર સાંસારિક ભોગવિલાસમાંથી તેનો ઉત્સાહ ચાલ્યો ગયો બીજાઓ રાજાનું માન પામીને જીવિત પર્યંત ફુલાય છે, મદ કરે છે, અને શાલિભદ્ર તો તેથી ઉલટા માનભ્રષ્ટપણું માનીને વિલખા થઇ ગયા. આ પણ આશ્ચર્ય જાણવું.

ધન્ય અને શાલિભદ્રનો દાનધર્મ વિશ્વમાં અપ્રતિમ છે, પણ તે બનેમાં વિશેપ પ્રકારે અમે ધન્યની સ્તવના કરીએ છીએ, કારણ કે ધન્યકુમારનો પુન્યપ્રભાવ જગતમાં અનુત્તર વર્ત્યો છે. તે આ પ્રમાણે–પ્રથમ તો તેના જન્મને સમયે નાલ છેદીને ભૂમિમાં મૂકવામાટે ભૂમિ ખોદતાં એક લક્ષ કરતા વધારે કિંમતવાળું નિધાન પ્રગટ થયું; આ અનુત્તર પુન્યના સમૂહનો ઉદય છે. બીજું–કુમારાવસ્થામાં પૂર્વે કોઇ વખત વ્યાપાર ઉદ્યમ નહોતો કર્યો તથા લેના વેચવાનું સ્વરૂપ નહોતું જાણ્યું તે છતાં પહેલેજ દિવસે પોતાની બુદ્ધિના કૌશલ્યથી લક્ષ દ્રવ્ય પેદા કરીને

ઘેર આવ્યા; તે પણ અનુત્તર પુન્યનો ઉદય છે. ત્રીજું–પિતાએ બીજી વખત વ્યાપાર કરવાની પ્રેરણા કરી એટલે સામાન્ય હીનજનોને ઉચિત હોડ કરીને રાજકુમારને જીતી બે લાખ દ્રવ્ય મેળવીને ઘેર આવ્યા. કોઇને સ્વપ્નમાં પણ એવી શ્રદ્ધા આવે નહિ કે હોડના વ્યાપારમાં બે લાખ દ્રવ્ય મળશે. આ પણ અનુત્તર પુન્યનો ઉદયજ સૂચવે છે. ચોથું–પિતાએ ત્રીજીવાર વ્યાપાર કરવાની પ્રેરણા કરી ત્યારે દીન હીનજનોને ઉચિત નિંદનીય મૃતકના ખાટલાનો વ્યાપાર કરીને છાસઠ કરોડના મૂલ્યવાળા રત્નો લઇને ઘેર આવ્યા. મૃતકના ખાટલાના વ્યાપારમાં છાસઠ કરોડ મૂલ્યના રત્નો મળે તેવી કોણ સંભાવના કરે ? આ પણ અનુત્તર પુન્યનો ઉદય સૂચવે છે. પાંચમું-બંધુઓ આ ઉપાર્જિત દ્રવ્ય યથેચ્છ રીતે ભોગવતા હતા છતાં ઈર્ષ્યા કરતા હતા તે દેખીને ઘેરથી નીકળી ગયા. માર્ગમાં ક્ષુધા તથા તૃષાથી પીડાયેલા થાકી જઈને ક્ષેત્રની પાસેના વડની નીચે બેઠા. તે વખતે ક્ષેત્રપતિએ સુભાગ્યશાળી દેખીને ભોજન માટે આમંત્ર્યા. તેણે કહ્યું કે-" કોઇનું કામ કર્યા વગર હું ખાતો નથી." ક્ષેત્રપતિએ કહ્યું કે–"જો તારે એવી પ્રતિજ્ઞા હોય તો મારો આ હળ ચલાવ. હું દેહશુદ્ધિ કરીને આવું છું; પછી ભોજન કરશું." તેમ કહીને હળ દઇને ગયો. તેમણે સાત આઠ પગલાં હળ ખેડ્યો. તેવામાં હળ અટકી ગયો. તેમણે બળ કરીને હળ ઉપાડ્યો કે તરતજ ઢંકાઇ રહેલ પથ્થર દૂર થઈ ગયો અને બાંકોરૂં પડયું. નીચા નમીને જોયું તો ભોંયમાં અનેક કોટી સુવર્ણ દેખ્યું. તે ધન કાઢીને ક્ષેત્રપતિને આપ્યું પરંતુ પોતે મનમાં લોભ કર્યો નહિ અને મહા આગ્રહથી ભોજન કરી ધન ત્યજી દઈને આગળ ચાલ્યા; આ પણ મોટા પુન્યવડેજ થયું છે. છઠ્ઠું–રાજાએ વહાણ-

માં રહેલ જેના સ્વામી નહોતા તેવા કરિયાણા ખરીદવા માટે ગામના વ્યાપારીઓને બોલાવીને કહ્યું કે,–" આ કરિયાણા ગ્રહણ કરો, ગામના ભાવ પ્રમાણે મૂલ્ય આપજો." તે વખતે બધા વ્યાપારીઓએ એકઠા થઇ જઈને નક્કી કર્યું કે–'નગરમાં રહેલા સર્વ વ્યાપારીઓએ ભાગ પાડીને કરિયાણા લઇ લેવા. ધનસારને ઘેર પણ ભાગ ગ્રહણ કરવા માટે આમંત્રણ કરવામાં આવ્યું. તે વખતે તેના મોટા ભાઇઓએ ઇર્ષ્યાના દોષથી બાપને કહીને ભાગ લેવા માટે ધન્યને મોકલ્યા. ધન્ય પણ પિતાની આજ્ઞાથી ગયા. સર્વ કરિયાણા નજરે જોઇને તે મધ્યે અનેક સેંકડો કળશા જેના ભરેલા છે તેવી તેજમતુરી તેમણે દીઠી. શાસ્ત્રપરિચય તથા સ્વબુદ્ધિકૌશલ્યથી તેણે તેને ઓળખી, પરંતુ બહુ વ્યાપાર કરનારા, કરિયાણાની ઉત્પત્તિ–નિષ્પત્તિમાં કુશળ અને વિચક્ષણના ધારણ કરનારા અન્ય વ્યાપારીઓએ ને ઓળખી નહિ. તેઓ તો તે કળશોને ખારી માટીથી ભરેલાજ માનતા હતા; તેથી તેને નહિ ઓળખીને ખળ સ્વભાવથી અને ઈર્ષ્યાબુદ્ધિથી નિષ્ટ વચનોવડે તેને રાજી કરીને તે ઘડાઓ બધા ધન્યને માથે તેઓએ ઢોળી નાખ્યા–તેને આપ્યા. ધન્યે પણ પોતાની બુદ્ધિની ચતુરાઇના અતિશયપણાથી તેઓની ખળતા જાણી લઇને તેમને યોગ્ય ઉત્તર દીધો. પછી તે સર્વને પ્રસન્ન કરીને અને સર્વ વ્યાપારીઓના આંખમાં ધૂળ નાંખીને અનેક શત કોટી સુવર્ણ કરી આપનારા એ તેજમતુરીના કળશા ગાડામાં ભરીને તેઓ ઘેર લઇ આવ્યા. આ પણ ઉત્કૃષ્ટ ભાગ્યોદયવાળાનેજ થાય છે, બીજાને થતું નથી.

સાતમું–જ્યારે શેઠની સુકી વાડીમાં એક રાત્રિ તેઓ સુતા ત્યારે તેના અત્યુત્કૃષ્ટ પુન્યપ્રભાવથી તેજ રાત્રિમાં તે સુકી વાડી નંદનવન જેવી થઇ ગઇ, તેથી તેમની ઘણી આબરૂ વધી. આ

પણ એક આશ્ચર્ય છે: તે પણ અનુત્તર પુન્ય સૂચક છે. આઠમું જ્યારે કૌશાંબીમાં ગયા ત્યારે ત્યાંના રાજાએ મણિની પરીક્ષા માટે તથા તેનો મહિમા જાણવા માટે ત્રણ દિવસ સુધી પટહ વગડાવ્યો, પરંતુ કોઈએ તે છબ્યો નહિ. તે તેમણે સ્પર્શ્યો. પછી રાજા પાસે જઈને તે મણિ લઇ શાસ્ત્રથી પરિકર્મિત બુદ્ધિવડે કૌશલ્યતા તથા ચતુરાઇના અતિશયથી મણિની જાતિ, તેનો પ્રભાવ તથા ફળ કહી દેખાડ્યા અને તે મણિનો મહિમા પણ સમગ્ર સભ્યજનો પાસે થાળમાં તાંદુલ ઉપર પારેવા મૂકીને આધાર સહિત દેખાડ્યો. સર્વે સભ્યો અને રાજા પણ તે જોઇને ચમત્કાર પામ્યા. આ ઉગ્ર પુન્યનોજ આવિર્ભાવ જાણવો. આ આઠે અનુત્તર પુન્યના સમૂહથી થયેલા મહા આશ્ચર્યો છે.

વળી બીજા પાંચ મહા આશ્ચર્યો છે, તે આ પ્રમાણે—જ્યારે કૌશામ્બી નગરીની પાસે સ્થાપેલા ગામમાં પોતાના પિતા અને ત્રણે ભાઇઓને રાખીને રાજ્ય તેમને સ્વાધીન કરીને ધન્યકુમાર રાજગૃહીએ જવા માટે સૈન્ય સહિત નીકળ્યા, તે વખતે માર્ગમાં લક્ષ્મીપુર નગરમાંથી એક રાજપુત્રીએ વનમાં જઇને પોતાની બુદ્ધિના ચાતુર્યાતિશયથી રાગવડે મૃગલીને આકર્ષીને પોતાના કંઠમાંથી હાર કાઢી તેના કંઠમાં પહેરાવી દીધો હતો, અને ઘેર આવીને પ્રતિજ્ઞા કરી હતી કે—'જે માણસ આ મૃગલીને રાગવડે આકર્ષીને તેના કંઠમાંથી હાર કાઢીને મારા કંઠમાં પહેરાવશે તે મારો ભર્તાર થશે.' આ પ્રતિજ્ઞા સર્વત્ર વિદિત થઇ, પરંતુ તે પૂરવાને કોઈ સમર્થ થયું નહિ. પછી ધન્યકુમારે ત્યાં આવીને વનમાં જઇ વીણાવાદનપૂર્વક રાગવડે સમસ્ત વનમાં રહેલા હરણીઓના ટોળાને આકર્ષીને અનેક હરણોના સમૂહવાળા યુથને ઘણા જનોથી ભરેલા ચતુષ્પથને રસ્તે થઇને છત્રીશ રાજ-

કુળોથી શોભતી, અનેક આયુધ બાંધેલા હજારો સેવક વૃંદોથી સેવાતી રાજસભામાં આણ્યું. જે હરણો પુરૂષ માત્રને દૂરથી દેખીને અતિ દૂર નાશી જાય છે, તેને ઘણા જનોથી ભરાયેલી સભામાં મનુષ્યોએ દૂર ખસેડ્યા, તોપણ રાગમાં એકલીન ચિત્તવાળા થઈને તેઓ કોઇ સ્થળે ગયા નહિ, પછી તેઓની સાથે આવેલી પેલી હરણીના ગળામાંથી હાર લઇને કન્યાના કંઠમાં પહેરાવ્યો; તેજ વખતે તેણે ધન્યના કંઠમાં વરમાળા આરોપી. તેની પછવાડે તેજ નગરમાં બીજી ત્રણ કન્યાઓ સાથે પણ પાણિગ્રહણ કર્યું. આ તેમનું અતિશય કળાકૌશલ્ય છે.

બીજું—તેઓ બાળપણમાંજ અસહાય હતા તોપણ પોતાની બુદ્ધિકુશળતાથી તથા વચનાદિની ચતુરાઇથી અનેક શત કોટી પ્રમાણ ધન તેમણે ઉપાર્જન કર્યું અને અદ્વિતીય રાજ્યમાન મેળવ્યું. ધન્યે ઉપાર્જન કરેલા ધનવડે આખા કુટુંબનું ભરણ પોષણ ચાલતું હતું; વળી ત્રણે મોટા ભાઇઓ તો વિશેષપણે પોતપોતાના ચિત્તની અનુકૂળતા પ્રમાણે યથેચ્છ રીતે નિરંકુશપણે તે દ્રવ્યને ભોગવતા હતા; પરંતુ તેમને તેમની જરાપણ શંકા નહોતી; છતાં તે ત્રણે ભાઈઓ ધન્યકુમારની ઉપર મોટી ઇર્ષ્યા રાખવા લાગ્યા. બંધુઓને ઇર્ષ્યા કરતા જાણીને ધન્યને તેઓની ઉપર જરાપણ કષાય આવ્યો નહિં, પરંતુ સજ્જનના સ્વભાવથી ધન્ય પોતાનોજ દોષ વિચારવા લાગ્યા કે—'અહો ! આ મારા વડીલ ભાઇઓ મારે પૂજનીક છે, મને દેખીને મારાજ દુષ્કર્મના ઉદયથી તેઓ ઇર્ષ્યાવંત થાય છે, ઇર્ષ્યા આવવાથી અંતરમાં કષાયનો ઉદય થવાને લીધે તેઓ બળે છે, જ્યારે અંતરમાં કષાય જાગે છે, ત્યારે કોઇ ઉપર પ્રીતિ થતી નથી અને જો પ્રીતિ ન હોય તો પછી સુખ શેનું ! અરે ! સર્વત્ર અરતિ કરાવનાર દુર્જય પયો

છું. તે બધા મારે તો સેવા કરવા લાયક છે. ભક્તિને ઉચિત તે સર્વની સેવા કરીને કોઇ પણ પ્રકારે તેમને મારે પ્રસન્ન કરવા જોઇએ. તે હું યથાશક્તિ કરીશ, પરંતુ અત્યારે મને જોવાથી તેમને ઉલટી ઈર્ષ્યાની વૃદ્ધિ થાય છે, તેમાં કોઇનો દોષ નથી, મારોજ દોષ છે, કારણ કે મારા દર્શનથી તેઓની ઈર્ષ્યા પ્રબળ થાય છે, તેથી હાલ તો મારે અહીં રહેવું નહિ, હું જાઇશ તો તેઓ સુખેથી અત્રે રહેશે, કારણ કે કારણનો નાશ થતાં કાર્ય નીપજશે નહિ, તેથી મારે અવશ્ય દેશાંતરમાંજ જવું યોગ્ય છે." આ પ્રમાણે વિચારીને રાત્રે અરતિ અથવા તો દ્વેષ રહિત સહજ વૃત્તિથી મુનિની જેમ તેઓ ઘરમાંથી નીકળ્યા. તે વખતે તે મનમાં જરા પણ દુભાણા નહિ. 'મારી ભુજાથી ઉપાર્જન કરેલ ધન ભોગવતાં આ દુર્જનો મારા ઉપર ઈર્ષ્યા કરે છે.' એવું એના ચિત્તમાં પણ આવ્યું નહિ. આવા સંતો ક્યાં હોય છે ? પછી અનુક્રમે તે ઉજ્જયિનીમાં આવ્યા. ત્યાં સરોવરમાં રહેલ સ્તંભના વેષ્ટનની ચતુરાઇવડે મંત્રીપણું પામ્યા. પાછી તેવીજ સુખસંપત્તિ તથા લીલાલહેર મળી. કેટલેક કાળે માબાપ અને બંધુઓ દુષ્કર્મના ઉદયથી દીન અવસ્થાને અનુભવતા ભટકતાં ભટકતાં ત્યાંજ આવ્યા. ગોખમાં બેઠેલા ધન્યકુમારે તેમને દીઠા, દેખીને મનમાં બહુ ખેદાણા કે—'અહો ! આ મારા પૂજ્યો આવી દશા પામીને દુઃખ ભોગવે છે !' પછી સેવકો સાથે ઉતાવળા ઘરમાં બોલાવીને ઉભા થઇ પોતાના પિતા તથા વડીલ બંધુઓને પગે લાગ્યા. વિનયયુક્ત મિષ્ટ વચનોવડે તેમને સંતોષીને, સ્નાનાદિવડે ભક્તિ કરી પૂજ્યસ્થાને તેમને સ્થાપન કર્યા અને સર્વ ધન—ધાન્યાદિક તેમને આધીન કર્યા. પોતે સેવા કરનાર—પરિચર્યા કરનાર થઇને રહ્યા. આવું મહા આશ્ચર્યકારી ચરિત્ર ધન્યનુંજ હોય, બીજાનું હોવા સંભવ નથી. આવી

કષાયોની મંદતા તથા વિનયની પ્રગલ્ભતા મહાપુરૂષમાંજ હોય, બીજામાં હોય નહિ.

આ પ્રમાણે ચાર વખત અમિત ધન આપીને જરા પણ મનમાં દૂભાયા વગર તે નીકળી ગયા હતા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં અમિત સંપત્તિ તેમને મળતી. પછવાડે રહેતા વડીલ ભાઇઓ પાછા આપદાથીજ વિડંબના પામતા અને દુ-દંશા પામીને તેની પાસે આવતા; પરંતુ ધન્ય તેને દેખીને વારં-વાર બહુમાનપૂર્વક ઘરમાં લઇ જઇને વિનયપૂર્વક સર્વસ્વ તે-મના હસ્તમાં મૂકતા. આ પ્રમાણે મહા આશ્ચર્યકારક, માયા-કપટ રહિત પ્રકૃતિ, ક્રોધ–માન–માયા–લોભરહિતપણું, ઉચિ-ત ગુણોનો સહકાર, તથા ભદ્રક સ્વભાવ ધન્ય વિના અન્ય કો-ઇમાં સાંભળ્યો નથી. આ બીજું મોટું આશ્ચર્ય છે.

ત્રીજું– પુન્યથી પાંચશેં ગામનું અધિપતિપણું અને પૂ-ર્વોક્ત અપરિમિત લક્ષ્મી મળી. ઉપરાંત રાજમાન મળ્યું, તે ઉ-પરાંત સર્વ સંપત્તિવંતોના ગર્વનું હરણ કરનાર ચિંતામણિ રત્ન ઘરમાં વિરાજતું હતું, તથાપિ સંતોષ ગુણની બહોળતાથી, શ્રીમત્ જિનેશ્વરના વચનથી પરિણત મતિવાળા તેના મનમાં એવો કોઈ દિવસ સંકલ્પ માત્ર પણ થયો નહિ કે–'હું પાત્રુ સુ-વર્ણ તથા રત્નોને નિર્માલ્યપણે ફેંકી દઉં.' શાલિભદ્રને તો હમે-શાં તેત્રીશ પેટીઓ સવારે આકાશમાંથી ઉતરતી હતી; આ તો છાસઠ પેટીઓ ઉતારવાને સમર્થ હતા, પરંતુ તેણે જિનેશ્વરનાં વચનનો હાર્દ–તાત્પર્ય મેળવ્યો હતો, તેથી સર્વે પુદ્‌ગળ વિલાસો-ને સ્વપ્નમાં આવેલ ઇંદ્રજાળની માફક નિષ્ફળ સમજતા હતા. પ્રાયે કરીને આક્ષેપક જ્ઞાનવંત પુરૂષોમાંજ આવા ચિન્હો પ્રત્યક્ષ દેખાય છે. આ જગતમાં પૂર્વ પુન્યના પ્રબળ ઉદયથી અપરિ-

ર્જિત ધન તથા સંપત્તિ જે મેળવે છે તેઓ તેનો ગર્વ કરે છે, તથા પોતાની તુલ્યતાવાળા અન્ય ધનવંતને ત્રિવિધ ચતુરાઈના અતિશયપણાથી નવા નવા ભોગો ભોગવતાં દેખીને તેઓ અધિક ભોગોની ઇચ્છા કરે છે, અને ભોગો ભોગવે છે, પરંતુ શક્તિ છતાં પણ ક્ષમાનુકૂળ વર્તન ધન્યકુમાર જેવું કોઇકનેજ હોય છે. કહ્યું છે કે.–

**ज्ञाने मौनं क्षमा शक्तौ, त्यागे श्लाघाविपर्ययः ।**

'જ્ઞાનમાં મૌન, શક્તિમાં ક્ષમા તથા ત્યાગમાં શ્લાઘાનો અભાવ' ( તે આદરણીય છે. ) આ બધુ મહા મહા પુન્યાનુંબંધી પુન્યના ઉદયવાળાનેજ પ્રાપ્ત થાય છે.

ચોથું મોટું આશ્ચર્ય એ છે કે–સેંકડો વિકારનાં હેતુઓ હતા, તો પણ પોતાનું અદ્વિતીય ધૈર્ય ન તજ્યું. "વિકારના હેતુ હોય છતાં પણ જેનાં હૃદયો વિકાર પામતા નથી તેજ ખરા ધીરવંત પુરૂષો છે." આ નીતિવાક્ય પોતાના દૃષ્ટાંતથી તેમણે સિદ્ધ કરી બતાવ્યું.

પાંચમું આશ્ચર્ય એ છે કે–શાલિભદ્રને તો રાજાના પરવશપણાનું ભાન થવાથી વૈરાગ્યનો ઉદય થયો અને ત્યારપછી પણ શ્રી વીરભગવંતના અમૃત સિંચનના યોગથી તે વૈરાગ્યનો રંગ પલ્લવિત થયો; પછી પ્રબળ વૈરાગ્યના ઉદયવડે ચારિત્ર ઇચ્છક તેણે હમેશાં એકેક પ્રિયા ત્યજવાનો ઉદ્યમ શરૂ કર્યો, પરંતુ સુભદ્રાને મુખેથી તેના દુઃખની વાર્તા સાંભળીને ધન્યકુમાર તો જરા હસીને બોલ્યા કે–" શાલિભદ્ર તો અતિશય મૂર્ખ દેખાય છે." પ્રિયાઓએ કહ્યું કેઃ–"શું મુર્ખાઈ ?" ધન્યે કહ્યું કેઃ–"અરે મુગ્ધા સ્ત્રીઓ ! જો ત્યજવાની ઈચ્છા હોય તો એક સાથેજ તજવી, પ્રતિક્ષણે પરિણામની બહોળતાથી મન ફરી જાય છે. નિમિત્ત

વાસી આત્માની પરિણતિમાં ફેરફાર થઇ જતાં વાર લાગતી નથી, તેથી ત્યાં સુધી વિલંબ કરવો યોગ્ય નથી; માટે જ્યારે સારા પરિણામ થાય ત્યારે તે કાર્ય તેજ સમયે કરી લેવું. 'ધર્મની ત્વરિત ગતિ છે.' તે વચન પ્રમાણે ધર્મકૃત્યમાં વિલંબ કરવો નહિ; તેથી મેં તેને મૂર્ખ કહેલો છે." તે વખતે તે પ્રિયાઓએ વિલાસપૂર્વક નીતિવાક્યને અનુસરીને કહ્યું કે--"સ્વામિન્ ! આ જગત્માં અતિ ઉગ્ર કાર્ય કરવા માટે બોલનારા તો બહુ હોય છે, પરંતુ તે કાર્ય કરવામાં તત્પર તો કોઇકજ માડીજાયો હોય છે, સર્વે હોતા નથી. આવી સંપત્તિ અને સ્ત્રીઓને ત્યજવાને તેજ સમર્થ છે, બીજો કોઇ સમર્થ થાય તેવું જણાતું નથી." ને વખતે એક પ્રિયાએ આગળ થઇને વિલાસપૂર્વક કહ્યું કે—"હાથમાં કંકણ હોય ત્યારે આરીસાનું શું પ્રયોજન ? શાલિભદ્રને બત્રીશ પત્નીનો સમૂહ છે, તો તમારે આઠ પ્રિયાઓ છે, જો તમે ખરા શુરવીર હો તો એક સાથે આ બધીને કેમ તજતા નથી ?" આ પ્રમાણેનું પત્નીનું વાક્ય સાંભળીને હર્ષપૂર્વક ધન્યકુમારે કહ્યું કે—"અહો ! તેં સાચું કહ્યું ! કુલવંતી સ્ત્રીઓ પાસેજ આવાં વાક્યો હોય છે કે જે અવસરે તેવાં હિતકારી વાક્યો બોલી શકે છે ! હે સ્ત્રી ! હું આજેજ આઠે પ્રિયાને ત્યજું છું." તે પ્રમાણે કહીને તેજ ક્ષણે બધી પ્રિયાઓને ત્યજી દઇને ચારિત્ર ગ્રહણ કરવાને તેઓ ઉદ્યુક્ત થયા. પ્રિયાઓને પણ પ્રતિબોધીને ચારિત્ર ગ્રહણમાં તત્પર કરી અને શાલિભદ્રનો વિલંબ તજાવ્યો. આ પણ મોટું આશ્ચર્ય છે. આ પ્રમાણે ધન્યકુમારના ચરિત્રમાં પાંચ મોટા આશ્ચર્યો છે

આ પ્રમાણે ધન્યમુનિ તથા શાલિભદ્ર મુનિનું ચરિત્ર સંસ્કૃત ભાષામાં ગદ્યબંધવડે મેં રચ્યું તે મારી ચતુરાઇ દેખાડવા માટે, પંડિતાઇ દેખાડવા માટે અથવા તો બીજા કોઇ ઇર્ષ્યાદિ કારણો-

વડે પ્રેરાઇને રચ્યું નથી; પરંતુ આ કાળમાં જે સંયતગણો છે, તેઓની મધ્યમાં જે કોઇ બુદ્ધિશાળી છે, શબ્દાદિ શાસ્ત્રમાં કુશળ છે, તેઓ તો સર્વ શાસ્ત્રોનો નિર્વાહ કરી શકે છે; પરંતુ તેવા થોડા હોય છે, બીજાઓ કાંઈક ભણીને તથા કાંઇક સાંભળીને ખંડખંડ પાંડિત્યથી ગર્વિત થયેલા હોય છે, તેઓ પૂર્વાચાર્યોએ કરેલા ગદ્ય-પદ્યમય ગ્રંથોનો યથામતિ કષ્ટપૂર્વક નિર્વાહ કરે છે. બાકી રહેલા બધાઓ તો પદ્યમય ગ્રંથો જોવાને પણ અસમર્થ હોય છે, તેઓ વાંચી તો કેવી રીતેજ શકે? વળી પરિપક્વ ગદ્યમય-પૂર્વ સૂરિકૃત ગ્રંથો વાંચવાને પણ તેઓ સમર્થ હોતા નથી, વળી તેઓ લોકભાષામાં લખેલા બાળાવબોધ ગ્રંથો વાંચતાં લજ્જા પામે છે, કારણ કે—"અહો! આવા વૃદ્ધ થઇને લોકભાષાજ વાંચે છે." આ પ્રમાણે શ્રાવકો કહે છે. તેવાઓનાં શિષ્ય પ્રશિષ્ય ગુરુભાઇ વિગેરેની પ્રાર્થનાથી આ સરલ રચના મેં કરી છે. બાળજીવો જાણે કે—"આ સંસ્કૃત ગીર્વાણ ભાષાવાળો ગ્રંથ વ્યાખ્યાનમાં વંચાય છે" તેટલા માટે મેં આ બાળવિલાસ કર્યો છે, બીજા કોઈ કારણથી કર્યો નથી. તેથી જે સંતો મહંતો છે, તેમના પાદયુગલને વાંદીને હું પ્રાર્થના કરૂં છું કે—'આ ગ્રંથમાં જે કંઇ અશુદ્ધ, અશુદ્ધતર હોય તે મારા ઉપર મોટી કૃપા કરીને તેઓએ શોધી લેવું, કે જેથી મારી જેવા બાળકની હાંસી ન થાય, પણ પ્રતિષ્ઠા થાય, પણ આવી પ્રાર્થના કરવાનું શું કામ છે? કારણ કે જે સજ્જનો હોય છે, તેઓ તો સજ્જનસ્વભાવથીજ પુસ્તક હાથમાં લઇને, બાળવિલાસ દેખીને, જરા હસીને, સ્વયમેવજ શુદ્ધ કરે છે. વળી જે કાંઈ આ ગ્રંથની અંદર અજ્ઞાનવશપણાથી તથા મિથ્યાત્વના ઉદયથી જિનાજ્ઞાની વિરૂદ્ધ લખાયું હોય તે શ્રીમત્ અર્હદાદિ પંચની સાક્ષીએ ત્રિશુદ્ધિવડે મારૂં સર્વ મિથ્યાદુષ્કૃત

થાઓ. મેં ભદ્રકપણાથી તથા ભક્તિવશપણાથી મુનિરાજનાં ગુણો યથામતિ ગાયા છે, તેના ફળરૂપે શ્રીમત્ જિનધર્મમાં મારી દૃઢ ભક્તિ થાઓ. પ્રાંતે કર્ત્તા કહે છે કે—

जयः श्री जैनधर्मस्य, श्री संघस्य च मंगलम् ।
वक्तॄणां मंगलं नित्यं, श्रोतॄणां मंगलं सदा ॥१॥

यस्यैतानि फलानि दिव्यविभवोद्दामानि शर्माण्यहो ।
मानुष्ये भुवनाद्भुतानि बुभुजे श्री धन्यशालीद्वयी ॥
देवत्वे पुनरिन्दुकुन्दविशदाः सर्वार्थसिद्धेः श्रियः ।
सोऽयं श्री जिनकीर्तितो विजयते श्री दानकल्पद्रुमः ॥२॥

"જે દાન કલ્પદ્રુમના પ્રભાવથી ધન્યકુમાર તથા શાલિભદ્ર બંનેએ ફળરૂપે દિવ્ય વૈભવ, ઉદ્દામ મહેલ અને મનુષ્યપણામાં ભુવનાદ્ભુત સુખ ભોગવ્યા અને જેના પ્રભાવથી દેવપણામાં ચંદ્ર તથા કુંદના ફુલ જેવી વિશદ સર્વાર્થસિદ્ધિની લક્ષ્મી મેળવી તે જિનકિર્તિ મુનિથી રચાયેલ (અથવા તો જિનેશ્વરોથી સ્તવાયેલ) આ દાનકલ્પદ્રુમ જયવંતુ વર્તે છે

ઇતિ શ્રીમત્તપાગચ્છાધિરાજ શ્રીસોમસુંદરસૂરિ પટ્ટપ્રભાકર વિનેય-શ્રીજિનકિર્તિસૂરિ વિરચિતસ્ય પદ્યબદ્ધ શ્રીધન્યચરિત્ર-શાલિન. શ્રીદાનકલ્પદ્રુમસ્ય મહોપાધ્યાય શ્રીધર્મસાગર ગણિ-નામન્વયે મહોપાધ્યાય શ્રીહર્ષસાગરગણિ પ્રપૌત્ર મહોપા-ધ્યાય શ્રી જ્ઞાનસાગરગણિ શિષ્યાલ્પમતિગ્રથિત ગદ્ય રચના પ્રબન્ધે શ્રીધન્યશાલિસર્વાર્થસિદ્ધિપ્રાપ્તિ-વર્ણનો નામ નવમઃ પલ્લવઃ

## સમાપ્ત.

# પંચદશ શ્રી દાનપદ પૂજા

દુહા.

દાને ભવસંકટ મિટે, દાને આનંદ પૂર;
દાને જિનવર પદ લહે, સકળ જગંકર સૂર. ૧
અભય સુપાતર દાન દે, નિસ્તરિયા સંસાર;
મેઘ સુમુખ વસુમતિ ધના, કહત ન આવે પાર. ૨

પૂજા–રાગ જંગલો–ઠેકો પંજાબી.

દાન તો અભંગ દીજે, મન ધરી રંગ, દાન૦
ખાન તો અમર અજ, સુખ તો અભંગ;
ગૌતમ રતન સમ, પાત્ર સુરંગ. દાન૦ ૧
કનક સમાન મુનિ, પાત્ર ઉજંગ;
દેશવિરતિ પાત્ર રૌપ્ય, મધ્યમ સુભંગ. દાન૦ ૨
સમદર્શી જીવ માનો, જધન તુરંગ;
કાંસ્ય પાત્ર પાત્રસમ, સુખ દે નીરંગ. દાન૦ ૩
શાલિભદ્ર કૃતપુન્ના, ધન્ના શુભચંદ,
દાનસેં અનંત સુખ, કહત જિનંદ. દાન૦ ૪
દાનસેં હરિવાહન લીનો, જિનપદ સંગ;
આતમ આનંદ કંદ, સહજ ઉમંગ. દાન૦ ૫

શ્રીમદ્ વિજયાનંદસૂરિ (આત્મારામજી) કૃત
વીશસ્થાનક પદની પૂજા.